


॥ ॐ श्रीं ॥

# आरंभक स्तवन.

પદ (ઘરની શોભા છે ઘરવાળી, એ લય.)

જય ! જય ! સચ્ચિતિસુખઘનસ્વામી ! જય જય વદીએ તવ પદ નામી; જય૰
મંગલમય છે કાર્ય આપનાં, વળી છો મંગલનામી;
મંગલસ્વરૂપે જ્યાં ત્યાં પ્રકટો, છો પ્રભુ મંગલધામી, જય૰
સુરમુનિયોગીઋષિયતિસિધ્ધો, વળી પાપી ને કામી;
સર્વતણા અંતરના છો પ્રભુ, આપ જ અંતર્યામી. જય૰
કેવલ પૂર્ણવિષે તો આપ જ, વળી છે જ્યાં જ્યાં ખામી;
ત્યાં પણ આપ પ્રભુ પરિણામે, પ્રકટો પૂર્ણતા પામી. જય૰
જેની સત્ત્વમતિ તવચરણે અખંડ રહી છે જામી;
તે જ ગણાયે માયા વિશ્વે, વંઘને ઉન્નતગામી. જય૰
આપ સ્મરણરૂપ સુદ્રાએથી, જેણે અવિદ્યા ડામી;
ત્રિલોકમાં કો અહિતની દૃષ્ટિ, કરે ન તેના સામી. જય૰
જે વિદ્યાએ આપ વિષેની, શ્રદ્ધા ઉરથી ઉથામી;
ભલે હોય અતિ દિવ્ય છતાં તે, વિદ્યા સર્વ નકામી. જય૰
જેણે મતિ વાણીને ક્રિયાને, તવ સંમુખ ઉગામી;
તેહ જ એક ગણાય નિરંતર, દુર્મતિ દુષ્ટ હરામી. જય૰
ઉપકૃત હૃદયે આજ વિરમીએ, શ્રદ્ધામાંહિ વિરામી;
સ્થાપો અમને આપ સ્વરૂપે, પદ પરિણામી

# શ્રી મહાકાલના પંચવિંશતિતમ રૂપનો પ્રાદુર્ભાવ; તન્નિમિત્ત સ્તુતિ, પ્રાર્થના તથા નમસ્કાર.

જેના પ્રકાશનને મહાનંત પુરુષો સત્તારૂપે, સ્તુતિરૂપ સામર્થ્યરૂપે, જ્ઞાનરૂપે, સંપત્તિરૂપે, ઐશ્વર્યરૂપે અને એ પ્રકારના વિવિધરૂપે ઓળખે છે તે પરમાત્માના એક અદ્ભુત પ્રકાશનમય આ શ્રીમહાકાલનું પ્રાકટ્ય છે.

જેનાથી જીવો પોતાના સર્વ પ્રકારના હિતના કર્તવ્યને, સર્વ જાતિના શ્રેયસ્કર જ્ઞાતવ્યને, તથા સર્વથી પરમ અને કેવળ સુખપ્રદ એવા પ્રાપ્તવ્યને ઉત્તમ પ્રકારે સમજી શકે છે, અને જેની સાહાય્યવડે અભિમુખ સુજનો પોતાના કર્તવ્યને સુગમપણે સાધી સર્વાર્થને સિદ્ધ કરે છે, એવા પરમ આશ્ચર્યમય બલયુક્ત આ શ્રીમહાકાલ આજે લૌકિક નિયમાનુસાર નૂતન વર્ષમાં પોતાની દૈવીપ્રભાનો અધિક જ્વલંતરૂપે જ્યાં ત્યાં પ્રકાશને પ્રસારે છે.

જે જ્ઞાનને તથા જે જે સાધનોને અધિકારિ પુરુષોએ, અનુભવી પુરુષોએ તથા સત્યપ્રવર્તક પુરુષોએ નિરંતર પ્રશંસ્યાં છે, તથા જેનું તેઓ નિત્ય અનુષ્ઠાન, અનુભવ અને પ્રબોધ કરે છે અને આપે છે તેવા દોષમાત્રને વિશીર્ણ કરનાર તથા સામર્થ્યમાત્રના પ્રભવસ્થાનરૂપ જ્ઞાન તથા સાધનાદિનો દેશકાલાનુસાર ઉદ્ઘોષ કરનાર આ શ્રીમહાકાલ પોતાના જ્ઞાનૈશ્વર્યની દીપ્તિથી અનેક જનોના અંતરતમ પ્રદેશમાં વ્યાપેલા તિમિરમાત્રનું ક્ષાલન કરી ત્યાં વિમલ તેજરૂપે પ્રકાશી રહે છે.

કલ્પતરુ જેમ યથાકાલ ફલને આપ્યા કરે છે, તેમ અગમ્ય અને પરમ સૌમ્ય એવા જ્ઞાનકલ્પતરુને શ્રીમહાકાલ આજપર્યંત જેમ સ્વતંત્રપણે પ્રબોધે છે, તેમ આજથી આરંભાતા પંચવિંશતિતમ વર્ષમાં પણ તે અધિકાધિક સામર્થ્યપ્રદ જ્ઞાનસંપત્તિને ઉદાર અંતઃકરણપૂર્વક સર્વત્ર વિસ્તારશે.

ઈશ્વરના ઈક્ષણરૂપ છતાં પાષાણસૃષ્ટિ ક્યાં અને વનસ્પતિ સૃષ્ટિ ક્યાં! વનસ્પતિસૃષ્ટિ ક્યાં અને પશુસૃષ્ટિ ક્યાં! પશુસૃષ્ટિ ક્યાં અને મનુષ્યસૃષ્ટિ ક્યાં! એ સર્વ સૃષ્ટિરૂપ હોવા છતાં તેમાં અત્યંત ભેદ છે. એ ભેદ સામર્થ્યના આવિષ્કારનો છે. સર્વનું આદિ પ્રભવસ્થાન એક જ સ્વરૂપ હોવા છતાં ઉપાધિભેદથી તેમાં કેટલી વિલક્ષણતા તથા ન્યૂનાધિકતા છે! આ સૃષ્ટિઓનો જ વિચાર કરતાં જ્યાં મતિ આશ્ચર્યમુગ્ધ થઇ જાય છે, તો એથી પર અને ઇતરદૃષ્ટિને અગમ્યતર દેવ, ઈશાદિ સૃષ્ટિની લીલાની તો શી વાત! પરંતુ એ સર્વરૂપ છતાં જેનું સ્વરૂપ એ સર્વથી પર છે, અને તેમ છતાં એ સ્વરૂપઉપર જ આ દૃશ્ય અદૃશ્ય વસ્તુમાત્રની રચના છે, એવી વિલક્ષણ સમષ્ટિરૂપ પરમાત્માને પ્રણામ કરીએ છીએ.

સ્થૂલ સૃષ્ટિ ક્યાં અને આંતર સૃષ્ટિ ક્યાં! અને આંતરસૃષ્ટિકરતાં પણ અપ્રકટરૂપે રહેલી એવી સૂક્ષ્મ સામર્થ્યસૃષ્ટિ ક્યાં! અને એ સર્વ સૃષ્ટિના આધિપત્યનો અનુભવ શો! તથા તેનું આધિપત્ય શું! એ સર્વ વિચાર અગાધ છે. તેમ છતાં જેના અનુગ્રહથી તે સર્વનું હસ્તામલકવત્ દર્શન અથવા ભાન થાય છે અને એ સર્વનો આનંદ અનુભવ થઇ પરિણામે

એ સર્વથી અતિરિક્ત એવી કોઇ વસ્તુમાં સ્થિતિ થઇ કૃતકૃત્યતા પ્રાપ્ત થાય છે, તે અનુગ્રહના પતિસ્વરૂપ પરમેશ્વરને અને તેમના દિવ્ય પ્રતીકરૂપ શ્રીસદ્‌ગુરુને અનેક નમસ્કાર કરીએ છીએ.

જેમની સવિશેષ કૃપાવડે જ જીવો અત્યંત અગમ્ય વસ્તુને ગમ્ય કરી શકે છે, અજ્ઞાતનું જ્ઞાન પામી શકે છે, અપ્રાપ્તને પ્રાપ્ત કરી શકે છે અને અદ્વિતીય સુખાનુભવપૂર્વક સમગ્ર શ્રેયના અવધિને પામી નિજાનંદરૂપ પોતાને અનુભવે છે, તે સમગ્ર કલ્યાણનિકેતન તથા પરમ આશ્રયસ્વરૂપ સદ્‌ગુરુવરિષ્ઠ **શ્રીમન્નૃસિંહાચાર્યજી** તેમની સમગ્ર વિભૂતિસહ, સમગ્ર અભિમાનના લયપૂર્વક ભક્તિ તથા પ્રેમમય ભાવથી વંદન કરીએ છીએ.

જેમનો ઉદય પરમાત્માના સંકલ્પની સિદ્ધિરૂપ હોઇ વિવિધ સંકેતના ઉદ્‌ઘાટન નિમિત્ત જણાયો છે તથા જે પોતાની પ્રવૃત્તિવડે શિષ્યત્વને પ્રાપ્ત મનુષ્યોના લક્ષ્યરૂપ થઇ તેમને જેમણે પરમ લક્ષ્યરૂપ સદ્‌ગુરુપ્રતિ અભિમુખતા કરાવી છે, અને અનેક યત્ને કરીને જેમણે અનેક જનોને સર્વ પ્રકારનું પ્રકટ અને અપ્રકટ હિત સિદ્ધ કરી આપ્યું છે, તે સદ્‌ગુરૂશ્રીના સવિશેષ અનુગ્રહપાત્ર **શ્રીમાન્ વિશ્વવંદ્યનું** ઉપકારભાવપૂર્વક આર્દ્ર ચિત્તથી આરંભમાં સ્મરણ કરીએ છીએ.

સર્વાર્થસિદ્ધિપ્રદ સદ્‌ગુરુ ભગવન્! આપનું વાસ્તવ સ્વરૂપ જીવોની સર્વ શક્તિઓને અકલ્પ્ય છે, તથાપિ જેમના પ્રતિ આપનો સાક્ષાત્ કરુણાકટાક્ષ થાય છે, તેમની પ્રત્યેક શક્તિ આપના વિભુસ્વરૂપનો સર્વાંશે અનુભવ કરી, સમસર્વત્ર આપના તત્ત્વને અવલોકી તેનું જ નિરંતર ગુણગાન કરે છે. એ અનુભવનો ઉપભોગ આપની કરુણાવિના ઇતર કોઇ રીતે થતો નથી, થયો નથી, અને થનાર નથી, એ નિશ્ચયને ધારણ કરનાર અમે આપના સવિશેષ કૃપાપાત્ર થઇએ એ યાચીએ છીએ.

ભક્તવત્સલ પ્રભો! અમને યાચના આવડતું નથી, પરંતુ આપને આપતાં આવડે છે, અને તેથી અમારા હિતનું આપ સર્વ આપો છો, એ ઉપકારનું ભાન નિરંતર અમારા હૃદયમાં રહે એ વર આજે યાચીએ છીએ. એ અમોઘ ભાનને અમારા અંતઃકરણમાં અખંડ જ્યોતિવત્ પ્રકટ રાખનાર અમારી શ્રદ્ધાભક્તિ છે. એ શ્રદ્ધાભક્તિનો અમારામાં તીવ્ર ઉદય રહ્યા કરે એવા વરવચનની પણ અમે આજે અભિલાષા ધરીએ છીએ.

જ્ઞાનઘન! વાસ્તવ જ્ઞાન એ જ સિદ્ધિ માત્રનો મહામંત્ર છે, એ જ પરમ શાંતિનું મંદિર છે, એ જ ઉન્નતિમાત્રના શિખરનો સુવર્ણકલશ છે, એ જ સંપતિમાત્રનું મૂલ્ય છે. આવા સમગ્ર શ્રેયોનિકેતન જ્ઞાનરાશિનો આપના સંકલ્પવડે શ્રી મહાકાલની ભાવિવૃતિમાં આપની પ્રેરણાવડે પ્રકાશ થાય તથા તેવડે સર્વ પ્રાણીના સર્વ પ્રકારના અભ્યુદયસહિત નિઃશ્રેયસને પ્રાપ્ત થાય એ જ અમારી અંતિમ મહદાશા છે. પ્રભો! તેની શીઘ્ર સિદ્ધિ કરો.

# चिद्रवीरूपे पोतानुं भानकरनार पुरुषनां वचनो.

પદ. ( પ્રભુપ્હાડકેરી, સરિતા હું છું, એ લય )

ચિતિતત્ત્વરૂપી, સૂર્ય હું છું,
પ્રસન્નતાના પ્રકાશથી હું આઠે પ્રહર પ્રકાશું;
ક્લેશતિમિર મુજથી શત યોજન, નાસે નિત્યે આશુ[1]; સૂર્ય૦
દુઃખરાત્રિ કેવી દેખાતી હશે ન તે હું જાણું,
કાં જે અસ્ત થયેલો મારો, કદિ પણ હું ના નાણું; સૂર્ય૦
નભોમંડલે બ્રહ્મરંધ્રમાં સંતત સ્થિતિ હું રાખું,
[2]ચૌદ લોકપર ત્યાંથી મારી, દિવ્ય પ્રભા હું નાંખું; સૂર્ય૦
મુજ [3]વિલોકને [4]ઊર્ધ્વઅધઃમાં, ઉત્સવ તત્ક્ષણ થાતો,
મૃત કંઇ [5]જીવસમુદાય સજીવ થઈ, બળશ્રીથી સોહાતો; સૂર્ય૦
સીધી મુજ રશ્મિઓ જ્યારે, [6]સૂક્ષ્મ સૃષ્ટિપર પડતી,
[7]દિવ્યસુગુણતરુરાજિ તત્ક્ષણ નવયૌવનથી ખીલતી; સૂર્ય૦
[8]કારણ લોકે [9]અંશુ મારાં, પ્રવેશતાં જે કાલે,
[10]અવસ્તુરૂપા માયા ત્યાંથી, ભરી ઉચાળા ચાલે; સૂર્ય૦
અને દૈવી [11]વસ્તુરૂપા ત્યાં, રૂમઝુમ કરતાં આવે,
નિષ્કંટક જેમના રાજ્યમાં, કદી ન અવિદ્યા ફાવે; સૂર્ય૦
મુજ [12]બ્રહ્માંડથી બહિર્ પ્રદેશે, પણ મુજ કિરણો જાતાં,
બીજાં [13]બ્રહ્માંડોનું દારુણ [14]તમસ્ નિવારે જ્યાં ત્યાં; સૂર્ય૦
અલૌકિક કે લૌકિક સઘળા, પ્રકાશ મુજથી પ્રકાશે,
સ્વયપ્રકાશ મને [15]નિષ્પ્રભ કો—કરવા શક્ત ન થાશે; સૂર્ય૦
અખંડ મુજ આનંદ પ્રકાશે, ઝગઝગતો હું રહું છું,
મુજ રૂપ કરી સઉને મુજ રૂપને, જોઇ અખંડ હસું છું; સૂર્ય૦

---

૧ ઉતાવળે. ૨ શિખાથી તે પાદતલસુધી. ૩ દૃષ્ટિ નાંખવાથી. ૪ શરીરના ઉપરના તથા નીચેના સઘળા પ્રદેશોમાં. ૫ પુટો (cells)નો સમુદાય પુટ બુદ્ધિવાળા અને સજીવ ગણાય છે માટે તેમને અત્રે જીવો કહ્યા છે. ૬ સૂક્ષ્મ દેહ. ૭ દૈવી સંપત્તિરૂપ વૃક્ષોની પંક્તિ. ૮ કારણ દેહ. ૯ કિરણ. ૧૦ અવિદ્યામાયા. ૧૧ વિદ્યામાયા. ૧૨ શરીર. ૧૩ બીજા મનુષ્યોનાં શરીર. ૧૪ અજ્ઞાન. ૧૫ નિસ્તેજ.

# ॥ श्री नृसिंहसिद्धांतचंद्रोदय ॥

## પ્રથમ કલા.

### ધર્મસમુદ્ધરણ.

(વિષયાનુક્રમણી.)

સનાતન આર્યધર્મનું સમુદ્ધરણ થવાના પ્રાચીન અર્વાચીન પ્રસંગો–મંત્ર સંહિતા, બ્રાહ્મણ, ઉપનિષદ્, સૂત્ર, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, સંપ્રદાય, તથા સમાજધર્મો—ધર્મોદ્ધરણની આવશ્યકતા સૂચવે છે—એક દેશી ધર્મોદ્ધારના પ્રસંગો–શ્રીમન્નૃસિંહાચાર્યજીથી થયેલું ધર્મનું સર્વાંશ સમુદ્ધરણ—ગુર્જરભૂમિ ઉપર તેઓશ્રીનો ઉપકાર—તેમના સિદ્ધાન્તોના સમન્વયના સાધનો (૧) તેમના ગ્રંથો, (૨) લેખકનો સ્વાનુભવ, (૩) તેઓશ્રીના અગ્રિમ શિષ્યોનો સ્વાનુભવ—તેઓશ્રીના ધર્મસમુદ્ધરણના પ્રયત્નની ત્રણ દિશાઓ (૧) તેઓશ્રીનો વ્યક્તિપરત્વે ગુહ્યાદેશ, (૨) વ્યાખ્યાન, (૩) ગદ્યપદ્યાત્મક ગ્રંથો—તેઓશ્રીની અખંડ બ્રહ્મનિષ્ઠતાનો પ્રભાવ—બ્રહ્મવિદ્‌માં બ્રહ્મભાવનાનો ઉપદેશ, તેની યથાર્થતા—મનુષ્યના જીવનનો ઉદ્દેશ—સુખ—તેના સવિષય સુખ અથવા પ્રેયસ્ અને નિર્વિષય સુખ અથવા શ્રેયસ્ એવા બે વિભાગો—અધિકારીભેદ અને પ્રેયસ્ તથા શ્રેયસનો વાસ્તવ અવિરોધ—અધર્માવલંબી પ્રેયસ્ અને ધર્માવલંબી પ્રેયસ્—અધર્માવલંબી પ્રેયસ્ પામરની ઇચ્છાનો વિષય અને તેવા જનનો અધિકારિવર્ગમાં પ્રવેશ થવાનો અનધિકાર—ધર્માવલંબી પ્રેયસ્‌ને સાધતાં શ્રેયસ્ સાધનાર વિષયીના ત્રણ વર્ગ—મંદ, મધ્યમ, અને ઉત્તમ—ઉત્તમોત્તમ અધિકારી (મુમુક્ષુ)—આ ચાર પ્રકારના અધિકારીઓને સંસ્થામાં સ્થાન આપવાના નિયમમા રામાયેલો ઉદાર આશય.

# श्रीनृसिंहसिद्धान्तचन्द्रोदय

-प्रथम कला-

**ધર્મસમુદ્ધરણ.**

"एकं सद् विप्रा बहुधा वदन्ति ।" (ऋग्वेद)

---

મંગલ.

स्वाज्ञानासुरराट् ग्रास स्वज्ञान नरकेसरी ।
प्रतियोगि विनिर्मुक्तं ब्रह्ममात्रं करोतु माम् ॥

ભાવાર્થ:—નિજ સ્વરૂપના યથાર્થ જ્ઞાનરૂપ શ્રીનૃસિંહ પરમાત્મા, આત્માના અજ્ઞાનરૂપી અસુરરાજ હિરણ્યકશિપુનો ગ્રાસ કરી, સ્વરૂપાભિમુખ અભિમાની (પ્રહ્લાદ)ને સર્વ ઉપાધિથી મુક્ત કરી પોતાના વાસ્તવ બ્રહ્મસ્વરૂપ કરો.

---



આ વિશ્વમાં અનાદિ કાલથી ચાલી આવેલા સનાતન આર્યધર્મના સમુદ્ધરણના અનંત પ્રસંગો ધર્મનો ઇતિહાસ જાણનારની દૃષ્ટિબહાર હોવા ઘટતા નથી. આ ઇતિહાસનો જેમણે યથાર્થ અભ્યાસ કર્યો છે તેમને જણાયા વિના નથી રહ્યું કે દેશ અને કાલનાં પરિવર્તનો સનાતન ધર્મનાં રહસ્યોને આચ્છાદિત કરી નાંખે છે, અને પ્રસંગે માત્ર 'ધર્મનું' જરાજર્જરિત બાહ્ય નિઃસત્વ શરીર જ જોવામાં આવે છે અને તેનો અખંડ નૂતન બ્રહ્મમય આત્મા કોઇ વિલક્ષણ મહા પુરુષોની હૃદયગુહામાં સંતાઇ રહે છે. આ ધર્મનો પુરાણ (પુરાઽપિ નવઃ) આત્મા પુનઃ નવીન શરીર ધારણ કર્યા વિના રહેતો નથી, અને જેમ પુનર્જન્મ થયા પછી શરીરીઓ પોતાના પ્રાચીન શરીરોમાં ભોગવેલાં કર્મોને સાધારણ રીતે ઓળખી શકતા નથી તેમ આ ધર્મનો વાસ્તવ એકાત્મા સામાન્ય મનુષ્યોથી ભિન્ન ભિન્ન કાલમાં પ્રકટ થયેલા તેના બાહ્ય અવતારોમાં ઓળખી શકાતો નથી. તોપણ જેમ અંતર્મુખાવસ્થાને સિદ્ધ કરનાર યોગી પુરુષો પોતાનાં પ્રાક્તન જન્મોને કરામલકવત્ અનુભવી શકે છે, તેમ ધર્મનાં રહસ્યોનો અભ્યાસ કરનાર પુણ્યશાલી પુરુષો સનાતન ધર્મના આત્માના પ્રાચીન અવતારોને જાણી શકે છે. જેમ પુનર્જન્મની સંભાવના મનુષ્યને સર્વોત્કૃષ્ટ પદની પ્રાપ્તિસારુ વિદ્વાનોએ સ્વીકારી છે તેમ ધર્મના સમુદ્ધરણની અપેક્ષા વિદ્વાનોએ સંસ્કારી અંતઃકરણમાં ધર્મનું પરિનિષ્પન્ન સ્વરૂપ ઉદય થવા અર્થે રાખેલી છે. આથી કીટથી માંડી બ્રહ્માના તનુપર્યંતનો વિકાસ પ્રત્યેક પગલે ઉપયોગી છે, તેવી રીતે ધર્મનો કેવલ જડ મણાના પાષાણાદિની પૂજાથી આરંભ કરી અખંડ બ્રહ્મમયી દૃષ્ટિસુધીનો વિકાસ વિચારો

ઉપયોગી ગણે છે. ઉન્નતિના ક્રમનાં પગથીઆં ધાર્મિક આત્માઓએ આવશ્યક ગણ્યાં છે, અને આથી જ કેટલાક વિચારશીલ પુરુષો ધર્મશૂન્યતાકરતાં ધર્માન્ધતાને વધારે પસંદ કરે છે. ધર્માન્ધતાવાળાં, મનુષ્યો ખત્તા ખાઇ શુદ્ધધર્મપ્રતિ ધર્મશૂન્ય મનુષ્યો કરતાં વહેલા વળે છે અને આથી જ શ્રીકૃષ્ણ ભગવાન વદે છે કેઃ—

तानकृत्स्न विदोमंदान्
कृत्स्नविन्न विचालयेत्

સર્વાંશ ધર્મસ્વરૂપને નહિ જાણનાર મંદ પુરુષોને તેમની એકદેશી ધર્મનિષ્ઠાથી પૂર્ણ જ્ઞાનીએ ભ્રષ્ટ કરવા નહિ. રાજ્યકીય તંત્રના રહસ્યને જાણનાર બર્ક પણ કહે છે કે Superstition is the religion of the weak—અર્થાત્ વહેમથી ભરેલો ધર્મ મંદાધિકારીને અર્થે ઉપયોગી ધર્મ છે.

આપણા વેદના સંહિતાસમયનો ધર્મ બ્રાહ્મણકાલીન ધર્મ નથી; બ્રાહ્મણ સમયનો ધર્મ ઔપનિષદ્ ધર્મ નથી; ઉપનિષદ્ સમયનો ધર્મ સૂત્રકાલીન ધર્મ નથી; સૂત્રસમયનો ધર્મ સ્મૃતિકાલનો નથી; સ્મૃતિકાલનો ધર્મ પુરાણકાલીન ધર્મ નથી; પુરાણકાલીન ધર્મ અર્વાચીન સંપ્રદાયધર્મ નથી—આમ છતાં પણ સનાતન આર્યધર્મનો જીવનપ્રવાહ પ્રત્યેક શાખામાં અને પ્રત્યેક ઉપશાખામાં ન્યૂનાધિક અંશે વહેતો રહેલો છે. આમ ન હોય તો આપણ સર્વ હિંદુ ધર્મના છીએ, આ પ્રકારનું અભિમાન જાગ્રત્ રહે જ નહિ. રોગગ્રસ્ત શરીરને કોઇ મારી નાંખવા ઇચ્છતું નથી, પરંતુ તેનાં રોગી અણુઓને દૂર કરી નીરોગી અણુઓ તેમાં આવી શરીરના સુદૃઢ આરોગ્યને જે તે ઇચ્છે છે, તેમ વેદકાલથી માંડી આજસુધી થયેલા મહાત્માઓના સમુદ્ધરણના પ્રયત્નો સનાતન ધર્મનો નાશ કરવા પ્રતિ નથી, પરંતુ તેના અખંડ વાસ્તવ નૂતન આત્માને પોતાનું સર્વોત્તમ આધ્યાત્મિકબલ અજમાવવાને સમર્થ શરીર પ્રાપ્ત કરાવવા અર્થે તે પ્રયત્નો છે.

અર્વાચીન સમયમાં ઘણા પ્રયત્નો ધર્મસમુદ્ધરણના થયા છે, તોપણ તે તે ધર્મના એક એક દેશને લક્ષમાં રાખી થયેલા જણાય છે. આ ઉપરથી શ્રી રામાનુજ શ્રી મધ્વ, શ્રી ચૈતન્ય, શ્રી વલ્લભ, શ્રી સહજાનંદ આદિ પ્રાચીન ધર્માવલંબી મહાત્માઓએ કરેલા ધર્મસમુદ્ધરણના પ્રયત્નો તથા આર્યસમાજ, બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ ઇત્યાદી પ્રાચીન ધર્મપ્રણાલિકાથી કંઇક સ્વતંત્ર વિચારના સમાજધર્મો ખોટા છે એમ કહેવાનો લગાર પણ આશય નથી. તે તે સંપ્રદાયપ્રવર્તક મહાપુરુષોએ તથા સમાજસ્થાપક ઉદાર આત્માઓએ ઘણાં જીવનને ઉન્નત કર્યાં છે, તથા પોતાના સર્વોત્તમ ધાર્મિક જીવનવડે વાસ્તવ ધર્મના પ્રાણીમાત્રના અંતર્ગત જીવનપ્રવાહને વેગ આપ્યો છે. એ વાર્તા કોઇપણ વિવેકી ના પાડી શકે તેમ નથી. જેમ એકની સ્તુતિનું તાત્પર્ય અન્યની નિંદામાં હોતું નથી, તેવી રીતે ઇતર વિચારકોપ્રતિ માનવાળી દૃષ્ટિસહિત આ ગ્રંથમાં જે પુરુષવરે સનાતન ધર્મનું સર્વાંશે સમુદ્ધરણ કરી ગુર્જર ભૂમિને વિલક્ષણ પવિત્રતા અર્પી છે, અને જેમને પરમાત્માના અવતારરૂપ માની તેમના અનુયાયીઓ પોતાના આત્માની અપૂર્વ શાંતિ ભોગવે છે, તથા જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા કર્તવ્યના પરાવધિને તેમાંના કેટલાક જેમના અનુગ્રહવડે પામ્યા છે અથવા પામવાના ક્રમઉપર છે, તે પુરુષવરના સિદ્ધાન્તોનો બહુમાનપૂર્વક સમન્વય કરવા આ ગ્રંથમાં યથામતિ પ્રયત્ન કરવાધાર્યો છે.

આ પુરુષવર કોણ એ પ્રકારની આકાંક્ષાને સત્વર નિવૃત્ત કરતાં આ લેખકને, સ્વભાવથી શિષ્યભાવ તેઓશ્રીપ્રતિ સિદ્ધ થયેલો હોવાથી હર્ષોદ્ગમ થાય છે. આ ગુર્જર ભૂમિને ધર્મના સર્વાંશ સમુદ્ધરણવડે અનંત ઉપકારમાં દાબી દેનાર અને તેદ્વારા સમગ્ર ભૂમંડલમાં પણ સદ્વિચારની જાગૃતિ પ્રકટ કરવારૂપ પુણ્યૌઘને પ્રસરાવનાર તે મહાપુરુષ પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી** હતા—વસ્તુતઃ—છે. તેઓશ્રીના લીલાતનુના સદ્ભાવસમયે જે જે ગ્રંથો અથવા કાવ્યોદ્વારા ધર્મના વિશાલ સ્વરૂપનો પ્રકાશ થયો છે તેને, તથા તેઓશ્રીની પાસે અંતેવાસીપણું ભોગવી જે ધર્મનાં સ્વરૂપને આ લેખકે અંતઃકરણમાં ધારણ કર્યું છે તે સ્વાનુભવને, તથા તેમના અનુગ્રહબલથી જે મહાત્માઓએ કૃતકૃત્યતા સિદ્ધ કરી છે, તેમના અમૂલ્ય અનુભવને આધારભૂત ગણી આ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સિદ્ધાન્તોનો સમન્વય કરવા ધાર્યો છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** કોણ હતા, તેમના લીલાતનુના સદ્ભાવસમયે તેમણે શું કર્યું હતું, તેમનામાં શા અલૌકિક ગુણો પ્રકટ થયેલા હતા કે જેનાથી પતંગવત્ સંસ્કારી મનુષ્યો આકર્ષાઈ છે તેમનાં ચરણનખાંશુમાં પતન થતા હતા ઇત્યાદિ પ્રસંગો આલેખવાનું ભક્તિનું અથવા સાહિત્યનું બલ આ લેખિનીકરતાં અન્ય લેખિનીદ્વારા સારું પ્રકટ થયું છે* અને ઇતર લેખિની તેથી પણ ચઢીઆતારૂપમાં પ્રકટ કરવા સમર્થ છે, માટે તેમના જીવનલીલાના અંશોનો ત્યાગ કરી તેમના સિદ્ધાન્તોનો સરલ ભાષામાં સમુચ્ચય કરવાનો પ્રયત્ન આ ગ્રંથમાં કર્યો છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના ધર્મસમુદ્ધરણના પરમ સ્તુત્ય પ્રયત્નો ત્રણ રૂપમાં પ્રતિબિંબિત થયા હતાઃ—(૧) સઘળા લૌકિકઅલૌકિક સ્વાર્થનો ત્યાગ કરી, કેવળ અયાચક વ્રતને ધારણ કરી, શિષ્યમંડલ વધારવાની કોઇ પણ અંશમાં ઇચ્છા રાખ્યા વિના, પ્રાક્તન સંસ્કાર અથવા વર્તમાન પુણ્યબલથી સંબંધમાં આવનાર સ્ત્રીપુરુષોને તેમના આંતર અધિકારને લક્ષમાં લઇ ગુપ્ત રીતે આપવામાં આવતો સાધનક્રમનો ઉપદેશ; (૨) આ સાધનક્રમ સિદ્ધ થવા અર્થે જે જે ઉપયોગી સર્વસાધારણ મનોનિગ્રહ, વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાનના ઉપાયોનો પ્રસંગોચિત વ્યાખ્યાનદ્વારા પ્રકાશ, અને (૩) પોતાના સંબંધમાં નહિ આવનાર ઇતર સજ્જનોના કલ્યાણાર્થે લખાયેલા ગદ્યપદ્યાત્મક ગ્રંથો.

આ ત્રણ દિશાના પ્રયત્નો તેમની અખંડ બ્રહ્મનિષ્ઠતાજન્ય આધ્યાત્મિક બલના પ્રભાવથી એકવાર પણ સંબંધમાં આવનાર અથવા અભિમુખ થનારના અંતઃકરણમાં ધર્મબીજ નાંખ્યા વિના રહેતા ન હતા, અને આ ધર્મબીજ અંકુરિત થઇ, પલ્લવિત થઇ સપુષ્પ થઇ હાલ શ્રીશ્રેયઃસાધકઅધિકારિવર્ગમાં ફ્લોદય પામ્યું છે, અને હજુ તેનાં પક્વ ફલ પ્રજામાં રેલછેલ કરશે એવી આશા રખાય છે. જ્યાં સુધી શ્રેયઃસાધકઅધિકારિવર્ગનું ધર્મવૃક્ષ **શ્રી ઉપેન્દ્ર** ભગવાનજેવા સદ્ગુરુશ્રીના ઉપદેશજલથી સિંચાશે અને જ્યાં સુધી તેમના વીતરાગ અને કૃતકૃત્ય એક બે ઉત્તમ અનુયાયીઓથી સુરક્ષિત રહેશે ત્યાંસુધી તે પોતાના અભ્યુદય અને નિઃશ્રેયસરૂપ ફલનાં ગુચ્છોને પ્રજાના હિતાર્થ પ્રકટાવ્યા કરશે. એ નિર્વિવાદ છે.

(અપૂર્ણ.)

—:o:—

* જુઓ "શ્રીનૃસિંહલીલામૃત તથા" તથા "યોગિની"—જે પ્રસંગે પ્રસંગે શ્રીમહાકાલમાં મુદ્રિત થઇ છે.

# प्रधानता कोने उचित छे ?

જેમ શરીર માત્ર મનુષ્ય નથી, તેમ મન માત્ર પણ મનુષ્ય નથી અને બુદ્ધિ, વિજ્ઞાન, આવેશ આદિ કોઈ પણ એક પદાર્થમાત્ર મનુષ્ય નથી. મનુષ્ય એ સર્વના સમુદાયરૂપ છે અને તેથી મનુષ્યની સાચી અને ખરી ઉન્નતિ તેના એક અવયવરૂપ પદાર્થના શોધનથી કે વિકાસથી સધાતી નથી પણ એ સર્વ અવયવોના શોધન તથા વિકાસથી થાય છે એ અત્યંત સ્પષ્ટ છે. આથી સુપ્રેચ્છાવાન સર્વ સુજ્ઞો એ સર્વના વિકાસમાટે પ્રયત્ન કરવો ઉચિત ધારે છે અને તેમ થાય છે ત્યારે જ મનુષ્યની સાચી ઉન્નતિ થઇ જાણી કૃતાર્થતાને સેવે છે.

જેમનાથી નવેસરથી પાયો રચી અભીપ્સિત ભવન રચાઇ શકે છે તેઓ સર્વ પ્રકારે અનુકૂલતાવાળા ગૃહમાં વિરાજી શકે છે, પણ જગતના ઘણા ખરા મનુષ્યોથી એ થવું કઠિન છે. ઘણો ખરાને તો અમુક ભૂમિભાગમાં જ અમુક પ્રકારની નિયંત્રણામાં રહી ગૃહ રચવાનો પ્રસંગ આવે છે. આ જ પ્રમાણે મનુષ્યો નવેસરથી શરીર, મન, બુદ્ધિ આદિને સમગ્રપણે રચી શકવા અસમર્થ છે. એ સર્વ એમને જન્મથી જ પ્રાપ્ત હોય છે અને તેથી તેમાં ન્યૂનાધિક પણે અપૂર્ણતા રહેલી હોય છે. કોઇને જન્મથી શરીર દૃઢ નિરામય હોય છે તો કોઇને જન્મથી જ મસ્તિષ્ક ઉચ્ચ પ્રકારનું બંધાયેલું હોય છે તો વળી અન્યને અમુક પ્રકારની નીતિઆદિ જન્મથી જ પ્રાપ્ત હોય છે. આ ઉપરાંત આર્યશાસ્ત્ર જણાવે છે અને હાલની વિજ્ઞાનની શોધ તેને અનુમોદન આપે છે કે જન્મથી જ મનુષ્યને સંસ્કારકોષની પ્રાપ્તિ થયેલી હોય છે અને તેથી એ સંસ્કારના વિકાસના ક્રમપ્રમાણે એનાં શરીર, મન, મતિઆદિમાં વિકાસ અથવા નિકૃષ્ટતા થતી ચાલે છે. મનુષ્ય પ્રજા ધારે તેવો આસાપાસનો ઉપાધિ સર્જી શકતી નથી અને એ ઉપાધિની અસર પ્રતિક્ષણે એ પ્રજાના સર્વ અવયવોપર થતી રહે છે. તેથી સર્વ પ્રકારે મનુષ્યબુદ્ધિમાં આવી વિચાર કરવા સમર્થ થાય છે ત્યારે ભિન્ન ભિન્ન અવયવોની સ્થિતિ સમાન હોતી નથી પણ સર્વમાં ન્યૂનાધિકતા હોય છે એટલુંજ નહિ પણ વિકાસની યોગ્યતા પણ સર્વ અવયવોમાં સરખી રહેલી હોતી નથી. સર્વ અવયવોની પૂર્ણતા પ્રયત્નવડે થઇ શકે છે એ સિદ્ધ છે પણ એ પૂર્ણતાના સાધનોમાં કઠિનતા સમાન નથી એ પણ એટલું જ સિદ્ધ છે. આ સાથે, પ્રસિદ્ધ વિદ્વાન્ પુરુષો મનુષ્યનું મરણ થવાનું કોઇપણ કારણ નથી એવું વિવિધ રીતે સિદ્ધ કરે છે છતાં જીવન તત્ત્વની શોધ જ્યાં સુધી થઇ નથી અને થયા પછી મનુષ્યને વશ એ ઉપાય સ્થપાયો નથી ત્યાં સુધી અજરામરત્વની પ્રાપ્તિ મનુષ્યને નહિ હોવાથી આયુષ્યની મર્યાદા થઇ રહે છે અને તેથી ગમે તે પૂર્ણતાને ગમે તે સાધનથી ગમે ત્યારે સાધી શકવા જેવું મનુષ્યને રહેવું નથી. તેથી વિવિધ પ્રકારની પૂર્ણતાની પ્રાપ્તિમાટે, શરીર, મન, મતિ, નીતિ આદિ વિવિધ અવયવોનો વિકાસ કરવા માટે કોની પ્રધાનતા સ્થાપવી એ પ્રશ્ન વિવેકીને થઇ રહે છે.

જ્ઞાનની ચમત્કૃતિ સર્વત્ર પ્રસિદ્ધ છે. જ્ઞાનને લીધે જ મનુષ્ય હસ્તી, વ્યાઘ્ર આદિ મહા સમર્થ પ્રાણીઓપર રાજ્ય કરે છે. જ્ઞાનના બળે જ કુદરત મનુષ્યને પોતાને વશ સ્થાપે છે અને પોતાના હિતને માટે તેની પાસે કાર્ય કરાવી શકે છે. જ્ઞાનના બલથી મનુષ્ય નાનાવિધ વ્યાપારને સેવી અર્થને પ્રાપ્ત કરે છે અને જ્ઞાનના પ્રતાપે જ વિવિધ પ્રકારની કામનાને

સિદ્ધ કરી શકે છે. ધર્મના સંબંધમાં સંશય થતાં વિવેક કરવાનું બલ જ્ઞાનવાનમાં જ હોય છે. જ્ઞાનવિના કરાતું ધર્માચરણ નામમાત્ર થઇ રહે છે એટલું જ નહિ પણ ધર્મની અધર્મથી પૃથક્ કૃતિપણ જ્ઞાનવાળો મનુષ્ય જ કરે છે. જ્ઞાનના સદશ અહિં પવિત્ર અન્ય કોઇ નથી એવું શ્રીગીતાવચન પણ જ્ઞાનને સર્વોપરિપદે સ્થાપે છે. જ્ઞાનવિના મોક્ષ નથી, મોક્ષને માટે જ્ઞાનવિના અન્ય કોઈ માર્ગ નથી એ સિદ્ધાન્તતો ઘોષ શાસ્ત્ર સારી રીતે કરે છે. જે વિદ્યાવડે થાય છે તે બલવત્તર થાય છે એ પ્રકારે જણાવી શ્રુતિ જ્ઞાનની પ્રશંસા કરે છે એટલું જ નહિ પણ સર્વ ક્રિયા તથા ઉપાસનામાં પણ જ્ઞાનની આવશ્યકતા જણાવે છે. આ રીતે જ્ઞાન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પ્રકારના ચતુર્વિધ પુરુષાર્થને સાધનાર છે તેથી સર્વથી શ્રેષ્ઠ છે, વિદ્વાનની પ્રશંસા સર્વ કવિઓએ કરેલી છે અને જ્ઞાન જાતે જ ચમત્કારરૂપ હોવાથી સર્વતઃ નમસ્કારને આકર્ષી રહ્યું છે.

આ પણ જે સર્વ દિશામાં જે વૃદ્ધિ થયેલી દેખાય છે તે સર્વ જ્ઞાનનો જ પ્રતાપ છે. ખગોળવિદ્યા, ગણિતવિદ્યા, શારીર વિદ્યા, ભૈષજ્યવિદ્યા, ભૂસ્તરવિદ્યા, વિદ્યુતવિદ્યા, વિજ્ઞાન શાસ્ત્ર, કૃષિશાસ્ત્ર આદિ સર્વ જ્ઞાનના ગુણોનું ગાન કરી રહ્યાં છે. હાલ જે વિવિધ વૈભવ મનુષ્યો ભોગવવા સમર્થ થયા છે, પૂર્વના કરતાં જે ઉન્નતિ સધાઈ છે, જે વિવિધ અલૌકિક સરખી અનુકૂલતા થઇ રહી છે તે સર્વ જ્ઞાનનું જ માહાત્મ્ય છે. જેમ જેમ જ્ઞાનની ન્યૂનતા હોય છે તેમ તેમ ઉન્નતિની ન્યૂનતા આપણે ઇતિહાસથી જોઇ શકીએ છીએ અને જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ છે તેમ તેમ અસંખ્ય વિદ્યા તથા કલામાં તે તે પ્રમાણમાં અભિવૃદ્ધિ થયેલી આપણને ઉપલબ્ધ થાય છે. તેથી લૌકિકદૃષ્ટિથી પણ જ્ઞાનનો વિકાસ એ જ સાચી સિદ્ધિ છે અને એ જ સર્વ સુખ તથા સંપત્‌નો હેતુ છે.

આ પ્રમાણેના ઘણા વિચારોથી અનેક વિદ્વાન્ સુજ્ઞ પુરુષો જ્ઞાનને પ્રધાનપદ આપવું ઉચિત ધારે છે અને જ્ઞાનની અભિવૃદ્ધિમાટે માનસિક શિક્ષણમાટે પ્રયાસ કરવો પ્રથમ કર્તવ્યરૂપે સ્થાપે છે. માનસિક ઉન્નતિ એ અવશ્ય કર્તવ્ય અથવા પ્રાધાન્ય કોટિમાં છે એ સિદ્ધ છે, એમાં સંશય કોઇને નથી. આ વિચારોમાં પણે અંશે સત્ય રહેલું છે એ પણ નિર્વિવાદ છે. પણ માનસિક ઉન્નતિ એ પ્રથમપદે સ્થાપવા યોગ્ય છે એ અત્યંત સંદિગ્ધ વિષય છે. માનસિક શિક્ષણ એ સર્વથા અભિલષણીય છે અને બીજા અવયવોના વિકાસ કરતાં વધારે ઇષ્ટ છે એ સિદ્ધાન્ત એક પ્રકારે વિચારતાં ભાગ્યે જ સત્ય જણાય છે તેમ છે.

નાનાવિધ વ્યતિકરો વિશ્વમાં થતા રહે છે તેનાં કારણોના બે પ્રકાર હોય છે. કેટલાંક કારણો અનુકૂલતા રચી આપનાર કારણો હોય છે તો અન્ય ઉત્તેજક કારણો હોય છે. એક મનુષ્ય શીત હવામાં ફરવા જાય છે અને તેને શ્લેષ્મ થઇ આવે છે. અહિં શીત હવાનો સપાટો એ ઉત્તેજક કારણ છે. પણ એ મનુષ્યના શરીરની એ પૂર્વની સ્થિતિએ આનુકૂલ્ય કરનાર કારણ છે. આમ હોવાથી જ બીજા અનેક મનુષ્યોએ જ શીત હવામાં ફરે છે છતાં તેમાંથી કોઇને શ્લેષ્મ થતો નથી. શીત હવા બંને સ્થળે એ સર્વ મનુષ્યમાટે સમાન છે છતાં એક વ્યક્તિમાં એ શ્લેષ્મને ઉપજાવે છે અને અન્ય અનેકમાં ઉપજાવી શકતી નથી. એનું કારણ એ જ છે કે જે વ્યક્તિમાં શ્લેષ્મનો પ્રાદુર્ભાવ થાય છે તે વ્યક્તિનું શરીર તે સમયે શ્લેષ્મના પ્રાદુર્ભાવને માટે સજ્જ હતું, માત્ર નિમિત્તની, ઉત્તેજક હેતુની અપેક્ષા એને હતી. અન્ય વ્યક્તિઓનાં શરીર શ્લેષ્મના પ્રાદુર્ભાવમાટે સજ્જ નહોતાં તેથી એ જ શીત

હવારૂપ ઉત્તેજક કારણ એમના શરીરમાં કોઇ વિક્રિયા ઉત્પન્ન કરી શકી નહિ. આમ સર્વ વ્યક્તિઓમાં બે પ્રકારના હેતુઓ હોય છે. તેમાંથી ઉત્તેજક કારણ જ માનને કે, ગણનાને પાત્ર છે અને આનુકૂલ્યસાધક હેતુઓ અવગણનાને પાત્ર છે એ નિયમ સ્થાપવો હાસ્યજનક છે; અર્થાત્ વિવેકીની દૃષ્ટિથી ઇષ્ટ નથી.

આ નિયમ જ્ઞાનના સંબંધમાં લગાડીએ તો જ્ઞાનથી, જ્ઞાનના વિકાસથી વિવિધ પ્રકારે પ્રકૃતિનો જય થયો છે એ સાચું છે પણ એ જયવડે તે તે વ્યક્તિમાં અથવા માનુષ સમાજમાં સુખ અને અનુકૂલતાની વૃદ્ધિ થઇ છે એ સિદ્ધ થઇ શકતું નથી. કારણ કે જ્ઞાન વિવિધ સગવડ સાધી આપનાર થઇ રહ્યું હોય તોપણ અનુકૂલતાનું ભાન થવું, સુખનું ભાન થવું એ કેવલ જ્ઞાનપર આધાર રાખતું નથી, પણ શરીર અને આંતર મનની સ્થિતિપર આધાર રાખે છે. જ્ઞાનના વિકાસના પ્રભાવે શકટનો પ્રવાસ મટી પવન વેગે ચાલનાર આગગાડીનો પ્રવાસ મનુષ્યસત્તામાં સ્થપાયો છે, પણ શકટના પ્રવાસમાં એક દિવસનો વિલંબ થાય અને જે ત્રાસ મનુષ્યને ઉપજતો તેથી અધિક ત્રાસ આગગાડીના પ્રવાસમાં બે કલાક માત્ર વિલંબ થવાથી ઉપજે છે એ એક સાદું ઉદાહરણ આ અર્થને સિદ્ધ કરવા પૂરતું છે. તેથી જ્ઞાન સુખજનક થઇ રહે તે માટે જે આનુકૂલ્ય અપેક્ષિત છે તે આપનાર શરીર અને આંતરજ મન તથા નીતિઆદિ છે તેની અવગણના જ્ઞાન કરી શકે તેમ નથી. એ આનુકૂલ્ય સાધનાર હેતુઓ વિદ્યમાન હોય છે ત્યારે જ જ્ઞાન સુખનું સાધક થવામાં ઉત્તેજક હેતુ થઇ શકે છે.

અન્ય પ્રકારે વિચારીએ તો જ્ઞાન પોતાની ઉત્પત્તિ માટે જ એ અન્ય અનુકૂળતાની અપેક્ષા રાખે છે. એ અનુકૂળતા હોતી નથી ત્યાં જ્ઞાન ઉત્પન્ન જ થઇ શકતું નથી. જે મનુષ્યનું શરીર રોગગ્રસ્ત છે તેનું મસ્તિષ્ક દૃઢ અને દીર્ઘ વ્યાપાર કરવા જોઇએ તેવું સમર્થ હોતું નથી અને એ વ્યાપાર જ જ્ઞાનનો એક રીતે પર્યાય છે તેથી જ્ઞાન શરીરની દૃઢતાની અપેક્ષા રાખે છે એ સ્પષ્ટ છે. હવે ધારો કે એક પ્રજામાં સહસ્ર મનુષ્યને એક પ્રકારનું જ્ઞાન થયું કે અમુક વિષરૂપ પદાર્થ છે અને અમુક તેનું વારણ છે અને અમુક સ્થિતિમાં તે વારણ ચાલતું નથી. આ સહસ્ર મનુષ્ય કેવલ અનીતિમાન્ છે અર્થાત્ દુર્વિનીત જ છે. તો એ જ્ઞાનનો પરિણામ શો થશે ? એ મનુષ્યો પરસ્પરને વિષ દેવા જ પ્રવૃત્ત થશે અને તે એવી રીતે કે તેનું નિવારણ ન થઇ શકે. આ સાથે એ સર્વ મનુષ્યો એક બીજાને જોતાં પ્રસન્ન નહિ રહેતાં સદા ભયભીતજ રહેશે. એમની સ્થિતિનું કલ્પનામય ચિત્ર વિવેકી રચી જોશે તો તેને તરત સમજાશે કે આ સહસ્ર મનુષ્યો સુંન્દોપસુન્દન્યાયે એકબીજાના વિનાશક થઇ રહે છે અને એમની સ્થિતિ તે કેવલ દુર્દશા જ થઇ રહેશે, આમ થતાં પરિણામ એ થશે કે એ સર્વ મનુષ્યો અને એ મનુષ્યવડે બંધાયેલી પ્રજા વિનષ્ટ થઇ જશે તેથી એ જ્ઞાનવાનનો અભાવ જ થઇ રહેશે.

નાના વિધ વિદ્યા તથા કલામાં નિષ્ણાત થયેલા મનુષ્યો એવો નિયમ રાખનાર હોય કે સત્ય ભાષણ નહિ કરવું, તો એ સર્વમાં પ્રથમ તો પરસ્પર અવિશ્વાસ જ ઉત્પન્ન થવાનો. એક મનુષ્ય બીજાનું કહેવું કદાપિ માનવાનો નહિ, તેના પર લેશ પણ વિશ્વાસ રાખવાનો નહિ. જગતનો કેટલો વ્યવહાર વિશ્વાસથી રાખે છે એ તપાસનારને જણાશે કે હજારે

નવસેં નવ્વાણુંજેટલો વ્યવહાર અથવા તેથી પણ અધિક પ્રમાણનો વ્યવહાર કેવલ વિશ્વાસથી જ ચાલી રહ્યો છે. પત્નીને વિશ્વાસ છે કે પતિ તેનું અહિત કરનાર નથી અને તેથી જ તે નિઃશંકપણે તેમ સાથે રહે છે. પતિને વિશ્વાસ છે કે પત્ની તેને વિષ દેનાર નથી માટે જ શંકારહિતપણે તે પોતાના આહારને ગ્રહણ કરે છે. એક ગૃહમાં નિદ્રા લેનાર મનુષ્યો વિશ્વાસ રાખે છે કે આમાંથી કોઇ ઉઠી તેમનું હનન કરનાર નથી માટે જ તે સ્વસ્થપણે નિદ્રાવશ થઇ શકે છે. ગ્રાહકો વિશ્વાસ રાખે છે કે વ્યાપારીઓ તેમને હાનિ કરનાર માલ ખરીદાવતા નથી અને તેથી જ ભયરહિતપણે તેમનો માલ ખરીદે છે અને તેનો સંશય-રહિતપણે ઉપયોગ કરે છે. દરદી માને છે કે વૈદ્ય અથવા ડાકટર તેના દરદોની વિશુદ્ધિ કરનાર ઔષધ તેને આપી દેવાનો નથી અને એ વિશ્વાસને લીધે જ તેના વડે અપાયલું ઔષધ ડરવિના ગ્રહણ કરે છે. જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખી જોવામાં આવશે ત્યાં વિવેકીને જણાશે કે વિશ્વાસઉપર અને વિશ્વાસઉપર જ જગતનો વ્યવહાર ચાલી રહ્યો છે. રાજ્યનીતિમાં અભિજ્ઞ પુરુષો જણાવે છે अविश्वासो हि नीति-मूलम् અવિશ્વાસ, વિશ્વાસ નહિ ધરવો એ નીતિનું મૂલ છે. તોપણ એ અવિ-શ્વાસને અમુક સ્થાનમાત્ર જ હોય છે, જેની મર્યાદા અત્યંત સંકુચિત છે અને આખું જગત્ જે સન્મૂલજ રહેલું છે, વિશ્વાસના ઉપર જ રહેલું છે, તેથી આ વિદ્વાન્ અને અસત્ય બોલનાર મનુષ્યો પરસ્પરમાં વિશ્વાસવાળા નહિ રહેવાથી સદા દુર્દશામાં જ રહે છે, ભયમાં ને ભયમાં જ આયુષ્યને સત્વર ક્ષીણ કરતા વિનાશને પામી જાય છે અર્થાત્ એ પ્રજાનો ભૂમિપરથી સત્વર લોપ થઇ રહે છે. આ સાથે અસત્ય બોલવાના નિયમવાળા એ મનુષ્યો પોતાના જ્ઞાનની અન્યમાં સંક્રાન્તિ કદાપિ કરી શકે તેમ નથી. અસત્યનો સ્વભાવ હોવાથી પોતાનું સાચું જ્ઞાન તે અન્યને આપશે નહિ, અને આપવા કોઇ તૈયાર થાય તો તેના પર અવિશ્વાસને લીધે ગ્રાહક તેનું ગ્રહણ કરી શકશે નહિ. તેથી એ જ્ઞાન જેમાં જેટલું હોય તેમાં તેટલું જ રહી તેની સાથે વિનાશને જ પામી જશે; એટલું જ નહિ પણ એ જ્ઞા-નની વૃદ્ધિ તે તે વ્યક્તિમાં પણ કદી થઇ શકશે નહિ. મનુષ્યમાં જોતાં આપણને સમજાય છે કે કોઇ એક વિદ્યામાં પ્રવીણ થાય છે તો તે પ્રવીણતા પ્રાપ્ત કરવા તેણે બીજાની અસંખ્ય શોધોનો ઉપયોગ આવશ્યક હોય છે. એ ઉપયોગ કરે છે ત્યારે તેને પ્રાવીણ્યની પ્રાપ્તિ થઇ શકે છે. તેથી જ્યાં અન્યની શોધનો અન્યના જ્ઞાનનો લાભ અસત્ય સ્વભાવવડે અને અવિશ્વાસવડે અસંભવિત થઇ રહે છે ત્યાં કદાપિ પ્રાવીણ્યની સિદ્ધિ થઇ શકતી નથી તેથી આ રીતે કોઇ પણ વિદ્યા અથવા કલામાં પ્રાવીણ્યનો સંભવ જ આવતો નથી. તેથી સ્પષ્ટરીતે સિદ્ધ થાય છે કે અહિ જ્ઞાન નીતિની અનિવાર્ય આવશ્યકતા રાખે છે, નીતિ એના મૂલમાં હોય છે તો જ એ ઉત્પ-ન્ન થઇ શકે છે અને જ્ઞાન નીતિનું મૂળ શુષ્ક થઇ ગયેલું હોય છે તો જ્ઞાનની ઉત્પત્તિનો અસં-ભવ થઇ રહે છે અને જ્ઞાન સંપન્ન મનુષ્યનો પણ અસંભવ થઇ રહે છે.

જ્ઞાનવડે મોક્ષ થાય છે એવું જે શાસ્ત્રમાં કથન કરવામાં આવ્યું છે તે સત્ય છે પણ ત્યાં શાસ્ત્રકારે સ્પષ્ટ જણાવ્યું છે કે એ જ્ઞાન તે લૌકિક જ્ઞાન નથી, પણ એ તે તત્ત્વજ્ઞાન છે અને એ તત્ત્વજ્ઞાન પાપ કર્મનો ક્ષય થયે જ ઉત્પન્ન થઇ શકે છે અર્થાત્ પાપના; અનીતિના સંસ્કારોમાત્ર વિનષ્ટ થઇ જાય છે ત્યારે જ એ જ્ઞાન ઉત્પન્ન થઇ શકે છે તેથી તત્ત્વજ્ઞાનનું મૂલ અનીતિનો અભાવ અને નીતિ અથવા સદ્ગુણોની અલંકારવત્ અનુવૃત્તિ છે.

ધર્માનુષ્ઠાન જ્ઞાનની અપેક્ષા રાખે છે પણ જ્ઞાનમાં એ સમાપ્ત થતું નથી. અનેક મનુષ્યો જ્ઞાનને પામેલા હોય છે, ધર્મના જ્ઞાનવાળા હોય છે છતાં ધર્માચરણથી વિમુખ થઇ રહે છે. હું પાપને જાણું છું છતાં તેનાથી નિવૃત્ત થતો નથી, પુણ્યને જાણું છું છતાં તેમાં પ્રવૃત્ત થતો નથી એ પ્રકારનાં વચનો વિવેકીવડે વદાયેલાં શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તથા ધર્મની સિદ્ધિમાં એક સાધનરૂપે જ્ઞાનની અપેક્ષા રહે છે એ વાત સાચી છે પણ એ જ્ઞાનમાત્રથી ધર્મની સિદ્ધિ તથા ધર્મમાં પ્રવૃત્તિ થતી નથી પણ ધર્મમાં પ્રવૃત્તિ કરાવનાર સમર્થ હેતુ અન્ય છે એ પણ એટલુંજ સત્ય છે.

અર્થ તથા કામની સિદ્ધિમાં જ્ઞાનની અપેક્ષા રહે છે. જ્ઞાનવાન્ અર્થ તથા કામને સારી રીતે પામી શકે છે એ નિઃસંશય છે. પણ એ અર્થ તથા કામની સિદ્ધિ પણ સુખની સાધક થઇ રહે તે માટે એ જ્ઞાનના મૂલમાં નીતિ અને ધર્મસંસ્કારની આવશ્યકતા રહે છે. એના વિના અર્થ અનર્થરૂપ થઇ રહે છે અને કામ પણ હાનિકર જ થઇ રહે છે અર્થાત બંનેમાંથી કોઇ પણ પુરુષાર્થરૂપ રહેતા નથી. જે વિદ્યાસહ થાય છે ને વીર્યવત્તર હોય છે, અધિક બળવાન્ થઇ રહે છે એ ભાવની શ્રુતિ જ્ઞાનને માત્ર સહકારી રૂપે સ્થાપે છે અને વીર્યવત્પણું જ્ઞાનના કાર્યરૂપે નહિ વર્ણવતાં તેને કર્મ અથવા ઉપાસનાના કાર્યરૂપે વર્ણવે છે. તેથી આ વચન પ્રસ્તુત વિચારમાં પ્રતિકૂલ નથી.

આ પ્રમાણે વિચારતાં સ્પષ્ટ થાય છે કે જ્ઞાનની આવશ્યકતા, જ્ઞાનનું માહાત્મ્ય સર્વથા સિદ્ધ છે પણ એ જ્ઞાન નીતિ અને ધર્મની અપેક્ષા સારી રીતે રાખે છે. નીતિ અને ધર્મના પાયાપર જ્ઞાનરૂપ ભવન ચણાય છે તો જ તે દૃઢ થાય છે અને સુખજનક થઇ રહે છે. મનુષ્યસમાજનું બંધારણ જ્ઞાનપર જેટલો આધાર રાખે છે તે કરતાં નીતિપર જ વધારે આધાર રાખી રહ્યું છે. અજ્ઞાન પ્રજા સાથે રહી શકે છે અને પોતાના અસ્તિત્વનો નિર્વાહ કરી શકે છે પણ અનીતિમાન્ પ્રજા પોતાના અસ્તિત્વથી અલ્પ સમયમાં રહિત થાય છે. જંગલી મનુષ્યો ઘણે અંશે જ્ઞાનવિનાના હોય છે છતાં તે પોતાનું અસ્તિત્વ કાયમ રાખે છે અને તે જ ક્રમે ક્રમે પુત્રપૌત્રાદિ ક્રમે સુધરી હાલની સુધરેલી પ્રજાની પંક્તિમાં આવી રહી છે. પણ એ પ્રજા અનીતિનો જ સર્વાંશે આશ્રય કરે છે તો એ પ્રજા પરસ્પરના વિઘાતકરૂપ થઇ રહે છે અને ભૂલોકપરથી અદૃશ્ય થઇ જાય છે, એ ઉપરના સંક્ષિપ્ત વર્ણનથી કળી શકવું કઠિન નથી. તેથી સમાજની, તે તે પ્રજાની હયાતિમાટે જ્ઞાનકરતાં નીતિ અથવા ધર્મ પ્રધાનપદે વિરાજે છે.

વ્યક્તિપરત્વે જોઇએ છીએ તો ત્યાં પણ આ જ સિદ્ધાન્ત જણાય છે. સર્વ વિજ્ઞાનસંપન્ન મનુષ્યો જાણે છે કે જ્ઞાન એ મસ્તિષ્કના ઉપર આધાર રાખે છે. જ્ઞાન એ મસ્તિષ્કનો જ વ્યાપાર છે અને ઇતર કાંઇ જ નથી એ સંદિગ્ધ વિષય છે, જ્ઞાનનો વ્યાપાર અને મસ્તિષ્કનો વ્યાપાર એ બંને પર્યાય શબ્દો છે એવું જ્યારે કેટલાક વિજ્ઞાનસંપન્ન પુરુષો માને છે ત્યારે એ બંને સહભાવિ પૃથક્ પૃથક્ વ્યાપાર છે એવું અન્ય સમર્થ વિદ્વાનો માને છે. આમ છતાં એટલું તો બહુધા હાલનાં વિદ્વાન્ પુરુષોમાં સિદ્ધ થયેલું છે કે જ્ઞાન એ બાહ્ય મનસાથે સંબંધવાળી વ્યક્તિ છે ત્યારે નીતિ અથવા ધર્મ એ આંતર મનસાથે સંબંધવાળી વ્યક્તિ છે. મનુષ્યમાં રહેલા "અહં." નો બાહ્ય મનસાથે

અતિ અલ્પ સંબંધ છે અને ખરો સંબંધ તે આંતર મનસાથે જ છે. આંતર મન જન્મ જન્મ સાથે રહેનાર હોય ત્યારે બાહ્ય મન વર્તમાન જન્મની આવશ્યક્તાના પરિણામરૂપ છે, તેથી જ્ઞાનનો વિકાસ એ વર્તમાન જન્મસાથે સંબંધવાળો થઇ રહે છે અને નીતિસ્વભાવનો વિકાસ એ જન્મ જન્મમાં પ્રાપ્ત થનાર સંપત્તિ છે. જ્ઞાન જ્યારે પરિનિષ્ઠિત થઇ રહે છે, પરિનિષ્ઠાસુધી પહોંચે છે તો એ પણ અંતરતમ પ્રદેશને ચુંબન કરનાર થાય છે અને અહંના વિકાસરૂપ થઇ રહે છે પણ એ સ્થિતિએ પહોંચતાપૂર્વે તો જ્ઞાનનો વિકાસ એ સાધનનો વિકાસ છે અને નીતિનો વિકાસ એ સાચા અહંના વિકાસરૂપ છે. તેથી વ્યક્તિપરત્વે જોતાં પણ માનસિક વિકાસકરતાં નૈતિક વિકાસ વિશેષ અભિલષણીય છે.

આપણી પ્રચલિત સ્થિતિમાં જ્ઞાનના વિકાસથી આરંભમાં વર્ણવેલાં ફલો જોઇ શકીએ છીએ તેનું કારણ એ છે કે અહિં કેવલ જ્ઞાનનો વિકાસ નથી, પણ તે સાથે નૈતિક અને શારીરિક વિકાસ પણ રહેલો છે. જો પ્રજામાં નીતિનો અભાવ થઇ રહેલો હોય અને શરીરની કેવલ સામયતા થઇ રહેલી હોય અને પછી જ્ઞાનના વિકાસથી એ ફલો થયેલાં હોય તો એ ફલો જ્ઞાનમાત્રના વિકાસનાં ગણી શકાય પણ તેમ દષ્ટ નથી. જે પ્રજામાં જ્ઞાનનો વિકાસ થયેલો છે અને જેમણે એ ફલો પ્રાપ્ત કર્યાં છે તેમનામાં એ વિકાસની સાથે નીતિ તથા શરીરના વિકાસ પણ થયેલા ઉપલબ્ધ છે. તેથી એ સર્વ દષ્ટ ફલો જ્ઞાનના વિકાસમાત્રનાં ગણી શકાય તો નથી.

આ સર્વ વિચારથી એ સિદ્ધ થાય છે કે પ્રજામાં સૌથી પ્રધાનપદ તે નીતિધર્મના વિકાસને આપવું ઉચિત છે અને એનાથી પછી માનસિક વિકાસનું સ્થાન છે. સમાજની સ્થિતિમાટે શરીરની સ્થિતિ આવશ્યક છે, વ્યક્તિઓનાં શરીર દુર્બલ પડી નષ્ટ થઇ જાય છે તો તે પ્રજામાં ગમે તેટલું જ્ઞાન વિકસિત થયેલું હોય તોપણ તે જ્ઞાનસહિત તે પ્રજાનો અંત આવી જાય છે અને વ્યક્તિપરત્વે પણ એ જ સત્ય ઠરે છે. તેથી જ્ઞાન અને શરીર એ બેના વિકાસમાં શરીરનો વિકાસ પ્રથમ ગણવો ઉચિત છે. નીતિરહિત મલ્લજેવા દૃઢ શરીરવાળા મનુષ્યો પણ પોતાની હયાતિ, નીતિના અભાવે ટકાવી શકે તેમ નથી તેમ જ શરીર વર્તમાન જન્મસાથે સંબંધવાળું છે અને નીતિધર્મ જન્મપરંપરાસાથે સંબંધવાળા છે તેથી શારીરિક વિકાસકરતાં નૈતિક અને ધાર્મિક વિકાસ પ્રધાન ગણવો ઉચિત ઠરે છે. તેથી આ ત્રિવિધ વિકાસમાં ક્રમ આ પ્રમાણે હોવો ઘટે છે કે પ્રથમ પંક્તિ નૈતિક અને ધાર્મિક વિકાસની છે, દ્વિતીય શારીર વિકાસની છે અને તૃતીય માનસિક વિકાસની છે. આમ હોવાથી શિક્ષણ, કેળવણી આદિની પદ્ધતિનો પણ એ જ ક્રમ સ્થાય. અને એ પ્રકારના અર્થને સાધનાર શિક્ષણપદ્ધતિ અથવા કેળવણીની પદ્ધતિ તે શ્રેયસ્કર છે અને એમાં વિપર્યય કરનાર અથવા વ્યુત્ક્રમ કરનાર પદ્ધતિ હાનિકર છે. તેથી સર્વ પ્રજાએ અને સર્વ ધર્મસંસ્થાએ એ હાનિકર વ્યુત્ક્રમનો ત્યાગ કરી, આ શ્રેયસ્કર ક્રમને જ સ્વીકારવો ઘટે છે. એ શ્રેયસ્કર ક્રમનો સ્વીકાર કરવામાં જ તે તે પ્રજા અથવા ધર્મસંસ્થાનું શાશ્વતપણું સમાયેલું છે તેથી પોતાના અસ્તિત્વ માટે એ કલ્યાણસાધક ક્રમને સંમાન આપવું ઉચિત છે.

# मंगल वर्ष.

મહાકાલ એ શું છે, તે તમે અને અમે છે. એ આપણુ ઉભયનો યોગ છે. મહાકાલ તમે પણ નથી, અને મહાકાલ અમે પણ નથી. મહાકાલના એકલા તમે સંબંધિ નથી તેમ અમે એકલા નથી, આપણુ ઉભય છીએ. અમારો જેમ તેમાં અંશ છે, તેમ તમારો પણ તેમાં અંશ છે. ઈશ્વરનું પ્રાકટ્ય જેમ, જીવોના હિતને માટે છે, તેમ મહાકાલનું પ્રાકટ્ય તમારા અને અમારા હિતને માટે છે.

આમ હોવાથી મહાકાલના મંગલ વર્ષનો પ્રારંભસમય અમને જેટલો આનંદજનક હોય તેટલો જ તમને પણ તે આનંદજનક હોવો સંભવે છે. કારણ કે મહાકાલ એ આપણો જ એક અંશ છે, અથવા આપણે તેના એક અંશ છીએ. અને તેથી એ નિમિત્તે આપણુ સર્વને એકસરખો આનંદ પ્રકટે એમ છે.

અને તે પ્રકટવો જ જોઇએ, કારણ કે તે આપણા અત્યંત હિતનો પ્રસંગ છે. જેનું હિત બીજું કોઈ ન કરી શકે એવું હિત મહાકાલ કરતું હોવાથી તેના મંગલવર્ષનો આરંભ આપણને અત્યંત આનંદજનક હોય એ નિઃશંક વાર્તા છે.

મંગલ એ શું છે? મંગલ એ સર્વ હિતનો, શુભનો, આનંદનો, જ્ઞાનનો, પ્રસાદનો, પ્રેમનો, અભ્યુદયનો, મનોહરતાનો, દિવ્યતાનો તથા સર્વોત્કૃષ્ટતાનો રણકારો છે. જેમ કોઇ પણ ધ્વનિ દૃષ્ટાંતરૂપે ઘંટના ધ્વનિનો રણકારો હોય છે, તેમ પૂર્વે કહેલી સર્વ ગુણની મળેલી એક વસ્તુનો તે રણકારો છે. જેમ ઘંટના આરંભક ધ્વનિકરતાં તેનો પાછળનો સરળપણે વહેતો રણકાર મધુર હોય છે, તેમ આ રણકાર, છે મંગલરૂપ રણકાર પણ પરમ મધુર છે. એ રણકારસરખો જ આત્માનો સ્વર છે. ટન્ ટન્ થતો આરંભક ધ્વનિ એ કંઇ આત્માનો સ્વર નથી, પણ શાંત મધુર અને નિસ્પંદસરખો રણકાર એ જ આત્માનો સ્વર છે. ટન્ ટન્ કરતા—આરંભક ધ્વનિકર્તા તેના રણકારના જ સ્વરમાં અધિક આનંદ પ્રકટે છે. એવો રણકાર—પૂર્વ ગણાવ્યા તે ગુણોની અત્યંત સૌમ્ય છતાં કેવલ મધુરકલા એ મંગલ છે વિચારો, મંગલનું સ્વરૂપ પરમ અદ્ભુત છે, બહુ સૂક્ષ્મ છે.

આવું મંગલ—મનોહર મંગલ જેમાં રહ્યું છે, તેવું આ વર્ષ છે. એ વર્ષમાં આવા મંગલનો મહામનોવેધક સ્વર તમે શ્રવણ કરો તેમાં તલ્લીન થાઓ એ જ ઇચ્છા છે.

મહાકાલમાં આવું મંગલ વ્યાપી રહ્યું છે. તે આ મંગલનો મધુર રણકાર કરે છે, તમે શ્રવણ કરશો? તે મેઘગર્જના જેવો નથી, પણ સૂક્ષ્મ છે, છતાં મહા અદ્ભુત છે. પરંતુ એ સ્વરને શ્રવણ કરીને અટકશો નહિ. એ સ્વર એક માર્ગરૂપ છે. અને તે તમને કારણસ્વરૂપમાં લઇ જાય છે. જેમ રણકાર ધીમે ધીમે શમી જાય છે, તેમ તેમાં ભળનાર તમારાં મન વગેરેને તે ધીમે ધીમે કારણસ્વરૂપમાં ભેળવી દે છે, માટે એ રણકારમાં ઓતપ્રોત થાઓ—તન્મય થઇ રહો અને તેમ થતાં તમારે જ્યાં જવું છે, ત્યાં સુગમપણે જઇ શકશો. આ રણકાર એ એવો રથ છે કે જેમાં બેસવાથી તમે ધારેલે સ્થળે પહોંચી શકો છો.—અને તે પણ બીજા કશા જ શ્રમવિના.

પ્રિય સજ્જનો! જેમ સૂર્ય પોતાના અણુઅણુમાં પ્રકાશથી છવાઇ રહ્યો છે તેમ મ-

કાલ તેના અણુઅણુમાં મંગલથી છવાઇ રહ્યું છે. તે મંગલપૂર્ણ છે, અને મહાકાલનું સેવન તમને બીજું કશું જ નથી આપતું પણ આ મંગલ જ આપે છે. મહાકાલના ગાનના મંગલમય રણકારમાં તમે ભળો, અને જુઓ કે કેવી સરળતાથી તમે ઉન્નતિના શિખરને પહોંચો છે.

આકાશ જેમ પોતાના અનન્તપણાને સર્વત્ર પ્રસારી રહ્યું છે, તેમ ઉક્ત મંગલ મહાકાલમાં સર્વત્ર પ્રસરી રહ્યું છે. અને જેમ ઉંચે દૃષ્ટિ કરતાં આકાશનું સ્થૂલ સ્વરૂપ તમારી દૃષ્ટિએ આવે છે તેમ એ મંગલનું સ્થૂલ સ્વરૂપ મહાકાલને વાંચવાથી તમે જોઈ શકો છો. પરંતુ ઉપર દૃષ્ટિ કરતાં દેખાતું આકાશ એ કંઇ સંપૂર્ણ આકાશ નથી–આકાશ શબ્દમાં વહન થતા અર્થનું તે પૂર્ણ પ્રતીક નથી. પરંતુ વાસ્તવ આકાશ તો બ્રહ્માંડની પારના પ્રદેશમાં રહ્યું છે, અને તેને યોગીદૃષ્ટિ જાણી શકે છે, તેમ મહાકાલનું વાચન એ જ કાંઇ મંગલનું પૂર્ણ સ્વરૂપ નથી. પરંતુ જ્યારે તેનું મનન કરો છો, ત્યારે તમે તેના સૂક્ષ્મ વાસ્તવ સ્વરૂપમાં પ્રવેશી શકો છો. અને ત્યારે તમને જણાય છે કે ખરું મંગલતત્ત્વ તો ત્યાં જ રહ્યું છે. જેમ યથાર્થ આકાશ બ્રહ્માંડની પારના પ્રદેશમાં છે, તેમ મંગલની–મંગલના ચમત્કારિક માહાત્મ્યની—ખરી ખૂબી અથવા સૂક્ષ્મ કળા તો આ મનનમાં, મહાકાલના વાચનના મનનમાં રહેલી છે. અને એ મનન તમને પૂર્ણ મંગલતાનો અનુભવ કરાવે એમ છે.

આજથી આરંભાતા નવીન વર્ષમાં મહાકાલ મંગલસ્વરૂપે તમને પ્રત્યક્ષ થાય છે. તેનાં તમે અંતર્માર્ગ દર્શન કરો. અને તેના સૂક્ષ્મરૂપના જેમ જેમ દર્શન કરતા જશો તેમ તેમ તમે તમારામાં વિલક્ષણ મંગલને પ્રસરતું જોશો. પૂર્વે કહ્યું તેમ તમે મહાકાલના અંશરૂપ છે, અને તેથી મહાકાલનું મંગલસ્વરૂપ એ તમારું જ મંગલસ્વરૂપ છે. તમે તેને તમારા પોતાના રૂપે જાણો. तत्त्वमसि, એ પ્રકારનું અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તેનું મનન કરો.

પરંતુ અનુભવજ્ઞાન પ્રાપ્ત કરીને અટકવાનું નથી, પરંતુ તત્સ્વરૂપ થવાનું છે. અને તેને માટે મહાકાલનું કેવલ મનન ન કરતાં તેનો અનુભવ કરો. કોઇ પણ વિષયનું મનન, તે વિષયને માનસિક પ્રદેશમાં રમાડે છે, પરંતુ તમારે તો મહાકાલમાં રહેલા મંગલને જ્યાં ત્યાં પ્રકટ જોવું છે, તમારા જીવનમાં તેને પ્રત્યક્ષ થયેલું પ્રમાણવું છે. તો તેને માટે તેનો અનુભવ કરવો જોઇએ. મહાકાલમાં જે વાંચો અને તેમાં પણ તમારા હૃદયને જે અત્યંત સ્પર્શ કરે તેનું મનન કરજો, અને મનન કરીને તે વિચારને આચારમાં મૂકજો. અને જેમ જેમ એ આચારમાં–અનુભવમાં—ઉતરતો જશે, તેમ તેમ તે તેમાં રહેલી અપૂર્વ મંગલતાનો તમને પ્રત્યક્ષ અનુભવ કરાવશે. અને તેમ થતાં તમને तत्त्वमसि રૂપે જાણનાર તમે સહસા વદી ઉઠશો–તમારી વાણી કે મનથી નહિ–પણ તમારા આત્માથી જ વદી ઉઠશો–અનુભવરૂપે વદી ઉઠશો કે अहं महास्मि.

આ અનુભવ કરાવવાઅર્થે મહાકાલનો ઉદય છે. અને તેના સ્થૂલ સૂક્ષ્મ તથા પરમ સૂક્ષ્મ સ્વરૂપમાં પ્રવેશવાનો વાંચન, મનન તથા અનુભવ એ ક્રમ છે. એ ક્રમને તમે સાધી શકો એમ છે, અને તે વડે કેવલ મંગલમયતામાં અભેદ પામી રહો–મંગલમયતાને તમારી પોતાની કરી લ્યો–એમ છે.

ત્યારે કરીશું ! એ મંગલમયતાને સિદ્ધ કરવાનો આજથી આરંભ કરીશું ! કેમકે આજે વર્ષારંભ છે. અને તે મંગલ વર્ષારંભ છે. સમય અને સામગ્રી ઉભય પ્રાપ્ત છે. તમે એ .

ઉભયમાં ભળો, એ ઉભયને તમારામાં ભેળવો અને તમે ત્રિપુટી થશો, એ ત્રિપુટીની એક્તા થતાં તમે ત્રણે કેવલ મંગલમય બની જશો.

પછી શું અવશિષ્ટ રહે છે ? કાંઇ જ નહિ. જેથી પર બીજો કોઇ જ લાભ નથી એવા પરમ લાભને પ્રાપ્ત થયેલા તમને પછી કશી જ ન્યૂનતા કે અપૂર્ણતા જણાતી નથી. પૂર્ણતા એ પણ તમારું સ્વરૂપ, તૃપ્તિ એ પણ તમારું સ્વરૂપ અને સર્વસ્વ એ પણ તમારું જ સ્વરૂપ છે, એમ તમને જણાય છે. જરા કલ્પના કરો કે આ સુખ કેવું હશે ! જરા કલ્પના કરો કે એ આનંદ કેવો હશે ?

ભગિનીઓ ! બંધુઓ ! વાણી, કોઇની પણ વાણી એ મંગલમયતાને કહી નહિ શકે. લેખિની, કોઇની પણ લેખિની એ મંગલમયતાનું ચિત્ર નહિ ચિતરી શકે, તેનું સ્વરૂપવર્ણન નહિ લખી શકે. પણ તમારું અંતઃકરણ તે તમને જણાવી શકશે, તમારી અંતરની કોઇ ગુપ્તવાણી તે તમને કહી શકશે, તમારું મન તે ચિત્રને ચિતરી શકશે. તમે તેને જોઇ શકશો, તેનો અનુભવ કરી શકશો, તદ્રૂપ થઇ શકશો. પરમાત્માના અનુગ્રહથી મંગલના દિવ્ય રણકારાનું તમે શ્રવણ કરો. તે જ નૈસર્ગિક ધ્વનિરૂપે તમારામાં ઉઠતો સ્વર છે તેને ઓળખો, તેનું મનન કરો અને એ સ્વરૂપ થતાં તેના પૂર્ણ માહાત્મ્યનું પ્રકાશન કરો.

આવો, ત્યારે ભગિનીઓ ! બંધુઓ ! સહકારી સંકલ્પ કરીએઃ

**મંગલમય વર્ષના મંગલમય આરંભે સર્વ મંગલમયતા અનુભવો.**

---

# તમે કેવા વિચાર કરો છો.

જેવા પ્રકારના વિચારો તમે કરો છો, તેવા પ્રકારના જગતને તમે સર્જો છો. તમારા જગતમાં જે કંઇ ફેરફારો થાય છે, તે તમારા વિચારોને અનુરૂપ હોય છે. પરંતુ એ કાર્ય કારણના સંબંધને દર્શાવનારી બંધેની સાંકળ સૂક્ષ્મ પ્રદેશમાં રહી છે, અને તેથી તેને જોવાની સવિશેષ દૃષ્ટિ જ્યાં સુધી તમને પ્રાપ્ત નથી ત્યાં સુધી તેને તમે જોઇ શકતા નથી. માત્ર તેના બે છેડાઓ તમને જણાય છે.

---

તમારા આનંદમાંથી તમે જેમ જેમ અધિક અને અધિકની આશા રાખ્યા કરો છો, તેમ તેમ તે આનંદ તમને અધિક અને અધિક સુખાનુભવ કરાવતો જાય છે, આનંદમાં અત્યંત સુખાનુભવ કરાવવાની શક્તિ છે. જેમ જેમ ઉચ્ચ આનંદ તેમ તેમ તેમાં ઉચ્ચ સુખ હોય છે, અને તે આનંદનો જેમ જેમ અધિક ઉપભોગ કરો છો, તેમ તેમ તે તમને અધિક અને અધિક સુખ આપે છે.

---

આપણને પ્રાપ્ત થતાં દુઃખોમાંનાં ઘણાં ખરાં તો આપણે કેવા દુઃખી છીએ એ પ્રકારના આપણા ચિંતનથી જ આપણને પ્રાપ્ત થયાં હોય છે અને થાય છે.

---

તમારી દુર્બલતાને જેમ જેમ અધિક દૃઢ કરતા જાઓ છો, અને તે બોલીને, વિચારીને, કલ્પીને તથા સ્વીકારીને તેમ તે દૃઢ થાય છે, તેમ તેમ તે દુર્બલતા અથવા અશુભ તમને અધિકાધિક પ્રમાણમાં આવતું જાય છે.

---

જ્યારે તમને કંટાળાનું ભાન થાય ત્યારે, તમે કેવા અને કેટલા કંટાળી ગયા છો તથા તેનું તમને કેવું ભાન થાય છે એનું જો ચિંતન કરવાનું જારી રાખ્યા કરો છો તો તમને એ કંટાળાનું અધિક અને અધિક ભાન થયાં કરે છે.

પોતે કેવા દુર્બલ છે, એવું જેઓ પોતાની મેળે નિરંતર સ્મરણ કર્યા કરે છે તેઓ જ અત્યંત દુર્બલમાં દુર્બલ મનુષ્યો હોય છે; બલવાન્ મનુષ્યો માટે પણ તેમ જ છે.

---

શરીર અથવા મનની જે સ્થિતિઉપર વધારે વિચાર અને લક્ષ આપ્યા કરવામાં આવે છે, તે સ્થિતિ વધારે સતેજ થાય છે. અનુકૂલ અને પ્રતિકૂલ બંને સ્થિતિઓને સતેજ કરવાનો આ માર્ગ છે.

---

તમારા જીવનમાં જે કંઇ ઉત્કૃષ્ટ છે તેની જેમ જેમ અધિક પ્રશંસા કરો છો, અને તેના ઉપર જેમ ભાર મૂકો છો અર્થાત્ તેનું આગ્રહથી કથન કરો છો, તેમ તે જીવનમાંથી તમે અધિકની પ્રાપ્તિ કરો છો.

સદ્‌ગુણી થવું એ કેટલું ભવ્ય અને ઇચ્છવા યોગ્ય છે, તેનું તમે રસપૂર્વક, મનની લાગણીથી જેમ જેમ અધિક ચિંતન કરો છો, તેમ તેમ તેવા થવાના માર્ગને તમે બહુ સુગમપણે અને સત્વર કાપતા જાઓ છો.

---

તમારા શરીરના કોઇ પણ વિભાગના બળને તે વિભાગ ખરેખરો કેટલો બલવાન્ છે એવું સતત ચિંતન કરવાથી તે વિભાગના સામર્થ્યને તમે દ્વિગુણિત કરી શકો છો.

---

કોઇ પણ વસ્તુને માટે જ્યારે તમે નિરાશ થઇ જાઓ છો અથવા અસંતોષને પામો છો, અને તે સમયે તમને પ્રાપ્ત નિરાશા કે અસંતોષને માટે અધિક વિચાર કરો છો, ત્યારે તમે એથી પણ અધિક નિરાશ અને અસંતુષ્ટ બનો છો. આથી તેવી સ્થિતિની વૃદ્ધિ ન કરવી હોય તો એ અસંતોષને એટલેથી જ અટકાવી દેવો જોઇએ, કાપું ત્યાંથી કાપી નાખો.

---

તમારા સંબંધીઓના અનભિલષણીય ગુણો કે લક્ષણો સંબંધી તમે જેમ જેમ વધારે અને વધારે ચિંતા અને ભય ધરો છો; તેમ તેમ તેવા મનુષ્યો સાથે સંબંધ જાળવવો તમને બહુ કઠિન થઇ પડે છે અને એ પ્રકારે જ્યાં ત્યાંથી અને જેની તેની સાથેનો સંબંધ તોડવો એ તમારાથી બની શકે તેમ નથી; અને તેથી તમારે કરવાનું છે તો એ જ છે કે તેમના સદ્‌ગુણોને જોવા અને તેમનામાં ઉત્તમ લક્ષણોનું તમારા મનવડે દૃઢપણે આરોપણ કરવું.

---

તમારૂં દૈવ તમારી ઇચ્છાનુકૂલ ન જણાતું હોય તો તેમાં જે કંઇ તમે ન ઇચ્છતા હો તેની તમારા મનઉપર વારંવાર છાપ પાડ્યા કરવાથી અને તેને પુનઃ પુનઃ ઉપસ્થિત કરવાથી તે દૈવ અથવા પ્રારબ્ધને સહન કરવું તમને બહુ કઠિન થઇ પડે છે. અને તમારે તે સહન કર્યા વિના તો છૂટકો જ નથી, તો પછી તેને હાથે કરીને વધારે અસહ્ય શા માટે બનાવવું!

---

અમુક મનુષ્યોપ્રતિ તમારો ગમે તેટલો અભાવ હોય તોપણ માત્ર તેમના જ સદ્‌ગુણોનો જ વિચાર કરવાથી તમે તેમનાપ્રતિ એક અત્યંત પ્રિય મિત્રના ભાવને પ્રકટાવી શકો એમ છે, અને એ રીતે જ **वसुधैव कुटुंबकम्**–આખી પૃથ્વીને કુટુંબરૂપ કરી શકો એમ છે.

---

તમારા ઉપાધિઓ તથા કષ્ટો માટે જેમ જેમ તમે અધિક અધિક વાટાઘાટ અને ચિંતા કરો છો તેમ તેમ તે વધારે વધારે વિપરીત રૂપ પકડતા જાય છે. એથી ઉલટું તમે તેમની જેમ જેમ ઉપેક્ષા કરો છો તેમ તેમ તે તમને ઓછા સતાવે છે.

---

તમારા ઉચ્ચ અને સબલ ગુણોનું તમારા અંતઃકરણની અત્યંત ઉંડાણપી અને અખંડિત-

પણ ચિંતન કરો છો, તેમ તેમ તમે અધિક વિશાલ મનને અને અધિક બલવાન્ ચારિત્ર્યને અત્યંત સ્થાયીપણે રચો છો.

---

તમારી સર્વેંગ પ્રેચ્છાઓનો, તેની સિદ્ધિને માટે કોઇ પણ માર્ગ હોવો જોઇએ એ અભિલાષાપૂર્વક જેમ જેમ વિશેષ વિચાર કરો છો, તેમ તેમ તે ઇચ્છાઓ અધિક બલવાન્ બનતી જાય છે; અને તે એટલી તો પ્રબળ થઇ શકે છે કે, પછી તેને તમારાથી ચોક્કસ રોકી શકાતી નથી; અને તેવી તીવ્ર ઇચ્છા ફલ પ્રકટાવે છે, ત્યારે જ શમે છે.

---

તમારી શારીરિક જરૂરીયાતો અને ભાવોમાં તમારા વિચાર તથા લક્ષને જેમ જેમ અધિક પ્રમાણમાં પરોવો છો, તેમ તેમ પરિણામે માનસ શક્તિઓ ઉપર પણ અમુક પ્રકારનું નિયમન (control) ચલાવે એવા પ્રકારની તમારી શારીરિક બાજુ બલવાન્ બનતી જાય છે. અને જ્યારે એ પ્રકારે થાય છે ત્યારે તમે ઉતરતી પંક્તિમાં આવતા જાઓ છો; કેમકે સૂક્ષ્મ વિપત્તિઓપ્રતિ તમારૂં શારીરિક બલ સામું ધસતું નથી, પણ માનસિકબલ જ ધસે છે, અને તેથી તેને અત્યંત બલવાન્ રાખવાની અગત્ય છે. તે પ્રતિ ઉપેક્ષા કરવાથી અને શારીર બલપ્રતિ જ લક્ષ આપવાથી તમે સર્વ અંશથી નિર્ભય બની શકતા નથી.

---

જે દિશામાં તમે રહેવાને, અંકુરિત થવાને તથા વિકાસ પામવાને ઇચ્છતા હો તેમાં વિચારને પ્રેર્યા કરજો. અને તેમ કરવાથી તમારા જીવનની ઉદ્યોગિતા કે જે એ માર્ગે વહેતી હોય છે તેમાં અધિક બળનો ઉમેરો કરો છો. તેથી જે પ્રકારે તમે વિચાર કરો છો તે રીતે તમારે કેવી ઉત્તમ પ્રગતિ કરવી તેનો નિર્ણય કરી શકો છો એટલું જ નહિ, પણ જીવનમાં જે કંઇ પ્રતિકૂલ પ્રાપ્ત થાય તેમાંથી કેવી રીતે નીકળવું તેનો પણ તમે નિર્ણય કરી શકો છો.

---



## આત્માનો મોટામાં મોટો સંદેશો આ છે.





સઘળું, સર્વદા સર્વોત્તમ છે એવા મનુષ્યમાં રહેલા આત્મામાં એક અદ્ભુત સૃષ્ટિ છે. અને એ સૃષ્ટિમાં આ ક્ષણે પ્રવેશવાનો પ્રત્યેક મનુષ્યનો અધિકાર છે. તે પ્રદેશ મારો છે. અને મારા અંશભૂત પ્રત્યેક મનુષ્ય એ પ્રદેશનો પૂર્ણ ભોક્તા છે. મારા પ્રદેશમાં કોઇ પણ સમયે પ્રવેશવાનો મેં સર્વ મનુષ્યને અધિકાર આપ્યો છે. તેમાં નિવાસ કરવાનો; અને તે પણ આ સ્થૂલ શરીરમાં રહ્યે રહ્યે અને તેના વ્યાપારો કરવા છતાં પણ તે પ્રદેશમાં આવવાનો મેં સર્વ મનુષ્યોને અધિકાર આપ્યો છે. કોઇ આવો છો? એ પ્રદેશમાં તમારે જે જોઇએ તે છે. તમારે જેની અત્યંત જરૂર છે, અને તે શું તે તમે નથી જાણતા એવું પણ ત્યાં છે. તમે હાલ જ્યાં રહો છો ત્યાં તમારા જ્ઞાતવ્યને તમે પૂર્ણપણે જાણી શકતા નથી. અને તેથી તમારે શું પ્રાપ્તવ્ય છે, અને તમને શું શું પ્રાપ્ત થઇ શકે એમ છે; તે પણ તમે પૂર્ણપણે જાણી શકતા નથી. પણ, નિરંતરની સુખ ભાગે એવું તેમાં છે. અને તે તમારૂં છે. આવો, મેં હસ્ત લંબાવ્યો છે, તે ગ્રહણ કરીને આવો; કેમ આવો છો?

આત્માનો આ મોટામાં મોટો સંદેશ છે. મનુષ્યે જાણવા યોગ્ય સત્યોમાં આ એક મોટામાં મોટું સત્ય છે. અને આ સત્ય એવું છે કે જે આખા જગતે જાણવું જોઇએ.

## દ્રવ્યના ઉપયોગમાં એક સૂચના.

મનુષ્યનો મોટો ભાગ જેટલું ખાય છે, તેના પ્રમાણમાં તેને બહુ જ ઓછું પચે છે, મનુષ્યનો મોટો ભાગ જેટલું શ્રવણ કરે છે તેના પ્રમાણમાં તેને ઘણું જ થોડું સ્મરણમાં રહે છે તેમ મનુષ્યનો મોટો ભાગ જે દ્રવ્ય ખર્ચે છે, તેના પ્રમાણમાં તે બહુ જ અલ્પસુખ ભોગવે છે, કેમકે તે દ્રવ્યમાંના સદુપયોગનો અંશ બહુ જ થોડો હોય છે.

મનુષ્યોએ એવા પ્રકારે દ્રવ્ય ખર્ચવું જોઇએ કે જેમાંથી તેને કંઇ પણ પાછો લાભ મળે, ભલે તે પાછો મળનારો લાભ દ્રવ્યરૂપે ધાન્યરૂપે, વસ્ત્રરૂપે, ગૃહરૂપે, કે એવા કોઇ પણ સ્થૂલરૂપે ન હોય, કારણકે સ્થૂલ વસ્તુ એ જ કાંઇ વસ્તુનું સર્વસ્વ નથી એ વિના પણ બીજી વસ્તુ છે, અને તે સૂક્ષ્મ છે. તે સૂક્ષ્મમાં પણ જો લાભ થાય છે તો તે દ્રવ્ય ખર્ચ્યું સાર્થક છે, અત્યંત સાર્થક છે.

મનુષ્યો દ્રવ્યનો ઉપયોગ કરીને જે બદલો લેવા ઇચ્છે છે તે આ સ્થૂલ પદાર્થોનો જ હોય છે. અને મનુષ્યની ત્યાં પ્રથમ ભૂલ થાય છે. જો દ્રવ્ય જેવા સાધનથી બદલારૂપે કોઇ સૂક્ષ્મ ફલ મળતું હોય તો તેની શા માટે અવગણના કરવી—અરે, તેને પ્રથમ જ શા માટે ન પ્રાપ્ત કરવું તે સમજાતું નથી. ઘણા કહેશે કે વ્યવહાર નિર્વાહ કરવા માટે ધનદ્વારા સ્થૂલ પદાર્થોને મેળવવામાં આવે છે, પરંતુ પ્રિય ભાઇ! શું તમે એમ જાણો છો કે કેવલ સ્થૂલ પદાર્થોની પ્રાપ્તિવડે જ વ્યવહાર ચાલે છે? અને જે ચાલે છે તે ઉત્તમ હોય છે? દ્રવ્યવડે સ્થૂલ સાધન મેળવીને તમે અનેકના વ્યવહારોને જોયા છે તે શું ઉત્કૃષ્ટ પ્રકારના ચાલતા જણાય છે? તેમાં શું કોઇ પ્રકારની ખામી નથી જણાઇ? તે મનુષ્યોના વ્યવહારમાં શું કોઇ સુખની ન્યૂનતા નથી જણાઇ? તમે કહો છો એ પ્રકારે દ્રવ્યનો ઉપયોગ કરવાથી તેમને વ્યાવહારિકી શાંતિ પ્રાપ્ત થઇ છે? તેમને ગમે તેટલું દ્રવ્ય મળ્યું હોય અને તેનો ઉપયોગ કરે તોપણ તેઓ વ્યવહારની સમગ્ર ચિંતાથી મુક્ત થઇ શકે એમ છે?

મનુષ્યની આ સ્થળે પણ એક ભૂલ જ થાય છે. તે જાણતો હોય છે કે સ્થૂલ સાધનની પ્રાપ્તિ થતાં વ્યવહાર ઉત્તમ પ્રકારે થાય છે, પણ તેમ નથી. ક્રોધથી પોતાની સ્ત્રીને તાડન કરી ઉત્પન્ન થતા કલહને કયું સ્થૂળ સાધન ટાળે છે? શું ઘરની તપેલી કે કડછી તે કલહને દૂર કરી શકે છે? પ્રિય જનનું મૃત્યુ થતાં પ્રકટેલો અંતરનો શોક શું કોઇ વસ્ત્ર કે ટેબલ ખુરશી ટાળે છે? મતિની થયેલી મુઝવણ અને તેથી વ્યવહારમાં અનેક પ્રસંગે જે વિઘ્ન ઉત્પન્ન થાય છે, તે મતિની મુઝવણને ઘરમાંના દાળ ચોખા કે દીવેલનું કોડીયું ટાળે છે!

વ્યવહારમાં અડચણ માત્ર સ્થૂલ પદાર્થોના અભાવની કે ન્યૂનતાની નથી; તે વિના બીજી વસ્તુ પણ છે કે જેના વિના વ્યવહારસિદ્ધિમાં મોટી ન્યૂનતા રહે છે. અને તે વસ્તુ તે મનુષ્યના મનની યોગ્યતા છે. એ જો નથી હોતી તો વ્યવહાર સિદ્ધિમાં બાહ્ય સાધનોનો તેના આગળ ઇજીપ્તના પિરામિડ જેવડો મોટો ગંજ મારો તોપણ તેવડે તેનાથી વ્યવહાર-સિદ્ધિ થતી નથી. સૂક્ષ્મ વિચાર કરી જોતાં તમને આ વાર્તા સમજાશે.

તેથી સર્વાંશે નહિ તો સ્વલ્પાંશે પણ દ્રવ્યાદિના વ્યયથી કોઇ એવું સાધન પ્રાપ્ત થાય કે જેવડે મનુષ્યના મનની યોગ્યતામાં અધિકતા થાય તો તે દ્રવ્યાદિના ભોગથી પણ ગ્રહણ કરવાયોગ્ય છે એ સહજ નિશ્ચય કરી શકાય એમ છે.

જો કે એ ખરૂં છે કે દ્રવ્યાદિના ભોગથી એવી કોઇ વસ્તુ મળી જાય કે જેથી અનાયાસ મનની યોગ્યતામાં વૃદ્ધિ થઇ જાય, એવું તો કાંઇ નથી પરંતુ તે તો સ્થૂલ પદાર્થમાં પણ કયાં છે ? ધાન્ય લાવવાથી કંઇ ભોજન મળતું નથી, કપાસ લાવવાથી કાંઇ વસ્ત્ર પહેરાવું નથી. તેમાં પણ પ્રયત્નની અગત્ય પડે છે, તેમ મનની યોગ્યતા કરવામાં પણ પ્રયત્નની અગત્ય તો રહેવાની જ. તોપણ કેવો પ્રયત્ન કરવો, અને તેમાં વિઘ્નો આવે તો તેને કેવી રીતે ટાળવાં એ વગેરેના ઉપાયો દર્શાવવામાં આવ્યા હોય એવું કોઇ સાધન જો પ્રાપ્ત થાય તો મનની યોગ્યતાને વધારવાના પ્રયત્નમાં એક સમર્થ સહાય મળી કહેવાય.

આ સંબંધી વિચારી જોતાં જણાશે કે તેવું સાધન એક ગ્રંથો છે. સદ્ગ્રંથો છે. સદ્ગ્રંથો કે જે ઉપર કહ્યું તેવા પ્રકારનાં સાધનને પૂરા પાડનાર હોય તેનું જ વાચન થાય અને તે ઉપર વિચાર, ચિંતન વગેરે કરવામાં આવે તો, મનુષ્યનો વ્યવહાર અત્યંત ઉત્તમ પંક્તિનો થાય અને તેની સાથે તેનું સમગ્ર જીવન સર્વ પ્રકારની ઉન્નતિને પામવાના ક્રમઉપર ચઢે.

આમ હોવાથી પ્રત્યેક મનુષ્યે વ્યવહારસિદ્ધિનાં બીજાં સાધનોમાં જેમ દ્રવ્ય ખર્ચવાની અગત્ય છે, તેમ ઇતર સર્વ સાધનો કરતાં સદ્ગ્રંથો ખરીદવામાં પણ બનતું દ્રવ્ય ખર્ચવાની અત્યંત અગત્ય છે. બીજા વ્યયમાં કમી કરીને પણ આ વ્યય કરવાની આવશ્યકતા છે.

પરંતુ ગ્રંથો લેવામાં પણ એક પ્રકારની સાવધાનતા અથવા વ્યવહારપક્ષને અનુકૂલ શબ્દમાં કહીએ તો 'વ્યવહાર કુશલતા'ની અગત્ય છે. દિવસે દિવસે ગ્રંથો એટલા બધા પ્રમાણમાં પ્રકટ થાય છે કે જેમાંથી મનુષ્યે કેવા ગ્રંથો પસંદ કરવા એ પ્રશ્ન નિર્ણય કરવો પણ કઠિન થાય છે. મનુષ્યની આ બાબતમાં યથાર્થ વ્યવહાર કુશલતા ક્યારે ઠરે છે કે જ્યારે તે એવા ગ્રંથો પસંદ કરે છે કે જેમાંથી તેને પોતાના મનને કેળવવાના ઉત્તમ માર્ગો અથવા સાધનો મળી આવે.

પરંતુ આ જગાએ પણ ઘણા મનુષ્યોની ભૂલ થાય છે. ઘણા મનુષ્યો જે ગ્રંથો મોટા-કદમાં મોટા દેખાય અને થોડી કિંમતમાં મળતા હોય તો તે લે છે. હા, જો ઉત્તમ પ્રકારના તે ગ્રંથો હોય તો તેને ખરીદવામાં કશું જ અયોગ્ય નથી. પરંતુ કેટલાક તો તેનું કદ અને કિંમત જુએ છે, અને વિચારે છે કે ચાલો, ચાર આનામાં ઠીક છે. ૨૦૦ પાનાની ચોપડી તો છે, થોડી થોડી વાંચીશું તો ઘણા દહાડા ચાલશે. આટલી કિંમતમાં આવડી મોટી બીજી કંઇ ચોપડી મળે એવી હતી ! આવા વિચારથી કોઇ પણ પુસ્તક ખરીદશો નહિ. એમ કરવું એ વ્યવહાર કુશલતા નથી. એ ચોપડીમાં તમારે જે જોઇએ છે તે જો ન હોય અને તે પણ ઉત્તમ પ્રકારનું ન હોય તો પછી તે ગમે તો એક પૈસે મળતી હોય તોપણ એ ખર્ચવો નકામો છે.

પુસ્તકની અંદરની વસ્તુ જોજો. અને તે જો તમારા ઉપયોગની જણાય તો પછી તે પુસ્તકની કિંમત તરફ જોશો નહિ, ભલે ગમે તો તે એક પાનાનું પુસ્તક હોય તોપણ તે

ખરીદજો. જરા કષ્ટ વેઠવું પડે તો તે વેઠીને, બીજા કોઇ પ્રકારનો સ્વાર્થ ત્યાગ કરવો પડે તો તે કરીને અને વ્યવહારમાં અન્ય કોઇ જાતનો સંકોચ ધરવો પડે તો તે ધરીને, વધારે મૂલ્ય આપીને પણ તે ગ્રંથ તમને, તમે આપેલા મૂલ્ય કરતાં અસંખ્યગુણ અધિક મૂલ્ય આપશે. પૂર્વે એક એક શ્લોક તથા એક એક વાક્યના લાખ લાખ રૂપૈયા આપ્યાનું શ્રવણ કર્યું છે, અને તે ખોટું નથી. જેઓ જ્ઞાનનું મૂલ્ય સમજે છે તેઓને એટલું ધન આપવું એ કંઇ મોટી વાત નથી.

અમુક માસિક તો આ જ સર્વોત્તમ પંક્તિમાં લેખાય છે. અમુક લેખક તો આજે સર્વ લેખકોમાં શિરોમણિરૂપ છે, માટે તે માસિક લેવું અને તે લેખકના ગ્રંથો લેવા, એવું બંધન સમજશો નહિ. તમારી પોતાની બુદ્ધિને જે અનુકૂલ જણાય તથા જેમાં તે પોતાને કંઇ ઉપયોગનું છે એમ માને તે ગ્રંથો લેજો. તે ગ્રંથો લેતી વખતે કિંમતનો વિચાર કરશો નહિ. ભલે એક ગ્રંથ લેજો, પણ તમને જે અનુકૂળ જણાય તે લેજો, થોડા મૂલ્યે ઘણા ગ્રંથો મળે છે માટે તે લેવા એમ સમજશો નહિ.

કેટલીક વખતે મગજમારી કરવી પડે તેના ભયે ઘણા મનુષ્યો સહેલા ગ્રંથોને વાંચવા પસંદ કરે છે. ભલે, તે વાંચતાં હરકત નથી, માત્ર તેનું તત્ત્વ તમારી વૃત્તિને સ્પર્શ કરનાર હોવું જોઇએ. પરંતુ તેની સાથે એક પણ ગ્રંથ અભ્યાસ કરવા માટે રાખજો. અને તે જરા કઠિન પસંદ કરજો. અને તેનો અભ્યાસ કરજો. ગમે તો અધું પાનું વાંચજો, પણ તેના ઉપર વિચાર કરજો, અને તેમાં શું તાત્પર્ય છે તેને શોધી કહાડવા યત્ન કરજો.

તમે વિચારની કિંમત આપો છો, કંઇ ગ્રંથની કિંમત આપતા નથી. અને તેથી તમારે ગ્રંથનું કદ જોવાનું નથી પણ વિચારનું કદ જોવાનું છે. તે જો મોટા પ્રમાણમાં છે તો પછી તેની કિંમત તમે જેટલી આપો તેટલી ઓછી છે.

એક ગ્રંથના ગમે તો પાંચ પચાસ કે સો રૂપૈયા આપો પણ મનથી જરા પણ સંકોચને ધરીને આપશો નહિ. તમે સો રૂપૈયા આપીને હજાર રૂપૈયાનો માલ લો છો એમ ધારીને પ્રસન્નતા પૂર્વક ઉદાર વૃત્તિથી આપજો; કારણ કે તમારા મનનો એ પ્રકારનો સંકોચ તે ગ્રંથમાંથી જે કંઇ સત્વ તમારે ગ્રહણ કરવાનું છે, તેને તેમાંથી બહાર પ્રકટવામાં નડે છે. અને તેનું કારણ તમારા મનનો એ પ્રકારનો પડી ગયેલો અભ્યાસ જ છે, પણ એ અભ્યાસ છોડી દેવા જેવો છે.

કોઇ તમને મફત પુસ્તક આપે તો સારૂં એવી ઇચ્છા કરશો નહિ. મફતનું પુસ્તક મફતનો જ લાભ કરે છે. એ મૂલ્યવાન લાભ કરતું નથી. જ્ઞાન ગ્રહણ કરવાને માટે તમારે પણ અમુક પ્રકારનો આત્મભોગ આપવો જ જોઇએ. જ્ઞાન એ મફતની વસ્તુ નથી. જ્ઞાન એ અમુક મનુષ્યની સંપત્તિ છે, અને તેથી તે સંપત્તિ હરી લેવાની કે ઓછામાં પડાવી લેવાની બુદ્ધિ રાખશો નહિ. જેનો તમે યોગ્ય બદલો આપો છો, તે જ તમને પણ યોગ્ય બદલો આપે છે.

શરીરનો આહાર અન્ન છે, અને મનનો આહાર સદ્ગ્રંથો છે. બંનેને બંનની અગત્ય પડે છે. એકને એક આપો છો, અને બીજાને બીજું નથી આપતા તો તે ભુખ્યું રહે છે અને તેથી તે તેનો પૂર્ણ વિકાસ કરી શકતું નથી. અને જેનો વિકાસ નથી થતો તે નિરુપયોગી થઇ રહે છે અને તેથી તેને વહેલું મરવું પડે છે.

યથાર્થ વ્યવહારકુશલતા તો એ જ છે કે જે શરીર કે મન કશાને દુર્બલ પડી જવા ન દેતાં પૂર્ણ સતેજ રાખીને તેની પાસે ઉત્તમમાં ઉત્તમ કામ કરાવે છે. તમારે શરીરના કે મનના કોઈ પણ બળને પડયું રહેવા દઈને શા માટે મરવા દેવું જોઈએ ! એ તો ખોટનો ધંધો થયો, અને એને કયો યથાર્થ વ્યહારકુશલ મનુષ્ય તેને યોગ્ય ગણે ? અને જ્યારે તમે અનેક પ્રકારના વ્યવહારની સિદ્ધિની ઇચ્છા રાખો છો તો આ સર્વથી મહત્વના વ્યવહારપ્રતિ તમારે શા માટે અસાવધ રહેવું ? સાવધાન થાઓ, અને સાચા વ્યવહારકુશલ બનો.

# स्मरणीय सत्यों.

(૧) મનનું પૂર્ણ રૂપાંતર શરીરની જીવનમય (Vital) સ્થિતિઓમાં એક જ પ્રકારનો ફેરફાર કરે છે. તેથી જ્યારે મનનું ઉન્નત અને યોગ્યદશામાં રૂપાંતર થાય છે; ત્યારે શરીરની સઘળા પ્રકારની વ્યાધિગ્રસ્ત અવસ્થા મટી જાય છે, અને નિરામયતા પ્રકટે છે. જે મન ઉત્તમ પ્રકારે રૂપાંતરને પામતું નથી, તે મન શરીરની કે તેની પોતાની કાંઈ પણ પ્રતિકૂલ સ્થિતિને ટાળી શકતું નથી, એટલું જ નહિ પણ તેની પ્રતિકૂલ સ્થિતિને દિવસે દિવસે વધારે ગંભીર કરતું જાય છે.

(૨) મનની સઘળા પ્રકારની અયોગ્ય વા અનિરામય અવસ્થા લગભગ સર્વદા શરીરમાં વિક્રિયાને પ્રકટાવે છે અને જો તેને ઉંડાણથી અથવા પૂર્ણ ભાવથી ગ્રહણ કરવામાં આવે છે, તથા જો તેવી અવસ્થા દીર્ઘકાલ ટકે છે તો તેનો પરિણામ એ આવે છે કે ઇન્દ્રિયજન્ય તથા ઇતર પ્રકારના વ્યાધિઓ પ્રકટ થાય છે.

(૩) શરીરની પુનઃ પ્રાપ્ત થતી નિરામયતામાં શરીરમાં સર્વ પ્રકારનું સમતોલપણું જાળવી રાખવામાં અને આરોગ્યને સુધારવામાં તથા તેમાં બળ અને જીવનતત્ત્વની વૃદ્ધિ કરવામાં મનની અવસ્થા—સુખસાધક અવસ્થા હેતુરૂપ છે.

(૪) પૂર્ણ અને અખંડિત માનસ એકરાગવાળી સ્થિતિ શરીરને અનેક પ્રકારની સાહાય્ય આપે છે. શરીરના અવયવોને તે એક પૌષ્ટિક વસ્તુરૂપ થઈ પડે છે. મન જો એકરાગવાળું અર્થાત શાંત, પ્રસન્ન, ઉત્સાહી વગેરે ભાવોવાળું હોય છે તો તે શરીરનું જઠર ગમે તે આહારને સુગમપણે પચવી દે છે, અને શરીરના બીજા અવયવો પણ પોતાના બળને અત્યંત વધેલું અને તેમના સામર્થ્યનો વિકાસ થયેલો અનુભવે છે.

(૫) અમુક પ્રકારના વ્યાધિના ભયથી ઘણી વખતે તે વ્યાધિ પ્રકટે છે. એવા વ્યાધિઓ પણ ચેપના ભયને લીધે, જો કે વસ્તુતઃ જ્યાં ચેપ જેવું કશું જ નથી હોતું ત્યાં પ્રકટી ઉઠે છે. અને તે જેટલા પ્રમાણવાળી ઉંડી લાગણીપૂર્વક મન તેનું ચિંતન કરે છે તેનું સ્વરૂપ રચે છે તથા તેનો ભય ધરે છે તેટલા પ્રમાણથી તે તે વ્યાધિ તેનામાં પ્રકટે છે.

(૬) જે મનુષ્યો અંતરના ઉંડાણથી જ કેવળ નિર્ભય હોય છે, અને તેમને ચેપ નહિ જ લાગે એવી જેમને પૂર્ણ ખાતરી હોય છે, તેઓ જ્યાં ચેપનો સંભવ છે એવા સ્થાનમાં કે મનુષ્યપાસે જાય છે, તોપણ તેમને તે ચેપ લાગતો નથી. જો કે તે સમયે તેમના શરીરમાં જીવનબલનું પૂર્ણ પ્રમાણ હોવું જોઈએ, અને તેમ છતાં એ તો ખરૂં જ છે કે

જીવનબલની અધિકતા હોવા છતાં પણ જેનું અંતઃકરણ ભયભીત તથા શંકાશીલ હોય છે, તેને એ ચેપ લાગતાં વાર થતી નથી.

(૭) જે ઓષધમાં, જે વૈદ્યમાં, અને જે પ્રકારના ઉપચાર અથવા સારવારમાં તમને અધિક શ્રદ્ધા હોય છે તેમ તેનો પરિણામ વધારે સારો આવે છે. એથી ઉલટું જ્યારે દરદીને ઓષધ કે ઉપચારમાં વિશ્વાસ અથવા શ્રદ્ધા નથી હોતાં, અને જે વૈદ્ય તેને ઓષધ આપતો હોય છે તેનામાં ભાવ નથી હોતો, તો સંતોષજનક પરિણામ આવવાનો લગભગ અસંભવ જ હોય છે.

(૮) જે આવેશો (Emotions) અત્યંત ઉંડાણવાળા, બલવાન્ તથા આનંદદોત્સાહજનક હોય છે તે શરીરમાં વેગ અને મર્મસ્થાનોમાં બલને ઉપજાવે છે, અને તેવડે શરીરના વિવિધ વ્યાપારોને ઉત્તેજિત કરે છે. આ અનુભવ લગભગ પ્રત્યેક મનુષ્યને હોય છે, અને જેણે તેના તે કારણપ્રતિ દષ્ટિ સ્થાપી છે તેને તેનું, કારણ સ્પષ્ટ થયા વિના પણ નથી રહ્યું.

(૯) દુર્બલ સ્મરણશક્તિ અથવા દુર્બલતા આણનાર સ્મરણ શારીરિક વ્યાપારોના વેગને અને શારીરિક બલને ઘટાડી દે છે, જ્યારે પ્રસન્નતાજનક સ્મરણ, આનંદ આપનાર પ્રસંગો વગેરેનું સ્મરણ અને પ્રશંસાજનક તથા ઉત્તેજક વિચારો, તેનાથી કેવળ વિરુદ્ધ પ્રકારની અસર ઉપજાવે છે.

(૧૦) પ્રતીક્ષાવસ્થા અથવા આશાવાળી સ્થિતિ, જો તે ઉંડાણથી થતી, બલવાન્ તથા અખંડ હોય છે, તો જે પ્રકારની આશા રાખી હોય છે તે જ પ્રકારની સ્થિતિ પ્રકટે છે, એ સ્થિતિ મનમાં તો પૂર્વથી પ્રકટેલી જ હોય છે, અને ઘણાખરા દષ્ટાંતોમાં તે શરીરમાં અને તે પૂર્ણ પ્રમાણમાં પ્રકટે છે.

(૧૧) આવેગ અથવા દુર્બલતા (nervous) વાળી, ચિંતાતુર, અને ક્ષોભ પામેલી એવી મનની સ્થિતિ પચનક્રિયાને અટકાવે છે, અને માનસ પ્રકાશવાળી, પ્રસન્નતાવાળી, અંતઃકરણઉપર ભારવિનાની અને સુખમય સ્થિતિ પાચનશક્તિને જાગ્રત કરે છે.

(૧૨) અત્યંત અસરકારક રૂપમાં પ્રકટેલી કોઇ પણ પ્રકારની માનસિક સ્થિતિ, શરીરમાં વહેતા વિવિધ પ્રકારના રસના પ્રવાહોપર અસર કર્યાવિના રહેતી નથી, થુંક, જાઠર રસ વગેરે કોઈ પણ પ્રકારનો રસ મનની અમુક પ્રકારની અત્યંત અસરકારક રીતે પ્રકટેલી સ્થિતિ કરવાથી–અનુભવવાથી વધારી કે ઘટાડી શકાય છે.

(૧૩) આરોગ્ય અને જીવનની બલવાન્ અને અખંડ ઇચ્છા શરીરના સઘળા બલજનક તત્વોમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે અને શરીરના આરોગ્ય તથા જીવનને પૂરતા પ્રમાણમાં પ્રકટ થવાને માટે તે ક્ષોભ યોગ્ય કાર્ય કરે છે.

(૧૪) અમુક મનુષ્યમાં અમુક વ્યાધિ મટાડવાનું પૂર્ણ સામર્થ્ય છે, એમ જે રોગી પોતાના અંતઃકરણના અત્યંત ઉંડાણથી અને દઢ ભાનપૂર્વક માને છે, તેને કદાપિ પેલા મનુષ્યમાં તેવું સામાર્થ્ય ન હોય તોપણ તેની સહાય્ય લેવાથી તે રોગીને લાભ થાય છે. અને આ વાર્તા આર્યદેશ જેટલા પ્રમાણમાં યથાર્થ રૂપે જાણતો હતો તેટલા પ્રમાણમાં હાલનો અનાર્ય દેશ પણ અદ્યાપિ જાણી શકયો નથી અને તેથી આર્યદેશે આ સિદ્ધાંતને અનુ-

સાર જે અનેક પ્રવૃત્તિઓ કરી હતી અને તે વ્યવસ્થા દીર્ઘકાળ ચાલ્યા કરે એવી યોજનાઓ ઘડી હતી કે જેનો લાભ તેમની પ્રજારૂપ મનુષ્યો હાલ પણ લે છે, તેટલી પ્રવૃત્તિઓ અને અદ્ભુત યોજનાઓ અદ્યાપિ કોઇ ઇતર દેશે કરી નથી.

(૧૫) કોઇ આકસ્મિક પ્રસંગથી અથવા કોઇ બીજી બાબતમાં અત્યંત વેગ અને એકાગ્રતા પૂર્વક વળવાથી જ્યારે રોગી, પોતે માંદો છે એ કેવળ ભૂલી જાય છે ત્યારે તેટલો સમય તેનું બધું દુઃખ જતું રહે છે. અને કેટલીક વખતે તો તે કાયમનો નિરામય થઇ રહે છે.

(૧૬) મન જ્યારે ઉત્સાહજનક અને ઉન્નતિવર્ધક લક્ષ્યના પ્રશસ્ત વાતાવરણમાં રમે છે ત્યારે માનસ બળના પ્રમાણમાં ધારેલી વૃદ્ધિ થાય છે અને તેના પ્રકારમાં પણ તત્કાલ ભેદ પડે એવો મોટો સુધારો થાય છે. અને લગભગ દરેક પ્રસંગમાં એ જ પ્રકારની વૃદ્ધિ તથા સુધારો શારીરિક સામર્થ્યોમાં પણ અનુસરતો આવે છે.

(૧૭) મનનું નવીન અને ઉન્નત વાતાવરણ શરીરને તેની જીર્ણ તથા વ્યાધિમસ્ત અવસ્થામાંથી એટલું તો પૂર્ણઅંશે દૂર કરે છે કે જેથી તે પૂર્ણરીતે જ નિવૃત્ત થાય છે, શરીરમાં મોટો ભેદ પડે છે, અને વસ્તુતઃ તેનો નવો જન્મ જ થાય છે. એ જન્મ જ થાય છે. એ જન્મ બાલકરૂપે નહિ, પરંતુ જ્ઞાનપ્રકટ્ય તથા અનુભવપૂર્ણરૂપે થાય છે. શરીરની પ્રથમની અવસ્થામાંથી આ પ્રકારે સમગ્ર શરીરને લઇ લેવામાં આવે છે અને જે નૂતન તથા સર્વરીતે પુષ્ટિજનક છે તેમાં તે શરીરને સ્થાપવામાં આવે છે અને શરીરનાં સઘળાં તત્ત્વોમાં પણ તેને અનુરૂપ જ ફેરફાર થાય છે.

(૧૮) જીવનને ભોગવવામાં કંઈ પણ નૂતનને મેળવવું અને કંઈ પરમ પ્રિય પ્રાપ્ત કરવું એ શારીરિક જીવનનું નવીકરણ કરનાર છે, જીવનબલની વૃદ્ધિ કરનાર છે, શરીરમાં વહેતા પ્રવાહમાં જાગ્રતિ આણીને તેમાં યથાઘટિત વેગ આપનાર છે, મુખ ઉપર કાંતિ તથા વર્ચસ પ્રકટાવનાર છે. આરોગ્ય અને રમણીયતાને વધારનાર છે તથા મનની યોગ્ય પ્રબલતાને આણનાર છે.

(૧૯) જ્યાં જીવનની પુષ્કલતા તથા પૂર્ણતા અને આંતર સ્વાસ્થ્યનો અનુભવ થાય એવા પ્રદેશમાં જ્યારે મન અત્યંત ઉંડાણથી અને પૂર્ણ અંશથી શાંતિપૂર્વક પ્રવેશે છે તથા એ પ્રમાણે કેટલાક કલાકસુધી શાંતિપૂર્વક ત્યાં પડયું રહે છે, ત્યારે મનનો તેમ જ શરીરનો ક્ષોભ, દુઃખ તથા થરકાટ ઉપજાવે એવાં કષ્ટો અવશ્ય દૂર થઇ જાય છે. જે અલૌકિકતાનો અને અદ્ભુત વસ્તુનો મને અનુભવ તથા ઉપભોગ કર્યો હોય છે તેને તે પોતાની સાથે બહાર આણે છે, અને તેને સર્વત્ર પ્રસારી દે છે. અને તેમ થતાં તેણે આંતર પ્રદેશમાં જે સુખાનુભવ કર્યો હોય છે તથા ત્યાં તેની પોતાની જેવી સ્થિતિ જાળવી રાખી હોય છે, તેવો જ અનુભવ તે બહાર પણ કરે છે, અને તેવી જ સ્થિતિને એ ગમે ત્યાં જાળવીર હે છે.

(૨૦) અમુક વસ્તુ હાનિકારક છે એમ જ્યારે તમે માનો છો ત્યારે તેનાથી તમને. માનસિકપણામાં પ્રત્યેક પ્રસંગે હાનિ થાય જ છે, અને ઘણા પ્રસંગોમાં તો એથી શારીરિક હાનિનો પણ તમને અનુભવ થાય છે. અને તેમાં પણ મુખ્યત્વે કરીને જ્ઞાનતંતુવ્યૂહ (nervous system) માં હાનિ પ્રકટે છે.

(૨૧) કોઇ પણ કાર્ય માટે તેને અનુકૂલ કે તેની પ્રતિકૂલ કરેલી મનની ક્રિયા તે કાર્યને કાંતો સાહાય્ય આપેછે કે કાં તો તેનો વિનાશ કરે છે.

(૨૨) મનુષ્ય જ્યારે કોઇ નિશ્ચિત લક્ષ્યબિંદુને રાખીને કાર્ય કરે છે, ત્યારે તેનું બળ અને તેની કાર્ય કરવાની શક્તિ (capacity ગ્રહણધારણશક્તિ) તેનામાં અખંડ કાયમ રહે છે, અને શ્રમનો ખરેખરો સમય બહુ જ થોડો આવે છે, કારણકે ઘણો થાક તો લક્ષ્યબિંદુમાં કોઇ નિર્ણીત ક્રિયાને સ્થાપ્યાવિના તથા કોઈ નિયત પદ્ધતિને અંગીકાર કર્યા વિના જ લાગે છે. અને એવી રીતે લક્ષ્યબિંદુને રાખવાથી શ્રમ અને કંટાળો વારંવાર આવ્યા કરે છે અને તેની કાર્ય કરવાની શક્તિમાં ૨૫ થી ૫૦ ટકા સુધી ઘટાડો થઇ જાયછે.

(૨૩) મનની આશાવાળી અને ધૈર્યવાળી અવસ્થા વ્યાધિનો જય કરવામાં આશ્ચર્યકારક સહાય્ય કરે છે, વ્યાધિને પ્રકટવામાં અને મુખ્યત્વેકરીને તેને ટકવામાં મનની આ વ્યવસ્થા એ એક પ્રધાન કારણરૂપ હોય છે. અને તેથી જેમને વ્યાધિની ઇચ્છા નથી તેમણે અને પ્રાપ્ત વ્યાધિ જેમણે ટાળવો છે-સત્વર ટાળવો છે તેમણે તો ખાસ કરીને મનની યોગ્ય પ્રકારની અવસ્થાને પ્રકટાવવી અને તેને નિરંતર ટકાવી રાખવી જોઇએ.

(૨૪) જ્ઞાનતંતુની દુર્બલતાજન્ય અને આગંતુક વ્યાધિઓમાં વિચારો અને આંતર ધારણાઓને દરેક પ્રસંગમાં એક સાક્ષાત્ ઉપાયરૂપે યોજી શકાય એમ છે. અને ઇન્દ્રિયજન્ય વ્યાધિઓમાં પણ આ સાધનો પૂર્ણ નિરામયતા પ્રકટાવવામાં પણ કુદરતને એટલી જ મદદ કરે છે. અર્થાત્ જ્યારે કુદરતને સારી રીતનો અવકાશ આપવામાં આવે છે ત્યારે એ પરસ્પર અત્યંત સાહાયક થઇ રહે છે.

(૨૫) આરોગ્યવાળા મનુષ્યને પૂર્ણ આરોગ્યમય રાખવાને અને વ્યાધિગ્રસ્ત મનુષ્યને પૂર્ણ આરોગ્યમય કરવાને કુદરત અશ્રાંતપણે ક્રિયા કર્યા કરે છે. કુદરતના આ કાર્યમાં તે ઉત્તમ પ્રકારે કરી શકે એવાં કારણો રચી આપવાં એટલું જ આરોગ્ય મેળવવાને માટે મુખ્યત્વે.કરીને કરવાનું છે. પરંતુ કુદરતના આ કાર્યમાં સાહાય્યક થઇ પડે એવું માનસિક અવસ્થા ને અમુક પ્રકારની રાખવા જેવું મનુષ્ય જીવનમાં બીજું એક પણ કાર્ય નથી.

(૨૬) ઔષધ અથવા એવો જ કોઇ સ્થૂલ પદાર્થ શરીરના રાસાયનિક જીવનઉપર અમુક ધારેલી અસર કરે છે, તેથી જ્યારે શરીરના હિતને માટે શરીરમાં અમુક પ્રકારના ફેરફારો કરવાની અગત્ય હોય છે, ત્યારે તે ઔષધ આદિ પદાર્થોમાં શરીરની દુર્બલ સ્થિતિને ટાળવાનું અને તે જ પ્રમાણે તેને નિરામય કરવાનું સામર્થ્ય રહ્યું હોય છે. પરંતુ તે સામર્થ્ય મર્યાદિત હોય છે અને તે ઔષધ જે કંઇ ફેરફાર કરે છે તેનો મોટે ભાગે તે કાળની રોગીના મનની સ્થિતિઉપર આધાર રહ્યો છે.

(૨૭) જે કાલે ઔષધ સેવામાં આવે તે સમયની રોગીના મનની સ્થિતિ તે ઔષધની સ્વભાવિક થતી અસરમાં ફેરફાર કરે છે. ઔષધની ધારેલી અસરને આ માનસિક સ્થિતિ ઘણી વખતે ઓછી કરી શકે છે, અને કરી નાંખે પણ છે. અને ઘણા પ્રસંગોએ ઔષધવડે જે અસર પ્રકટાવવી ધારી હોય છે તે તેનું ચિંતન કરવાથી, દૃઢ આશા રાખ્યા કરવાથી અને શ્રદ્ધાવડે પૂર્ણ રીતે પ્રકટી શકે છે.

(૨૮) અમુક પ્રકારનું સંગીત, જાગ્રત કરનાર ( Stimulates ) આવેશો, અતિકૂલ (અદષ્ટો) નો નિશ્ચય અથવા તે નિમિત્ત મળેલું વચન, જીવનમાં કોઇ નવીન કર્તવ્યનો ઉદ્દેશ, નિત્યના કાર્યમાં અનુકૂલ પ્રકારનું રૂપાંતર, નવી નવી તકો, અધિક મહાન વસ્તુની સિદ્ધિના સં-

ભવો-આ સઘળું અને એવા જ પ્રકારના બીજા અનેક પ્રસંગો અથવા અનુભવો મનના અનુકૂલ વેગને અવસ્ય કરીને વધારે છે, તેમ જ શરીરના જીવનદ્રવ્યની પણ તે અવસ્ય વૃદ્ધિ કરે છે.

(૨૫) મનના સાક્ષાત્ બુદ્ધિપૂર્વક કરેલા ઉપયોગથી કોઈ પણ શારીરિક કષ્ટને અટકાવી શકાય છે તેમ નિવૃત્ત પણ કરી શકાય છે. મનની જેટલી શરીરઉપર અસર થાય છે તેટલી જ તેના પોતાનાઉપર પણ થાય છે. અને તેનો અનુભવ કોઇ પણ પ્રસંગે અને મુખ્યત્વે કરીને પ્રતિકૂલ પ્રસંગે જે ભાવથી તે પ્રસંગને મન જોતું હોય છે તે ભાવને બદલીને જૂદા દષ્ટિ બિંદુથી-જ્યારે તે જ મન પાસે તે જ વસ્તુને જોવડાવવામાં આવે છે તો તેના પરિણામમાં જે અદ્ભુત અને કેવળ ભિન્ન પ્રકારનો અનુભવ થાય છે તે ઉપરથી મનની મન ઉપર-તેના પોતાના ઉપર કેવી અસર થાય છે તે બહુ સ્પષ્ટપણે જણાઇ આવે છે.

આ સત્યોને લક્ષમાં રાખીને તેમને જે મનુષ્ય પોતાના આચારમાં મૂકે છે તે તેના યથાર્થ માહાત્મ્યને અનુભવપૂર્વક જાણી શકે છે. આ સત્યોને અનુસરવુંજ એવા નિશ્ચયવાળો પુરુષ તેને સુખપૂર્વક અનુસરી શકે છે અને તે જાણી શકે છે કે આ કલ્પિત વાર્તા નથી, પરંતુ કેવલ સત્ય છે. અને સત્યને આચરનાર મનુષ્ય સર્વ રીતે સુખી તથા ઉન્નતિને પામે છે એ શાસ્ત્ર કહે છે, માટે सत्यं चर-सत्यान्न प्रमदितव्यम्.

# प्रसन्नताने स्रजो.

તમે ગમે ત્યાં હો અથવા ગમે તેવી સ્થિતિમાં હો, તોપણ કોઇ પણ સમયે તમે પ્રસન્ન થઇ શકો એમ છે. કેમકે તમારા પોતાનામાં તમારી ઇચ્છાનુસાર માનસ સ્થિતિને સ્રજી શકો એમ છે. અર્વાચીન માનસશાસ્ત્રનું એ મહાન્ સત્ય છે, અને તેને તમારે કદાપિ વિસ્મરણ કરવું ઘટતું નથી. તમારા મનના હિતાવહ અને સૌરઅવસ્થા ( Sunny state ) ને જ સ્રજવાનો નિશ્ચય કરો. તમે તે સ્રજી શકો એમ છો. મનની એવા જ પ્રકારની સ્થિતિ લાભજનક હોવાથી તમારા મનની તેવી જ સ્થિતિ રચો. અને જાણજો કે બાહ્ય અનુકૂલતા-વિના પણ તમારૂં મન યોગ્ય માર્ગમાં જ વહેવાનું જારી રાખે છે તો પ્રતિકૂલ દેખાતી સ્થિતિઓ પણ બદલાઇ જશે અને અનુકૂલ સ્થિતિ પ્રાપ્ત થશે. બાહ્ય હેતુઓ હોય કે ન હોય તોપણ તમારા મનવડે જેવો અનુભવ કરવો હોય તેવો કરી શકવાની કળા શિખો. જો તમે સ્થૂલ વા બાહ્ય સાધનોને જ શોધો છો અને તેની જ અપેક્ષા રાખો છો તો તો તમે તેને સંજોગોના ભોગરૂપ થઇ રહો છો. તમે વહેતા પ્રવાહમાંથી દૂર ખસી જાઓ છો અને તમારા જીવનમાં કોઇ પણ વસ્તુઉપર તમારો અંકુશ સ્થપાતો નથી. પોતાના ધારેલા મનોરથોને થોડા પણ પ્રમાણમાં ઘણા મનુષ્યો સિદ્ધ થયેલા નથી. જોતા તેનું મુખ્ય કારણ એ જ છે કે તેઓ સંજોગો-બહારનાં સાધનોના દોર્યા દોરાયા કરે છે. અને એ સ્થૂલ પ્રસંગો તેમને જેમ નચવવા હોય તેમ નચવે છે અને તેઓ પણ તેમ જ નાચે છે. આપણા મનોરથોને સિદ્ધ કરવાને માટે આપણા જીવનને આપણે આપણા જ હાથમાં લેવું જોઇએ. જેવા પ્રકારનો આપણે અનુભવ કરવો હોય તેવો જ અનુભવ કરી શકીએ એમ થવું જોઇએ. આપણે જેવા વિચાર કરવા હોય તેવા જ વિચારો આપણે કરી શકીએ એમ થવું જોઇએ. અને જેવી ક્રિયા કરવી હોય તેવી જ ક્રિયા આપણે કરી શકીએ આ સઘળું નિર્વિઘ્નપણે કરી

શકીએ એમ થવું જોઇએ. સ્વલ્પમાં સ્થૂલ પ્રદેશમાં ગમે તેમ બનતું હોય તોપણ આપણી દૃષ્ટિમાં જે જે લક્ષ્યો હોય તેને જ માટે આપણે કાર્ય કરવું જોઇએ અને તેમાં સમગ્ર જીવન ગાળવું જોઇએ. અને તેમાં સર્વથી મુખ્યત્વે કરીને આપણે પ્રસન્ન રહેવું જોઇએ. આપણે માનસ તેજસ્વિતામાં વસવું જોઇએ, અને જ્યારે અગત્ય પડે ત્યારે આપણે એ માનસ તેજસ્વિતાને ત્યજી શકીએ એમ થવું જોઇએ કેમકે મનની અને આત્માની તેજસ્વિતામાં જ–તેના પ્રકાશમાં જ–આપણાં લક્ષ્યો પોષણ તથા વૃદ્ધિ પામી શકે છે. પ્રસન્ન થાઓ, અને તમારા જીવનમાં તેજસ્વિતાના અંશમાં જ તમે પ્રવેશો છો, અને જ્યારે એ પ્રકાશ પ્રસરે છે, ત્યારે જ્યાં ત્યાંથી અંધકાર જતો રહે છે. તેથી હાલ જ તમારી સ્વતંત્ર પ્રસન્નતાને પ્રકટાવો અને પ્રસરાવો, અને તમારી તે પ્રસન્નતામાં વૃદ્ધિ કરવા પછી બહારનાં હજારો સાધનો આવી મળશે. પછી તમારો આનંદ ઉભરાઇ જશે, તમારૂં જીવન એક ઉત્સવરૂપ થશે અને જે કંઇ તમારૂં છે તે અત્યંત વૃદ્ધિ પામતા પ્રમાણમાં તમને આવી મળશે. અને એ નિશ્ચય માનજો કે જે કંઇ શુભ છે તે સઘળું જ તમારૂં છે. મૂળને ઉત્તમ પ્રકારનું રચો, અને તેનું વૃક્ષ તથા ફલ ઉત્તમ પ્રકારે ઉપજશે જ. આમ થવાની ખરેખરી કળા એ જ છે કે ગમે તેવા સંજોગે કે ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તો તેમાં પણ પ્રસન્ન રહેવાનું શિખો. અને એવી એક પણ વસ્તુ નથી કે જે શિખતાં ન આવડે.

---

# प्रासंगिक उक्तिओ.

—નૂતન વર્ષ નિમિત્ત તમને સર્વને સપ્રેમ અભિનંદન.

—જેમ સર્ગના લયે સામ્યાવસ્થા પામેલી પ્રકૃતિ અન્ય સર્ગના આરંભકાલે પુનઃ તે જ જીવોને તથા તેવી જ જાતિની સૃષ્ટિને રચે છે, તેમ નવીન વર્ષનો આરંભ એ પણ એક પ્રકારનો સર્ગારંભ છે. ગત વર્ષના અવધિએ છૂટા પડેલા આપણે પુનઃ આજે જોડાઇએ છીએ અને નવા સર્ગનો આરંભ કરીએ છીએ. પરંતુ એ પ્રકારના જોડાવામાં–પુનઃ આપણા સર્ગારંભ થવામાં કોનું ઇક્ષણ ( સંકલ્પ ) હેતુરૂપ છે ? એ જ સમષ્ટિ ઇશ્વરનું કે જેના સંકલ્પથી આ સ્થૂલ તથા ઇતર સૃષ્ટિનો ઉપક્રમ થયો છે.

—જો તેવા સમર્થ સંકલ્પથી આપણે જોડાઇએ છીએ, તો નિ:સંશય, તે આપણા હિતને કરનાર પ્રસંગ થશે જ. અને જ્યારે આપણું જોડાવું–આપણો પરસ્પરનો સંબંધ–હિતને માટે જ છે; ત્યારે એ પ્રસંગને હૃદયથી વધાવી લઇ તેનું અત્યંત આનંદપૂર્વક અને વિશુદ્ધ પ્રેમથી શા માટે નિર્વહણ ન કરવું ?

—કોઇની સાથે કોઇ પણ પ્રકારના સંબંધમાં આવતાં બને તેટલો અધિક પ્રેમ, અંતરનો સાચો ભાવ, ( feeling ) અને સન્નિષ્ઠા દર્શાવજો. એ સંબંધમાં આવનાર સર્વનું અત્યંત હિત કરનાર છે.

—નવીન વર્ષ થતાં સઘળું નવીન થવા માંડે છે, ધાન્ય નવીન થાય છે, જલ નવીન ભરાયાં હોય છે, વનસ્પતિ નવીન ઉગી હોય છે, મનુષ્ય જીવન પણ નવીન પ્રકટે છે, નવીન નવીન કાર્યો કરવાનો પણ આરંભ થાય છે, અને એ પ્રમાણે જ્યાં ત્યાં નવીનતા જોવામાં આવે છે.

—અને એ નવીનતા એ શું છે ? જીવન છે. જ્યાં જ્યાં નવીનતા થતી રહે છે, ત્યાં ત્યાં જીવન પોતાનો અધિક અધિક અંશ પ્રકટ કરે છે. અને તેથી પ્રત્યેક મનુષ્યે તેના પ્રત્યેક

કાર્યમાં અને તેટલી નવીનતા પ્રકટાવવા યત્ન કરવો જોઇએ; ઉત્તમ નવીનતા પ્રકટવી એ આત્માનો અધિક આવિષ્કાર થવો એ છે.

—આપણે પણ આપણા કાર્યમાં બનતી નવીનતા પ્રકટાવીશું. નવીનતા એ આકર્ષણરૂપ છે. અને આકર્ષણ મનુષ્યના અંતઃકરણમા ઉંડી છાપ પાડનાર છે. જેટલા પ્રમાણમાં મનુષ્યનું જે વિષયમાં આકર્ષણ થાય છે, તે વિષયની તેટલા પ્રમાણમાં તેના અંતઃકરણમાં ઉંડાણથી છાપ પડે છે.

—મહાકાલનું ઉત્તમ પ્રકારનું નવીન રૂપમાં રૂપાંતર થતાં તે સર્વને અધિક આકર્ષક થશે અને તેમ થતાં તે સ્વભાવથી જ તેનામાં રહેલા તત્ત્વના સંસ્કારને તમારા હૃદયના ઉંડાણમાં સ્થાપશે.

—પૂર્વે જણાવ્યાપ્રમાણે વિદ્વદ્વર શ્રીયુત નર્મદાશંકર ભાઇનો શ્રીનૃસિંહ સિદ્ધાંતચંદ્રોદય નામનો લેખ આ અંકથી આરંભાય છે. તે લેખ બહુ માહાત્મ્યવાળો છે અને ઉત્તમ પ્રકારે લખાયેલો છે. પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીના ધર્મવિષયક સિદ્ધાંતનું જે સ્વરૂપ તેમના લક્ષમાં આરૂઢ થયેલું છે, તેનો એમાં તેમણે બહુ ઉત્તમ પ્રકારે સ્ફોટ કર્યો છે. અને આશા છે કે વાચકોને તે વિષય મનનીય જણાશે.

—બીજા નવીન નવીન પ્રકારના વિષયોનો આરંભ હવેના અંકથી થશે. અને તેમાં તમને ઘણું જાણવાનું મળશે.

—આ અંકમાં એક 'ફોર્મ' ઓછું આપી શકાયું છે, તે બીજા અંકમાં વધારી લેવામાં આવશે. અન્ય વિવિધ કાર્યોને લીધે આ પ્રકારે નિરુપાયે કરવું પડયું છે.

—સ્મારક અંકની તમે અત્યંત આતુરતાથી વાટ જુઓ છો, એ તમારામાંના અનેકના આવતા પત્રો ઉપરથી સમજાય છે. દીવાળી ઉપર જ તે પ્રકટ કરવાનો હતો, પણ કેટલાંક અનિવાર્ય કારણોને લીધે તેમાં વિલંબ થયો છે. પરંતુ ઇશ્વરેચ્છા તો તે એવા દિવસે મળશે કે જ્યારે તમને સંતોષ થશે.

—નિયમિતતા લક્ષ્યરૂપ હોવા છતાં અને તે નિમિત્ત પ્રયત્ન સેવવા છતાં પણ અનેક કાર્યોને લીધે તે પૂર્ણરૂપમાં હજી પ્રકટ કરી શકાતી નથી, પરંતુ થોડા સમયમાં તે પ્રકટ કરી શકાશે એવી આશા છે.

—મહાકાલના લેખકોને માત્ર મહાકાલનિમિત્તે જ લેખ લખવા એટલું કાર્ય નથી હોતું, પણ અનેક કાર્યો હોય છે, અને તે પ્રાસંગિક હોવાને લીધે તેને નિયમિત રીતે કરવાં જ પડે છે, શ્રેયસ્સાધકવર્ગના ઉત્સવો, તથા તે વિના પણ એ વર્ગ નિમિત્ત મહાકાલના લેખકોને અનેક કાર્યો હોય છે, એ સર્વને તેઓ પહોંચી વળે છે,—પોતાના વ્યાવહારિક કાર્યોને સેવવાની સાથે આ કાર્યોમાં પહોંચી વળે છે, એ તેમના સામર્થ્યની અદ્ભુતતા જ સૂચવે છે, અને એ અવશ્ય સંતોષજનક છે.

—ઉક્ત વર્ગ હાલ જે કાર્યો કરે છે તે ઓછાં નથી, અને પ્રત્યેક કાર્યને તે બનતી રીતે ઉત્તમ કરવાના આશયવાળો હોવાથી તેનાં કાર્યો શ્રમભર્યાં હોય છે, તોપણ હજી તેને ઘણું કરવાનું છે, અને જે કંઇ કરવાનું તેણે ધાર્યું છે, તેના પ્રમાણમાં તેનાં હાલનાં કાર્યો ઓછાં છે, અને ઈશ્વરેચ્છાથી ક્રમે ક્રમે તે પણ પ્રકટ થશે જ.

—એ વર્ગનાં પ્રત્યેક કાર્યમાં શ્રીમાન્ વિશ્વવંદ્યનો એટલો બધો સંબંધ હતો કે તેમના

તિરોધાનને લીધે તે તે કાર્યોને પુનઃ વ્યવસ્થિત કરવામાં કેટલાક સમયની અપેક્ષા છે. તેમનામાં સર્વ પ્રકારનું એટલું તો સામર્થ્ય હતું કે જેને લીધે તેઓ સર્વ કાર્યોને અત્યંત સુગમપણે કરી શકતા હતા. એ સંબંધી કોઇ પ્રસંગે વિચાર કરીશું. તોપણ તેમના સામર્થ્યનું સંપૂર્ણ સ્વરૂપ તમારા લક્ષમાં આવશે કે કેમ એ તો સંશય જ છે.

—હાલ મારે નિત્ય બારથી પંદર કલાક કામ કરવાનું હોય છે અને પ્રસંગે સત્તરઅરાઢ અને તેથી ઉપરાંત કલાક પણ કરવું પડે છે. અને તે લખવાનું જ હોય છે. આવું કેટલા સમયથી ચાલે છે, અને હજી ઓછામાં ઓછા બે માસ એ પ્રકારે સતત કામ કરવા જેટલું કાર્ય હજી બાકી છે. આથી તેટલા સમયમાં બધી વ્યવસ્થા ગોઠવાઇ જવાનો સંભવ છે; તેમ થતાં સર્વ કાર્ય યથાનિયમ થશે.

—મનુષ્યને કામ થકવતું નથી. પણ તેની ચિંતા જ થકવે છે, એ યથાર્થ છે. ચિંતારહિતપણે થયેલું કાર્ય ઉત્તમ થાય છે, એ પણ તેટલું જ સત્ય છે.. અને અધિક કાર્ય કરવાની એક જ કલા છે કે ગમે તેટલું કામ હોય તોપણ, તેનાથી અકળાવું નહિ, અને મારે ઘણું કામ છે, ઘણું કામ છે' એમ જેને તેને કહ્યા કરવું નહિ. કામને કોઇ પણ સમયે આપણા કરતાં મોટું ન માનવું, પણ તેના કરતાં આપણે અધિક બલવાન છીએ એમ જ જાણવું.

—મનુષ્ય વ્યાપારાદિ વ્યાવહારિક કાર્યોમાં કેવી રીતે વિજયી થઇ શકે છે, એ સંબંધી એક લેખનો આવતા અંકથી આરંભ થશે, અને તે તમારા વ્યવહારનાં કાર્યોમાં અત્યંત સાહાય્યક થઇ પડશે.

—સ્મારક અંકના થયેલા વિલંબમાં તેના વ્યવસ્થાપકોને વિવિધ કાર્યોવિના બીજું કશું જ કારણ નથી. એક સજ્જન લખે છે કે, તે અંકમાં તમે જે જાહેર ખબરો લેવાના છો, તે હજી તમને નહિ મળી હોય તેને લીધે આ વાર કરતા હશો. પ્રિય બંધુ! જાહેરખબરોને પ્રસિદ્ધ કરવા માટે એ અંક કહાડવામાં નથી આવતો એ અમારા જાણવામાં છે. અને એ અંક તમે જોશો ત્યારે તમને પણ જણાશે કે જાહેરખબર કરતાં લેખનાં પાનાં ઘણા છે!

—'બાળકોનો બંધુ' તમે જોયો કે? પહેલા માસની ૫૦૦૦ પ્રતિ કહાડવામાં આવી હતી. પણ તે પૂરી થઇ ગઇ છે. એક રૂપૈયાના ૨૫ અંકો બાલકોમાં વહેંચવા માટે આપવામાં આવે છે, અને તેથી ઘણા મંગાવે છે. તેનો બીજો અંક પણ નીકળ્યો છે. એ અંક ખાસ જોવાજેવો છે. તેના પુંઠા ઉપર પ્રાર્થના કરતા એક બાળકનું બહુ સુંદર ચિત્ર છે. અને તે પ્રત્યેક બાળકને અત્યંત રુચે એવું છે. આ અંકો સામટા લેનારને રૂ. ૧) ના ૨૦ ) વીસ આપવામાં આવશે. પોસ્ટેજ જુદું.

—બાલકોને માટે તે બહુ ઉપયોગી છે, એવાં સંતોષ દર્શાવનારાં અનેક પત્રો આવ્યાં છે, અને તેમાં સૌથી પ્રથમ અભિનંદન પત્ર સુંદરી સુબોધના તંત્રી તરફથી આવ્યું છે. તેમણે દર્શાવેલા શુભ ભાવથી અધિક સંતોષ થાય છે.

—વિવિધ કાર્યોને લીધે, વ્યતીત નૂતન વર્ષનિમિત્ત તથા મારા જન્મ દિવસે જે જે સજ્જનોએ પત્રો તથા તાર મોકલાવ્યા હતા તે સર્વને પૃથક્ પૃથક્ ઉત્તર આપી શકાયા ન હોવાથી અત્ર તે સર્વપ્રતિ સદ્ભાવના દર્શાવવામાં આવે છે.




॥ ॐ श्री ॥

# अध्यात्मव्रतविधि.

## ૫૯.

તું કરજે રે, હું કહું તેવા વ્રત આજ, તારૂં હિત ઇચ્છે જો જી.
જે વ્રતને આચરતા મોટા, આજ સકળ સ્થળ જેના ટોટા,
જડે ન શોધ્યા ક્યાંય, તારૂં.

જે વ્રતનું ફળ કોટિગણું છે, કલિયુગમા શાસ્ત્રે જે ભણ્યુ છે,
કર જો એવુ થાય, તારૂ.

ભયનો ભાત ન ખવાય જેમા, દુખની દાળ ન પીવાય એમા,
એકાદશી તો જ ગણાય, તારૂં.

પ્રભુસ્મરણુપયપાન તુ કરજે, એ વિધિ તું ભુખ તારી હરજે,
જવ જવ ભુખ જણાય, તારૂ.

શિવરાત્રિ કરી તો જ હુ જાણું, (જો) અનર્થરૂપી અન્નનું ભાણું,
જરી ન તુંથી ખવાય, તારૂ

લોભરૂપી તું લોટ ન ખાતો, નિંદાફેરી જમીશ ન ન્યાતો,
તો તે વ્રત કહેવાય; તારૂં.
કરુણારૂપી કંદ તું ખાજે, તીર્થતિતિક્ષામાંહિ તું ન્હાજે;
તો નહિ તું અકળાય; તારૂં,
નિરાશાની નિદ્રામાં જો તું, ક્ષણ પણ એક ન ઉંઘી ગયો તું,
(તે) વ્રત જાગરણ લહાય; તારૂં.
પાપક્રિયાનું પીશ ન પાણી, નિર્જલાતણું વ્રત પ્રમાણી;
તો એ સિદ્ધ કરાય; તારૂં.
"આ આવો ને એવી ફલાણી," દોષ ભરેલી વદીશ ન વાણી,
તે વ્રત મૌન ભણાય; તારૂં.
જપના જવને સૂક્ષ્મ દળી લે, તેનાથી તુજ પેટ ભરી લે,
અલવણ વ્રત જો ચહાય; તારૂં.
લક્ષણાથી વ્રતનો વિધિ સમજી, આચરજે પ્રભુને નિત્ય યજી,
સઘળો વ્રત સમુદાય; તારૂં.
અલ્પ કાળમાં અનલ્પ ફળને, પ્રકટાવે વળી દૈવી બળને,
વ્રત જો આવું સધાય; તારૂં.

---

# सती सुवर्णा.

[ નાટ્ય રૂપે ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૬ થી. )

## પ્રવેશ ૫.

પાત્રો—ગોવિંદરામ, ક્ષેમચંદ્ર, રત્નચંદ્ર, જોહો, તલકશી-ભેરુંડા નગરીવાસીઓ-
સ્થળ—બજારનો એક રસ્તો.

ગોવિંદરામ પુરાણી—કાં ક્ષેમચંદ્ર ! ક્યાં સીધારો છો ? હમણાંનાં તો કાંઇ દર્શન પણ દુર્લભ થઈ પડયાં છે ને શું ભાઇ !

ક્ષેમચંદ્ર—પુરાણી મહારાજ ! આ જીવ હમણાંનો જરા ઉચાટમાં છે. તે કામકાજ કે કશામાં ચિત્ત લાગતું નથી,

ગોવિંદ૦—હેં ભાઇ ! એવું શું દુઃખ આવી પડ્યું છે જે ? ઘરમાં બધાનાં શરીર તો સાજાં છે ને !

**ક્ષેમચંદ્ર**—શરીર તો પરમેશ્વરની ને તમારા જેવાની દયાથી સઉનાં સાજાં છે. પણ અમારા પ્રરૂદ્ધ શેઠનાં દીકરી વિષે જ્યારથી સાંભળ્યું છે, ત્યારથી જીવને ચેન પડતું નથી. ભગવાને શું ધાર્યું હશે તે સમજાતું નથી. મહારાજ! જો આ વાત સાચી હશે તો હજારો માણસનાં શરીર રણમાં રોળાશે, ને મોટો ઉત્પાત થશે.

**ગોવિંદ૦**—ભાઇ! જરા સ્પષ્ટ સમજાવો તો ખરા. એવું શું થયું છે જે? શાનો ઉત્પાત થશે?

**ક્ષેમચંદ્ર**—મહારાજ! તમે જાણો જ છો કે આપણા નગરશેઠ પ્રરૂદ્ધ શેઠનાં દીકરી સુવર્ણા બહેનનું ઉત્પુલકાપુરીમાં વિજયંત શેઠને ત્યાં લગ્ન કર્યું છે, તેમના તરફ આપણા શ્યેન મહારાજની બુદ્ધિ ફરી છે, અને તેમને છુપી રીતે ત્યાંથી પકડી લાવવાની ગોઠવણ આપણા રાજા કરે છે, એવી વાતો હમણા ચાલે છે.

**રત્નચંદ્ર**—(આવીને) એ ખેમચંદ કાકા! શાના તડાકા મારો છો! જરા આજુબાજુ નજર રાખીને વાતો કરતા રહો. શ્યેન મહારાજની વાતો કરતાં ડરતા નથી? પેલા સુદિરના જાણવામાં આવ્યું તો રેવડી દાણાદાણ થઇ જશે. ડાહી માના દીકરા થઇને કાં જરા નજર પહોંચાડતા નથી?

**ક્ષેમચંદ્ર**—ભાઇ રતના! તું ચારે બાજુ નજર પહોંચાડીને કામ કરે છે ને? આ વહાણું વાય છે ત્યારથી હજાર કાળાં ધોળાં કરે છે, તે અહિં છુપું રાખશો, પણ અલ્યા! પરમેશ્વરને ત્યાં પોપાબાઇનું રાજ્ય છે એમ જાણતો હઇશ, કેમ? એ વખત આ તારૂં બધું ડહાપણ ને નજર પહોંચાડવાની ચાલાકી કયે ખૂણે પેશી જાય છે તે જોજે.

**રત્નચંદ્ર**—કાકા! એ તો બધું ઠીક જ છે. પરમેશ્વરસાથે ફોડી લેવાની બધીએ જુગતીઓ અમે જાણીએ છીએ. એ વાતમાં અમને કાચા ન જાણશો હોં કે.

**ક્ષેમચંદ્ર**—(પુરાણીને) સાંભળ્યું મહારાજ! આવાં ને આવાં માણસથી આ જગતમાં જ્યાં ત્યાં અનર્થ થાય છે. શ્યેન મહારાજને પણ આવાં દુષ્ટ વિચારનાં માણસોની સોબત થઇ છે, તેથી રાજાનું ને પ્રજાનું ઉંધું વળવા બેઠું છે.

**રત્નચંદ્ર**—એ કાકા! એમાં રાજ્યનું ઉંધું શું વળ્યું? રાજાનો દીકરો થઇને મનગમતા મોજશોખ નહિ ઉડાવે ત્યારે શું ઝખ મારવા રાજાને ઘેર અવતર્યો હશે?

**ક્ષેમચંદ્ર**—અલ્યા ભાઈ! વગર સમજ્યું શીદ નકામું માથું ફોડે છે? મોજશોખ કરવાની કોણ સાળો ના કહે છે? પણ મોજશોખમાંએ ન્યાય અન્યાયનો વિચાર કરવો કે ના કરવો? રૈયતની વહુ બેટી ઉપર બદદાનત કરીને રૈયતને અન્યાયથી કનડીને મોજશોખ કરવા માટે રાજાનો જન્મ હોય છે, એમ તો તારા જેવા અક્કલહીણા કહે, પણ કોઇ સમજુ તો કહે નહિ.

**રત્નચંદ્ર**—એ તો કાકા! પરમેસરે એને મોટો બનાવ્યો, ને આપણે માથે થાપ્યો, એટલે ચાહ્ય તે કરે. બાંધે તેને બાંધે અને છોડે તેને છોડે. કાકા! તમે રોજ આ પુરાણી મહારાજ પાસે પુરાણને શાસતર સાંભળો છો ને એટલુંએ હજી નથી જાણતા કે રાજામાં તો વિષ્ણુભગવાનનો અંશ હોય છે; તે ભગવાન્ તો ચાહ્ય તે કરે. ના માનતા હો તો પૂછો આ પુરાણી મહારાજને કેમ પુરાણી મહારાજ! સાચું કે જૂઠું?

ગોવિંદ૦—ભાઇ રત્નચંદ ! તમે શાસ્ત્રપ્રમાણે જ્યારે રાજાને વિષ્ણુનો અંશ ગણો છો તો શાસ્ત્રમાંતો વિષ્ણુને જગતના પાળનાર દેવ કહ્યા છે તો રાજા કે જેનામાં વિષ્ણુનો અંશ છે, તેણે પોતાની પ્રજાનું પાલન કરવું કે તેને અન્યાયથી રંજાડવી ? અને પ્રજાનું પાલન ન કરતાં જે રાજા પ્રજાને અન્યાયથી કનડે, પ્રજાની વહુ બેટી ઉપર કુદૃષ્ટિ કરે, અને રૈયતપર અનેક જાતના જુલમ કરે તે રાજામાં ભગવાનનો અંશ ગણવો કે કોઇ ક્રુર દુષ્ટબુદ્ધિ રાક્ષસનો ગણવો ?

રત્નચંદ—( જવાબથી ઝંખવાણો પડી જઇને ) ના, તે પુરાણી મહારાજ ! તમે તો મોટા દેવતા છો. તમારી સાથે મારે ક્યાં તકરાર છે ? હું તો આ મારા ખેમાકાકાને જરા સમજાવતો'તો; તમે તો અમારે પુજનીક છો.

ક્ષેમચંદ—ભાઇ ! સમજવાનું તો તારે હજી બાકી છે. અમને તું શું સમજાવતો'તો !

રત્નચંદ—સમજો છો ત્યારે શો કહોને, પરમેસરે રાજાને ત્યાં જનમ આપ્યો કે મોટા પૈસાવાળાને ત્યાં જનમ આપ્યો તેનો અરથજ એ કેની કે ખાવું પીવું ને ચેનબાજી ઉડાવવી. મારા તમારા જેવા કડક બંગાળીને ત્યાં શું રોદાં મોજ કરે રોદાં !

ક્ષેમચંદ—ભલા માણસ ! સમજવાની અક્કલ છે નહિ, ને ડહાપણ બાર ગામનું કરે છે. પરમેશ્વરે રાજાને ઘેર કે મોટા પૈસાદારને ઘેર જન્મ આપ્યો એટલે ફાવે તેમ ઉન્મત્ત થઇ ચાલવાનું કે મોજ ઉડાવવાની કહી કેમ ? પૈસો કે અધિકાર પામી રીઝવાનું નથી રત્નાભાઇ ! પૈસો કે અધિકાર પામીને કોઇનું કલ્યાણ ન થયું, પણ ઉલટી લોકોને પીડા થઇ તો તે પૈસો ને અધિકાર નરકમાં જ નાંખનાર છે, એમ નક્કી જાણજે.

રત્નચંદ—એમ નરકમાં નાંખનાર કહ્યું એટલે નરકમાં પડી ગયા, કેમ ? એવાં ફોસલાવનારાં ગપ્પાં રાંડીરાંડો આગળ ચાલે, કાકા ! અમે માનતા નથી.

ક્ષેમચંદ—તું મરદ એટલે શાનો માને ? તારામાં સમજવાની અક્કલ હોય ત્યારે તું માને કેની. તારા જેવા જડને તો જાડા દાખલા વિના સમજાવાનું નથી. જો સાંભળ. આ મારા બત્રીસે દાંત સાબુત છે. લોઢાના ચણા ચાવું તોયે ચવાય તેવા મજબૂત છે. હવે તારે હાથે બે ચાર બચકાં ભરૂં, તારે ઘેર આવીને તારા બાઇને ને તારાં બાપડી છોકરીઓને કરડી ખાઉં, અને પછી તું ને તારાં સગાં વઢવા આવો તો કહું કે જાઓ સાળાં બગુચ્ચો ! પરમેશ્વરે મને મજબૂત દાંત આપ્યા છે, તે તમને કરડવા તેમાં લડવા શાનાં આવ્યાં છો ! તો આ જવાબથી કેમ રત્નાભાઇ ! તમે તો ખૂબ રાજી રાજી થવાના, ને વગરબોલ્યે સમાધાન પામી ઘેર જ જવાના, કેમ !

રત્નચંદ—કાકા ! મને કરડી ખાઓ ને ન બોલું કે ? અરે હાડકાંજ ડગોરે ડગોરે ભાંખરાં કરી નાખું તો !

ક્ષેમચંદ—એમ છે. હવે સમજ્યા રત્નાભાઇ ! મને જેમ મજબુત દાંત પરમેશ્વરે બીજાને બચકાં ભરવા અને લોહી લુહાણ કરવા આપ્યા નથી, તેમ રાજાને રાજગાદી કે પૈસાદારને પૈસો કંઇ બીજાને કનડવા કે ત્રાસ કરવા આપ્યો નથી.

ગોવિંદ૦—ભાઇ રત્નચંદ ! સમજણ પડી કે ? એજ પ્રમાણે ઘણા અજ્ઞાન માણસો માને છે કે પરમેશ્વરે આ બધી ઇન્દ્રિયો બનાવી છે—આંખ, નાક, કાન, મોં—તો પછી શા માટે તે ઇન્દ્રિયોવડે નજરમાં આવે તેવાં સુખ ન ભોગવવાં ? પરસ્ત્રીને આંખથી જોવી તેમાં

પાપ શાનું ? પણ ભાઇ ! આ તમારા ક્ષેમચંદકાકાને પરમેશ્વરે જેમ દાંત લોકોને બચકાં ભરવા નથી આપ્યા, પણ અન્ન ચાવવા આપ્યા છે, તેમ આ આંખ કાન વગેરે ઇન્દ્રિયો ખોટે રસ્તે વાપરવા પરમેશ્વરે બનાવી નથી, પણ તેનો સારો ઉપયોગ કરવા બનાવી છે.

**તળકશી**—( તેના પુત્ર જૂઠા સાથે પ્રવેશ કરીને ) જૂઠીઆ ! અહિં આ કોણ ઉભું ઉભું વાતો કરે છે ?

**જૂઠો**—( તેના કાનમાં મોટેથી ) બાપા ! એ તો રતનાકાકા ને ખેમાકાકા ઉભા ઉભા વાતો કરે છે.

**તળકશી**—અલ્યા રતના ! ખેમાડાથે શી વાતો કરે છે ? કંઇ હમજણ તો પાડ.

**રતનચંદ**—તળકશી ભા ! આવો તમે ક્યાંથી ? એ વાતો રસ્તામાં મોટેથી થાય તેવી નથી.

**તળકશી**—હેં હે શું કહ્યું, શું શું ?

**રતનચંદ**—( તેના કાનમાં મોટેથી ) એ વાત કર્યા જેવી નથી, કર્યા જેવી.

**તળકશી**—રતના ! કેમ નાત કર્યા જેવી નથી ? શું છે જે ! તારી ડોશીપાછળ નાત કર્યા વગર ચાલતું હશે કે ? લે ! કાંઇ માણસના વઢમાં છું કે એમ જ ?

**રતનચંદ**—નર્યું બહેરૂં ઠુંઠ.

**તળકશી**—હેં હેં શું કહ્યું ? રતના ! શું કહ્યું ? અલ્યા જૂઠીયા ! શું કહે છે રતનો ?

**જૂઠો**—એ બાપા ! કહે છે કે નર્યું બહેરૂં ઠુંઠ !

**તળકશી**—હેં હેં ! બોલ્યું ઉંટ ! ક્યાં છે ઉંટ ! અલ્યા જૂઠીયા ! આમ રહે, જો જે, કચડકણું હશે તો કચડી ખારો.

**જૂઠો**—અરે બાપા ! ઉંટ નહિ એ તો કહે છે કે બહેરૂં ઠુંઠ, બહેરૂં !

**તળકશી**—હેં હેં ! હેરૂ ! અલ્યા જૂઠીયા ! હેરૂ ! ક્યાં છે ? જોજે જાળવજે અંધારામાં.

**રતનચંદ**—અરે ભગવાન ! આની સાથે ક્યાં લમણાઝીક કરવાની કરમે આવી ?

**તળકશી**—અલ્યા રતના ! કેમ બોલતો નથી? ક્યાં છે હેરૂ ? જૂઠીયા ! ઓ જૂઠીયા ! ક્યાં ગયો ? રાંડના આમ આવને. તીતીઘોડાની પેઠે નાસતો શું ફરે છે ? હેરૂ કચડશે.

**જૂઠો**—બાપા ! હેરૂ શાનું ? કહીએ છીએ તે હાંભળતા નથી ને નકામું ઝુડઝુડ કરો છો.

**તળકશી**—હેં હેરૂ નથી ! ત્યારે રતનો શું કહેતો તો ?

**જૂઠો**—કહે શું હતે ? ઘેર આવવું છે કે નહિ ? રાત બહુ ગઇ છે રાત.

**તળકશી**—હેં નાત નક્કી કરી ? બહુ હારૂં કર્યું રતના ! બહુ હારૂં કર્યું. જો ભાઇ સંસારમાં રહ્યા એટલે બધું સાચવવું પડે. (જૂઠાને) ક્યાં ગયો જૂઠીયા ? ચાલો ત્યારે ઘેર. ખેમા ! આવજે હોં. ભાઇ રતના ! આવજે. જૂઠાને નાતનું કામકાજ કરવા બોલાવજે. (જાય છે).

**ક્ષેમચંદ**—પુરાણી મહારાજ ! વળી બીજે પ્રસંગે મળીશું. પધારજો. ભાઇ રતનચંદ્ર ! આવજે. જો ભાઇ ! જુવાની કંઇ બારે દહાડા રહેતી નથી માટે સમજીને સીધે રસ્તે ચાલશો તો સુખી થશો. આપણે તો કહેવાના સરીગત.

**રતનચંદ**—બહુ હારૂં કાકા ! બહુ હારૂં. ( બધા જાય છે. )

( સંપૂર્ણ. )

ॐ श्रीं.

# ईश्वराभिमुखता.

सर्वाकारो भगवानुपास्यते येन येन भावेन ।
तं तं भावं भुत्वा चिन्तामणिरिव समभ्येति ॥

સર્વ ધર્મોની સામાન્ય આધારભૂમિકાનો આપણે વિચાર કરીએ છીએ તો આપણને સ્પષ્ટ જણાય છે કે તે પ્રત્યેક ધર્મમાં ધર્માત્મા પ્રાણીઓ પોતાના વિશ્રામના સ્થાનરૂપે એક તત્ત્વને સ્વીકારે છે. આ પ્રાપ્તવ્ય પદના સ્વીકારવિના-આવા કોઇ ઉદ્દેશ્યાહને મંતવ્યભૂમિકામાં ગોઠવ્યા વિના-ધાર્મિક જીવનને અવકાશ જ નથી. આ સંસારના આપાતતઃ રમણીય સુખભોગથી અતૃપ્ત થયેલી વૃત્તિ સંસારની પ્રેરક સત્તાને પોતાની પરમોપાસ્ય દેવતાતરીકે જ્યારે માને છે અને તે દેવતાપ્રતિ અંતર્મુખતાને ભક્તિભાવથી જ્યારે સાધે છે ત્યારે જ જીવ ધર્માભિમુખ થયો ગણાય છે. તેવિના ગમે તેવા બુદ્ધિવૈભવથી તે મનુષ્ય શોભતો હોય તોપણ ધાર્મિક જીવનના રસને તે કદી પણ અનુભવી શકતો નથી, આ ધાર્મિક જીવનનો રસ કંઇ કલ્પનામય નથી, પરંતુ સત્યાનુભવરૂપ છે. જેવી રીતે બાહ્યાર્થના અનુભવમાં પ્રમા અને અપ્રમા અથવા સત્યજ્ઞાન અને મિથ્યાજ્ઞાન એવા બે વર્ગ પડી શકે છે, તેમ આંતરતત્ત્વસાથેના અનુસંધાનજન્ય અનુભવમાં પણ સત્યાનુભવ અને અસત્યાનુભવ એવા બે વિભાગ પડી શકે છે. ચક્ષુરાદિ ઇન્દ્રિયના દોષથી બાહ્ય પ્રદેશમાં રહેલા પ્રકાશાદિ સહકારી હેતુઓની ખામીવડે તથા અનુભવ કરનાર મનુષ્યના ચિત્તના અનવધાન વગેરે નિમિત્તોથી જેમ બાહ્યાર્થનો ઇન્દ્રિયસાથે સંબંધ થયા છતાં યથાર્થ જ્ઞાન પ્રકટ થતું નથી, અથવા ભ્રમજ્ઞાન પ્રકટ થાય છે, અથવા બાહ્યાર્થનો અભાવ છતાં બાહ્યાર્થપ્રતીતિ થાય છે, તેવી રીતે અંતઃકરણમાં જોઇએ તેવા બાહ્યાર્થના વિરાગવિના તથા ઉપાસ્યવસ્તુના વાસ્તવ પ્રેમવિના રાગદ્વેષથી કલુષિત ચિત્તવૃત્તિ ઉપાસ્યનો વાસ્તવસંબંધ કર્યાવિના ખોટા ધર્માનુભવને-અસત્ય સારૂપ્ય અથવા સામીપ્ય ભાવને-સેવે છે. અને સાચા ધર્માનુભવને જાગ્રત કરી શકતી નથી, પણ જગતમાં મિથ્યાજ્ઞાન જેમ બાહ્યવિષયના સંબંધનું થવાના સંભવો હોવાથી તે વિષયના સત્યજ્ઞાનને મેળવવાની સામગ્રીની બુદ્ધિમાન્ ઉપેક્ષા કરતો નથી, તેમ વાસ્તવ આંતર અનુભવના વિષયભૂત ઉપાસ્યવસ્તુના સંબંધમાં મિથ્યાજ્ઞાનને પ્રકટ થવાના સંભવો છતાં તે વસ્તુના સત્યજ્ઞાનને મેળવવા કોઇ સુજ્ઞ ધર્માત્મા પ્રમાદ ધરતો નથી.

ધાર્મિક આત્માઓનો ઉપાસ્યવસ્તુસંબંધનો સ્વાનુભવ પ્રમાણભૂત હોય છે, તે તેના ફલઉપરથી અનુમાન કરાય છે. મિથ્યા મનોરાજ્યથી કોઇને વાસ્તવ શાંતિ થતી નથી, પણ વાસ્તવ આંતર અનુભવથી યથાર્થ શાંતિ થાય છે, એ વાર્તા સર્વ કોઇ સ્વીકારી શકે તેમ છે. મનોરાજ્યનું ફલ ક્ષણિક અને સત્યજ્ઞાનથી બાધ પામે તેવું હોય છે પરંતુ આંતર ઉપાસ્યસાક્ષાત્કારનું ફલ ચિરસ્થાયી અને ઇતર જ્ઞાનથી બાધ પામતું નથી, કદાચ પામે છે તો પરમાર્થભૂમિકાથી અથવા પરમાર્થદૃષ્ટિભેદથી બાધિત થાય છે પરંતુ વ્યવહારભૂમિકામાં તે ઉપાસ્યાનુભવ મિથ્યા ઠરતો નથી. આથી કેવલ મનોરાજ્ય જ્યારે પ્રાતિભાસિક અથવા મૃગજળના જલજેવું છે, ત્યારે ધાર્મિક અનુભવ અથવા ઉપાસ્યસાક્ષાત્કાર વ્યાવહારિક સત્તાવાળો છે, જ્યાં સુધી જીવનું જીવત સાચું છે, જ્યાં સુધી તે સુખઃદુખનો પોતાના ભોગરૂપે અનુભવે છે, ત્યાં સુધી આ ઉપાસ્યાનુભવ પણ સાચો છે.

આ ઉપાસ્યના સ્વરૂપની પ્રથમ આદર્શરૂપે-લક્ષ્યરૂપે-ધાર્મિક આત્મા પ્રથમ ભાવના બાંધે છે, અને આ ભાવના બાંધવામાં તે ગુરુશાસ્ત્રના વાક્યને પ્રમાણભૂત અથવા આધારભૂત માને છે, આ પ્રકારની શ્રદ્ધારૂપ સંપત્તિની સિદ્ધિવિના ઉપાસ્યની ભાવના બંધાતી નથી, અને તેવી ભાવનાવિના અનુસંધાન થતું નથી, અને પ્રીતિપૂર્વક અનુસંધાન અથવા પ્રસંખ્યાનવિના ઉપાસ્યસાક્ષાત્કાર અને તેથી ઉત્પન્ન થનારી શાંતિ પ્રકટ થતી નથી. મહાત્મા જિસસ ક્રાઇસ્ટમાં પરમેશ્વરબુદ્ધિ બાંધ્યાવિના કયા ખ્રીસ્તીને ખ્રીસ્તીધર્મનું રહસ્ય સમજાયું છે ? ગૌતમ બુદ્ધિના ઉદાત્ત જીવનને લક્ષ્યરૂપે બુદ્ધિમાં સ્થાપ્યા વિના કયા બૌદ્ધધર્માનુયાયિએ નિર્વાણપદ પ્રાપ્ત કર્યું છે ? મહમ્મદ પેગંબરના શાસનને માન્યાવિના કયા મુસલમાનને પરવરદીગારનું ભાન થઇ યથાર્થ ફકીરી પ્રાપ્ત થઇ છે ? અને એ જ ન્યાયે હિંદુધર્મના કયા અનુયાયીએ તેના વિશાલ પ્રદેશમાં ઝગઝગતા રામકૃષ્ણાદિ સ્વરૂપોમાંથી કોઇપણ સ્વરૂપને લક્ષ્યપદે સ્થાપ્યાવિના સારૂપ્યસુખનો અનુભવ કર્યો છે ? સ્વલ્પમાં **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**— એ ગંભીર વાક્યાનુસાર અંતઃકરણની ગુણસામગ્રીનો વિચાર કરી પ્રત્યેક ધર્મજિજ્ઞાસુએ પ્રાપ્તધર્મમાં નિરત રહેવું પડે છે. આ પ્રકારે સ્વધર્મમાં નિરત રહેનાર પુરુષમાં ધર્માન્ધતા હોતી નથી, અને હોય છે તો તે સ્વધર્મનિરત જ હોતો નથી. સ્વધર્મપરાયણતાનો અર્થ પરધર્મની નિંદામાં નથી.

સંસારના બાહ્યસુખથી વિરસ થયેલા અંતઃકરણમાં આંતર પરમવિશ્રાન્તિના હેતુભૂત કોઇ લક્ષ્યપદને પ્રત્યેક ધર્મમાં ઉપાસ્ય અથવા ચિંતનીય તત્ત્વ માનવામાં આવે છે. સર્વ ધર્મોની પરીક્ષા કરતાં જણાય છે કે આ તત્ત્વનાં નામ ગમે તે પાડવામાં આવે તોપણ તે તત્ત્વ જ્યાં ત્યાં ત્રણ દૃષ્ટિબિંદુથી અવલોકવામાં આવે છે. આ દૃષ્ટિબિંદુના ભેદથી તત્ત્વ એક છતાં ત્રિવિધ અવલોકાય છે. પરમતત્ત્વના આ ત્રણ આમુખ ઉપરથી ઈશ્વરવાદ ત્રણ પ્રકારનો મનાય છે.

જે ઉપાસકની મતિમાં સંસાર અને પરમતત્ત્વ અત્યંત પૃથક્ છે, અને પરમતત્ત્વ પૃથક્ રહી આ વિશ્વનું સર્જન, ધારણ, અને વિલયન કરે છે, તે ઉપાસકની દૃષ્ટિમાં બંધાયેલું સ્વરૂપ તે પરમેશ્વરનું તટસ્થસ્વરૂપ ( Deism )છે. વિશ્વના મુખ્ય ધર્મો તથા તેની અવાન્તર શાખાઓમાં આ તટસ્થ ઈશ્વરવાદ સ્વીકારાયો છે. મુસલમાન ધર્મ તટસ્થ ઈશ્વરને સ્વીકારે છે. ખ્રિસ્તી ધર્મની કેટલીક પ્રણાલિકા ( Sects )માં આ તટસ્થ ઈશ્વરના સ્વરૂપને માનવામાં આવે છે. આપણા હિંદુ ધર્મમાં પણ ન્યાયવૈશેષિકદર્શનમાં તટસ્થ ઈશ્વરના સ્વરૂપને સ્વીકાર્યું છે. એક પક્ષે ઈશ્વરના અસ્તિત્વને નહિ સ્વીકારનાર બુદ્ધ અને જૈન દર્શનમાં પણ ધર્મભાવનાનું બંધારણ સામાન્ય જનોમાં તટસ્થ બુદ્ધ અથવા તટસ્થ અર્હત દેવઉપર રહેલું છે. સ્વલ્પમાં પ્રત્યેક જનસમાજમાં ધર્મભાવના તટસ્થ ઈશ્વરનો સ્વીકાર કરી પ્રવૃત્ત થાય છે. પશુભાવના અથવા પામરતામાંથી ઉંચે લઇ જનારી આ તટસ્થ ઈશ્વરભાવના પ્રત્યેક ધાર્મિક હૃદયમાં વિકાસક્રમથી પ્રથમ ઉદ્ભવને પામે છે. સામાન્ય શિક્ષણ પામેલા અંતઃકરણમાં આ વિશ્વ, જીવ અને ઈશ્વર નિરાળા પદાર્થો છે; પરમેશ્વર વિશ્વને તથા જીવને ઉત્પન્ન કરનાર છે; જીવ ઈશ્વરના અંશભૂત અથવા પુત્રતુલ્ય છે; પરમેશ્વર અંશિ અથવા પિતાતુલ્ય છે. અને જીવે પરમેશ્વરનું યજનપૂજન પોતાના કલ્યાણઅર્થે સાધવું જોઇએ- આ પ્રકારના નિશ્ચયો બંધાયેલા હોય છે. જેમ જેમ તટસ્થ ઈશ્વરભાવના પરિપક્વ થતી જાય

છે તેમ તેમ તે ભાવના રૂપાન્તરને પામે છે. જેમ એક જ કીટ કોશેટાનું રૂપ ધારણ કરી પતંગના રૂપમાં સમય આવ્યે પ્રકટ થાય છે, અને જેમ તે કીટના રૂપાન્તરક્રમને જેણે નીહાળ્યો છે તે જ કીટ, કોશેટો, અને પતંગમાં એક જીવની પ્રત્યભિજ્ઞા કરી શકે છે, તેમ તટસ્થ ઇશ્વરભાવના પરિપક્વ થઇ વચમાં કંઇ જડાવસ્થાને ભોગવી પુનઃ અંતર્યામી ઇશ્વરભાવના ( Theism ) રૂપે પરિણામ પામે છે.

તટસ્થ ઇશ્વરભાવના યથાર્થ પ્રેમભાવને પ્રકટ ન કરતાં પરમેશ્વરપ્રતિ ભયભાવને ઉપજાવે છે. અમુક કર્મ અથવા વિચાર ઇશ્વરાજ્ઞાવિરોધી છે, માટે સેવવાં નહિ અને જો સેવવામાં આવશે તો પ્રભુ અપ્રસન્ન થઇ આપણો અનર્થ કરશે–આવી ભયવૃત્તિ ધર્મપાલન કરનારના અંતઃકરણમાં સદોદિત રહે છે. આ વિશ્વમાં કેટલાક વ્યતિકરો વિષમતા અને ક્રુરતાને આપાતતઃ પ્રદર્શિત કરતા હોવાથી તટસ્થ ઇશ્વરના ન્યાયીપણા સંબંધમાં સ્વાભાવિક સંદેહ પ્રકટ થાય છે. આ સૂર્ય, ચંદ્ર, રસાતલ જાય; આ પૃથ્વિ ભૂકંપાદિ નિમિત્તોથી અનંત જીવોનો નાશ કરનારી જણાય; આ ખગોલમંડલ વિનાશને પામી પરિણામે આ મનુષ્યોએ પોતાની અપૂર્વ બુદ્ધિબલથી ઉત્પન્ન કરેલી જનસમાજની સુધારણાને તિલાંજલિ આપે, તોપણ તટસ્થ ઇશ્વરને કંઇ લાગતું વળગતું નથી–આ વિચાર ધાર્મિક અંતઃકરણમાં વહેલો મોડો પ્રકટ થયા વિના રહેતો નથી. આ અંતઃશૂલને ઉપજાવનાર વિચાર નિર્વેદને પ્રકટાવે છે, અને ભલે પ્રભુ મહાસમર્થ હોય તોપણ આ વિશ્વ અને તેના અંતર્ગત જીવોનો ઉદય તથા અસ્ત તેની નિર્દય ધ્રુવ ઇચ્છાને અધીન વર્તનાર હોવાથી આ સંસારમાં પ્રાણિઓએ સ્વેચ્છાનુસાર મેળવી શકાય તેવું કંઇ શુભ જ નથી. અને તેથી સર્વત્ર નિર્વેદ (pessimism) છાયા પ્રકટે છે. તટસ્થ પ્રભુની ભાવના કરનાર ધાર્મિક જીવ આ પ્રમાણે નિર્વેદને વશ વર્તી અંતરાલ સમયમાં કોશેટા જેવી શૂન્ય દશાને ભોગવે છે. આ દશા બહારથી નિર્જીવ અથવા નિશ્ચેષ્ટ જણાય છે, અને પ્રસંગે નાસ્તિકભાવને પ્રકટ કરતી પણ જણાય છે, તોપણ તે ભવિષ્યના સુંદર પતંગને જન્મ આપનારી હોય છે–આ દશામાં તટસ્થ ઈશ્વરભાવ ગલિત થાય છે, અને જીવ પોતાની તથા વિશ્વની ગુચાયેલી કોકડી ઉકેલવા સ્વાશ્રયી બને છે, અને વિશ્વનો અને પોતાનો ઉદય પ્રભુને બાજુએ રાખી કેવલ પ્રકૃતિદ્રવ્યથી કરવાનો પ્રયત્ન સાધે છે, વિશ્વના અદ્ભુત વ્યતિકરો જે તટસ્થ ઈશ્વરની ઇચ્છાને અધીન વર્તનાર માનવામાં આવતા હતા, તે હવે આદિમ દ્રવ્યના અંતર્ગત બલથી જ સિદ્ધ નિયમાનુસાર થતા માનવામાં આવે છે. આ પ્રકૃતિદ્રવ્યના અંતર્ગત નિયમોના જ્ઞાનને મેળવવાથી પ્રકૃતિ જેટલા અંશમાં નિમંત્રણ ભાવને પામે છે, તેટલા અંશમાં જીવ પોતાના વિશે પ્રભુતાનું ભાન કરે છે. વિજ્ઞાન( Science )નો જન્મ આ તટસ્થ ઈશ્વરને બાદ કરી કેવલ પ્રકૃતિદ્રવ્યના અંતર્ગત નિયમાનુસાર વિશ્વવ્યવસ્થાથી આરંભ પામે છે, અને જેમ તટસ્થ ઇશ્વરની ભાવનાના પરિણામમાં નિર્વેદ પ્રકટ થાય છે તેમ આ અવાન્તર દશામાં નાસ્તિકતા પ્રકટે છે, અને કેટલાંક અંતઃકરણમાં ઉન્માદ પણ પ્રકટે છે. વિજ્ઞાનનું પરિશીલન કરનાર અંતઃકરણ જ્યારે પરમ ગંભીર પ્રકૃતિદ્રવ્યના અંતર્ગત મહિમાને અવલોકે છે, ત્યારે એક વસ્ત્ર કાઢવા છતાં બીજાં અનંત રમણીય વસ્ત્રોથી આચ્છાદિત થયેલી દ્રૌપદીની પેઠે પ્રકૃતિ પોતાના અદ્ભુત વૈભવથી માનિનીતુલ્ય પોતાના કરને ઝાલવા આવનાર જીવને છેતરી પોતાના સત્ય પતિના વૈભવને ઇંગિતથી અથવા નેત્રકટાક્ષથી જણાવે છે, ત્યારે નાસ્તિકતા શમે

છે, ઉન્માદ વિરમે છે, અને પુનઃ જીવ પોતાના વિચારોની શ્રેણી ફરીથી તપાસી જુએ છે અને પરિણામે કોશેટાના બાહ્ય પ્રકૃતિરૂપ આવરણને ત્રોડી જીવ પતંગરૂપે પોતાની ધર્મમય ભાવનાને પ્રકટ કરે છે.

આ નવપતંગરૂપે જન્મેલી ઈશ્વરભાવના અંતર્યામી ઈશ્વરને ઉલ્લેખી આ વિશ્વમાં પ્રસરાવેલી નિર્વેદમય છાયાને અનિર્વેદનું રૂપ આપે છે. જે પ્રભુ તટસ્થ રહી આ વિશ્વનું નિયમન કરવાથી ભયના હેતુભૂત મનાતા હતા, તે જ પ્રભુ સર્વ ચરાચર જગતના અંતર્યામી હોઈ પ્રેમના પાત્ર થાય છે. પરમેશ્વરનું આ દિવ્ય અંતર્યામીસ્વરૂપ વિશ્વના સર્વ વ્યતિકરોને રમણીય ભાવ અર્પે છે; પ્રથમ જણાયેલી વિષમતા અને ક્રૂરતા વસ્તુતઃ નથી એમ અનુભવાય છે, અનર્થના શિરોમણિભૂત મરણ વાસ્તવ જીવનના પ્રકટ કરનાર હેતુરૂપ મનાય છે. લોકપ્રસિદ્ધ અધાર્મિક જીવન તે વિકૃતિ છે, અને શાસ્ત્રપ્રસિદ્ધ ધાર્મિક જીવન પ્રકૃતિ છે, એવું વિલક્ષણ જ્ઞાન જન્મ પામે છે. આપણા ઔપનિષદ્દર્શનમાં જ્યાં સુધી સગુણબ્રહ્મના પ્રતિપાદનનો વિષય છે. ત્યાં સુધી અંતર્યામીપ્રભુભાવના સેવ્ય મનાય છે. આ ભાવના **અંતર્યામીબ્રાહ્મણમાં** અને **મધુબ્રાહ્મણમાં** એવી તો રમણીય ભાષામાં વર્ણવી છે કે પ્રત્યેક ધાર્મિક હૃદય તે શબ્દના આઘોષથી થડકે છે, અને સમગ્ર વિશ્વમાં રહેલી જડતા ઉપર જીવન પ્રવાહને પ્રસરાવે છે. જે પરમાત્મા પૃથિવ્યાદિ આધિભૌતિક સૃષ્ટિમાં રહે છે, તથા તે તે આધિભૌતિક દ્રવ્યના ભીતર પ્રદેશમાં પ્રેરકરૂપે રહે છે; તથા તે તે ઉપાધિ જેના સ્વરૂપને યથાર્થ જાણતી નથી, તથા જેના આંતરસ્વરૂપનો નિર્વાહ કરનાર શરીરરૂપે તે તે આધિભૌતિક દ્રવ્ય રહે છે, અને જે અમૃતભાવથી સુસ્થિર રહે છે તે પરમાત્મા અંતર્યામી છે, તેવી જ રીતે આધિદૈવિકસૃષ્ટિના ભીતરપ્રદેશમાં રહી તે તે સૃષ્ટિના અંતરાત્મારૂપે તે તે સૃષ્ટિમય શરીરને સચેતન બનાવે છે, અને પ્રેરકસત્તારૂપે અમૃત રહે છે તે પરમાત્મા અંતર્યામી છે; અને તે જ જ્યારે વિજ્ઞાનાત્મારૂપ આધ્યાત્મિક સૃષ્ટિના ભીતર પ્રદેશમાં રહી તે તે વિજ્ઞાનાત્માને પોતાના અંશભૂત અથવા શરીરભૂત બનાવી તેના પ્રેરક અંતરાત્મારૂપે રહે છે, તે પરમાત્મા અંતર્યામી છે.

આ અંતર્યામી પરમાત્મા રસરૂપ છે અથવા મધુરૂપ છે એવું ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરી અનિર્વેદભાવ (*Optimism*)ને પ્રસરાવવા પ્રયત્ન કર્યો છે. જે વેદાન્ત નિર્વેદને પ્રસરાવનાર સામાન્ય મતિને જણાય છે, તે જ વેદાન્ત સુવિચારક ધર્મમય અંતઃકરણને અનિર્વેદનું પ્રસરાવનાર જણાય છે.

સર્વત્ર અંતર્યામી રસમય આત્માને ભક્તિભાવથી ચિંતન કરનાર જીવ અથવા વિજ્ઞાનાત્મા જે જે ભાવથી ભજે છે, તે તે ભાવથી તે રસમય આત્મા અભિવ્યક્ત થાય છે, અને આથી જ તે અંતર્યામી પ્રભુને ચિંતામણિ કહે છે. તત્ત્વવિદ્યામાં નિપુણ પુરુષો રસસિદ્ધોનો વાસ્તવ રસ તે આ અંતર્યામી પરમાત્મા જ છે, જે પ્રત્યેક અધિકરણ ( Substance )ને જીવનમય બનાવે છે, અને એ જ પરમાત્મા પારસમણિ અથવા ચિંતામણિ છે. સર્વ ખનિજ પદાર્થો, સર્વ વનસ્પતિવર્ગ અને પ્રાણિવર્ગના જીવનના પરમઆધારભૂત આ પરમાત્મા જ છે. તે પરમાત્મા જ ભીતરપ્રદેશમાં રહી તે તે ખનિજઆદિ સૃષ્ટિનો વિકાસ કરી ચઢતાં નામરૂપ ( Names & forms ) પ્રકટ કરે છે. આ અંતર્યામી રસમય પ્રભુનો જેમણે ઉપાસનાના ક્રમથી સાક્ષાત્કાર કર્યો છે તે જ વાસ્તવ રસસિદ્ધ છે. આપણા પ્રાચીન

રસસિધ્ધીએ શબ્દજાલવડે આ અંતર્યામી પ્રભુને આલેખવા પ્રયોગ કર્યો છે, અને અર્વાચીન રસસિદ્ધિના નિપુણ પુરુષો તે જ રસને ઉલ્લેખી પ્રવૃત્ત થાય છે. જે રસમય અંતર્યામી પ્રભુ અજાણ્યે જે ઉત્તમ વિકાસને સાધે છે તે વિકાસ રસસિદ્ધિના નિપુણ પુરુષો તે રસમય આત્માને જાણી તેમની ઇચ્છાનુસાર સત્વર પ્રકટ કરે છે. આ જ્ઞાનભૂમિકામાં રસમય અંતર્યામી પ્રભુની પ્રેરણાને ધાર્મિક જીવ ઓળખી શકે છે, અને આ પરમાત્માના આંતરદિવ્ય સ્વરના અનુરણનને વ્યવહારમાં પારખી શકે છે. સામાન્ય જીવો જે પરમાત્માનાં પ્રેરણ બલને અવ્યક્ત ( Sub-Conscious ) મનમાં ધારણ કરી વિકાસક્રમને સાધે છે તે ધાર્મિક આત્મા ઉપાસનાના સામર્થ્યથી વ્યક્ત ( Conscious ) મનમાં ધારણ કરી સુખાસ્વાદ લે છે. અંતર્યામીના ઉદય અથવા સાક્ષાત્કારનું સ્વરૂપ વર્ણન કરતાં ભટ્ટ લ્લટ નામના રસશાસ્ત્રમાં નિપુણ આચાર્ય લખે છે કેઃ—

अयमेवोदयस्तस्य ध्येयस्य ध्यायि चेतसि ।
तदात्मता समापत्तिरिच्छातः साधकस्य वा ॥
इयमेवामृतप्राप्तिरयमेवात्मनोग्रहः ।
इयं निर्वाणदीक्षा च शिवसद्भावदायिनी ॥

ભાવાર્થ—રસરૂપ આ સ્પંદાત્મા અથવા અંતર્યામી પ્રભુનો ધ્યાન કરનાર અંતઃકરણમાં ધ્યેયરૂપે ઉદય થવો એ જ પ્રભુભાવને ઇચ્છનાર સાધકની પ્રભુભાવાપત્તિ સમજવાની છે. આ ઉદય જ અમૃતપ્રાપ્તિ અથવા અમરણભાવનો ઉદય છે, એ જ પ્રત્યગાત્માનો સાક્ષાત્કાર છે, એ જ કૈવલ્યપદને મેળવવાની દીક્ષા છે, જે દીક્ષાનો સ્વીકાર કરનાર શિવરૂપ બની રહે છે.

આ પ્રમાણે અંતર્યામી પરમાત્માને રસરૂપે અથવા મધુરૂપે ચિંતવવાનો ક્રમ શી રીતે સિદ્ધ કરવો તથા તે રસમય પ્રભુની કઇ શક્તિના સ્વરૂપને ચિંતનક્રમમાં પ્રવેશ પામવા દેવી તથા તે ઉપાસ્યનો સાક્ષાત્કાર થયા પછી ધાર્મિક આત્માને વિકાસક્રમનું છેવટનું જગદભિન્ન ઇશ્વરપદ ( Pantheism ) સિદ્ધ કરવાનું શેષ રહે છે, તે શી રીતે આલેખવું-એ આદિ વિચાર આપણે અન્ય પ્રસંગે કરીશું.

---

## भक्ति, ज्ञान अने कर्म.

ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગે જી,
જ્ઞાનવિના ભક્તિ ખારી રે હાં;
ઉભય સંયોગ કરી જે જન રહેતા જી,
સ્વાદ તેનો છે અતિ ભારી રે હાં -

યાગ, સોમયાગ, અશ્વમેધયજ્ઞ આદિ વિવિધ કર્મોનું પ્રતિપાદન કરે છે, અને અધિક એ જણાવે છે કે આ જ કર્મો જો નિષ્કામપણે અનુષ્ઠાન કરવામાં આવે છે તો એ જ કર્મો વધારામાં અંતઃકરણની શુદ્ધિ કરનાર થઇ રહે છે. પણ કર્મમાર્ગમાં કેવલ આ વિવિધ શ્રૌતકર્મ તથા સ્માર્તકર્મનો સમાવેશ થતો નથી. કર્મમાર્ગ એ એથી વિસ્તૃત અર્થને વહન કરનાર છે અને તેથી મોક્ષને માટે સંપ્રજ્ઞાતયોગ અને અસંપ્રજ્ઞાતયોગને મુખ્ય સાધન સ્થાપન કરી એ ઉભયવિધ યોગની સિદ્ધિમાટે વિવિધ પ્રકારના યમનિયમો, આસનો, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા તથા ધ્યાનાદિનું વર્ણન કરનાર યોગશાસ્ત્રવડે પ્રતિપાદન કરાયેલી એ સર્વ આસનાદિ ક્રિયા તે પણ કર્મમાર્ગમાં જ અંતર્ભૂત થાય છે. ભક્તિમાર્ગમાં મુખ્યત્વે કરીને તો મુખ્ય ભક્તિનું ગ્રહણ કરાય છે. એ ભક્તિ તે પ્રેમલક્ષણાભક્તિ છે. એ ભક્તિનું સ્વરૂપ સંક્ષેપમાં જણાવતાં શ્રીનારદ કહે છે કે **सा परमप्रेमरूपा** ભક્તિ તે પરમ એટલે નિરતિશય પ્રેમરૂપ છે, અને શ્રીશાંડિલ્યસૂત્ર કહે છે કે **सा परानुरक्तिरीश्वरे** આ સૂત્રનું તાત્પર્ય સ્પષ્ટ કરતાં ટીકાકાર જણાવે છે કે સર્વત્ર સમરૂપે વ્યાપી રહેલા જે સમષ્ટિ ઇશ્વર, તેમના વિવિધ અવતારો, સંક્ષેપમાં જીવત્વરૂપ ઉપાધિથી અનવચ્છિન્ન જે ચેતન, તદ્વિષયક જે રાગ તે ભક્તિ છે, એ ભક્તિ તે તે આરાધ્યના માહાત્મ્યજ્ઞાન આદિથી સ્વભાવથી જ, પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે તેથી એને આ સૂત્રમાં અનુરક્તિ કહી છે, અને રાગ, પ્રીતિ આદિ કહી નથી. આ ભક્તિ તે મુખ્યત્વે કરીને ભક્તિ છે, અને એ ભક્તિનાં જે જે સાધનો તે સર્વ ગૌણ ભક્તિ છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, વંદન આદિ જે સાધનભક્તિ તે સર્વ ગૌણભક્તિ છે. આ ઉભય પ્રકારનો ભક્તિમાર્ગમાં સમાવેશ કરવામાં આવે છે, અને એ જ પ્રમાણે જ્ઞાનમાર્ગમાં હું બ્રહ્મરૂપ છું, આ આત્મા તે બ્રહ્મ છે, એ અદ્વૈત જ્ઞાનનો જ સમાવેશ નહિ કરતાં શ્રવણ અને વિચારથી પરમપ્રાપ્તવ્યની સિદ્ધિ થાય છે એ સિદ્ધાન્તનો અર્થાત્ મોક્ષ, તેના સાધનરૂપ તત્ત્વજ્ઞાન અને તેના સાધનરૂપ વિચારો એ સર્વનું ગ્રહણ કરવામાં આવે છે. આ પ્રકારે આ ત્રિવિધ માર્ગમાં ગણાવેલાં સાધનોમાં સર્વ મોક્ષસાધનોનો સંગ્રહ થઇ જાય છે. એ મોક્ષસાધનોની આ ત્રણ વિભાગમાં વહેંચણી કરવામાં આવેલી હોવાથી ઘણા મનુષ્યોને એવો ભ્રમ થયો હોય છે કે આ ત્રણે માર્ગ તે પૃથક્ પૃથક્ છે. જેમ એક ગૃહમાં પ્રવેશ કરવાના ત્રણ દરવાજા હોય તો એ ત્રણે પૃથક્ પૃથક્ હોય છે, જે પુરુષ એક દરવાજે થઇ જાય છે તેને બીજા દરવાજાનો લેશ પણ સંબંધ હોતો નથી, અને બીજે દરવાજે થઇ તે ગૃહમાં પ્રવેશ કરનારને પ્રથમના દરવાજાસાથે લેશ પણ સંબંધ નથી અને તૃતીય દરવાજાથી એ ગૃહમાં પ્રવેશ કરનારને વળી એ બંનેમાંથી કોઇ સાથે સંબંધ નથી, તેમ આ મુક્તિમંદિરનાં કર્મ, ભક્તિ અને જ્ઞાન એ ત્રણ સ્વતંત્ર દ્વાર છે અને તેથી એક દ્વારનું અવલંબન કરનારને બીજાં દ્વારોસાથે તથા એ દ્વારોમાં પહોંચતા માર્ગસાથે લેશ પણ સંબંધ નથી, આવું માનવું ઘણાનું થાય છે. અને આમ માનવાથી એક માર્ગને અવલંબન કરનાર બીજા માર્ગના રહસ્યને લેશ પણ જાણતો નથી એટલું જ નહિ પણ તે તે માર્ગની મિથ્યા નિંદા કરનાર થઇ રહે છે. આપણે જોઇએ છીએ કે વેદાન્તી શબ્દ અતિ ઉચ્ચ અર્થને વહન કરનાર છે. વેદ એ જ્ઞાનનો વાચક શબ્દ છે અને તેથી ગૌણ રીતે, લૌકિકપ્રમાણથી ન જણાય એવા જ્ઞાનને આપનાર શ્રુતિરૂપ શબ્દસમૂહનો બોધક એ શબ્દ છે. જે જ્ઞાન પામ્યાપછી અવશેષ જાણવાનું રહેતું નથી, જે જ્ઞાન થયાથી સર્વ જ્ઞાત

થઇ જાય છે, તે ઉચ્ચતમ જ્ઞાન તે મુખ્યવૃત્તિથી વેદાન્ત છે. અને વેદાન્તશબ્દગૌણવૃત્તિથી એ ઉચ્ચતમ પરમાત્મજ્ઞાનને આપનાર ઉપનિષદાદિ શબ્દસમૂહનો, ઉપનિષદાદિ ગ્રંથોનો બોધક છે. આ જ્ઞાન, આ સર્વોત્તમ જ્ઞાન જેણે પ્રાપ્ત કર્યું છે, અને તેથી જેને હવે જ્ઞાતવ્ય લેશ પણ શેષ રહ્યું નથી તે પુરુષ તે વેદાન્તી છે. આમ છતાં ભક્તિમાર્ગ કે કર્મમાર્ગનું ગ્રહણ કરનાર વેદાન્તી કદી વિચારમાર્ગ કે જ્ઞાનમાર્ગને અવલંબન કરનારની નિંદા કરે છે. આ જ પ્રમાણે યથાર્થ ભક્ત તે, તે જ છે કે જેણે પ્રેમલક્ષણા ભક્તિ સાધી છે, જેણે પરમાત્માથી અન્ય સર્વ આર્ત છે; તુચ્છ છે એ નિર્ણય કરી પરમાત્મામાત્રને જ પોતાના પરમપ્રેમના વિષય માન્યા છે, જે પરમાત્માને અર્થે સર્વ ત્યજીને રહ્યો છે, જેણે પરમાત્મામાં પોતાના તન, મન અને ધનને સમર્પણ કર્યાં છે, અર્થાત્ એ ત્રણે પદાર્થવિષે પોતાનું મમત્વ ઉઠાવી લીધું છે, પોતાની પાસે દેખાતું ધન તે પરમાત્માનું જ જાણે છે, અને તેથી પરમાત્માની જેવી ઇચ્છા તેને સમજાય છે તે જ પ્રમાણે પરમાત્માસંબંધી કાર્ય કરવામાં જ તે વાપરે છે, પોતાનારૂપે મનાતું મન તે જેણે પરમાત્માનું જ માન્યું છે, અને તેથી પરમાત્માથી અતિરિક્ત એક પણ વિચાર કરવામાં જે મનને પોતે વેગ આપતો નથી, અને શરીર પોતાના રૂપે અન્યને પ્રતીત થતું છતાં જે પરમાત્માની જ શુશ્રૂષા કરવામાં વાપરે તો વાપરે છે-આવો પરમાત્માવિષે જ સદા સર્વદા સર્વથા પ્રેમથી રમણ કરતો પુરુષ તે યથાર્થ ભક્ત છે. આ પુરુષમાં એક પણ અંશ નિંદાનો હોતો નથી, પ્રત્યુત સર્વ અંશો સ્તુતિના જ છે. એ પુરુષવીરનો સંબંધ તે અનેક પ્રકારની ઉન્નતિ કરનાર છે એટલું જ નહિ પણ એનું નામોચ્ચારણ પણ વિવિધ પ્રકારે શ્રેયસને સાધનાર છે, છતાં ભક્તિનું રહસ્ય ન સમજનાર અન્ય માર્ગાવલંબી આ સ્થિતિમાટે પ્રયત્ન કરનારને અને પ્રસંગે આ સ્થિતિએ પહોંચેલા ભક્તને ‘ભગત’ કહી મિથ્યા નિંદતા દૃષ્ટિગોચર થાય છે. આ જ પ્રમાણે કટિ કસીને અનેક પ્રયત્નોથી વેદનો મંત્રભાગ વિવિધ કર્મોનું પ્રતિપાદન કરે છે. કર્મકાંડના સંબંધનું સાહિત્ય, વિસ્તૃત વેદોની સંહિતા, તેનો પદપાઠ, ક્રમ, જટા અને ઘન, બ્રાહ્મણ, શ્રૌતસૂત્ર, ગૃહ્યસૂત્ર, પૂર્વમીમાંસા તથા તેના પરની ટીકાઓ, પદ્ધતિ આદિ ગ્રંથો સામાન્ય મતિના મનુષ્યોને પણ ખાતરી કર્યા વિના રહે તેમ નથી કે કર્મનું પ્રતિપાદન કરવામાં વેદોએ અને પૂર્વના ઋષિમુનિઓએ સર્વ બલ વાપર્યું છે. આમ છતાં કર્મમાર્ગનું અવલંબન કરનારને ઇતર મનુષ્યો કર્મઠ કહી નિંદે છે. આ સ્થિતિ શું બતાવે છે? એ એ જ જણાવે છે કે આ વિવિધ માર્ગાવલંબી પુરુષોને પોતે અવલંબન કરેલા માર્ગનું પણ યથાર્થ જ્ઞાન નથી. તત્ત્વવિચારમાર્ગમાં પડેલા પુરુષો સમજે છે કે આપણે કર્મનું કંઇ પણ કામ નથી, કર્મ આપણે માટે નથી, કર્મ તો જે મનુષ્યોને આ તત્ત્વનું રહસ્ય હાથ નહિ લાગ્યું હોય તે બીચારા કૃપણ મનુષ્યો માટે છે. આપણને ભક્તિનું પણ નામ સરખુંએ ગ્રહણ કરવાનું નથી. જેઓ વિષયથી પોતાના અંતઃકરણને ખેંચીને તત્ત્વમાં સ્થાપી શકતા નથી તેમને વિષય પ્રીતિને બદલે પરમેશ્વરપ્રીતિને સાધવાની છે. આપણે તો આખો દિવસ યોગવાસિષ્ઠ કે અધ્યાત્મપુરાણ વાંચી શકીએ છીએ, એનું વ્યાખ્યાન કરી શકીએ છીએ. આપણને મોહ ક્યાં છે? આપણે તો આખા વિશ્વને અવિદ્યાથી પ્રત્યુપસ્થાપિત નામરૂપના કાર્યરૂપ જાણીએ છીએ. વળી આપણે પોતે જ બ્રહ્મરૂપ છીએ તો આપણને આરાધ્ય કોણ હોય? આપણે ભક્તિ શા માટે કરવી જોઇએ, અને આપણાથી થાય પણ કેવી રીતે? ભક્તિ તો જેમનું

ચિત્ત દ્વૈતમાં રમણ કરી રહ્યું છે તેમને માટે છે. આપણે તો દ્વૈતની મર્યાદા ઉલંઘી અદ્વૈતના શિખરપર આવી આરૂઢ થયા છીએ, આપણે ભક્તિ કેવી ? યોગની ક્રિયાઓ વિક્ષિપ્ત અંતઃકરણવાળા માટે છે અને વળી તે તે સિદ્ધિની લાલસા જેમને હોય તેમણે તે સાધવી આવશ્યક છે. બાકી આપણે શું ઓછાં ઢોલકાંઓ. વાગે છે કે અનાહતનાદ શ્રવણ કરવા આપણે પ્રયત્ન કરીએ ? આપણું અંતઃકરણ તો સમાધાનસંપત્તિને પ્રાપ્ત થયું છે, શાસ્ત્રદ્વારા આપણે આખા વિશ્વને, ચૌદલોકના સુખને કાકવિષ્ટાસમ જાણીએ છીએ, સિદ્ધિઓ તે વ્યુત્થાનમાં સિદ્ધિરૂપ છે પણ અદ્વૈતાવસ્થાનમાં એ સર્વ પ્રતિબંધકરૂપ છે, એ પણ આપણે જાણીએ છીએ તો પછી યોગની વાતોનું પણ આપણને કામ નથી. આ અને આવા અનેક ભ્રાન્ત વિચારો કરનાર જ્ઞાનમાર્ગાવલંબી કેટલા હોય છે ? ચાતુર્માસમાં ઉભરાતાં જીવડાંની સંખ્યા વખતે આવા મિથ્યા વિચાર કરનારની સંખ્યાથી ઓછી હશે. જેઓ ભક્તિમાર્ગને પકડે છે અને તેમાં આગળ વધેલા પોતાને માને છે તેમની સ્થિતિ તપાસીએ છીએ તો ત્યાં પણ આવી જ દુર્દશા તેમની દેખાય છે. સાચા વૈષ્ણવો મંદિરમાટે કંઇ કામ કરવાનું હોય તો તે કરે છે પણ અનેક એવા મનુષ્યો નીતિમાત્રને પગરખાં નીચે દાબીને રાખે છે. યમનિયમને તો તેઓ નિકૃષ્ટ મનુષ્યોને પાળવાનાં સાધનો સમજે છે, તેઓ ધારે છે કે આપણે તો સાક્ષાત્ વિષ્ણુની સેવા કરવાની છે તો *પછી આપણે કર્મનું શું કામ છે ? જનોઇ પહેરવી એ આપણે નકામી છે. ગાયત્રીનો જપ* કરવો એ સૂર્યદેવની ઉપાસના છે, તેથી તેમ કરવામાં તો આપણે અન્યાશ્રય કરીએ છીએ. આપણે વિષ્ણુને મૂકીને સૂર્યની ઉપાસના કરીએ છીએ તેથી આપણાથી ગાયત્રીનો જપ થાય નહિ. વેદવિહિત યજ્ઞયાગ કરવા એ પણ અન્યાશ્રય છે, તેથી એ આપણેમાટે નિષિદ્ધ છે. આપણે આંખ મીચીને સંયમ કરીએ તો તે પણ આપણે માટે ખોટું છે, કેમકે આપણે એટલો સમય ભગવાનની સેવા કરી શકતા નથી. તેથી એ સમય તે આપણા ઇષ્ટથી વિમુખ કરનાર છે તેથી આપણે સંયમ સાધવો ઘટે નહિ; અને સંયમના અભાવે આપણે પ્રાણાયામ પણ કરવાના કેવી રીતે હોય ? આપણે ક્યાં શરીરને અધર તોળવા માગીએ છીએ ? આપણે ક્યાં આકાશમાં ઉડવા માગીએ છીએ કે આપણે વિવિધ પ્રકારના કુંભક કરવાના હોય ? આ જ પ્રમાણે આપણે તો ભગવાનના દાસ છીએ. ભગવાન્ આપણા સેવ્ય છે, આપણા સ્વામી છે અને આપણે તો તેના દાસ અથવા દાસાનુદાસ છીએ તો આપણે ક્ષણભર પણ જીવ બ્રહ્મનો અભેદ વિચારવો એ મોટું પાપ છે. આપણે *વિચાર કરવાની શી અગત્ય છે ?* ગોપીઓ, પક્ષી અને પશુઓ સર્વ ભક્તિથી મોક્ષ પામ્યાં છે. તેમણે કયે દિવસે જનોઇ પહેરી હતી કે મોટા મોટા વિચાર કર્યા હતા ? તેથી આપણે વિચારમાર્ગના ગંધની પણ જરૂર નથી, અને કર્મમાર્ગનો ઓળો પણ આપણે ખપે તેમ નથી. તેથી આપણે એ બંનેનો ત્યાગ કરી કેવળ ભક્તિ માર્ગે જ વહેવાનું છે. આ સ્થિતિ હાલના ઘણા ખરા ભક્તિમાર્ગને અવલંબન કરનારની દેખાય છે, અને તેમનામાં જે દુરાગ્રહ, જડતા આદિ દોષો દેખાય છે, તે સર્વ આવા અઘટિત વિચારનોજ પ્રભાવ છે. તેઓ ભક્તિમાર્ગનું તો શું પણ પોતાનું પણ રહસ્ય જાણતા નથી, અને તેથી બુદ્ધિનો ઉપયોગ કરવાને કાયરતા ધરી અમુક દુરાગ્રહ બાંધી ગર્દભના પૂંછડાની માફક તેને પકડી મિથ્યા ઇષ્ટઆશયથી ભ્રષ્ટ થાય છે.

કર્મમાર્ગીનું તળીયું તપાસીશું તો ત્યાં અધિક સંતોષ પામવાજેવું આપણને વિશેષ

જણાય તેમ નથી. સવારમાં વહેલાં ઉઠવું, ધૂપદીપ કરવા, પાણીના ખોબલા ભરવા, લલકારીને સામગાન કરવું, મંત્રોના ઉચ્ચાર વિવિધ ચેષ્ટાસહિત કરવા, કુંડ ખોદવા, વેદીઓ ચણવી અને વિવિધ સમારંભ કરી એક પછી એક અનુષ્ઠાન કર્યા કરવું, એમાં જ કૃતકૃત્યતા માનેલી દેખાય છે. ભક્તિ તો એમની દૃષ્ટિમાં વેદબાહ્ય જ દેખાય છે, અને તત્ત્વજ્ઞાન તો શત્રુ મનાય છે. જીવબ્રહ્મની એકતા માનવી એ નાસ્તિકપણું છે, વેદાન્તનો ઉપયોગ તે કર્મમાં અપેક્ષિત દેવતાના સ્વરૂપના પ્રતિપાદનમાટે છે, જ્ઞાનથી સ્વતંત્ર પુરુષાર્થ કોઇ સિદ્ધ થતો નથી અને ભક્તિ તે ઇન્દ્રિયોની લોલુપતા વધારવાનો રસ્તો છે ઇત્યાદિ વિચારો, જો આવે છે તો, એમના અંતરને કલુષિત કરતા દેખાય છે. આ પ્રકારે ભક્તિ અને વિચારનો બહિષ્કાર કરવાથી આ કર્મીની સ્થિતિ તે ઘણે અંશે બળુચકની સ્થિતિનું ભાન કરાવે છે. સામાન્ય વ્યવહાર કરવામાં પણ એમને ગમ પડતી નથી તો મોટાં હિતકર કાર્યો સાધવાની કળા તો એમના અંતરને સ્પર્શ પણ ક્યાંથી પામે? ચિત્ત આવી આવીને વિચાર કર્યાવિના કરાતાં કર્મમાં જ ઠરે છે, અને એના પરિણામમાં અંતરની જડતા દૃઢ થઇ રહેલી દેખાય છે. યોગાંગભૂત કર્મો કરનાર પણ વિવિધ આસનોનો તમાસો લોકોને બતાવે છે, લોકમાં ખ્યાતિ અને પૂજાઅર્થે નાનાવિધ પ્રાણાયામ કરી બતાવે છે, હાથમાં માળાનું ગ્રહણ કરી મોટાં પુરશ્ચરણના સાધકોનો ડોળ કાઢે છે, અને આવી અનેક રીતે યોગના વાસ્તવફલથી વંચિત રહે છે, અને આના પરિણામમાં જ યોગીને બદલે જોગીનો કિનાબ એમને મળે છે. સંક્ષેપમાં એ જ કે શુદ્ધ વિચાર, શુદ્ધ જ્ઞાન, સાચી ભક્તિ, ખરો યોગ અને ઉન્નતિ આપનાર કર્માનુષ્ઠાનને બદલે જ્યાં ત્યાં શુષ્ક વેદાન્ત, દંભી યોગ, અને જડતાવાળું કર્માનુષ્ઠાન જોવામાં આવે છે.

આ સ્થિતિ જોઇ સુજ્ઞને ખેદ થયાવિના રહે તેમ નથી, પણ વિવેકીને આ સ્થિતિ જોઇ આશ્ચર્ય પામવાસરખું રહેતું નથી. અહિં આશ્ચર્યને અવકાશ નથી, એમ કહેવાનું કારણ એ છે કે આ જ્ઞાન, ભક્તિ અને કર્મરૂપ સાધનો નિર્દોષ છે, અને વિવેકપુરઃસર એનો આશ્રય લેનારને એ અવશ્ય ઉન્નતિ આપે છે. એ સાધનો આથી હજાર કે દશ હજાર વર્ષ પૂર્વે જેવાં હતાં તેવાં જ આજે પણ છે. એમના સ્વભાવમાં તથા સામર્થ્યમાં લેશ પણ ભેદ થયો નથી. વર્ષ વ્યતીત થવાથી એમનું બલ ન્યૂન થયું નથી, છતાં પૂર્વે વ્યાસ, વાલ્મીકિ, જનક, અજાતશત્રુ, અંબરીષ આદિને જે ઉન્નતિ એ સાધનોદ્વારા થતી હતી તે આજે થતી નથી, તેનું કારણ માત્ર એ જ છે કે આ સાધનોને ભિન્ન ભિન્ન દ્વારરૂપ લોકોએ અજ્ઞાનથી ગણ્યાં છે, અને એકનો આશ્રય લીધો એટલે બીજાનો તિરસ્કાર કર્યો છે. આ પ્રકારે કરવામાં જે મોટી ભૂલ થાય છે તેનું પરિણામ જ હાલની એ સાધનમાં પ્રવેશનારની ભ્રષ્ટ સ્થિતિ છે. આ ત્રણ અત્યંત ભિન્ન દ્વારરૂપનથી પણ એ ત્રણ માર્ગરૂપ છે. અને તે પણ જેમ હારદોર ત્રણ શેરી રચવામાં આવી હોય તેવા માર્ગરૂપ નથી. જેમ દાદર સ્ટેશનમાં રહેલો મનુષ્ય બી. બી. રેલવેમાં મુંબાઇ જઇ શકે છે અને ઇચ્છા હોય તો જી.આઇ.પી.રેલવેમાં મુંબાઇ જઇ શકે છે અને તેમાં એ બન્ને રેલવેનો માર્ગ મુંબઇ પહોંચવાસુધી કોઇ સ્થળે મળતો નથી, દાદરથી પૃથક્ પડ્યો તે ઠેઠ મુંબાઈ જ મળે છે, તે પ્રકારના આ માર્ગો નથી. આ માર્ગો એવા પ્રકારના છે કે જો સાચી ઉન્નતિ સાધવી હોય, જો સાચું શ્રેયસ્ પ્રાપ્ત કરવું હોય, જો યથાર્થ નિઃશ્રેયસની

પ્રાપ્તિ કરવી હોય, જો સાચા વિષ્ણુના પદમાં વિરાજવું હોય, જો કહેવામાત્ર નહિ પણ અંતરથી ખરેખર ત્રિવિધ દુઃખની આત્યંતિકી નિવૃત્તિ કરી પરમાનંદની પ્રાપ્તિમાં સ્થિત થવું હોય, તો આ ત્રણે સાધનોનું અનુષ્ઠાન કરવાની જરૂર રહે છે. આ ત્રણમાંથી ગમે તે એક અથવા બેથી ચાલે તેમ નથી. આ ત્રણે માર્ગ તે પદે પદે એકબીજામાં મળનાર છે, એકબીજામાં એકમેક થઇ રહે છે. તેથી ગમે તે એક માર્ગનું અવલંબન કરનાર, બીજા માર્ગનું અવલંબન કરનારની સાથે પ્રતિપદે મળે છે, અને તેના સહવાસથી પોતાને લાભ કરી શકે છે.

અપૂર્ણ.

# अनुभवरूपी जल पीनार ज धन्य छे.

પદ. ( અહોભાગ્ય જગમાં તે નરનું, એ લય. )

અહો ધન્ય જગમાં તે જનને, જેણે પીધું જીવનમય વારિ.
ફરી જનિમૃતિ નવ ધરનારી, એ દૈવી પુરુષ કે નારિ;
એ જીવનધારા કેરૂં બિંદુ, પાપીને પાવન કરે,
વળી આધિ વ્યાધિ ઉપાધિ હરી, જડતા જીવત્વતણી હરે.
એની ભરી, સ્થળે સ્થળ ઝારી, પણ લહે કોઇ મતિ ન્યારી; અહો
મૃતજલ જીવો જેને કહે છે, તે અમર જલ છે ખરૂં,
ધારણ ભીતરમાં[1] કરી કહ્યું જેને સકળ માનવતરુ;[2]
એને બહિર પ્રકટ કરનારી, કોઈ શોધી શકયું નથી બારી;[3] અહો !
એ વારિ સૂક્ષ્મ શરીર કેરી[4], કો વિધિ શુદ્ધિ કરે,
કયાંથી નિસરી, કયાંથી જઇને, કોણ સ્થાનવિષે ઠરે,
જે પામ્યો ન એ કળ ભારી, તેની જીતી બાજી હારી; અહો !
એ જીવન જલકેરી નદીમાં, જે જીવો તરવા પડે,
તે ઉપર પુષ્પની વૃષ્ટિ થાતાં, દેવદુંદુભિ ગડગડે;
(એ) જેણે જોઇ નથી ધારી ધારી, તેને મીઠી છતાં પણ ખારી; અહો !
એ બહિર્મુખ કદી ના પીએ, એ પીએ અંતર્મુખ જે,
ગુરુની કૃપા થાતાં સહજમાં, જુએ જીવનમયૂખ[5] તે;
એ છે અગ્નિની ચિણગારી, દુષ્કર્મકોષ દહનારી; અહો !
મહિં પડયા તે મહાસુખ પામે, દેવસરીખા તે થાતા,
ભવભય ન નડતો તેમને, પામી રહે કૃતકૃત્યતા,
તમે પ્રયત્ન કરી સહકારી, પીઓ બંધુ ! ભગિનિ ! અમારી. અહો !

---

૧ હૃદયમાં, ૨ મનુષ્યરૂપી વૃક્ષ. ૩ માર્ગ. ૪ લિંગદેહ, કારણદેહ વગેરે ૫ જીવનરૂપીકિરણ.

# निशाळ अने नीतिनी केळवणी.

સુધરેલો અથવા સુધરેલો ગણાવા ઇચ્છનાર કોઇક જ દેશ આજે હશે કે જ્યાં કેળવણીની ચર્ચા વધતા ઓછા વેગથી ચાલી નહિ રહી હોય. કેળવણી ઉપર જેટલું લક્ષ આજે આપવામાં આવે છે તેટલું ગયાં પચાશ વર્ષમાં, અથવા ગયા દશકામાં પણ, અપાતું ન હતું એ નિર્વિવાદ છે. દેશના અંગભૂત તરીકે પ્રત્યેક પુરુષની, પ્રત્યેક સ્રીની પ્રત્યેક બાળકની કિંમત એકદમ વધી ગઇ હોય એમ આપણને જણાય છે, એટલું જ નહિ પણ મનુષ્ય જાતિનું મૂલ્ય વિશેષ આંકતાં આપણે શીખ્યા છીએ. કારણોની તપાસ કરવા જતાં સઉથી સ્થુલ કારણ તો એ નજરે પડે છે કે જીવનની મારામારી વધતી જાય છે, ઇંગ્રેજી ન ભણેલાના આખા નહિ તો અર્ધા મગજમાં અંધારું વ્યાપી રહ્યું હોય એમ તેનો ધડો થતો નથી, અને ઓછામાં ઓછી અમુક હદની ઉંચી કેળવણી પામેલો પુરુષ જ આજીવિકા મેળવવા, જીંદગીની મોજમઝા ભોગવવા અને યશ રળવા શકિતમાન્ મનાય છે. આમ હોવાથી ઠેર ઠેર શિક્ષકોનાં જૂથ કેળવણીની વૃષ્ટિ કરતાં, વિદ્યાર્થીઓનાં વૃંદ આંખ કાન તથા મોં વકાસી વિદ્યારસ ઝીલતાં, અને પ્રેક્ષકોનાં સૈન્ય એ સઘળો તમાશો જોતાં માલમ પડે એ સ્વાભાવિક છે.

કેળવણીનો વિષય દેખાય છે એટલો સરળ નથી. એની પણ મુશ્કેલી અને એને લગતું પણ જોખમ હોય છે. એનો કંઇક ખ્યાલ નીચેની વાતથી આવી શકશે. કોઇ એક રાજાનો વ્યાધિ કેમે કરી મટતો ન હતો. આખરે કોઇ પરદેશી વૈદ્ય તેની સભામાં આવ્યો અને તેણે તે વ્યાધિ મટાડવાનું બીડું ઝડપ્યું. અમૂક મુદ્દતમાં રાજાનો વ્યાધિ તદ્દન મટી ગયો. રાજાએ અતિ પ્રસન્ન થઇ વૈદ્યરાજને વર માગવા કહ્યું, વૈદ્યરાજે કહ્યું–" આપના રાજ્યમાં જેટલા વૈદ્ય હોય તેમના ઉપર મારું અમુક લાગું કરી આપો " ' એથી. તે કેટલી ઉપજ થાય ?' એમ વિચારી આવી અણુસમજુ પ્રાર્થનાથી રાજા આશ્ચર્ય પામ્યો. વૈદ્યરાજ એકના બે થયા નહિ. રાજાએ સંમતિ આપી વૈદ્યરાજ ઢોંગ કરી મહા વ્યાધિગ્રસ્ત બની જઇ પથારીવશ થઇ ગયા. રાજાના માનીતા વૈદ્યને કોણ માન ન આપે ? આખું નગર વૈદ્યરાજને જોવા ઉલટ્યું, 'કોની દવા કરો છો !' 'શી દવા આપે છે !' 'ફાયદો છે કે નહિ ?' એ પ્રકારની પ્રશ્નધારા વૈદ્યરાજ ઉપર છૂટવા લાગી. તેના જવાબમાં તેઓ કહેતા કે–" ભાઇ ! ઓસડની જરા પણ ટિકી લાગતી નથી." તે સાંભળી પ્રશ્ન કરનાર દિલગીર થયા અને વિચારીને કહે કે–તમારા વ્યાધિ ઉપર તો અમુક દવા અકસીર !" વૈદ્યરાજ કહે કે–" ભાઇ ! વ્યાધિને લીધે મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે અને મને કશું સુઝતું નથી. માટે મહેરબાની કરી તમારી દવા આ કાગળના કકડા ઉપર લખી આપો " પછી દવા કાગળના કકડા ઉપર લખાય. વૈદ્યરાજને જોવા આવનારમાં કોઇ શખ્સ એવો ન નીકળ્યો કે જેણે કંઇ પણ સલાહ ન આપી અને કાગળના કકડા ઉપર તે સલાહ ન લખી, આથી કાગળના કકડાઓનો મોટો ઢગ થયો વૈદ્યરાજે સારા બની જઇ એ ઢગ રાજા આગળ મૂકી કહ્યું—" નરેન્દ્ર ! આપના નગરમાં આટલા બધા વૈદ્ય છે, તેમના ઉપર આપ મને લાગું કરી આપશો તો મારી આજીવિકાને કોઇ રીતે ધકો પહોંચે એમ નથી." કેળવણીની બાબતમાં પણ એ પ્રમાણે છે. કેળવણીની બાબતમાં બે ધડક અભિપ્રાય અથવા સલાહ ન આપી શકે એવો કોઇક જ માણસ હશે. " અમુક વિષય અમુક રીતે શીખવાવો જોઇએ; અમુક વિષય શીખવાતો નથી એ બાબતો

નથી; અમુક વિષય શીખવવાની શી જરૂર છે ! આજ કાલ ગોખણપટ્ટી બહુ વધી ગઇ છે; શિક્ષકે અમુક પદ્ધતિથી શિક્ષણ આપવું જોઇએ. " એ પ્રકારની ટીકાનો પ્રસાર નગરમાંથી ગામડામાં પણ આજકાલ થવા માંડ્યો છે. ચર્ચા અને ટીકા કરવાનો જનમંડળને સર્વ રીતે હક છે. માત્ર તે સાથે એટલું સમજવાનું છે કે કેળવણીનું પણ એક શાસ્ત્ર છે; ચોપડી ચોપાનિયાં અથવા છાપા વાંચવા માત્રથી એ શાસ્ત્રમાં નિપુણ થવાતું નથી; ચોપડીના વિચાર અને શિક્ષકોનો અનુભવ એ બેમાં વારંવાર ઘણો તફાવત દેશકાલ સ્થિતિને લઇને પડે છે, અને અનેક પ્રસંગે શિક્ષકનું કાર્ય અનેક કારણોને લીધે અતિશય મુશ્કેલ હોય છે.

આટલા ઉપોદ્‌ઘાત પછી નીતિની કેળવણીના વિષયઉપર આપણે આવીશું. અને તેના મુખ્ય મુદ્દા આપણે વિચારીશું. નીતિનું શિક્ષણ બાળકને આપવું જોઇએ એ વિષે તો મત ભેદ જ હોઇ શકે નહિ. પરંતુ જ્યારે આપણે એ વિષયમાં ઉંડા ઉતરીએ છીએ ત્યારે અનેક પ્રકારની ભ્રાંતિઓ આપણને માલમ પડે છે. ઘણા લોકોનું એવું કહેવું છે કે નીતિશિક્ષણની શરુઆત નિશાળમાં થવી જોઇએ. પરંતુ આ એક ગંજાવર ભ્રાંતિ છે. પહેલી નિશાળ નિશાળ નથી પરંતુ ઘર છે. એ નિશાળમાં જો કે ચોપડીઓ ભણવાની હોતી નથી, જુદા જુદા વિષયો અને સમયસંકલના નિર્ણીત નથી અને શિક્ષકોને પગાર મળતો નથી તોપણ ઘર એ પ્રથમ અને મુખ્ય નિશાળ છે. માતાનું ધાવણ, માતાની સ્નેહાળ દૃષ્ટિ, માતાની કરડી નજર, માતાનાં લાડ, માતાના ધોલ ઢીંકા, પિતાની પ્રેમાળ દેખરેખ, પુછ પરછ અને શિક્ષણ—ટુંકામાં માતા પિતાની પ્રત્યેક કૃતિ એ ઘરરૂપી નિશાળનું ધણું પરંતુ અતિશય કિમતી અને અસરકારક શિક્ષણ છે. શ્રી મનુ કહે છે તેમ **आचार्याणां शतं पिता** પિતા સો આચાર્યોની બરાબર છે, અને **सहस्रं तु पितॄन् माता गौरवेणातिरिच्यते** માતાનું ગૌરવ તો હજાર પિતાકરતાં પણ અધિક છે. એ નિશાળમાં માતા " પ્રિન્સિપાલ "—મુખ્ય ગુરુ છે અને પિતા ' આસિસ્ટંટ "–ઉપગુરુ છે. માતા પિતા ચાહે તો તેઓ બાળકને સેંકડો સારી ટેવ ત્રણ વર્ષ સુધીમાં પડાવી શકે છે. બાળકના હાથમાં માતા ધૂળ આપશે તો તે લેશે, એટલુંજ નહિ પણ ખાશે; ધૂળને બદલે ફુલ આપવામાં આવશે તો તે ફુલ લેશે. એટલું જ નહિ, પણ માતાની નકલ કરી દેવમૂર્ત્તિને ચઢાવશે. હાથ જોડશે અને પગે લાગશે. આમ અનેક ટેવોનો સજ્જડ પાયો ઘરમાં નાંખી શકાય છે, અને તેમાં માતાપિતાને કંઇ બહુ શ્રમ પડતો નથી. આવું માતાપિતાથી શિક્ષણ પામેલું બાળક આગળઉપર શિક્ષકને અને શાળાને યશ અપાવનાર થઇ પડે છે. ઉલટું, જેને અનેક કઢંગી ટેવો પાડવામાં આવી છે એવું બાળક અનેક પ્રસંગે શિક્ષકને ભારરૂપ અને મુશ્કેલીમાં વધારો કરનાર માલમ પડે છે. એક પ્રસિદ્ધ ઇંગ્રેજી નાટકના ખેલાડીની માતાએ પોતાની બધી દોલત ઉડાવી દીધી. આખરે તેની દુર્દશા એવી થઇ કે પોતાનું દેવું ન પતાવી શકવાથી તેને કેદખાનામાં જવું પડ્યું. આવી સ્થિતિમાં એ માતાએ પોતાના પુત્રને કાગળ લખ્યો. એ પુત્ર પોતાની આવકમાંથી દર વર્ષે સો પાઉંડ પોતાની માતાને આપતો હતો. કાગળમાં એમ હતું કે–" પ્રિય પુત્ર ! મારી આવી દુર્દશા આવી પડી છે તેમાંથી તું મને છોડાવ. " પુત્રે જવાબ લખ્યો કે—" પ્રિય માતા ! હું પણ એવી દુર્દશામાં આવી પડ્યો છું તેથી તારા તરફ મારો પૂજ્ય ભાવ દર્શાવવા મારાથી બનાય એમ નથી. " આથી સ્પષ્ટ થાય છે કે **નીતિનો પ્રથમ પાઠ ભણવાનું સ્થળ નિશાળ નથી પણ ઘર છે;** અર્થાત્ નીતિની કેળવણીનો આરંભ ઘરમાં થવો જોઇએ.

છતાં પ્રથમ નિશાળ ઘર હોવાથી શાળાઓએ નીતિ શિક્ષણ સંબંધી પોતાની જવાબદારીથી છટકી જવાનું નથી, આપણું ગૃહજીવન કેળવણી સંબંધી જોઇએ એવું વ્યવસ્થિત નથી એ ઉઘાડી વાત છે, સ્ત્રીકેળવણીપરત્વે આપણો દેશ અતિશય પછાત હોવાથી આપણા ગૃહજીવનને શોચનીય પક્ષઘાત થયેલો છે. વળી પત્ની અને ગૃહિણી તરીકેના પોતાના કર્તવ્યનો પૂરો ખ્યાલ હજી જેમને આવ્યો નથી એવી તરુણીઓને જવાબદારીથી ભરપૂર માતૃપદવી પ્રાપ્ત થાય છે એથી પણ ગૃહકેળવણીના પ્રગતિપંથમાં હિમાલય જેવડો અંતરાય આવી રહેલો છે. આ સ્થિતિથી શિક્ષકવર્ગ સંપૂર્ણ રીતે વાકેફ છે. જેમ વિશેષ જ્ઞાન તેમ વિશેષ કર્તવ્યનિષ્ઠા અને ઉંચા કામની આશા રાખવામાં આવે છે, અર્થાત વિશેષ જવાબદારી પ્રાપ્ત થાય છે. શિક્ષકો માત્ર હાજી હા ભણી જનસમાજને તાબે થનાર, જનસમાજના પ્રવાહમાં ઘસડાનાર લાકડાના ઢિમચા જેવા નથી, પરંતુ પ્રત્યેક શિક્ષક જનસમાજનો નાનો સરખો નેતા છે, પ્રત્યેક શિક્ષક નાનો સરખો સૂર્ય છે, જેની આસપાસ અનેક વિદ્યાર્થીગ્રહો ફરી રહે છે. જનસમાજ જો જડ છે તો તેને જાગ્રત્ કરવાનું, અને ગૃહજીવન જો નિર્જીવ છે તો તેને સજીવન કરવાનું કામ શિક્ષકનું છે. ગૃહજીવન શાળાજીવનને જ્યારે કહે કે, " નીતિની કેળવણીની શરુઆત તારે કરવી જોઇએ " ત્યારે શાળાજીવન નમ્રતાથી પોતાના બચાવમાં કહી શકે કે " નીતિની કેળવણીનો કક્કો તારે શીખવવાનો છે. " પરંતુ સવાલ જવાબમાં અને આરોપ બચાવમાં બિચારાં બાળકોનું જો સત્યાનાશ વળતું હોય અને નીતિની કેળવણી પરત્વે સામાજિક અસ્તવ્યસ્તતા જોવામાં આવતી હોય તો શાળાજીવને હોંશથી એ કામ ઉપાડી લેવું જોઇએ, અર્થાત્ **ગૃહજીવન નિર્બળ છે એ દલીલથી શાળાજીવન પોતાના કર્તવ્યથી મુક્ત થઈ શકતું નથી.**

નીતિની કેળવણી આપવા નિશાળ જ્યારે બંધાએલી છે ત્યારે સવાલ એ ઉભો થાય છે કે એ કેળવણી કેવી રીતે આપવી. ત્યાં સર્વથી મહત્ત્વનું સૂત્ર શિક્ષકને એમ ઉપદેશ કરે છે કે,—**તમારા શિષ્યોને જેવા કરવા તમે ચાહો છો તેવા તમે થાઓ.** શિષ્યો તમારા પ્રતિ માનદષ્ટિથી જુએ છે, તમારાથી ભય પામે છે, તમને એક મહાન્ વીર અથવા તો દેવસમાન ગણે છે, અર્થાત્ તમારા તરફ વિદ્યાર્થીઓને પક્ષપાત છે એમાં જરા પણ સંદેહ નથી, આમ હોવાથી તમે તમારી પદવીનો જેટલો લાભ લેવા ધારશો તેટલો લઇ શકશો. તેનો સર્વોત્તમ લાભ તમારે એ લેવાનો છે કે તમે જાતે નમૂનેદાર બનવા પ્રયત્ન કરો અને તમારા શિષ્યો તમારી આબેહૂબ નકલ કરવા પ્રયત્ન કરશે. તમે પ્રેમાળ વાણી બોલશો તો તમારા વિદ્યાર્થી તેવી વાણી બોલશે; તમે જો ઉદ્યોગી હશો તો તમારા વિદ્યાર્થીઓનું ઉદ્યોગ તરફ વલણ થશે; તમે નિયમિત હશો તો તમારા વિદ્યાર્થીઓ નિયમિત થતાં શીખશે; તમે સ્વચ્છતા પસંદ કરતા હશો તો તમારા વિદ્યાર્થી સ્વચ્છતાને પસંદ કરનાર થશે; તમે સરળ હૃદયના હશો તો તમારા વિદ્યાર્થી સરળ હૃદયના થવા શ્રમ લેશે; તમે ઉદાર ચિત્તના હશો, તો તમારા વિદ્યાર્થીઓ ઉદાર ચિત્તના બનશે; તમે પરસ્ત્રીને મા બેહેન સમાન ગણનાર હશો તો તમારા વિદ્યાર્થી પત્નીવ્રતનો આબેહૂબ ખ્યાલ આવશે, તમે પારકી પાઇ હરામ ગણનાર હશો, તો વિદ્યાર્થીઓ લાંચને એક નીચ દુર્ગુણ લેખતાં શીખશે; તમે ગુસ્સાવાળા હશો તો તમારા વિદ્યાર્થીઓમાં ગુસ્સાનો પ્રવેશ થશે. તમે જો દીપક હશો તો અનેક દીપક પ્રકટાવી શકશો. ઉલટા તમે જો કર્કશ વાણી ઉચ્ચારનાર હશો, તમે જો અંતઃકરણમાંથી

સ્નેહતત્ત્વને દેશવટો દીધો હશે, તમે જો આળસુ, અનિયમિત, અસ્વચ્છ, ખટપટી, અદેખા, વ્યભિચારી, અપ્રમાણિક અને બ્હીકણુ હશો તો એ સઘળા દુર્ગુણોની પણુ નકલ કરવા તમારાં શિષ્યો તૈયાર જ છે; તમારા પોતાનામાં જીવનનથી તો બીજાને શી રીતે જીવન આપી શકશો ? તમે પોતે અંધકારરૂપ છો તો અંધકારને શી રીતે ટાળી શકશો ?

ઉપર કહ્યા પ્રમાણે શિક્ષકનું આચરણુ જો આદર્શરૂપ હોય છે તો નીતિની ચોપડીમાંથી ખાંસ પાઠો વિદ્યાર્થીઓને ભણુાવવાની જરૂર નથી, કારણુ કે શિક્ષક જાતે નીતિની ચોપડીરૂપ બની રહે છે. એવા પાઠો ભણુાવનારે ખાસ લક્ષમાં રાખવાનું છે કે **વિદ્યાર્થીનું ધ્યાન પાઠથી-એકદમ પાઠ આપનાર તરફ જાય છે.** શિક્ષક પોતે જો પોતાની સ્રીઉપર અનન્ય પ્રેમ રાખનાર હોય તો સામાન્ય રીતે અગમ નિગમ જાણુનાર વિદ્યાર્થીને તે ખબર પડયા વિના રહેતી નથી, અને તેથી તેમને ખાસ કહેવાની જરૂર નથી કે રામચંદ્રને સીતાઉપર અતિશય પ્રેમ હતો; પરંતુ શિક્ષક જાતે રાતે અનેક અનિર્વનીય ગલીઓમાં વિહાર કરવાના અભ્યાસ-વાળા હશે તો સીતારામના સ્નેહનો પાઠ આપતી વખતે તેની દશા શોચનીય થઇ પડશે, વિ-દ્યાર્થીઓ બહાર નહિ તો અંતરમાં મલકાશે, અને નીતિનું બીજ રોપવા જતાં દંભનું બી-રોપાઇ જશે. એક શિક્ષકને તેના એક પરિચિત અધિકારીએ એક પ્રસંગે પૂછ્યું કે તમને કેટલો પગાર મળે છે ? શિક્ષકે જવાબ દીધો ત્રીશ પગાર અને ત્રણુ કંટિંજંટ. અધિકારિએ આશ્ચર્યથી પાછું પૂછ્યું. ત્રીશ પગાર તો ઠીક, પરંતુ ત્રણુ કંટિંજંટ એ શું ? એને પણુ તમે પગારમાં ગણો છો ? શિક્ષકે બેધડક સત્ય જવાબ દીધો. ભાઇસાહેબ ! સાચું પૂછો તો ત્રણુમાંથી રૂપિયો રોડો ખરચ થાય અને બે બચે ખરા. પોતાનો માસિક ગુન્હો આવી રીતે કબુલ કરનાર કંટિજંટ બહાદૂરના ચેલાઓ આગળ ઉપર પોતાનો વારો આવતાં લાંચ બહા-દૂર તરીકે નામના મેળવે તો એમાં નવાઇ છે !

વિદ્યાર્થીનું ધ્યાન પાઠથી પાઠ આપનાર તરફ જાય છે એનો બીજો અર્થ એ પણુ થઇ શકે છે કે **શિક્ષક જે કહે છે તે કરતાં શિક્ષક જે કરે છે તે ઉપર વિદ્યાર્થીનું લક્ષ વિશેષ ચોંટે છે.** આના પ્રત્યક્ષ પુરાવા તરીકે નીચેનો પ્રયોગ કરી જોવો. મોટી ઉમ-રના વિદ્યાર્થીના વર્ગમાં દાખલ થાઓ અને ત્યાં બધા જોઇ શકે એવી રીતે તન્મય થઇ એક કાચની નળીની આસપાસ દોરી વીંટો. તમારી તન્મયતાનો ચેપ વિદ્યાર્થીઓને લાગી જશે. હવે એ નળિયો તમે જે પ્રયોગ કરવા માંગતા હો તેનું, તન્મય થઇ, સવિસ્તર વિવેચન કરો. એ વિવેચન સાંભળતાં વિદ્યાર્થીઓ તેટલા સ્થિર રહી શકશે નહિં. તેમનો સળવળાટ તમને સ્પષ્ટ જણુાઇ આવશે. અમેરિકાની એક સ્રીશિક્ષક આ સંબંધમાં પોતાનો અનુભવ જણુાવતાં કહે છે. એક દિવસ અમુક વિષય હું સમજાવતી હતી ત્યારે મારા વર્ગમાંનો એક છોકરો તાલ્લીન બની જઇ મારા સામું જોયાં કરતો હતો. મને એમ થયું કે એ વિદ્યાર્થી મારું બધું વિવેચન ગ્રહણુ કરી લે છે. વિવેચનને અંતે તે છોકરાને પૂછવામાં આવ્યું તો તેણે જણુાવ્યું કે–" હું આખો વખત તમારા મોંસામું જોયાં કરતો હતો અને તમારું ઉ-પલું જડબું બીલકુલ હાલતું ન હતું ". છોકરાના કાનનું કામ વિવેચન સાંભળવાનું હતું, પરંતુ તેની આંખે વચમાં પડી શિક્ષકના જડબાઉપર ચોંટી કાનને તેના કઠિન કર્તવ્યથી મુક્ત કર્યાં હતાં !

(અપૂર્ણ.)

# સદ્વિચારમાલા.

એ વાતો નિરંતર સ્મરણમાં રાખો કે તમારા આંતર મનમાં–તમારી મનોભુમિમાં–જે કંઇ તમે વાવો છો અથવા બીજા પાસે વાવવા દો છો તે ઉગી નીકળે છે. આજે નહિ તો કોઇ પણ કાળે તે ઉગી નીકળ્યા વિના રહેતું જ નથી. બીજું અનેક બાબતોમાં જેમ સમયની અપેક્ષા તથા અમુક પ્રકારના સંજોગોની આવશ્યકતા છે, તેમ આંતર મનમાં સ્થાપેલા કોઇ પણ વિચાર કે સંસ્કારનો પરિપાક થવામાં તેને અનુકૂલ સમય અને સંજોગોની આવશ્યકતા છે. અને તે આવ્યા વિના રહેતા જ નથી. કેમકે મનોભુમિમાં પડેલું કાંઇ પણ, ફળ આપવાને નિર્માણ થઇ ચુક્યું હોય છે, અને તેથી તે ફળ પ્રકટાવવાને અનુકૂળ સમય તથા સંજોગોને પ્રકટાવી લે છે. તેમાં જેમ બીજક વધારે ઉત્તમ હોય છે. તેમ તેનું તરુ અને ફલ વિશેષ ઉત્તમ.

* * *

ભુમિમાં વાવવાના અનાજની પસંદગી કરવામાં નિષ્ણાત કૃષીકાર પોતાના પાકને બમણો ત્રમણો કે તેથી પણ અધિક અને ઉત્તમ પ્રકારના સત્વવાળો ઉપજાવી શકે છે. માનસ ક્ષેત્રમાં વિચારના અંગમાં પણ એ જ નિયમ શા માટે લાગુ ન પડે?

* * *

મનુષ્યોનો મોટો ભાગ પોતાની માનસ વાટિકામાં ગમે તેવા કચરાની, ઝાંખરાંની, કાંટાની, હલકા પ્રકારનાં બીજકોની, વિષવલ્લીની–લગભગ ગમે તેવી હલકી વસ્તુની વાવણી કરે છે. અને જ્યારે તેમ છે તો પછી દુઃખને, નિરાશાને નિષ્ફલતાને, ઉપાધિને અને એવી જ વિપરીત વસ્તુઓને તે લણે તો તેથી પછી તેણે શા માટે આશ્ચર્ય પામવું જોઇએ?

* * *

જ્યારે તમે પોતે તમને પોતાને વારંવાર એમ કહ્યા કરો કે હવે તમે વૃદ્ધ થતા જાઓ છો, હવે શરીરે દુર્બલ બનતા જાઓ છો ત્યારે તમે તમારી મનોભુમિના તલમાં અવસ્થાને વધારનારાં તથા દુર્બલતાને ઉપજાવનારાં બીજકો વાવો છો. પરિણામે તમારા શરીરના પ્રત્યેક ભાગમાં વૃદ્ધાવસ્થાનાં ચિન્હોને અધિક અને અધિક પ્રમાણમાં ખીલી નીકળતાં જુઓ છો.

* * *

વિચારમાં એ વાતો દૃઢ રાખો કે તમે યુવાન છો, અને જાણો કે યથાર્થ રીતે પણ તમે તેમ જ છો. તમે યુવાન્ છો એ પ્રકારનો તમે પોતે અનુભવ લો, વારંવાર તમને પોતાને કહ્યા કરો કે તમે તમારા યૌવનને ટકાવી જ રાખો છો, યુવાન રહેવાની અભિલાષા સેવ્યા કરો, તે જ પ્રમાણે ખરા અંતઃકરણપૂર્વક માનો અને તેનાથી વિરોધી જે કંઇ છે તેનું ચિંતન કરવું છોડી દો. આ પ્રકારે તમારી મનોવાટિકા માટે તમે યૌવનને પ્રકટાવનારાં બીજકો-યૌવનસર્જક બીજકોની પસંદગી કરો છો, અને જેવું તમે વાવો છો તેવું જ તમે લણો છો.

* * *

તમારા આંતર મનને તમારામાં અખંડ યૌવન રાખવાની દિશામાં યોજો–તેમાં જ વાળેલું રાખો, અને એથી આગળ વધીને એ નિશ્ચયઉપર આવો કે આંતર મન તેમ કરી શકે એમ છે. જે કાળે આંતર મનને એ દિશામાં વાળો ત્યારે કશા પણ સંશયને સાથે રાખશો

નહિ, કેવળ નિશંકપણે એ મતને એ પ્રકારે માનવા દેજો અને જે તમે ઇચ્છો છો તે જ પરિણામ આવશે.

* * *

નિદ્રા લેતા પૂર્વે જેનું તમે અત્યંત ઊંડાણથી અને અપૂર્વ પ્રશાંતિપૂર્વક ચિંતન કરો છો તેનો આંતર મનમાં પ્રવેશ થાય છે. અને જે કંઇ આંતર મનમાં પ્રવેશ પામે છે તે પછી અત્યંતગુણઅધિક થાય છે અને સમય જતાં તે તમારા સ્થૂલ સ્વરૂપમાં–બાહ્ય પ્રકટ વ્યક્તિત્વમાં–આવિષ્કારને પામે છે. અને તેથી તમારા નિત્યના જીવનમાં જે કંઇ પ્રકટાવવા ઇચ્છના હો તે સિવાય બીજા કશાનું જ ચિંતન ન કરવું એ અત્યંત અગત્યનું છે.

* * *

નિદ્રા લેવા પૂર્વેનો એક કલાક જેટલો સમય સુંદર વિચારોમાં, અપૂર્વ પ્રસન્નતામાં, ઉન્નત ધારણાઓમાં અને ઇચ્છવા યોગ્ય વિષયોના ચિંતનમાં વ્યતીત કરવો જોઇએ. તમારા ભવિષ્યમાં જે કંઇ ઉત્તમ પ્રકટાવવાને તમે ઇચ્છતા હો તે ઉત્તમ અને મહાન્ વસ્તુઓના ચિંતનમાં જ તે સમયની સર્વાંશે આહુતી આપી દો. આ પ્રકારે કરવાથી તમારી મનોવાટિકા–માટે શાસ્ત્રીય પદ્ધતિપૂર્વક તમે સર્વોત્તમ બીજોની પસંદગી કરો છો અને તેને વાવીને તમારા ક્ષેત્રને તમે દ્વિગુણિત ત્રિગુણિત ફલદ્રૂપ કરી શકશો.

* * *

આંતર મનને અનેક પ્રકારનાં કર્તવ્યો હોય છે. બીજી અનેક બાબતોની સાથે તે એક બુદ્ધિમાન્ સેવકરૂપે છે. તેને જે પ્રકારનો નિર્દેશ કરવામાં આવશે તે પ્રકારે તે કરશે, અને તેમ કરવામાં તેના સામર્થ્યનો ક્યાંહિ પણ પરાવધિ નથી.

* * *

તમારા આંતર મનને નિત્ય યોગ્ય નિર્દેશ—યોગ્ય સૂચના—આપો, અને તમારા કબ્જામાં જે કંઇ સામર્થ્ય અને સત્તા છે તે તથા તમારૂં સમગ્ર મન અને તમારૂં સમગ્ર વ્યક્તિત્વ ( (Personality ) ઉત્તમ પ્રકારનું રચાશે અને વિકાસને પામશે, તથા આજ જે નિરંકુશસરખું જણાય છે તે પછી તમને સંપૂર્ણ અંશે સ્વાધીન રહેતું લાગશે. વસ્તુતઃ તમે પોતાને સંપૂર્ણ અંશમાં બદલી શકશો અને તમારા સર્વોત્કૃષ્ટ લક્ષ્યને અનુરૂપ તમે તમને ધીમેથી પણ નિશ્ચયપૂર્વક પુનઃ રચી શકશો—તમારૂં પોતાનું પુનર્રચન કરી શકશો.

* * *

**તમારે કોઇને કાંઈ પણ સારૂં કહેવાનું હોય તો તે કહો. જો કાંઈ પણ ખોટું કહેવાનું હોય તો તેને બદલે કાંઈ બીજું જ કહેજો.**

* * *

જેટલા પ્રમાણમાં ભાષાની ઉપરની છટાપૂર્વક પ્રાર્થનાનાં વચનો બોલવામાં આવે છે, તેટલા પ્રમાણમાં તે પ્રાર્થનાનું બળ ઘટતું જાય છે. જે શબ્દોમાં પ્રાર્થનાને પ્રકટ કરવામાં આવે છે તે શબ્દોમાં જેટલા બહારના શબ્દચાતુર્યનો સમાવેશ કરવામાં આવે છે, તેટલા પ્રમાણમાં તે પ્રાર્થનાના આંતર સત્વનો ક્ષય થતો રહે છે. પ્રાર્થનાના શબ્દોમાં બળ અથવા સિદ્ધિ આણનાર તેની બુદ્ધિપૂર્વક કરેલી રચના નથી, પણ અંતઃકરણમાંથી અનાયાસ ઉઠતો ભાવ જ છે.

* * *

હું વૃદ્ધ થતો જાઉં છું, એમ કહેવાનું કશું જ પ્રયોજન નથી. તેને બદલે કહો કે હું દીર્ઘકાળ જીવનને ભોગવું છું.

* * *

તમારા કાર્યને ગદ્દાવૈતરું તરીકે જાણો, અને તમે એક જડ યંત્રજેવા થઇ રહો છો. પરંતુ તે યંત્રનું બીજું કાંઇ જ ભવિષ્ય હોતું નથી. ઘસાયા કરવું એટલું જ–બસ.

* * *

**અનુસરવા યોગ્ય નિત્યના નિયમઃ—વાણીમાં ઉત્સાહ અને સર્વતોભદ્રવાદીપણું—અનિર્વેદવાદ; વિચારમાં રચનાત્મકતા અને હિતાવહતા ( વિઘાતક અને કોઈના કશા અહિતને ન ઇચ્છનારા વિચારો ; કૃતિમાં દયાલુતા અને પરોપકારિત્વ.**

* * *

નિર્વેદવાદી અથવા અશુભદર્શી પોતાની દષ્ટિને જે કંઇ કાળું છે તેનું નિરીક્ષણ કરવામાં અને તેના સ્વરૂપનું વિશેષ સૂક્ષ્મ પણે કથન કરીને તેનાં યશોગાન ગાવામાં પોતાની દષ્ટિને તથા વૃત્તિને કેળવે છે. શુભદર્શી અથવા સર્વતોભદ્રવાદી જે પ્રકાશસ્વરૂપ છે જે કંઇ રમ્ય અને સર્વને ઉપયોગી તથા સર્વનું હિતકારક છે, તેને જોવામાં, તેની સ્તુતિ કરવામાં, અને તેની સાથે ભળવામાં પોતાની વૃત્તિને કેળવે છે.

* * *

**જે કંઇ શુભ છે તેને અધિક ગુણિત કરો—તેનો વિશેષરૂપમાં વિકાશ કરો. જેનામાં કંઈ મૂલ્યનું તેના એ મૂલ્યનું દૃઢ આગ્રહ પૂર્વક કથન કરો અને બીજાને ખાતરીબંધ કહો અને જે જીવનમય છે અને જે નિત્ય વિકાસ પામતું છે તે જ વસ્તુઓની વાર્તા કરો.**

* * *

પોતાના મનના હૃદયના અને આત્માના સમગ્ર બળપૂર્વક જે મનુષ્ય પોતાનું અને અન્યનું નિરંતર ક્ષેમ અથવા શુભ જ ઇચ્છે છે, તેના પ્રતિ આ વિશ્વનું સમગ્ર ક્ષેમ અથવા શુભ કરતા તરફ જ વળે છે. અન્યનું સર્વાંશે ક્ષેમ ઇચ્છનાર પોતાનું અનાયાસે ક્ષેમ સાધી લે છે.

* * *

મનુષ્યનું ચારિત્ર, માનસિકતા અને વ્યક્તિત્વ, જેવા પ્રકારનું તે અત્યંતતાપૂર્વક ચિંતન કરે છે તેને અનુરૂપ થતું જાય છે. અને મનુષ્યમાં જો કાંઇ અત્યંત મહત્વનું હોય તો એ ત્રણ જ છે. અને તેની અપ્રતીમતા એ જ મનુષ્યઉન્નતિની પરાકાષ્ટા છે. માટે—!

* * *

જેના પ્રતિ આપણે સર્વોત્તમ પ્રકારનો પ્રેમ રાખીએ છીએ, તેનો આપણે અત્યંત પ્રમાણમાં વિચાર કરીએ છીએ. તેથી સર્વ વસ્તુઓમાં જે કંઇ સર્વોત્તમ હોય તેના પ્રતિ જ આપણે પ્રેમ રાખવો જોઇએ. જે કંઇ આપણા અત્યંત મમત્વનો વિષય થાય છે, પછી તે શુભ હો વા અશુભ, પણ તે આપણામાં અનાયાસ રીતે ઉઠી આવે છે, અને આપણામાંથી અનાયાસ રીતે જે કંઇ ઉઠી આવે છે તે આપણા ઉપર અત્યંત

અસર કરે છે, કારણ કે તેનો અને આપણો અત્યંત નિકટનો સંબંધ હોય છે, તેથી આપણું મમત્વનો વિષય કયો કરવો એ નિર્ણય કરવાઉપર મનુષ્યની ઉન્નતિ અવનતિનો મુખ્ય આધાર છે.

*　　*　　*

**શરીરમાં યથાર્થ આરોગ્ય, બળ અને જીવનની વૃદ્ધિ, મનમાં શાંતિ, એકરાગ અને આનંદને અવશ્ય કરીને ઉપજાવે છે.**

*　　*　　*

શુભને, તે શુભરૂપ છે એ પ્રકારે વારંવાર ચિંતવીને તેની શુભ કરવાની અસરને તમે અધિક જાગ્રત્ કરો છો,-ઉત્તેજિત કરો છો. શુભ-સર્વત્ર શુભ-એ ખરાબ છે એ પ્રકારે વારંવાર વિચારીને તેની લાભકારક અસરમાં ઘટાડો કરી નાંખો છો, તેને મંદ પાડી દો છો.

*　　*　　*

અશુભને, તે અશુભરૂપ છે એ પ્રકારે વારંવાર ચિંતવીને તેની હાનિકારક અશુભરૂપતાને તમે અધિક પુષ્ટ કરો છો. અશુભને પણ શુભરૂપે જોવાથી તે અશુભની હાનિકારક અસરને તમે ઘણી જ ન્યૂન કરી શકો છો.

*　　*　　*

**વિકાસ પામવો એ જ પ્રકાશમાં આવવાનો માર્ગ છે. જેની જરૂર છે તેનું સંપૂર્ણ રીતે ભાન જાગ્રત્ રાખીને તેમાં વધ્યા કરવાથી, જે કંઈ જોઈતું નથી તેનો આપોઆપ નાશ થાય છે.**

*　　*　　*

કોઇ પણ મનુષ્યથી વર્તમાન ક્રિયાનો એકંદર સરવાળો એ જ તેનું પરિણામી ભવિષ્ય છે.

*　　*　　*

મનના અંતરાલ પ્રદેશમાં થતી કોઈ પણ ક્રિયા, શરીરઉપર ધારેલી અસર ઉપજાવે છે.

*　　*　　*

**જે મનુષ્ય ધારે છે કે હું કંઈ પણ કરી શકું એમ છે, તે મનુષ્ય, કંઈ પણ કરી શકે એવી જે શક્તિ છે તેનો પોતાનામાં વિકાસ કરી શકે છે.**

*　　*　　*

જ્યારે આપણે કોઇ પણ બાબતમાં અશુભની જ આશા રાખ્યા કરીએ છીએ, ત્યારે આપણે આપણી પોતાની જ શક્તિઓને અશુભ કરવાપ્રતિ વાળીએ છીએ. જ્યારે આપણે સર્વ વસ્તુમાં અનુકૂળ ભાવ રાખીને સર્વ કાંઇ અનુકૂળરૂપે જ આપણને આવી મળશે એવી દૃઢ આશા સેવ્યા કરીએ છીએ, ત્યારે આપણે આપણી શક્તિઓને જે કંઇ અનુકૂળ છે, તેની પ્રાપ્તિ માટે કેળવીએ છીએ.

*　　*　　*

**અત્યંત વિસ્પષ્ટ અને સર્વોત્તમ વિચારો મનની પ્રકાશિત સ્થિતિમાં જ આવી મળે છે.**

*　　*　　*

આપણે શું જોઇએ છે, તે જ્યારે આપણે યથાર્થ રીતે જાણીએ છીએ, અને જે કંઇ આપણે જોઈએ છે તેની દૃઢ આગ્રહપૂર્વક ઇચ્છા રાખ્યા કરીએ છીએ, તો તે પ્રાપ્ત કરી

શકાય એવા પ્રકારની યોગ્યતાવાળા અને એવા પ્રકારના સંપૂર્ણ બળવાળા આપણે આપણને રચી શકીએ છીએ.

* * * *

તમારા પોતાના લક્ષ્યથી તમે કેવળ અભિન્ન હો, એ પ્રકારે તમને પોતાને અખંડિત-પણે માન્યા કરજો, અને તેમ થવાથી જ તે લક્ષ્ય તમારું પોતાનું જ છે એમ જાણી શકશો, અને તેમ થતાં જ તે લક્ષ્યને પ્રત્યક્ષ કરી શકશો.

* * * *

મનુષ્ય જેમ જેમ અધિકની પ્રતીક્ષા કર્યાં કરે છે, તેમ તેમ તે અધિકને પ્રાપ્ત કરે છે. તેથી આપણને મર્યાદિત કરવાનું છોડીને– આપણને બદ્ધરૂપે માનવાનું છોડીને–આપણે જે કંઇ સર્વોત્તમ છે તે સઘળાની આશા સેવવી જોઇએ.

* * * *

ઉત્તમ ઉત્તમ કાર્યો કરો. તમારા કાર્યને ઉત્તમ કરવા માટે પ્રથમ તેમાં સર્વોત્તમ વિચારોને જોડો અને પછી સર્વોત્તમ પ્રયત્નને જોડો. સુખ, વિજય અને પુષ્કલતા તેની પાછળ પાછળ આવવાં જ જોઇએ.

* * * *

મનનું સામર્થ્ય જ આ જગત ઉપર સામ્રાજ્ય પ્રવર્તાવી રહ્યું છે. અને જે મનુષ્ય એ સામર્થ્યને સર્વોત્કૃષ્ટ પ્રકારે કેવી રીતે વાપરવું તે જાણે છે, તે મનુષ્ય, પછી ભલે ગમે તેવું તેનું કાર્ય હોય જ તોપણ તે અંતે વિજયને પ્રાપ્ત થાય છે.

* * * *

જે મનુષ્ય ક્રોધ કરે છે, તેને હમેશાં હાનિ થાય છે, કારણ કે પોતાના સ્વભાવને ગુમાવવો એ પોતાના સામર્થ્યને ગુમાવવાવિના બીજું કાંઈ જ નથી. પ્રતિકૂળ પ્રસંગમાં અને આવેશ ઉઠી આવે તેવા સમયમાં પણ તમારા સ્વભાવને ઉગ્રતારહિત અને પૂર્ણ પ્રશાંત રાખજો, અને વિજયની સિદ્ધિ તમને જ થશે.

* * * *

**કદાપિ નિરાશ થશો નહિ. જીવન દીર્ઘ છે. પ્રસંગો અથવા તક અનેક હોય છે અનુકૂળ સંજોગો પણ અનેક પ્રમાણમાં આવી મળે છે. અને જેઓ શ્રદ્ધાપૂર્વક શ્રદ્ધામય રહીને–કાર્ય કરે છે તે સઘળાને સુવર્ણમય પ્રભાથી ઝળહળતું પ્રભાત અવશ્ય દેખાય છે.**

* * * *

કોઇ પણ સમયે અથવા કોઇ પણ સંજોગોની વચ્ચે પોતાના અંતઃકરણથી ઢીલાઢચ થઇ જવાય તો તેને માટે કોઇ પણ બહાનું કાઢવું એ મિથ્યા છે. ગમે તેવી ઘોર અંધકારમય કે વિપરીત કે સમૂલ આશાનો ઉચ્છેદ કરનારી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોય, તોપણ તમારા પોતાનામાં જે સામર્થ્યો છે તેનો સર્વોત્તમ ઉપયોગ કરવાથી, તે સંપૂર્ણ અંશે બદલાઇ ન જાય એવી એક પણ સ્થિતિ નથી.

* * * *

પોતાના નિર્ણય કરેલાં મંતવ્યોમાં જ જે મનુષ્ય ઘડીએ ઘડીએ શંકા કર્યાં કરે છે તે

તે તેની અવનતિનું ચિન્હ છે. તે ધીમેધીમે નીચે અને નીચે જ ગબડતો જાય છે. જીવનમાં આગળ વૃદ્ધિ પામવાને માટે, તમારે કાંઇ પણ મંતવ્ય સ્વીકારવું જોઇએ, તમારે કોઇ પણ વસ્તુને માનવી જોઇએ. તમારા નિશ્ચયોમાં અમર્યાદ અને કશાથી પણ ચળે નહિ એવી શ્રદ્ધા હોવી જોઇએ, અને તમે જે કંઇ સર્વોત્તમ જાણો છો અને માનો છો તેના પ્રતિ તમારે સર્વ રીતે સત્યમય (True) રહેવું જોઇએ.

* * * *

તમારે શું કરવું છે એનો જ્યારે તમારા મનથી નિશ્ચય થાય ત્યારે દિવસમાં હજાર વખત તે તમે કરી શકશો એ પ્રકારનું તમને પોતાને તમે કહ્યા કરજો. સર્વોત્તમ માર્ગ તત્કાલ દૃષ્ટિગોચર થશે, અને ધારેલી ઇચ્છા સફળ થશે.

* * *

**તમે તમને પોતાને એથી પણ અધિક પ્રમાણમાં હાનિ કર્યા વિના બીજા કોઇને શરીરથી, મનથી, વચનથી, કર્મથી, કે નીતિનિયમથી હાનિ કરી શકો એમ નથી.**

* * *

કેટલાક મનુષ્યોનો સિદ્ધાંત એવો હોય છે કે "જે તે પ્રકારે ધનનો સંચય કરવો." બીજા કેટલાકનો સિદ્ધાંત એ હોય છે કે, "જે તે પ્રકારે શુભ કર્મ કરવું." પરંતુ એ બેમાંથી કયા વર્ગમાં તમારે પ્રવેશવા કે અનુસરવા માટે કયા વર્ગમાં પ્રવેશ કરવો તેનો નિર્ણય કરવા માટે ભાગ્યેજ બે વખત વિચાર કરવાનો રહે છે.

* * *

કોઇ પણ રૂપમાં કોઇ પણ મનુષ્યને કે કોઇ પણ વસ્તુને સ્વાધીન કરી લેવા કે તેના ઉપર કોઇ પ્રકારની ખોટી અસર કરવાને યત્ન કરવો, એ તમને પોતાને જ દુર્બલ કરવા સરખું છે.

* * *

એક જ માર્ગ છે કે જે વડે આપણે કોઇ પણ મનુષ્યઉપર ન્યાયપુરઃસર અસર કરી શકીએ, અને તે તેને જ્ઞાનમાં સત્યના દાનમાં, જાગ્રતિ અથવા ઉત્તેજિત કરવામાં, યોગ્ય સ્ફુરણ કરવામાં અને તેને અધિક પ્રકાશમય પ્રદેશપ્રતિ વાળવામાં ઉત્સાહ આપીને. પરંતુ આમ કરવામાં કોઇને ભુરકી નાંખી સ્વાધીન કરી લેવાનો આશય હોતો નથી. માત્ર જે કંઇ સર્વોત્તમ આપણને પ્રાપ્ત છે તે અન્યને આપવું એ જ આશય હોય છે.

* * *

જ્યારે કોઇ મનુષ્ય તમારા આગળ આવીને કાંઇ પણ અસત્ય અથવા અઘટિત વાતો કહે તો તેના પ્રતિ તત્કાળ બાહ્ય ચઢાવીને તેની વિરુદ્ધ વાતોને કહેવાને તત્પર થવામાં તમે તે મનુષ્યની સમાન ભૂમિકાઉપર આવી જાઓ છો. જાણે કંઇ સારી જ વાત કહી હોય એ પ્રકારે તેના પ્રતિ અલક્ષ કરીને બીજી ક્રિયામાં લક્ષ આપો અથવા બેસી રહો. આ પ્રમાણે કરવાથી તમે તમારા સામર્થ્યની વૃદ્ધિ કરો છો, અને તમારા શ્રેષ્ઠત્વનું ભાન કરાવો છો.

* * *

**આપણે બધા જાણીએ છીએ કે મનુષ્ય જેવું ચિંતન કરે છે તેવો તે હોય છે. તો પછી આપણે જેવા થવું હોય તેવા આપણને જે વિચારો કરી શકે તેવા જ વિચારો કરવા પ્રતિ આપણે લક્ષ આપવો જોઈએ.**

# मानुष औदार्य तथा कार्पण्य.

કોઇ તમને પ્રશ્ન કરે કે માનુષ્ય ઔદાર્ય તથા કાર્પણ્ય શેમાં છે તો તમને વિવિધ વિચારો સ્ફુરશે. વિવિધ મનુષ્યોને તમે આ પ્રશ્ન પૂછશો તો તમને વિવિધ ઉત્તર મળશે. કોઇ કહેશે કે મનુષ્યો ધન આપવામાં ઉદાર છે. કોઇ કહેશે કે વગર ધનવ્યયે કોઇનું હિત થાય તો તે કરવામાં મનુષ્યો ઉદારતા વાપરે તેમ છે.

અન્ય કહેશે કે ભિક્ષુકને અન્ન આપવામાં મનુષ્યો ઉદાર છે. કોઇ તરફથી જાણવામાં આવશે કે સ્વોપાર્જિત ધનનો વ્યય કરવામાં ઘણાં ખરાં કૃપણ છે તેમ જ અન્ન વગેરે આપવામાં પણ કૃપણ છે. ઘણાં ખરા જો પોતાનો સ્વાર્થ કોઇ પણ રીતે સિદ્ધ થતો હોય તો ધનવ્યય કરવા તત્પર થઇ રહે છે. રાજા, અધિકારી, કોઇ સંસ્થા, જ્ઞાતિ આદિ કોઇમાં પોતાનું નામ થાય તેમ હોય તો ધનવ્યય કરનાર ઘણા મનુષ્યો નીકળે છે, પણ ખરા ગરીબ અને ધનની તંગીવાળાને નિષ્કામ વૃત્તિથી ધન આપનાર ક્વચિત્ જ હોય છે. તેમ જ પોતાનું નામ થતું હોય પોતાની ગણના થતી હોય, પોતાની પ્રતિષ્ઠા થતી હોય, પોતાને અધીન અન્ય મનુષ્ય થતો હોય વા તેવા કોઇ આશયથી ધનવ્યય કરનાર જ્યાં ત્યાં છે પણ કામનારહિતપણે ધનવ્યય કરનાર દુર્લભ છે. પોતાને સ્વર્ગની પ્રાપ્તિ થાય, પોતે ધર્મનિષ્ઠ ગણાય અર્થાત્ મનુષ્ય અથવા દેવતાની નજરમાં પોતે ધર્મિષ્ઠ ગણાય એવી ઇચ્છાને વશ થઇ ધર્મકાર્યમાં અખુટ વ્યય કરનાર સંખ્યાબંધ મનુષ્યો મળે તેમ છે, પણ કોઇ પણ પ્રકારના પ્રત્યુપકારની ઇચ્છા વિના ધનવ્યય કરનારની સંખ્યા ગણીગાંઠી જ હોય છે. તેથી સકામ પણે ઔદાર્ય તથા નિષ્કામવૃત્તિથી કાર્ય કરવામાં કૃપણતા મનુષ્યોની જણાય છે અર્થાત્ ધનદાન, અન્નદાન, પૃથ્વીદાન આદિ સકામપણે કરવામાં મનુષ્યો અતિ ઉદાર છે પણ એમાંનું કોઇ પણ નિષ્કામવૃત્તિથી કરવામાં મનુષ્ય કૃપણ છે. તેથી પ્રકારાન્તરે કહીએ તો સકામવૃત્તિ ધરવામાં મનુષ્યો ઉદાર છે અને નિષ્કામવૃત્તિ ધરવામાં મનુષ્યો કૃપણ છે.

'મનુષ્યો મનુષ્યનું પૂજન કરવામાં ઉદાર છે, દેવોનું પૂજન કરવામાં ઉદાર છે પણ સંપ્ર સર્વવ્યાપક સચ્ચિદાનંદ પરમાત્માનું પૂજન કરવામાં કૃપણ છે—આ પ્રકારે કેટલાકનું ઉત્તર આવશે. અને આ પ્રમાણે આ પ્રશ્નનાં વિવિધ મનુષ્યો તરફથી વિવિધ ઉત્તરો પ્રાપ્ત થશે.

જ જોઈએ હોય છે. ધનાદિ દાન કરવામાં મનુષ્ય સામાની માગણીની અપેક્ષા રાખે છે પણ અભિપ્રાય આપવામાં તો અતિ ઉદારતા જણાવે છે. અન્યની યાચનાની વાટ ક્ષણ પણ જોતો નથી. એ યાચનાની વાટ જોઈએ, તો યુગાન્ત કાલ જેટલો કાળ એને જણાય છે. અયાચકને પણ દાન કરવાનું વ્રત મનુષ્ય અભિપ્રાય આપવામાં પાલન કરે છે. ધનાદિ સંપત્તિ આપવામાં મનુષ્ય પોતાની પાસે ધનાદિ સંપત્તિ છે કે નહિ તેનો બારીકીથી વિચાર કરે છે પણ અભિપ્રાય આપવામાં પોતાની સંપત્તિનો—પોતાની અભિપ્રાય આપવાની યોગ્યતાનો વિચાર કરનાર કૃપણ મહાત્મા વિરલ જ હોય છે. ધનાદિ દાન કરવામાં દાતા અથવા પ્રતિગ્રહીતાના લાભના વિચાર પ્રાયશઃ કરવામાં આવે છે ત્યારે અભિપ્રાય આપવામાં એ વિચાર કરવો નિરર્થક જણાય છે એટલું નહિ પણ એટલો વિલંબ સહન કરવો એ મહાભારત પ્રતિબંધ પ્રજાને થઈ પડયો છે, ધનાદિનું દાન કરવા વૃત્તિ તત્પર થયેલી હોય અને કોઈ મિત્ર સ્નેહી કે સ્વજન સર્વ સામા પક્ષની વાત જણાવી એ દાન કરવા વિચાર કરવાની સલાહ આપે છે તો મનુષ્ય એ સલાહને તત્કાલ, તૃષાતુર સહરાના રણમાં જલને પકડી લે તેમ, પકડી લે છે અને તરત તો તે દાનક્રિયાથી વિરમે છે, ત્યારે અભિપ્રાયનું દાન કરવા તત્પર થયેલા મનુષ્યને કોઈ સામા પક્ષની વાત કરે છે તો તે સલાહને તેની વૃત્તિ સ્વીકારતી નથી એટલું જ નહિ પણ તે સલાહ આપનારને પોતાના શત્રુરૂપ ગણી લે છે અને તે સાથે તે સલાહ આપનારના સંબંધમાં વિરોધી અભિપ્રાય આપી તે અભિપ્રાયનું તે અપકારી મનુષ્યને પણ તત્કાળ દાન કરી પોતાનું દાનશૌર્ય ત્યાં તેજ સમયે સિદ્ધ કરી દેખાડે છે. તેથી પ્રજાનું ખરું ઔદાર્ય, આપણે જોઈએ તો, સાચાને માટે અભિપ્રાય આપવામાં જ જણાય છે અને એના જેટલું ઔદાર્ય ભાગ્યે જ અન્ય કોઈ દાનવિષયમાં દૃષ્ટિગોચર થાય છે. અભિપ્રાયનું દાન કરવામાં પ્રજા કર્ણ, બલિ આદિ મોટા મોટા દાનવીરોને પણ શરમાવે છે, અર્થાત્ દાનવીરનો પટો તેમની પાસેથી ખુંચવી પોતાના હસ્તગત કરી રહેલી છે.

આ પ્રકારે અભિપ્રાય આપવામાં પ્રજા એક તરફથી અપ્રતિમ ઔદાર્ય વાપરી રહી છે પણ અન્ય તરફથી એમાં કૃપણતા પણ તેટલી જ અપ્રતિમ વાપરી રહી છે. આ કૃપણતાનો સ્વભાવ પ્રજા વર્ગમાં આજે જ આવી ગયો છે એમ નથી, પણ આજથી હજાર વર્ષ પૂર્વે થયેલા ભવભૂતિએ પણ પ્રજાના એ સ્વભાવનું વર્ણન કરતાં કહ્યું છે કે **सर्वथा व्यवहर्तव्ये कुतो ह्यवचनीयता । यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ।** જેના પર બધો પ્રજાવર્ગ અભિપ્રાય આપવા તૈયાર થાય છે, અભિપ્રાય આપવામાં પોતાનો હક સમજી અમલ કરે છે તેમાં નિર્દોષપણું કેવી રીતે લાવી શકાય, કેમકે જેમ સ્ત્રીઓની સાધુતા સ્વીકારવામાં પ્રજા વર્ગ કૃપણતા જણાવી રહે છે તેમ જ કાવ્યાદિ શબ્દ રચનાની સાધુતા સ્વીકારવામાં પણ એ વર્ગ એટલીજ કૃપણતા, એટલી જ દુર્જનતા જણાવી રહે છે. ખરું જોતાં આ કૃપણતા સ્ત્રીઓની સાધુતા તથા કાવ્યની સાધુતામાં અટકતી નથી પણ અભિપ્રાયના સર્વ વિષયમાં જ અને વિશેષે કરીને ઇતર મનુષ્યવિષયક અભિપ્રાયમાત્રમાં જણાય છે. કોઈ મનુષ્ય બીજી વ્યક્તિ માટે સારું વર્ણન કરે છે, તેના ગુણો ગાય છે તો તે સ્વીકારવા પ્રજા વર્ગનું મન જેટલું તૈયાર હોય છે તે કરતાં જો તેના દોષોનું વર્ણન કરવામાં આવે છે તો તે સ્વીકારવા સહસ્રગુણ અધિક તૈયાર રહેલું હોય છે. બે મનુષ્યોનો સહવાસ થાય છે તો તેમાં એક બીજાના ગુણોનું દર્શન કરી લેવા કરતાં એક બીજાના દોષોનું દર્શન

પ્રથમ થઇ રહેતું જણાય છે. એટલું જ નહિ પણ ઘણે પ્રસંગે તો ગ્રહોનો મોટો સમૂહ હોય છતાં તેને પાછળ મુકી દઇ એક સામાન્ય દોષ હોય તો તે મનુષ્યની નજર આગળ તરી આવે છે અને વળી કેટલેક પ્રસંગે તો દોષ નહિ હોય છતાં તેની કલ્પના કરી લેવા- માં આવે છે. ઇન્દ્રિયોને વિષયાભિમુખ થવાના સ્વભાવવાળી પરમાત્માએ સજી છે એવું શ્રુતિ કથન કરે છે તેને સ્થાને દોષાભિમુખ થવાના સ્વભાવવાળા મનુષ્યોએ કરી સ્થાપી છે એવું વર્ણન કરવામાં આવ્યું હોત તો તે પ્રજા વર્ગની સ્થિતિ જોતાં કોઇ પણ સત્ય અસત્ય કહી શકે તેમ નહોતું. અભિપ્રાય બાંધવામાં આ પ્રમાણે પિપીલિકાવૃત્તિનું સેવન કરવામાં આવતું હોવાથી પ્રજા વર્ગ એમાં અત્યંત કૃપણતા દર્શાવે છે એ સ્પષ્ટ છે.

અભિપ્રાયનું દાન કરવામાં પ્રજા વર્ગ કર્ણસ્થાને વિરાજવા તૈયાર થઇ રહે છે એ સાચું છે પણ એ કાર્ય કેટલું કઠિન છે તેનો ભાગ્યે જ તેને વિચાર આવે છે. ખરૂં જોતાં અન્નદાન કરવું સહેલું છે, ધનદાન કરવું સહેલું છે, મોટાં મોટાં રાજ્યો આપી દેવાં સહેલાં છે પણ અભિપ્રાયનું દાન કરવું એ અત્યંત કઠિન છે. વ્યાવહારિક અભિપ્રાય અને નૈતિક અભિપ્રાયની ભૂમિકા પૃથક્ પૃથક્ થઇ રહી છે. અમુક મનુષ્ય સારો છે કે ખરાબ છે, અમુક કૃત્ય સારૂં છે કે નઠારૂં છે ઇત્યાદિ અભિપ્રાય આપવામાં તે તે મનુષ્યની કૃતિ માત્ર જોવાની હોતી નથી પણ તે કૃતિને પ્રેરનાર જે આંતર આશય તે જ જોવાનો હોય છે. એકની એક કૃતિ ભિન્ન ભિન્ન આશયોથી કરાય છે અથવા થઇ શકે છે. એક મનુષ્ય માત્ર ક્ષુધાને તૃપ્ત કરવા જ આહારનું ગ્રહણ કરે છે, ત્યારે અન્ય રસનેન્દ્રિયને સંતોષવા તે ક્રિયા કરે છે. તૃતીય મનુષ્ય શરીરનો નિર્વાહ પરાર્થ અને પરમાર્થ માટે આવશ્યક છે માટે તે નિર્વાહ કરવા આહાર ગ્રહણ કરે છે. અહિં ત્રણેમાં આહારરૂપ કૃતિ એક છે છતાં તેને પ્રેરનાર આ- શયો ભિન્ન ભિન્ન છે. એક મનુષ્ય વ્યસન થઇ રહ્યું છે માટે મદ્ય પીએ છે; અન્ય આનંદને માટે, મોજ માટે મદ્ય પીએ છે; તૃતીય અમુક વ્યાધિને મદ્ય દૂર કરનાર છે માટે તે વ્યાધિના પ્રતીકારરૂપે વૈદ્ય ડાક્ટરની સલાહ પ્રમાણે મદ્ય પીએ છે અને ચતુર્થ જે વ્યાધિને મદ્ય વધા- રનાર છે તે વ્યાધિ થયા છતાં મોહવશ થઇ મદ્ય પીએ છે. આ ચારેની મદ્ય પીવારૂપ કૃતિ એક સમાન છે છતાં ચારેમાં એ કૃતિ કરાવનાર હેતુ ભિન્ન ભિન્ન છે. એક મનુષ્ય પોતાનો તાત્કાલિક સ્વાર્થ સાધી લેવા અસત્ય બોલે છે, અન્ય મનુષ્ય સામાનું મન ન દુઃખાય તેટ-

કૃતિને સ્પર્શ નહિ કરતાં આશયને ચુંબન કરનાર હોય છે. કૃતિ સારી જણાતી હોય તોપણ તે દુષ્ટ આશયથી પ્રેરિત થયેલી હોય તો નીતિની દૃષ્ટિમાં એ કૃતિ નિંદાપાત્ર છે અને કૃતિ દેખીતી સદોષ હોય પણ તે શુદ્ધ આશયથી કરવામાં આવી હોય તો ત્યાં તે કર્તા નીતિની દૃષ્ટિમાં નિર્દોષ સ્થપાય છે. સત્ય ભાષણ કરવું એ કૃતિ તરીકે સારી ક્રિયા છે છતાં શ્રોતાને અજાળવા એ કૃતિ કરવામાં આવે છે તો એ સત્ય ભાષણ કરનાર નીતિની દૃષ્ટિમાં સદોષ છે, નિંદાને પાત્ર છે. એક મનુષ્યે સત્ય નિષ્ઠાથી નાનો મોટો કોઇ વ્યાપાર કર્યો અને તેમાં તેની સત્તામાં નહિ એવા વ્યતિકરો થવાથી હાનિ થઈ તો એમાં હાનિવાળો વ્યાપાર કરવારૂપ કૃતિ દેખીતી ખરાબ છે છતાં નીતિની દૃષ્ટિમાં એ મનુષ્ય કોઇ પણ રીતે સદોષ ઠરતો નથી, નીતિ એને નિંદાપાત્ર ગણતી નથી પણ એની સન્નિષ્ઠા માટે એને ધન્યવાદ જ આપતી રહે છે. તેથી કૃતિ અને આશય બંનેનો પ્રકાર, બંનેની કક્ષા ભિન્ન હોવાથી કૃતિની સદોષતા કે નિર્દોષતા તે આશયની સદોષતા અને નિર્દોષતા સ્થાપન કરી શકતી નથી. વ્યાવહારિક અભિપ્રાયો કૃતિનું અવલંબન કરે છે અને નૈતિક અભિપ્રાયો આશયનું અવલંબન કરે છે તેથી એ બંનેમાં ભેદ પડે છે. મનુષ્ય પોતે કૃતિરૂપ નથી પણ આશયરૂપ છે, જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા મનુષ્યનો સાચો સ્વભાવ નથી, તે ક્રિયા મનુષ્યોનો આત્મા નથી, તે મનુષ્યોનું સ્વરૂપ નથી, પણ જે આશયો મનુષ્યોના હોય છે તે જ તેનો ખરો સ્વભાવ છે, તેજ તેનો આત્મા છે અને તે જ તેનું સ્વરૂપ છે. તેથી એ આશયને અવગાહન કરી પ્રવૃત્ત થતો નૈતિક અભિપ્રાય જ સાચો છે વજનદાર છે અને લક્ષ આપવા યોગ્ય છે, બાહ્ય સપાટીપર વિચરનાર કૃતિમાત્રને લઇ પ્રવૃત્ત થતો વ્યાવહારિક અભિપ્રાય કેવલ અસંતોષ આપનાર છે અને સત્યશૂન્ય છે.

પ્રજાનો સામાન્ય વર્ગ કૃતિ માત્રને જુએ છે અને તે પરથી તત્કાલ અભિપ્રાય બાંધી દે છે એમાંથી કેટલાક મનુષ્યો એથી આગળ પણ જાય છે અને એ કૃતિના આશય પ્રતિ પણ જોવાનો યત્ન કરે છે. પણ ત્યાં તે કૃતિ કરનારનો શો આશય હતો તે ખરું જોતાં જોવું જોઇએ તેને બદલે પોતે તેવી કૃતિ કેવા આશયથી કરે છે તેટલું જોઇ લે છે અને તે પરથી અભિપ્રાય બાંધી દે છે. આથી અભિપ્રાયનું દાન કરવામાં એ અભિપ્રાય તેના કર્તાના સંબંધનો થઇ નહિ રહેતાં એ અભિપ્રાય આપનારના સંબંધનો થઇ રહે છે. ઘણે ખરે પ્રસંગે આ રીતે જે વ્યક્તિમાટે આવી પ્રજા અભિપ્રાય દર્શાવે છે તે વ્યક્તિના ખરા સ્વરૂપનો ખ્યાલ તે અભિપ્રાય જનસમાજને આપતો નથી પણ એ અભિપ્રાય આપનાર પ્રજાના ખરા સ્વરૂપનો ખ્યાલ આપનાર જ થઇ રહે છે.

ભિન્ન ભિન્ન મનુષ્યોની ભૂમિકા અવશ્ય ભિન્ન ભિન્ન હોય છે. એક ભૂમિકામાં રહી કરેલી કૃતિ બીજી ભૂમિકામાં વિચરનાર પોતાની ભૂમિકામાં રહી કરેલી જુએ છે તો જેને જેમ શોર્ટસાઇટ વાળો મનુષ્ય લોંગ સાઇટનાં ચસમાં પહેરી જોઇ શકે છે તેમ વિપરીત રૂપને જ જોઇ શકે છે અર્થાત્ વિપરીત જ્ઞાનને જ પ્રાપ્ત કરી શકે છે. એક રાજ્યકાર્યભારીની ભૂમિકા અને સામાન્ય વ્યાપારીની ભૂમિકા કેવળ જૂદી હોય છે. એક મહાત્માની ભૂમિકા અને એક ભિક્ષુકની ભૂમિકા કેવળ જૂદી હોય છે. સામાન્ય વ્યાપારી પોતે અનુભવ વિનાનો હોવાથી રાજ્યકાર્યભારીની ભૂમિકામાં પોતાને મુકી શકતો નથી તેથી તે રાજ્યકાર્યભારીને પોતાની ભૂમિકામાં આણે છે અને પોતાની ભૂમિકાનાં ચસમાંવડે તે રાજ્યકાર્યભારીની કૃતિનું અવલોકન કરે છે, તેના આશયનું અનુમાન કરે છે, અને તેથી સ્વાભાવિક છે કે એ સામાન્ય વ્યાપારી અહિં અભિપ્રાય આપવામાં છક્કડ ખાઇ જાય છે, ભીખારી પોતે મહાત્માની ભૂમિ-

કામાં મનવડે પણ ચઢી શકતો નથી તેથી તે મહાત્માને પોતાની ભૂમિકામાં લાવીને એની કૃતિના પ્રેરનાર આશયોનું જ્ઞાન મેળવવા પોતાની પ્રાપ્ત ભૂમિકાનાં ચસમાં પહેરે છે અને એ કાચથી તેનું નિરીક્ષણ કરવા મથે છે અને તેના પરિણામમાં સ્વાભાવિક છે કે તેને તે મહાત્માની કૃતિના આશયોનું ભાન ન થતાં ભિખારીના આશયોનું જ ભાન થાય છે. તેથી અભિપ્રાય આપનારના સંબંધી જ અભિપ્રાય બાંધવાની ભૂમિકા આવા અભિપ્રાયો રચી આપે છે, અર્થાત્ એ અભિપ્રાય તે તે આપનાર વ્યક્તિ માટે જ સાચો ગણીએ તો પ્રસંગે સાચો ઠરે છે પણ જેને માટે આપવામાં આવ્યો હોયછે તેને માટે તો ઘણું કરીને અસત્ય જ હોવાનો સંભવ છે.

અભિપ્રાય બાંધવામાં તથા આપવામાં કેટલી જોખમદારી તે તે મનુષ્યને શિરે રહે છે તેનો ખ્યાલ સરખો પણ પ્રજા વર્ગના ઘણાને નથી, એક બાલકને 'તું સદા જૂઠું બોલે છે, તું ઠોઠ છે, તને આ આવડવાનું જ નથી, તું આળસુ છે" ઇત્યાદિ પ્રકારે તેનાં માતાપિતા વગેરે તરફથી વારંવાર કહેવામાં આવે છે તો તે બાલક એ પ્રકારનું નહિ હોય છતાં તે અલ્પ સમયમાં અસત્ય બોલનાર, બુદ્ધિહીન, શીખવાને અસમર્થ અને આલસ્યથી ભરેલું થઇ રહે છે—એ પ્રયોગ કરી જોવાથી અભિપ્રાયની શી અસર થાય છે તે સર્વના જાણવામાં સહજ આવી શકે તેમ છે. જેમણે આન્તર તથા બહિર્ મનના ગુણધર્મો તથા પ્રવૃત્તિના નિયમો જાણ્યા છે તેઓ સારી પેઠે જાણે છે કે કોઇપણ પ્રકારનું અનિષ્ટ સૂચન અથવા દ્યોતન કરવામાં આવ્યાથી તે અનિષ્ટ ક્રમે કરી મૂર્તિવત્ થઇ રહે છે અને શુભસૂચન વારંવાર કરવાથી તે જ પ્રમાણે શુભ પણ મૂર્તિવત્ થઇ રહે છે, જેમણે સૂક્ષ્મ સત્તાઓનું નિરીક્ષણ કર્યું છે, ધ્વની, તેજસ્, ઉષ્ણતા વિદ્યુત્ આદિવડે પ્રવર્તાવાતાં આંદિલનોનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓ સારી પેઠે જાણે છે કે મનવડે ગતિમાં મુકવામાં આવતાં આંદોલનો અતિ ત્વરિત વેગવાળાં હોય છે અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ પદાર્થનું પણ ભેદન કરવા સમર્થ હોય છે. શ્રીમહાકાલના અભ્યાસકોને આ આંદિલનની પ્રક્રિયા એટલી રમી રહેવી ઘટે છે કે એ સંબંધમાં લેશ પણ વિસ્તારની અપેક્ષા તેમને રહેતી નથી. ખરું જોતાં તો જેમ ડાર્વિન તથા હર્બર્ટ સ્પેન્સરના પ્રભાવે Evolution ઇવોલ્યુશન શબ્દ તથા એ સંભાવના પશ્ચિમમાં પ્રસરી રહી છે તે જ પ્રમાણે આ આંદિલનના શાસ્ત્રીય ઉચ્ચ સિદ્ધાન્ત માટે આખી ગુર્જર પ્રજા શ્રીમાન્ નિશ્ચયંઘનો ઉપકાર સ્વીકારી રહી છે. શ્રીમાન્ નિશ્ચયંઘની લેખિનીના પ્રભાવે ગુર્જર પ્રજામાં આંદિલન એ ગૃહભાષાનો શબ્દ થઇ રહ્યો છે અને ગુર્જર પ્રજામાં એ અર્થનો પ્રકાશ થઇ રહ્યો છે તેથી એ સંબંધમાં એ પ્રજા માટે કોઇપણ વિસ્તારની અપેક્ષા રહેતી નથી તેથી અભિપ્રાય બાંધવો અને આપવો અને તેમાં પણ ખરાબ અથવા હલકો અભિપ્રાય બાંધવો અને આપવો એ તે તે વ્યક્તિને—જો સામાન્ય હૃદ્બળવાળી હોય છે તો નિકૃષ્ટ કરવાનો જ ઉપાય છે. અને તે વ્યક્તિ અધિક હૃદ્બલવાળી હોય છે તો પણ તેની પ્રગતિમાં પ્રતિબંધ કરવાનું સાધન થઇ રહે છે એટલું જ નહિ પણ જેમ વર્ષા ઋતુમાં વૃષ્ટિ થયા પછી ઉપર પડતો શરદનો સખત તાપ એ હદપાર મેલેરિઆને ઉત્પન્ન કરનાર થઇ રહે છે તેમ આ પ્રમાણે બંધાતા હલકા અભિપ્રાયોના અતિ નિકૃષ્ટ પંક્તિનાં આંદોલનોરૂપ વિષ વિશ્વમાં ઉત્પન્ન થાય છે અને તેથી વિશ્વમાં સર્વને હાનિ કરનાર થઇ રહે છે. તેથી મનુષ્યોએ આવા અભિપ્રાયો બાંધવામાં અને આપવામાં અત્યંત સાવધાનતા સેવવાની જરૂર રહે છે. હાલની સ્થિતિ એવી છે કે પ્રજા વર્ગ તત્કાલ અભિપ્રાયનું દાન કરવામાં પરમ ઔદાર્ય વાપરી રહ્યો છે અને અભિપ્રાયની જાતિમાં અતિ કૃપણતા જણાવી રહ્યા છે તેને બદલે, પોતાના તથા સર્વના હિત માટે પ્રજાવર્ગે અભિપ્રાય બાંધવામાં તથા આપવામાં અત્યંત કૃપણતા સેવવી તથા

અભિપ્રાયની જાતિમાં અતિ ઉદારતા સેવવી એ કર્તવ્ય છે. ભવભૂતિને **सर्वथा व्यवहर्त व्यं०** ઇત્યાદિ વચન કહેવું પડ્યું છે તેને બદલે જ્યારે **सर्वथा व्यवहर्तव्ये सदा शवच नीयता । स्त्रियां स्त्रीणां तथा वाचां साधुत्वे सुजनो जनः ॥** જેમાં સર્વ અભિપ્રાય આપે છે તે વસ્તુ અનિંદ્ય થઇ રહે છે, મનુષ્યો, સ્ત્રીઓ તથા ગ્રંથોના સાધુત્વમાં પ્રજા વર્ગ અત્યંત સુજનતા ( ઉદારતા ) વાળો છે એવું એ શ્લોકનું પરિણમન થશે અને એવું મહાકવિઓને કહેવાનો વારો આવશે ત્યારે પૃથ્વીપરથી નાંનાવિધ મિથ્યા ક્લેશો, અસૂયાદિ દુર્ગુણો સર્વ પોતાની મેળે અળપાઇ જશે અને આ ભૂમિ તે મનુષ્યોને વસવાનો સ્વર્ગલોક થઇ રહેશે.

---

**બીજું બધું ગમે તેમ થાય પણ તમારે શું કરવાનું છે ?**

લગભગ પ્રત્યેક વ્યાપારીનો અથવા કાંઇ પણ કાર્ય કરનારનો એવો એક અભ્યાસ પડી ગયો હોય છે તેમ જ તેમનું માનવું પણ એવું હોય છે કે જ્યારે કાંઇ પણ વિઘ્ન કે પ્રતિકૂલતા જેવું જણાય કે તત્કાલ ઢગલો બની જવું. સુન મુનજેવા થઇ જવું સર્વ પ્રકારની પ્રસન્નતાને ખોઇ નાખવી, અંતરથી શાંતિને દેશનિકાલ કરવી, નિદ્રાને છોડી દેવી, પ્રત્યેક ક્ષણે ચિંતા કર્યા કરવી, વારંવાર દુઃખનું સ્મરણ કર્યા કરવું, આંખો અને ભમર ચઢાવીને કોઇ તો જેની તેની સાથે રીસાયેલું મોં રાખવું, એકલા ખુણામાં કે એકાંતમાં જઇ પારવિનાની અકળામણ સાથે ઉદ્વેગના વિચાર કર્યા કરવા અને થોડા અથવા ઘણા પ્રમાણમાં માનસ વ્યથાનો જાતે અનુભવ કરવો, અને બીજાને પણ તેનું જેમ બને તેમ અધિક અંશમાં નિદર્શન કરાવવું પરંતુ તેને જે કાંઇ વ્યવસ્થા કરવાની હોય છે, અથવા જે કાંઇ કાર્ય કરવાનું હોય છે તે કરવામાં આ પ્રકારનો તેણે સ્વીકારેલો માર્ગ લેશ પણ સાહાય્ય કરતો નથી એ વાર્તાને તે ભૂલી જતો હોય છે, ખરૂં જોતાં, તે એક અધમમાં અધમ માર્ગ છે. કારણ કે જે બળની વિઘ્નને દૂર કરવામાં અથવા તેના ઉપર જય મેળવવામાં જરૂર હોય છે. તે જ બળનો તે ક્ષય કરે છે, ગમે તેમ થાય, પણ જે મનુષ્ય દુર્બળ બનીને કોઇ પણ કાળે-થોડો સમય પણ-હેઠા હાથ નાખીને બેસતો નથી, તે જ મનુષ્ય વિજયી થાય છે, તે મનુષ્ય પોતાના બળને સંઘરી રાખે છે, તેમજ પોતાના બળનો સર્વોત્તમ ઉપયોગ કવી રીતે કરવો એ સંબંધી યોગ્ય નિર્ણય કરવામાં પોતાની સૂક્ષ્મ અને યોગ્ય પ્રકારની તુલના શકિતને બહુ સારી રીતે જાળવી શકે છે. ઉપાધિ અથવા વિઘ્નના પ્રસંગમાં યોગ્ય પ્રકારની માનસિક સ્થિતિ એ છે કે ચિંતા અથવા ભય ધરવાં નહિ. તેમજ મનનો ગભરાટ અથવા બેદરકારી કે ' અરે એતો એમ જણ્યું કે અનુકૂળ થઇ જશે ' એવાં ઉપર ઉપરનાં અંતરની ખરી શ્રદ્ધાવિનાનાં વચનો બોલવાં એ પણ તે પ્રસંગમાંથી નીકળી છૂટવાનો માર્ગ નથી પરંતુ સબલ, જે કશાથી ભય નથી પામતી એવી દૃઢ નિષ્ઠા અને નિશ્ચયવાળી, જે કશાથી સંશયગ્રસ્ત નથી થતી, જે કશાથી પણ વિકલતા પામતી નથી તેવી, અને જે વિશ્વાસ તથા શ્રદ્ધાથી સંપૂર્ણ અંશમાં જીવંત છે, અને જે માત્ર તેણે શું કરવાનું છે તેજ જાણીને બેસી રહેતી નથી, પણ તે અવશ્ય થશે જ એમ જે પૂર્ણ અંશથી માને છે, તેવી સ્થિતિ એ જ વિઘ્ન અથવા ઉપાધિમાત્રથી મનુષ્યને સહજમાં દૂર કરનાર છે. મનની આવી સ્થિતિ, દેખાતી નિષ્ફળતામાટે ચિંતા કરીને પોતાના બળનો ક્ષય નથી કરતી અથવા નિરાશાના અંધકારમાં કે ગભરાટમાં અટવાયા કરતી નથી. અને તેથી મનને પ્રત્યેક પ્રસંગે ખોટામાં દોરવાનો જે સંભવ આવે છે, તે પછી તેને આવતો

નથી એટલું જ નહિ પણ મનની આવી પ્રસન્ન સ્થિતિ ધારેલા વિજયને સિદ્ધ કરવામાં પોતાના સમગ્ર બળને યોજે છે, અને તે પ્રસન્નતાના, શ્રદ્ધાના અને પ્રકાશમય અવસ્થાની શુભ પ્રભામાં રહે છે, અને તેથી પ્રત્યેક પ્રસંગે સર્વોત્તમ અને યોગ્ય પ્રકારનું કાર્ય કેવી રીતે કરવું તે તેનું મન નિરપેક્ષરીતે જોઇ શકે છે.

જ્યારે તમને એમ લાગે કે તમે જાણે કોઇ પણ કાર્ય કરવાને માટે બેદરકાર અથવા કશી પણ સુઝ પડે નહિ એવા પ્રકારના થઇ ગયા છો—મુંઝાઇ ગયા છો, જ્યારે તમારી ધારણાઓ અને આશાઓ કપૂરની પેઠે અદશ્યમાં ઉડી જતી હોય એમ લાગે, અને તમારૂં ક્ષિતિજ ન્યૂનાધિક અંશમાં પણ અભ્રથી આચ્છાદિત થતું જણાય, ત્યારે પણ એ બુદ્ધિને દઢપણે જાગ્રત્ રાખજો કે તમે નિષ્ફલતાના તીરઉપર આવીને ઉભા નથી. તે સમયે તમારે જે કંઇ જોઇએ છે તે એક જ છે; પૂર્ણ વિશ્રાંતિ, કોઇ ખુલ્લા વિશાળ પ્રદેશમાં ચાલ્યા જાઓ તમારા તે સમયના વર્તમાન કાર્યથી અને તે કાળના વર્તમાન પરિવેષ્ટનથી થોડા સમય માટે દૂર ખસી જાઓ. અથવા કોઇપણ એવા કાર્યમાં જોડાઓ કે જે તમને પેલા કાર્યના ચિંતનમાંથી તમારા મનને થોડા કલાક પણ પૂર્ણ અસ્પૃષ્ટ અથવા દૂર રાખે, અર્થાત્ બીજા એવા કાર્યમાં જોડાઓ કે તમને અમુક સમયસુધી પેલા કાર્યનું લેશ પણ સ્મરણ ન થાય. અથવા ખાસ અગત્ય હોય તો થોડા દિવસ માટે પણ એ પ્રકારનો ફેરફાર કરો. બીજા કોઇ વિષયમાં રસવૃત્તિને જાગ્રત કરો. અને તે એટલા પૂર્ણ અંશમાં જાગ્રત કરો કે તમારામાં કેવળ નવીન શક્તિઓનો વિકાસ થાય. તમારામાં રહેલી બીજી શક્તિઓનો જ ઉપયોગ થાય. અને તેનો ઉપયોગ કરીને તેવાં જ કાર્યોમાં તમારા ચિત્તને સંપૂર્ણ રીતે જોડો. તમને તત્કાલ ભાન થશે કે તમે પૂર્ણપણે બદલાઇ ગયા છો કોઇ અવનવા રંગથી રંગાઇ ગયા છો, અને પછી પાછા પેલા કાર્યઉપર તમે આવશો ત્યારે પૂર્વે તમે કદી પણ નહિ અનુભવ્યું હોય એવા બળ આગ્રહ તથા ઉત્સાહ યુક્ત થયેલા તમે તમને જોશો. સ્મરણમાં રાખો કે જ્યારે તમે અભ્રનીચે આવી ગયેલા લાગો ત્યારે સૂર્યનું અસ્તિત્વ કેવલ જતું રહ્યું છે એવી કલ્પનામાત્ર પણ કરશો નહિ. માત્ર એ અભ્રમાંથી બહાર નીકળી જવા માટે જે કંઇ કરવું ઘટે તે કરો. અને સૂર્ય તમને તમારા ઉપર જ પ્રખર પ્રતાપથી વિભ્રાજમાન થતો જણાશે.

જ્યારે સઘળું નીચે ઉતરતું જણાય, ત્યારે તમારે ઉપર આવવું જોઇએ. ઉપર અને ઉપર ચઢવામાં દઢ આગ્રહથી વળગ્યા રહો. પછી વધારે અને વધારે પ્રમાણમાં ઉંચે ચઢવાનું જારી રાખો. ઘણા જ થોડા સમયમાં બીજું સઘળું પણ બદલાવા માંડશે, અને તે પણ તમારી સાથે ઉંચે ચઢવાના ક્રમમાં સ્થાપશે. કારણ કે જ્યાંથી બીજા બધાની સાથે તમે પણ નીચે ઉતરતા જતા નથી. તો પછી તે બધું લાંબો કાલ સ્વતંત્રપણે કદાપિ નીચે ઉતરવાની ગતિમાં રહી શકતું નથી. અને નીચે ઉતરવું એનો અર્થ એ છે કે તમારા મનને નીચી ભૂમિકામાં—નીચા વિચારમાં, નીચા ચિંતનમાં, નીચી કલ્પનામાં, લઇ જવું અને તેમાંને તેમાં વધારે ડુબાડ્યાં કરવું. ગમે તેવો પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ તમારા મનથી ઉંચા અને ઉંચા જતા રહો જ, ઉંચા ચિંતન, વિચાર, કલ્પના તથા નિશ્ચય વગેરેમાં મનને સ્થાપી રાખો, અને તે પ્રસંગ તમારી સાથે ઉંચો ચઢતો અનુકૂલરૂપે થતો જણાશે. મનને ઉત્તમ માનસ ભૂમિકામાં અખંડિતપણે રાખ્યા કરો, અને પછી તમે જે કંઇ ગુમાવશો તે સંગ્રહ કરી રાખવા યોગ્ય નહિ જણાય, અને જે કંઇ સંગ્રહ કરી રાખવા યોગ્ય હશે, તે કદાપિ આજે ખોવાઇ ગયેલું જણાશે તો તે આવતી કાલે અવશ્ય પાછું આવી મળશે.

---

નમુનો મંગાવી ખાત્રી કરો.

તમારા વાળમાટે.

# કામીનીઆ ઓઇલ વાપરો.




જેથી વાળ ઘણા લાંબા, સુંદર, ચળકતા, નરમ થઇને મગજને ઠંડક આપી માથાનો ખોડો વગેરે દૂર કરી એકદમ સારો ફેરફાર કરે છે. વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, પુરૂષો, વકીલો સોલીસીટરો તેમજ મગજમારીનું કામ કરનારને ઘણું જ ઉપયોગી છે. માથામાં તાલ પડી વાળ ખરી જતા અટકાવી વાળના મૂળને પોષણ આપનાર છે. એક વખત અજમાવ્યાથી ખાત્રી થશે,

કિંમત ૧. બાટલીનો રૂ. ૧—૦—૦.

૩ બાટલીના રૂ. ૨—૧૦—૦

વી. પી. ખર્ચ જુદો.

## દીલબહાર
હેર ઓ ઇ લ.

## ગુલશન
હેર ઓ ઇ લ.

આ તેલોમાં પણ કામીનીયા ઑઇલના જેવા જ ફાયદો કરનારી વસ્તુઓ નાંખેલી છે. તફાવત ફક્ત સુગંધીમાં જ છે. તે જુદી જુદી જાતની મધુર જ છે. કિં. દરેક શીશી એકનો રૂ ૧—૦—૦ કોઇપણ જાતનો નમુનો ૦।। આનાની ટીકીટ મોકલવાથી મફત.

કામીનીયા, દીલબહાર ગુલશન, એ શબ્દો કાયદા મુજબ ટ્રેડમાર્ક તરીકે રજીસ્ટર કરાવેલા છે. બહારગામમાટે પ્રમાણિક એજંટો જોઇએ છે.

ખરીદતી વખતે ઉપર લખેલા તેલોનાં નામ બરાબર વાંચી તે માટે ખાત્રી કરી પછી જ ખરીદવું. કારણ કે નકલી અનેક ચીજો ખીચ્ચે નીકળે છે અને વાપરવાથી નુકશાન થવાનો સંભવ રહે છે. માટે બરાબર રજીસ્ટર ટ્રેડમાર્ક તથા નામ વાંચીને ખાત્રી કરીને જ વાપરવા અમારી ખાસ ભલામણ છે. બનાવનાર,—કામીનીયા પરફ્યુમરી કંપની—મુંબાઈ.

એજંટો—એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની—મુંબાઈ.

વડોદરાના એજંટ—જી. બ્રધર્સ. અમદાવાદી પોળસામે–વડોદરા.

છુટક મળવાનું ઠેકાણું—રોમસન કંપની. દવાવાળા તેમ જ દરેક જાતના ડાક્ટરોના પ્રીસ્ક્રીપશનો તૈયાર કરી આપનાર કાલબાદેવી રોડ સામે—મુંબાઈ.

Registered N. B. 186.

# महाकालनो श्री विश्वग्रंथस्मारक अंक.

આ અંક લગભગ દોઢસો પૃષ્ઠનો, સુંદર વિષયોથી ભરેલો, આકર્ષક ચિત્રોથી, ને સુંદર કાગળ તથા સુંદર પુઠા વગેરેથી આકર્ષક થશે. અને તેમ થવાથી તેનો ખર્ચ વધારે થાય એ સ્વાભાવિક છે. મહાકાલના પ્રત્યેક ગ્રાહકને તે ભેટ આપવામાં આવનાર છે. અને તેનું રૂપ એવું મોહક તથા વિષયો એવા ઉત્તમ અને આનંદ ઉપજાવે તેવા આવશે, જેથી પ્રત્યેક ગ્રાહક તે અંક ઓછામાં ઓછો દશ વખત વાંચશે, એટલું જ નહિ પણ તેના એક પણ સ્નેહી કે સંબંધીને તે બતાવ્યાવિના રહેશે નહિ. અને તે મનુષ્ય પણ એમ માત્ર જોઇને અટકશે નહિ, પણ આદિથી અંતસુધી પૂરેપૂરો વાંચશે. હોવાથી તે અંકનો ધાર્યા કરતાં પણ ઘણો ફેલાવો થશે. જ્યારથી તે અંક કહાડવાનો એનું પ્રસિદ્ધ કર્યું છે, ત્યારથી આજ સુધીમાં તેની માગણીના સેંકડો કાગળો આવી છે અને આવે જાય છે, આ એક જ કારણ તે કેટલી પ્રસિદ્ધિ પામશે એ કહેવાને છે. મહાકાલના ગ્રાહકવિના બીજાઓને પણ તે અંક વેચાતો આપવામાં આવશે. કેમકે શોભીતો, રસવાળો તથા વિચારને કેળવનાર વિષયોથી ભરપૂર એક ગ્રંથ જ થવાનો.

૧૦૦૦૦—દશ હજાર ઉપરાંત મનુષ્યોના ધ્યાન તળે એ અંક આવી જનાર હોવાથી મણે પોતાની કોઇ પણ પ્રકારની જાહેરખબર આપવી હશે તેને માટે તે એક ચિન્હ જેવો થઇ પડશે. મહાકાલ ગુજરાતથી બહારના ઘણા દેશોસુધી પહોંચેલું છે અને તમારી જાહેર ખબરની પ્રસિદ્ધ ક્યાં ક્યાં નહિ થાય એ કંઇ કહી શકાતું નથી. તેમ જ તેના ભાવ પણ પ્રમાણમાં ઘણા ઓછા રાખેલા છે. જેથી પ્રતિષ્ઠાનો વધારો કરાવીને તમારી દોલત વધારવી હોય તો આ વિના બીજી તક ભાગ્યે જ મળશે.

ભાવ:—એક આખા પાનાના ૨૦ રૂપૈયા, અર્ધા પાનાના ૧૨ રૂપૈયા તથા પા પાનાના માત્ર ૬ રૂપૈયા છે.

જેમણે પોતાની જાહેર ખબર આપવી હોય તેમણે તે પ્રમાણેના રૂપૈયા નીચેને સરનામે મોકલી આપવા તેની છાપવાની જાહેરખબર પણ સાથે જ મોકલી આપવી.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

# महाकाल

वर्तमान अंकना विषयो.

श्रीनृसिंहसिद्धान्तप्रदीप.
स्वभावनी विचित्रता.
विचाररत्नराशि.
नैसर्गिक जीवन.
प्रासंगिक उक्तिओ वगेरे.

निर्देश.

तत्त्वमसि

आगामी अंकना विषयो.

श्री योगसार
सामर्थ्यने प्राप्त करवानी कला.
जातिभेद निर्णायक संभावनाओ
अमेरिकन सर्कस.
ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा
परम सत्य वगेरे.

१९६९.

माघ.

त्वमेव चमत्कृतिः

"प्रसन्नताने कदी न त्यजीए, प्रसन्न सउ स्थितिमां रहीए,
कां जे अचल नथी दुःखस्थिति, क्षणमां टळनारी लहीए."

—विश्ववंद्य—

वडोदरा.

वार्षिक मूल्य २-०-०




॥ ॐ श्रीँ ॥

# वृत्तिरूपी टिटोडीने दुःखदरिआने हंफाववा बोध.

પદ. (હરિ હરિ કૃપા મરી મેળવજો, એ લય)

પ્રિય મુજ ટિટોડી ! ચાંચ તું ભરજે, દુઃખદરિયો ખાલી કરજે,
અનવધિ વિસ્તૃત દુઃખાબ્ધિ જોઈ અંતર લેશ ન પણ થરથરજે
એ અબ્ધિથી પણ અતિ મોટું, નિશ્ચય બળ તું ધરીજે,
ટકી શકે તુજ આગળ એવી, મગદૂર એની નથી જે, પ્રિય૦
આરંભે તું ભલે જણાતી, એકલી પ્રયત્નશાલી;
પણ તુજ આગ્રહ જોતાં આવશે, ઇતર પંખીયો[1] ચાલી, પ્રિય૦
પહેલા તો આવી કહેશે આ ઉલેચવા નથી પડીયા,
ક્યાં તુજ બળ ! એ પાણીથી કંઇ જાણ્યા તેં મગ ચડીયા, પ્રિય૦
પણ તે સાંભળી જો તેં યત્નથી, પાછા પાય ન ધરીયા,
એ સઘળાં પંખી તુજ જોડે, મચશે કરી કેસરીયાં, પ્રિય૦
તારા સરખા અનેક પક્ષી, જેમા બળ છે કંઇ કંઇ,
તે પણ ખાલી કરવા લાગશે, જળ નિજ ચાંચે લઈ લઈ, પ્રિય૦

1 મન, ઇન્દ્રિય, બુદ્ધિ વગેરે કરણો.

એમ થતાં આગ્રહ જો તારો, યત્નથી રાખીશ રક્ષી,
અગમ્ય દેશે વસનારો તવ, જાગશે ગરુડપક્ષી;* પ્રિય૦
ફડફડાટ પાંખો ફફડાવી, ઉપરથી જયાં ઉતરીયો,
બળહીનને નિસ્તેજ થતાં, ફફડાટ પામશે દરીયો; પ્રિય૦
પર્વત એમાં લાવી નાંખવા, જયાં એ પ્રવૃત્ત થયો,
ઉદધિ ઉર ક્ષણ ક્ષણ થાશે, (જે) હું ગયો-ગયો-ઓ ગયો; પ્રિય૦
દુઃખનો દરીઓ સુખના સાગરમાં જાશે પલટાઇ,
વિજય પામનારી તુજ અર્થો, રહેશે સર્વ સધાઇ; પ્રિય૦

# सती सुवर्णा.

[ નાટ્ય રૂપે. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૭ થી. )

## પ્રવેશ ૬.

પાત્રો—વિકલ્પમયા, ( શ્યેનની રાણી ) ચારુલોચના ( શ્યેનની બહેન ) તથા શ્યેન.
સ્થલ—શ્યેનનું અંતઃપુર.

વિકલ્પમયા—( સ્વગત. )

નથી થયું કો સુખી જગતમાં, પાપમતિ કરીને,
ખાશે કેરી કોણ ? ભૂમિમાં, બાવળબી ધરીને,
કરૂં હું અબળા શું હાવે. પ્રાણપતિને કો સમજાવે,
ધર્મનું રક્ષણ જેણે કરવું, અધર્મ તે સેવે,
હવે ધર્મની રક્ષા થાશે, અરે ઉપાયે કેવે,
હૃદય આ અતિશય મુઝાતું, દુઃખ નથી જરા કહ્યું જાતું.
પરસ્ત્રી કે પરધનને ઇચ્છે, જન જો અન્યાયે,
એથી અધર્મ જગમાં મોટો, બીજો કો ન ગણાયે,
અધર્મ સુઝયો પતિને આવો હવે શું વિનાશ છે થાવો.

ચારુલોચના—( પ્રવેશ કરીને ) દેવિ ! શા વિચાર કરો છો ? સમય કઠણ આવ્યો છે. તે જતાં તમે ચેતીને યોગ્ય ઉપાય કેમ લેતાં નથી ! મોટો અનર્થ થનાર છે. પાપ પ્રકટ થયા વિના રહેશે નહિ. મારા ભાઈ વિષે સાંભળેલી વાત સાચી હશે તો અસંખ્ય જીવો રણમાં રોળાશે, લોહીની નદીઓ વહેશે, કુળનો ઉચ્છેદ થશે અને ઘણા કાળની સંચેલી આ રાજ્યલક્ષ્મી લુંટાશે, તથા આપણાં મુખ શ્યામ થશે, અને કોઈ દિવસ નહિ ટાળી શકાય એવું કુળને કલંક લાગશે.

વિકલ્પમયા—( નિઃશ્વાસ મકતાં ) બહેન ! તમારા વીરવિષે તમે શું સાંભળ્યું છે ? મને હજી એમની ધારણા બરાબર જાણવામાં આવી નથી.

* આંતર મન.

**ચારુલોચના**—દેવિ ! પેલા દુષ્ટ મુહિરસાથે મસલત કરીને તમારી શિબિકા સૈનિકો સાથે ઉત્પુલકા મોકલી છે. અને ત્યાંથી મારી પ્રિય સખી સુવર્ણાનું હરણ કરવા ધાર્યું છે. જો આ ખરૂં હશે, તો નક્કી સઉનું મોત જ આવ્યું જાણવું. એ સુવર્ણાના પતિના હાથમાં સઘળા રાજાઓ છે, તેમ ઉત્પુલકાનો રાજા પણ બહુ મોટી સેનાવાળો અને શૂરવીર છે. આથી મરણવિના આપણે બીજો રસ્તો નથી.

**વિકલ્મષા**—બહેન ! હવે એનો શો ઉપાય કરવો ? આ વાત તમે આજેજ જાણી કે તે પહેલાં કાંઈ જાણેલું ? તમે કહો છો કે માણસો ચાલતાં થયાં છે, તો ઘણા દિવસથી આ વિચારો ચાલતા હોવા જોઇએ.

**ચારુલોચના**—દેવિ ! હું તો ઘણા દિવસથી આ બાબતની ચર્ચા થયાનુ જાણું છું પણ ચોક્કસ નહિ જાણેલુ એટલે તમને કહેલુ નહિ પહેલાં તો એ ઉત્પુલકાનાં છએ રત્નોને યુદ્ધ કરી પકડી લાવવા ધારેલુ, પણ એ કામ સહેલુ ન હોવાથી પછી રાણીવિના પાંચને પકડી લાવવા ધાર્યું પણ તેમાં પણ જોખમ જાણી આખરે એકલી સુવર્ણાને છાના હરી લાવવા ધાર્યું છે. અને તેને પકડી લાવતાં જો તેની સખીઓ તેનુ રક્ષણ કરવા પાછળ આવશે તો તેમને પણ કેદીની પેઠે પકડી લાવવી એમ ધાર્યું છે.

**વિકલ્મષા**—બહેન ! તમે આ વાત જાણ્યા પછી આ અધર્મને રોકવા કશો ઉપાય કેમ કર્યો નથી ?

**ચારુલોચના**—દેવિ ! મને તો આ ખબર પડતાં જ મેં મારે નગરથી આવેલી એક સુશીલ બ્રાહ્મણીને કેટલાક દિવસ થયાં ઉત્પુલકા જઇને મારી સખીને ચેતાવી આવવા મોકલી છે. તે હજી આવી નથી. પણ હવે બેચાર દિવસમાં આવશે ખરી.

**વિકલ્મષા**—બહેન ! હવે તો તમારાથી જે કંઈ થાય તે કરી સર્વનુ કલ્યાણ થાય તેમ કરો. અને હું પણ મારાથી બનશે તે કરીશ.

**ચારુલોચના**—દેવિ ! ત્યારે હું આજ્ઞા લઉ છું.

**વિકલ્મષા**—હા બહેન ! પધારો ( જાય છે. )

**વિકલ્મષા**—

પતિની આ વિપરીત બુદ્ધિને, જગદીશ સુધારો,
જોઇ હું રાંક અબળાભણી, દયા દિલમાં ધારો.
પરણી હું પત્નીને છાંડીને, પતિ બીજીને ઇચ્છે,
ઝેરનાં ઝાડમાં પાણીને પોતાને હાથે સિંચે,
અગ્નિમાં હાથને ઘાલીને, દાઝયા વિણ કોણ રહેતું,
પરસ્ત્રીમાં પ્રીતિ ધારીને, કોણ સુખને ગ્રહેતું.

( અપૂર્ણ )

આવતી ઇમારત તે પાયાવિનાનુ ગૃહ છે અથવા જૂના પાયાવાળુ ગૃહ છે ઉપરથી જોવામા ભલે એ ગૃહ મોટા મહાલયનો દેખાવ આપે પણ એકાદ રોગ થતા અથવા એક ધરતીકંપનો સહજ ધક્કો લાગતા એ ઇમારત પૃથ્વીસાત્ તત્ક્ષણ જ થઇ રહે છે જેમ અધિકારના આરભમા જ કર્માનુષ્ઠાનનુ વર્ણન છે તે જ પ્રમાણે **શમદમાદ્યુપેત સ્યાત્તથાઽપિ તુ૦** ઇત્યાદિ ૩-૪-૨૭ મુ વેદાન્ત સૂત્ર શમ, દમ, ઉપરતિ તિતિક્ષા તથા સમાધાન અને શ્રદ્ધાનુ પણ જ્ઞાનના અગરૂપે વિધાન કરે છે ત્યા અતર ઇન્દ્રિયરૂપ મનનો નિગ્રહ તે શમ છે, બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ તે દમ છે, વિક્ષેપનો અભાવ તે ઉપરતિ છે અને વૃત્તિની એકાગ્રતા તે સમાધાન છે આ સ્થિતિઓ તે યોગરૂપ કર્મમાર્ગનો સયમ અને પ્રત્યાહાર છે કે ઇતર કઇ છે ? સયમને સાધ્યાવિના, ધારણા, ધ્યાન અને સમાધિનો પ્રયોગ કર્યાવિના સમાધાન સપત્તિની સિદ્ધિ કેવી રીતે થઈ શકે ? ઇન્દ્રિયોને પોતપોતાના વિષયથી આકર્ષી લઇ મનને અનુકૂળ કરી સ્થાપવી તે પ્રત્યાહાર છે એ થયા વિના દમ નામની સપત્તિ તે કેવી રીતે સિદ્ધ થાય ? તેથી સ્પષ્ટ છે કે આ અધિકારીના સ્વરૂપમા જ નાનાવિધ યોગરૂપ કર્મની અપેક્ષા જ્ઞાનમાર્ગ સ્થાપે છે આટલુ જ નહિ પણ શ્રવણની સાથે મનન અને નિદિધ્યાસનનુ વિધાન કરી નિદિધ્યાસનમા વિવિધ ઉપાસનાનો સમાવેશ કરી યોગરૂપ કર્મની આવશ્યકતા અધિકારની સપત્તિ થયા પછી પણ જ્ઞાનમાર્ગ સ્થાપે છે વળી શાસ્ત્રવેદાન્તપ્રતિપાદ્ય જ્ઞાનમાર્ગ તત્ત્વજ્ઞાનથી સમકાલ મોક્ષની સિદ્ધિ સ્વીકારે છે છતા એ જીવન્મુક્તિને પામેલા પુરુષે પણ અનુવૃત્તિ પામતા અવિદ્યાના લેશના ઉચ્છેદ માટે અને અદ્વૈતાવસ્થાનની સિદ્ધિ માટે શુ કર્તવ્ય છે શ્રીવિદ્યારણ્યસ્વામી જીવન્મુક્તિની તત્ત્વજ્ઞાનથી સિદ્ધિ વર્ણી ઇદગ્રથી વાસનાક્ષય અને મનોનાશમાટે કઠિન કસરત પ્રબોધે છે, અને અસદિગ્ધપણે જણાવે છે કે જ્યા સુધી મનોનાશ સિદ્ધ થયો નથી ત્યા સુધી આ દ જીવન્મુક્તિની પ્રાપ્તિ થતી નથી ત્યાસુધી બ્રહ્માનદની તે સ્મૃતિ છે અને બ્રહ્માનદના અખડ સ્ફુર્તિ તે નિર્વિકલ્પક સમાધિની સિદ્ધિ થનાજ ઉગી રહે છે તેથી જ્ઞાનમાર્ગ ઉભય પ્રકારના કર્મો શ્રૌતસ્માર્ત કર્મો તથા યોગપ્રતિપાદ્ય કર્મોની અમુક દશાએ અપેક્ષા રાખે છે એ જ્ઞાનમાર્ગના ગ્રથોથી સિદ્ધ થાય છે આ જ પ્રમાણે સગુણ બ્રહ્મની ઉપાસનાનુ વિધાન કરી ભક્તિની આવશ્યકતા પણ એ માર્ગ જણાવે છે જ્ઞાનને પ્રધાનપણે પ્રતિપાદન કરનાર ઉપનિષદ્ભાગ સ્થળે સ્થળે ઉપાસનાવાક્યથી ઓતપ્રોત કરવામા આવ્યો છે તે શાને માટે છે ? જ્ઞાન જો સ્વતત્રપણે થઇ શકતુ હોત, જ્ઞાનમાર્ગવાળાને ભક્તિની ઉપાસનાની અપેક્ષા નહિ હોત તો વારવાર પદે પદે ઉપાસનાસબધમા પ્રબોધ કરવાની આવશ્યકતા ઉપનિષદો ગણત નહિ વળી શ્વેતાશ્વતર ઉપનિષદ્ નો **યસ્ય દેવે પરાભક્તિર્યથા દેવે તથા ગુરૌ તસ્યૈતે કથિતા હ્યર્થાઃ પ્રકાશન્તે મહાત્મનઃ** ભાવ- મહાત્માને જેવી પરમાત્માવિષે ભક્તિ હોય છે અને તેથી આ ઉપનિષદ્ પ્રતિપાદ્ય બ્રહ્મજ્ઞાનને તે પામે છે તેવી જ ભક્તિ જો એ જ્ઞાનપ્રદાતા જીવન્મુક્ત સદ્ગુરુશ્રી વિષે હોય છે તો તેને આ તત્ત્વનો પ્રકાશ સહજ થઇ રહે છે, અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિમાટે પરમાત્માની ભક્તિ આવશ્યક છે એટલુજ નહિ પણ તેની અથવા તેથી વધારે અશે સદ્ગુરુશ્રીની ભક્તિ આવશ્યક છે અન્ય શ્રુતિ પણ કહે છે કે **યમેવૈષ વૃણુતે૦** જેના પર પરમાત્માનો અનુગ્રહ છે તેને જ પરમાત્મા આ જ્ઞાન પ્રકાશે છે શ્રીમદ્ગીતામા તો અનેક વચનોથી ભક્તિની અપેક્ષા સિદ્ધ કરવામા આવી છે ભાગ અનુગ્રહથી જ જ્ઞાન થાય છે કે

જે કર્મથી કે ત્યાગથી મળતું નથી, તપસ્વી કરતાં યોગી શ્રેષ્ઠ છે, કર્મી કરતાં શ્રેષ્ઠ છે, જ્ઞાની કરતાં પણ શ્રેષ્ઠ છે, માટે તું યોગી થા. યોગીઓમાં પણ જે પુરુષ પોતાના અંતરાત્માને સદા મારામાં પ્રીતિવડે સ્થાપીને રહે છે અને જે શ્રદ્ધાથી મારી ભક્તિ કરતો રહે છે તે જ મારા વિચારથી ઉત્તમોત્તમ યોગી છે ઇત્યાદી અર્થનાં વાક્યો ગીતામાં સ્થળે સ્થળે આ અર્થની સિદ્ધિ કરતાં પ્રકાશી રહ્યાં છે. તેથી સર્વ પ્રમાણગ્રંથો જોતાં સામાન્ય મતિના મનુષ્યોને પણ સમજાયાવિના રહે તેમ નથી કે જ્ઞાનમાર્ગને કર્મ તથા ભક્તિ એ બંનેની અપેક્ષા રહે છે. શુદ્ધ કર્મના અનુષ્ઠાનવિના અને સાચી ભક્તિના સેવનવિના યથાર્થ જ્ઞાનનો ઉદય કદાપિ થતો નથી. જેમ સ્ત્રીવિનાનો પુરુષ કર્કશ હોય છે, સ્ત્રી જ પુરુષને મૃદુતા આણી શોભા આપનાર છે, તેમ ભક્તિસાથે જે જ્ઞાન જોડાયું નથી તે શુષ્ક રહે, તે વંધ્ય રહે તો તેમાં વિસ્મય શો છે? ભક્તિ એ જ જ્ઞાનને રસ અર્પનાર છે, તેથી ભક્તિવિનાનું જ્ઞાન તે મોળું જ છે.

હવે જ્ઞાનમાર્ગના ગ્રંથો છોડી જ્યારે ભક્તિમાર્ગના ગ્રંથો જોઈએ છીએ તો ત્યાં પણ આથી અતિરિક્ત સિદ્ધાન્ત દૃષ્ટિગોચર થતો નથી. એ ગ્રંથોમાં સ્થળે સ્થળે કર્મની અપેક્ષા અને જ્ઞાનની આવશ્યકતા સૂચવી છે. ભક્તિમાર્ગનાં શાસ્ત્રો મનુષ્યોને ઉચ્છૃંખલ બનાવવા અને જ્ઞાનરહિત જડ રાખવા રચવામાં આવ્યાં નથી. શ્રીશાંડિલ્યભક્તિમીમાંસામાં જણાવ્યું છે કે **योगस्तूभयार्थमपेक्षणात् प्रयाजवत् ॥ १–१९ ॥** યોગની અપેક્ષા ભક્તિ માટે તથા જ્ઞાન માટે, બંને માટે છે. ભક્તિ તથા જ્ઞાન બંને યોગની અપેક્ષા રાખી ઉદય પામી શકે છે, કારણ કે સમાહિત મનસ્કતા સ્થિતિ, મનનું સમાહિતપણું, એ બંને માટે આવશ્યક છે. આ જ પ્રમાણે **बुद्धिहेतुप्रवृत्तिराविशुद्धे रवघातवत् ॥ २७ ॥** એ સૂત્રથી એ જ ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે બ્રહ્મજ્ઞાનરૂપ બુદ્ધિ યદ્યપિ કૃતિથી નિષ્પન્ન થતી નથી તોપણ તેના હેતુરૂપ શ્રવણ, મનન અને નિદિધ્યાસનના અનુષ્ઠાનથી ઉત્પન્ન થાય છે. જેમ ભાતને જ્યાં સુધી શુદ્ધ તણ્ડુલની નિષ્પત્તિ થાય ત્યાં સુધી ખાંડવાની આવશ્યકતા રહે છે, તે પ્રમાણે આ જ્ઞાનના હેતુરૂપ શ્રવણમનનાદિની આવૃત્તિ આ ભક્તિમાર્ગે પ્રવૃત્ત થયેલા સાધકે પણ જ્યાં સુધી વિશુદ્ધ જ્ઞાનનો ઉદય નહિ થાય ત્યાં સુધી કરવાની રહે છે, કેમકે ભક્તિ એ પ્રેમરૂપ છે અને પ્રેમ ક્રિયાથી ઉત્પન્ન થનાર નથી છતાં એનાં બે સાધનો છે; જ્ઞાન અને ગૌણ ભક્તિ અને તેમાં ગૌણી ભક્તિ એ બહિરંગ સાધન છે, અને જ્ઞાન એ અંતરંગ સાધન છે. ભક્તિનું પ્રતિપાદન કરનાર શ્રીમદ્‌ભાગવતઆદિ પુરાણોના પ્રસંગો જોતાં ત્યાં સ્થળે સ્થળે ભક્તિમાટે જ્ઞાન અને કર્મની આવશ્યકતા જણાવેલી જણાશે. તેથી સ્પષ્ટ જણાય છે કે ભક્તિ, જ્ઞાન અને કર્મ એ ત્રણને પરસ્પરના શત્રુરૂપે સ્થાપ્યાં નથી, પણ અત્યંત ઉપકારક મિત્રરૂપેજ સિદ્ધ કર્યાં છે. તેથી જેઓ એક માર્ગનું અવલંબન કરી બીજાની ઉપેક્ષા કરે છે, તેઓ તે અવલંબન કરેલા માર્ગના સાચા ફલને ન પામે, એ માર્ગે થઇ મુક્તિમંદિરમાં પ્રવેશ નહિ મેળવી શકે, પણ વચ્ચે ગોથાં ખાતાં જગત્‌ના ઉપહાસપાત્ર થઇ રહે, તો તેમાં શાસ્ત્રોનો અથવા શાસ્ત્રકારોનો લેશ પણ દોષ નથી. તેમણે આ અર્થને અતિ સ્પષ્ટ કર્યા છતાં મતાંધતાને વશ થઈ અથવા કાયરતાને વશ થઇ અથવા કાયરતાને વશ થઈ તેથી વિપરીત આગ્રહ કોઈ કરી તેના ફળથી ભ્રષ્ટ થાય તેમાં તેમનો પોતાનો જ દોષ છે.

કેળવણીની પદ્ધતિના સંબંધમાં વિચાર કરનાર સર્વને સ્પષ્ટ જણાયું છે કે જે કેળવણી માત્ર શરીરના એક ભાગને જ સ્પર્શ કરે છે, તે યથાર્થ કેળવણી નથી અને તેનો

અનુસરવાથી પ્રજાની ઉન્નતિ થતી નથી. જેઓ આખો દિવસ શરીરના વ્યાયામને જ સેવે છે અને વિચારથી તથા નીતિથી રહિત રહે છે તેમનું શરીર વધે છે; દેખાઇતા તેઓ મલ્લ જેવા હોય છે પણ તેટલાથી તેમને ખરો લાભ થયેલો હોતો નથી. સરકસમાં ભાગ લેનારનું આયુષ્ ટુંકું હોય છે, એ વિશ્વવિદિત છે. તે શા માટે? શું તેઓ વ્યાયામ કરતા નથી? ના, તેમ નથી. વ્યાયામ તેઓ આખો દિવસ કરે છે એટલું જ નહિ પણ ઇતરથી સહસા ન થઇ શકે તેવી રીતે વ્યાયામ કરે છે. તો તેમનું આયુષ શા માટે ટુંકું હોય છે? શા માટે તેમને સાચું સુખ દેખાતું નથી? શા માટે તેઓ જડ જેવા હોય છે? એનું કારણ એ જ છે કે આ માનુષ શરીરમાં એવો એક નિયમ પ્રવર્તે છે કે જે ભાગને વધારે કામ આપવામાં આવે છે તે ભાગપ્રતિ લોહીનો ધસારો વધારે હોય છે અને તે ભાગના સૂક્ષ્મ પુટ ( cells ) રુધિરમાં રહેલાં પોષક તત્ત્વોને ચુસી લે છે. આથી જે ભાગને મહેનત આપવામાં આવતી નથી, જે ભાગને આળસુ થઇ પડી રહેવા દેવામાં આવે છે, તે ભાગના પુટ ઉચ્છિષ્ટભક્ષી થાય છે; તે ભાગ પ્રતિ લોહીનો ધસારો જોરથી થતો નથી અને જે થાય છે તેમાં પણ બીજા કામ કરનાર પુટવડે નિઃસત્ત્વ કરાયેલા લોહીનો જ ધસારો થાય છે. આમ થવાથી આ આળસુ બેસાડી રાખેલા પુટ સામર્થ્યહીન થઈ જાય છે, અને જીવનસ્થિતિમાં રાખનાર ફેરફાર એ પુટમાં થતા નથી; અર્થાત્ સાદી ભાષામાં કહીએ તો એ પુટ મરી ગયેલા થઇ જાય છે. આ નિયમ પ્રમાણે આ મલ્લલોક શારીર વ્યાયામ કરે છે તેથી તેમના સ્નાયુઓ લોહીનો રસકસ ચુસી લે છે અને તેથી તેમનું મસ્તિષ્ક તથા મજ્જારજ્જુના પુટ અપુષ્ટ રહે છે. આનો પરિણામ એ આવે છે કે મસ્તિષ્કપુટદ્વારા થતા વિચારોનું સામર્થ્ય એમને જતું રહે છે અને તેથી એ જડ જેવા થઈ રહે છે, અને સાદા વિષયને પણ એ ગ્રહણ કરી શકતા નથી. મેરુદંડમાં રહેલી મજ્જારજ્જુના પુટની દુર્બલતા થવાથી એ પુટ જે શારીર અવયવો-રક્તાશય, ફેફસાં, યકૃત્ આદિને નિયમિત વ્યાપારમાં સ્થાપે છે, તે અવયવોનો વ્યાપાર અનિયમિત અને શિથિલ થઇ જાય છે, તેથી એ અવયવો દુર્બળતાને પામતાં વિવિધ વ્યાધિ અને વહેલા મરણને આણે છે તેથી કેવલ શારીર વ્યાયામ સુખના સાધનરૂપે વિવેકી પસંદ કરતા નથી આ જ નિયમથી જેઓ કેવલ વાંચવા લખવાનું કરે છે, વિચારમાં જ પડી રહે છે, બુદ્ધિને જ સદા વેગવતી રાખે છે, તેમના મસ્તિષ્કના પુટ બલવાન્ થાય છે, તેમના મસ્તિષ્કના વળ વધે છે, મસ્તિષ્ક મોટું થાય છે, પણ તે સાથે શારીર વ્યાયામ નહિ હોવાથી શરીરના સ્નાયુઓ દુર્બળ પડે છે, શરીર સુકાય છે, બલહીન થઈ રહે છે, નિરંતર શિરોવેદના, અરુચિ, રક્તાશયની ફડક આદિ વિવિધ અવ્યવસ્થા થાય છે. આ હેતુને લીધે જે શિક્ષણપદ્ધતિ કેવલ શરીરને પોષનાર છે તે જેમ પ્રશસ્ત ગણાતી નથી તે જ પ્રમાણે જે શિક્ષણપદ્ધતિમાં કેવલ બુદ્ધિનો જ વિકાસ સાધવામાં આવે છે તે પણ તેટલી જ હલકી ગણાય છે. જે શિક્ષણપદ્ધતિનું અવલંબન કરવાથી શરીર, બુદ્ધિ, નીતિ, ધર્મમતિઆદિ આખા મનુષ્યનો વિકાસ થાય છે, તે જ શિક્ષણપદ્ધતિ પ્રશંસાને પાત્ર છે. કેમકે તે મનુષ્યની એકદેશીય ઉન્નતિ નહિ સાધતાં, તેને એકેન્દ્રિય ગાંડપણ નહિ આપતાં, તેની સર્વદેશીય ઉન્નતિ સાધે છે, અને સાચા સુખમાં સ્થાપે છે. જે પ્રજામાં આવી સર્વ અંશે ઉન્નતિ થાય છે તે જ પ્રજા બીજી પ્રજાપર સામ્રાજ્ય ભોગવે છે, અને એકદેશીય ઉન્નતિવાળી પ્રજા તેમ કરવા અસમર્થ રહે છે. આ નિયમ જ્યારે પ્રસ્તુતમાં લગાડવામાં આવે છે ત્યારે આપણને સ્પષ્ટપણે સમજાય છે કે ભક્તિ, જ્ઞાન અને કર્મ એને

પૃથક્ કરી તેમાંથી એકનું અવલંબન કરનારની જે દુર્દશા થાય છે, તે સ્વાભાવિક છે અને એ જ આપણને ડિંડિમ વગાડી સૂચવે છે કે આ ત્રણેનું અવલંબન કરવું એ જ ખરા શ્રેયસનો માર્ગ છે. જેઓ આ ત્રણ માર્ગને પૃથક્ ગણે છે, તેઓ મનુષ્યનો આખો ખ્યાલ કરતા નથી. માત્ર એક જ બાજુને તપાસે છે. જો એવા મનુષ્યો જગતમાં થતા હોત કે જેમને બુદ્ધિ જ નથી, જેમને વિચાર કરવાનું સાધન જ નથી, અને તેથી જેઓ વિચાર કરે એ અસંભવ છે, તથા જેમને કોઇ પણ જાતની લાગણી જ નથી, જેમને પ્રીતિ અને દ્વેષ, હર્ષ અને શોક, સુખ અને દુઃખ એ લેટિન કે ગ્રીકજેવાં જ અપરિચિત છે તો અવશ્ય તેવા મનુષ્યની ઉન્નતિ સાધવા કેવલ કર્મમાર્ગ પૂર્ણ છે, તેમણે કર્મમાર્ગથી ઇતર કંઈ કર્તવ્ય નથી. કર્મમાર્ગથી અતિરિક્ત કોઇ પણ સ્થળે તેમણે દૃષ્ટિ ફેરવવાની રહેતી નથી. તેમનામાં ક્રિયા માત્ર કરવાનું સામર્થ્ય છે, અને તે સામર્થ્યની પરિશુદ્ધિ કરી કર્મમાર્ગ તેમને કૃતકૃત્ય કરે છે. આ જ પ્રમાણે જો સર્વત્ર પક્ષાઘાત થયેલા, હાલી ચાલી શકવા પણ અસમર્થ, અંધ, લુલા, પાંગળા જ મનુષ્યો હોત અને પાષાણના જેવા ન ભેદી શકાય તેવાં અંતરવાળાં તેઓ હોત કે જેમને પૃથ્વી ફાટે કે આખી પ્રજા નાશ પામે, પોતે સિંહાસનપર બેસે કે દુર્ગંધવાળા સડતા ખાડામાં પડી રહે, પોલીસના કબજામાં ચીપીઆથી પકડાઇ રહે કે સ્વતંત્રપણે વિહાર કરતા રહે, તોપણ કોઇ જાતની જેમને લાગણી જ નથી—જો આવા મનુષ્યો મળી શકે તો અવશ્ય તેમને વિચારમાર્ગથી સર્વ પ્રકારના શ્રેયસની પ્રાપ્તિ કરાવી શકાય. આ મનુષ્યોમાં ક્રિયાબળ નથી, અને એમને અંતરમાં કોઇ લાગણી જ નથી, તેથી એમને માત્ર બુદ્ધિ જ પ્રાપ્ત છે; અને એ બુદ્ધિનો વિકાસ કરવાનું જ માત્ર પ્રાપ્ત થવાથી વિચારમાર્ગ એમને માટે બસ છે. તે જ પ્રમાણે જેમને બુદ્ધિ જ નથી, જેમના મનમાં એક વિચાર પણ આવી શકે તેમ નથી, અને જેઓ હાલી ચાલી શકતા નથી. સંક્ષેપમાં એ જ કે જેમને ક્રિયાશક્તિ રહી નથી અને જેમની બુદ્ધિ કેવલ બહેર મારી ગઇ છે, પણ જેમને અંતરની લાગણી માત્ર રહી છે—આવા મનુષ્યો જો હોય તો તેમનું શ્રેયસ સાધવા ભક્તિમાર્ગ એકલો બસ છે. પણ જંગલીમાં જંગલી દશામાં રહેલા મનુષ્યો લઇશું તો તેમાં પણ આ ત્રણેમાંથી કોઈ પણ પ્રકારના મનુષ્યો મળી શકે તેમ નથી. જ્યાં જ્યાં મનુષ્યો છે, ત્યાં સર્વત્ર ક્રિયાશક્તિ, વિચારશક્તિ અને રાગદ્વેષ વૃત્તિ ન્યૂનાધિક અંશે રહેલી જ હોય છે. કોઇમાં ક્રિયાશક્તિ અધિક હોય છે અને ઇતર બે ન્યુન હોય છે, તો કોઇમાં બુદ્ધિનું સામર્થ્ય અધિક હોય છે, અને ઇતર બે ન્યુન હોય છે, તો અન્યમાં રાગદ્વેષાદિ લાગણીનું બળ અધિક હોય છે અને ઇતર બે ઓછાં હોય છે, પણ સર્વ મનુષ્યોમાં આ ત્રણેની સ્થિતિ હોય છે એ કેવલ નિઃસંદેહ છે; તેથી આ મનુષ્યોની ઉન્નતિ કેવી રીતે થાય ? એકની ઉન્નતિ કરવી, એકનો વિકાસ કરવો, એ એકદેશીય ઉન્નતિ વા વિકાસ છે ( એને પાશ્ચાત્ય પ્રજા Lopsidedness કહે છે ) અને એ થવાથી શા પરિણામ આવે છે ? જો કેવલ ક્રિયાશક્તિનો વિકાસ થાય છે, તો લૌકિક કર્મમાં મલ્લ ઉત્પન્ન થાય છે, સેનાનીનો પાક થાય છે, રાક્ષસોનો આવિર્ભાવ થાય છે; અને શાસ્ત્રીય કર્મની શક્તિનો વિકાસ થાય છે તો જડ કર્મોની સ્થિતિ અસ્તિત્વમાં આવે છે. જો કેવલ લાગણીનું બળ વધે છે તો લૌકિક દશામાં તીક્ષ્ણ લાગણીવાળા, સહેજસહેજમાં ઉશ્કેરાઇ જતાં રીસાળ, ચીડીઆં મનુષ્યો થાય છે. નીતિ વગેરેને કોરાણે મૂકેલું ઉચ્છૃંખલતાથી વર્તનાર શેલિ, બાઇરનજેવા કવિઓ થાય છે વગેરે. અને રાગવૃત્તિને પ્રયત્ન કરી પરમાત્મપ્રતિ

વાળવામાં આવે છે તો બગલાજેવા ભગત થાય છે કે જે બીજું કંઈ પણ કરવા અસમર્થ હોવાથી બીચારા એક પક્ષ દયાપાત્ર થાય છે. જો આ ઉભયને બહેર મરાવી વિચારશક્તિનો જ વિકાસ કરવામાં આવે છે તો Inntellectual giants બુદ્ધિ બળવાળા રાક્ષસો થાય છે, અથવા ગાંડાના 'એસાઈલમ' ભરાય છે. કર્કશ વ્યવહાર કરવામાં નિષ્ણાત પ્રજાની વસતિ થઇ રહે છે, અથવા શુષ્ક વેદાન્તીઓ અને તરંગી તત્ત્વવિચારકો થાય છે. પણ આમ કરવાથી કોટિ કલ્પે પણ એક **વ્યાસ** કે **વાલ્મીકિ** આદિ થવા પામતા નથી કે જેમના અચિંત્ય તત્ત્વજ્ઞાન અને બીજા સર્વદેશીય જ્ઞાનનું કંઇક સ્વરૂપ અને જેમના રસિકપણાનો અને રોમાંચ ખડાં કરે તેવી ભક્તિનો કંઇક ખ્યાલ આપણને એમના અસંખ્ય ગ્રંથોથી અને તેમાં રહેલા પ્રસાદથી આવે છે. આ સાથે જ્યારે પાછળના કર્કશ ભાષામાં રમણ કરનાર ગ્રંથકારો અને ઉચ્છૃંખલ કવિઓના લેખો સરખાવીએ છીએ ત્યારે સર્વદેશીય વિકાસ અને એકદેશીય વિકાસનો ભેદ આપણા અંતઃકરણચિત્રપટપર સારી રીતે આલેખાય છે. આ ત્રિવિધ માર્ગના ગ્રંથમાં પરસ્પરસંબંધી વિરોધી વચનો કહેલાં પ્રસંગવશાત્ દ્રષ્ટિએ પડે છે,પણ તે પ્રધાનતાના સંબંધમાં જ છે. મોક્ષના સાક્ષાત્ સાધનમાં કોની પરિગણના કરવી ? ભક્તિની, જ્ઞાનની કે કર્મની ? આ સંબંધમાં જ કોઇ સ્થલે ભક્તિની ગણી છે, તો કોઇ સ્થળે જ્ઞાનની અને કોઇ સ્થલે કર્મની ગણી છે, પણ સર્વ માર્ગમાં એ ત્રણેનું અનુષ્ઠાન કરવાનું કહ્યું છે, એ નિર્વિવાદ છે. તેથી સર્વ પ્રકારની ઉન્નતિ સાધવા, સર્વ સામર્થ્યનો વિકાસ કરવા સાધકોએ એ ત્રણેનું અનુષ્ઠાન કરવું આવશ્યક છે; પછી પોતાની જેમાં વિશેષ યોગ્યતા હોય તેનું પ્રધાનપણે અને ઇતર બેનું ગૌણપણે કરાય તો તે યોગ્ય છે. પણ કોઇ ધારે કે મારે તો ભક્તિનું કે જ્ઞાનનું કે કર્મનું કાંઈ પણ કામ નથી, તો તે એમ ધારવામાં ભૂલ જ કરે છે અને પોતાને હાનિમાં આણે છે. આ જ કારણથી આખું જ્ઞાન પ્રતિપાદન કરી પૂર્વે ઉદાહૃત કરેલી **શ્રી શ્વેતાશ્વતર** શ્રુતિ **यस्यदेवे पराभक्तिर्यथा देवे तथा गुरौ** એમ કહી જ્ઞાનને ભક્તિવિના ચાલતું નથી, એમ સિદ્ધાન્ત કરી મોક્ષમંદિરના પ્રવેશની સાચી કુંચી સાધકોના હસ્તમાં આપે છે. તેથી સર્વ વિવેકીએ આ ત્રણે માર્ગમાંથી કોઇનો તિરસ્કાર ન કરતાં યથાધિકાર ત્રણેનું સેવન કરી કૃતકૃત્ય થઇ રહી, ઇતરને એ જ પ્રકારે ઉદ્ધારવા ઘટે છે. આ જ ઉપાય સાધક મટી સિદ્ધ થવાનો છે અને આ સ્થિતિએ પહોંચેલા જ શ્રીસિદ્ધેશ્વરનો મહિમા પ્રકાશ કરે છે.

---

## સર્વ પ્રકારના વિજયનું સૂત્ર કાર્યમાં આદર છે.

આપણી આસપાસ સર્વ દિશાએ જોતાં સહજ સમજાય છે કે મનુષ્યમાત્રના પ્રત્યેક કાર્યમાં કોઇ પણ જાતિની ક્રિયાની આવશ્યકતા રહે છે. પ્રત્યેક કાર્યને ગમે તે પ્રકારની પણ ક્રિયાની આવશ્યકતા રહે છે. આથી આગળ જોતાં સમજાય છે કે કોઇ પણ ક્રિયાને માટે ચિકીર્ષા તથા તેને માટે નિશ્ચયની પણ તેટલીજ આવશ્યકતા છે. કોઈ પણ ક્રિયા આપણે કરીએ છીએ તે અંતરના તે પ્રકારના નિશ્ચયવિના થઇ શકતી નથી. અને આ નિશ્ચય દૃઢ હોવાને માટે આપણામાં દૃઢ આદરની જરૂર છે. મનુષ્યો અનેક નિશ્ચયો કરે છે પણ વિચાર કરતાં સમજાશે કે તે સર્વ ફલપ્રદ થતા નથી. સહજ પ્રશ્ન થશે કે આમ થવાનું કારણ શું ? માત્ર એટલું જ કે તે નિશ્ચયો દૃઢ હોતા નથી, તે નિશ્ચયોની પાછળ આદરપૂર્વક ખરા અંતરથી–અંતસ્તમ પ્રદેશથી–પ્રયત્ન કરવામાં આવતો નથી. એક નિશ્ચય અથવા સંકલ્પ કે જે દૃઢ નથી પણ માત્ર ઉપર ઉપરના વિચારથી કરેલો છે, જે યથાર્થ સંકલ્પ

નથી પણ માત્ર વગર વિચારે કોઇ પણ પ્રયત્ન કરવાની ઇચ્છાવિના જ કરવામાં આવેલો તરંગ છે—તે કોઇ પણ દિવસ ધારેલું ફળ મેળવવાને ઉપયોગી થઇ પડતો નથી. બીજી બાજુએ જોઇશું તો ગમે તે બુદ્ધિમાન્ મનુષ્ય વિવેકપુરઃસર ઇચ્છી શકે તે વસ્તુઓમાટે જો દૃઢ નિશ્ચયસાથે આદરપૂર્વક પ્રયત્ન કરાય તો તે અવશ્ય પ્રાપ્ત થાય છે, આનું કારણ બીજું કોઈ જ નથી પણ આવા નિશ્ચયને લીધે બળપૂર્વક,અખંડ અને અશ્રાન્ત પ્રયત્ન કરવામાં આવે છે અને આવો પ્રયત્ન ફલપ્રદ માર્ગે જ ક્રિયા કરાવે છે.

પૃથ્વીના વિવિધ પ્રદેશોમાં અને વિવિધ સમયોમાં આવા દૃઢ આદરને લીધે જ ઘણાએ મનુષ્યોએ નહિ દૂર થઇ શકે એવાં વિઘ્નો દૂર કર્યાં છે અને સાધારણ રીતે સાધ્ય ન માની શકાય તેવાં કાર્યો કર્યા છે. ઘણે પ્રસંગે અત્યંત નિર્ધન કુમારો સમય જતાં લક્ષાધિપતિ થયેલા જણાય છે, મોટી ઉમર થયા છતાં કેળવણી નહિ લીધેલી હોય તો પણ ઘણાઓ વિદ્વાનની પંક્તિમાં આવી ગયા છે. વિરૂપ દેખાવના મનુષ્યો અત્યંત સુંદર અને સુશોભિત દેખાવવાળાં થયાનાં દૃષ્ટાંતો આપણી નજરે પડે છે, અને જન્મથી જ અસાધ્ય વ્યાધિઓથી પીડાતા મનુષ્યો સારી પ્રકૃતિવાળા સ્થિત થયેલાના જ્વલંત દૃષ્ટાંતરૂપ થયેલા હોય છે. કુમાર્ગાવલંબી મનુષ્યો મોટા યોગીઓરૂપે વિશ્વવિખ્યાત થયેલા છે અને અત્યંત નીચ કુલમાં જન્મેલા મનુષ્યો નામાંકિત રાજ્યકર્તાઓ થયેલા છે. આ સર્વ શેને લીધે થાય છે ? માત્ર દૃઢ આદરને જ લીધે. યુરોપના બે મોટા વિદ્વાનો એમની નાની ઉમરમાં એટલા મૂર્ખ લેખાયા હતા કે નિશાળોમાં એકને the dumb ox ( ડમ્બ ઑક્સ ) ઉપનામ અને બીજાને 'Dunce' ( ડન્સ ) ઉપનામ આપવામાં આવ્યું હતું. આના આ જ મનુષ્યો મોટી વય થતાં મોટા વિદ્વાન્ તત્ત્વવેત્તાઓ થયા છે. આનું કારણ શું ? માત્ર દૃઢ આદરપૂર્વક પ્રયત્ન. જંગલના એક ભાગમાંના જંગલી લોકોનો સરદાર આખી સુધરેલી ( civil'zed ) પૃથ્વીનો રાજ્યકર્તા થયો અને ઍલેકઝાંડર, સીઝર અને નેપોલીઅનનાં રાજ્યો ભેગા કરતાં પણ મોટા થાય એટલા પ્રદેશઉપર એનું રાજ્ય સ્થપાયું, એ શેનું પરિણામ હતું ? માત્ર દૃઢ આદરપૂર્વક પ્રયત્નનું જ. એક નહિ શિક્ષણ પામેલો ખેડૂત કે જે હાલના યુરોપમાં મોટામાં મોટો જાણીતો કવિ થઇ ગયો છે તેની આવી ખ્યાતિ થવાનું કારણ શું ? માત્ર દૃઢ આદરસાથે કરેલો પ્રયત્ન. આવા અસંખ્ય દૃષ્ટાંતોથી ખાતરી થશે કે દૃઢ આદરપૂર્વક કરાયેલો પ્રયત્ન એ જ ફલ મેળવવાનું મોટામાં મોટું સૂત્ર છે.

બીજી તરફ દૃષ્ટિ નાંખતા જણાશે કે આવા આદરની અવગણના કરવાથી લક્ષાધિપતિઓ રસ્તામાં ભીખ માગતા ભિક્ષુકોકરતાં પણ દરિદ્ર થઇ ગયા છે, ઉત્તમ વિદ્વાન મનુષ્યો મૂર્ખમાં ફરી ગયા છે, સુંદરમાં સુંદર વ્યક્તિઓ બિલકુલ વિરૂપ થયેલી જોવામાં આવે છે, અને પૂર્ણ આરોગ્યના દૃષ્ટાંતમય થયેલા મનુષ્યો રોગોના સતત ભોગ થયેલા છે.

આદરપૂર્વક દૃઢ પ્રયત્નને લીધે ઘણી વસ્તુઓ જે પૂર્વે અશક્ય મનાતી હતી તે પ્રત્યક્ષ સ્થિતિમાં આવેલી દૃષ્ટિગોચર થાય છે. હાલના સમયમાં થતી અનેક શોધો, જેમકે તારવિના સંદેશા પહોંચાડવાનાં યંત્રો, હવામાં ઉડવાનાં યંત્રો, રેડીયમની વિવિધ ચમત્કૃતિઓ તથા હાલના સમયમાં વિદ્યુતથી થતી નહિ માનવામાં આવતી ક્રિયાઓ એ માત્ર આવા દૃઢ આદરપૂર્વક કરાતા પ્રયત્નનો જ પરિણામ છે. ફ્રાન્સમાં થોડા સમયપૂર્વે હૉટલમાં પીરસનારા નોકરોએ હડતાલ ( strike ) પાડી હતી અને તેને લીધે જમવા આવનાર મનુષ્યોને તથા તે હોટલો ચલાવનારા મનુષ્યોને ઘણી અડચણ પડી હતી. આ બનાવને લીધે

એક મનુષ્યને વિચાર આવવાથી તેણે આ અડચણ દૂર કરી શકાય તેવી વ્યવસ્થા કરવા નિશ્ચય કર્યો. આ દૃઢ નિશ્ચયને પરિણામે તેણે થોડા સમયમાં પ્રયત્ન કરી પીરસનારાઓવિનો જ બટન દાબવાથી પીરસેલી રકાબીઓ જમનારાપાસે આવી શકે એવા પ્રકારનું યંત્ર બનાવ્યું જે હાલ તે દેશમાં ઘણે સ્થલોએ વપરાય છે. આવી નહિ માની શકાય એવી વાતો ઉપરથી એ સ્પષ્ટ છે કે દૃઢ આદરપૂર્વક કરાતા પ્રયત્નની ફલપ્રાપ્તિ માટે ખાસ જરૂર છે.

જે મનુષ્યને આદર પ્રાપ્ત છે અથવા જે એ આદરને પ્રાપ્ત કરે છે તે જીવનનું અર્ધ કર્તવ્ય કરી ચુકયો છે. જે માણસે આ સિદ્ધિ ગુમાવી છે તે જીવનમાં કશું પણ લાભકારક કરવાને અશક્ત છે. કોઇ પણ વિઘ્ન એવું નથી કે જે દૂર નહિ થઇ શકે, પણ તે દૂર કરવાને માત્ર આદરની જ જરૂર છે. કોઇ પણ વ્યક્તિ એવી નથી કે જેને આ પ્રકારનો આદર નહિ જ પ્રાપ્ત થઇ શકે. આદરવિનાના મનુષ્યોને જીવન દુઃખમય તથા માત્ર ભારરૂપ જ લાગે છે કે જ્યારે આદરવાળાઓને જીવન પૂર્ણ રસમય તથા સુખદાયી હોવાનું ભાન થાય છે.

આ પ્રકારે આદરની સર્વત્ર આવશ્યકતા છે અને આદરમાં જ વિજય શમાયેલો છે. આજ કાલ ઘણા ખરા મનુષ્યો કોઈ કાર્ય તેમને રૂચે છે, આકર્ષક જણાય છે એટલે તે કરવા તત્પર થાય છે. પણ એ એમની તત્પરતા ક્ષણિક રહે છે. થોડો સમય જતાં એ વેગ શમે છે, તેને માટે કરાતો યત્ન શિથિલ થઇ જાય છે, કાર્ય સિદ્ધ થતું નથી અને સમયનો વ્યર્થ ઉપયોગ થયેલો અનુભવાય છે. એટલું જ નહિ પણ આ મનુષ્યો પોતાને એક મોટામાં મોટી હાની એ કરે છે કે તે કાર્યમાટે ફરીથી યત્ન કરવા તેમની હિંમત રહેતી નથી, આ કામ માટે મેં યત્ન કરી જોયો છે પણ મને અનુભવથી સિદ્ધ થયું છે કે એ મને આવડે તેમ નથી. આવો વિપરીત નિશ્ચય તેમને થઇ જાય છે અને તેથી ફરી, એ ફલપ્રાપ્તિની પોતાની યોગ્યતા એ સદાને માટે ગુમાવે છે. (અનુભવથી સિદ્ધ થયું છે એ ભ્રાંતિ જ છે. ખરો અનુભવ અહિં જે થયો છે તે અનાદરપૂર્વક કાર્ય કરવાના ફલનો જ થયો છે.) તેથી નાનું મોટું ગમે તે કાર્ય કરવું હોય તો તે આદરપૂર્વક જ કરવું જોઇએ. શાસ્ત્રવચન છે '**अनारंभो हि कार्याणाम् प्रथमम् बुद्धिलक्षणम्**' કોઇ પણ કાર્યનો આરંભ જ ન કરવો એ બુદ્ધિનું ચિહ્ન છે, એ બુદ્ધિમાનનો નિશ્ચય છે, પણ જો કોઇ પણ કારણથી કોઇ કાર્ય આરંભ કરવું યોગ્ય લાગે અને તે કરવામાં આવે તો વળી '**आरब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम्**' જેનો આરંભ કર્યો છે તેને પાર ઉતારવું, તેને આદરપૂર્વક કરવું એ બુદ્ધિમાનનું બીજું કર્તવ્ય છે. જેઓ નાનું કાર્ય છે એમ ગણી આદર ધરતા નથી તેઓ અનાદર ધરવાની, અનાદરને હૃદયમાં સ્થાન આપવાની કુટેવ પાડે છે અને સૂક્ષ્મ રોગની માફક એ હૃદયમાં પ્રવેશતાં ક્રમે ક્રમે આખા હૃદયને એ પ્રકારના અભ્યાસવાળું કરી મૂકે છે અને તેનો પરિણામ એ આવે છે કે એ મનુષ્યો પ્રત્યેક નાનું મોટું કાર્ય અર્ધ મનથી, આદરવિના કરતો રહે છે અને સર્વત્ર હાનિને અને નિષ્ફલતાને સહન કરે છે. તેથી જ્યાં જ્યાં નિષ્ફલતા થાય ત્યાં પ્રયત્નની દિશા જો શુદ્ધ હોય છે તો નિષ્ફલતાનું કારણ અનાદર છે અને જ્યાં જ્યાં વિજય પ્રાપ્ત થાય છે ત્યાં વિજયનું કારણ આદર છે એ નિશ્ચય અડગ રાખી સર્વ સુજ્ઞ મનુષ્યોએ પોતાની સર્વ કૃતિમાં આદર ધરતાં શિખવું જોઇએ કેમકે સર્વત્ર વિજય આપનાર કલા વા સૂત્ર તે આ આદરપૂર્વક કરાતો શુદ્ધ પ્રયત્ન જ છે.

---

# उन्नतिने प्राप्त करवानुं सरल साधन.

( અનુસંધાન ૨૪ મા વર્ષના પૃષ્ઠ ૩૪૩ થી. )

આ રીતે વ્યાવહારિક કાર્યો તથા પારમાર્થિક કાર્યો સર્વનું અવલોકન આપણને એ વાત જણાવે છે કે વૃત્તિનું વેગપૂર્વક ધાવન થવામાં તેમાંની ચમત્કૃતિનું ભાન આવશ્યક છે. તેમ જે વાત સરલ હોય છે અને એકવાર જાણીતી થએલી હોય છે તેમાં વૃત્તિનો વેગ અધિક થતો નથી. ઘણા મનુષ્યોને સત્ય બોલવાનું કહેવામાં આવે, પ્રમાણિકપણાની આવશ્યકતા સિદ્ધ કરી આપવામાં આવે અથવા ઈશ્વરભજનની શ્રેષ્ઠતા સપ્રમાણ કરી દેખાડવામાં આવે તો તેઓ તત્કાલ બોલી ઉઠે છે કે " ઓહો એમાં શું ! એ તો આપણે જાણીએ જ છીએ. આપણે બાલપણથી જ એ માનતા આવ્યા છીએ કે સાચું બોલવું સારૂં છે, પ્રમાણિક થવું એ સદ્ગુણ છે, ઈશ્વરભક્તિ એ મનુષ્યને તારનાર છે. " આ પ્રકારનો વિચાર તેમના મનમા ઉઠતાં **सत्यं वद** ઇત્યાદિ શ્રુતિના પ્રમાણવાક્યોપ્રતિ પણ એમને આદર થાય છે. અર્થાત્ એમાં ચમત્કૃતિનું ભાન એમને થતું નથી અને તેથી એ વચનોની એમની વૃત્તિ ઉપેક્ષા કરે છે. પણ આ મનુષ્યો અમુક અમુક જાણે છે, એમના જાણવામાં અમુક અમુક વાત આવી ગઈ છે એટલા ઉપરથી કહેનારના કર્તવ્યની સમાપ્તિ થતી નથી. જ્યાં સુધી એ જાણનાર મનુષ્યો સત્યશીલ થયા નથી, જ્યાં સુધી પ્રમાણિકપણું એમનામાં સહજ થયું નથી, જ્યાં સુધી ઈશ્વરભક્તિનો પૂર્ણવેગ એમના અંતરમાંથી પ્રકટ્યો નથી, સંક્ષેપમાં એ જ કે જ્યાં સુધી એ મનુષ્યોએ એ કર્તવ્યની સિદ્ધિનો અનુભવ કર્યો નથી, જ્યાં સુધી એ મનુષ્યોનું ક્રિયારૂપ કર્તવ્ય રહ્યું છે, જ્યાં સુધી જાણેલા સિદ્ધાન્તને આચારમાં ઉતારી તજ્જન્ય ફળની પ્રાપ્તિનો અનુભવ અવશિષ્ટ છે, ત્યાં સુધી કહેનારનું, એની એ જ વાત એમને વારંવાર કહેવાનું કર્તવ્ય પણ અવશિષ્ટ જ છે. તેથી સુજ્ઞ શ્રોતાનું કામ ' અમુક આપણે જાણીએ છીએ ' એટલું વદી જ્ઞાત સિદ્ધાન્તથી ભાગી જવાનું નથી પણ તેનો તે જ સિદ્ધાન્ત પ્રકટ કરવામાં આવે ત્યાં જો તે સિદ્ધાન્ત પોતાને ઈષ્ટ હોય તો તેમાં તે કથનથી નવીન ચમત્કૃતિનો અંશ શોધી કાઢી તેમનાપ્રતિ સર્વાત્મના મનને વાળવાનું છે.

આપણાં શાસ્ત્રોમાં સાધનોનું મુખ્યપણે પ્રતિપાદન કરનાર યોગદર્શન છે. એવાં સાધનો ભાગ્યે જ હશે કે જેનું પ્રતિપાદન યોગશાસ્ત્રમાં ન કરવામાં આવ્યું હોય અથવા જેમનાં બીજભૂત નિયમોનું સ્થાપન એમાં ન કર્યું હોય. યોગશાસ્ત્રે મહાનમાં મહાન એ સિદ્ધાન્ત સ્થાપ્યો છે કે ધ્યાતા ધ્યેયરૂપ થાય છે. અન્ય ક્રિયાની આસક્તિ ત્યજી કીટ ભ્રમરનું ચિંતન કરે છે તો કીટ ભ્રમરરૂપતાને પામે છે એ લૌકિક સામાન્ય ઉદાહરણથી આ સિદ્ધાન્તને સર્વના અનુભવમાં યોગશાસ્ત્રે ઉતાર્યો છે. એટલું જ નહિ પણ પોતાના પ્રતિપાદ્યરૂપ યોગના એક સાધનરૂપે એ શાસ્ત્રે જણાવ્યું છે કે **वीतराग विषयं वा चित्तम्** સનકાદિ મહાત્માઓનાં ચિત્તમાંથી રાગદ્વેષાદિ ક્લેશ જતા રહેલા છે તેથી એવા ચિત્તને આલંબન લઇ ધારણાદિ કરવામાં આવે છે તો એ ચિત્તની સાથે ધ્યાતાનું ચિત્ત એકાકાર થઇ રહેતાં ધ્યાતાનું નિજ ધ્યેયચિત્તાકાર થઇ રહે છે અને તેમ થતાં ચિત્તપ્રસાદની સાધકને સિદ્ધિ થાય છે.

આ પ્રકારનો યોગનો સિદ્ધાન્ત તથા તદનુસાર કરેલું આ વિધાન પ્રસ્તુત પ્રસંગમાં પ્ર-

કાશ પાડે છે અને ઉન્નતિમાત્રને સામાન્ય એવું-જે સરલ સાધન અત્ર કહેવામાં આવે છે તેની સપ્રમાણતા સિદ્ધ કરી આપે છે. યોગશાસ્ત્રના સિદ્ધાન્તથી આપણને સમન્વય છે કે ધ્યાતા ધ્યેયરૂપ થાય છે અર્થાત્ જેના જેવા થવું હોય તેને સાધકે ધ્યેયરૂપે સ્થાપન કરવો અને પછી તેનું જ સર્વાત્મના ધ્યાન કર્યા કરવું. આટલું જો કરવામાં આવે છે તો એ સાધકને એમ થવામાં ઇતર સાધનની અપેક્ષા રહેતી નથી. યોગના સાધકને ચિત્તમાંથી રાગદ્વેષાદિ ક્લેશ દૂર કરી ચિત્તને રજસ્ તથા તમસ્‌ના મળથી રહિત પ્રસન્ન જલવત્ સ્વચ્છ કરવાનું આવશ્યક છે અને તેથી યોગશાસ્ત્ર વીતરાગપુરુષના ચિત્તનું એ અર્થની સિદ્ધિમાટે ધ્યાન કરવાનું પ્રબોધે છે; પણ એ જ ન્યાય સર્વત્ર લાગુ પડે છે. જેણે રજસ્ તમસ્‌થી રહિત ચિત્તને કરવાનું હોય છે તેણે આ ઉપદિષ્ટ ધ્યાન કરવું, પણ જેણે રજસ્‌ની પ્રધાનતાવાળું ચિત્ત કરવું હોય છે તેને માટે યોગશાસ્ત્ર આ ધ્યાન પ્રશસ્ત કહેતું નથી. પણ આ પ્રસ્તુત ધ્યાન એ જ ન્યાયને સૂચવે છે કે સર્વ ઇપ્સિતની સિદ્ધિમાટે તેને અનુરૂપ ધ્યાન કરવું. તેથી રજસ્‌ની પ્રધાનતા ઇચ્છનારમાટે જે પુરુષમાં રજસ્‌ની પ્રધાનતા થઇ રહી છે તેવા પુરુષના ચિત્તનું અવલંબન લઇ તેના પ્રતિ ધારણાદિ કરવાં એ અર્થ આ ન્યાયથી સહજ નીકળે છે. અને એ ન્યાયને અનુસરતાં જ ઉન્નતિનું સરલ સાધન આપણી દૃષ્ટિઆગળ તરી આવે તેમ છે. જે મનુષ્યે જે પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત કરવા ઇચ્છા ધરી હોય તેણે તે ઉન્નતિને પ્રાપ્ત કોઇ પુરુષ શોધી કાઢવો એ તેનું પ્રથમ કામ છે અને એ શોધી કાઢ્યા પછી તે પુરુષનું ધ્યાન કરવું એ તેને તે ઉન્નતિ પ્રાપ્ત કરવાનું નિશ્ચિત સાધન છે. જે પુરુષે ક્રિકેટની રમત સાધ્ય કરવી હોય અને તેમાં પ્રથમ પંક્તિમાં આવવું હોય તે પુરુષે કોઇ સમર્થ એ રમત રમનારને શોધી કાઢી તેનું ધ્યાન કરવું આવશ્યક છે. જે પુરુષે ધનની પ્રાપ્તિ કરવા ઇચ્છા ધરી હોય, તેણે કોઈ ધનાઢ્ય પુરુષ કે જેણે લક્ષ્મીને ઉદ્યમવશાત્ પ્રાપ્ત કરી હોય તેને શોધી કાઢી તેનું ધ્યાન કરવું આવશ્યક છે. જેણે ઉત્તમ પ્રકારનો ગૃહસ્થાશ્રમ સાધવો છે તેણે ગૃહીમાં ઉત્તમ પંક્તિ ધરાવનાર દંપતીનું ધ્યાન ધરવું આવશ્યક છે. જેણે ઉત્તમ શિક્ષક થવું હોય તેણે ઉત્તમ શિક્ષકરૂપ કોઈ વ્યક્તિને પ્રથમ શોધી કાઢવી અને પછી તેનું ધ્યાન કરવું આવશ્યક છે. આ જ પ્રમાણે ઉત્તમ વ્યાપારી, વક્તા, ગાયક, નીતિજ્ઞ, ખેલાડી આદિ જેણે જેવા થવું હોય તેણે તેવી ઉત્તમ વ્યક્તિને શોધી કાઢી તેનું ધ્યાન કરવું આવશ્યક છે. આ સર્વ પ્રસ્તુત યોગશાસ્ત્ર ન્યાયનું જ વિશદીકરણ છે, અર્થાત્ આ સર્વ અર્થ યોગશાસ્ત્રપ્રતિપાદિત ન્યાયથી જ પ્રાપ્ત થાય છે, અને તેથી સશાસ્ત્ર છે એ નિઃશંકપણે કહી શકાય છે.

અહિં એ પ્રશ્ન થશે કે તે તે ઉન્નતિને પ્રાપ્ત કરનારે તે તે વિદ્યા, કલા આદિ સાધનો શીખવાં અને તેમ કરી ઉન્નતિ પ્રાપ્ત કરવી એ શું સાધન નથી? એનું ઉત્તર એ કે હા, એ સાધન છે અને એની સિદ્ધિ થાય તો તે તે ઉન્નતિ અવશ્ય પ્રાપ્ત થાય એમાં લેશ પણ શંકા નથી. સ્પષ્ટીકરણાર્થે કહીએ કે જેણે ઉત્તમ ગાયક થવું હોય તે સ્વરની સાધના કરે, વિવિધ ગ્રંથોમાંથી સ્વરોના ભેદ, ઉત્પત્તિ સ્થાન, રચના આદિ ભણે, પોતાના કંઠથી તે પ્રમાણે વિશુદ્ધ સ્વરોને કાઢે, વારંવાર તે સ્વરોનો ઉચ્ચાર કરી પોતાની શ્રવણેન્દ્રિયને તે સ્વરોથી અત્યંત પરિચિત કરી મુકે, તે તે રાગોમાં જે જે પ્રકારે સ્વરોનું સંમેલન થાય છે, જે જે સ્વરોની શ્રુતિઓ આવે છે, જે જે સ્વરોપર હતિ, આહતિ, પ્રતિહતિ કંપ, દોલ

આદિ આવે છે તે સર્વને જાણે અને તે પ્રકારે પોતાના કંઠથી કાઢે, ઇત્યાદિ પ્રકારે પરિશ્રમ કરે તો તે અવશ્ય ઉત્તમ ગાયક થઈ રહે એ નિ:સંશય છે. પણ આ પ્રકારે તે તે ઉન્નતિની પ્રાપ્તિ કરવી એ અશક્યવત્ થઈ રહે છે એ તે તે પરિશ્રમ કરનારનો અનુભવ જ જાણે છે. અત્ર તટસ્થ રહી વિચાર કરનારને કદાચ આ ખ્યાલ નહિ આવે તો તેમાં એ અનુભવીને આશ્ચર્ય થાય તેમ નથી. આ હેતુથી જ એ પ્રકારે એ વિદ્યા, કલા આદિ ઉન્નતિને પ્રાપ્ત કરવાનું સાધન તે ભલે સાધન હોય છતાં એ સરલ સાધન છે એમ કોઇ પણ પ્રયત્ન કરનાર કહી શકે તેમ નથી. એના કરતાં તે વિદ્યામાં નિષ્ણાત થયેલા મનુષ્યનું ધ્યાન કરવું એ અનુપદ જણાવવામાં આવશે તેમ સહસ્રગુણસરલ સાધન છે. આપણે બે સમાન ઉમેદવારને લઈ જોઇએ. તેમાંથી એક આ પ્રકારે પ્રયત્ન કરનાર લઇએ અને બીજો ધ્યાન કરવારૂપ સરલ સાધનને સેવનાર લઇએ તો તેમાં એ સરલ સાધનને સેવનાર ઉમેદવાર અલ્પ પ્રયત્નમાં અને અલ્પાયાસે તથા વિશેષ ઉત્તમ પ્રકારે વિજયી થયેલો જણાશે અને એ સરલ સાધનનો આદર કરી ઇતર પ્રકારે પ્રયત્ન કરનાર ઘણું કરીને તો થોડા સમયમાં ત્રાસીને જ પ્રયત્ન છોડી દેતો જણાશે અને કદાચ કોઈ અતિ આગ્રહી હોય અને તેમ નહિ કરે તો પણ મહાયાસે અને દીર્ઘ સમયે ન્યૂન વિજયને જ પામેલો જણાશે. તેથી ગમે તે પ્રકારની ઉન્નતિમાં આ બે રીતે પ્રયત્ન કરાવી જોવાથી અથવા કરી જોવાથી સર્વને નિ:સંશયપણે જણાશે કે અનુપદ કહેવામાં આવતા પ્રકારે ધ્યાન કરવું એ જ ખરી સિદ્ધિનો માર્ગ છે અને એ જ વિજયપ્રદ છે.

લોક શાસ્ત્રમાં આ માર્ગ જ વિવેકી ગ્રહણ કરતા જણાય છે અને એનો જ ઉપદેશ થતો જણાય છે.

( અપૂર્ણ. )

---

# ज्ञानामृतरसने झीलवा एक मानवहृदयरूपी पात्र ज समर्थ छे.

પદ. ( અંતર રે, અહાહા કરે—એ લય. )

કોઇ કહેશો મને વિશ્વમાંહ્ય, મારો રસ કોણ પાત્રે રેડાય.
અવર રસો તો કંઇ કંઇ પાત્રોમાં, રુડી રીતે ઠલવાય,
પણ મુજ દૈવી આ રસને માટે, પાત્ર ન જડતું ક્યાંય રે; કોઇ૦
સિંહણદુધતણો રસ હોત તો, રેડું કનકપાત્રમાંહ્ય,
જેરવી જેહ શકે માંહિ પડતાં, પાત્ર ન ફાટી જાય રે; કોઇ૦
મારો આ રસ પાત્રકેરી ધાતુની શુદ્ધિ કરે અંતર્બાહ્ય,
કાચા પાત્રથી એ રસ તેથી, ધારણ કરી ન શકાય રે; કોઇ૦
ગૌદુધનો રસ હોત તો દહોણીમાં, તરત લઇને ઝીલાય,

પણ આ સામર્થ્યસ્વરૂપ રસને કેમ, દહોણીથકી જેરવાયરે; કોઈ૦
સોનાતણો રસ હોય તો સોનીની, કુલડીથી ધારણ થાય,
કાં જે સ્વતઃ બળ એમાં નથી એવું, (જે) કુલડીને ફાડી ખાય રે; કોઈ૦
ગંગાના જળજેવો એ રસ હોય તો, શિવના મસ્તકમાં ધરાય,
શિવનો સ્વતઃ રસ આ, તેથી તેમના, મસ્તકે કેમ મૂકાયરે; કોઈ૦
જડ સરખો કાંઇ રસ નથી મારો, એમાં જીવન ઉભરાય,
જીવનનો અનુભવ કરનારથી, કેવળ ગ્રહણ કરાય રે; કોઈ૦
નિર્મળ માનવદેહનું અંતરપાત્ર કદી મેળવાય,
તેમાંહિ રેડતાં એ રસથી દૈવી ફળને પ્રકટાવાય રે; કોઇ૦
દૈવી આ જ્ઞાનતણો રસ જે યોગ્ય હૃદયવિષે ઠલવાય,
આત્માના સર્વ સામર્થ્યેથી તે જન, ઝળક ઝળક ઝળકાયરે, કોઈ૦
પાત્રતા પ્રાપ્ત કરો કોઈ બંધુ ! અવસર આ અળપાય,
દૈવી આ રસ રેડવા ગ્રહી કરમાં, ઉભા જુઓ ! ગુરુરાયરે; કોઇ૦

# नैसर्गिक जीवन.

( અનુસંધાન ૨૪ મા વર્ષના પૃષ્ઠ ૩૩૬ થી. )

નિદ્રા—મનુષ્યે શા માટે નિદ્રા લેવી જોઇએ, તેનાં અનેક કારણો છે, અને તે વિવિધ દૃષ્ટિબિંદુથી વિચારી શકાય એમ છે. પરંતુ આરોગ્યના અંગે નિદ્રા લેવાનો હેતુ અથવા કારણ એ છે કે મનુષ્યશરીરના પ્રત્યેક ભાગમાં જોઈએ તેટલા પ્રમાણમાં બળનો પુનઃ આવિર્ભાવ કરવો અને તે બળના સંચયને અમુક સમયમાટે ભરીને તૈયાર રાખવો. જે જે ભાગમાં જેટલો જોઇએ તેટલો બળનો સમૂહ ભરવો અને શરીરના પ્રત્યેક ભાગને નવીન–કેવળ તાજો–કરી દેવો. સ્વલ્પમાં કુદરત શરીરમાં સુધારણાની કેટલીક ક્રિયાઓ અધિક સ્વતંત્રપણે કરી શકે અને તે પણ વિશેષ પૂર્ણરૂપમાં કરી શકે અને આપણે મનના અંતર્ગત ક્ષેત્રોમાંથી જ બળ અને જીવનથી પુનઃ ભરપૂર થઈ રહીએ. એ હેતુને લીધે મનુષ્ય નિદ્રા લે છે.

નિદ્રાના સર્વોત્તમ લાભને પ્રાપ્ત કરવાને માટે આપણે કેવળ કુદરતી રીતે નિદ્રા લેવી જોઇએ. અને તેમ થવાને માટે કેટલાક નિયમોને પાલન કરવાની અગત્ય રહે છે. પ્રથમ એ કે તમે છેલ્લી વખતે જમ્યા હો તેને પચવાને બરાબરે ત્રણ કલાક ગાળ્યાવિના કદાપિ સુવા જશો નહિ. અને બીજું એ કે તમારૂં મન સર્વ રીતે શાંત અને સ્વસ્થ થયાવિના સુવું નહિ. નિદ્રા લેવાની શરુઆત કર્યા પછી એટલે સુઈ ગયા પછી વિચારનાં કોકડાં વણવાનો

પ્રયાસ ન કરવો, અર્થાત્ જેમ બને તેમ ઓછા વિચારો કરવા-વિચારવિનાની સ્થિતિ જેટલો અધિક સમય ગળાય તેમ વધારે સારૂં અને ઉંઘી જવાને માટે કોઈ પ્રકારનો યત્ન કરશો નહિ. માત્ર શાંતપણે પડયા રહેજો, અને મન તથા શરીરને બને તેટલું શિથિલ ( Relax ) રાખી રહેજો, અને તમે થોડી જ ક્ષણમાં નિદ્રાવશ થશો.

સ્વપ્નવિનાની નિદ્રા એ પૂર્ણતાવાળી નિદ્રા છે. જો કે જે કંઇ સ્વપ્ન આવે તેઉપર ધ્યાન આપવાની અને તેના વિચારથી ગુંચાયા કરવાની કશીએ જ અગત્ય નથી. જ્યારે નિદ્રામાં સ્વપ્ન આવે તો તેનું મુખ્યત્વે કરીને એક જ કારણ હોય છે કે આપણે થોડા અથવા ઘણા પ્રમાણમાં ચિંતાઓને નિદ્રા લેતી વખતે સાથે રાખી હોય છે-ચિંતાના ચિંતનમાં જ નિદ્રા લીધી હોય છે, અથવા આપણા મનઉપર અનેક પ્રકારની બાબતના ભારને ધારણ કરીને તે સાથે સાથે જ આપણે નિદ્રામાં પ્રવેશ કર્યો હોય છે. કેટલાક પ્રસંગે નિદ્રામાં સ્વપ્ન આવવાનું કારણ એ પણ હોય છે કે જ્ઞાનતંતુઓમાં ( Nervous system ) જે પ્રશાંતિ હોવી જોઇએ તેમાં ન્યૂનતા હોય છે તથા શરીરના વિવિધ ભાગો તથા અવયવોમાં પરસ્પર જે એકરાગ ( Harmony ) હોવો જોઇએ તે ઘટી ગયો હોય છે. તોપણ આપણે શરીરથી અને મનથી કુદરતની સાથે જેમ જેમ વિશેષ અને વિશેષ પૂર્ણપણે એક રાગવાળા થતા રહીએ છીએ, તેમ તેમ આપણે અધિક પૂર્ણ અંશમાં સ્વસ્થ નિદ્રા લઇ શકીએ છીએ અને તેની સાથે પૂર્વે પ્રાતઃકાલમાં ઉઠતાં જે બળ વગેરે જણાતું હતું તેના કરતાં વિશેષ બળ અને વિશેષ જીવનને પ્રત્યેક દિવસના આરંભમાં અનુભવી શકીએ છીએ.

કેટલો સમય નિદ્રા લેવી તેનો નિર્ણય પ્રત્યેક મનુષ્યે પોતાને માટે સ્વતંત્રપણે કરી લેવાનો હોય છે. કેમકે દરેક મનુષ્યમાં એની જૂદા જૂદા પ્રમાણમાં અગત્ય હોય છે. પ્રત્યેકને એક સરખા સમયના પ્રમાણવાળી નિદ્રાની અગત્ય છે એમ કાંઇ નથી. સાધારણ રીતે સાત કલાક બસ છે. કેટલીક વખતે જો ઘણી રાત્રિઓસુધી નિત્ય આઠથી દશ કલાક નિદ્રા લેવામાં આવે છે તો ઘણા પ્રસંગોમાં તે હાનિકારક પણ થઇ પડે છે. જ્યારે આપણને જોઇએ તેટલા પ્રમાણમાં નિદ્રા નથી મળતી, ત્યારે આપણને સર્વોત્તમ લાભ આપનાર બળ પણ જોઇએ તેટલા પ્રમાણમાં નથી મળતું. પરંતુ જ્યારે આપણે ઘણા પ્રમાણમાં નિદ્રા લઇએ છીએ ત્યારે આપણને જે કંઈ વધારાનું બળ મળે છે, તે આપણી હાનિ થવામાં જ વપરાય છે. કારણ કે નિદ્રાના સંબંધમાં એ એક નિયમ છે કે આપણને જે કંઈ બળ પ્રાપ્ત થાય તેનો ઉપયોગ કરી લેવો જોઇએ, નહિ તો તે બળ આપણને હાનિ કરવામાં જ વપરાય છે. સામાન્ય વિચારથી જોતાં આ નિયમ આશ્ચર્યજેવો લાગશે. પરંતુ યથાર્થ રીતે વિચાર કરનારને તે યોગ્ય જણાયા વિના નહિ રહે. અત્યંત આહાર કરનારને તેને જોઇએ તે કરતાં વધારે લીધેલો આહાર તે મનુષ્યને પોષણ આપતો નથી એટલું જ નહિ, પણ તેને જોઇએ તેટલા લીધેલા આહારને પણ પેલો વધારાનો આહાર પચવા નથી દેતો અને ઉલટા તમામ આહારને તે વિષમય કરી હાનિને ઉપજાવનાર જ થઇ પડે છે. આથી આપણાં શાસ્ત્રોમાં પણ અત્યંત આહારી અને અત્યંત નિદ્રાળુઓને દુર્ભાગી, દુર્બલ, મંદગતિના વગેરે કહ્યા છે. અને તે યથાર્થ જ છે. એ અતિશયપણું હાનિ જ કરનાર છે-જડતાને અને તેના પરિણામે તમોગુણની વૃદ્ધિને કરનાર છે. ઘણો સમય ઘોર્યા કરનાર મનુષ્યો આળસુ, જડ, બુદ્ધિના મંદ, નિરુત્સાહી તથા મુરતસરખા શા માટે હોય છે ? શા માટે તેઓની

પ્રતિભા અથવા બુદ્ધિ ધીમે ધીમે સામાન્યસરખી અથવા એથી પણ હલકા પ્રકારની જડવત્ થતી રહે છે અને શા માટે તેઓની અભિલાષાઓ જાગ્રત્ ન રહેતાં અનાસક્તિ અથવા અસામર્થ્યને લઇને શિથિલ થઈ જાય છે–એ સર્વનું નિરાકરણ આ જ વાર્તા કરી શકે છે કુદરતની એ જ ઇચ્છા છે કે મનુષ્ય કાંઈ પણ કાર્યો કરે અને જ્યારે તેને માટે જે કંઈ જોઇએ છે તે તેને દિવસ ઉગતાં પૂરું પાડે છે, ત્યારે પછી મનુષ્યે જાગ્રત્ થઇને તે બળવડે કાર્ય કરવું જોઇએ એ પ્રકારની કુદરત આજ્ઞા કરે જ તેથી જો તેમ કરવામાં તે નિષ્ફળ થાય છે તો તે કુદરતના નિયમનો ભંગ કરે છે અને તેથી યથાસમય તેની હાનિને પણ તે અનુભવે છે જ

કોઈ પણ કારણને લીધે તમને બે, ચાર કે વધારે દિવસ સામટી જોઇએ તેટલી નિદ્રા ન આવી હોય તો તે બધી તેટલી જલદીથી પાછી મેળવી લેવી અને તેમ કરવામાં કદાપિ તમે દશ કલાક ઉઘશો તો તે પણ લાભકારક જ નીવડશે તે જ પ્રમાણે તમારા જ્ઞાનતંતુઓ અતિશય દુર્બલ થઇ ગયા હોય ત્યારે કદાપિ અધિક નિદ્રા લો તો તે પણ લાભકારક છે એ દુર્બલતાને અટકાવવાને કેટલાક દિવસપર્યંત નિયમિત રીતે નિત્ય નવ કે દશ કલાક નિદ્રા લો, અને એ પ્રકારના અભ્યાસથી તમને સમજાશે કે તમારા જ્ઞાનતંતુઓ પુન પૂર્ણ બળવાળા થયા છે તેવા સમયે આ વિધિ અત્યંત કિમતી થઇ પડે છે તેનું કારણ એ છે કે વિખરાઈ ગયેલા બળવાળા જ્ઞાનતંતુઓને પુન રચવાને માટે કુદરતને વિશેષ બળની અગત્ય છે પરંતુ જ્યારે પ્રકૃતિ પુન નિરામય થઇ જાય તો પછી તેને નિરામય રહેવાને વધારેના બળની કંઈ અગત્ય નથી તેથી નિદ્રા લઇને જે કંઇ બળ મેળવ્યું હોય તેનો રચનાત્મક કાર્યમાં ઉપયોગ થવો જોઇએ ખરું જોતાં, આખા જીવનપર્યંત આરોગ્ય અને યૌવનને જાળવી રાખવું હોય તો આ નિયમે વર્તવું જોઇએ

**સબંધ અથવા પરિસ્થિતિ**—વિવિધ મનુષ્યોના તથા વિવિધ પદાર્થોના સબંધમાં જેમ જેમ આપણે આવતા જઇએ છીએ તેમ તેને લીધે આપણે એવા સબંધ તેમ સંજોગો અથવા પરિસ્થિતિને ઉપજાવીએ છીએ કે જે આપણા ઉપર અનેક રીતે અસર કરે છે અને તેનો મુખ્ય આધાર આપણી સ્થિતિઉપર રહેલો છે અને જે કંઇ આપણા ઉપર અસર કરે છે તે કાં તો સારી કે ખરાબ અસર કરતી હોવાથી આપણી આસપાસના પરિવેષ્ટન ( Environment ) ને આપણે એવા પ્રકારનું કરવું અથવા રચવું જોઇએ અથવા આપણને આવી મળેલા સબંધ કે પરિસ્થિતિની સાથે એવી રીતે ભળવું અથવા મળવું જોઇએ કે જેમાથી આપણને કદાપિ ખરાબનો સ્પર્શ થવાનો પ્રસંગ ન આવે આમાં મુખ્ય અને મહત્વની બાબત એક છે અને તે એ કે ઐક્ય અથવા એકરાગ કોઇ પણ પદાર્થ વા કોઇ પણ મનુષ્યથી વિરોધમાં ઉતરવું નહિ એવો નિશ્ચય રાખો સર્વની સાથે બને તેટલો એકરાગ રાખ્યા કરવાનો અને તેને વધાર્યા કરવાનો નિશ્ચય રાખો અને આ નિશ્ચયને તમારા જીવનમાં સિદ્ધ કરવાને માટે તમારે તમારી પોતાની સાથે કદાપિ વિરોધ ન બાંધવો પણ એકરાગને જાળવી રાખવો એ સર્વથી પ્રથમ અગત્યનું છે જો તમે તમારી પોતાની સાથે અને તમારી પરિસ્થિતિ અથવા આસપાસના સંજોગોસાથે એકરાગને જાળવી શકો છો તો તમારા જીવનમાં અર્ધાંઅર્ધ વ્યાધિ ઉપાધિ વગેરેને તો તમે ટાળવાને સમર્થ થાઓ છો

૫ પ્રત્યેક વર્ષે મનના ગુણ ( Qualities ) અને સામર્થ્યોને વધારે અસરકારક રીતે અને નિરંતર વધતા પ્રમાણથી વાપરવાનો નિશ્ચય સેવવો.

૬ શરીર અને મનની વચ્ચે પૂર્ણ એકરાગને જાળવી રાખવો.

૭ મનની અને શરીરની કામના અથવા વાસનાઓને તૃપ્ત કરવાને માટે જીવન ગાળો નહિ, પણ જીવનની જે સર્વોત્તમ અને અત્યંત વિશાલ શક્યતાઓ અથવા સિદ્ધિઓ છે તેને તૃપ્ત કરવાને શરીર તથા મનનો ઉપયોગ કરો.

૮ તમારા પોતાના સ્વજીવનને માટે અમુક નિશ્ચિત અથવા દૃઢ લક્ષ્યબિંદુઓને ઘડો, અને એ લક્ષ્યબિંદુઓને સિદ્ધ કરવાને માટે જ જીવન ગાળો. જીવન ગાળવાનો બીજો ધંગ-ધડાવિનાનો અસ્થિર હેતુ વા ઉદ્દેશ હોવો ન જોઈએ.

૯ જેને આપણે સ્વાભાવિક અથવા કુદરતી કહીએ છીએ તે શબ્દના સર્વોત્તમ અને પૂર્ણ ભાવને ગ્રહણ કરીને તેવા કુદરતી થવાનો લક્ષ રાખો. પરંતુ તેની સાથે પ્રત્યેક રીતે તેમાં નિરંતર સુધારો કરવાનું પણ તેટલા જ પ્રમાણમાં લક્ષમાં રાખો.

૧૦ એ વાર્તાનો સ્વીકાર કરજો કે તમારી શારીરિક તથા માનસિક પ્રકૃતિના સર્વે નિયમોનાં કાર્યો, અથવા તમારા શરીર અને મનનો જે સ્વભાવ છે તે સંબંધના નિયમોનાં જે જે કાર્યો અથવા ક્રિયાઓ છે, તે તમારા મનની અમુક પ્રકારની સ્થિતિ રાખવાથી તથા અમુક પ્રકારે વિચાર કરવાથી, તેનું રૂપાંતર કરી શકાય છે. એટલે શરીર તથા મનના સ્વભાવમાં, આપણા વિચારની દિશાને ફેરવવાથી તથા જે સ્થિતિમાં હાલ આપણું જીવન ગાળીએ છીએ તેમાં ફેરફાર કરવાથી, તે સ્વભાવમાં પણ ફેરફાર થાય છે. તેથી તમારા મનને એવા પ્રકારનું વલણ આપવાનો નિશ્ચય કરો કે તમારા મનનાં કાર્યો, સ્વભાવ અથવા કુદરતની સર્વોત્તમ ધારણાની સાથે એકરાગપૂર્વક રહે એટલું જ નહિ, પરંતુ તે ધારણાઓને તે પ્રત્યક્ષ રીતે સિદ્ધ કરે. સ્વરૂપમાં આરોગ્ય, બળ, યૌવન તથા જીવન અને એવી સઘળી શાખાઓમાં કુદરતનું અથવા તમારા સ્વભાવનું સામર્થ્ય વૃદ્ધિને પામે એ પ્રકારે તમારા મનને કેળવો, અને તેમ થતાં તમારામાં જ એ સઘળાનો પૂર્ણરૂપે અભ્યુદય થયેલો જોશો.

**દીર્ઘ જીવન**—દીર્ઘ, મૂલ્યવાન્, સાર્થક અને ઉપયોગી જીવન ગાળવું એ પ્રત્યેક મનુષ્યનો ઉદ્દેશ હોવો ઘટે છે. અને કુદરત સર્વને માટે તેવું જીવન ગાળવાના સંભવોને અને સામગ્રીને તૈયાર રાખે છે તથા રચ્યા જ કરે છે, એ સત્ય વાર્તાને પ્રત્યેક મનુષ્યના અંતઃકરણમાં પુનઃ પુનઃ એવી તો દૃઢ રીતે સ્થાપવી જોઇએ કે અતે મનુષ્યજીવનમાં તે એક જાગ્રત્ ભાવનારૂપે અખંડ કાયમ રહે. દીર્ઘ જીવન ગાળવાને માટે મુખ્ય તત્ત્વરૂપ વાર્તા એ છે કે કુદરતી જીવન ગાળવું, એટલે કુદરતના જે નિયમો છે તેની સાથે શરીર અને મનથી પૂર્ણ એકરાગપણે રહેવું. અને સમર્યાદ અથવા વિવેક ( Law of Moderation ) ના નિયમને અનુસરીને, જેવી કુદરતી રીતે અગત્ય છે તેના ઘટિત રીતે ઉપયોગપૂર્વક જીવનગાળવું, આવું જીવન, અવશ્ય કરીનેદીર્ઘ જીવનરૂપે થઇ રહે છે. અને તે યથાર્થ રીતે સમાતાં, હાલના સાંસારિક સંજોગોનો વિચાર કરતાં છતાં પણ તે જીવન 'શતાયુ' અથવા સો વર્ષ જીવન અનુભવનાર થઈ રહે છે. કારણ કે તે સંજોગો પણ શારીરિક તથા માનસ આરોગ્યના નિયમને અનુસરીને ધીમે ધીમે બદલાવા માટે છે. અને તે અનુકૂલરૂપમાં બદલાતા રહેવાથી તે જીવનને ઉત્તરોત્તર અધિક દીર્ઘ કરનાર થઈ પડે છે. આનો નિર્ણય કરવાને

માટે, મનુષ્યજીવનને દીર્ઘ પ્રમાણમાં ટકાવવાનું કુદરતમાં સામર્થ્ય છે એટલું જ આપણે યથાર્થ રીતે જાણવાનું રહે છે. ખરૂં જોતાં, મનુષ્યે અમુક સમયપર્યંત જ એક શરીરમાં રહેવું એવો કોઈ નિર્ણય અથવા નિયમ કુદરતમાં નથી. એથી ઉલટું કુદરત તો મનુષ્ય વિશેષ અને વિશેષ કાળ શરીરને ટકાવે અને જીવનનો ઉપભોગ કરે એમ ઇચ્છે છે. અને તેને માટે તે અનેક યત્ન કર્યા જ કરે છે, એ કોઈ પણ બુદ્ધિમાન્ ના કહી શકે તેમ નથી. પરંતુ માત્ર મનુષ્યે સર્વ રીતે કુદરતી અથવા સ્વાભાવિક જીવન ગાળવું જોઇએ. અને જેમ બને તેમ કુદરતના અધિક અને અધિક સંગી-શરીર અને મનથી-અધિક અને અધિક પ્રમાણમાં રહેવું જોઇએ.

**કેવી રીતે યુવાવસ્થાને પ્રાપ્ત રહેવું**--કુદરત મનુષ્યને વૃદ્ધ અને શક્તિહીન કરી મૂકે છે, એ વાર્તા પણ અનેક અણસમજણની કહેવાતી વાતોમાંની એક છે. દુર્બલતા, અવસ્થા કે બગાડ, કુદરતના નિયમો બનાવતા નથી, પરંતુ તે કુદરતના નિયમો ભંગ કરવાથી પ્રકટે છે. અયોગ્ય પ્રકારે જીવન ગાળવાથી તે ઉપજે છે, અને તેથી તેને બદલે જો યોગ્ય જીવન અને સ્વાભાવિક જીવન ગાળવામાં આવે છે તો તેમ થતું અટકે છે. પ્રત્યેક જીવંત વસ્તુના પરમાણુમાં નવીકરણ કરવાની ક્રિયા અખંડિતપણે ચાલ્યા જ કરે છે અને એ પ્રકારનું પ્રત્યેક પરમાણુમાં સામર્થ્ય હોવાથી કુદરત અવસ્થાને પ્રકટાવતી નથી એ સુગમપણે સિદ્ધ થયું છે. કુદરત પ્રત્યેક વસ્તુનું નવીકરણ કરવાને અને પોતે જે કંઈ સર્જ્યું હોય છે તેને પૂર્ણ યૌવનમય રાખવાને અખંડ પ્રયત્ન કર્યા કરે છે. પરંતુ નીચી ભૂમિકાના જીવનમાં કુદરતના નિયમોને ઉપયોગમાં લગાડવાનું જ્ઞાન બહુધા વિકાસ પામ્યા-વિનાનું રહે છે, જ્યારે મનુષ્યમાં જાણવા છતાં તે નિયમોનો નિરંતર ભંગ કરવામાં આવે છે. આથી જ અખંડ યૌવનને જાળવી રાખવાનું કુદરતનું સામર્થ્ય સાક્ષાત્ જીવનમાં પ્રત્યક્ષ પ્રકટરૂપે ઝળકી ઉઠતું નથી. પરંતુ, સામર્થ્ય તો ત્યાં રહેલું જ છે. કુદરતના સઘળા નિયમોની સાથે એકરાગપૂર્વક કેવી રીતે રહેવું એ જાણીને પછી તે સામર્થ્યનો કેવી રીતે ઉપયોગ કરવો એ કાર્ય મનુષ્યને સોંપવામાં આવ્યું છે. અને મનુષ્ય જ્યારે કુદરતના સર્વ નિયમોને કેવી રીતે લાગુ પાડવા, એ કળાને જાણે છે ત્યારે તે યુવાન્ રહેવાની કળાને અધિક અને અધિક અંશે સિદ્ધ કરતો જાય છે.

મનુષ્ય યુવાન્ રહી શકવો સંભવિત છે એ વિચારનું સમર્થન કરવાને માટે આપણે માત્ર, કુદરત પૂર્ણ અને અખંડિતપણે ચાલતી ક્રિયા ( Process ) વડે શરીરનાં પ્રત્યેક ભાગને નવીન રૂપમાં કરે છે, એ જ વિચાર સેવવાનો છે. આ ક્રિયા શરીરનાં પરમાણુઓનું નવીકરણ કરવામાં જ ગતિવાળી હોય છે, અને તેથી શરીરના જૂદા જૂદા ભાગમાં અસંખ્ય પ્રમાણમાં પરમાણુઓ અને સૂક્ષ્મ તંતુઓ નિત્ય નવા અને નવા રૂપમાં થતા જ રહે છે. કુદરત તમારા શરીરનું નવીકરણ કરવામાં નિત્ય ઉદ્યમી જ હોય છે. અને તમારા શરીરના સઘળા ભાગનું આ પ્રકારે પૂર્ણ રીતે નવીકરણ કરવામાં તેને આઠથી બાર મહિના લાગે છે. અને આ પ્રકારે જ્યારે એક ચક્ર ફરી રહે છે, અર્થાત્ આ પ્રકારે આખા શરીરનું એક વખત નવીકરણ કરી લે છે એટલે પાછું ફરીથી તે નવીકરણ કરવાનો આરંભ કરે છે, અને એ પ્રમાણે કર્યા જ કરે છે. અર્થાત્ એક વર્ષની અંદર તે તમને નવીન શરીર આપે છે. આ સત્ય હોવાથી હાલ તમારા શરીરમાં એનું એક પણ અણુ, પરમાણુ કે

તંતુ નથી કે જે એક વર્ષકરતાં વધારે સમયનું હોય, અને તમે આ શરીરમાં ગમે તેટલાં વર્ષ જીવન ગાળો તોપણ એ શરીરમાં એક વર્ષકરતાં વધારે જૂનું પરમાણુ તમને કદાપિ પ્રાપ્ત થવાનું નહિ. અને તેમાંનાં કેટલાંક પરમાણુઓ તો જ્યાં થોડા મહિના નથી ગયા હોતા ત્યાં બદલાઈ જાય છે, અને તેને બદલે નવાં મૂકાય છે. આ પ્રકારથી જોતાં આજે એક બાલકનું શરીર જેટલું યુવાન અથવા નાનું છે, તેટલું જ તમારૂં પણ છે. અને તેના કરતાં તે કદાપિ વૃદ્ધ થવાનું નહિ. કેમકે આ વર્ષે જે શરીર પ્રાપ્ત છે તેને સ્થાને બીજું નવું શરીર આવતે વર્ષે થવાનું જ. આથી, આખા જીવનપર્યંત તમારૂં શરીર યુવાન રહે એ કેવળસંભવિત છે. કારણ કે આખા જીવનપર્યંત તે યુવાન જ છે. અને જ્યારે તમે કુદરતના, શરીરના અને મનના નિયમોની સાથે એકરાગપૂર્વક રહેતાં શિખો છો ત્યારે તે શરીર સમગ્ર જીવનપર્યંત યુવાવસ્થામય જ રહેવાનું. આ વિષયના સઘળા અંશોનો મનુષ્ય જ્યારે વિચાર કરે છે ત્યારે તેને એ નિર્ણય કરવાની અથવા માનવાની ફરજ પડે છે કે જ્યારે આપણે શારીરિક તથા માનસિક નિરામયતાની સરલ અને અસરકારક પદ્ધતિને ધારણ કરીએ છીએ ત્યારે જ્યાં સુધી આપણે જીવન ભોગવીએ છીએ ત્યાં સુધી યુવાવસ્થામય રહી શકીએ એમ છે અને તેની સાથે દીર્ઘ જીવનનો પણ અનુભવ કરી શકીએ એમ છે.

**નૈસર્ગિક જીવન લક્ષ્યરૂપે**—જેમ જેમ વર્ષ વીતતાં જાય છે તેમ તેમ મનુષ્ય પોતાના શરીરસંબંધમાં કેવા વિચારો કરે છે તથા કેવા પ્રકારનું મનોમય ચિત્ર રચે છે તેનું પુનરાવર્તન કરવાની અગત્ય નથી. એ વાર્તા સર્વની જાણીતી છે, અને વળી તેની સાથે તે એક એવા પ્રકારનાં વિચાર અથવા ચિત્ર છે કે જેનું આપણે વિસ્મરણ કરવા માગીએ છીએ. એ ચિત્રને બદલીને તેને સ્થાને, આખા જીવનપર્યંત આપણા શરીરને નિરામય અને યૌવનપૂર્ણ રાખે એવું જે કુદરતમાં સામર્થ્ય રહેલું છે એ સામર્થ્યની સાથે એકરાગપણે ગણીને તે સામર્થ્યનો આપણામાં પ્રકાશ કરી શકે એવું ચિત્ર રાખવું જોઈએ. સ્વલ્પમાં, જ્યારે તમે ભવિષ્યનો વિચાર કરો ત્યારે તમે શરીરથી બલવાન થતા રહો છો, શરીરની આકૃતિ અથવા બાહ્ય રૂપમાં અધિક આકર્ષક થતા રહો છો, દેખાવમાં—વ્યક્તિત્વમાં—અત્યંત પ્રતાપમય થતા રહો છો, મનથી અત્યંત તેજસ્વી થતા રહો છો, ચારિત્ર્યમાં અત્યંત સામર્થ્યવાન થતા રહો છો અને આત્મામાં પરમ મનોરમ થતા રહો છો, એ પ્રકારના વિચારને કરજો અને તેવા જ ચિત્રને રચીને તેને જોયા કરજો. તમે અધિક અને અધિક જીવનનો અનુભવ કર્યા કરો છો એમ તમને પોતાને જોજો અને વિચારજો, અને પ્રત્યેક વર્ષે તમે યુવાન જ રહો છો એ પ્રકારના ચિત્રને મનવડે કાયમ રાખ્યા કરજો. અખંડ જીવન, અખંડ આરોગ્ય, અખંડ બળ પૌરુષના પૌરુષતા, અને અખંડ યૌવન—એ જ ભાવિનાં વર્ષોમાટે ઇચ્છવા યોગ્ય વસ્તુ છે. ભવિષ્યમાં લક્ષ્યરૂપે રાખવાનું તે આ જ છે. અને આ સંબંધને અંગે એ સ્મરણમાં રાખવું સારૂં છે કે જે મનુષ્ય પોતાના આ પ્રકારના લક્ષ્યને રાખીને તેને સિદ્ધ કરવાના આશયથી જ જીવન ગાળે છે, તે મનુષ્ય અવશ્ય કરીને એ લક્ષ્યનો સાક્ષાત્કાર કરે છે.

ભાવિ વર્ષોમાટે એ પ્રકારનું ચિત્ર, અને ભાવિના સમયનું એ પ્રકારનું લક્ષ્ય, એ અવશ્ય લાભકારક છે અને જેનું એક લક્ષ્યબિંદુ હોય છે તેનું એક જ પ્રત્યક્ષમાં પ્રકટ થાય છે એ વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધ છે. પ્રત્યેક મનુષ્યના સ્વભાવમાં જીવનને લાંબો કાળ ટકાવવાનું, આરોગ્યને, બળને અને યૌવનને કાયમ જાળવી રાખવાનું સામર્થ્ય રહેલું છે.

તેથી આપણા ભવિષ્યના એ લક્ષ્યને આપણે બદલવાની જરૂર નથી અથવા અલ્પ વ્યક્તિરૂપે પણ ગણાવાની જરૂર નથી. કુદરતનું જે યથાર્થ જીવન છે તેના ગાઢ સંબંધમાં આવવાની અને વિશેષ અંશમાં કુદરતી થવાની જરૂર છે. કુદરત સર્વ મનુષ્યને કહે છે કે, "યુવાવસ્થામય રહેવાનું સામર્થ્ય તમારામાં જ છે, નિરામય રહેવાનું સામર્થ્ય પણ તમારામાં જ છે; તમારામાં જે કંઈ છે તેનો ઉપયોગ કરો અને તમે યુવાન્ તથા નિરામય રહેશો. મેં તમને સામર્થ્ય આપ્યું છે. પણ તેનો ઉપયોગ તમારે પોતાને જ કરવાનો છે."

કુદરતને પોતાને જે કંઈ કરવાનું છે તે તેણે કર્યું છે, પરંતુ હજી સુધી મનુષ્યે જે કંઇ કરવું જોઇએ તે કરવામાં તે નિષ્ફળ નીવડ્યો છે. મનુષ્ય એથી પણ વધારે સારૂં કરી શકે એમ છે. અને જો તેણે તેની પોતાની સાથે સત્યશીલ ( True ) રહેલું હોય તો તેણે તેવું કરવું જ જોઇએ. આપણે સર્વ હાલથી જ તેનો આરંભ કરી શકીએ એમ છે, કેમકે નવીન, ઉત્તમ અથવા જે લક્ષ્યરૂપ છે, તેનો આરંભ કરવામાં કદાપિ ઘણું મોડું થતું જ નથી. ગમે ત્યારે પણ તેનો આરંભ કરી શકાય છે. સ્થાયી યૌવનનો નિયમ આપણામાં અખંડિતપણે પ્રવર્ત્યા જ કરે છે. આજથી થોડા મહિના પછી જે શરીર આપણને પ્રાપ્ત થશે તે એક નવીન શરીર જ હોવાનું, અને તેથી તેટલો કાળ જો આપણે શરીરના અને મનના જે કુદરતી નિયમો છે તેની સાથે એકરાગપૂર્વક રહીશું તો તે શરીર નવીન અને યુવાવસ્થામય જણાશે. અને એ નિયમોમાં ચાર, મુખ્ય નિયમો છે. મનના એ મુખ્ય નિયમો તે એકરાગપણું અને વૃદ્ધિ પામવી એ છે. આ મહાન્ નિયમોને અનુસાર તમારે જીવનને ગાળવાનો નિર્ણય કરો, અને તમે નૈસર્ગિક જીવનની કક્ષાને સિદ્ધ કરી ગણાશે. કારણકે કુદરતના બીજા સઘળા નિયમો આ ચાર મુખ્ય નિયમોનાં રૂપાંતરો જ છે. આ ઉપરથી નિર્ણય થાય છે કે નૈસર્ગિક જીવનનું લક્ષ્ય અથવા લક્ષ્યરૂપે નૈસર્ગિક જીવન તે એ જ છે જ્યાં સુધી ઇચ્છા હોય ત્યાં સુધી જીવવું, અને જ્યાંપર્યંત જીવન ટકે ત્યાંપર્યંત યુવાવસ્થાયુક્ત રહેવું.

---

# ॥ श्री नृसिंहसिद्धांतचंद्रोदय ॥

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦ થી. )

**ब्रह्मविद् ब्रह्मैव भवति**—એ શ્રુતિ—"બ્રહ્મના સ્વરૂપને જાણનાર બ્રહ્મ જ થાય છે" —એ અપૂર્વ રહસ્યનો બોધ કરે છે. તે શ્રુતિને પ્રમાણભૂત માનતા છતાં કેટલાંક અંતઃકરણને બ્રહ્મવિદ્ પુરુષપ્રતિ "પરમાત્મા" શબ્દનો પ્રયોગ થતાં કંપારી છુટે છે. આસ્તિક મનુષ્યોમાં પણ આ પ્રકારનો પ્રમાણનો અને વિચારનો વ્યાઘાત થાય છે તો નાસ્તિક મનુષ્યોમાં તે થાય તેમાં આશ્ચર્ય નથી. લૌકિક જ્ઞાન મેળવવાની સામગ્રી ઉપરાંત અલૌકિક જ્ઞાન મેળવવાનું સાધન અંતર્મુખ અવસ્થા છે અને તે અવસ્થાને પ્રાપ્ત કરવાની કલા સર્વ ધર્મોએ ન્યૂનાધિક અંશે સ્વીકારેલી છે. લૌકિક સામગ્રીના અભાવ છતાં અપૂર્વ જ્ઞાનાદિ વૈભવ પ્રકટ

થયાનાં દૃષ્ટાન્તો આર્ય અનાર્ય સર્વ ધર્મોમાં ઝગઝગે છે, તેમ છતાં મનુષ્યપ્રાણિના જ્ઞાનાદિ વૈભવ આટલી મર્યાદાના જ હોય એ પ્રકારની ઇયત્તા બતાવવાની ધૃષ્ટતા પોતાની અલ્પજ્ઞતાનો સ્વીકાર કરવાં છતાં પણ ઘણાં મનુષ્યો પ્રદર્શિત કરે છે. આથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે સઘળા ધર્મોપદેશકો સર્વજ્ઞ હોય છે. અલ્પ જાણનારને વધારે જાણનાર પ્રબોધ કરે તો તે સ્વાભાવિક છે. પૂર્ણતા સિદ્ધ થતાં સુધી કોઇએ કંઈ બોલવું જ નહિ એ નિયમ કોઇ બુદ્ધિમાન્ સ્વીકારી શકે તેમ નથી. તાત્પર્ય એટલું જ છે કે જ્ઞાનની ઇયત્તા બાંધવી એ સાહસ છે અને તેથી જેમનામાં આપણા કરતાં ઉત્કૃષ્ટ જ્ઞાનાદિ વૈભવ હોય તેમના પ્રતિ પૂજ્યબુદ્ધિ બતાવવી એ પ્રત્યેક સુજનો સ્વાભાવિક ધર્મ છે. અમર્યાદ જ્ઞાનનો સદ્ભાવ **પરમાત્મા**માં જ સ્વીકારાયેલો છે અને તેથી જેમનામાં **પરમાત્મા** શબ્દનો પ્રયોગ થાય છે તે વ્યક્તિવિશેષમાં પ્રામવિવેક પુરુષ એકાન્તવાદી હોવાથી અંતર્ગત **પરમાત્માસાથેના** અભેદને લક્ષમાં લઈ તે તે પ્રયોગો કરે છે. જે શરીરમાં **પરમાત્માસાથેના** અભેદની અભિવ્યક્તિ સ્પષ્ટ થાય છે તે શરીરને તે શરીરના અસાધારણ જ્ઞાનબલથી પૂજ્ય માનવાનો પ્રચાર ચાલે છે અને તે દ્વારા કલ્યાણની સિદ્ધિ થતી હોવાથી બ્રહ્મવિદ્ મહાત્મામાં **પરમાત્મ**ભાવના કરવાનું સદ્શાસ્ત્રોમાં વિધાન કરવામાં આવેલું હોય છે. સર્વાત્મભાવ જેમને સિદ્ધ થયો છે. તેઓ સર્વજ્ઞ હોય છે અને તેવા પુરુષો અત્યંત વિરલ હોય છે. જીવની અલ્પજ્ઞતા જ બતાવી આપે છે કે જ્ઞાનની પરાકાષ્ઠા કોઈ પદમાં હોવી જોઇએ, નહિ તો જ્ઞાનનું તારતમ્ય ઘટે નહિ. તકરાર ખાતર એમ માનીએ કે જ્ઞાનની પરાકાષ્ઠા જ નથી અને તે અમર્યાદ છે તો તે સિદ્ધાન્ત સ્વીકારીને પણ જેમ કીડીની દૃષ્ટિમાં આપણે સર્વજ્ઞ છીએ તેમ આપણી દૃષ્ટિથી દૃશ્યમાત્રમાં જેમની અંતઃ પ્રજ્ઞા પ્રવેશ પામેલી છે એવા તત્ત્વજ્ઞ પુરુષો સર્વજ્ઞ ગણાય તો બાધ નથી. આટલી પ્રતિજ્ઞાથી પણ આપણા કરતાં ઉત્કૃષ્ટ જ્ઞાનાદિ વૈભવવાળા પુરુષોના વાક્યોમાં વિશ્રંભ અથવા શ્રદ્ધા રાખવાનો આપણો ધર્મ ફલિત થયા વિના રહેતો નથી. **પરમાત્માસાથે** એકીભાવને પામનાર અર્થાત્ ચૈતન્યમય થનાર મુક્ત પુરુષોનાં અંતઃકરણ નિરોધસમયે કેવાં થાય છે, તેનું ઉદાહરણ ઘણી રમણીય ભાષામાં નીચેના સંસ્કૃત શ્લોકમાં આપવામાં આવ્યું છે:

**तस्मिँश्चिद्दर्पणे स्फारे समस्ता वस्तुदृष्टयः**
**इमास्ताः प्रतिबिंबन्ति सरसीव तटद्रुमाः ॥**

જેમ મહા સરોવરના તટઉપર આવેલાં વૃક્ષો તેમાં પ્રતિબિંબિત થાય છે તેમ "આ" "તે" ઇત્યાદિ શબ્દથી વ્યવહાર પામતા સર્વ પદાર્થોની દૃષ્ટિઓ તે વિશાલ ચૈતન્યરૂપ દર્પણમાં પ્રતિબિંબને પામે છે.

આ ન્યાયે સર્વાત્મભાવ જેમનામાં અખંડ સિદ્ધ રહ્યો હતો એવા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ને **પરમાત્મ**રૂપે ગણી તેમને **પરમાત્મા** શબ્દનું વિશેષણ તેમના અનુયાયીઓ આપે છે તો તે ઉંડા રહસ્યને લક્ષમાં રાખી આપે છે. આ **શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ ધર્મસમુદ્ધરણનું દ્વાર શ્રેયઃસાધકઅધિકારિવર્ગને બનાવ્યું છે. તે વર્ગની સંજ્ઞામાં જ તેઓશ્રીનો ઉદાર આશય પ્રતિબિંબિત થયેલો છે.

મનુષ્યના જીવનનો ઉદ્દેશ સર્વ દેશ કાલના ધર્મોપદેશક અથવા વિચારકોએ સુખમાં સમાયેલો માન્યો છે. જેઓ ઇતર ઉદ્દેશને સ્થાપે છે તેઓ પણ પ્રકારાન્તરે અંતરાત્માની

તૃપ્તિને જ પોતાના લક્ષ્યરૂપે સ્થાપે છે એ વાર્તા નિર્વિવાદ છે. પ્રાણીમાત્ર પ્રવૃત્તિના પ્રયોજન રૂપે ઇષ્ટાર્થસિદ્ધિ અને તદ્દ્વારા સુખપ્રાપ્તિને મૂકે છે. આ ભાવભૂત સુખ દુઃખ નિવૃત્તિરૂપ અભાવ સિદ્ધ થયા પછી ઉદયને પામે છે. અને પ્રાણિઓને સુખપ્રતિ રાગ કરતાં દુઃખ-પ્રતિ દ્વેષ વધારે હોવાથી તેઓ દુઃખનિવૃત્તિને જીવનના ઉદ્દેશમાં પ્રથમ સ્થાન આપે છે અને ત્યાર પછી સુખાવાપ્તિને દ્વિતીયસ્થાન આપે છે. જેઓનાં અંતઃકરણ ઘણી ઉચ્ચ કલાને પ્રાપ્ત થયાં છે તેઓ સુખને લક્ષ્યરૂપે ગણી પ્રવૃત્તિ કરતા નથી, પરંતુ સ્વકર્તવ્યની સિદ્ધિમાં જ તેમનું લક્ષ્ય હોય છે. તોપણ તે કર્તવ્યની સિદ્ધિના પરિણામમાં તે મને સ્વભાવથી પરિતૃપ્તિ પ્રકટ થાય છે. આથી સુખાર્થે જ પ્રાણિમાત્રની પ્રવૃત્તિનો પ્રવાહ ચાલે છે એમ કહેવામાં વસ્તુતઃ દોષ નથી.

પ્રાણીમાત્રની પ્રવૃત્તિના ફલરૂપ સુખના વિદ્વાનોએ બે પ્રકાર માન્યા છે. ( ૧ ) સવિષય અને ( ૨ ) નિર્વિષય. જે સુખનો ઉદય બાહ્ય સ્થૂલ અર્થ અથવા માનસ સૂક્ષ્મ અર્થ અથવા વિષયનો ઇન્દ્રિયો તથા અંતઃકરણસાથેનો સંબંધ થવાથી થાય છે તેને સવિષય સુખ કહે છે. અને જે સુખ પોતાના ઉદયમાં સમગ્ર દ્વૈત પ્રપંચના ઉપશમની અપેક્ષા રાખે છે તે નિર્વિષય સુખ છે. પ્રથમનું સુખ પ્રતિબિંબ અથવા આભાસરૂપ છે, અને બીજું સુખ બિંબ અથવા અધિષ્ઠાનભૂત છે. જેમ પ્રતિબિંબ અથવા આભાસ બિંબભૂત પદાર્થ ઉપરાંત દર્પણાદિ ઉપાધિની અપેક્ષા રાખે છે, તેમ સવિષય સુખ અંતઃકરણરૂપ દર્પણની ક્ષણિક સ્થિરતા અથવા એકાગ્રતાની અપેક્ષા રાખે છે. વળી જેમ ઉપાધિના ગુણ ધર્મો પ્રતિબિંબમાં ઉદય થાય છે તેમ જે વિષયના સંબંધવડે અંતઃકરણરૂપ દર્પણ કંઇક સ્થિર બને છે તે વિષયના ગુણ ધર્મની છાયા સુખરૂપ પ્રતિબિંબમાં સંક્રાંતની થાય છે. આથી પ્રાણીમાત્રના અંતસ્તમ પ્રદેશમાં સુખરૂપ તત્વબિંબરૂપે એક છતાં સવિષય સુખનું તારતમ્ય બહુ રહે છે. અનાદિ કાળના ઇંદ્રિયાર્થસંનિકર્ષવડે સુખ પ્રકટ થાય છે એવી દૃઢ વાસનાના બળથી ઇંદ્રિયાર્થસંનિકર્ષવિના સુખ પ્રકટ થાય જ નહિ. આવું મિથ્યા જ્ઞાન પ્રાયશઃ દૃઢ થયેલું જન-સમુદાયમાં જોવામાં આવે છે. જેમ અર્વાચીન વિદ્યાનો જ્યાં પ્રસાર થયો નથી એવા ગામડામાં જઇ તારવિના હજારો ગાઉ સંદેશા મોકલાય છે અથવા તારવિના એક મનુષ્ય જે બોલે તે દૂરનો મનુષ્ય સાંભળી શકે છે અર્થાત્ કોઈ પ્રત્યક્ષ સબંધ કરાવનાર પદાર્થવિના મનુષ્યો દૂરથી વાતચીત કરી શકે છે એવું કહેવામાં આવે તો તે આપણને મૂર્ખ ગણી કાઢે છે અને તે વાર્તાને અસંભવરૂપ માને છે. તેમ જેમણે ક્ષણભર પણ નિર્વિષયાકાર સ્થિતિ અનુભવી નથી તેમને તે સ્થિતિ દૈવી સુખનો આવિર્ભાવ કરે છે એમ કહેવું તે ઉપહાસ કરાવવા જેવું ગણાય. આમ છતાં જેમ વિદ્યાભિજ્ઞો વિદ્યાનો પ્રસાર કરવામાં પાછી પાની કાઢતા નથી તેમ નિર્વિષયસુખરસિકો પોતાના સ્વાનુભવને અધિકારીઅંતઃકરણમાં રેડયા વિના રહેતા નથી. વળી જ્યાં સુધી તારવિના સંદેશા મોકલવાની રીત હજુ સર્વત્ર પ્રચારમાં મૂકવામાં આવી નથી ત્યાં સુધી તારવડે સંદેશા મોકલવાની પદ્ધતિનો કોઇ લોપ કરતું નથી. તેવી રીતે નિર્વિષય સુખની અભિવ્યક્તિનાં સાધન જેમને પ્રાપ્ત નથી અથવા જેમને તેમાં અભિરુચિ ઉત્પન્ન થઇ નથી તેમને સવિષય સુખમાંથી ભ્રષ્ટ કરવા તત્વજ્ઞો ઇચ્છતા નથી. તેમ કરવામાં તેમનું હલકા પ્રકારનું સુખ પણ લુપ્ત થાય છે.

આ કારણથી અધિકારભેદને લક્ષમાં રાખી આપણા તત્વજ્ઞોએ બંને સુખને ઇષ્ટ ગણી

તેની પુરુષાર્થમાં ગણના કરી છે. **શ્રીમન્નૃસિંહાચાર્યજી** જનહૃદયના સામર્થ્યના યથાર્થ પરીક્ષક હોવાથી મનુષ્યના આત્માની ઉન્નતિ સધાવા અર્થે તેઓશ્રીએ અધિકારિભેદને પોતાની તત્ત્વવિચારશ્રેણીમાં અગ્રિમ સ્થાન આપ્યું છે. તેઓશ્રીના રચેલા " **સુખાર્થે સદુપદેશ**"–એ નામના કદમાં લઘુ પરંતુ વિચારમાં પરમ ગંભીર લેખમાં આ વસ્તુઉપર સારો ઉહાપોહ થયેલો છે. આ લેખ જ તેમના વર્ગતરફથી પ્રસિદ્ધ થતી સદુપદેશ શ્રેણીના બીજભૂત છે અને તેથી તેઓશ્રીના સિદ્ધાન્તનું સ્વરૂપ જાણવાની જેમને ઉત્કટ ઇચ્છા છે તેમણે તે નાના લેખનું પરિશીલન કરવું ઘટે છે.*

ઔપનિષદ્ પરિભાષામાં[1] કહીએ તો સવિષય સુખ તે **પ્રેયસ્** છે અને નિર્વિષય સુખ તે **શ્રેયસ્** છે. ઘણા વિચારકો પ્રેયસ અને શ્રેયસ્‌નો તેજસ્તિમિરવત્ વિરોધ માને છે, અને એક અધિકરણમાં બેનો સદ્‌ભાવ સ્વીકારતા નથી. પરંતુ આ વિરોધ જેવા રૂપમાં પ્રકટ કરવામાં આવે છે તેવો નથી, પરંતુ એ બેનો સંબંધ થઈ શકે છે એવું આપણા પ્રાચીન વર્ણાશ્રમધર્મના વ્યવસ્થાપક ઋષિમુનિઓએ સ્વીકાર્યું છે અને એ મુદ્દાપ્રતિ **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** સંસ્કારી જનોનું ખાસ લક્ષ ખેંચ્યું હતું. વાતો સાચી છે કે જ્યાં તેજ હોય ત્યાં અંધકાર ન હોય, પરંતુ દીપકની સાથે જ કાજળ હોય છે, એ કોઇની નજર બહાર નથી. ચંદ્રમામાં તેજ છતાં લાંછન રહે છે. જ્ઞાન અજ્ઞાનનું વિરોધી છે, પરંતુ અજ્ઞાનનો સદ્‌ભાવ જ્ઞાનવડે જ થાય છે અને તેથી ચિદાત્મા અજ્ઞાનના આશ્રય અને વિષયરૂપ બને છે. તેમ પ્રેયસ્ અથવા સવિષય સુખ શ્રેયસ્ અથવા નિર્વિષય સુખનું વિરોધી છતાં પ્રેયસ્ શ્રેયસ્‌ના આશ્રયે રહે છે. જો બિંબભૂત શ્રેયસ્ ન હોય તો પ્રતિબિંબભૂત પ્રેયસ્ પ્રકટ થાય જ નહિ. આથી પ્રેયસ્‌ના સદ્‌ભાવની સિદ્ધિ અધિષ્ઠાનભૂત શ્રેયસ્‌ઉપર છે. વિરોધ ક્યારે પ્રકટ થાય છે કે જ્યારે બેનો અનુસંધાયક હેતુ લક્ષબહાર જાય છે ત્યારે. વેદાન્તના અભ્યાસકો જાણે છે કે અખંડ બ્રહ્માકારા વૃત્તિ—એ પણ અજ્ઞાનલેશનો પરિણામ છે. તોપણ તે વૃત્તિ સમગ્ર દૃશ્યપ્રપંચનો બાધ કરી પોતે શમે છે અને જીવનો શિવભાવ પ્રકટ કરે છે. તેવી જ રીતે કેટલાંક પ્રેયસ્ શ્રેયસ્‌ના ઉદયમાં સામગ્રીભૂત હોય છે. અને તેથી તેને ઉપાદેય ગણ્યાં છે.

કેવલ શ્રેયસ્‌ની ઇચ્છાથી ગૃહસ્થ સ્ત્રીઆદિનો ત્યાગ કરી પરિણામે વિષયપંકમાં આળોટતા ત્યાગીઓ કયા સુજ્ઞની દૃષ્ટિએ નથી ચઢતા ? તેના કરતાં પોતાના અંતઃકરણના અધિકારને લક્ષમાં લઈ પોતાની ઉત્કટ નિર્દોષ પ્રેયસ્‌ની અભિલાષાને ન્યાયપુરઃસર તૃપ્ત કરી શ્રેયસ્‌ના સાધનમાં ક્રમશઃ જોડાનાર ગૃહીઓ શું વધારે સ્તુત્ય અથવા વંદનીય નથી ? ગૃહીઓ શ્રેયસ્‌ના છલમાં પ્રેયસ્ સાધે છે એમ કોઇ કહેતો તેવું કરનાર ઢાંકયા રહેતા નથી એટલું જ નહિં પણ તેમને પોતાને અનર્થનો અનુભવ થયા વિના રહેતો નથી. પરંતુ નિર્દોષ ન્યાયપુરઃસર પ્રેયસ્‌ને સાધનાર ગૃહી કદાચ શ્રેયસ્‌ની સિદ્ધિમાં પ્રમાદ કરતો હોય અથવા પ્રસંગે નિષ્ફલ થતો હોય તોપણ તે શ્રેયસ્‌ની સિદ્ધિઅર્થે સ્ત્રી પુત્રાદિનો ત્યાગ કરી અધર્મ અથવા અન્યાયથી પ્રેયસ્‌ની સિદ્ધિ કરનાર સંન્યાસી કરતાં હજાર દરજ્જે સારો છે, અને જનતાનો એક ઉપયોગી અંશ છે. કેવલ શ્રેયસ્‌ની સિદ્ધિ કરવામાં તત્પર ઉપશાન્ત પુરુષ વિશ્વવંદ્ય છે

* વળી જુઓ શ્રીપંચવરદ વૃત્તાન્તનો દ્વિતીય સમાગમ. પૃ. ૭૦ [1] જુઓ **કઠોપનિષદ્** અને યમ અને નચિકેતાનું આખ્યાન.

અને નિદર્શન ભૂત છે. તોપણ તેવી સિદ્ધિ કરવાનું જેમને કાં તો સામર્થ્ય નથી અથવા સામર્થ્ય છતાં લોકોપકારાર્થે નિર્દોષ પ્રવૃત્તિ કરવાનુ જેમને આક્તન સંસ્કારવશાત્ પ્રાપ્ત છે તેમણે પ્રેયસ્‌ની પ્રવર્તક પ્રવૃત્તિ જ ન કરવી એવું શાસન વિચારથી ટકી શકે તેમ નથી. વળી તેવું માનનાર ઇતિહાસની અવગણના કરેછે. **શ્રીકૃષ્ણ,** **યાજ્ઞવલ્ક્ય,** વસિષ્ઠ આદિ તત્વનિષ્ઠો ગૃહત્યાગ કરનારા ન હતા. પશ્ચિમના શોપનહૉર, હેગેલ આદિ વિચારકો ગૃહત્યાગી ન હતા. અને સ્ત્રી શૂદ્રને પણ બ્રહ્મવિદ્યાનો પુરાણદ્વારા અધિકાર છે છતાં ત્યાગાશ્રમની તેમને આવશ્યકતા નથી એવું પ્રાચીન ગ્રંથોના પર્યાલોચનથી જણાશે. આ સમ્બધમાં આપણે ભવિષ્યમાં ઘણું વિચારવાનું પ્રાપ્ત થશે. હાલતો પ્રેયસ્ અને શ્રેયસ અત્યંત વિરોધી નથી, પરંતુ તેનો સમુચ્ચય પ્રાપ્તવિવેકપુરુષોમાં થઇ શકે છે. એ જ સિદ્ધાન્તનું સ્થાપન કરવાનો આશય છે.

જે સવિષય સુખ અથવા પ્રેયસ્‌નો પાયો ધર્મ છે અને શિખર શ્રેયસ્ છે તે સવિષય સુખની અવગણના કરવામાં મોટું સાહસ છે; અને તેમ કરનાર પોતાનું અકલ્યાણ સાધે છે એટલું જ નહિ પણ જનતામાં એક ઉપયોગી અંશ નહિ રહેતાં માત્ર શલ્યરૂપ ગણાય છે. પ્રેયસ્‌ના બે મુખ્ય વિભાગ પડે છે (૧) ધર્માવલંબી અને (૨) અધર્માવલંબી. ત્યાં ધર્માવલંબી પ્રેયસ્ વ્યક્તિનું તેમ સમાજનું વિધારક અથવા પોષક છે અને અધર્માવલંબી પ્રેયસ્ વ્યક્તિનો તેમ સમાજનો હ્રાસ કરનાર છે. આ કારણથી અધર્માવલંબી પ્રેયસને સાધનાર મનુષ્યોની ગણના આપણા પ્રાચીન પુરુષોએ પામર વર્ગમાં ગણી છે. જેઓ ધર્માવલંબી પ્રેયસ્‌ને સાધે છે તેઓના ત્રણ વર્ગ પડે છેઃ-(૧) જેઓનાં અંતઃકરણમાં પ્રેયસ્ પ્રધાન સત્તા ભોગવે છે તેમ છતાં શ્રેયસ્‌ની વાસના ગૌણ અંશમાં પણ અંતરાલ સમયમાં પ્રકટ થાય છે તેઓ આ વર્ગના મનુષ્યોને શ્રેયસ્‌ના મંદાધિકારી ગણ્યા છે. (૨) જેમના અંતઃકરણમાં પ્રેયસ્ અને શ્રેયસ્ સમબલ ભોગવે છે, અર્થાત્ જેમનો રાગ ઉભયપ્રતિ હજુ સરખો રહ્યો છે તેવા, અને જેઓ શ્રેયસ્ અર્થે પ્રયત્ન કરતા છતાં પ્રેયસ્‌ને પાછા હઠાવી શકતા નથી તેમ શ્રેયસ્‌માં ડુબી પણ જતા નથી તેવા આ વર્ગના મનુષ્યોને શ્રેયસ્ મધ્યમાધિકારી કહે છે. (૩) જેમના અંતઃકરણમાં શ્રેયસ્‌ની પ્રધાન વાસના છે તથા જેઓ શ્રેયસ્‌ની સિદ્ધિમાં ઉત્કટ વેગવાળા છે, તોપણ પ્રેયસ્‌ની વાસના નિઃશેષ નિર્મૂલ થઈ નથી તેવા આ વર્ગના મનુષ્યોને શ્રેયસ્‌ના ઉત્તમાધિકારી ગણવામાં આવે છે. જેઓનો પ્રેયસપ્રતિનો રાગ નિર્મૂલ થયો છે અને જેમને શ્રેયસ્‌માત્રની વાસનાનો ઉદય શેષ રહ્યો છે તેવા મનુષ્યો શ્રેયસ્‌ના ઉત્તમોત્તમ અધિકારી ગણાય છે. આ લોકો પ્રેયસ્ અને શ્રેયસ્‌ની જ્યાં સીમા મળે છે તે પ્રદેશઉપર વસનારા હોય છે, અને શાસ્ત્રમાં જેમને શુદ્ધ મુમુક્ષુ અથવા તનુમાનસાની સિદ્ધિવાળા મનુષ્યો કહે છે તે આ ચોથા વર્ગના છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી**એ પોતાની સંસ્થામાં મંદ, મધ્યમ, ઉત્તમ તથા ઉત્તમોત્તમ એવા ચાર પ્રકારના અધિકારીઓને શ્રેયસ્‌ની સિદ્ધિમાં સ્થાન આપ્યું છે અને તેમના અધિકારાનુસાર સાધન પ્રબોધ કરી તેમને સિદ્ધપદપ્રતિ પ્રયાણ કરતા કર્યા છે. માત્ર પામર વર્ગને જ તેઓશ્રીએ આ સંસ્થામાં પ્રવેશ પામવાના અનધિકારી ગણ્યા છે. વિષયી અર્થાત્ ધર્માવલંબી પ્રેયસ્‌ની સિદ્ધિકરતાં જેમને શુભાશા અને સુવિચારણા પ્રકટ થઈ છે એવા તથા કેવલ મુમુક્ષુને શ્રેયસ્સાધકના વિશાલ વર્ગમાં મૂક્યા છે. આ ઉદાર આશયને લીધે જ શ્રેયસ્-

સાધકઅધિકારિ વર્ગ ભિન્ન રુચિ અને ભિન્ન વ્યવહારના મનુષ્યોથી રચાએલો છતાં એક ઉચ્ચગાની આધ્યાત્મિક વેગથી સુવ્યવસ્થિતપણે પોતાનું કાર્ય કરતો પ્રકટ થાય છે. અને પ્રત્યેકને ઉત્સાહ અને શાંતિ પ્રકટ કરે તેવી દૃષ્ટાન્તભૂત વ્યક્તિઓ તે વર્ગમાં મળી આવે છે. કોઈ પણ ઉચ્ચગ્રાહની સિદ્ધિ આ પ્રમાણે ક્રમશઃ જ થઈ શકે છે. એકદમ વચલાં પગથીઆંનો ત્યાગ કરી કુદકો મારી ઉચ્ચ આશય સિદ્ધ કરવામાં નિષ્ફલતા અને નિરુત્સાહ પ્રકટ થયા વિના રહેતો નથી એવું ધર્મના ઇતિહાસને જાણનાર સત્વર સમજી શકશે.

આ પ્રકારે મંદ, મધ્યમ, ઉત્તમ તથા ઉત્તમોત્તમ શ્રેયઃસાધકોના આધારભૂત તત્ત્વને આ સંસ્થામાં ધર્મ સંજ્ઞા અપાઈ છે. અને તે ધર્મની સ્તુતિ શ્રીનૃસિંહસિદ્ધાન્તચંદ્રમાંથી પ્રથમ પ્રકટ થયેલી છે. (અપૂર્ણ.)

---

## સ્વભાવની વિચિત્રતા.

કોઈ પણ મનુષ્ય, પછી તે ગમે તેવો લોભી હોય તોપણ, તેને અખૂટ ધન આપવામાં આવે અને તેને કહેવામાં આવે કે એ ધનના બદલે એને જીવનપર્યન્ત જેલમાં રાખવામાં આવશે, તો તમે ધારોછો કે એ મનુષ્ય એ વિનિમય સ્વીકારી લેશે ? અવશ્ય નહિ. જરા પણ વિચાર કરવાની શક્તિવાળો મનુષ્ય અર્થાત્ ગાંડપણવિનાના સર્વ મનુષ્ય તત્કાલ કહેશે કે એ ધન અમારે જોઈતું નથી. તેથી સ્પષ્ટ થાય છે કે જે લોભી મનુષ્ય કહેવાય છે તે ધનને પરમ પ્રાપ્યસ્વરૂપ સ્વીકારતો નથી. ધનને કોઇના સાધનરૂપ જ માને છે. પણ જેમ રમતો રમનાર તજ્જન્ય આનંદ અને વ્યાયામમાટે તે રમતોની શરૂઆત કરે અને તેમ કરતાં પછી રમતાં રમતાં તેમાં એટલો તલ્લીન થઇ જાય છે કે કેટલેક પ્રસંગે તેમાંથી આનંદ નહિ મળે, તેથી શિરોવ્યથા, શરીરમાં દુઃખાવો વગેરે થાય અને વ્યાયામજન્ય આરોગ્યની પ્રાપ્તિને બદલે શરીરનું આરોગ્ય બગડે તેટલે સુધી એ રમતો ખેલતો રહે છે. તે જ પ્રમાણે આ લોભી મનુષ્યને પ્રથમ ધનવિષે સાધન બુદ્ધિથી થયેલી પ્રીતિ એટલે સુધી વધે છે કે પછી એ સાધનરૂપ છે એવું એને વિસ્મરણ થઇ રહે છે અને તેથી એ દ્વારા સાધવામાં આવતા અર્થમાટે એનો ઉપયોગ કરવાનો આવે ત્યારે એનું અંતર કકળી ઉઠે છે અને એ અર્થને સાધવાને બદલે ધનનો સંગ્રહ જ કર્યો જાય છે. આમ છતાં જ્યારે ધનપ્રાપ્તિ થવામાં ઉપર જણાવ્યું તેવી કોઈ સરત તેની સાથે કરવામાં આવે છે ત્યારે તત્કાળ જ તે ના કહે છે અને જણાવે છે કે જ્યારે જેલમાં દિવસો કાઢવાના હોય ત્યારે પછી ધનને શું કરવું ? તાત્પર્ય કે અહિં ધનની ગૌણતા એની મતિ સ્પષ્ટપણે સ્વીકારે છે.

આ જ પ્રમાણે કોઇને કહેવામાં આવે કે તને અમુકસંખ્ય ધન તારે જોઇએ તેટલું આપવામાં આવશે પણ તેના બદલામાં તારે આખે શરીરે ચળનો વ્યાધિ લેવો પડશે, તો એ શ્રવણ કરતાં સર્વ મનુષ્યો એને ના પસંદ કરશે અને તત્કાળ કહેશે કે મારે ધન અને ચળ (ખજવાળ) બન્ને લેવાં નથી. તેથી સ્પષ્ટ થાય છે કે ધનના કરતાં એ લોભી હોય તોપણ એની મતિ શરીરને, શરીરની નીરોગતાને પ્રધાન સ્થાન આપે છે; એની મતિ ધનના કરતાં શરીરનું મૂલ્ય અધિક આંકે છે.

હવે કોઇ પણ મનુષ્ય ધનને ધીરવું હોય ત્યારે શું કરે છે ? ગમે તે મનુષ્ય કહે છે કે મને ધન આપ, હું તને વ્યાજ આપીશ, હું તને સારૂં વ્યાજ આપીશ, હું તને મોં માગ્યું વ્યાજ આપીશ તો તત્કાળ તેના આગળ ધનનો ઢગલો બનાવી દે છે ? કદી નહિ. એ ધીરનાર મનુષ્ય લોભીઓ નહિ હોય તોપણ એ મનુષ્યના સ્વભાવને જુએ છે; એ સાચી દાનતનો મનુષ્ય છે કે ખરાબ દાનતનો મનુષ્ય છે એની બારીકીથી તપાસ કરે છે. એ શો ઉદ્યમ કરે છે, એ ઉદ્યમમાં એને લાભ થતો રહે છે કે ખોટ આવતી રહે છે એની ખબર કાઢે છે. એ મનુષ્યની બહાર ખ્યાતિ કેવી છે, એની પ્રતિષ્ઠા વ્યાપારીવર્ગમાં કેવી છે તે જુએ છે. આ ઉપરાંત એના માતપિતાની પ્રતિષ્ઠા કેવી છે, એ મનુષ્ય વ્યયશીલ સ્વભાવનો છે, સટ્ટો વગેરે કરે છે તે પણ જુએ છે. પણ એટલાથી પણ સંતોષ થતો નથી. ધીરનાર મનુષ્ય આટલું જોવાથી અટકતો નથી, એ મનુષ્ય તથા એના પૂર્વજોની તપાસ કાઢવાથી અટકતો નથી પણ એના પછી એનો વહીવટ કરનાર કોણ છે તે પણ જુએ છે. ધીરનાર મનુષ્ય જાણે છે કે શરીરનો વિશ્વાસ હોતો નથી, માટે વખતે કોઇ કારણથી નાણાં લેનારનો કોઇ દિવસ દેહ નહિ હોય ત્યારે એની પછી એનો વહીવટ કરનાર મનુષ્ય જો ખરાબ દાનતનો હોય તો પોતાનાં નાણાંને જોખમ થવાનો ભય રહે છે, માટે એની પછી વહીવટ કરનાર સારો, સુશીલ અને સાચી દાનતનો જણાય છે તો જ એ જરા પણ સંતોષ પામે છે અને પૈસા ધીરવાની હિંમત કરે છે. આટલું જ નહિ પણ પૈસા ધીરીને નિવૃત્તિનું સેવન કરતો નથી, પણ પ્રસંગપરત્વે એ નાણાં ગ્રહણ કરનારની સ્થિતિની ખબરઅંતર કાઢતો રહે છે.

આ પ્રકારની પ્રવૃત્તિ, ખાનગી શરાફ ગૃહસ્થ પૈસા લેનાર હોય ત્યારે સુજ્ઞ મનુષ્યો તરફથી સેવાતી દૃષ્ટિગોચર થાય છે. શરાફ કે ગૃહસ્થ, કોઇ પેઢી, બેન્ક વગેરે પૈસા લેનાર હોય છે તો ત્યાં તેના ડિરેક્ટરો કેવા છે, તેનો એજન્ટ કેવો છે, પ્રતિવર્ષ બહાર પડતું સરવાયું સાચું છે કે નહિ, એ પેઢી, બેન્ક અથવા મીલને તે વર્ષ કોઇમાં ખોટ આવી છે કે કેમ તે આદિ વિશેષ બારીકીથી તપાસ કરવામાં આવે છે અને એમાં કોઈમાં પણ વાંધાજેવું જણાય છે તો પોતાનો નિક્ષેપ મુદત પૂરી થયે ધીરનાર મનુષ્ય પાછો લઈલે છે અને વધારે ભયનું કારણ જણાય છે કે મુદત પૂરી થતાં પૂર્વે ચઢેલા વ્યાજની હાનિ સહન કરીને પણ બને છે તો નિક્ષેપ પાછો ખેંચી લેવા યત્ન કરે છે. તાત્પર્ય કે ધન ધીરવા માટે લેનારની, તેના પૂર્વજોની, તેના વારસોની, તેના મિત્રોની, તેના ઉદ્યમની વગેરે સર્વ બાબતોની બને છે તેટલી બારીક તપાસ કાઢવાની પદ્ધતિનો જગતના સર્વ મનુષ્ય સ્વીકાર કરી રહ્યા છે. એટલું જ નહિ પણ કોઇ'ક ફર્મ પ્રચલિત વ્યાજથી અધિક વ્યાજ આપવા તૈયાર થાય છે તો એટલા ઉપરથી જ તે ફર્મપ્રતિ શંકાવાળી દૃષ્ટિથી જોવામાં આવે છે અને એવી ફર્મમાં નાણાં ધીરનારના પૈસા કદાપિ કોઇ વાર જોખમાય છે તો વ્યવહારકુશળ સર્વ મનુષ્યો તત્કાળ કહેવા લાગી જાય છે કે ભાઇ, વધારે વ્યાજ ખાવા ગયો તે પૈસા જાય જ તો !

સર્વ મનુષ્યો ધનકરતાં શરીરનું મૂલ્ય સહસ્રગણુ આંકે છે, કોટિગણુ આંકે છે. સર્વ જાણે છે અને માને છે કે શરીરનું સંરક્ષણ એ ધનના સંરક્ષણકરતાં અતિશય આવશ્યક છે, છતાં કેટલા થોડા મનુષ્યો શરીર સોંપવામાં આવતાં વિચાર કરવાનો શ્રમ લે છે !

ત્યારે મોટા વિદ્વાન્ ગણાતા મનુષ્યો પણ વિચારશૂન્ય બની જતા જણાય છે એ શું સ્વભાવની વિચિત્રતા નથી ? મનુષ્ય માંદો થાય છે ત્યારે કુશળ, અનુભવી અને યશસ્વી ડાક્ટર અથવા વૈદ્યનું જ ઔષધ ગ્રહણ કરવાની પ્રતિજ્ઞાવાળા મનુષ્યોની કેટલી સંખ્યા છે ! ઘણા ખરા મનુષ્યો ઔષધ આપનારનો અનુભવ જોતા નથી, તેની યોગ્યતાની શંકાસરખીએ મનમાં કરતા નથી. ગમે તે વૈદ્ય કે ડાક્ટર સમીપમાં મળી આવે છે તેનું લતા અને કુલટાની માફક આલંબન કરી લે છે. ધન સોંપતાં તે મનુષ્યની પ્રતિષ્ઠા જોવાય છે ત્યારે શરીર જાણે નકામો પદાર્થ હોય તેમ ઔષધ આપનારનો અનુભવ ભાગ્યે જ જોવામાં આવે છે. બાવા લછમનદાસના અમે શિષ્ય છીએ એમ બુમ પાડી ગમે તેવી લાભ હાનિ કરનાર જડીબુટ્ટી વેચનારનો ધંધો ધમધોકાર ચાલતો દૃષ્ટિગોચર થાય છે. આગગાડીમાં બુમ પાડી વિવિધ દવાઓ વેચાવનાર પોતાનો ખર્ચ કાઢે છે અને તે ઉપરાંત આવા બુમ પાડનાર એજન્ટોને સારો પગાર આપી શકે છે, એ શું આપણે જોતા નથી ? રાવળીઆઓ જીવડાં કાઢવાનો ધંધો કરે છે અને જ્યાંથી જીવડાં નીકળે છે તે શરીરના ભાગમાં જરા પણ છિદ્ર પડતું નથી છતાં મોટાં મોટાં જીવડાં ભુંગળીમાં કાઢેલાં દર્શાવે છે અને એ પ્રયોગનો લાભ લેવા વિદ્વાન્ મનુષ્યો પણ ચુકતા નથી ! અંત્યજ આદિને હલકાં અને સ્પર્શ ન થઇ શકે તેમ માનનારી બ્રાહ્મણ પ્રજા પણ તેમની પાસેની નાડાછડી બંધાવી પોતાને નીરોગ થવાની આશા બાંધી રહે છે ! મુસલમાન ધર્મને ત્યાજ્ય ગણનાર નાનાવિધ મનુષ્યો પીરને સ્થાને જઇ ત્યાં પીંખ વગેરેનો લાભ લેવા તત્પર થાય છે ? જ્યારે ધન ગ્રહણ કરનારની પાછળ વ્યવસ્થા કરનાર માટે સો ટકાજેટલું ધ્યાન આપવામાં આવે છે ત્યારે ઔષધ આપનારની પાછળ તેનાથી થતી હાનિના પ્રતીકાર કરનાર મનુષ્યપ્રતિ એક ક્ષણ સ્વલ્પ ધ્યાન પણ આપવામાં આવતું નથી. ઔષધ આપવાનો ઉદ્યમ કરનાર પોતાના કાર્યમાં વિજયી છે, અમુક અમુક રોગોની તેણે સારી રીતે ચિકિત્સા કરી છે, તેના ઔષધથી હાનિ થતી નથી, તે અનુભવી છે, તેને ઔષધ આપવાની યોગ્યતા છે આ આદિ બાબતોમાંથી કોઈ પણ પૂર્ણ વિચાર કર્યા વિના મંદવાડ આવતાં ગમે તેનું ઔષધ ગ્રહણ કરવા, ગમે તે અધિકારી અનધિકારીને પોતાનું શરીર સોંપતાં પ્રજા લજાતી નથી એ એક મોટી સ્વભાવની વિચિત્રતા છે. આ સ્વભાવની વિચિત્રતાને લીધે પરિણામ એ આવેલો છે કે એ વૈદ્યની વિદ્યા જે એક સર્વોત્તમ પદે સ્થપાવી જોઇએ તેને બદલે **અધમાધમા** ગણાઈ છે અને જેણે ભીખ માગતાં પણ નહિ આવડે તેને વૈદ્યનો ધંધો કરવાની વૃદ્ધ સલાહ આપે છે. જ્યારે તે તે વિદ્યામાં નિષ્ણાત મનુષ્યો શહેરમાં અથવા દેશમાં કોઇ કોઈ વિરલ હોય છે ત્યારે વૈદ્ય તો ઘેર ઘેર થઈ રહે છે. ભાગ્યે કોઈ મનુષ્ય એવો હશે કે તે વૈદ્ય નહિ હોય. ડોશી પણ વૈદ્ય, હજામ પણ વૈદ્ય, સંન્યાસી પણ વૈદ્ય, ગૃહસ્થ પણ વૈદ્ય, બાવાજી પણ વૈદ્ય, કોણ વૈદ્ય નહિ ? સર્વ જ વૈદ્ય ! જાણે વૈદ્યવિદ્યામાં કાંઈ શીખવાનું જ નથી, સર્વને જન્મથી જેમ આહાર નિદ્રા આદિનું ભાન સ્વભાવસિદ્ધ હોય છે તેમ વૈદ્યવિદ્યાનું જ્ઞાન પણ સ્વભાવથી જ પ્રાપ્ત થયેલું છે, વૈદ્યવ્યાપારનો પરવાનાનો પટો **પરમેશ્વરને ઘેરથી** જ સર્વે લઇને જન્મે છે— આ પ્રકારની સ્થિતિ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે.

તેથી જ્યારે પ્રજા ધનના કરતાં શરીરનું મૂલ્ય અધિક આંકે છે, ધન એ શરીરને માટે છે એ સારી રીતે સમજે છે, શરીરને શાસ્ત્ર ધર્મનું આદ્ય સ્થાન પોકારે છે, શરીરના ઉપર

જ ચતુર્વિધ પુરૂષાર્થનો આધાર છે, જ્યારે કાંઇ નહિ તોપણ ધન ધીરતાં જેવા અને જેટલા વિચારો કરવામાં આવે છે તેવા અને તેટલા વિચારો તો શરીર ધીરતાંપૂર્વે સર્વેએ કરવા અત્યંત આવશ્યક છે. આમ જ્યારે કરવામાં આવશે ત્યારે આ સંબંધમાં જણાતી ઉપેક્ષા, બુદ્ધિમંદતા અથવા સ્વભાવની વિચિત્રતા દૂર થશે અને ત્યારે ગ્રીષ્મ ઋતુમાં ઉભરાતા કીડીયારાની માફક ઉભરાતી મિથ્યા ચિકિત્સકની સંખ્યામાં ઘટાડો થશે અને વૈદ્યવિદ્યા અધમાધમ ન ગણાતાં, કેવલ અભણના ધંધારૂપે નહિ રહેતાં, મનુષ્યોના હિતનો સાધક વ્યાપાર થઇ રહેશે અને ત્યારે પ્રજા ગમે તે પદાર્થને અજ્ઞાન મનુષ્યના કહેવાથી સેવન ન કરતાં અપેક્ષિત પદાર્થમાત્રનું ગ્રહણ કરી સત્વ આરોગ્યપ્રાપ્ત થઇ રહેશે અને ચતુર્વિધ પુરૂષાર્થને વેગથી સાધવા સમર્થ થઇ શકશે.

---

# विचाररत्नराशि.

નૈસર્ગિક અથવા સ્વાભાવિક માર્ગ છે તે એક જ છે, અને તે એ કે પ્રગતિ પામવી, આગળ વધવું. પ્રત્યેક મનુષ્યને માટે આગળ વધવું એ નિર્માણ થયેલું હોય છે અને જે મનુષ્ય એ સત્યને સ્વીકારીને યત્ન કરે છે-અખંડ યત્ન કરે છે-તે ગમે તેટલી નિષ્ફલતાના અંતે પણ સફલતાને જ પામે છે. મધ્યે પ્રતીત થતી નિષ્ફલતા એ નિરુપયોગી નથી, પણ મનુષ્યની પ્રગતિમાં અત્યંત ઉપયોગી છે. નિષ્ફલતાવિના સફલતા પમાતી જ નથી. કેમકે પ્રત્યેક પ્રકારની સફલતાને પામવામાં માર્ગમાં નિષ્ફલતા રહેલી જ હોય છે. નિષ્ફલતાથી જે મનુષ્ય ડરે છે, તેનાથી સફલતા નિરંતર ડરતી રહે છે. સફલતાનો અને પ્રયત્નશીલ મનુષ્યનો ત્યારે જ યોગ થાય છે કે જ્યારે તે નિષ્ફલતાનો અનુભવ કરી લે છે. સફલતાની પ્રાપ્તિમાં નિષ્ફલતા નિરુપયોગી છે, એમ માનવું એ અજ્ઞાનવિના બીજું કાંઇ જ નથી. અવશ્ય, સફલતાને માટે જે માર્ગ હોય છે, તે માર્ગ સંપૂર્ણ રીતે હાથ લાગ્યા પછી નિષ્ફલતાનો અનુભવ થતો નથી, પરંતુ તે માર્ગ જ્યાં સુધી પૂર્ણ અંશમાં નથી મળ્યો, ત્યાં સુધી નિષ્ફલતા પ્રકટે છે. અને એ જ નિષ્ફલતા તેને સફલતાના યોગ્ય માર્ગમાં લાવી મૂકે છે. તેથી નિષ્ફલતા વિના જ સફલતાની સિદ્ધિ કરવાની આશા સેવવા જરૂર નથી.

* * * *

એક પ્રસંગે એક મૂર્ખ મનુષ્યને ભુખ લાગવાથી બજારમાંથી એક પૈસાનાં વડાં લીધાં. ગણી જોતાં તે સાત હતાં. પછી એક સ્થાને જઇ તે ખાવા બેઠો. એક પછી એક એમ જ્યારે તેણે ૭ વડાં ખાધાં ત્યારે તેની ભુખ મટી ગઇ. સાતમું વડું વધારાનું પડ્યું. આ પ્રમાણે થવાની તે વિચારવા લાગ્યો કે, 'અરેરે! મેં કેટલી મોટી ભૂલ કરી. જો આ, છઠું વડું જ પહેલું ખાધું હોત તો મારે પહેલાં ખાધેલાં પાંચ વડાં બચત. કારણ કે મારી ભુખ તો છઠ્ઠા વડાથી જ ભાગી." આમ વિચારીને તેણે ઘણો કાળ અસંતોષમાં ગાળ્યો. ઘણા મનુષ્યો પોતાના યત્નની સફળતાની બાબતમાં પણ આવા જ નિશ્ચય બાંધે છે. અને કોઇ યોગ્ય માર્ગ મળે ત્યારે યત્ન કરવાનો ધારે છે. પરંતુ પેલા મનુષ્યને જેમ પાંચ વડાં ખાધાં ત્યારે જ છઠ્ઠા વડાથી ભુખ ભાગી હતી, તેમ યત્ન કરનાર મનુષ્યોના અમુક પ્રમાણમાં નિષ્ફલતાવાળા થયેલા યત્નોને પરિણામે જ કોઈ યોગ્ય પ્રયત્નથી સફલતા મળે છે, અને તેથી તેના

પ્રથમના નિષ્ફલતાવાળા યત્નો તેની પ્રગતિમાં નિરુપયોગી અથવા વિલંબ કરનાર કે વિઘ્ન નાંખનાર નથી, પણ ઉપયોગી અને હિતને અર્થે તથા તે મનુષ્યને આગળ રહેલા યોગ્ય માર્ગમાં સ્થાપવાને અર્થે જ હોય છે. પેલા મનુષ્યે જે વડું છઠ્ઠી વખતે ખાધું તે કદાચ પ્રથમ ખાધું હોત તો તેથી કંઇ તેની ક્ષુધા મટવાની હતી નહિ. તેમ સફલતાને આપનાર જે યત્ન થાય તે યત્ન કદાચ વહેલો જ થઈ ગયો હોય તો પણ તે સિદ્ધિને પ્રકટાવતો નથી. કેમકે તે યત્ન જે રૂપમાં થવો જોઇએ તે રૂપમાં થતો નથી. અને તેથી તેવો અપૂર્ણ અથવા અયોગ્ય યત્ન ફલને પ્રકટાવતો નથી.

* * * *

નિષ્ફલતાવાળો પ્રત્યેક યત્ન, મનુષ્ય ન સમજી શકે એમ તેને એક પગથીયું આગળ ચઢાવે છે, અને તેનામાં કંઈ કંઈ વિશેષ યોગ્યતા લાવે છે. અને એ પ્રમાણે વિવિધ પ્રકારના નિષ્ફલતાવાળા પ્રયત્નો ભિન્ન ભિન્ન પ્રકારનો એક એક યોગ્ય અનુભવ મનુષ્યમાં સ્થાપતા જાય છે. અને તેમ થતાં જ્યારે અનેક યોગ્ય અનુભવો તે મનુષ્યને મળે છે ત્યારે તેનાથી પક્વ થયેલી તેની બુદ્ધિને એક એવો યત્ન જડે છે અને તે યત્ન કરવામાં તે પૂર્વે નિષ્ફલતાના પ્રસંગોમાં મળેલા જ્ઞાન અને અનુભવને લીધે એવી કુશલતાથી કાર્ય કરે છે કે જેથી તેને સ્થાયી વિજય અથવા સફલતા પ્રાપ્ત થાય છે. આથી મનુષ્યે નિષ્ફલતાથી ડરવાનું નથી, પણ નિરાશાથી ડરવાનું છે. કેમકે નિરાશા મનુષ્યને આગળ લઈ જતી નથી. અને આગળ ગયાવિના કદાપિ સફલ થવાતું નથી. તેથી ગમે તેવી અને ગમે તેટલી વખત નિષ્ફલતા આવે તો તેથી ડરશો નહિ. એ નિષ્ફલતા તમને કંઇને કંઈ નવીન શીખવશે. એ શિક્ષણને જેમ તમે જલદી મેળવશો તેમ તમે જલદી આગળ માર્ગ કાપી શકશો. અને જેમ જલદી આગળ માર્ગ કપાય છે, તેમ સફલતા ઘણી નિકટ આવતી જાય છે.

* * * *

જેની આપણને જરૂર નથી અથવા જે આપણે ઇચ્છતા નથી તેમાંથી મુક્ત થવાને માટે એક જ માર્ગ છે કે જેની આપણે જરૂર છે અથવા જે આપણે ઇચ્છીએ છીએ તેને પ્રત્યક્ષ કરવાના માર્ગમાં આગળ અને આગળ વધવું-તેનું પ્રત્યક્ષીકરણ થાય એવા રૂપમાં આપણા સમગ્ર બળને અને આપણાં સમગ્ર સાધનોને યોજવાં. અને જેમ બને તેમ આપણો એવો વિકાસ કરવો કે જે કંઈ આપણે ઇચ્છીએ છીએ તેને પ્રકટ કરવામાં આપણે અધિક અને અધિક સફળ થતા જઇએ. તે જ પ્રમાણે એક સ્થિતિમાંથી બીજી અધિક ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં આવવાને માટે અથવા પ્રતિકૂલ કે સામાન્ય રીતે અનુકૂલ સ્થિતિમાંથી અધિક અનુકૂલ સ્થિતિમાં આવવાને માટે નવીન સ્થિતિમાટે જે કંઈ જરૂરનું છે તે ગુણોને ધારણ કરવા અથવા તેવી ખુટતી વસ્તુને મેળવવી એ જ છે. આપણે નવીન ઇચ્છા અથવા સ્થિતિને પ્રાપ્ત કરવાને માટે હાથ જોડીને બેસી રહેવાનું નથી, તેમ 'એ મળે એવી નથી' એમ માનીને દુઃખમાં સડ્યા કરવાનું અને અસંતુષ્ટ જીવન ગાળ્યા કરવાનું નથી. પરંતુ એક જ કરવાનું છે, અને તે એ કે તેને માટે આપણે યોગ્ય થવું. જે કંઇ આપણામાં ન્યૂન અથવા અયોગ્ય હોય તેને ટાળીને તે અંશની આપણામાં પૂર્ણતા કરવી.

* * * *

મનુષ્યના જાગ્રત્ જીવનમાં બે પ્રકારની ગતિ અથવા સ્થિતિ હોય છે. પ્રગતિ અને અવગતિ

અથવા ઉન્નતિ ને અવનતિ. જે પ્રગતિપ્રતિ વળતો નથી-ઉન્નતિપ્રતિ જેની ગતિ નથી.-તેની એથી વિરુદ્ધ દિશાપ્રતિ ગતિ થાય છે. અને પ્રગતિને જો જાગ્રત્ નથી રાખવામાં આવતી, તેના વેગને આગળ અને આગળ વધવા દેવામાં નથી આવતો તો તે મંદ પડી જાય છે. પ્રગતિનો યત્ન મનુષ્યને અધિક ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં લાવી મૂકે છે, જ્યારે તેનાથી વિપરીત માર્ગ પરિણામમાં પણ કેવળ વિરુદ્ધ ફળને જ પ્રકટાવે છે. અને પ્રત્યેક આગળનું ભરેલું પગલું એ જ ઉન્નતિ અથવા પ્રગતિનો વિધિ હોવાથી એ વાર્તા સત્ય છે કે આગળ વધ્યાવિના ઉન્નતિ અથવા અધિક ઉત્તમ વસ્તુ પ્રાપ્ત કરવાને માટે બીજું કોઈ પણ સાધન નથી. આપણામાં આગળ વધવારૂપે થયેલો એક જ ફેરફાર આપણને ઉન્નતિ અપાવે છે.

* * * *

જે કંઈ લઘુ અથવા નાનું છે તેમાંથી મુક્ત થવાને માટે તથા તેમાંથી આગળ જવાને માટે જે કંઇ વધારે ગુરુ અથવા મહાન્ છે તેમાં જવું જોઇએ. પરંતુ આપણામાં રહેલા એ ગુરુપણા અથવા મોટાપણાનો જ્યાં સુધી વિકાસ કરવામાં ન આવે ત્યાં સુધી એ ગુરુતામાં અથવા મહાનમાં આપણે પ્રવેશી કે સ્થિર થઇ શકીએ એમ નથી. કોઇ પણ મહાન્ પ્રદેશમાં પ્રવેશવાને અથવા એ પ્રદેશને પૂર્ણ રીતે પોતાનાથી ભરી દેવાને જ્યાં સુધી કોઇ મનુષ્યે પોતાનો જોઇએ તેટલા પ્રમાણથી વિકાસ કર્યો નથી ત્યાં સુધી કોઈ પણ મનુષ્ય એ વિશાલ પ્રદેશને પોતાનો કરી શકતો નથી. અને જ્યાં સુધી એ સ્થિતિને પોતાના સ્વભાવને અનુરૂપ કરી દીધી નથી અથવા તે સ્થિતિમાં જ્યાં સુધી તે પોતાના સમગ્ર ભાનને સ્થાપીને એ ભાનપૂર્વક રહેતો નથી ત્યાં સુધી કોઈ પણ મનુષ્ય વધારે ઉત્તમ સ્થિતિને પામી શકતો નથી. જેનો આપણે આપણા અંતરમાં વિકાસ કર્યો હોય છે તેને બહિર્-સ્થૂલમાં જોઈ શકીએ છીએ. અને જે કંઇ આપણી માનસ સૃષ્ટિમાં ક્રિયા અથવા ગતિ કરી હોય છે એ ક્ષોભને અનુસાર જ આપણે કંઇ પણ આ સ્થૂલ સૃષ્ટિમાંથી આપણાપ્રતિ આકર્ષી શકીએ છીએ.

* * * *

આપણા વ્યાવહારિક જીવનમાં, વધારે સારું રૂપાંતર થવામાં જે કંઇ ફેરફારો થાય છે અથવા થયા છે તે પ્રગતિના નિયમના જાણતાં અથવા અજાણપણે કરેલા ઉપયોગને લીધે જ થાય છે અને થયા છે, પરંતુ ઘણા મનુષ્યોનાં અંતઃકરણવડે આ નિયમનો શાસ્ત્રીય પદ્ધતિથી અથવા સર્વ અંશવડે ઉપયોગ કરાતો નથી. માત્ર કોઇ છુટા છવાયા પ્રસંગોમાં જ તેનો ઉપયોગ થયો હોય છે. અને તે પણ તેના પૂર્ણ જ્ઞાનવિના. તેથી મનુષ્યે તેને માટે સંચય કરેલી જે કંઇ સારી વસ્તુઓ છે, તેને પ્રત્યક્ષ કરવી એ અત્યંત અગત્યનું છે. સંચય કરેલી સારી વસ્તુઓ કંઇ ઘણી નથી, પરંતુ તેનું સામર્થ્ય એટલા બધા પ્રમાણવાળું છે કે વિશ્વમાં જે કંઇ સારું છે તેને તે આકર્ષી આણવા સમર્થ હોય છે.

* * * *

આપણા વ્યાવહારિક જીવનમાં પ્રગતિના નિયમને લગાડવામાં મુખ્ય સિદ્ધાંત એ છે કે આપણામાં જેનો વિકાસ કરવો હોય તેમાં જ તે ગુણ અથવા સ્થિતિના વિકાસમાં જ-પ્રગતિમાં જ-આપણા સમગ્ર ધ્યાનને સ્થાપવું અને જેમાં આપણે વિકાસ નથી કરવો અને જેમાંથી આપણે મુક્ત થવું છે તેવી કોઇ પણ સ્થિતિમાં આપણા વિચારને રોકવા નહિ. જે

કંઈ અપ્રિય છે તેને દૂર અથવા ક્ષીણ કરવાને માટે કંઇ પણ યત્નની જરૂર નથી. જે કંઇ પ્રિય અને ઈપ્સિત વિષય છે, તેમાં આપણા સમગ્ર લક્ષને સ્થાપી દેવાથી અપ્રિયમાંથી સહજમાં મુક્ત થવાય છે. જેનું આપણે અત્યંત ચિંતન કરીએ છીએ તે સ્થિતિઓમાં આપણું મન ભ્રમણ કરે છે, તેથી વિપરીત વસ્તુનું જ અખંડ ચિંતન કરવાથી આપણે તે વિપરીતમાં વિશેષ ઉંડા અને ઉંડા ઉતરી જઇશું, પરંતુ જેની આપણે ઇચ્છા છે તેનું અને કેવલ તેનું જ ચિંતન કરવાથી તેનું પ્રત્યક્ષીકરણ કરી શકીશું અને તેના સ્વામિત્વને પામી શકીશું.

*　　*　　*　　*

વ્યાધિમાંથી મુક્ત થવાનો કુદરતી માર્ગ એ જ છે કે વ્યાધિના કરતાં આપણે અત્યંત મહાન્ થવું—વ્યાધિની સત્તાકરતાં આપણી સત્તાને અત્યંત મહાન્ જાણવી. અને આરોગ્યમાં આગળ વધવાથી આપણે વ્યાધિની સત્તાને ન્યૂન કરી શકીએ છીએ. મન જેમ જેમ અધિક પૂર્ણ અને પ્રત્યક્ષ આરોગ્યવાળી અવસ્થામાં પોતાના સાક્ષાત્ ભાનપૂર્વક પ્રવેશે છે, તેમ તેમ તે વ્યાધિની સત્તામાંથી નિવૃત્ત થતું જાય છે, અને અધિક અને અધિક ઉત્તમ આરોગ્યના જ ભાન (Consciousness) વાળી સ્થિતિમાં આગળ વધવાને માટે, અર્થાત્ આરોગ્યનો વિશેષ અને સાક્ષાત્ અનુભવ થવાને માટે આપણી કલ્પનામાં આવે અને અનુભવી શકાય એવા પૂર્ણ સ્વરૂપવાળા આરોગ્યમાં સમગ્ર મનને અખંડ એકાગ્ર રાખવું જોઇએ.

*　　*　　*　　*

આરોગ્ય પામવાની દિશામાં આગળ વધીને જ્યારે આપણે વ્યાધિને હઠાવવાનો પ્રયાસ કરીએ છીએ ત્યારે આપણે આપણી ન ઇચ્છવા યોગ્ય શારીરિક સ્થિતિનો સર્વ અંશે ત્યાગ કરી શકીએ છીએ. અને પરમ નિરામયતાને અધિક પૂર્ણ અંશમાં પ્રકટ કરવાનો યત્ન જો આપણે નિરંતર જારી રાખ્યાં કરીએ છીએ તો પછી વ્યાધિ પ્રકટવાનો સંભવ નથી રહેતો. દુઃખમાત્રને અટકાવનાર એક અમોઘ ઉપાય છે અને તે એ કે પરમ નિરામયતા અને પૂર્ણતાની ઉંચી અને ઉંચી કક્ષામાં મનની અખંડ ગતિ કરવી.

*　　*　　*　　*

જે મેળવવાની તમે ઇચ્છા કરી હોય તેની પ્રાપ્તિમાં તમે નિષ્ફળ જાઓ ત્યારે તેના કરતાં કંઇક વિશેષ ઉત્તમ વસ્તુની ઇચ્છા કરજો, અને તે મહાન્ વસ્તુને મેળવવાને માટે તમારા શરીર, મન તથા આત્માના સમગ્ર બળસહિત યત્ન કરજો. નિરાશાનો આ રીતે જ તમે જય કરી શકશો. અને તેમ કરવાથી તમે કેવલ નિરાશાઉપર જય મેળવશો એટલું જ નહિ, પરંતુ એથી પણ કંઇક અધિક લાભને પ્રાપ્ત કરશો.

*　　*　　*　　*

નિષ્ફલતાઉપર વિજય મેળવવાને માટે, પૂર્વે જે પ્રયત્ન થયો હોય તેના કરતાં પણ અધિક વિજયને પ્રાપ્ત કરવાના પ્રયત્નને અત્યંત પ્રમાણથી કરવો જોઇએ. નિષ્ફલતાને એ જ જણાવવા દો કે તમે પૂર્વથી પણ અધિક ઉત્તમ કાર્ય કરી શકો એમ છે. અને પછી તે કાર્ય કરવામાં આગળ પ્રયાણ કરો. નિષ્ફલતા આવે તેથી એમ માની ન બેસશો કે તમે તે કાર્ય કરવામાં ના લાયક અથવા અસમર્થ છો. નિષ્ફલતા પામવાનો અર્થ એટલો જ છે કે હજી તમારે કરવો જોઇએ તેવો સર્વોત્તમ પ્રયત્ન તમે કર્યો નથી. અને એ નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે કે મહાન્ વિજયનો ભંડાર તમારે માટે ભરેલો જ છે.

*　　*　　*　　*

તમારો પોતાનો સર્વોત્તમ ઉપયોગ થાય એવા માર્ગમાં આગળ અને આગળ ચાલવા માંડો, અને તમને તત્કાલ જણાશે કે તમે વિજયના પ્રદેશમાં આવ્યા છો. જો કે તમારામાં રહેલા બલવાન્ સામર્થ્યપ્રતિ, બલવાન્ કાર્યશક્તિપ્રતિ અને બલવાન્ નિશ્ચયવૃત્તિપ્રતિ તમારા ધ્યાનને સંપૂર્ણ અંશે એકાગ્ર કરવું જોઇએ. તમારા પોતાના મૂલ્યને વધારો અને તમને જે કંઈ મૂલ્યવાન્ પ્રાપ્ત છે તેમાં વધારો થશે.

* * *

વિપત્તિ અથવા પ્રતિકૂલતાના મધ્યમાં હો ત્યારે સઘળી વસ્તુસાથે અધિક પૂર્ણ અંશવાળા એકરાગપૂર્વક આગળ વધતા રહેજો. તમારા જીવન, તમારા વિચાર અને તમારી ક્રિયામાં એકરાગપૂર્વક રહેવાની જ ટેવ પાડો નહિ. પરંતુ તેમના એકરાગમાં બલવાન્ ( Positive ) રહેવાની ટેવ પાડો, અને તેમ થતાં સમગ્ર અંશમાં ઐક્ય અથવા એકરાગપણું પ્રકટી રહેશે. જ્યારે તમે દૃઢ અને સબલ એકરાગને ધારણ કરવા માંડો છો, ત્યારે વિપત્તિ અથવા પ્રતિકૂલતા પણ એ એકરાગમાં જ ભળી જાય છે, અને તેથી તે તમારી વિરૂદ્ધ કાર્ય કરતી અટકી પડે છે, અને તમારે માટે કાર્ય કરવા માંડે છે.

* * * *

વિપત્તિ કે પ્રતિકૂલતાની સાથે તમે ત્યાં સુધી બલવાન્પણે વિરોધ ધારણ કરો છો, અથવા દુર્બલપણે કે આવેગ અથવા ક્રિયાવિનાના થઇને તેના પ્રતિ અલક્ષવાળા રહો છો, ત્યાં સુધી જ વિપત્તિ વિપત્તિરૂપે અને પ્રતિકૂલતા પ્રતિકૂલતારૂપે રહે છે. વિપત્તિની સામે થવાના સર્વ પ્રયત્નો છોડી દો અને તેને બદલે પરમ ઐક્યમાં આગળ અને આગળ વધવાનો પ્રયત્ન કરો. સઘળાં પ્રતિકૂલરૂપે જણાતાં બળ તત્કાલ બદલાઈ જશે, અને તમારી પ્રગતિના માર્ગમાં સાહાય્યક થવાય એવી રીતે તેઓ પોતાના સામર્થ્યને તમારા હિતમાં વાપરશે. તેથી જ્યારે તમે એકરાગમાં આગળ વધો છો ત્યારે તમે વિપત્તિથી વેગળા જાઓ છો એટલું જ નહિ, પરંતુ એ વિપત્તિનું તમે બલવાન્ અને ઉત્તમ મિત્રના રૂપમાં રૂપાંતર કરી દો છો.

* * *

મનુષ્યપાસેના ભંડારમાં હંમેશાં વિશેષ અને ઉચ્ચતર આનંદો રહેલા જ હોય છે. તેથી જે કંઇ ન્યૂનતાવાળા આનંદ છે તે જતા રહે તો તેનો શોક કરવાને બદલે જે કંઈ વધારે મહત્ત્વના આનંદ છે તેને પ્રત્યક્ષ કરવામાં આપણા બળનો ઉપયોગ કરવો જોઇએ. પ્રત્યેક વસ્તુની એક સુખજનક બાજુ રહેલી હોય છે. અને તે સુખજનક બાજુતરફ આપણા સમગ્ર લક્ષને વાળવાથી, આપણે તે પ્રકારના સુખમાં આગળ વૃદ્ધિ પામીએ છીએ. અને તેમ થવાથી આપણે સર્વ કલેશ અને દુઃખને દૂર કરીને જે કંઈ શુભ અથવા શાંતિ પ્રત્યેક મનુષ્યમાટે જ્યાં ત્યાં અને અખંડપણે વ્યાપી રહ્યાં છે તેનો અનુભવ કરી શકીએ છીએ.

* * * *

પ્રેમનો અત્યંત પ્રમાણમાં વિકાસ કરવાથી આપણે ગમે તેવી શત્રુતાની મધ્યમાં આવી રહેલા હોઇએ તોપણ, ગમે તેવા પ્રકારની શત્રુતામાંથી પણ આપણે મુક્ત થઈ શકીએ છીએ. જે મનુષ્ય સમભાવ ( Sympathy ) માયાલુતા તથા પ્રેમની સાક્ષાત્ મૂર્તિ અથવા અવતારરૂપ બનતો જાય છે તેના પ્રતિ કોઈ પણ મનુષ્ય દીર્ઘ કાળ વિરોધ, દ્વેષ કે અસૂયા પ્રગટાવી શકતો નથી, અને ટકાવી શકતો નથી. તેમ જ સર્વમાં જે કંઇ શુભ છે તેના

પ્રતિ પ્રેમને દર્શાવનાર મનુષ્યપ્રતિ, તેનું કોઈ પણ અહિત કરવાની ઇચ્છા કોઇ મનુષ્ય લાંબો કાળ ટકાવી શકતો નથી. કેમકે તેનો પ્રેમ એટલો બધો અપ્રતિમ અને દુષ્કરસરખો થઈ રહે છે કે તે સર્વપ્રતિ અનિવાર્ય વેગથી પ્રસરે છે, અને તેથી તે પ્રવાહના સામે કોઇ પણ પ્રકારના દ્વેષનો પ્રવાહ ટકી શકતો નથી.

* * * *

જ્યારે તમે કોઇના દ્વેષના, અન્યાયના કે પરાધીનતાના ભોગ થઇ પડયા હો એમ લાગે ત્યારે એ વિપરીતપણાને ભૂલી જજો. અને જેનું સામર્થ્ય કેવલ અજય્ય છે એટલું જ નહિ પરંતુ જે કંઇ વિપરીત છે તેના પ્રતિ અગ્નિની પેઠે વર્તનાર છે એવો જે પ્રેમ તેને પ્રકટ કરનારને માટે બને તેટલો યત્ન કરજો. અંધકારની મધ્યમાં પ્રકાશ જેવી અસર પ્રકટાવે છે, તેવી જ અસર દ્વેષના મધ્યમાં જ્વલંત પ્રેમ પ્રકટાવે છે.

* * *

જે કંઈ અયોગ્ય અથવા પ્રતિકૂલ છે તેના સંમુખ બાથ ભીડવા કદાપિ તત્પર થવું નહિ. તેના પ્રતિ સહજ પણ વિચારને પ્રેરવાની અગત્ય નથી. જે કંઈ યોગ્ય અને અનુકૂલ છે તેમાં વૃદ્ધિંગત થવાથી જ આપણે અયોગ્ય અથવા પ્રતિકૂલની નિવૃત્તિ કરી શકીએ એમ છે. અને યોગ્યમાં વૃદ્ધિંગત થવાને માટે આપણે યોગ્યપ્રતિ જ પ્રેમને પ્રકટાવવો જોઇએ, યોગ્યની તીવ્ર જિજ્ઞાસા અને આવેશપૂર્વક ઇચ્છા કરવી જોઈએ, અને એ યોગ્યના વિશાલ અને વિશાલ જ્ઞાનની પ્રાપ્તિ થાય તેને માટે તેમાં જ આપણા સમગ્ર ચિત્તને રોકવું જોઇએ.

* * * *

વિપત્તિમાંથી નિવૃત્ત થવાને માટે, સઘળું એક શુભને માટે જ જ્યાં પ્રયાસ કરી રહ્યું છે એવો અનુભવ થાય છે. તે અનુભવને અખંડ જાગ્રત્ રાખવો એટલું જ કરવાનું છે. જેઓ કેવળ શુભને જ ઇચ્છે છે, શુભનું જ ચિંતન કરે છે શુભને માટે જ પ્રયાસ કરે છે, અને શુભની જ આશા રાખ્યા કરે છે, તેવા મનુષ્યોના જીવનમાં સઘળું એકત્ર થઇને શુભની પ્રાપ્તિમાં જ યત્ન કરે છે. અને જ્યારે સઘળી વસ્તુઓ એકત્ર થઇને શુભને અને અધિકાધિક શુભને માટે જ પ્રયત્ન કરે છે ત્યારે વિપત્તિમાત્ર અદૃશ્ય થઈ જાય છે.

* * * *

પરમ મુક્તત્વના અખંડ જાગ્રત્ ચિંતનવડે તમે બંધમાત્રથી મુક્ત થઈ સ્વતંત્રતાને પ્રાપ્ત કરો છો. અને એ જ પ્રમાણે કોઈ પણ વસ્તુમાંથી, મુક્ત થવાને માટે, જો તમે તેની વિરોધી સ્થિતિ અથવા અવસ્થાને પ્રકટ કરો છો તો તેમાંથી સહજપણે મુક્ત થઇ શકો છો.

* * * *

જ્યારે સઘળું અંધકારમય જણાય, ત્યારે વધારે અને વધારે પ્રકાશમાં આવવાનો પ્રયત્ન કરજો. તમારા પોતાનામાં જે કંઇ પ્રકાશ છે તેમાં અધિક ઉંડાણથી પ્રવેશ કરવાનો યત્ન કરો. અને એ પ્રકાશના પ્રભવસ્થાનને પ્રત્યક્ષ અનુભવવા બને તેટલો યત્ન કરો. પ્રત્યેક વસ્તુની પ્રકાશિત બાજુ તત્કાલ જણાશે, અને સુખના દિવસો સત્વર આવતા અનુભવાશે.

* * * *

અધિક અને અધિક જીવનમય પ્રદેશમાં અખંડ પ્રગતિ કરવી એ પોતાનાં આયુષ્યને વધારનાર છે, તેમ તે યૌવનને સ્થિર રાખનાર, અને શરીર તથા મનના સામર્થ્યને નિત્ય વધારનાર છે.

---

# प्रासंगिक उक्तिओ.

—પ્રિય વાચકો! એકાએક કરવા પડેલા અધિક માનસિક શ્રમને લીધે ચાર પાંચ માસ મારી પ્રકૃતિ અવ્યવસ્થ રહી હતી. તેની સાથે કેટલાંક અનિવાર્ય વ્યાવહારિક કાર્યો આવી પડવાથી મહાકાલના નિયમિતપણામાં ઘણી અવ્યવસ્થા થઇ છે કેટલાક સજ્જનો તો એ નિમિત્ત પત્રો લખીને પણ કંટાળી ગયા છે. પરંતુ નિરુપાય હોવાથી આ પ્રકારનો અક્ષમ્ય વિલંબ કરવો પડ્યો છે. પરંતુ હવે અધિક વિલંબ થવા સંભવ નથી. ઘણા થોડા સમયમાં ચઢેલા અંકો તમને મળી જશે. અને ઇશ્વરેચ્છાથી તમારી જિજ્ઞાસાવૃત્તિને હવે નિરાશ થવાનો પ્રસંગ નહિ આવે.

—ચઢેલા તમામ અંકો પૂરા થઇ ગયા પછી અર્થાત્ ચાલુ માસ ઉપર મહાકાલ આવી ગયા પછી શ્રી વિશ્વવંદ્યસ્મારક અંકનું કાર્ય હાથમાં લેવામાં આવશે. અને તે સત્વર તમને પ્રાપ્ત થાય તેને માટે બનતો યત્ન કરવામાં આવશે. તેથી આટલો બધો સમય ધૈર્ય ધર્યું છે તો હવે થોડા સમયના ધૈર્યને પરિણામે તે તમને પ્રાપ્ત થઇ જશે.

—પ્રથમ એવો વિચાર હતો કે એ અંકમાં વિવિધ પ્રકારના ઉત્તમ લેખો પ્રસિદ્ધ કરવા,અને તે પ્રમાણે અનેક સજ્જનોએ લેખો લખી મોકલ્યા છે, પરંતુ ત્યાર પછી થોડા સમયપૂર્વે કેટલાક સજ્જનોએ એવી ઇચ્છા દર્શાવી કે એ સ્મારક અંકમાં, જેના નિમિત્તનો એ સ્મારક અંક છે એવા શ્રીમાન્ વિશ્વવંદ્યના સંબંધના વિશેષ લેખો આવે તો અધિક ઉત્તમ-વિવિધ લેખકો કે જેઓ તેમના પરિચયમાં આવ્યા હોય તેઓએ તેમના પરિચયના અનુભવમાં જે કંઈ જાણ્યું હોય તથા શ્રીમાન્ વિશ્વવંદ્ય સંબંધી જે કંઇ તેમણે નિર્ણયો બાંધ્યા હોય, તેનું સ્વલ્પમાં દિગ્દર્શન થાય તો તે વાચકોને અધિક ઉપયોગી થઇ પડે.

—તેમનો આ વિચાર વિશેષ યોગ્ય જણાવાથી તે અંકના બે વિભાગ કરવામાં આવશે. પ્રથમના વિભાગમાં પૂર્વે કહ્યું તેવા પ્રકારનું તેમના સાક્ષાત્ સંબંધનું લખાણ આવશે, અને બીજા વિભાગમાં વિવિધ પ્રકીર્ણ લેખો આવશે. આથી વાચકોને એક વિશેષ પ્રકારનું સાહિત્ય અવલોકવાનો યોગ આવશે. આ યોજના પૂર્વ કરતાં અધિક સુંદર હોવાથી તે પ્રમાણે કરવામાં આવશે.

—બીજા વિભાગનું સાહિત્ય તૈયાર છે, પરંતુ પ્રથમ વિભાગ માટે નવીન લેખો તૈયાર કરવા પડશે. અને મહાકાલના ચઢેલા અંકો પ્રસિદ્ધ થયા પછી તેનાં મુદ્રણકાર્યનો આરંભ થશે, પરંતુ તેને બનતી ત્વરાથી પ્રસિદ્ધ કરી દેવાશે. અવશ્ય, કંઇક વિલંબ થશે, પણ તે વિલંબનો બદલો એ અંકનું આ નૂતન સાહિત્ય તમને વાળી આપશે.

—પરંતુ તે પૂર્વે આ વર્ષની ભેટનું પુસ્તક બનશે તો પ્રસિદ્ધ થશે. અને તેથી વાચકોને અસંતોષ માનવાનું કારણ નહિ રહે. તમે દોડશો કે બસેં પાનાનું મોટું પુસ્તક ધાર્યું હશે તો કદાચ તેવું મોટું તે નહિ થાય. પરંતુ એટલું તો નિઃસંશય છે કે તમને તે અત્યંત ઉપયોગી થઇ પડશે. તમારા જીવનમાં તે પગલે પગલે સહાયક થઇ પડશે, અને તમને જણાશે કે તેના વિચારો તમને અત્યંત અગત્યના તથા અપૂર્વ લાભ કરનારા છે.

—મનુષ્યને પ્રત્યેક પ્રસંગે, ઉન્નતિની પ્રત્યેક ક્ષણમાં શાની જરૂર છે, અને શા વડે મનુષ્ય

પોતાની પ્રત્યેક ક્ષણને પરમ રમણીય કરી શકે છે, એ વાતને તમે એ પુસ્તકમાંથી સહજમાં જાણી શકશો, અને તેને જો તમારા અંતઃકરણમાં ધારણ કરશો તો નહિ ધારેલા એવા અલ્પ સમયમાં તમે તમારામાં આશ્ચર્યકારક ઉત્તમ ફેરફાર થએલો અને અખંડિત થયા કરતો જોશો.

—આ વસ્તુ તે શું છે એ જો હમણાં હું તમને કહું તો એક જ શબ્દમાં કહી શકાય એમ છે પરંતુ નહિ, તેટલા માત્રથી તેનું સંપૂર્ણ સ્વરૂપ લક્ષમાં આવી શકે એમ નથી અને તેથી તે લેખ પ્રકટ થાય ત્યારે તેમાંથી જ તમે તેનો અધિક ઉત્તમ પ્રકારે નિર્ણય કરી લેજો તેમ છતાં આવી નાની વાતને માત્ર મોટું પુસ્તક કરવાના આશયથી જોઇએ તેના કરતાં અધિક પૃષ્ઠો લખીને લંબાવવી એ શું તમને યોગ્ય લાગે છે?

—તમે પુસ્તકને નિત્ય સાથે રાખીને તેનું પરિશીલન કરશો તો તમને તે ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ હિત કરનાર થઈ પડશે. તમે જાણી શકશો કે તમારા જીવનને સુખમય, શાંતિમય, પ્રગતિમય તથા પ્રાસન્નમય કરનાર બીજું કોઇ જ નથી, પરંતુ તમે પોતે જ છો, અને તમારે એ પ્રકારના થવાને માટે અનેક કષ્ટકર સાધનોને સાધવાની અગત્ય નથી. પરંતુ એક જ સાધનને સિદ્ધ કરવાની અગત્ય છે. અને તે થતાં તમે તમને એક નવીન વ્યક્તિરૂપે જ જણાશો. તે વખતે તમને જણાશે કે આપણા પોતાનામાં જે કંઈ અનંત સામર્થ્ય રહ્યું હતું તેને કેવી રીતે બહાર પ્રકટાવવું તે ન જાણવાથી જ તે પ્રકટ થયું ન હતું. બાકી મનુષ્યમાં સામર્થ્યની ન્યૂનતા નથી અને તે પ્રકટાવવાને કોઇ બલવાન્ કે અગમ્યસરખા સાધનની પણ અપેક્ષા નથી,

—યોગ સંબંધી જે લેખ મહાકાલમાં આવવાનો હતો, તેનો આવતા અંકોમાંથી ઉપક્રમ કરવામાં આવશે. તે લેખ સરળ અને બહુ ઉપયોગી છે.

—નિદ્રામાં જે સમય ગાળવામાં આવે છે તેને અજ્ઞાન મનુષ્ય, એ સમય નકામો ગાળવામાં આવ્યો છે એમ કહે, પરંતુ નિદ્રા લેનાર મનુષ્ય જ્યારે તેમાંથી જાગ્રત્ થાય છે, તેને જે નવીન બળ, સ્ફુર્તિ તથા ઉત્સાહ જણાય છે તે ઉપરથી તે નિર્ણય કરે છે. કે નિદ્રામાં ગાળેલો સમય નકામો નથી ગયો. જગતના બીજા મનુષ્યોને તેણે તેટલો સમય નકામો ગાળ્યો એમ પ્રથમ કદાચ લાગે છે, પરંતુ તે સમયમાં મેળવેલા બળથી તે નિદ્રા લીધેલો મનુષ્ય જ્યારે દ્વિગુણ કાર્ય કરવા માંડે છે ત્યારે જગતને જણાય છે કે તેણે નિદ્રામાં ગાળેલો સમય નકામો ગાળેલો નથી, પરંતુ યોગ્ય રીતે જ ગાળ્યો છે.

—એક મનુષ્ય ૭ માસ સુધી ભોંયરામાં પેસી રહે, તો ત્યાં તે શું કરે છે એ ન જાણનાર જગત્ કહે કે તે આટલો બધો સમય નકામો ગાળે છે. પરંતુ જ્યારે પેલા ભોંયરામાં કરેલું તેનું કાર્ય પ્રકટ થાય છે ત્યારે જગત્ જુએ છે અને કહે છે કે તેણે તે સમય નકામો ગાળ્યો ન હતો.

—આ જ પ્રમાણે કેટલાક મનુષ્યોને પોતાના પ્રાપ્ત કર્તવ્યમાંથી થોડો કાળ વિમુખ થયેલા જોઇને જગત્ કહે છે કે, હવે એમનું ચાલતું કાર્ય પડી ભાગશે. તેમાં પણ જો પેલા કાર્ય કરનારાઓએ કંઇ મોટું કાર્ય માથે લીધું હોય છે, અને તેમાં વચમાં થોડો સમય વિલંબ થાય છે તો તો અનેક મનુષ્યો તત્કાળ જ એમ કહેવા લાગે છે કે અમે તો ધારતા જ

હતા કે એમનાથી એવાં મોટાં કાર્યો થવાનાં જ નથી વેગમાં ને વેગમાં એક ઉપર એક નવાં નવાં કામો શરૂ કરે છે, અને પછી તેમાનું એકે થનું નથી, અમે તો પહેલેથી જ ગણતરી કરી રાખી હતી કે 'નવો નિશાળીઓ નવ દહાડા.' ચાર દહાડા નવું નવું છે ત્યાં સુધી કરશે અને પછી પડી ભાગશે.

—જગતના મોટા ભાગનો આ પ્રમાણે કહેવાનો સ્વભાવ પડી ગયો છે. પરંતુ તે મનુષ્યો નથી જાણતા કે ઘણી વખતે તેમના એ અનુમાનમાં તેઓ ભૂલ પણ ખાય છે. અને કેટલીક વખતે કોઈ અનિવાર્ય કારણવશાત્ પેલો વિલંબ થયો હોય છે. પરંતુ તે વિલંબમાં જગતે પેલા કાર્ય કરનારા મનુષ્યોના અસામર્થ્યનો જે નિર્ણય કર્યો હોય છે તે તો ખોટો જ હોય છે.

—અને આવો જ કંઈક આક્ષેપ આ વર્ગઉપર પણ કેટલાક મનુષ્યો કરે છે તેણે હાલ કેટલીક વિશેષ પ્રવૃત્તિનો ઉપક્રમ કર્યો હોવાથી અને તે પૂર્ણ અંશે યથાસમય સિદ્ધ થતી જોવામાં આવતી ન હોવાથી તેઓ તેને માટે પણ પૂર્વનોજ નિર્ણય બાંધી બેસે છે ઉપરથી જોતાં તે યથાર્થ પણ લાગે છે. પરંતુ તેમ છતાં તેઓની કેટલાક અંશમાં ભૂલ થાય છે.

—પ્રમાદથી અથવા નિરુત્સાહ થઈને તે પોતાની પ્રવૃત્તિ યથાસમય કરતો નથી એમ નથી, તેમ ઘણી પ્રવૃત્તિઓ સાથે લીધી હોવાથી તે એક પણ બરાબર કરી શકતો નથી એમ પણ નથી તેમ તેણે પોતાના સામર્થ્યની અધિક કલ્પના કરીને વિવિધ પ્રવૃત્તિઓ સ્વીકારીને હવે તેના નાંખ્યા પહોંચતા નથી એમ પણ નથી.

—આવા પ્રકારના વિચારો અને નિર્ણયો કરનાર મનુષ્યોમાંનો મોટો ભાગ તેજ હોય છે કે જે પ્રવૃત્તિના વિશાળ ક્ષેત્રમાં કદાપિ ઉતર્યો નથી હોતો. જેઓ તે ક્ષેત્રમાં ઉતરેલ છે તેઓ આ પ્રકારની મધ્યે જે અવ્યવસ્થા થવા જેવું જણાય છે તેના કારણને સારી રીતે જાણતા હોય છે, અને તે વિના બીજા મનુષ્યો એ વાતને ગમે તેટલાં કારણો સહિત જણાવવામાં આવે તો પણ તેઓ સમજી શકતા નથી, કેમકે જેમને તેનો અનુભવ હોય છે તેમનાથી જ તે સમજાય છે.

—તેવા મનુષ્યો જાણે છે કે નિયત પ્રવૃત્તિ જે સમયે ધાર્યા પ્રમાણે ન થયી હોય એવો સમય પણ કેવળ નિરર્થક જતો નથી હોતો. પરંતુ તે સમયે પણ કંઈક પ્રવૃત્તિ ચાલતી જ હોય છે, અને તે સામાન્ય નહિ પરંતુ સંગીન પ્રવૃત્તિ ચાલતી હોય છે. પૂર્વે કહ્યું તેમ તે સમય નિદ્રા જેવો અથવા બાંધમાં ભરાઈ ગયેલા જેવો છે. જગત્ તે સમયને મુખ્ય વિનાનો નિરૂત્સાહનો અને પ્રમાદનો ગણે છે. જ્યારે ખરૂં જોતાં તે સમય તેથી કેવળ વિરુદ્ધ પ્રકારનો જ હોય છે. એ સમયમાં કોઈ નવીન પ્રવૃત્તિનો સંગીન પાયો નંખાતો હોય છે. અને તે જ સમયમાં ભવિષ્યને માટે કેટલુંક સામર્થ્ય મેળવાનું હોય છે, તથા અધિક ઉચ્ચતર યોજનાઓ રચાતી હોય છે.

—કેટલીક વખતે પ્રાપ્ત પ્રવૃત્તિ કરતાં કોઇ અધિક ઉપયોગી અને મહત્વવાળી પ્રવૃત્તિનું તેમને સ્ફુરણ થયુ હોય છે અને તેના ચિંતનમાં તેઓ જોડાયા હોય છે તો પણ સ્વીકારેલી વર્તમાન સમયની પ્રવૃત્તિમાં ધાર્યા પ્રમાણે વ્યવસ્થા તેઓ રાખી શકતા નથી અધિક મહત્વવાળી નવીન પ્રવૃત્તિમાં તેઓ વિશેષ સફલતા અને તેમના જે મુખ્ય ઉદ્દેશ હોય છે તેની અધિક સિદ્ધિ જોતા હોય છે, અને તેઓ જાતે પણ ન સમજી શકે એવા કોઇ અગમ્ય કારણસર, તેઓની રસવૃત્તિ પેલા નવીન કાર્યમાં અત્યંત વેગપૂર્વક પ્રકટતી હોય છે તો તેઓ પ્રાપ્ત પ્રવૃત્તિને નિયમિત રીતે કરવાના ઉત્સાહવાળા હોવા છતાં તે કરી શકતા નથી

—પરંતુ જ્યારે તેઓ નવીન પ્રવૃત્તિને જ્યારે યોગ્ય વ્યવસ્થામાં ગોઠવી દે છે અને કેવી રીતે કરવી તેની સઘળી યોજના જ્યારે તેમના મગજમાં બરાબર ગોઠવાઈ જાય છે, ત્યાર પછી તેઓ તે નવીન પ્રવૃત્તિને જ અત્યંત ઉત્તમ પ્રકારે કરે છે એમ નહિ પરંતુ પ્રથમની સ્વીકારેલી પ્રવૃત્તિઓને પણ તેઓ ઉત્તમ રીતે કરી શકે છે.

—આનું કારણ એ છે કે તેઓની કાર્ય કરવાની શક્તિઓ પછી નિયત-નિર્ણય કરેલા-માર્ગમાં વહેતી હોય છે, અને નિયત પદ્ધતિ ઉપર કાર્ય કરતી હોય છે અને જે પુરૂષો યથાર્થ નિયત પદ્ધતિથી કાર્ય કરે છે તેમને પછી અવ્યવસ્થાના પ્રસંગો નથી આવતા-અથવા કવચિત્ જ આવે છે જ્યાં સુધી તેમણે ધારેલું નવીન કાર્ય કેવી રીતે કરવું તેની ચોકસ વ્યવસ્થા નથી કરી હોતી ત્યાં સુધી તેમના મગજમાં જે યોજક શક્તિ હોય છે તે જ પ્રબળપણે કાર્ય કરતી હોય છે, અને તે જ્યાં સુધી વેગપૂર્વક કાર્ય કરે છે ત્યાં સુધી એ યોજક શક્તિ ( Faculty )વડે જે યોજના ઘડાઇ હોય છે તે યોજનાને સિદ્ધ કરવાના કાર્યમાં વપરાતી બીજી શક્તિઓ એટલા વેગથી કાર્ય કરતી નથી તેમજ પૂર્વની નિર્ણય કરેલી પ્રવૃત્તિમાં વપરાતી જે શક્તિઓ તે પણ એટલા વેગવાળી હોતી નથી કેમકે મગજના બળનો મુખ્ય અંશ પેલી ' યોજક શક્તિએ જ લઇ લીધો હોય છે

—માનસ શાસ્ત્રનો એવો નિયમ છે કે જે શક્તિ અત્યત પ્રબળપણે કાર્ય કરતી હોય છે તેમાં મગજના બળનો મુખ્ય ભાગ વપરાય છે, અને પછી જે કઈ થોડો ભાગ રહે છે તેનાથી પેલી બીજી પૂર્વથી ચાલતી આવતી પ્રવૃત્તિઓનુ સપૂર્ણ અંશે કાર્ય થઈ શકતું નથી આથી તે કાર્ય તેટલો વખત બંધ કરવાં પડે છે, અને ચાલે છે તો તે બહુ મંદવેગથી ચાલે છે જો બીજી પ્રવૃત્તિઓ એવી હોય કે જેમાં મગજની શક્તિઓ અને તે પણ યોજક શક્તિ અથવા જે શક્તિમાં પ્રધાનપણે વ્યાપાર ચાલતો હોય તે શક્તિના અધિક સંબંધવાળી ન હોય તો તો તે પ્રવૃત્તિઓ સાથે સાથે થઇ શકે છે. પણ જે શક્તિમાં મુખ્ય ક્રિયા ચાલતી હોય એ શક્તિવડે અથવા એ શક્તિની સાથે અધિક સંબંધ ધરાવતી બીજી શક્તિ વડે જ જ્યારે પેલી મુખ્ય પ્રવૃત્તિની સાથે બીજી પ્રવૃત્તિઓ કરવાની હોય છે ત્યારે તે પૂર્ણ અંશે નથી થઈ શકતી અને તેથી કોઇ પણ પ્રવૃત્તિમાં ખલેલ પહોચે છે.

—નવીન પ્રવૃત્તિ અધિક હિતકર અથવા યોગ્ય જણાતી હોય તો પછી તેના વિચાર અટકાવીને, નિત્યની પ્રવૃત્તિમાં મગજને જોડવુ એ વ્યર્થ સરખું છે. એમ બલાત્કારથી જોડાતું નથી. ત્યારે તેવા સમયે પ્રથમની પ્રવૃત્તિઓમાં અવ્યવસ્થા પ્રકટવા જેવું લાગે છે અને અવ્યવસ્થાને જગત્ વગર સમજ્યે નિષ્ફલતા અથવા પાછા પડવું કહે છે.

—અને આના જ પ્રકારની નિષ્ફલતા અથવા પાછા પડવાનો આક્ષેપ થોડા સમયથી આ વર્ગ ઉપર પણ આવ્યો છે અને કેવલ સ્થુલને જ જોનાર જગત્ એ આક્ષેપ કરે એ પણ નિસશય છે પરન્તુ જો તે કાંઈ અધિ- ઉચ્ચ પ્રવૃત્તિના પ્રયત્નમા યથાર્થ રીતે જોડાયો હશે અને તેને અજ્ઞાતપણે કર્યા કરતો હશે તો સમય જતા તેના પ્રતિના ઉક્ત આક્ષેપો દૂર થશે અને બુદ્ધિમાનની પ્રશસાપાત્ર તે થઈ રહેશે તથા આક્ષેપ કરવાના જ સ્વભાવવાળા જગતને તેના ઉપર કોઇ બીજા પ્રકારનો આક્ષેપ કરવાને, કાંઇ બીજો પ્રસગ અથવા નિમિત્ત શોધી કહાડવાનો ભગીરથ પ્રયત્ન કરવો પડશે!

—કોઇ પણ નવીન કાર્યને સિદ્ધ કરવામા તે કાર્ય જેના પ્રકારનુ હોય તેવા પ્રકારનો પ્રયત્ન કરવો પડે છે અને તેમા ન્યૂનતા અથવા અયોગ્ય પ્રકારનો પ્રયત્ન કરવામા આવે છે તો તેમા નિષ્ફલતા પ્રકટે છે અને એ નિષ્ફલતા ન પ્રકટવામા તે કાર્યનો અને તેમા કરવાના પ્રયત્નનો પૂર્ણ વિચાર કરવાનો છે જો તે સમયે યથાર્થ વિચાર થયો હોય છે અને પછી તે પ્રમાણે પ્રયત્ન થાય છે તો નિષ્ફલતાનો પ્રસગ નથી આવતો અને કોઈ કારણસર આવે છે તો તે બ[illegible] જ ઓછા પ્રમાણમા આવે છે, અને તે સુગમપણે તથા થોડા સમયમાં ટાળી શકાય છે

—એ વિચાર કરવામા તથા નવીન કાર્યની યોગ્ય શ્રેણી ગોઠવવામા ઘણો સમય જાય છે, અને જ્યારે તે યોગ્ય રૂપમા ગોઠવાય છે ત્યારે પછી તે આચારમા મૂકવા યોગ્ય થઇ રહે છે અને તેથી તેને આચારમા મૂકવાને યોગ્ય કરવાને માટે જે દીર્ઘ વિચાર, ચિંતન વગેરે કરવાનુ છે, તેમા વિશેષ સમય જાય તો તે સ્વાભાવિક જ છે

—આ પ્રકારે કેટલાક સમયથી કોઇ કર્તવ્યપ્રતિ આ વર્ગની દૃષ્ટિ વળી છે, અને તેને સિદ્ધ કરવાના વિચારો તે આજ[illegible] કરે છે આ કારણે પણ વર્તમાન પ્રવૃત્તિમા કઇક સ્ખલન થવામા છે તેમ છતા તે સબધી કેટલાક વિચારો તેણે કર્યા છે અને ઇશ્વરનો અનુગ્રહ તો થોડા સમય પછી જ્યારે તે તેને પ્રસિદ્ધિમા મૂકશે ત્યારે આ વર્ગ પ્રતિ સમભાવ તથા પ્રમુ [illegible] ધરાવનાર પ્રિય સજ્જનો! તમને નઈ આશ્ચર્ય તથા સતોષ થશે

—અને તે યોજનાનો આરભ થવાની સાથે તમને આ વર્ગની વર્તમાન પ્રાપ્ત પ્રવૃત્તિઓ પણ યથાનિયમ ચાલતી જણાશે આથી એમ અનુમાન કરશો નહિ કે જ્યા સુધી એ યોજના પ્રવૃત્તિમા નહિ મૂકાય ત્યા સુધી તેની વર્તમાન પ્રવૃત્તિ એને તેમ અવ્યવસ્થાપૂર્વક જ ચાલશે જે નવીન કર્તવ્યના વિચારો ચાલે છે, તે કર્તવ્ય કદાપિ મોડુ પણ આચારમા મૂકાય, પણ તે સબધની યોજનાના જે મુખ્ય વિચારો છે તે થયા પછી પ્રાપ્ત કર્તવ્યમા અધિક વેગથી જોડાઇ શકાશે અને તેમ કરવામા હવે ઘણો વિલબ થાય તેમ નથી

—પરતુ આથી વર્તમાન પ્રવૃત્તિના પ્રવર્તકો પોતાની પ્રાપ્ત પ્રવૃત્તિમા જે સ્ખલન થતુ જુએ છે તેને માટે પોતે કેવળ નિર્દોષ છે, તે અવલ કરવા યોગ્ય છે એમ માનતા નથી અને તેથી તે ભવિષ્યમા અધિક સાવધાન તથા પ્રાપ્ત કર્તવ્ય માટે અધિક ઉદ્યત થાય છે, થયા છે, એ જાણી તમને વિશેષ સતોષ થશે

# आवती आषाढी पूर्णिमाना उत्सव संबंधी सूचना.

श्री श्रेयस्साधकअधिकारिवर्गनो आवता आषाढ मासनो महोत्सव आषाढ मासनी पूर्णिमा ( ता १८ जुलाइ शुक्रवार ) ने दिवसे **वडोदरा, श्रीनृसिंहाश्रममां** पालन करवामां आवशे. उत्सवनी बराबर व्यवस्था रहेवा माटे नीचेना नियमो रचवामां आव्या छे:—

श्रेयस्साधक वर्गनो आ उत्सव होवाथी आ वर्गमां प्रवेशेला पुरुषोने ज तेमां भाग लेवानो अधिकार छे. एम होवाथी जेमणे आ वर्गनी दीक्षा ( Initiation ) लीधी नथी तेओनी आश्रममां व्यवस्था करवामां नहि आवे.

श्रेयस्साधकोने उत्सवमां भाग लेवा माटे **अनुमतिपत्र** (pass) आपवामां आवशे.

प्रत्येक श्रेयस्साधके पोतानुं अनुमतिपत्र आषाढ शुदि १० सुधीमां, पोस्टेज माटे अर्धा आनानी टीकीट मोकली मंगावी लेवुं. त्यारपछी **अनुमतिपत्र**ना आठ आना आपवा पडशे.

जे कुटुंबमांथी जेटलां स्त्री पुरुषो उत्सवमां आवनार होय ते सर्वनां नाम अत्र लखी जणावी तेमनां **अनुमतिपत्र** मंगावी लेवां—परंतु कुटुंबमां जेओ श्रेयस्साधक हशे तेमनां ज **अनुमतिपत्र** मळशे. पुत्र श्रेयस्साधक होय पण पिता न होय अथवा भाइ न होय अथवा काका के मामा न होय तेमनां **अनुमतिपत्र** मळशे नहि नानी उमरनां बाळकोने आ नियम लागु पडतो नथी.

जेमने पोताना मित्रो, अथवा कुटुंबीओ अथवा संबंधीओ, जेओ श्रेयस्साधक न होय तेमने उत्सवमां तेडी लाववा होय तेमणे प्रत्येक मनुष्यमाटे आठ आना मोकलवाथी तेमने जुदां **अनुमतिपत्र** आपवामां आवशे. नोकरोने माटे पण पैसा भरी **अनुमतिपत्र** मंगावी लेवां.

**अनुमतिपत्र** जे समये मागवामां आवे ते समये बतावबुं पडशे. घेर भूलीजनार अथवा खोइ नांखनारे फरी पैसा आपी खरीदवुं पडशे. स्त्रीओ अने बाळकोए पण **अनुमतिपत्र** बताववां पडशे.

उत्सवमां आवनार प्रत्येके सुवानु बीछानु, तथा जळपात्र साथे लेता आववु, अत्रथी ते नहि मळे.

**महाकाल, प्रातःकाल,** वगेरेना ग्राहको तेम ज अक्षने खरीदनार पुरुषो श्रेयस्साधकअधिकारिवर्गमां प्रवेशेला गणाता नथी; तेथी ते पुरुषोए उत्सवमां आववानी इच्छा थतां पैसा भरी **अनुमतिपत्र** मंगावी लेवां.

**जमनादास गंगाराम महेता.**

C/o व्यवस्थापक, महाकाल, वडोदरा.

# ग्रन्थानुक्रमणिका.


| ગ્રન્થ. | વૈશાખ. | વિસ્તાર. |
|---|---|---|
| **૧ પદ્યસંગ્રહ.** | | |
| ૧ ઉપાસ્ય ઉપાસકનો સંવાદ. (શ્રીઉ૦) | ... | ૨૦૧ |
| **૨ શ્રીમાન્ વિશ્વબંધુપ્રણીત લેખ.** | | |
| ૧ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા. | ... | ૨૦૩ |
| **૩ તત્ત્વવિચાર.** | | |
| ૧ બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા (કણીઆ) | ... | ૨૦૮ |
| ૨ બલવાન્ અને ધૈર્યવાન્ બનો. (શ્રીઉ૦) | ... | ૨૧૪ |
| ૩ પ્રારબ્ધ અને પુરુષાર્થ. (કૌશિકરામ) | ... | ૨૨૦ |
| ૪ આત્માનું સામર્થ્ય. (શ્રીઉ૦) | ... | ૨૨૩ |
| ૫ ક્રિયા તથા વિચારનું માધુર્ય (નર્મદ૦) | ... | ૨૨૯ |
| **૪ સાહિત્ય.** | | |
| ૧ શ્રી નૃસિંહસિદ્ધાન્તચંદ્રોદય. (ન. દે. મહેતા.) | ... | ૨૩૧ |
| **૫ ગ્રંથસત્કાર.** | | |
| ૧ ગ્રંથ સત્કાર. | ... | ૨૪૦ |
| **૬ પ્રકીર્ણ.** | | |
| ૧ એક અનેકજનહિતકર પ્રવૃત્તિ | ... | ૨૩૩ |
| ૨ બોલતી બૅંકની નોટો | ... | ૨૩૫ |
| ૩ અદ્ભુત સ્મરણશક્તિ. | ... | ૨૩૫ |
| ૪ ભવ મદ્ભક્ત. (શ્રીઉ૦) | ... | ૨૩૬ |



પ્રસિદ્ધ કરનાર—શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.




॥ ॐ श्री ॥

## उपास्यउपासकनो संवाद.

પદ.

ખરા સાધનતણા પરિપાકસમયે, પ્રભુ પ્રકટ થઇ,
અતિ પ્રેમે ધરી કર પૃષ્ઠ આ વિધિ પ્રેમવાણી કહી

*                    *                    *                    *

( શા માટે શ્રમ કરે સતિ વ્રજ પતિભક્તી સાચી,—એ લય )

उपास्य— ધન્ય ધન્ય પ્રિય ! તને, આજ હું મુજરૂપ કરી સ્થાપુ, (૨)
માગે કઇ માગ તે આપુ, (૨)

उपासक— આપ કૃપા થાતા પ્રભો ! મારે શુ અભાસ,
આપ નિરખવામાત્રમા, ઇચ્છા થતી સમાસ,
શિરોમણિ મને મળીયું માગ્યુ, પુણ્ય મારૂ કોઇ પૂર્વનુ જાગ્યુ,
નથી માગવા જેવુ કાંઇ જે નથી નાથ ! આપ્યુ, (૨)
કૃપા તવ કેમ કરી માપુ. (૨)

उपास्य— મુજ સર્વસ્વ હુ તુજને દેવા, તત્પર છુ જોઈ તારી સેવા,

શું તારૂં પ્રિય કરૂં ! આવ પ્રિય ! હૃદય સાથ ચાંપું,
(બાળ મમ)—(૨)
માગ કંઇ માગ તે આપું.
કહે તો લક્ષ્મી રહે તુજ શરણે, કહે તો દેવ નમે તુજ ચરણે-શું૦

ઉપાસક—આપ ન લક્ષ્મીથી રીઝો, તો હું રીઝું કેમ,
નમાવવા મેં દેવને, નથી લીધો કંઇ નેમ;
દર્શન આપ સ્વરૂપનું પામી, થઈ રહ્યો છું હું આપ્તકામી,
નથી માગવાજેવું કાંઇ જે નથી નાથ ! આપ્યું, કૃપા૦

ઉપાસ્ય— અધિક પ્રસન્ન છું શુણીને આવું,
કહે તો સ્વર્ગનો ઇન્દ્ર બનાવું; શું તારૂં૦

ઉપાસક— ઇન્દ્ર તો ભોગવતો દીસે, ફક્ત ત્રિભુવનરાજ્ય,
પણ તવ ચરણશરણતણું, મળ્યું મને સામ્રાજ્ય.
નાશવાન્ છે ઇન્દ્રની ગાદી, મારી ગાદી છે આદિ અનાદિ; નથી૦

ઉપાસ્ય— કલ્પવૃક્ષ આપું માગે તો, નવજીવનબળ દઉં કહે તો; શું તારૂં૦
યોગસિદ્ધિ આપું જો લે તો, નવનિધિ પણ આપું ઇચ્છે તો; શું તારૂં૦

ઉપાસક—ભુલથી માગું દુઃખ તો, કલ્પવૃક્ષ દે દુઃખ,
એવી કોઇ ઇચ્છા નથી, જે જીવન માગે ભુખ;
યોગસિદ્ધિ પામીને મારે, જવું આવવું ક્યાંહિ ન મારે; નથી૦

ઉપાસ્ય— અધિક પ્રસન્ન થયો શુણી આવું,
(કહે તો) વેદશાસ્ત્રના મર્મ ભણાવું; શું તારૂં૦
અપાવું સુત કે દેવી દારા, જેના ભોગમાં લે સુખ ન્યારાં; શું તારૂં૦

ઉપાસક—લહ્યો આપના મર્મને, એથી અધિક શું મર્મ,
મુજને સમજાવી શકે, વેદશાસ્ત્ર કે ધર્મ.
પ્રાપ્ત સંબંધિથી છું સંતોષી, રહે સદા મુજ વૃત્તિ પોષી; નથી૦

ઉપાસ્ય— સત્તા માત્ર કરૂં અધીન તારે, આપું બળ ન તું કોથી હારે; શું તારૂં૦
જો કદી કહે તો અમૃત આપું, વ્યાધિવાર્ધકયે જય સ્થાપું; શું તારૂં૦

ઉપાસક—સત્તા વાપરવી પડે, એવું ન મારે કાંઇ,

ઉપાસક—દૃષ્ટિ મન જ્યાં જ્યાં જતાં, જુએ આપને ત્યાંહિ,
બ્રહ્મદૃષ્ટિ શું દાખવે, એથી અન્ય નવાઈ,
આપ એક મળતાંકરી મારે, ઇચ્છા નથી રહી શેષ લગારે; નથી૦
ઉપાસ્ય— હૃદય! મને તુજ વચન રુચે છે, પણ કંઇ દયા મન ઇચ્છે છે;
શું તારૂં૦
પ્રકટ થઇ તુજ આગળ આવ્યું, મારૂં વચન ન વાળ તું પાછું; શું તારૂં૦
ઉપાસક—જે મળવાથી આપને, થાય અધિક આનંદ,
કૃપા કરી તેવું મને, દો આજે અત્યંત.[1]
અલ્પ મતિ મુજ અન્ય ન યાચે, આપ મળ્યે સઘળું પ્રાપ્ત જ છે; નથી૦
ઉપાસ્ય— મુજ વાણીમાં મને જ બાંધ્યો, એથી પ્રેમ મુજ તુજ પ્રતિ વાધ્યો;
શું તારૂં૦
લાગ જોઈ તેં જાળવી, કીધું મારૂં હાસ્ય,
(તે માટે તારૂં) છીનવી ઉપાસકપણું તને, કરૂં મુજ આજ ઉપાસ્ય.

---

# સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૫૫ થી.)

આત્મા સર્વમાં હોવાથી અણુઅણુમાં આત્માનુ સર્વ સામર્થ્ય રહેલુ છતાં, મનુષ્યમાં જ આ સામર્થ્ય પૂર્ણ કળાએ પ્રતીત થઈ શકતું હોવાથી મનુષ્ય એ સૃષ્ટિમાં સર્વોપરિ ગણાય છે. સામર્થ્યનો પરાવધિ મનુષ્યશરીરમાં અનુભવમા આવતો હોવાથી, બ્રહ્મને અર્થાત્ પોતાના આત્મસ્વરૂપને જાણનાર મનુષ્ય, સ્થૂલ શરીરમાં નિવાસ કરતો છતાં બ્રહ્મ જ ગણાય છે.

મનુષ્યનો અંતરાત્મા બ્રહ્મસ્વરૂપ હોવાથી, બ્રહ્મનું અનંત ઐશ્વર્ય મનુષ્યમાં અનાદિ કાળથી છે, એ સર્વકલ્યાણપ્રદ સિદ્ધ વાર્તાને મનુષ્ય જાણતો નથી, અને જાણીને તેણે તેને અનુભવમાં ઉતારી નથી, તેથી જ તે દુઃખી અને દીન રહ્યો છે તેની ઇંદ્રિયો મર્યાદાવાળા સામર્થ્યની હોવાથી તે પોતે અનંતસામર્થ્યસંપન્ન છે તેનુ તેને ભાન થતું નથી. જેમ નેત્ર, જોવાના સામર્થ્યવાળાં છતાં, તેના ઉપર પડદો નાંખ્યો હોય તો તે પડદાની પારની વસ્તુ જોઇ શકતાં નથી, તેમ મર્યાદાવાળા સામર્થ્યવાળી તેની ઇંદ્રિયો તેના અમર્યાદ સામર્થ્યની તેને પ્રતિબંધક થઇ પડી છે.

એમ છતાં, આ ઇંદ્રિયોનો પ્રતિરોધ છતાં પણ મનુષ્યે જાણ્યું છે કે મારૂ વાસ્તવિક સ્વરૂપ ઇંદ્રિયોથી પ્રતિબદ્ધ થઈ શકે તેવું નથી. મનુષ્યે જાણ્યું છે કે મર્યાદાવાળા સામર્થ્યવાળી

---

૧ જે ન મળ્યું હોય અને જે નવું જ મળવાથી આપને આનંદ આનંદ થઈ જાય, એવું મને કૃપા કરીને આપો—અર્થાત્ ઈશ્વરને કંઇ અપ્રાપ્ત ન હોવાથી એવું કશું હોતું નથી, એટલે ઈશ્વર શી રીતે આપી શકે?

ઇંદ્રિયો મારા અમર્યાદ સામર્થ્યને મર્યાદાવાળું કરી શકે એમ નથી. મનુષ્ય અનાદિ કાળથી આ સર્વ દશ્યપ્રપંચઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપવા પ્રયત્ન સેવતો રહ્યો છે અને પરિણામમાં આપણે શાસ્ત્રથી જાણીએ છીએ કે મનુષ્ય મર્યાદાવાળા સામર્થ્યનો રહ્યો નથી પણ પ્રયત્ન કરનાર પ્રત્યેક મનુષ્યે-પ્રત્યેક ઋષિમુનિએ-પોતાના અમર્યાદ સામર્થ્યનો અનુભવ કર્યો છે. પ્રત્યેક પ્રયત્નશીલ પુરુષાર્થી મહાપુરુષે, હું અલ્પ શક્તિવાળો અલ્પજ્ઞ જીવ નથી, પણ **अहं ब्रह्मास्मि** હું બ્રહ્મ છું, એ વેદના મહાવાક્યને અનુભવમાં ઉતાર્યું છે.

પ્રત્યેક મનુષ્યને આ અનુભવ પ્રાપ્ત કરવાનો છે. આ અનુભવ પ્રાપ્ત કર્યાવિના મનુષ્યનો છુટકો જ નથી. તેના અંતઃકરણમાં એક સ્વર નિરંતર ઉઠી આ દિશામાં પ્રયાણ કરવા તેને રાત્રિદિવસ ટોક્યા કરે છે, અને જ્યાં સુધી આ સ્વર તે નહિ સાંભળે ત્યાંસુધી તેનો ધ્વનિ બંધ પડવાનો નથી. નવાં નવાં દુઃખો, નવી નવી વિપત્તિઓ, નવી નવી અપ્રિય સ્થિતિઓ સર્વ એકત્ર થઈ આ સ્વર શ્રવણ કરવા તેને નિત્ય પ્રેર્યા કરવાનાં.

મનુષ્યને વ્યાધિ થાય છે, ઔષધ કરે છે, વ્યાધિ મટે છે, પુનઃ થાય છે, પ્રસંગે અનેક ઔષધો કરતાં છતાં મટતો નથી, તે દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે. સ્વર તેને અંતરાત્માનો આશ્રય ગ્રહણ કરવા કહે છે. બહારના ઉપચારોની નિષ્ફળતા નિત્ય અનુભવતાં તે આ સ્વરને શ્રવણ કરે છે.

પ્રિયમાં પ્રિય પુત્રને કે સ્ત્રીને કે મિત્રને તે પોતાની દૃષ્ટિસમીપ મરણને સ્વાધીન થતાં જુએ છે. શ્રમથી સંચય કરેલાં ધનસંપત્તિને ક્ષણમાં, પોતે વિદ્યમાન છતાં નાશ થતાં અનુભવે છે. ઘણાં વર્ષના પરિશ્રમથી સિદ્ધ થવાની સંધિઉપર આવેલા પોતાના ઇષ્ટઅર્થને ક્ષણમાં ધુળધાણી થયેલો જુએ છે. એ સર્વને સુધારવા તે આજુબાજુ દૃષ્ટિ નાંખે છે. બહારથી કોઈ સત્તા સાહાય્ય આપી તેનું દુઃખ ટાળે એવું તે ઇચ્છે છે, તે રડે છે, પોકાર પાડે છે. તેનું કોઈ શ્રવણ કરતું નથી. તેનું દુઃખ ટળતું નથી. ધારેલું સુખ તેને મળતું નથી. આવે પ્રસંગે અંતરમાં ઉઠતા સ્વરને તે શ્રવણ કરે છે, અને ક્રમે ક્રમે જાણે છે કે સાચો આશ્રય બહાર નથી, પણ અંતર છે.

અનુભવ થતાં થતાં મનુષ્ય જાણે છે કે વ્યાધિ થવામાં, વિપરીત સ્થિતિ આવવામાં, પ્રિય સંબંધીઓનો નાશ થવામાં, ધારેલા અર્થ અફળ જવામાં, અને એવી એવી સેંકડો દુઃખદ સ્થિતિઓ આવવામાં, પરમેશ્વર કારણ નથી, જગત્ કે જગત્નો કોઇ પ્રાણીપદાર્થ કારણ નથી, ભૂત કારણ નથી કે સેતાન કારણ નથી, પલીત કારણ નથી કે પિશાચ કારણ નથી, ગ્રહ કારણ નથી કે નબળા દિવસ કારણ નથી, કોઇ જ કારણ નથી, પણ હું પોતે જ સર્વનું કારણ છું. અંતરાત્માની ઉપેક્ષાથી, અંતરાત્માના અનાદરથી મેં પોતે જ પોતાને હાથે પોતાના ઉપર આ દુઃખ આણ્યું છે, દુઃખનો કે સુખનો હેતુ મેં મારાથી ભિન્ન અન્ય કોઇને ગણ્યો છે, અને તેનો જ આ સર્વ પરિણામ છે. મને દુઃખને આપનાર પરમેશ્વર કહો કે જગત્ કહો, ભૂત કહો કે પલીત કહો, ગ્રહ કહો કે નબળો દહાડો કહો, ફાવે તે કહો, પણ તે સર્વ ખોટું છે, સર્વ જ ખોટી માયાની જાળ છે. મારી સુખદુઃખની નૌકાને હાંકનાર હું જ છું. મારૂં દૈવ મારા જ હાથમાં છે, દૈવ, ગ્રહ, પ્રારબ્ધ એ સર્વ હું જ છું, મારાથી અન્ય સત્તા ત્રિભુવનમાં છે જ નહિ.

સામર્થ્યના ભાનને, શાસ્ત્રના બોધથી, સત્પુરુષોના ઉપદેશથી અને નિત્ય થતા દુખાનુભવથી આજે જે નથી જોતા, તે સેંકડો, હજારો કે કરોડો દુખના અનુભવથી પછી જોશે બત્રિશ ઠોકરો તેમને બનિશનદ્ધાણા કરશે ઉતાવળનુ કે અકળાવાનુ પ્રયોજન નથી

પ્રિય વાચક! અંતરમા ઉઠતો ન્યગ તમને શ્રવણે પડે છે? જો હા, તો તેને અનુસરતા વિલબ ન કરશો અન્યના ઉપ- આધાર રાખવાનુ પરિત્યજીને અતરાત્માને જ અનુસરો એ અતરાત્મા મેઘગર્જનથી ગભીર વાણીવડે વદે છે કે **सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**। આ કર્તવ્ય છે અને આ અકર્તવ્ય છે, એવા સર્વ પ્રકારના ધર્મોનો નિ શેષ પરિત્યાગ કરી મારા એકલાનુ જ શરણ ગ્રહણ કરો મારુ જ આલબન ગ્રહણ કરનાર થાઓ

તમારા અતરાત્મા અને **પર**માત્મા અભિન્ન છે વિચાર કરો, હમણા જ વિચાર કરો સર્વ કાર્ય પરિત્યજો, અને વિચાર કરીને જુઓ તમારામા જ સર્વ સામર્થ્યનુ મૂળ **પર**માત્મા નિવસે છે, ક્યા? તમારા જીવનના અતરતમ પ્રદેશમા, અને તે તમારી સાથે એટલા તો ઓતપ્રોત થઈ ગયા છે કે અમુક તે અને અમુક તમે, એવો ભેદ પાડી શકાતો નથી તમે તે તે જ છો, અને તે તે તમે છો

શુ? **પર**માત્મા અને અમે એક? હા એક કેવળ અભિન્ન, અને તેથી જ જે સામર્થ્ય, જે જ્ઞાન, જે ઐશ્વર્ય **પર**માત્મામા શાસ્ત્રો કથે છે, તે સર્વ તમારામા જ છે શાસ્ત્રો અને સત્પુરુષો જેનુ યશોગાન કરે છે, તે તમારુ પોતાનુ જ છે

અજ્ઞાન અને અભાન એ ઉભય આવરણથી આ સર્વ તમને આજે પ્રત્યક્ષ નથી, પણ તેથી તેનો અભાવ છે, એમ નથી અજ્ઞાન અને અભાન ટાળો, અને તમારા સ્વત સિદ્ધ સામ્રાજ્યના ભોક્તા થાઓ જે ગર્ભભાગમા છે તેને બહાર પ્રકટ કરો જે બીજરૂપ છે, તેને વૃક્ષરૂપે કરો જે પ્રચ્છન્ન છે, તેને પ્રકાશમા આણો

સૂક્ષ્મ વિચાર ન કરનારને એવી મુઝવણ થાય છે કે મનુષ્ય **પર**મેશ્વરની તુલ્ય શી રીતે ગણાય, પણ મનુષ્ય પ્રતિદિન કેવી ઉન્નતિને પામતો જાય છે તેનો વિચાર કરો જ્યારે તે બાળક હોય છે ત્યારે તેનામા જે જ્ઞાન જે સામર્થ્ય હોય છે તે વય વધતા કેટલુ બધુ આશ્ચર્યકારક પ્રમાણમા વધતુ જાય છે, અને મનુષ્ય કુદરતના ગુપ્ત રહસ્યો ક્રમે ક્રમે કેટલા અધિક પ્રમાણમા જાણતો જાય છે? અને જ્ઞાન અને સામર્થ્ય પ્રાપ્ત કરવાનો આ તેનો અવધિ ક્યા આવીને અટકશે તેનો નિર્ણય કોઈથી કરી શકાય એમ નથી, તો પછી મનુષ્યમા પરાવધિનુ સામર્થ્ય જે ઈશ્વરનુ સામર્થ્ય તે પ્રાપ્ત કરવાની સર્વ શક્તિઓ રહેલી છે અને તેમને પ્રકટ ન કરવાથી જ આજે તે ક્ષુદ્ર કીટજેવો જણાય છે, એમ સ્વીકારવામા શી અડચણ છે? મનુષ્યની આશાઓ અને ઇચ્છાઓ અમર્યાદ છે, અને તેમને સિદ્ધ કરવાને તે થાક્યાવિના કે હિમત હાર્યાવિના ધમધોકાર પ્રયત્ન કર્યો જાય છે, એ જ સિદ્ધ કરે છે કે મનુષ્યનામા સર્વ સિદ્ધ કરવાનુ સામર્થ્ય રહેલુ છે અને તે સામર્થ્ય તે ઈશ્વરનુ જ સામર્થ્ય હોવાથી મનુષ્ય ઈશ્વરતુલ્ય જ છે

જે થઇ શકે એવુ નથી, અને જે મળી શકે એવુ નથી, તેની ઇચ્છાનો ઉદય મનુષ્યમા થવો સભવતો નથી થઈ શકે અને મળી શકે એવુ હોય તેની જ ઇચ્છા મનુષ્યમા ઉદય થાય છે એક ક્ષણમા હજારો ગાઉ તારવિના સદેશા મોકલવા, એ આજથી પચીશ વર્ષપર સામાન્ય મતિને ન બની શકે એવુ કાર્ય જણાત પણ માર્કોનીની કલ્પનામા તે થઈ શકે

મસ્તકઉપર જેમ શ્રીકૃષ્ણ નાચ્યા હતા તેમ આ વિવિધ દુખસુખની સ્થિતિઓના મસ્તકે નાચશો

મનુષ્ય જે કઈ જાણવા ઇચ્છે છે જે કઈ કરવા ઇચ્છે છે, અને જે કઇ મેળવવા ઇચ્છે છે, તે સર્વ જાણવાનુ કરવાનુ અને મેળવવાનુ સામર્થ્ય તેના પોતાનામા રહેલુ છે આ વાર્તા દૃઢપણે માનવી, એ મનુષ્યનુ પ્રથમ કર્તવ્ય છે આ સામર્થ્યને શી રીતે પ્રકટ કરવુ તે જાણવુ, એ મનુષ્યનુ બીજુ કર્તવ્ય છે પ્રથમ કર્તવ્ય સિદ્ધ થતા દ્વિતીય કર્તવ્ય બહુ સરળ થઇ પડે છે

સામર્થ્યને પ્રાપ્ત કરવાની ઇચ્છા, એ જ સામર્થ્યને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સેવાવે છે, પરતુ તે પ્રયત્ન, જ્યારે સામર્થ્ય પોતાનામા જ રહેલુ છે, અન્ય કોઇ સ્થળે નથી એમ જાણી સેવાય છે ત્યારે સત્વર અને નિષ્ફળ ન જાય એવી રીતે સિદ્ધ થાય છે

ધનહીન મનુષ્યો ધનને અને ધન પ્રાપ્ત કરવાના સામર્થ્યને ઇચ્છે છે આરોગ્યહીન મનુષ્યો આરોગ્યને ઇચ્છે છે, દુખી મનુષ્યો સુખને ઇચ્છે છે સત્તાના લોભી મનુષ્યો સત્તા અથવા અધિકારને ઇચ્છે છે, કેટલાક પોતાના જ્ઞાતિબધુઓના દુખ ટાળવાના સામર્થ્યને ઇચ્છે છે, કેટલાક દેશનુ દુખ ટાળવાના સામર્થ્યને ઇચ્છે છે, કેટલાક દૈવી સામર્થ્યને ઇચ્છે છે, કેટલાક દૈવી વિદ્યાને ઇચ્છે છે, કેટલાક સર્વોત્કૃષ્ટ મોક્ષને ઇચ્છે છે પણ સર્વને નવુ જાણવાની, નવુ પામવાની, નવુ કરવાની ઇચ્છા પ્રવર્તી રહેલી દૃષ્ટિએ પડે છે એક ઇચ્છા તૃપ્ત થયે તત્કાળ તેથી ઉચી ઇચ્છા સ્ફુરે છે તે તૃપ્ત થયે તેથી ઉચી ઇચ્છા સ્ફુરે છે એમ જ્યા સુધી મનુષ્ય બ્રહ્મમય નથી થતો ત્યા સુધી આ ઇચ્છા—જે મનુષ્યમાત્રના હૃદયમા રહેલો પરમેશ્વરનો સ્વર છે, તે—નિરતર સ્ફુર્યા જ કરે છે

ઇચ્છા એ મનુષ્યની ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ સાધનાર છે અને મનુષ્ય જ્યા સુધી આ ઇચ્છાસ્ફુરણને શ્રવણ કરે છે, અને તેને સિદ્ધ કરવાનુ પોતાનામા સામર્થ્ય છે, એમ માનીને પોતાને જ અર્થાત્ પોતાનામા સામર્થ્ય છે એમ માનીને પોતાનો જ અર્થાત્ પોતાના આત્મસ્વરૂપનો જ આશ્રય ગ્રહણ કરે છે, અને આત્મામા સ્ફુરતી યુક્તિઅનુસાર ન્યાયમાર્ગ ઇચ્છાને સિદ્ધ કરવા પ્રયત્ન સેવે છે ત્યા સુધી તે વિદ્યુદ્વેગે ઉન્નતિને પામતો રહે છે

આત્માનો આશ્રય લેતા, આત્મામા અભિન્ન થતા જે સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તેનુ માપ કાઢવાનુ યત્ન હજી સુધી શોધી કાઢવામા આવ્યુ નથી

આત્માનો આશ્રય લેતા, અને આત્મામા અભિન્ન થતા સર્વ ઇષ્ટાર્થ સિદ્ધ થાય છે અશક્ય અને અસભવિત શબ્દોઉપર આત્માવલબી પુરુષ હડતાળ મારે છે

આત્માનો આશ્રય ગ્રહણ કરતા અર્થાત્ હુ જ સામર્થ્યમાત્રનો મહોદધિ છુ, એનુ સશય વિપર્યયના આભાસરહિત દૃઢપણે માનતા, આનદનો ઉદધિ ઉછળવા માડે છે જેના તરગોના પ્રબળ પ્રવાહઆગળ ક્લેશના મહાગિરિઓ પણ સ્થિર ટકી શકતા નથી

આત્મામા અભિન્ન થતા મનુષ્ય એવા સ્થળમા સ્થિત થાય છે કે જે સ્થળને સૂર્ય ચદ્ર કે અગ્નિ પ્રકાશી શકતા નથી

આત્મામા અવસ્થાન એ ઉન્નતિનુ શિખર છે એ શિખરે સ્થિત મનુષ્યના વિભવઆગળ ત્રિલોકનો વિભવ તુચ્છ છે

સામર્થ્યમાત્રની કળા તમારા પોતાનામાં જ છે. જ્યાં તે છે તે સ્થળને કરોડોમાંથી કોઈક જ શોધે છે, અને પ્રયત્ન કરનાર ઘણામાંથી કોઈક જ તેને પ્રાપ્ત કરી શક્યા છે.

તે ગુપ્ત છે, અથવા અત્યંત કઠિન છે માટે તેને કોઈ વિરલ પ્રાપ્ત કરી શકે છે, એમ નથી, પરંતુ ઘણા થોડા તેને સાધવાનો પ્રયત્ન કરે છે, તેથી જ તે કોઈકને જ પ્રાપ્ત હોય છે. અસંખ્યસહસ્ર મનુષ્યોને તે કળામાં વિશ્વાસ નથી. તે સામર્થ્યને અર્પનાર છે, એમ બૃહસ્પતિજેવા ઉપદેશકોથી પણ તેમની ખાતરી કરી શકાતી નથી.

(અપૂર્ણ.)

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૪૨થી. )

**व्यतिरेको गन्धवत् ॥ २६ ॥**

સૂત્રાર્થઃ—જેમ ગંધ ગુણ છતાં ગુણીથી વ્યતિરિક્ત સ્થાને રહે છે તેમ ચૈતન્ય પણ રહી શકે.

આ સૂત્રમાં એ કહ્યું કે ઉપર કરેલી શંકા ઉચિત નથી. કારણકે ગંધ એ ગુણ છે છતાં એ ગન્ધવાળા દ્રવ્યથી અતિરિક્ત સ્થાનમાં રહી શકે છે. આપણી પાસે કુસુમાદિ સુગંધી પદાર્થ લાવવામાં આવ્યા નથી હોતા છતાં આપણને દૂરથી ગંધની પ્રતીતિ થઇ શકે છે. આ પ્રમાણે જીવ અણુ હોય છતાં એનો ચૈતન્યરૂપ ગુણ એ નહિ હોય ત્યાં પણ સ્થિતિ કરી શકે તેમાં બાધ નથી. તાત્પર્ય કે રૂપની માફક જ્ઞાન ગુણ હોવાથી ગુણીથી વ્યતિરિક્ત ન રહી શકે એવું કહેવામાં આવ્યું હતુ ત્યાં આપેલો ગુણત્વ હેતુ વિપક્ષરૂપ ગંધમાં પણ રહેલો હોવાથી અનૈકાન્તિક છે.

અહિં જો એવું કહેવામાં આવે કે ગંધ પણ પોતાના આશ્રયથી છુટો પડતો નથી પણ સુગંધી દ્રવ્યની સાથે જ તે પ્રસરે છે તો, પૂર્વપક્ષી કહે છે કે, તે યોગ્ય નથી. તેમ હોય તો તે સુગંધી દ્રવ્યના અવયવો પ્રસરી જવાથી તે મૂલદ્રવ્યનો ક્ષય થઈ જવો જોઇએ. પણ તેમ જણાતું નથી. કુસુમાદિ સુગંધી દ્રવ્ય પૂર્વાવસ્થાના કરતાં ન્યૂન થતું નથી, કેમકે તેમ થાય તો તેનું વજન ઓછું થઇ જવું જોઇએ. પણ તેમ થતું જણાતું નથી. આની સામે એવું કહેવામાં આવે કે ગંધને ધારણ કરનારા અને મૂલદ્રવ્યથી જુદા પડેલા અવયવો અલ્પ હોવાથી એ જુદા પડ્યા છે એમ જણાતું નથી, સૂક્ષ્મ ગંધ પરમાણુઓ સર્વત્ર પ્રસરી રહીને નાસિકાઆગળ પ્રવેશી ગંધ જ્ઞાનને પ્રકટાવે છે પણ મૂલદ્રવ્યનું વજન ઓછું થવા છતાં જણાતું નથી, તો એ કથન સાચું નથી. કારણ કે પરમાણુઓ અતીન્દ્રિય છે, પરમાણુના ગુણો પણ અતીન્દ્રિય છે એટલે પ્રત્યક્ષ થઇ શકતા નથી અને નાગકેસરાદિનો ગંધ તો સ્ફુટ જણાય છે. લોકમાં પણ સુગંધી દ્રવ્ય સુંઘાયું એવી પ્રતીતિ પ્રચલિત નથી, પણ ગંધનો સુવાસ આવ્યો એવી જ પ્રતીતિ પ્રચલિત છે. રૂપાદિ ગુણો પોતાના આશ્રયને તજી અન્યત્ર રહેતા નથી એ સત્ય છે, પણ તેટલા ઉપરથી ગંધ પણ આશ્રયને છોડી અન્યત્ર રહેતો નથી એનું અનુમાન કરી શકાતું નથી, કેમકે ગંધ પ્રત્યક્ષદ્વારા અતિરિક્ત સ્થલે ઉપલબ્ધ થાય

છે તેથી અનુમાન એ પ્રત્યક્ષથી બાધિત છે. લોકમાં જે પદાર્થ જેવો દેખાય છે તેને નિરૂપકો તેવો જ અનુમાન કરવો જોઇએ. રસ એ ગુણ છે અને એનું પ્રત્યક્ષ જિહ્વાવડે થાય છે તેટલા ઉપરથી રૂપાદિ પણ ગુણો હોવાથી જિહ્વાવડે જણાવા જોઇએ એવું અનુમાનથી નિયમન થઇ શકતું નથી. તેથી ગંધની માફક ચૈતન્ય ગુણ જીવસ્થાનથી અનિરિક્ત સ્થળે વ્યાપે તો તેમાં બાધ નથી.

આ પ્રમાણે ગંધના દૃષ્ટાન્તથી સિદ્ધ થાય છે એટલુંજ નહિ પણ, પૂર્વપક્ષી કહે છે કે, શ્રુતિથી પણ એ જ અર્થને પણાવે છે.

**तथा च दर्शयति ॥ २७ ॥**

સૂત્રાર્થઃ—શ્રુતિ પણ એમ જ જણાવે છે.

આ સૂત્રમાં એ કહ્યું કે જીવાત્મા હૃદયમાં રહે છે તથા અણુ છે એમ કહીને એ જ આત્માના સંબંધમાં શ્રુતિ જણાવે છે કે **आलोमभ्य आनखाग्रेभ्यः**-લોમથી તે નખના અગ્રસુધી એ વ્યાપ્ત રહે છે. આ વ્યાપ્તિ તે સ્વરૂપે તો છે જ નહિ, કારણ કે જીવાત્મા સ્વસ્વરૂપે તો હૃદય દેશમાં રહેલો શ્રુતિ કહે છે, તેથી એ શરીરવ્યાપ્તિ તે ચૈતન્યરૂપ ગુણવડે જ છે.

આ જ સર્વમાં અન્ય શ્રુતિપ્રમાણ પૂર્વપક્ષી જણાવે છે, તથા તે જણાવી પૂર્વપક્ષનો ઉપસંહાર કરે છે.

**पृथगुपदेशात् ॥ २८ ॥**

સૂત્રાર્થઃ—જીવાત્મા અને ચૈતન્ય એ એનો પૃથક્ ઉપદેશ શ્રુતિમાં છે તેથી ચૈતન્યગુણવડે જ જીવાત્મા શરીરને વ્યાપે છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે **प्रज्ञया शरीरं समारुह्य**-પ્રજ્ઞા એટલે ચૈતન્ય તે વડે શરીરને વ્યાપીને-એ શ્રુતિમાં પ્રજ્ઞા અથવા ચૈતન્યનું તૃતીયા વિભક્તિમાં કથન કર્યું છે, અર્થાત્ ચૈતન્ય એ સાધન છે અને સમારોહણનો કર્તા તે જીવાત્મા છે. તેથી કર્તા અને કરણનો ભેદથી નિર્દેશ છે માટે શરીરવ્યાપ્તિ જીવાત્માની થાય છે તે ચૈતન્ય ગુણવડે જ થાય છે એમ આ શ્રુતિ જણાવે છે. અન્ય શ્રુતિ પણ **तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय** જીવાત્મા પોતાના ચૈતન્ય ગુણવડે આ ઇન્દ્રિયોની જ્ઞાન શક્તિને હરી લઇ સુએ છે-એમ શારીરાત્માથી પૃથક્ ચૈતન્યનો નિર્દેશ કરી એ જ અર્થને દૃઢાવે છે. તેથી જીવાત્મા અણુ છે એ પૂર્વપક્ષે સિદ્ધ થાય છે.

આ પ્રકારે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં હવે શ્રીસૂત્રકાર એ સંબંધમાં સિદ્ધાન્ત જણાવે છે.

**तद्गुणसारत्वात् तु तद्व्यपदेशः प्राज्ञवत् ॥ २९ ॥**

સૂત્રાર્થઃ-જેમ પ્રાજ્ઞ પરમાત્મામાં સગુણોપાસનામાં ઉપાધિના ગુણોનો વ્યપદેશ કરવામાં આવે છે તેમ બુદ્ધિના ગુણોની પ્રધાનતાને લીધે જીવાત્મામાં બુદ્ધિના ગુણોનો વ્યપદેશ કરાયેલો છે તેથી (બુદ્ધિ આદિમાં અણુત્વાદિ છે અને) જીવાત્મા તો વિભુ જ છે.

**तद्गुणसारत्वात्**-**तद्** એટલે બુદ્ધિ તેના ગુણો એટલે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ ઇત્યાદિ જીવાત્મા ન્યાં સુધી જીવરૂપે છે અર્થાત્ સંસારી છે ત્યાં સુધી એનામાં એ ગુણોની પ્રધાનતા છે તેથી જીવાત્મા બુદ્ધિગુણસાર કહેવાય છે.

**तद्व्यपदेशः तद्** એટલે અણુત્વાદિનો વ્યપદેશ અર્થાત્ ઉપચારથી કથન.

**तु**:-આ શબ્દ પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરનાર છે અને આ સિદ્ધાન્તસૂત્ર છે એમ સૂચવે છે.

આ સૂત્રમાં સિદ્ધાન્ત એ જણાવ્યો કે જીવાત્મા અણુ નથી કારણ કે જીવાત્માની ઉત્પત્તિ કોઇ શ્રુતિ કહેતી નથી, પરબ્રહ્મ જ શરીરાદિમાં પ્રવેશી રહેવાથી જીવસંજ્ઞાને પામે છે અને બ્રહ્મ અને જીવનું તાદાત્મ્ય શ્રુતિ ઉપદેશે છે તેથી જીવ પરબ્રહ્મ જ છે. આમ હોવાથી તે પરિમાણ પરબ્રહ્મનું છે. જેટલું બ્રહ્મ તત્ત્વ છે, તે જ પરિમાણ જીવનુ છે, તેટલો જ જીવ છે એ અર્થાત્ પ્રાપ્ત થાય છે. પરબ્રહ્મ સ્થલે સ્થલે શ્રુતિ વિભુ જણાવે છે તેથી જીવ પણ વિભુ જ છે. આમ લેવામાં આવે તો જ **सवा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु** ઇત્યાદિ જીવસંબંધમાં વિભુત્વનુંકથન શ્રુતિઓ તથા સ્મૃતિઓ કરે છે તે સમર્પિત થઇ શકે છે.

જીવ જો અણુ હોય તો તેને અખિલ શરીરગત વેદના થવાનો સંભવ નથી. ત્વગ્ના જીવસાથેના સંબંધથી થઇ શકે એમ પૂર્વપક્ષીએ કહ્યું હતું પણ તે સાચું નથી. કારણ કે તેમ હોય તો ત્વચામાં કાંટો વાગે ત્યારે પણ આખા શરીરમાં વેદનાની પ્રતીતિ થવી જોઇએ. કેમકે ત્વગ્ અને કંટકનો સંયોગ આખા શરીરમાં છે, કારણ કે ત્વગ્ આખા શરીરમાં વ્યાપી રહેલી છે. પણ તેમ થતું નથી. પગમાં કાંટો વાગ્યો હોય તો તેમને પગમાં જ વેદના થાય છે.

પૂર્વપક્ષીએ કહ્યું હતું કે જીવને અણુ લેવામાં આવે તોપણ ચૈતન્યગુણની વ્યાપ્તિ થવાને લીધે આખા શરીરમાં વેદના થઇ શકે. તે પણ અનુચિત છે. કેમકે ગુણમાત્ર નિયમે કરી ગુણિદેશમા જ રહે છે. જો પોતાના આશ્રયરૂપ ગુણીને ત્યજીને ઇતર ગુણ રહી શકતો હોય તો તેનું ગુણત્વ જ રહી શકતું નથી. ગુણીનો પરિત્યાગ ન કરી રહી શકવાપણું એ જ ગુણનું ગુણત્વ છે. પ્રદીપ પ્રભાનું ઉદાહરણ પૂર્વપક્ષીએ આપ્યું હતું પણ ત્યાં પ્રભા દ્રવ્યરૂપ છે તેથી તે અનુદાહરણ છે. ગંધનું અન્ય ઉદાહરણ આપ્યું હતું તે પણ અયુક્ત છે, કારણ કે ગંધ પણ ગુણ છે તેથી આશ્રયની સાથે ગંધવાળા દ્રવ્યની સાથે જ એ સંચરી શકે, એકલો નહિ; એકલો સંચારને પામે તો એ ગુણ જ રહેતો નથી. આ અર્થ ભગવાન્ દ્વૈપાયને પણ **उपलभ्यास्तु चे द्गन्धं केचिद् ब्रुयुरनैपुणाः । पृथिव्यामेव तं विद्या दपो वायु च संश्रितम्** । જલમાં ગંધની પ્રતીતિ જોઇ કોઇ અનિપુણ પુરુષ ગંધને જલમાં રહેલો જાણે તો તે સાચું નથી. એ ગંધ પૃથિવીમાં જ રહેલો છે અને પૃથિવીના કણની સાથે જ જલ તથા વાયુમાં એને સચરેલો જાણવો. વળી જો ચૈતન્ય સમસ્ત શરીરને વ્યાપી રહે તો સ્પષ્ટપણે જીવ અણુ નથી એ સિદ્ધ થાય છે. કેમકે ગંધાદિની માફક ચૈતન્ય ગુણ નથી, પણ જેમ ઉષ્ણતા અને પ્રકાશ એ અગ્નિનું સ્વરૂપ છે તેમ ચૈતન્ય જીવાત્માનું સ્વરૂપ જ છે. અને ચૈતન્ય તથા જીવમાં ગુણગુણિ વિભાગ છે જ નહિ તેથી ચૈતન્ય શરીરમાં વ્યાપી રહે છે એ કહેવાનો અર્થ જીવ શરીરમાં વ્યાપી રહે છે એ થયો. અને તેથી જીવ અણુ નથી એ સિદ્ધ થયું, અને જીવ શરીરપરિમાણવાળો છે એ તો પૂર્વે ખંડિત થયું છે તેથી પરિશેષાત્ જીવ વિભુ છે એ જ એથી સિદ્ધ થાય છે.

(અપૂર્ણ.)

# ॥ શ્રી નૃસિંહસિદ્ધાંતચંદ્રોદય ॥

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૭ થી. )

ધર્માદિનું સ્વરૂપ આ પ્રમાણે **સ્વભાવથી પરમેશ્વરથી** અભિવ્યક્ત થતું હોવાથી અને પરમેશ્વરથી અભેદ પામેલા દૈવી ઋષિમુનિઓ તે સ્વરૂપને ચિત્તદ્રવ્યમાં **પ્રયત્નવડે** અભિવ્યક્ત કરી શકે તેમ હોવાથી તે ધર્માદિનું જ્ઞાન અધિકારાનુસાર વેદાદિ શાસ્ત્રોથી તેમ જીવન્મુક્ત મહાત્માઓના પ્રત્યક્ષ અથવા પરોક્ષ ઉપદેશથી થવું સંભવે છે, અને તેનું સર્વાંશે જ્ઞાન તો પરમેશ્વરથી અભિન્ન થયા વિના થવું સંભવતું નથી.

કાર્ય વિભાગનો ગંભીર નિયમ **શ્રીમન્નૃસિંહાચાર્યજીની** વિશાલ દૃષ્ટિમર્યાદાની બહાર ન હતો, અને તેથી તેઓશ્રી કેવળ અભ્યુદયની અર્થાત પ્રેયસની ઇચ્છા રાખનાર મનુષ્યોથી સિદ્ધ કરવા યોગ્ય ધર્મનું જ્ઞાન આપવાનું કાર્ય તે તે વિદ્યા કળામાં નિપુણ પુરુષોએ કરવાનું છે અને શ્રેયસની મંદ, મધ્યમ, અને તીવ્ર ઇચ્છાવાળા મનુષ્યોને તેમના ઇષ્ટાર્થની સિદ્ધિ થાય તેવાં સાધનોનો ઉપદેશ કરવાનું કામ સર્વશાસ્ત્રરહસ્યમાં નિપુણ અનુભવી તત્ત્વજ્ઞ મહાત્માએ કરવાનું છે એમ વારંવાર પ્રબોધતા હતા. પ્રથમ પ્રકારના ઉપદેષ્ટાઓને " ગુરુ " સંજ્ઞા આપવામાં આવે છે ત્યારે બીજા પ્રકારના ઉપદેષ્ટાને " સદ્ગુરુ " સંજ્ઞા આ સંસ્થાની પરિભાષામાં અપાય છે. આપત્તિના પ્રસંગે **શ્રી સદ્ગુરુ** ગુરુનું કાર્ય પણ કરે છે, પણ ગુરુથી **શ્રી** સદ્ગુરુનું કાર્ય થઇ શકતું નથી. આથી **શ્રી** સદ્ગુરુની બોધ મર્યાદા વિસ્તૃત છે અને ગુરુની બોધમર્યાદા સંકુચિત છે.

આપણી શ્રુતિ ભગવતી પણ ધર્મશિક્ષણના આ કાર્યવિભાગનું સૂચન નીચેના સ્પષ્ટ શબ્દોમાં કહે છેઃ—

**मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव,** ( **तैत्तिरीयोपनिषद्** ) પ્રથમ માતાની દેવરૂપે ઉપાસના કર, પછી પિતાની, પછી વિદ્યાગુરુની અને પછી અતિથિની દેવરૂપે ઉપાસના કર.

માતાના મૃદુ સ્નેહથી કોમલ ભાવને પ્રાપ્ત થયેલું, પિતાના ભવ્ય સ્નેહથી નમ્ર થયેલું, વિદ્યાગુરુના અનુગ્રહથી કુશલ થયેલું, અને સજ્જન અતિથિઓના વારંવાર થતા સત્સંગબલથી પવિત્ર થયેલું અંતઃકરણ જ **શ્રી** સદ્ગુરુના બોધને સત્વર ગ્રહણ કરી શકે છે. આથી સમાજના ધર્મશિક્ષણનાં આ ગુરુસ્થાનો વધારે દીપ્તિવાળાં થવાની અગત્ય છે. આ ચાર ગુરુસ્થાનોદ્વારા જેમનાં અંતઃકરણ યોગ્યતાને પ્રાપ્ત કરી શક્યાં નથી તેઓ શ્રેયસ્સિદ્ધિમાં ઘણા પાછળ પડે છે, એમ **શ્રીમન્નૃસિંહાચાર્યજીનું** ઘણે પ્રસંગે સૂચન થતું હતું. જેમ શાલાના નીચલા ધોરણના શિક્ષકો પોતપોતાના કાર્યમાં અધિક યોગ્યતા ધારણ કરે એવો શુદ્ધ આશય શાળાના મુખ્ય શિક્ષકે રાખવાનો છે અને પ્રસંગે નીચલાં ધોરણમાં શિક્ષણ

કેવી પદ્ધતિથી આપવું તે મુખ્ય શિક્ષક અઠવાડીઆમાં એક બે કલાક જઇ તે તે શિક્ષકોની સમક્ષ આપે છે, તેમ વિશ્વના હિતૈષી પરમ કૃપાલુ આ આચાર્યશ્રી પોતાના ઉચ્ચતમ તત્ત્વ સંબંધી બોધ આપવાના કાર્યમાંથી નિવૃત્તિ મેળવી પોતાના ગૃહ અને સમાજના વ્યવહારમાં અતીવ દક્ષતાથી માતાના, પિતાના, વિદ્યાગુરુના અને અતિથિના ધર્મોનું આચરણ, સામાન્ય, માત, પિતા, ગુરુ તથા અતિથિના શિક્ષણક્રમને સુધારવા અર્થે કરતા હતા. આ વ્યવહારના અતિ દક્ષ અને કોમળ પ્રસંગો તેઓશ્રીના નિકટ સંબંધમાં આવનાર સંસ્કારી જનોને એવા તો આવેલા છે કે તેઓ તેની ઉંડી છાપને લીધે હોલ ઉત્તમ ગુરુસ્થાનનાં કાર્ય કરી શકે છે અને તેઓ ગમે તે વ્યવહારમાં પડયા હોય છે તોપણ તેમની આગળ પાછળ તેઓ શાંતિનું અને વિદ્યાનું પરિમંડલ અથવા આવરણ રચે છે.

વ્યવહારનાં ઉપર જણાવેલાં ગુરુસ્થાનોમાં અશુદ્ધિનો પ્રવેશ થવાથી સમાજનો હ્રાસ અથવા તેની અવનતિ થયાવિના રહેતી નથી. જે જનસમાજમાં સ્ત્રીવર્ગ માતાના ઉત્તમ ધર્મોને બજાવી શકતો નથી, પુરુષવર્ગ પિતાની જોખમદારી સમજી શકતો નથી, ગુરુવર્ગ પછી તે સ્ત્રીઓ અથવા પુરુષોનો હોય તે વિદ્યા અને કલાના શિક્ષણ આપવાના કામમાં કુશલતા પ્રાપ્ત કરતો નથી, અને અતિથિવર્ગ ઉત્તમ નાગરિક ( citizen ) અથવા ઉત્તમ ત્યાગી ( ascetic ) ના સદ્ગુણોને ધારણ કરતો નથી તે જનસમાજ તેની પૂર્વની પેઢીઓની ગમે તેટલી જ્ઞાનાદિ સંપત્તિ હોય તોપણ પડતીની દશામાં આવ્યાવિના રહેતો નથી. સમાજની સુધારણા આ ચાર ગુરુસ્થાનોની સુધારણા કરવાથી સત્વર થઈ શકે છે. તે વિના પ્રજાનો મોટો ભાગ નીતિ અને માનસ બલવિનાનો થઈ જાય છે અને નીતિ અને માનસ બલના પાયાવિનાનું સમાજનું મંદિર અધ્યાત્મબલનાં ઉચ્ચ શિખરોને ધારણ કરવા સમર્થ થઇ શકતું નથી.

ધર્મશિક્ષણનું બીજ માતપિતાવાળા ગૃહમાં સ્થપાય છે, તેનું અંકુર બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યાગુરુના યથાર્થ અંતેવાસીપણાથી અર્થાત્ શિષ્યત્વથી ફુટે છે, તેની શાખાપ્રશાખાઓ ગાર્હસ્થ્યમાં દોલાયમાન થાય છે, તેનાં કોમલ સુવાસવાળાં પલ્લવો અને પુષ્પો નવબાલકનાં રૂપમાં ગૃહસ્થાશ્રમમાં પ્રકટી નીકળે છે, તેજ આશ્રમમાં ઉત્તમ નાગરિકોના સહવાસથી અને ઉત્તમ ત્યાગીઓના સત્સંગથી બુદ્ધિ પરિણત થાય છે, નવાં બાલકો પુનઃ માતપિતારૂપની સ્થિતિમાં આવતાં જીર્ણ વૃક્ષો નવાના ઉદયઅર્થે માગ મુકી ત્રીજા અથવા ચોથા આશ્રમનો સ્વીકાર કરી ઉત્તરના સમાજના અતિથિદેવો થાય છે. અને તેમાંના કોઇ વિરલ જનો શ્રેયસ્‌ની સિદ્ધિ કરી વિશ્વવંદ્ય અવસ્થાને ભોગવે છે. આ સર્વ આશ્રમધર્મ કોઇ વસ્તુતઃ અતિવર્ણાશ્રમી સદ્ગુરુના પ્રસંગે આશ્રમી અવસ્થામાં અને પ્રસંગે અતિવર્ણાશ્રમી અવસ્થામાં અપાતા બોધરસથી સિંચાય છે. તે રસવિનાનાં આશ્રમીઓનાં જીવનવૃક્ષ સુકાય છે. વિશ્વની ઉન્નતિનો આ ક્રમ આપણા તત્વજ્ઞોની દૃષ્ટિબહાર કદી ગયો નથી, અને તેથી તેઓએ કેવલ ત્યાગવૃત્તિમાં જ ધર્મ સમાયેલો છે એવો એકદેશી સિદ્ધાન્ત કદી સ્થાપ્યો નથી. જો કેવલ ગૃહત્યાગ કરી જગતમાં કૃત્યકૃત્યના સિદ્ધ કરવાની હોય તો ઇતર સાધનોની કંઇ જરૂર જ નથી, માત્ર દેહોત્પત્તિના ક્રમનો જ વિનાશ થાય એટલે બસ થઇ રહે. જેઓ કેવલ ગૃહત્યાગની, અધિકારનો વિચાર કર્યાવિના, હીમાયત કરે છે તેઓ ગૃહના અને સમાજના વિરોધી છે. આથી વિષયપંકમાં લપટાઇ જવારૂપ ગૃહસ્થની સ્થિતિની હીમાયત કરવામાં

આવે છે એમ પણ સમજવાનું નથી. ઉત્તમ જનસમાજમાં ગૃહીઓ અને ત્યાગીઓને ઉભયને અવકાશ છે. બન્નેમાં વિવેક અને વિદ્યાની અગત્ય છે; બંને ઉત્તમ જીવન ગાળતા હોય તો પોતપોતાની મર્યાદામાં વંદનીય છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** ગૃહસ્થ અને ત્યાગીના વાસ્તવ અવિરોધને પદે પદે પોતાના ગ્રંથોમાં પ્રકટ કર્યો છે. કોઇ આશ્રમની નિંદા અથવા અણુઘટતો પક્ષપાત શ્રેયઃસાધકઅધિકારિવર્ગની ગ્રંથાવલિમાં વિવેકીને જણાશે નહિ. તેઓશ્રી શ્રીપંચવરદવૃત્તાન્તમાં લખે છે કેઃ—

" આ પ્રકારનાં જીવન્મુક્તત્વને પ્રાપ્ત થવાઅર્થે પુરુષોને ચતુર્થાશ્રમ સ્વીકારવાની શાસ્ત્રમાં આવશ્યકતા ગણી છે. જે પુરુષોને સ્વાભાવિક જીવન્મુક્તત્વ સર્વ સ્થલે હોય છે તેમને અર્થે કંઇ શાસ્ત્રે તે ચતુર્થાશ્રમનું વિધાન કર્યું નથી, કારણ કે તે નિત્યમુક્ત હોવાથી સદા આશ્રમાતીતસરખા જ હોય છે."

ગૃહસ્થાશ્રમને સેવનાર જે પુરુષને અંતઃકરણમાં વિષયપ્રતિની તથા સંબંધિપ્રતિની સૂક્ષ્મ આસક્તિ વિદ્યમાન હોય છે તે પુરુષને સ્વશરીરની પણ સૂક્ષ્મ આસક્તિ હોય છે. તે આસક્તિને ત્યજવાઅર્થે ગૃહસ્થે યોગ્ય સમયે જીવનની સમાપ્તિપૂર્વે એકાંતસેવનાર્થે ચતુર્થાશ્રમનું ગ્રહણ કરવું ઘટિત છે. " ( શ્રી પંચવરદવૃત્તાન્ત પૃ. ૧૭૭ )

શ્રેયઃસાધકઅધિકારીવર્ગ પ્રાયશઃ ગૃહસ્થોનો બનેલો હોવાથી ઘણાઓને એવો વિભ્રમ થયો છે કે તેઓ ત્યાગાશ્રમને યોગ્ય ગણતા નથી, અથવા ત્યાગની નિંદા કરે છે. આ વિભ્રમની શાંતિ ઉપરના તે વર્ગના સ્થાપક **શ્રી** સદ્ગુરુના વાક્યથી થઇ શકવા સંભવ છે. ત્યાગ સ્વીકારતાપૂર્વે ઘણા ઉંચા અધિકારની જરૂર છે અને ત્યાગીઓની સમાજપ્રતિની જોખમદારી ઘણી છે એ સૂચવવાઅર્થે મિથ્યા ત્યાગીઓનો સત્કાર ન કરવા પ્રબોધવામાં આવે તેટલામાત્રથી ત્યાગના શ્રેયઃસાધકો વિરોધી છે એવું અનુમાન કોઇપણ બુદ્ધિમાન્ કાઢી શકે નહિ. સર્વધર્મનું બીજ ગૃહસ્થાશ્રમમાં સ્થપાય છે અને તેથી તે આશ્રમધર્મોની પરિશુદ્ધિ ઇતર આશ્રમોની શુદ્ધિમાં ઉપકારક હોવાથી **શ્રીમન્નૃસિંહાચાર્યજીએ** પોતાના સર્વ મોટા ગ્રંથોમાં દંપતીઓને જ આગળ સ્થાન આપી તેમની આખ્યાયિકાઓદ્વારા સર્વ ધર્મનું પ્રતિપાદન કર્યું છે. **શ્રી** સિદ્ધાન્તસિંધુ નામનો તેઓશ્રીનો રચેલો આકર ગ્રંથ શકલ સંતીના સંવાદરૂપ છે; સઘળા ભામિનીભૂષણના અલંકારો વિજયા અને મનોહરના મુખદ્વારથી પ્રકટ થયા છે; **શ્રી** સુરેશચરિત્ર ગૃહસ્થાશ્રમના ચિત્રદ્વારા તત્ત્વજ્ઞાનનીપરિસીમાઉપર ગુપ્ત બોધથી આપણને લઇ જાય છે; **શ્રી** ત્રિભુવનવિજયીખડ્ગમાં વીરવિજય સહધર્મચારિણીની શોધ કરે છે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજીનું** લીલામય બાલજીવન પણ ઉત્તમ ગૃહીરૂપે હતું, અને તે સ્થિતિ તેઓશ્રીએ ન સ્વીકારી હોત તો આ લેખકના અભિપ્રાયપ્રમાણે સમાજની ધર્મસુધારણા આટલા વેગથી થઇ શકત નહિ. તેઓશ્રીની સર્વજ્ઞ દૃષ્ટિથી જણાયું હતું કે ગાર્હસ્થ્યના સુધારાથી ઇતર સર્વ આશ્રમો સુધરશે. બીજા આશ્રમોમાં રહેલા પુરુષોને પ્રધાનપણે બોધ આપવાથી વધારેમાં વધારે તે તે આશ્રમીઓ જ ઉંચા સુખને મેળવી શકશે, પરંતુ નવીન સમાજ તે આશ્રમીઓથી બંધાવાની અથવા રચાવાની નથી, અને સમાજની ધારા તો ગૃહીઓ જ ચલાવવાના છે, માટે તેઓના જીવનની શુદ્ધિની ખાસ જરૂર છે એમ સમજી તેઓશ્રી વીતરાગ છતાં, અતિવર્ણાશ્રમી છતાં શ્રી રામકૃષ્ણવત્ ગૃહીદશામાં રહ્યા હતા.

( અપૂર્ણ. )

# वलवान् अने धैर्यवान् वनो.

બલવાન્ અને ધૈર્યવાન્ બનો. એવું એક પણ વિઘ્ન નથી કે જેના ઉપર મનુષ્ય જય નથી મેળવી શકતો. એવું એક પણ ઉચ્ચ શિખર કે ઉચ્ચ ભૂમિકા નથી કે જ્યાં મનુષ્ય ચઢી નથી શકતો. મનુષ્ય એ કોઇનું પરસ્વાધીન શસ્ત્ર નથી, પરંતુ શસ્ત્રને ધારણ કરનાર અજય્ય યોદ્ધો છે. મનુષ્ય એ એક એવી મનોહર અને હરીયાળી ખીણુ છે કે જેમાંથી પ્રભુનાં અનંત દિવ્ય સામર્થ્યોનાં ઝરણાં વહીને આ સૃષ્ટિમાં આવે છે. બંધુઓ! તમારી ખીણમાં પ્રભુનાં દૈવી ઝરણોને અસ્ખલિતપણે વહેવા દો છો? અને તેવડે તમારા અણુઅણુને લીલા કુંજારસરખાં શ્રેત્રોજેવાં કરી રાખો છો? જો તેમ છે તો ત્યાં પછી તાપ ક્યાંથી આવવાનો હતો? જો તેમ છે તો કેવલ પ્રશાંતિવિના તમને બીજા કશાનું ભાન થાય તેમ નથી.

કોઇ કોઇ વખતે તમારા મધ્યબિંદુમાંથી જરા આઘા ખસી જતા હો અથવા ધરીઉપરથી જરા ઢળી પડતા હો એવું તમને લાગે છે? તોપણુ કશી ચિંતા નથી. તમે જાણો છો કે સંકલ્પશક્તિ એ એવી વિલક્ષણુ વસ્તુ છે કે એક બાજુ તમને પ્રાપ્ત થયેલા અનેક દુઃખો, વિકટ પ્રસંગો, દુર્બલ શરીર વગેરે ગમે તેટલું હોય, તોપણુ તે સઘળા ભારને સમતોલ કરવાને એ સમર્થ છે. બીજા પલ્લામાં સંકલ્પશક્તિને મૂકો અને તમે મધ્યબિંદુમાંથી કે ધરીઉપરથી જરા પણ ખસી જશો નહિ. સંકલ્પશક્તિ તમને નિરંતર સમતોલ જ રાખશે.

મનુષ્યની સંકલ્પશક્તિ કેટલીક વખતે એવી દબાઇ અને છુપાઇ જાય છે કે તેને પાછી જાગ્રત્ કરવાને માટે કોઇ મોટું કષ્ટ કે ઉપાધિ તે મનુષ્યઉપર કુદરત નાંખે છે. કેટલાક મનુષ્યો જ્યાં સુધી આવું કષ્ટ કે વિપત્તિ નથી આવ્યાં હોતાં, ત્યાં સુધી તેઓ જાગ્રત્ થઇ શકતા જ નથી, અને તેવિના તેમામાં જે કાંઇ સર્વોત્તમ છે તેનો તેઓ વિકાસ કરી બતાવતા જ નથી. જે જે મનુષ્યોએ સમર્થ કાર્યો કર્યાં છે તે આવા કષ્ટના પ્રસંગો પ્રાપ્ત થતાં જ કર્યાં છે. અને જે કંઇ અદ્ભુત સામર્થ્યો મેળવ્યાં છે તે પણુ એક વખત અત્યંત દુર્બલ સ્થિતિની પ્રાપ્તિના પરિણામે જ મેળવ્યાં છે. મનુષ્યનો સામાન્ય સામર્થ્યમય રસ તો તેના ઉપર સહજ દબાણુથી નીકળે છે, પરંતુ તેના આત્માનો અલૌકિક સામર્થ્યમય દિવ્યરસ તો તેના ઉપર જેમ વધારે દબાણુ થાય છે તેમ જ નીકળે છે. અને તે નીકળે છે ત્યારે જ મનુષ્ય અદ્ભુતસરખો બને છે, અને એ રસનું આસ્વાદન જ મનુષ્યને અનંતબલસંપન્ન કરે છે.

ઘણી વખતે તમારી સંકલ્પશક્તિ દબાઇ ગયેલી હોય છે, અને તેનો જોઇએ તેટલો ઉપયોગ ન થવાથી કાટ ચઢીને ખવાઇ જતી હોય છે. અને તમારી નિર્બલ તથા પરાધીન માનસ સ્થિતિમાં તે ભરાઇ પડી હોય છે, અને તેથી તમે તમારા પોતાના જ દયાપાત્ર થઈ રહ્યા છો, અને તેના જેવું હાનિ કરનાર બીજું કોઇ નથી. એવી દયાપાત્ર સ્થિતિએ તમારા સમગ્ર તેજને હરણુ કરી લીધું છે. તમારાઉપર તેજ ઝળકવાને બદલે કાટ વળ્યો છે. એ કાટને દૂર કરનાર માનસ ખટારાનો ઉપયોગ કરો, અને પુનઃ તમે તેજસ્વીરૂપે ઝળકી ઉઠો. તમારા માનસ શસ્ત્રો અને માનસ બખ્તરોને ઘસીને પાણીદાર બનાવો, શ્રદ્ધાના, આશાના, ધૈર્યના તથા શાંતિના અદ્ભુત શસ્ત્રો સજો, અને પછી એવો એક પણ શત્રુ નથી કે જેનો તમે જય ન કરી શકો.

મને લાગે છે કે તમે ભય અને શંકા અથવા અવિશ્વાસના ચેપી સ્થાનમાં જ અખંડ રહ્યા કરો છો. અને ચિંતા તથા નિર્વેદના જંતુઓને જ તમે પ્રત્યેક શ્વાસમાં લેતા હો છો. બંધુઓ ! ઉ ચ્ચ પ્ર કા ર ની મ નો ભૂ મિ ઉ પ ર ત મા રું ર હે ઠા ણ બ દ લો. સ્વર્ગીય હવાનો સ્પર્શ કરવાને તમારી આત્માની વાતાયનને ખુલ્લી કરો. અને તમારાં આત્માના મંદિરને દિવ્ય સુવાસમય કરવાને માટે મધુર વિચારોનો મંદ મંદ માનસ ધૂપ પ્રકટાવો. અને પછી તમારી મેળે જ અપરિમિત સુખનું અલૈકિક ભાન નહિ કરો ?

જીવનની મનોહર વસ્તુઓ જ તમારા પ્રતિ આકર્ષાઈ આવે એવું જો ઇચ્છતા હો તો પછી હાથે કરીને તેના આવવાના માર્ગમાં ભય અને શંકાનાં પાટીયાંને શામાટે આડાં ધરો છો ? એ એક શ્રદ્ધાની જ નલિકા છે કે જેમાંથી સુખ અને પ્રભુતા આપણાપ્રતિ રેલાઈ આવે છે. તમે જોશો તો જણાશે કે આ નલિકાના દ્વારને અનેક સમયે સબંધ કરી દેવામાં આવે છે. અને તેથી સુખના અસ્ખલિત પ્રવાહના તમે ભોક્તા થઇ શકતા નથી. તમારા જીવનક્ષેત્રપ્રતિ આત્માના પ્રકાશને નિરંતર પડવા દો-પ્રસરવા દો, અને પછી દુર્દૈવ કે હાનિની કશી જ ભીતિ ન રાખશો. આત્માના પ્રકાશમાંથી દુઃખ કે વિપત્તિનો અંધકાર કદાપિ નીકળી આવતો નથી, બંધ દ્વારમાં જ અંધકારને ટકવાનો કે પ્રસરવાનો સંભવ રહે છે. વિપત્તિમાં એટલું બળ નથી કે તે ઉઘાડે દ્વારે આવી શકે, તેનો તો ખુણે ખોચરે અને મલિનતામાંથી જ પ્રવેશવાનો સ્વભાવ છે. તો પછી તમારે ખુણા ખોચરા અને મલિનતા રાખવાનું શું પ્રયોજન ?

૬૭ પણ તમારે કદાપિ વિપત્તિના ખાડા ટેકરાઉપર ચઢવા ઉતરવાનો પ્રસંગ આવે, પરંતુ તેની ચિંતામાત્રથી નિવૃત્ત થાઓ અને આત્મજ્યોતિના દીપકને નિરંતર ઝગઝગતો રાખો. એ દીપક વિપત્તિના ખાડા ટેકરાવાળા પ્રદેશમાંથી પણ કંઇ કંઇ ચમત્કારિક વસ્તુઓ મેળવી આપશે. વિપત્તિને જોવા છતાં એ દીપક શામાટે બુઝાવવો જોઇએ ? એ દીપક જવાથી શું ઘોર અંધકારનો સર્વત્ર અધિક પ્રમાણમાં પ્રસાર થવા સંભવ નથી ? અર્ધોઅર્ધ વિપત્તિઓ તો તમારા હાથે જ ઘડાયેલી હોય છે. તમારા કલ્પનાના કારખાનામાં તેને તમે બનાવી હોય છે. અને બાકીની અર્ધ તમારી આસપાસના મનુષ્યોમાંથી, તેમની વાણીમાંથી, તેમના અભિપ્રાયમાંથી, તેમના વિચારમાંથી, તેમની કૃતિમાંથી, તેમના સંબંધમાંથી, તેમની શંકાશીલ વૃત્તિમાંથી અને એવી અનેક રીતે તમે ખેંચી લીધેલી હોય છે. તમારા પોતાના વિચારોવડે અને તેમ છતાં તમે ન જાણો એવી રીતે તમે જાતે જ બીજાઓમાંથી અર્ધો વિપત્તિ, ચિંતાને આકર્ષી લો છો. તમારા પરિવેષ્ટન અથવા સંગતિનું એવું વસ્ત્ર બનાવવું હોય કે જે તમને અપ્રતિમ શોભા અને સુખને આપનાર થઇ પડે તો તેને માટે તમારા મનરૂપ દરજીને જ તેવું વસ્ત્ર સીવવાનો 'ઓર્ડર' આપજો. કેમકે તે એવા 'કટ' કરી આપે એમ છે કે જે તમને બરાબર 'ફીટ' થઇને તમારી સુંદરતામાં વૃદ્ધિ કરનાર થઇ પડે છે, અને તમારા શરીરને બરાબર બંધબેસ્તું આવી રહે છે. એક વખતે એ જ મને તમને બંધબેસતાં વસ્ત્ર કરી આપ્યાં હોય છે, પણ તમે જેમ જેમ મોટા થતા જાઓ છો, તેમ તમારે નવીન વસ્ત્રોની જરૂર જ હોય છે. જેઓ મનપાસે નવીન વસ્ત્ર કરાવતા રહેતા નથી, તેઓને પ્રથમનાં ટુંકાં વસ્ત્રો પહેરવાનાં રહે છે, અને તેથી તેમનું સર્વ અંગથી રક્ષણ થતું

નથી, તેથી જે અંગ ઉઘાડું રહે છે તે તત્કાલ વિપત્તિના શસ્ત્રથી છેદાય છે. જેમણે વજ્રનું બખ્તર ધારણ કર્યું છે, તેમને વિપત્તિના પ્રહાર કશું જ કરી શકતા નથી.

તમારી જીવનનદીમાં શું વિઘ્નો કે કષ્ટોનું પૂર આવ્યું છે? અને દુઃખનું જલ વધી પડયું છે? કંઇ જ ચિંતા નહિ. વસુદેવ બનો. કૃષ્ણને તમારા હાથમાં લો-આત્મદેવને હૃદયમાં જાગ્રત્ કરો અને ગમે તેટલા જલથી ભરપૂર નદી હશે તોપણ તેને તમને તેના મધ્યમાંથી માર્ગ આપ્યાવિના છુટકો જ નથી. તમે દુર્બલ હશો પણ તમારા હાથમાંના શ્રી કૃષ્ણ-તમારા આત્મદેવનો હુંકાર જે ક્ષણે એ વિઘ્નો શ્રવણ કરશે કે તત્કાલ તેમણે વિખરાવું જ પડશે, અને તમે નિર્ભયપણે તેની પાર જઇ શકશો. બીજાઓને તમારી આસ પાસ વિઘ્નો તથા દુઃખોનું અગાધ જલ જણાશે પણ તમને તે લેશ પણ સ્પર્શ કરી શકે એમ નથી.

દુર્દૈવ તમારા માર્ગમાં આડે આવ્યું છે? તમને નિષ્ફલતા-પરાજય પ્રાપ્ત થયો છે? થાય જ. અને તે કોને પ્રાપ્ત નથી થતાં? જેમને બીજા ઓરડામાં જવું છે તેમને વચ્ચે દ્વાર, ઉંબર (ઉંમરો) વગેરે આવે એ સ્વાભાવિક જ છે. અંધ મનુષ્ય હોય તેને બીજા ઓરડામાં જવું હોય અને તેને ચાલતાં ચાલતાં ઉંમરાસાથે તેના પગનો સ્પર્શ થાય, કદાચ જોરથી વાગે તો તેથી શું તે અંધ દુઃખી થાય છે? દુર્બલ બને છે? નહિ જ. ઉલટો તે આનંદ પામે છે કે તેને ઉંમરો વાગ્યો ત્યાં જ બીજા ઓરડામાં જવાનું દ્વાર છે એ તત્કાલ સમજાય છે. તેને જ્યાં જવું છે તે માર્ગ તેને સહજ કષ્ટે પણ પ્રાપ્ત થાય છે અને તેથી તે તો ઉલટો પ્રસન્ન જ થાય છે. તેમને પરાજયનું ભાન થાય તો તેથી ડગવાનું કાંઇ જ કારણ નથી. નિશ્ચય જાણજો કે એટલામાં જ તમારે આગળ વધવાનું કોઇ દ્વાર છે.

જય તેમ જ પરાજય તમારા યશને પ્રકટાવનાર છે. જય જેમ યશને મોજણી આપે છે, તેમ પરાજય પણ તમને યશ પ્રાપ્ત કરાવનારાં અનેક સાધનોને મોજણી આપે છે. ઘણા પ્રસંગે જયકરતાં પરાજય મનુષ્યને ઘણું શિક્ષણ આપે છે. ગમે તેમ હો પણ એ તો ખરૂં જ છે કે તમારા પોતાનાવિના તમને પરાજય પમાડનાર બીજું કોઇ જ નથી. જ્યાં કોઇ પણ મનુષ્યના સંકલ્પમાં કે તેની કલ્પનામાં પરાજય સ્થિર થયો નથી હોતો ત્યાં સુધી તેને તે કદાપિ પ્રાપ્ત થતો નથી. જેઓ તામે થતા નથી તેમનો કદી પરાજય થતો નથી. જી વ ન ને જ રા પ ણ ની ચુ પ ક વા દે વા નો પ્ર સં ગ ન આ પ્યો, અ ને વિ જ ય ત મા રો જ છે.

તમારા પ્રારબ્ધે તમને કોઇ અત્યંત સંકુચિત ખુણામાં લઇ જઇને ત્યાં સજ્જડ જડી દીધા હોય એવું ભાન થાય છે? કર્મના તીવ્ર પંજામાં સપડાઇ ગયા હો, દુષ્ટનિની તીક્ષ્ણ દંષ્ટ્રામાં તમે ચવાતા હો એમ લાગે છે? તમારી ઉપરનીચે દુઃખોની મોટી શિલાઓ આવીને તેની મધ્યમાં તમને દબાવતી હોય એમ જણાય છે? અને તોપણ એક જ ઉત્તર છે કે કશી ચિંતા નથી. માત્ર જરા ધૈર્યપૂર્વક તેના પ્રતિ સ્મિત કરો. માત્ર થોડો સમય તેના પ્રતિ પ્રસન્ન વદનથી જોવાની હિંમત કરો. અખંડ સ્મિત પ્રારબ્ધ અને કર્મના બલને પણ પીગળાવ્યા વિના રહેનાર નથી. અકળાવું, ચીડાવું, મુઝાવું, રડવું, ગળગળા કરવી, ચિંતા

કરવી, ભય ધરવો, દુર્બલ થવું એમાંના કશાની જ તે વખતે જરૂર નથી. ખરૂં જોતાં દુઃખ કે ખેદનો અનુભવ કરાવનાર બીજી કોઈ વસ્તુ નથી, પણ અંતરમાં ઉઠતા આવા પ્રકારના ભાવો જ છે. એ ભાવોવડે જ દુઃખ જેવી કહેવાતી વસ્તુ ચિતરાય છે, તેને રૂપ રંગ અને નામ મળે છે, અને તેમ થતાં તે તમારીપાસે એક સત્ય વસ્તુરૂપ થઇ રહે છે. તમારા અંતરના ભાવોથી તેને રંગવાનું કંઇ જ પ્રયોજન નથી. દુઃખના નેત્રમાં તીવ્રતા કે કઠોરપણાનો ભાવ નથી, પણ તમારા અંતરનો ભાવ તેના નેત્રમાં તીવ્રતાનોરંગ મૂકે છે, દુઃખના મુખઉપર વિક્રાળપણું નથી, પણ તમારૂં અંતર જ વિક્રાળપણાના રંગને તેના મુખઉપર ચિતરે છે. અને આવી રીતે જ વરરાજા જેમ શણગારાય તેમ દુઃખ શણગારાય છે. અને પછી તેવા રૂપમાં તમને તે પોતાનું દર્શન કરાવે છે કેમકે દુઃખરૂપ વરરાજાને ત્યાં જઇને તમારી જ કલ્પનાઓરૂપી સ્ત્રીઓએ તેમને વિવિધ પ્રકારની 'પીઠી' ચોળીને વિવિધ વસ્ત્રો પહેરાવ્યાં છે.

વાઘ એ મોટું બળવાન્ પ્રાણી છે, છતાં તેના સંમુખ અડગપણે રહીને તેની દષ્ટિ સાથે પોતાની દષ્ટિ મેળવી રાખવાથી તે પણ ભય પામે છે, તેમ દુઃખાદિના સંમુખ થવાથી અને વીરત્વપૂર્વક અડગપણે ઉભા રહેવાથી તે પણ મનુષ્યને પોતાનું બળ બતાવી શકે એમ નથી.

વિઘ્નની પ્રતીતિ થાય ત્યારે આનંદનો આઘોષ કરજો.

ઘણી વખતે પ્રારબ્ધનો વિચાર આપણા ઉપર ખોટા દમ ભીડાવ્યા કરે છે. તમે જો તેના સામે સામો દમ બીડીને ઉભા રહો છો તો પછી એ વિચારો દુર્બલ પડી જાય છે. જીવન એ શેત્રંજની રમતજેવું છે. ચાલ ચાલો અને સામી બાજુવાળાને તેનાં જ મહોરામાં સપડાવી દો.

*કેટલીક રબરની પુતળીઓ એવી જાતની હોય છે કે તેને આમ તેમ ગબડાવી દેવામાં* આવે છે તોપણ પાછી તે તેની મેળે જ ઉભી થઇ જાય છે ધૈર્ય ધરનાર–હિમત રાખનાર મનુષ્યનું પણ તેમ જ છે. તેને કાઇ વિઘ્ન, વિપત્તિ કે મનુષ્ય ગબડાવી દે છે, તોપણ જો તેનામાં હિમત હોય છે તો તે તત્કાળ પાછો બેઠો થઇ જાય છે.

પવન અને વરસાદની સામે તમારા બળને વાપરીને તમે કેટલીકવાર વિજયી થયા છો એ તમને સ્મરણમાં આવે છે? અવશ્ય, જો કે તમારી પાસે તે વખતે 'રેનપ્રુફ' છત્રી હોય છે. અને શું એ વાર્તા તમે જાણી શકો એમ નથી કે ઈશ્વર પણ વિપત્તિના પ્રસંગે પોતાનાં બાલકોને 'વિઘ્નપ્રુફ' છત્ર આપે છે? તમે જગતમાં કેવળ નિરાધાર નથી. અદષ્ટના પટમાં રહીને પણ પરમાત્મા તમારા સંમુખ જુએ છે, અને તમને તે રક્ષણ કરવા તત્પર છે. તમે તેમના સંમુખ જોશો?

આજ પર્યંત તમારૂં જીવન દુઃખી સ્થિતિમાં કે કંઈ આડે માર્ગે વહી ગયું હોય તો તેથી ગભરાશો નહિ. ઘર્ષણથી જ અગ્નિ પ્રકટે છે, પ્રતિકૂલ પ્રસંગોની સાથે તમારૂં ઘર્ષણ તમને હાનિ કરનાર નથી, પણ લાભ જ કરશે. દુઃખાદિની સાથે બાથંબાથા એ પણ જરૂરની છે, અને તેમાંથી જ તમને વિજયપ્રાપ્તિ મળે એમ છે.

પ્રારબ્ધના પ્રહારથી ડગશો નહિ. તે કંઇ તમારો નાશ કરે એમ નથી. તે કંઇતમારૂં દ્રોહી નથી. તમે અછેદ્ય છો.

વિપત્તિ એ એવી વસ્તુ છે કે જે તિરસ્કાર તથા સ્વાર્થવૃત્તિ કે જે મનુષ્યના આત્માને આચ્છાદિત કરે છે, તેને ટાળી નાંખે છે, અને તેથી તે પ્રાપ્ત થતાં તેનો સર્વોત્તમ ઉપયોગ કરી લેવો જોઇએ.

ગમે તેટલી ઉત્તમ જાતિની જમીન હોય પણ જ્યાં સુધી તે ખેડાઈ નથી ત્યાં સુધી તેનું ખરેખરૂં મૂલ્ય કહેવાતું નથી. કેટલીક વખતે અગ્નિ પણ જમીનઉપર પડીને તેમાં ઉગેલાં નકામાં મૂળીયાં વગેરેને બાળી દઇને બીજા ઉત્તમ પાકને માટે યોગ્ય કરી મૂકે છે. જીવનરૂપ પૃથ્વીનું પણ તેમ જ છે. તેમાંથી પણ એવી જ રીતે કેટલીક વખતે વિપત્તિવિપત્તિઓ દૂર થઇ જાય છે અને તેવો તાપ જીવનભૂમિને બીજાં સુંદર વૃક્ષો ઉગવાને માટે યોગ્યતાવાળી કરી મૂકે છે.

દુઃખાદિવાળું જીવન આરંભમાં અગ્નિની જ્વાળાજેવું જણાય છે, પણ તેને યોગ્ય વિધિથી ભોગવતાં પછી તે ચંદ્રસમાન શીતલ, રમણીય અને પ્રકાશમય બની રહે છે.

મોજમજાએ તમને ત્યજી દીધા છે એવા વિચારથી પણ ઘણી વખત તમને લાગી આવે છે, નહિ ! જો તેની જ સ્થિતિમાં તમે કાયમ રહ્યા હોત તો તે સ્થિતિ આના કરતાં પણ તમને વધારે દુઃખદાયક થઇ પડત. પક્ષીનું બચ્ચું જ્યારે યોગ્ય અવસ્થાને પ્રાપ્ત થવા છતાં પણ જો માળામાંથી નથી નીકળતું તો તેને માતા ધકેલીને પણ બહાર કહાડે છે. શરુઆતમાં તો બચ્ચું ચીં ચીં કરે છે, પણ પછી તે પોતાની પાંખોનો ઉપયોગ કરી ગમે ત્યાં સ્વતંત્ર વિહાર કરી શકે છે. તમારૂં પણ તેમ જ થાય છે, અને જ્યારે તેમ થાય છે ત્યારે તમે અધિક સુખ અને સ્વતંત્રતાના પ્રદેશમાં આવો છો અને સ્વતંત્ર વિહાર કરી શકો છો.

સંસારના વિશાલ સમુદ્રમાં આપણા જીવનના હોડકાને કોઇ મનુષ્યની સહાયવિના તરવા અથવા બુડવાને માટે નાંખીએ છીએ, ત્યારે અને ત્યારે જ આપણને 'સંસારસાગરના સમર્થ નાવિકના માહાત્મ્યનું યથાર્થ ભાન થાય છે. અને એ યથાર્થ ભાન આપણા નાવને સીધું જ ધારેલે સ્થળે લઇ જાય છે.

કેટલાક મનુષ્યો પોતાને બરડે ભરેલો ભાર નીચે ઉતારતા જ નથી, અને તેથી જ્યારે તે બરડો ઘસાઈ જાય છે, દુઃખી આવે છે કે મુઝી જાય છે, ત્યારે જ તે ભારને તેઓ નીચે ઉતારે છે. આવાને માટે બરડો દુઃખવો એ શું વસ્તુતઃ સુખરૂપ નથી ! એટલા ચિહ્નથી જો તેઓ સમજીને એ ભારને પરિત સમયે ઉતાર્યા જ કરે છે તો તેઓને પૂર્વકરતાં શું વિશેષ સુખ નથી મળતું !

તમે સાહાય્યને માટે નિરંતર બાહ્ય પ્રદેશને જ આધારભૂત ગણો છો. આ સ્થૂલ એ જ તમને વાસ્તવ સાહાય્ય આપનાર છે એમ તમે જાણો છો. હવે તમે આંતર પ્રદેશમાં તેને માટે જોતા થાઓ. ત્યાં એક એવું યંત્ર છે કે જે નિરંતર બળ અને ધૈર્યને પ્રકટાવ્યા જ કરે છે, અને તેનો તમારા અભ્યંતર પ્રદેશમાં જમાવ થયા કરે છે. આ દિવ્ય યંત્ર અથવા આત્માની સાથે સંબંધમાં આવો અને તેમાંથી અનર્ગળ બળ તથા ધૈર્યને પ્રાપ્ત કરો.

તમારા પોતાનામાં જ દુઃખમાત્રનું મુક્તત્વ રહેલું છે. —' मुक्तोसि. '

અને તમારા અંતરમાં રહેલો પ્રકાશસ્વરૂપ આત્મા એક એવો દિવ્ય રસશાસ્ત્રી છે કે જે શંકાને શ્રદ્ધામાં, કલેશને આનંદમાં, દુઃખને સુખમાં અને વિપત્તિને સંપત્તિમાં રૂપાંતર પમાડી દે છે. પ્રત્યેક પ્રતિકૂલ સ્થિતિને તે અનુકૂલ સ્થિતિમાં બદલી શકે છે. અને તેની પાસેથી પ્રતિકૂલ સ્થિતિને અનુકૂલ સ્થિતિમાં રૂપાંતર પમાડવાની કળાને શિખી લેવી જોઇએ. અને નિરાશામાંથી તમે તત્કાલ નિવૃત્ત થઇ શકો છો.

અંતરમાં જીવનનો કુંડ અખુટ છે. ત મા રા પા ત્ર ને તે માં બો ળો.

જગતમાં જન્મ પામનાર પ્રત્યેક બાલકને આરંભથી જ એક અધિકાર પ્રાપ્ત છે. તે પોતાનીસાથે જ પ્રભુની સહીવાળી એક હુંડી લેતો આવે છે કે જેને વટાવતાં તે કોઇ પણ સ્થળેથી પ્રત્યેક પ્રકારના સુખના રૂપૈયા મેળવી શકે છે. આ હુંડીને જો બરાબર રીતે વટાવતાં આવડે છે અને યોગ્ય સમયે આપવામાં આવે છે તો તે સ્વીકારાયા-'સીકરાયા' વગર રહેતી જ નથી. કેમકે તે હુંડીનું સર્વત્ર અપૂર્વ માન હોય છે, તો ત મા રી હું ડી વ ટા વો !

તમારા જીવનમાં કલેશ અને આંતર વ્યથા પ્રવેશ્યા છે ? અંતર જડજેવું રહે, તેમાં કંઈ ન પ્રકટે તેના કરતાં આ વ્યથા પ્રકટવી એ કાંઇ ખોટું નથી. વ્યથાનું ભાન થવું એ કંઇક જીવનને સૂચવે છે. હવે જીવનને આપનાર ક્રિયા વધારો અને પછી તેને વ્યથાથી નિઃશેષ મુક્ત કરો. અને કલેશ એ ઘણી વખતે હૃદયમાં આનંદને ઉપજાવવાનું સ્થાન રચે છે એ તમે જાણો છો ? કષ્ટ એ આનંદનું જ બીજ છે. તેને યોગ્ય વિધિથી રોપો અને તેમાં આનંદને જ જોશો.

મોટી ચિતા રચો અને દુઃખ, શોક, અધૈર્ય વગેરેને કાયમને માટે તેમાં હોમી દો. અને આશા, પ્રસન્નતા તથા સદ્વિચારવડે તમારા અંતરને નિરંતર નવપલ્લવિત રાખો. કોઇ પણ કાળે ભૂતની પેઠે પેલાં દુઃખ, કલેશ વગેરેની છાયા જણાય તો તત્કાલ વિચારો કે " કષ્ટમાત્રને મેં ભસ્મીભૂત કર્યાં છે, અને તેથી હવે તેમાંનું મને કાંઈ જ નડે એમ નથી. "

તમારા આશયો અદ્યાપિ સિદ્ધ થયાવિના રહ્યા છે ? કેટલીક વખતે તે આશયો ન સિદ્ધ થવામાં કારણ એ હોય છે કે એથી મોટા આશયો તમે સિદ્ધ કરી શકવાના હો છો. અરુણોદય થયો છે, હવે સૂર્ય ઉગશે જ. આશયો સિદ્ધ થશે જ.

જેમ જેમ આપણે વધારે ઉત્તમ થવાની તીવ્ર ઇચ્છા કરતા જઇએ છીએ; તેમ તેમ કુદરત આપણી વધારે શુદ્ધિ કરવાને માટે પ્રતિકૂલતાઓ પ્રસંગે પ્રસંગે આપે છે. ધાતુના નકામા કકડાને એ ગાળીને તેના રસને બીજા બીબામાં રેડવામાં આવે તો જેમ તેનો નવો આકાર બને છે, તેમ આપણે પણ કરી શકીએ એમ છે. આપણું જીવન એ દ્રવરૂપ

વસ્તુ છે, આપણે તેને ઘડનાર છીએ, અને આપણી ઇચ્છા એ તેને જેવું ઘડવું હોય તેવું ઘડી આપનાર ઓજાર-સાધન-છે.

જેમ પૂર્ણ પુરુષોત્તમ સ્વર્ગ અને પૃથ્વીને રચે છે, તેમ તે પૂર્ણ પુરુષોત્તમના વિભાગરૂપ આપણે આપણા પોતાના સ્વર્ગ અને પૃથ્વીને રચી શકીએ એમ છે-નરક પણ રચી શકાય એમ છે. નરક એ સંકુચિત અને બદ્ધ જીવન છે અને તેમાંથી નીકળવાનો માર્ગ તેનું ઉલ્લંઘન કરવું એ જ છે.

તમારા અંતરમાં નિરાશાનો કાળો પટ છે કે જેથી આશાનું રશ્મિ તેને આરપાર ભેદીને બહાર નીકળી શકતું નથી? કંઇ ચિંતા નહિ, સંતુષ્ટ રહેજો. એ પટને ભસ્મીભૂત કરવો બહુ સહેલો છે. આનંદનો એક જ અંગારો તેને અડકાડો અને તત્કાળ તે અદૃશ્ય થઇ જશે.

દૈવી સામર્થ્યની ધુનિ તમારામાં નિરંતર પ્રકાશિત છે. તે કોઇથી ઓલવી શકાય એમ નથી. અને જ્યાં તમારી ઇચ્છા જાગ્રત્ થઇ કે તત્કાળ તે ઇચ્છા એ ધુનિને એવી તો જાગ્રત્ કરી મૂકશે કે જેના પ્રકાશથી તમારામાં અને તમારા સંબંધમાં આવનાર ઇતર મનુષ્યોમાં રહેલાં અનેક શુભ સામર્થ્યો બહાર સ્પષ્ટ દેખાઇ આવશે. અને તેથી તમે અને ઇતર સર્વ કોઇ તમારાં પોતાનાં જ અગાધ સામર્થ્યો જોતાં અહોભાવ પામશો.

બંધુઓ! નિરાશ ન થશો. ઉત્સાહને સેવો. ઉત્સાહ એક જ તમને સર્વ કાંઇ આપવા સમર્થ છે. આનંદ, પ્રેમ, સુખ, ઉન્નતિ, સંપત્તિ અને જેમાં સર્વ ઉત્તમતાનો સમાવેશ થઇ જાય છે એવો પરમાત્માનો અનુગ્રહ તમારો જ છે, તો પછી ઉઠો, જાગ્રત થાઓ, બળવાન્ બનો અને ધારેલી સિદ્ધિઓને વરો.

---

વો જોઇએ, તે તેથી સિદ્ધ થતો નથી. ઘણા વાદવિવાદોમાં એવું બને છે કે સત્ય કેટલેક અંશે બન્ને પક્ષોતરફ રહેલું હોય છે. હવે જો કોઇ પુરુષે પોતાનું મત અમુક વિષયસબંધે બાંધી મૂક્યું હોય અને તેને વિષે તે એટલો દુરાગ્રહી હોય કે બીજા પુરુષની મતિમાં સ્ફુરતું સત્ય સ્વીકારવા તેને રુચિ થતી ન હોય તો તે પુરુષ પોતાના પ્રતિપક્ષીનું યથાર્થ સમાધાન કરી શકતો નથી, ઢાલની એક બાજુ ધોળી હોય અને બીજી કાળી હોય તો તેને કેવળ ધોળી કહેનાર તથા તેને કેવળ કાળી કહેનાર બંને પુરુષો અસત્યવાદી છે; અથવા અપૂર્ણ સત્યવાદી છે. બંનેના મતનું એકીકરણ કરવાથી બંનેના મતની અપૂર્ણતા ટળે છે, અને સત્યપૂર્ણ બની રહે છે. પ્રારબ્ધ અને પુરુષાર્થનો વિષય એવી ઢાલજેવો જ છે. પ્રારબ્ધ પણ સત્ય છે, અને પુરુષાર્થ પણ સત્ય છે. એ બેનું એકીકરણ આ લઘુ વિષયનો ઉદ્દેશ છે.

ગતિશાસ્ત્રનો અચલ નિયમ.

જ્યાં જ્યાં બલનો વ્યાપાર હોય છે ત્યાં ત્યાં ગતિનો પ્રાદુર્ભાવ હોય છે, એ ગતિશાસ્ત્રનો અચલ નિયમ છે. તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહીએ તો જ્યાં જ્યાં ક્રિયાનો વ્યાપાર હોય છે ત્યાં ત્યાં ફલનો પ્રાદુર્ભાવ હોય છે. આપણે મુખના તથા કંઠના વિવિધ અવયવોનો વ્યાપાર કરીએ છીએ તેથી અન્ન ચવાઇ ગળે ઉતરવારૂપ ગતિ કરે છે. છોકરો દડાઉપર બલ વાપરે છે, એટલે તે અંતરિક્ષમાં ઉંચી ગતિ કરે છે. પગના વ્યાપારથી આપણે ચાલવાની ક્રિયા કરીએ છીએ, અને પાંખોના વ્યાપારથી પક્ષીઓ ગગનમાં ઉડવાની ક્રિયા કરે છે. આ બધી ગતિઓ સ્પષ્ટ અથવા ઉદ્દ્ભૂત છે એથી આપાતતઃ વિચાર કરવાવાળા કેટલાક મનુષ્યો એમ માને છે કે પ્રત્યેક બલ સ્પષ્ટ અથવા ઉદ્દ્ભૂત ગતિને ઉત્પન્ન કરનાર છે, પરંતુ આ તેમનું માનવું કેવળ અયથાર્થ છે. બલના વ્યાપારથી ગતિ ઉદ્દ્ભૂત હોવી જોઇએ એવો કોઇ નિયમ નથી. ગતિ ઉદ્દ્ભૂત હોય અથવા અનુદ્દ્ભૂત હોય, સ્પષ્ટ હોય અથવા અસ્પષ્ટ હોય-એટલું જ નહિ પણ વિશ્વમાં જેટલી ગતિઓ ઉદ્દ્ભૂત હોય છે તેટલી જ અથવા તેનાથી અધિક ગતિઓ અનુદ્દ્ભૂત હોવાનો સંભવ છે. દૃષ્ટાન્તતરીકે આપણા ગજવામાંનું ઘડિયાળ કાઢી આપણે જોઇએ. એ ઘડિયાળની અંદર ચાંપ તથા અનેક ચક્રાદિ યંત્રો તથા ઉપયંત્રો રહેલાં છે તે આપણે જાણીએ છીએ. તેમના વ્યાપારને જણાવનાર બહાર ત્રણ કાંટા જોવામાં આવે છે. આ સેકંડનો કાંટા પ્રતિક્ષણ ગતિ કરતો આપણને સ્પષ્ટ જણાય છે. આ મિનિટના કાંટાની ગતિ આપણને પ્રથમ સ્પષ્ટ જણાતી નથી, પરંતુ બહુ સૂક્ષ્મ દૃષ્ટિથી આપણે જોઇશું તો તે પણ આપણને પ્રતિક્ષણ થોડો હાલતો જણાશે. પરંતુ આ કલાકનો કાંટો એ એથી વિલક્ષણ છે. અત્યંત બારીકીથી જોતાં પણ તેની ગતિ આપણને પ્રકટ થતી નથી. તે જાણે અચળ હોય એમ આપણને લાગે છે. હાલ તે આઠના આંકડાઉપર છે. પરંતુ એક કલાકપછી આપણે જોઇશું તો તે નવના આંકડાઉપર ગયલો આપણને જણાશે. આથી સ્પષ્ટ થાય છે કે કલાકકાંટાએ એક કલાકમાં પાંચ કાપા જેટલું અંતર કાપ્યું છે. હિસાબથી જણાય છે કે મિનિટમાં તે એક કાપાના બારમા ભાગ જેટલું અંતર કાપે છે, અને એક સેકંડમાં એક કાપાના સાતસો વીસમા ભાગજેટલું અંતર કાપે છે. આ અંતર અત્યંત સૂક્ષ્મ હોવાથી આપણી આંખને તેનું પ્રત્યક્ષ ન થાય એ સ્વાભાવિક છે, પરંતુ પ્રત્યેક ક્ષણ કલાકકાંટો પણ મૂગો મૂગો પોતાનો પ્રવાસ કરતો હતો એ સિદ્ધ છે.

બીજો દૃષ્ટાન્ત લઇએ. આ એક છોડ છે, આ તેનું નાનું સરખું થડ છે, અને બાહુસરખી આ તેની નાજુક શાખા છે. એ શાખાને આપણે સોય ઘોચીશું. સોય ઘોચવારૂપ બલ આપણે વાપર્યું છે, પણ આપણે કોઈ પણ પ્રકારની ગતિ જોતા નથી. શું તેથી આપણે કહી શકીશું કે કોઈ પણ પ્રકારની ગતિનો પ્રાદુર્ભાવ શાખામાં થયો નથી? આપણા દેશનો વિશ્વવિખ્યાત વિજ્ઞાનવિદ્ જગદીશચંદ્ર બોઝ આ સંબંધે શું કહે છે? તે કહે છે કે એ શાખાસાથે એક અતિ સૂક્ષ્મ વિદ્યુન્માપક યંત્ર લગાડવાથી શાખામાં થયલો ગતિભેદ તે યંત્રનો કાંટો સ્પષ્ટ કરશે, અને મનુષ્યને સોંય ભોકવાથી તેના જ્ઞાનતંતુઓમાં જે ગતિ થાય છે, તે ગતિનું અને આ ગતિનું સાદૃશ્ય જોઈ શકાશે. ગતિશાસ્ત્રનો ચમત્કાર એવો છે કે બે વર્ષના બાલકની લાત સંગીન ભીંતને તોડી પાડે છે. ભીંતની જો મરામત કરવામાં ન આવે તો મોડી વહેલી–ધારો કે ૫૦૦ વર્ષ પછી તે પડશે, અને બાલકે તેને જે લાત મારી છે તે નિષ્ફળ જનાર નથી. એક કલાક અથવા તો એક મિનિટ અથવા તો એક સેકંડ અથવા તો એક સેંકડનો સોમો કે હજારમો ભાગ એ ભીંત વહેલી જ પડશે, એમાં લેશ પણ સંશય નથી. તે પ્રમાણે એક પાણીનું ટીપું આખા પાવાગઢના પહાડને ઘસી નાંખવા સમર્થ છે. ભૂસ્તરશાસ્ત્ર આપણને જણાવે છે કે જલતત્ત્વ સર્વ પાર્થિવ પદાર્થોને ઓછા વધતા ઘસી નાંખે છે. આ કારણથી ચોમાસામાં પ્રત્યેક વૃષ્ટિ પર્વતના અમુક અંશને ઘસે છે, જેનો પરિણામ એ આવશે કે અમુક વર્ષ–લક્ષ, કરોડ કે તેથી અધિક પછી એ પર્વત તદ્દન ઘસાઈ ગયલો માલમ પડશે. પ્રત્યેક વૃષ્ટિમાં જલનાં બિંદુઓની અમુક સંખ્યા હોય છે. તેથી જલનું પ્રત્યેક બિંદુ પર્વતના અત્યંત સૂક્ષ્મ અંશને પણ ઘસી નાંખવા સમર્થ છે એ સ્પષ્ટ થાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે પ્રત્યેક બલ ગતિજનક છે, પછી તે ગતિ ઉદ્ભૂત હોય કે અનુદ્ભૂત હોય. કોઈ પણ બલ ગતિ ઉત્પન્ન કર્યાવિના રહેતું નથી, અર્થાત્ કોઈ પણ ક્રિયા વ્યર્થ જતી નથી. આપણી ઇન્દ્રિયોને જે ગતિ સ્પષ્ટ થાય તે સત્ય છે, અને બાકીની બધી ગતિઓ અસત્ય છે એમ માનવું એ એક મહાભ્રાન્તિના ભોગ થવારૂપ છે. વિશ્વમાં અનેક ગતિઓ એવી સૂક્ષ્મ હોય છે કે તેનું પ્રત્યક્ષ કરવા આપણને હાલ પ્રાપ્ત ઇન્દ્રિયસામર્થ્યકરતાં હજારગણું સામર્થ્ય પણ વ્યર્થ છે.

અધિક બલનો જય.

ગતિશાસ્ત્રનો બીજો અબાધિત સિદ્ધાન્ત એ છે કે જો એક પદાર્થઉપર બે બલો સામસામાં વ્યાપાર કરતાં હોય તો બેમાંથી અધિક બલ ન્યૂન બલનો પરાભવ કરે છે, અને બંને બલ સમાન હોય છે તો તે સમતોલ થઈ રહે છે. આ સિદ્ધાન્તનું સત્યત્વ બાલકને પણ સમજાય એવું છે. બે મલ્લો લડતા હોય છે તો જે અધિક બલવાળો હોય છે તે જિતે છે; બંને સમાન બલવાળા હોય છે તો બેમાંથી એકે ભોંયઉપર ચત્તો પડતો નથી. આપણે બલ વાપરી પથરો ઉંચો ફેંકીએ છીએ. એ પથરાનું પૃથ્વી આકર્ષણ કરે છે, તેમ જ એ પથરો પૃથ્વીનું આકર્ષણ કરે છે. પરંતુ પૃથ્વીકૃત આકર્ષણ અત્યંત અધિક હોવાથી પાષણકૃત આકર્ષણનો પરાભવ થાય છે. અને પથરો જમીનઉપર પડે છે. પૃથ્વી ચંદ્રનું આકર્ષણ કરે છે, અને ચંદ્ર પૃથ્વીનું આકર્ષણ કરે છે, પરંતુ ચંદ્રકૃત આકર્ષણ ન્યૂન હોવાથી તે પૃથ્વીની આસપાસ ફરે છે. પૃથ્વી સૂર્યનું આકર્ષણ કરે છે, અને સૂર્ય પૃથ્વીનું આકર્ષણ કરે છે. પરંતુ સૂર્યકૃત આકર્ષણ પૃથ્વીકૃત આકર્ષણથી અસંત અધિક હોવાથી

પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, અને આ ભ્રમણને લીધે વિવિધ ઋતુઓરૂપ વ્યતિકર ઉદ્દભવે છે. દોરડું ખેંચવાની રમતમાં જે પક્ષ અધિક સ્નાયુબલયુક્ત અને શ્વાસબલયુક્ત હોય છે તે બીજા પક્ષને ઘસડી જાય છે. બલ જો સામસામાં વ્યાપાર કરતાં નથી પણ એક દિશામાં વ્યાપાર કરે છે તો પદાર્થનું સમસ્ત બલ જેટલા બલથી આકર્ષણ થાય છે. જેવી રીતે દોરડાને અગિયાર જણા ઉત્તર દિશામાં ખેંચતા હોય તો તે અગિયાર જણના સમસ્ત બલથી દોરડું તે દિશામાં ખેંચાય છે. અને જો સામો પક્ષ દોરડું એકદમ છોડી દેશે, અને પ્રથમ પક્ષ દોરડું ઉત્તર દિશામાં ખેંચવું જારી રાખશે તો ખેંચનારાઓ પોતાના સમસ્ત બલથી જ ભોંયઉપર પડી જશે. આ સર્વવિદિત દૃષ્ટાન્તોથી સ્પષ્ટ થાય છે કે જો એકકરતાં વધારે બલ કોઈ પદાર્થઉપર વ્યાપાર કરતાં હોય તો તેમની દિશા તથા ન્યૂનાધિકતા જાણવાથી કેવી ગતિ પરિણમશે તેનો નિર્ણય થઈ શકવા સંભવ છે.

( અપૂર્ણ. )

---

# आत्मानुं सामर्थ्य.

મનુષ્યમાં કાંઈ એક એવું રહેલું છે કે જેમાં મનુષ્યને મહાન્ કરવાનું સામર્થ્ય છે. અને પ્રત્યેક મહાન્ અંતઃકરણ એ કંઈકનો પોતાના અંતરથી પ્રસંગે પ્રસંગે અનુભવ કરે છે. અર્થાત્ તેઓને પોતાની મહત્તાનું ભાન થાય છે, અને કંઈ નહિ તો તેઓ અમુક પ્રમાણમાં પોતાના સામર્થ્યની મર્યાદાને સમજે છે. પરંતુ મહત્તાને પ્રકટાવે છે એવું જે કંઈક તે શું છે એ યથાર્થ રીતે તેઓ જાણતા નથી હોતા. આ જ કારણને લીધે તેઓ ધારેલી દિશામાં પોતાની મહત્તાને વધારી શકતા નથી અથવા તેના રહસ્યને કેવી રીતે જાણવું તે સંબંધી બીજાને પણ કશું જ્ઞાન આપી શકતા નથી. જ્યારે આપણે મહત્તાના મૂળને અથવા આદિ કારણને શોધીએ અથવા તપાસીએ છીએ ત્યારે આપણને જણાય છે કે આ આશ્ચર્યકારક કંઈક, આત્માના અમુક ચોકસ તત્ત્વોનો આવિષ્કાર છે. અને જો કે તેના અનંત અસ્તિત્વનું જેમને ભાન થાય છે તેવાને પણ તેના સ્વભાવનું પૂર્ણ જ્ઞાન ન હોવાનું કારણ એ છે કે આત્માના સ્વરૂપનો અભ્યાસ કરવાનો તેઓએ સમૂલ ત્યાગ કર્યો હોય છે. જેઓએ આત્માસંબંધી જ્ઞાન પામવાને શાસ્ત્રીય અભ્યાસ કર્યો છે, અને તે ઉપર પૂરતું લક્ષ આપ્યું છે, તેઓએ મનુષ્યને જે કંઈ મહાન્ કરે છે તેના સ્વરૂપને શોધી કાઢ્યું હોય છે એટલું જ નહિ, પરંતુ એ કંઈકનું જોરે સામર્થ્ય વધે એવા પ્રકારની પદ્ધતિઓને પણ તેમણે શોધી કહાડી હોય છે.

આત્માના અમુક પ્રકારના આવિષ્કારસંબંધી પૂર્ણ અને વીગતવાર વર્ણન કરવું એ અશક્યસરખું છે. કારણ કે તે બીજા અનેક મહાન્ બળના જેવું છે, અને તે મુખ્યત્વે કરીને તેના પરિણામી ફલવડે જ જાણી શકાય છે. એ કંઈકનું અંતરમાં સૂક્ષ્મપણે જાગ્રત્ ભાન થવું એ કોઈ પણ મનુષ્યથી કરી શકાય તેવું છે. અને એ ભાન તેના સ્વરૂપને, સ્વભાવને તથા નિયમોને એટલા તો સ્પષ્ટપણે પ્રકાશિત કરશે કે પછી એ સામર્થ્યસંબંધી કંઈ પણ ગુપ્ત અથવા અગમ્યસરખું રહેવાનું નહિ. આ જ્ઞાન, સામ-

ર્થનું પોતાનુ વીગતવાર વર્ણન કરવાથી કંઈ આવતું નથી. એ પ્રકારનો યત્ન ઘણા મનુષ્યોએ કર્યો છે અને કરે છે. આજ અનેક વિદ્વાનોની એ જ પ્રકારની પ્રવૃત્તિ થતી જોવામાં આવે છે. તેઓ માત્ર વાણીવડે જ્યાં ત્યાં વાતો કરે છે, અને તેવડે જ જાણે સમગ્ર જ્ઞાન પ્રાપ્ત થતું હોય તેમ માને છે અને મનાવે છે. પરંતુ યથાર્થ જ્ઞાન તો અનુભવવડે જ પોતાના સામર્થ્યના સ્વતંત્ર ઉપયોગવડે જ પ્રાપ્ત થાય છે. બીજાના પ્રયત્નથી નહિ, પરંતુ પ્રત્યેક મનુષ્યના પોતાના સ્વતંત્ર પ્રયત્નવડે જ તે સિદ્ધ થાય છે. તેથી એ 'આશ્ચર્યજનક કંઈક'નું માત્ર વર્ણન કરવાનો પ્રયત્ન કરવાની કશી જ અગત્ય નથી. પરંતુ તેનો કેવી રીતે વિકાસ થાય તથા તેનું કેવા પ્રકારે વિધાન ( application–ઉપયોગમાં લગાડવું ) કરી શકાય તેનો જ આપણે નિર્ણય કરીશું. અને જ્યારે એ પ્રકારનો વિકાસ કરવાનો આરંભ તમે તમારા પોતાનામાં અને તમારા પોતાનાવડે જ કરશો, ત્યારે તે શું છે એ યથાર્થ રીતે તમે જાણી શકશો. મનુષ્યવ્યક્તિમાં આત્માનો આવિષ્કાર થવાની અનેક કળા હોય છે, જેમાંની સઘળી જ્યારે વિકાસને અથવા અધિક પ્રમાણમાં આવિષ્કારને પામે છે ત્યારે તે જીવનના મૂલ્યના અધિક પ્રમાણમાં વૃદ્ધિ કરે છે. તથા એ સામર્થ્ય મનુષ્યના નિત્યના જીવનમાં અનુભવી શકાય એવું છે, તેથી આપણે તેનો પ્રથમ વિચાર કરીશું.

મહાન્ પુરુષોનાં ચિહ્નો અથવા લક્ષણો અનેક હોય છે, પરંતુ થોડાંક તો એવાં હોય છે કે જે વિસ્પષ્ટપણે તેમનામાં પ્રકાશે છે, અને તેથી તે તેમનાં મુખ્ય લક્ષણરૂપે ગણાય છે. તેમાં સૌથી પ્રથમ એ લક્ષણ જોવામાં આવે છે કે જે કંઈ સામાન્ય છે તેના કરતાં અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારનું તેમના અંતરમાં કંઈક રહેલું છે એવું ભાન થાય છે. જો કે આ ભાન એવું નથી કે જે અભિમાનરૂપ હોય. મિથ્યા દંભ અથવા મિથ્યાભિમાનરૂપે તે મહત્વનું ભાન નથી હોતું, તેમ તે ભાન મિથ્યાભિમાનને પ્રકટાવતું પણ નથી. જે મનુષ્યને યથાર્થ મહત્તાનું ભાન થાય છે, તે દંભી કે મિથ્યાભિમાની હોતો નથી, તેમ તે કીર્તિને માટે વલખાં પણ મારતો નથી. તેનું કારણ એ છે કે જ્યારે તમે યથાર્થ મહત્તાની વિદ્યમાનતામાં હો છો ત્યારે તે મહત્તાનું પ્રમાણ એટલું મોટું હોય છે કે તેના આગળ મિથ્યાભિમાન તો એક ક્ષુદ્રજેવું જણાય છે. અને તેથી જ્યારે અત્યંત મોટું મળ્યા પછી તેના એક અંશની તુલ્ય પણ જે નથી એવા મિથ્યાભિમાનમાં મનુષ્ય કેવીરીતે મોહ પામે ? તેણે પોતાનો વિકાસ કરીને એવડી મોટી અને સાચી વસ્તુ મેળવી હોય છે કે તેના આગળ મિથ્યાભિમાનસરખું તુચ્છ તેને ગ્રહણ કરવું રુચતું જ નથી. જ્યારે તમને યથાર્થ મહત્તાનું ભાન થાય છે, ત્યારે તમે હાલ જે કંઈ કરો છો તેના કરતાં પણ અધિક પ્રમાણમાં કંઈક કરી શકો એવું તમારા અંતરમાં રહેલું છે એમ તમે જાણો છો. અને પ્રસંગે પ્રસંગે એ ભાન અત્યંત બલવાન્ થાય છે. અને તે એટલે સુધી બલવાન્ થાય છે કે ક્ષુદ્ર વસ્તુઓની મધ્યમાં તમે તમારી શાંતિને મહામુશીબતે જાળવી શકો છો. અર્થાત્ તે સમયે એ ક્ષુદ્ર વસ્તુપ્રતિ તમારું લેશ પણ મમત્વ હોતું નથી, તેમ તેના પ્રતિ તમારું લેશ પણ આકર્ષણ થતું નથી. અને તેથી તે વસ્તુઓ તમે ગ્રહણ કરો એ બનવું અશક્ય હોય છે. સ્વલ્પમાં કહીએ તો તે કાળે તમારામાં એટલું બળ જાગ્રત્ થતું હોય છે કે જાણે પર્વતોને પણ હચમચાવી મૂકો. પરંતુ તેનો કેવી રીતે આરંભ કરવો,

એ બળનો ઉપયોગ કરવામાં કેવી રીતે વર્તવું, ક્યાં પ્રયત્ન કરવો, એ તમે જાણતા હોતા નથી, અને એ પ્રકારનો તમારો સંશય તમને એક મોટા કારાગૃહરૂપે લાગે છે. કોઈ પ્રસંગે આ ભાન લગભગ કેવળ વિલઈ જાય છે, પરંતુ તે પાછું થોડા અથવા અધિક પ્રમાણવાળી તીવ્રતાસહિત પુનઃ અવશ્ય પ્રકટે છે. જેનું તમને ભાન થાય છે એવું આ કંઈક, આત્માની એવા પ્રકારની કળા છે કે જે મનુષ્યના વ્યક્તિત્વ ઉપર સાક્ષાત્ પ્રવર્તે છે, અને જ્યારે તેને નિયમપુરઃસર પોતાનો આવિષ્કાર અથવા વિકાસ કરવાની છૂટ આપવામાં આવે છે ત્યારે તે વ્યક્તિગત મનુષ્યમાં ઉચ્ચ ગુણ ( Quality ) ને, ઉચ્ચ મૂલ્ય અથવા મહત્તાને, તથા સમગ્ર બુદ્ધિ, શક્તિ અને કર્મેન્દ્રિયને અધિક સામર્થ્ય આપે છે.

કેટલાક મનુષ્યો જન્મથી જ આત્માના આવા ખાસ પ્રકારના આવિષ્કારને પામ્યા હોય છે. બીજાઓ વિવિધ પ્રકારના અનુભવોએ કરીને કંઈક વિલંબે તેને પોતાના જીવનમાં પામે છે. તેનો કેવી રીતે વિકાસ કરવો એ જ્યારે તેઓ જાણે છે ત્યારે તેઓ તેનો અધિક પ્રમાણમાં વિકાસ કરી શકે છે. અને જેઓ એ સામર્થ્યનો ભાનપૂર્વક વિકાસ કરે છે, તેઓ તેના ઉપયોગવડે ઉત્તમ પરિણામને સિદ્ધ કરે છે. જે મનુષ્યોમાં આ સામર્થ્ય છે, તેઓ જે કંઈ સામાન્યથી અત્યંત પર છે તેનો તેમના પોતાના અંતર્માં અનુભવ કરે છે એટલું જ નહિ, પરંતુ તેઓ પોતાનાં સઘળાં અથવા લગભગ સઘળાં કૃત્યોવડે એ સત્યનું ઉદ્ઘાટન અથવા પ્રકાશન કરે છે. આ રીતે મહત્તાનાં અનેક ચિહ્નો શોધી શકાય છે.

જ્યારે તમારા પોતાનામાં આત્માના આ પ્રકારના આવિષ્કારનો અનુભવ કરો છો ત્યારે તમે યથાર્થ રીતે ભય, શંકા અથવા ચિંતારહિત થઈ રહો છો. કારણ કે આ સામર્થ્યની વિદ્યમાનતા તમને એમ કહેતી જણાય છે કે તમારા દૃષ્ટિબિંદુમાં જે કંઈ છે તેને તમે સિદ્ધ કરી શકો એમ છે. કંઈ પણ શુભ કરવાને માટે તમે સઘળી વસ્તુઓને કાર્યમાં યોજી શકો છો. અને જે કંઈ શુભની ઇચ્છા તમારૂં અંતઃકરણ કરે છે તે પ્રત્યેક શુભના સ્વામિત્વને તમે પ્રાપ્ત કરો છો. આત્માનું આ પ્રકારનું ભાન સ્વાસ્થ્ય, વિશ્વાસ, શ્રદ્ધા, આગ્રહ, દૃઢતા, તથા લક્ષ્યબિંદુપ્રતિ આગળ અને આગળ વધવાનો અરોધ્ય વેગ તથા નિશ્ચય પ્રકટાવે છે. મનુષ્ય જ્યાં જ્યાં કાર્ય કરે ત્યાં ત્યાં તે સામર્થ્યને પ્રકટાવે છે. તેનું કાર્ય ગમે તો નાનું કે વિશાલ, જનહિતકર કે સ્વહિતકર, જનપ્રિય કે સ્વપ્રિય, ગમે તે હો તેના કાર્યનો પ્રદેશ ગમ્ય કે અગમ્ય, પ્રકટ કે અપ્રકટ, સ્થૂલ કે સૂક્ષ્મ ગમે તે હો, પરંતુ તેમાં તે સામર્થ્યને પ્રકટાવે છે.

આ અદ્ભુતસરખા કંઈકનું જે મનુષ્યના અંતર્માં ભાન થાય છે, તે મનુષ્ય વર્તમાન સમયમાં એક મહાન્ પુરુષરૂપે હોય છે. અને જેઓ તેના જીવનના ઉદ્દેશને સમજે છે તેઓ સઘળા જાણે છે કે, બીજા સામાન્ય મનુષ્યોમાં જે કંઈ નથી મળી આવતું એવું, અપવાદસરખું કંઈક તેનામાં રહેલું છે. આ જ કારણને લીધે તેવા પુરુષો ઈશ્વરની એક સાક્ષાત્ વિભૂતિરૂપે મનાય છે અને તેનો હેતુ એ જ છે કે તેઓ તેમના પોતાનામાં મહત્તાનું ભાન કરે છે–મહત્તાને અનુભવે છે, અને જે આવા અપવાદરૂપ અનુભવને પ્રકટ કરે છે તેવી જે આત્માની કળા તેનો પોતાનામાં આવિષ્કાર કરે છે, તેને લીધે જ તેમં-

રમી રહે છે. તમે અધિક વિસ્પષ્ટપણે વિચાર અથવા ચિંતન કરી શકો છો, ભૂલવિના તર્કો કરી શકો છો, અધિક ઉંડી દષ્ટિ પહોંચાડી શકો છો, અને અધિક ઉત્તમ પ્રકારની યોજના, સાધનો તથા પદ્ધતિને ઘડી શકો છો તથા ઉપજાવી શકો છો, અન્ય શબ્દોમાં કહીએ તો જ્યારે તમારા પોતાના અંતરમાં મહત્તાના સામર્થ્યનું તમને ભાન થાય છે, ત્યારે તમારા સ્વત્વ ( Personality પોતાપણું ) માં જે કંઇ છે તે સઘળું વધારે સારૂં કાર્ય કરે છે, અને અધિક મહાન્ પરિણામોને પ્રકટાવે છે. આ વાર્તા પ્રકટ સત્યરૂપે છે. આથી આત્માનો વિકાસ એટલો તો અગત્યનો છે કે યથાર્થ રીતે જોઇએ તો તેનો વિકાસ કરવાના યત્નમાં મનુષ્યે એક ક્ષણનો પણ વિલંબ કરવાની જરૂર નથી.

વર્તમાન સમયમાં ઘણા મનુષ્યોનું એવું માનવું હોય છે કે જીવનમાં વિજય પામવાને માટે મનુષ્યોએ, વસ્તુઓ તથા સ્થિતિઓઉપર અમુક પ્રમાણમાં સત્તા અથવા સ્વામિત્વ જમાવવું જોઇએ. અને તેમ કરવાને માટે મનુષ્યમાં રહેલાં મોટાં સામર્થ્યોને કેવી રીતે તે કામમાં યોજવાં તેની અનેક પદ્ધતિઓ અથવા રીતિઓ ઘડાતી હોય છે, પરંતુ તે એક ભૂલ જ છે. અને બીજાઓઉપર સત્તા જમાવવામાં પોતાના સામર્થ્યનો ઉપયોગ કરવાનો જેઓ કોઇ પણ રીતે યત્ન કરે છે તેઓ થોડા જ સમયમાં તેમના સામર્થ્યને ગુમાવી બેસે છે. યોગ્ય માર્ગ તો એ જ છે કે તમારામાં જે સામર્થ્ય હોય તેનો તમને પોતાને મહાન્ સમર્થ પુરુષ બનાવવાના કાર્યમાં ઉપયોગ કરવો. અને પછી તમારા આત્માને અધિક અને અધિક જાગ્રત્ કરીને એ સામર્થ્યને વધાર્યા કરવું. જ્યાં જ્યાં યથાર્થ મહત્વ પ્રકટેલું છે તે સઘળામાં મનુષ્યમાં રહેલા આત્માના સામર્થ્યના આવિષ્કારવડે જ પ્રકટ્યું છે, અને તેણે જ તેમનામાં શક્તિ, અલૌકિક બુદ્ધિ, અને પ્રતિભા આદિને પ્રકટાવ્યાં છે. તેથી જ્યારે તમે સામર્થ્યનો વિકાસ કરતા હો ત્યારે તે સામર્થ્યમાં તમારા આત્માનો પ્રવેશ કરાવજો. એ સામર્થ્ય પ્રકટાવવામાં તમારા આત્માને યોજજો. અને જ્યારે આત્માના સામર્થ્યનો તેમાં યોગ કરવામાં આવે છે અને તેવડે પૂર્વની માનસિક શક્તિઓમાં જ્યારે દ્વિગુણ બળ પ્રકટતું અનુભવાય છે ત્યારે એ પ્રકારના કર્તવ્યની અગત્ય તમને સહજમાં સ્પષ્ટ થશે.

આત્માની આ સવિશેષ (Particular) કળાનો વિકાસ કરવાને સઘળા મોટે મહાપુરુષોનાં સ્વત્વ ( Personality ) ને તપાસો. સ્મરણમાં રાખો કે મહાન્ સ્ત્રીપુરુષો માં જોઇએ તેટલા પ્રમાણમાં આત્માનો આવિષ્કાર થયેલો છે. તેમાંના કેટલાંકમાં તે અવિષ્કાર અત્યંત પ્રમાણમાં થયો હોય છે જ્યારે કેટલાકમાં ન્યૂન પ્રમાણમાં થયો હોય છે. અને એ તો સત્ય જ છે કે આત્માનો આવિષ્કાર કર્યાવિના જગતમાં જેઓએ આગળ વધવાનો યત્ન કર્યો છે તેઓ સામાન્ય સ્થિતિથી અધિક ઉંચે કદાપિ ચઢી શક્યા નથી. તેવા પુરુષોનું નિરીક્ષણ કરો, અને તેમનામાં એવું સામર્થ્ય પ્રકટે એવું શું છે તે શોધો. તમને તત્કાળ તે જણાશે, અને તે જ પ્રમાણે તમારા પોતાના જીવનમાં એ જ રીતથી આત્માના આવિષ્કારનો વિકાસ કરવાને માટે યત્ન કરો. પછી આત્માની શાંત, બલવાન્ તથા અજય્ય સ્થિતિમાં તમારા જાગ્રત્ ભાન (Consciousness)ને અખંડ રાખવાનો નિર્ણય કરો. એવી સ્થિતિમાં જે કંઇ રહેલું હોય, તેને પ્રકટ કરવાનો યત્ન કરો અને પછી તેને પ્રકટ કરીને તે

અનુભવમાં નિરંતર રહ્યા કરો. આ પ્રશાંત અને બલવાળી અવસ્થામાં જ્યારે તમે આવો અથવા હો ત્યારે તમારા પોતાના સમગ્ર વ્યક્તિત્વને એ પ્રશાંતબલથી પરિપૂર્ણ માનીને તેના જ વિચારને સેવો. આ ક્રિયા તમને પોતાને સુદૃઢ અને બલવાન્ બનાવશે, તથા તમારા સમગ્ર શરીરને જીવનના એક મોટા ભંડારરૂપે કરી દેશે. અને પછી સમય જતાં, જ્યારે કંઈ અદ્વિતીયસરખું કાર્ય કરવું હોય ત્યારે એ એકત્ર થયેલો બળનો રાશિ ઉપયોગમાં આવશે અને મનવડે તેને કાર્યમાં યોજી શકાશે અને તેમ થતાં ધારેલાં પરિણામો અવશ્ય પ્રકટાવી શકાશે.

તમારા પોતાનામાં આત્માની કાર્ય કરે એવી જાગ્રત્ વિદ્યમાનતા અથવા પ્રાકટ્ય થતાં, તમે જે કંઈ કરશો તેમાં તે વિશેષ સુધારણા કરશે. કારણ કે આત્મામાંથી જે સામર્થ્ય પ્રકટે છે તે અત્યંત ઉચ્ચ ગુણનું હોય છે, અને તેથી તમારા કાર્યને તે ઉચ્ચ ગુણ ( Quality ) વાળું કરવાને સમર્થ છે. આત્માના આવિષ્કારનું ભાન અથવા અનુભવ વધારે મહાન્ વસ્તુઓની ઇચ્છાને જાગ્રત્ કરશે, અને કેટલીક વખતે તો તે ઇચ્છા અત્યંત આરોધ્ય—ન રોકી શકાય—એવી થશે અને આપણે એ તો જાણીએ છીએ કે જે કોઇ અરોધ્ય ઇચ્છાપૂર્વક મહાન્ વસ્તુની અભિલાષા સેવે છે, તો તે વસ્તુઓ પરિણામે તેને પ્રાપ્ત થાય જ છે. અને મુખ્યત્વે કરીને તેવી ઇચ્છાની સાથે જ્યારે તે યથાર્થ શ્રદ્ધાને જોડે છે ત્યારે તો તે અવશ્ય અને શીઘ્ર સિદ્ધ થાય છે. આ સંબંધમાં એ જાણવું અત્યંત અગત્યનું છે કે જે અંતઃકરણ પોતાની સંકલ્પશક્તિનો યોગ્ય ઉપયોગ કરે છે તે અંતઃકરણ એવું હોય છે કે આત્માના પ્રશાંત, બલવાન્ તથા અજય્ય સામર્થ્યનો અનુભવ કરી શકે છે. આત્માના વિકાસની અત્યંત અગત્ય હોવાનું આ એક બીજું કારણ છે. એ પ્રકારના વિકાસમાં નિત્ય વૃદ્ધિંગત થવાને માટે આપણને જણાશે કે આત્માના આ પ્રકારના સવિશેષ આવિષ્કારના જાગ્રત ભાનના સર્વોત્તમ વિચારમાં જેટલું બને તેટલું રહેવું એ અત્યંત લાભકારક છે. અને તેવી જ સાથે આત્માના સામર્થ્યનો જેટલો પ્રકાશ કરી શકો તેટલો કરીને તેમાં અત્યંત ઉંડાણથી બને તેટલો અધિક સમય પ્રવેશવું એ પણ તેટલું જ લાભકારક છે. જો કે આ સર્વ પ્રયત્નોમાં આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે આત્માનો આવિષ્કાર નિરંતર પ્રશાંત, બલવાન્, અક્ષુબ્ધ તથા અજય્ય હોય છે. એવા પ્રકારનો આવિષ્કાર થતાં સર્વ કર્તવ્ય સુગમ થઇ રહે છે, અને ધારેલા અર્થની શીઘ્ર સુસિદ્ધિ થાય છે.

---

# क्रिया तथा विचारनुं माधुर्य.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૬ થી. )

આ પ્રકારના ગુણધર્મવાળાં મૂર્ત તથા અમૂર્ત દ્રવ્યોની સંયોગિભૂમિઉપર રહેનારૂં દ્રવ્ય આકાશતત્ત્વ છે. એ તત્ત્વદ્વારા અમૂર્તદ્રવ્યોના વિકારો અને પરિણામો મૂર્તદ્રવ્યોના મહાખંડમાં પ્રવેશ પામે છે. આ આકાશતત્ત્વ સઘળાં મૂર્તદ્રવ્યોસાથે સંયોગમાં આવેલું હોય છે અને તેથી તેને વિભુ કહેવામાં આવે છે. આકાશના ઉપરિ ભાગમાં રહેલાં અમૂર્ત દ્રવ્યોનું વિભુત્વ કંઇક જુદા પ્રકારનું છે, ઉદાહરણથી આ વસ્તુ સ્પષ્ટ થવા વિશેષ સંભવ રહે છે:-

એક વસ્ત્રઉપર તલની પથારી કરી હોય તો સઘળા તલસાથે વસ્ત્ર સંબંધમાં આવતું હોવાથી વસ્ત્ર જાણે વિભુ છે, પરંતુ તે સઘળા તલના દાણામાં અને વસ્ત્રમાં રહેલું ગુરુત્વ વિભુતર છે, કારણ કે તે પ્રત્યેક દાણામાં અને વસ્ત્રના તંતુઓમાં પ્રવેશ પામેલું છે. આ પ્રમાણે સઘળાં મૂર્ત દ્રવ્યો અને તેનાં કાર્યરૂપ સૂર્યચંદ્રાદિ ગોલકો અને તેમાંના ચરાચર પદાર્થો આકાશરૂપ મહાપટઉપર વિસ્તારેલા છે અને તે મૂર્તદ્રવ્યોના પરિચ્છિન્ન પરમાણુસાથે તે આકાશરૂપ દ્રવ્ય સંબંધમાં રહેલું હોય છે. એટલે કે મૂર્તદ્રવ્યનું પરમાણુ તલના દાણાની પેઠે આમતેમ ફરે તોપણ આકાશનો સંબંધ છોડતું નથી. આમ છતાં આકાશના ઉપરિભાગમાં રહેલાં બુદ્ધિ આદિ અમૂર્ત દ્રવ્યો એ પરિચ્છિન્ન પરમાણુઓને ભેદીને સર્વેના સંબંધમાં આવે છે, આથી વિભુતર ગણાય છે.

આ અમૂર્ત દ્રવ્યોનું આદિ કારણ અર્થાત્ જે કોઈના કાર્યરૂપ થતું નથી એવું જગદ્ધાતુરૂપ દ્રવ્ય તે ત્રિગુણાત્મક પ્રકૃતિ છે, અને તેને અલિંગ પણ કહે છે. તેને અવ્યક્ત અથવા માયા પણ કહે છે. આ દ્રવ્ય ચિદાત્મારૂપ કૂટસ્થ દ્રવ્યથી સ્વતંત્ર સત્તાવિનાનું હોવાથી ચિદાત્માની શક્તિરૂપ ગણાય છે અને ચિદાત્માની છાયાપત્તિને અખંડ ધારણ કરી રાખે છે. એ પ્રકૃતિ અથવા અતત્ત્વભૂત ( ચિદાત્માથી પૃથક્ સત્તાવિનાની હોવાથી " અતત્ત્વ " સંજ્ઞા આપી છે ) માયાની પ્રવૃત્તિ અને નિવૃત્તિ કલા હોય છે. પ્રવૃત્તિકલાથી વિશ્વનો ઉદય તથા સ્થિતિ થાય છે. નિવૃત્તિકલાથી વિશ્વનો લય બને છે, ચિદાત્માની અર્થાત્ નિર્ગુણ બ્રહ્મતત્ત્વની અખંડ છાયાપત્તિને ધારણ કરનાર આ જગદ્ધાતુરૂપ પ્રકૃતિશક્તિનો પ્રથમ ક્ષોભ અથવા દોહન થતાં દુધને ઉકાળવાથી જેમ તર ઉપર આવે છે તેમ મહત્તત્ત્વરૂપ એક દ્રવ્ય પૃથક્ પડે છે. આ દ્રવ્ય સમગ્ર પ્રકૃતિના સર્વોત્તમ સારરૂપ હોય છે, અને એવડે ચિદાત્માનો અને પ્રકૃતિનો ભેદ ઉલ્લસિત અથવા અનુમિત થાય છે, તેથી તેને લિંગ સંજ્ઞા પણ આપવામાં આવે છે. સમગ્ર ભવિષ્યમાં થનારાં કાર્યોમાં તે દ્રવ્યનો અનુગમ હોવાથી તેને મહત્તત્ત્વ કહે છે. પ્રકૃતિના નિરતિશય સત્ત્વના કાર્યરૂપ હોવાથી તે દ્રવ્યમાં ધર્મ, જ્ઞાન; વૈરાગ્ય અને ઐશ્વર્યરૂપ ગુણો રહેલા હોય છે. આ દ્રવ્યને આંતર ઉપાધિરૂપે પ્રાપ્ત કરી ચિદાત્મા ઐશ્વર્યાદિ ધર્મવાળા પ્રતીત થાય છે. દૈવી સૃષ્ટિમાં આ દ્રવ્યનો વ્યય થયા પછી અવશિષ્ટ રહેલા મહત્તત્ત્વમાં રજસ્ અને તમસ્‌ની કલા બહાર પડતી આવે છે, અને તેથી એ બે ગુણોના ઉપરાગથી એ તત્ત્વના અંશોમાં વિપરીત ધર્મો પ્રતીત થાય છે. અર્થાત્ અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય, અનૈશ્વર્યાદિ ગુણો તેમાં પ્રકટ થાય છે. આ ગુણોનું તારતમ્ય હોય છે અને તેથી કોઈ પણ મહત્તત્ત્વના બે અણુઓ બરાબર સમાન ધર્મવાળા હોઈ શકતા નથી. તોપણ પ્રત્યેક અણુનો સ્વાભાવિક વેગ, અધિકરણરૂપ કારણ દ્રવ્ય જેમાં તે તરે છે તેના સમાન આકારવાળા થવાનો હોય છે. આ વેગ જ્યારે ચરિતાર્થ થાય છે ત્યારે અધિકરણરૂપ દ્રવ્યનો અને તેમાં તરતા અણુનો અંશાંશિભાવ ટળી જાય છે: અને દ્રવ્ય એકરસ અથવા અવિભાગાપન્ન થાય છે. પ્રત્યેક મહત્તત્ત્વના અર્થાત્ બુદ્ધિતત્ત્વના અણુની આ અધિકરણાત્મક થવાની સ્વાભાવિક શક્તિને લીધે જીવની પરમેશ્વરભાવાપત્તિ સંભવે છે. જેટલા બળથી અથવા વેગથી મહત્તત્ત્વના અણુની અથવા જીવની અધિકરણદ્રવ્યમાં લીન થવાની શક્તિ હોય તે પ્રમાણમાં મૂલ લિંગાત્મક મહત્તત્ત્વના ધર્મ જ્ઞાન વૈરાગ્ય તથા ઐશ્વર્યનો આવિર્ભાવ થાય છે. જેમ

મહાસમુદ્રમાં જ્યાં મોતી નીકળે છે ત્યાં બલવાન્ વેગથી જેટલી ઉંડાઈમાં ડુબકી મારવામાં આવે છે તે પ્રમાણમાં ઉત્તમ મધ્યમ અને નિકૃષ્ટ મોતીની પ્રાપ્તિ થાય. છે, તેમ સર્વે જીવોના વિશ્રામભૂત આ પરમાત્માના ઉપાધિરૂપ આદિમ દ્રવ્યમાં જેટલા વેગથી સંયમ થાય તેટલા પ્રમાણમાં ધર્મજ્ઞાનાદિ રત્નોની પ્રાપ્તિ થાય છે. મહત્તત્ત્વના અંશરૂપ અણુનું—અથવા ચિદાત્માની છાયાપત્તિવાળા બુદ્ધિતત્ત્વનું—અથવા જીવનું બિંબરૂપ ચિદાત્માના અનુભવથી કૃતકૃત્ય થઈ સ્વરૂપે અવસ્થિત થવું અર્થાત્ અણુનું એકરસ કારણદ્રવ્યરૂપે પલટાવું અને તેનું સસંસ્કાર પુનરુત્થાન નથવું તેને આપણા સદ્વિચારકો પરમ મોક્ષ અથવા કૈવલ્યસંપત્તિ કહે છે.

મહત્તત્ત્વના ખંડો અથવા અંશો જ્યાંથી જીવત્વનો આરંભ થાય છે તે અધિકરણાત્મક કારણદ્રવ્યમાં રમણ કરે છે, એ વાર્તા ખાસ લક્ષમાં રાખવાજેવી છે. આ કારણદ્રવ્ય પરમેશ્વરનો ઉપાધિ છે અને તેમાં સર્વે ભૂતપ્રાણીના બુદ્ધિના અને ત્યાર પછીના તત્ત્વોના સંસ્કારો રહે છે. આ કારણ દ્રવ્ય સર્વૈશ્વર્યત્વાદિ ધર્મવાળું હોય છે અને તેને ઉપાસ્યરૂપે સ્વીકારવાથી અંશરૂપ જીવને સ્વરૂપાપત્તિ થવાની સામગ્રી પ્રાપ્ત થાય છે.

તત્ત્વવિદ્યાનો એક અભેદ્ય સિદ્ધાન્ત છે કે કોઈ પણ દ્રવ્ય પોતાના સ્વભાવથી ભ્રષ્ટ થતું નથી. તે સ્વભાવ આગન્તુક નિયમોથી દબાય છે, અને પ્રસંગે વિપરીત ધર્મ પ્રકટ થાય છે, તોપણ સઘળા દબાણોમાં, સઘળા વિપર્યયોમાં, તે દ્રવ્ય સ્વભાવસંપત્તિ પ્રકટ કરવા મથે છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના નિયમપ્રમાણે જલ જેટલી ઉંચાઈથી આવતું હોય તેટલી ઉંચાઈએ ચઢવાના વેગવાળું હોય છે. પછી નળીઓવડે આપણે તેનો પ્રવાહ ગમે તેટલી ઉંડાઈએ લઈ જઈએ તોપણ તેને ઊર્ધ્વ ગતિનો અવકાશ મળતાં પોતાની મૂળ ઉંચાઈએ તે ચઢે છે. આ નિયમ અધ્યાત્મશાસ્ત્રમાં પણ પ્રવર્તે છે. સર્વ જીવો સ્વભાવે સત્ત્વપૂર્ણ છે, અને અધિકરણદ્રવ્યના ધર્મ જ્ઞાન વૈરાગ્ય તથા ઐશ્વર્યાદિ ગુણોને પ્રકટ કરવા ઉત્સુક છે. તેઓ જેટલા પ્રતિબંધોમાં અને આવરણોમાં રહે છે તેટલા પ્રમાણમાં અધર્માદિ પ્રકટ કરે છે. તેમને વિચારનું, વર્તનનું, કાર્યકરણસંઘાતનું સ્વાતંત્ર્ય મળતાં પોતાના ઉચ્ચ સ્વભાવતરફ વળે છે. ઘણી નીચાઈએ ગયેલાં જલનું પ્રતિબંધક એકદમ જાય છે તો જળનો વેગ ફરિને નીકળી વચલા પદાર્થોને નુકસાન પહોંચાડે છે, તેમ અનિનિમ્ન કોટિમાં અવતરણ થયેલા જીવને સ્વાતંત્ર્ય મળતાં આપાતતઃ વિરોધી કાર્યો તેનાથી થાય છે, પરંતુ તે તેનો સ્વભાવદોષ નથી પણ અયોગ્ય પ્રતિબંધોનો છે અને તે પ્રતિબંધો કયા ક્રમથી ખસેડવા તે બાબતનું લોકમાં ગણાતા ઉદ્ધારકોમાં જોઈએ તેવું જ્ઞાન હોતું નથી. 'આથી ક્રિયાવિચારનું સ્વાતંત્ર્ય લક્ષ્યરૂપ છતાં બ્રહ્મવિદ્યાના પ્રવર્તક સર્વજ્ઞ મહર્ષિઓ જીવોને આરંભમાં તે સ્વાતંત્ર્ય પૂર્ણરૂપે અર્પતા નથી, પણ ક્રમશઃ સ્વાતંત્ર્યસામગ્રી લોકકલ્યાણાર્થે રચી આપે છે. આ તત્ત્વજ્ઞ મહર્ષિઓ ક્રિયાવિચારના સંપૂર્ણ સ્વાતંત્ર્યના ઉપદેશક હોય છે, પરંતુ સર્વને તે પ્રકારના સ્વાતંત્ર્યમાં એકી વખતે મૂકવામાં તેઓ જોખમ સમજે છે. આથી તેઓ ક્રમશઃ જીવોને અમુક મર્યાદામાં સ્થાપે છે અને તે મર્યાદામાં તેને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અર્પે છે. તે મર્યાદાના ગુણધર્મોનો વિકાસ સિદ્ધ થયા પછી અન્ય મર્યાદાનું દ્વાર ખુલ્લું કરી આપે છે અને નવી મર્યાદા અથવા ભૂમિકાના ગુણ ધર્મો કેવી રીતે સિદ્ધ કરવા, તેના ઐશ્વર્યસાથે કેટલી જોખમદારી જોડાયલી છે, એ આદિનો બોધ આપે છે.

અને આમ ક્રમશઃ સંપૂર્ણ સ્વાતંત્ર્યને તેઓ અર્પે છે. આ અધિકારાનુસાર ક્રિયાવિચારનું સ્વાતંત્ર્ય આપવાના સંપ્રદાયને કેટલાક અવિચારી આતુર પુરુષો મિથ્યા પ્રતિબંધરૂપ ગણે છે. પ્રસંગે ઉદ્ધારક મહાત્મામાં સ્વાર્થનો, દંભનો, અવિવેકનો આરોપ કરે છે. વસ્તુતઃ સર્વજ્ઞ ઉપદેષ્ટાઓમાં આવી સંકુચિત વૃત્તિઓ હોતી નથી, તેઓ પરમ ઉદાર હોય છે, અને તેમના ઔદાર્યની પરીક્ષા તેમના આશ્રયે વિનીત થયેલાં સ્ત્રીપુરુષોમાં ક્રિયા અને વિચારના માધુર્યથી થાય છે. તેમના આશ્રયે વિનય પામનાર સ્ત્રીપુરુષો ક્રિયાવિચારનું અકાણ્ડતાંડવ કરતાં નથી, તેમનાં જીવન પ્રશાન્ત વેગથી વહે છે, તેમનાં અંતઃકરણોમાં દૈવાસુરસંગ્રામ થાય છે તોપણ દેવોનો વિજય થઈ આસુરી સંપત્તિ [illegible] ક્રિયારૂપે બહાર નીકળવા પામતી નથી. સ્વલ્પમાં તેવાં મહદાશ્રિત સ્ત્રીપુરુષોમાં જીવનનું [illegible] પર્વ માધુર્ય હોય છે. તેમનો માર્ગ પ્રત્યેક ડગલે રસથી પૂર્ણ હોય છે, અને સ્વરૂપે સ્થિત થયા પછી પાછલી ભૂમિકાની કસોટીઓ ઉત્થાનસમયે તેમને ઉપસ્થિત હોય છે તેથી તેઓ અદ્ભુત ક્ષમા અને મૃદુતાને ધારણ કરનાર હોય છે.

આ પ્રકારનું વિનીતપણું અને આંતર માધુર્ય જે વ્યક્તિમાં અથવા મંડલમાં ન જણાય ત્યાં સમજવું કે ઉદ્ધારક ઉપદેષ્ટામાં સર્વજ્ઞતાનું પ્રેરક બલ નથી. આ વિચારો પ્રકટ કરવામાં હું આપણા મંડલની કદાચ સ્તુતિ કરતો હોઈશ. કેમકે આપણામાં આ સામુદાયિક માધુર્ય **શ્રીઈષ્ટ**ના અપૂર્વ અનુગ્રહબલથી ઘણું ઝળકે છે. તોપણ વ્યક્તિની તેમ મંડલની પરમાર્થવિષયક પ્રવૃત્તિના પ્રોત્સાહક વિચારો પ્રકટ કરવામાં અધિક હિત સમજી અત્ર પ્રકટ કરૂં છું.

હવે પ્રકૃત વિષયપ્રતિ વળી એ જીવોનું સ્વભાવદ્રવ્ય આપણે જાણ્યું. તે મહત્તત્ત્વના અંશરૂપ છે. આ અંશનો સ્વાભાવિક વેગ વિદ્યાત્મક છે અર્થાત્ ધર્મ વૈરાગ્ય અને ઐશ્વર્ય પ્રકટ કરવા પ્રતિ તેનું લક્ષ્ય છે તોપણ રજસ્ અને તમસ્‌ના સંસર્ગબલથી રચાયેલા વર્તમાન તથા ભૂત સર્ગમાં થયેલા અનંત જન્મોના કર્મકોશથી તે અણુ અથવા અંશમાં અવિદ્યાનું અને તેનાં કાર્યો અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્યનું પ્રાધાન્ય પ્રવર્તે છે. વિદ્યાત્મક અને અવિદ્યાત્મક શાખાવાળા આ જીવના મહત્તત્ત્વમાંથી પ્રકટ થયેલા અણુનું સંસરણ એટલેથી જ અટકતું નથી. મહત્તત્ત્વનો સ્વાભાવિક જ્ઞાનપ્રકાશરૂપ ધર્મ તેમાં સ્ફુરે છે, તોપણ " હું છું " આ પ્રકારની વિસ્પષ્ટ સ્વાત્મપ્રતીતિ ( Self consciousness ) અથવા સ્વાત્મસંવેદન અથવા બુદ્ધધર્મની પરિભાષામાં કહીએ તો આલયવિજ્ઞાનધારા અન્ય દ્રવ્યના અણુવિના નથી.

આ બીજું દ્રવ્ય તે મહત્તત્ત્વમાંથી પ્રકટ થતું અહંકારદ્રવ્ય છે. એ દ્રવ્યને અહંકાર દ્રવ્ય એટલા વાસ્તે કહેવામાં આવે છે કે અહમસ્મિ હું છું, આ પ્રકારની પ્રતીતિ એ દ્રવ્યમાં ચિચ્છાયાપત્તિથી થાય છે. આ દ્રવ્ય પણ મહત્તત્ત્વમાંથી સર્ગારંભે પ્રકટ થાય છે, અને અમૂર્ત કોટિમાં પડે છે. ઋષિ તથા દેવકોટિમાં એ દ્રવ્યનો વ્યય થયા પછી અવશિષ્ટ રહેલા અહંકાર દ્રવ્યમાંથી મહત્તત્ત્વના ઉપર વર્ણવેલા જીવરૂપ અણુઓ પોતાની પૂર્વ સર્ગમાં મેળવેલી સંસ્કારસંપત્તિઅનુસાર યોગ્ય અણુને ખેંચે છે, આ અહંકારનું અણુ અધિકરણરૂપ સમષ્ટિ અહંકાર દ્રવ્યમાં તરે છે, તોપણ જ્યારે તેનો અવ્યક્ત અથવા મૂલ પ્રકૃતિમાં લય થવાનો હોય ત્યારે પોતાના નિયત મહત્તત્ત્વના અણુદ્વારા તેનો લય થાય છે, સ્વતંત્ર રીત્યા નહિ. આ અહંકારના અણુમાં બુદ્ધિના અથવા મહત્તત્ત્વના અણુનો દ્રવ્ય અથવા પ્રવાદ પ્રવેશ પામી શકે છે.

( અપૂર્ણ. )

# एक अनेकजनहितकर प्रवृत्ति.

(૩)

**વિચાર કરો, જરા ઉંડ઼ થી વિચાર કરો; તમારા પોતાનામાં આવી વિચાર કરો.**

પ્રિય વાચકો ! ગયા અંકમાં જનસમાજની સામાન્ય વ્યવસ્થાનો અને તેમાં આપણે ધારેલી મુખ્ય યોજનાનો કયા અંશમાં પ્રચાર થવો સંભવિત છે, અને તેથી આપણો મૂળ વિચાર કલ્પનામાત્ર ન્હોતો પરંતુ શક્ય છે એ સંબંધી સ્વલ્પમાં વિચારી ગયા હતા. હવે મનુષ્યોનું આંતર ક્ષેત્ર એ સંબંધમાં કંઇ પણ સહાય આપી શકે અથવા તે વિચારને અનુમોદન આપવા કે તેમાં ભળવા તત્પર થાય એમ છે કે કેમ તે વિચારવું જોઇએ.

આ જગત્ જેમ વિવિધ પ્રકારનાં મંડલોથી રચાયેલું છે, તેમ મનુષ્યનું આંતર જગત્ પણ તેવાં જ વિવિધ મંડલોથી રચાયેલું છે. અને તેથી આપણો મુખ્ય વિચાર જો આ બાહ્ય જગતના અનેક મંડલોથી અનુકૂલરૂપમાં ગ્રહણ કરાય તો તે જેમ વધારે લાભકારક અને આપણી ધારણાને વધારે સિદ્ધ થવાની આશાને પ્રકટાવે છે, તેમ મનુષ્યમાત્રના અંતરમાં રહેલાં વિચાર, નિશ્ચય, કલ્પના, સંકલ્પશક્તિ, આહ્વાનશક્તિ, વગેરેનાં જે મંડલો છે, તેમાં પણ તે અનુકૂલરૂપમાં ગ્રહણ કરાય તો તેથી આપણને, આપણા વિચારને પોષણ, તથા ઉત્તેજન મળે.

જગતના વિવિધ મનુષ્યો જેમ વિવિધ પ્રકારના નિશ્ચયો, વિચારો, મંતવ્યો, જ્ઞાતવ્યો વગેરે રાખે છે, તેમ આપણામાં રહેલાં કરણો–મન, બુદ્ધિ, ચિત્ત, સંકલ્પશક્તિ, કલ્પનાશક્તિ, અંતઃસ્ફુરણ ( Inspiration ) વગેરે પણ જૂદા જૂદી જાતના નિશ્ચયો, વિચારો, ધારણાઓ કરે છે. સંકલ્પશક્તિ કંઇ નિશ્ચયો રાખે છે તો તર્કશક્તિ એથી જૂદા જ નિશ્ચયને સેવતી હોય છે. મન અમુક વિચારોમાં શ્રદ્ધા ધરે છે તો બુદ્ધિ તેમાં અશ્રદ્ધા જ ધરે છે. કોઈ વાતનો બુદ્ધિ સ્વીકાર કરે છે તો કલ્પનાશક્તિ તેનો નિષેધ કરે છે. ચિત્ત કોઈ વિષયમાં અમુક રૂપમાં સ્ફુરણો કરે છે તો ઇન્દ્રિયો કંઇ તૃતીયમ્ જ કરતી હોય છે. વિચારમાં કંઈ વિષય હોય છે તો નિશ્ચયમાં તેથી કંઈ જૂદો જ હોય છે. વ્યવહારબુદ્ધિ કંઇ નિર્ણયો ધારણ કરતી હોય છે તો સિદ્ધાંતમાં કાંઈ બીજો જ વિષય રહ્યો હોય છે. આ સ્થૂલ જગતની પેઠે મનુષ્યમાં પણ વિવિધ ભિન્ન ભિન્ન નિશ્ચયાદિવાળાં કરણો હોય છે. સ્વપ્ને જગતમાં જેમ એકમત થવો સંભવિત નથી, તેમ મનુષ્યનામાં રહેલા આ બધામાં પણ એક મત હોઈ શકતો નથી. તેને જ લીધે કેટલાકોએ એમ કહ્યું છે કે આપણા પોતાનામાં સર્વથી બળવાન્ જે સત્તા હોય તેના નિશ્ચયને અનુસરવું.

આ પ્રમાણે મનુષ્યના પોતાનામાં પણ મતભેદ, વગેરે હોય છે, અને તેમ છતાં પણ મનુષ્ય જો વિવેકવાળો હોય છે તથા પોતાના આ લૌકિક સ્વરૂપને યથાર્થ સમજનારો હોય છે તો તેનામાં રહેલી આ બધી શક્તિઓ પાસેથી તે એક પ્રકારના નિશ્ચય અથવા વિચારમાં અનુમતિ મેળવી શકે છે. અને કંઈ નહિ તો છેવટે તેની સઘળી શક્તિઓમાંથી વધારે પ્રમાણમાં તો તે પોતાના નિશ્ચય, વિચાર વગેરેને અનુકૂલ કરી લે છે જ. અર્થાત્ બહુ મતે તો તે વિચાર સ્વીકારાય જ છે.

આપણી સર્વ શક્તિઓમાં–મનમાં, બુદ્ધિમાં, કલ્પનામાં તર્કમાં–વગેરે સર્વમાં અપૂર્વ સામર્થ્ય રહ્યું હોય છે. આપણે હજી જાણ્યું પણ નથી તેટલું સામર્થ્ય હોય છે. તેથી જો તે સર્વ આપણા મુખ્ય વિચારમાં જોડાય તો તે વિચાર અત્યંત–બલવાન્ અને અવશ્ય સિદ્ધ થવો સંભવે. પરંતુ ઉપર કહ્યું તેમ એ બધી શક્તિઓ આપણા મુખ્ય વિચારને અનુકૂલરૂપે સ્વીકારે કે કેમ એ તમને સંશય થાય છે. પરંતુ તે સ્વીકારી શકે એમ છે.

મનુષ્ય પાસે એક એવી વસ્તુ છે કે જે [illegible] બધીને એક દિશામાં દોરવી શકે છે. પ્રથમ તો આપણને તે અશક્યજેવું લાગે છે, અને [illegible] તો વસ્તુને જો થોડા પ્રમાણમાં પ્રકટાવવામાં આવે છે, અને થોડો સમય જ જો તે આપણામાં ઉપર તરતી રહે છે, તથા તેનાં ઉંડાં મૂળ ઘાલતી નથી, તો તો તે વસ્તુ હોવા છતાં પણ પરિણામે આપણે ધાર્યાં પ્રમાણે કરી શકતા નથી. પરંતુ જો આપણે તે વસ્તુને અધિક પ્રમાણમાં પ્રકટાવીએ છીએ અને તેને આપણા આંતર ભાગના ઉપરના જ પ્રદેશમાં ફેરવ્યા ન કરતાં ઉંડી ઉતારીએ છીએ, અને તે અત્યંત પ્રમાણમાં પ્રકટીને સ્વતંત્રપણે પોતે કાર્ય કરવા પ્રવૃત્ત થાય જ. બીજા બધાઉપર પોતાની શ્રદ્ધા જમાવીને તેમને પોતાના ધાર્યા પ્રમાણે કાર્ય કરાવતી થાય ત્યાં સુધી જો તેને આપણે છોડી દેતા નથી પણ આપણામાં ધારણ કરી રાખીએ છીએ, તો પછી તે વસ્તુ બળવાળી બનતી જાય છે, અને ક્રમે ક્રમે તો તે એટલા બળવાળી થાય છે કે પછી આપણામાં રહેલાં પ્રકટ કરણોને તેને અધીન થવું જ પડે છે. તે મહારાનીપદે સ્થિત થાય છે, અને ત્યાંથી

હવે તે આજ્ઞાઓને કહાડે છે તેને બીજાં બધાંએ અનુસરવું પડે જ છે. તેનો એક અંશરૂપ છે. થી અન્યથા થતો નથી. આજ જે બધાં સ્વતંત્રપણે જેમ ફાવે છે તેમ અશ્વર્ય પ્રકટ વગેરેને ધારણ કરતાં હોય છે, પણ તે જ બધાં પેલી મહારાની જ્યારે રાજ્યારૂ રચાયેલા વર્તમાન [illegible] વતાં થઈને ઉભા રહે છે. મોટે ભાગે તો સઘળાં કરણો તેની અથવા અંશમાં અવિદ્યાનું અને [illegible] થાય છે એટલું જ નહિ પણ ઉત્સાહથી તેણે દર્શાવેલા પ્રાધાન્ય પ્રવર્તે છે. વિદ્યાત્મક અને અને [illegible] માંથી પ્રકટ થયેલા અણુનું સંસરણ એટલેથી જ થયા તે સિદ્ધ અને તે પણ સર્વોત્તમ ભાવિક જ્ઞાનપ્રકાશરૂપ ધર્મ તેમાં સ્ફુરે છે, તોપણ [illegible] છે. આજે વિરોધી જણાતી તે સ્વાત્મપ્રતીતિ ( Self consciousness ) અથવા [illegible] છે, અને પોતાના સામર્થ્યનો તે પરિભાષામાં કહીએ તો આલયવિજ્ઞાનભાગ અન્ય દ્રવ્યના

આ બીજું દ્રવ્ય તે મહત્તત્ત્વમાંથી પ્રકટ થતું અહંકારદ્રવ્ય

વાગ્તે કહેવામાં આવે છે કે અહમસ્મિ હું છું, આ પ્રકારનીએ બનાવેલા કાર્યને અનુગ પતિથી થાય છે. આ દ્રવ્ય પણ મહત્તત્ત્વમાંથી સંસ્કારોનો તો પ્રખર હોય છે કે તે કાર્યમાં માં પડે છે. રુચિ તથા દેહકાદિમાં એ દ્રવ્યનો વ્યય થાય તો પરવશપણે પણ આત્માવિના દ્રવ્યમાંથી મહત્તત્ત્વના ઉપર બંધાયેલા છત્રરૂપ અણુઓનું પરમ પ્રાગલ્ભ્ય જામે છે ત્યારે સ્કારસંપત્તિઅનુસાર યોગ્ય અણુને ખેંચે છે, આ અ શક્તિ હોય છે તો તેને પણ ત્યાં અહંકાર દ્રવ્યમાં તરે છે, તોપણ જ્યારે તેનો અત્યાકર્ષણથી કંઈ જ તેનાથી થતું નથી. હોય ત્યારે પોતાના નિયત મહત્તત્ત્વના અણુદ્વારા તેનો મુખ્ય મહોટે પાત્ર્યાવિના છૂટકો અહંકારના અણુમાં બુદ્ધિના અથવા મહત્તત્ત્વનાઅણુનો આગળ સહીસુપ થઈ જાય છે.

તો કોઈ વિરોધ ધારણ કરવું જ

નથી કેમકે સર્વ કોઇ એ વસ્તુના અગાધ સામર્થ્યને જાણતાં જ હોય છે. જ્યાં તે વસ્તુને મનુષ્યના અંતરમાં મુખ્યરૂપે-રાજ્યા સનારૂટ થતી જુએ છે કે તે જ ક્ષણથી તે સર્વે તેને અધીન થઇ રહે છે અને ઉપર કહ્યું તેમ તેની ઇચ્છાના કાર્યમાં પોતાના સઘળા બળના વ્યયસહિત જોડાય છે તે સમયે તેમનામાં પણ અપૂર્વ બળ પ્રકટતું જણાય છે. અને ગમે તેવું કઠિન કાર્ય હોય તોપણ તેમને પછી તે બહુ જ સરળ જણાય છે.

અહો ! તે વસ્તુના સામર્થ્યનું શું કથન કરવું ? વાચકો ! તે શું હશે તે સમજાય છે ? વિચાર કરો, પુનઃ પુનઃ વિચાર કરો ! જરા ઉંડાણથી વિચાર કરો. ( અપૂર્ણ. )

(આ વિષયનું અનુસંધાન હવે મહાકાલના આવતા અંકમાં પ્રકટ થશે.)

**બોલતી બૅન્કનોટો.**

હાલ બહુ જ થોડા સમય પૂર્વે ખોટી નોટો ચલણમાં આવતી અટકે તેને માટે એક બૅંકનોટની ખાસ તપાસ રાખનાર માણસે નવી શોધ કરી છે. આ શોધનો કાયદા પ્રમાણે ઇગ્લાંડમાં પેટન્ટ લીધો છે અને બૅન્કના માલીકોને કોઈ ખોટી નોટ કાઢનાર ટોળી ત્રાસ તેણે આપતી હોય ત્યારે ઘણોજ સહેલો અને સારો માર્ગ શોધી આપ્યો છે. અહિંઆની જેમ માત્ર સરકારને જ ચલણી નોટ કાઢવાની સત્તા ત્યાં નથી પણ ઘણી ખાનગી બૅન્કો પણ પોતાની નોટ ત્યાં કાઢવાની સત્તા ધરાવે છે અને તેને લીધે તેમને આવા પ્રસંગે પોતાના નામની ખોટી નોટ કોઈ કાઢી શકે નહિ અને કાઢે તો પકડી શકાય તેને માટે આ શોધ ઘણી ઉપયોગની છે.

આ શોધમાં પ્રવર્તતો નિયમ એ છે કે દરેક નોટને એક છેડે એક ચિત્રના રૂપમાં કંઇક ખાસ નક્કી કરેલા શબ્દો પાડવામાં આવે છે. આવા પ્રકારની તૈયાર કરેલી નોટ જ્યારે ફોનોગ્રાફઉપર મૂકે ત્યારે તે નક્કી કરેલા શબ્દો ઉચ્ચારશે અને તેને લીધે બૅન્કના મેનેજરને અથવા કોઇ બીજા માણસને તેની ખરાપણાની ખાત્રી થશે.

ધારો કે એક પાંચ રૂપીઆની નોટને માટે નક્કી કરેલા શબ્દો ' પાંચ રૂપીઆની નોટ ' છે. આજ શબ્દો હોવાનો ઘણો જ સંભવ ઓછો છે પણ ઉદાહરણ તરીકે જ આપણે આ લઇએ છીએ. આ શબ્દો બોલવાથી હવામાં થતા આંદોલનોનું એક ચિત્ર પાડી અને તે પ્રમાણેની એક છાપ જે આવા આંદોલનો પુનઃ ઉત્પન્ન કરી શકે તેવી બનાવવી. નોટને છેડે આવી એક છાપવડે કાણા પાડવાથી એક ચલણી નોટની ઉપરાંત તેના પોતાના ખરાપણાના પુરાવારૂપે પણ રહેશે.

---

**અદ્ભુત સ્મરણશક્તિ.**

જ્યૉર્જ હારૅાટલ કે જે નોરધમબરલૅન્ડની પથ્થરની ખાણમાં કામ કરનાર મજૂર છે તેની સ્મરણશક્તિ કંઇક અદ્ભુત કામ કરે છે. જે કંઇ પણ યાદ રાખવાની ઇચ્છાથી તે સાંભળે છે કે વાંચે છે તે તેને સ્મરણમાં હમેશાં રહે છે. માત્ર એક જ વખત ગમે તે વિષયની ચોપડીમાંથી પાંચ સાત પાના એકીસાથે વાંચીને કે સાંભળીને તે તરત એક પણ શબ્દની ભૂલ કર્યા વિના પાછા બોલી જઇ શકે છે. એક વખત તેની સાથે કામ કરતા એક મજૂરે બજારમાંથી રસ્તામાં સાધારણ રીતે ગવાતા ગાયનોની એક ચોપડી લીધી. ૨૦-૨૫ ગાયનો આ ચોપડીમાં હતા અને તે જો જ્યૉર્જ વીસ મીનીટમાં મોઢે કરી આપે

તો તેને એક પૌંડ આપવાની સરત બાંધી. સત્તર મીનીટમાં જ્યોર્જ આ સર્વ મોંઢે કરી બોલી જઈ સરત જીત્યો હતો. બીજી વખતે બે માણસો સાથે બે જુદા વર્તમાનપત્રોમાંથી બે પાના વાંચી ગયા અને જ્યોર્જ એમાંથી એક બીલકુલ ભૂલવિના અને બીજામાં માત્ર બે ભૂલ કરી બોલી ગયો. એક બીજા પ્રસંગે સાથે જમવા બેઠા હતા ત્યારે તેના મુકાદમે તેને તેની સાથે કામ કરતા સાત મજૂરોનું આઠ માસનું હાજરીપત્રક તથા મજૂરીના દરેક અઠવાડીયાના દર બતાવ્યા અને દસ મીનીટમાં તેણે દરેક મજૂરની દરેક અઠવાડી-યાની કમાણી જુદી જુદી દરેકને કહી સંભળાવી. જ્યોર્જ બિલકુલ ભણેલો નથી તેથી ગણિતનો બીજો ઉપયોગ તે કરી શકે એમ નથી.

---

## "भव मद्भक्तः"



'મારો ભક્ત થા, હું તને સર્વ આપીશ.' જીવોને માટે અને જીવો સમજી શકે એવી ભાષામાં આત્માએ આ આદેશ કર્યો છે, આત્માનો કયો આદેશ મિથ્યા છે? આત્મા ગમે તો સૂક્ષ્મમાં રહીને બોલે કે સ્થૂલમાં રહીને બોલે, પડાંતરે રહીને બોલે કે પ્રત્યક્ષ થઈને બોલે, અદષ્ટ રહીને બોલે કે દષ્ટ થઈને બોલે, જીવની ભાષામાં બોલે કે વેદની વાણીમાં બોલે, બાળકમાં રહીને બોલે કે સ્ત્રીમાં રહીને બોલે, ગુજરાતીમાં બોલે કે ઇંગ્રેજીમાં બોલે—પરંતુ સર્વમાંથી તે સત્યનો જ આદેશ કરે છે. સર્વમાંથી તે સિદ્ધ વચનોના જ ઉદ્‌ગાર કરે છે.

સંપૂર્ણ જીવન.

પ્રત્યેક મનુષ્યમાટે આ આદેશ છે. પણ શ્રવણ કરનાર ક્યાં છે? સર્વને માટે આ શબ્દો છે, પણ તેને વાંચનાર ક્યાં છે? સર્વના ઉપર એ આશીર્વાદ છે; પણ તેને મસ્તક અને હૃદયમાં ઝીલનાર ક્યાં છે? બુદ્ધિમાન્ અને અનિદિન સર્વ કોઈ આ વાણીને જાણે છે, પરંતુ બહુ વિરલ જ તેને યથાર્થ રૂપમાં ગ્રહણ કરે છે.

આપણે પ્રથમ શું માગવું જોઇએ.

આધ્યાત્મિક બલની પ્રાપ્તિમાટે આપણે ક્ષુદ્ર પદાર્થોથી જ જીવન ગાળવું, એ વિચાર ઇશ્વરના સામર્થ્યમાં અને પ્રભુની પ્રભુતામાં આપણી શ્રદ્ધાને મર્યાદિત કરી રાખનાર છે. પરમાત્માનો સામર્થ્યમય પ્રદેશ આપણી નિકટ છે, હાલ તે હસ્તગત થાય એમ છે. આપણે હાલ જ ત્યાં પ્રવેશ કરીએ એવી અભિલાષાનો એક દિવ્ય સંકલ્પ વિશ્વના સમગ્ર દ્રવ્યમાં અને વિશ્વની સમગ્ર સત્તામાં વ્યાપી રહેલ છે, અને સ્ફુરી રહેલ છે. એ પ્રદેશ મનુષ્યજીવનને સુંદર કરનાર, પરિપૂર્ણ કરનાર, શ્રીમાન્ કરનાર સર્વ વસ્તુથી તે સભર ભરેલો છે.

સૌથી પ્રથમ એ પ્રદેશને નિહાળો, અને જે કંઈ જોઇએ છે તે પ્રાપ્ત થશે. માત્ર સામાન્ય નિર્વાહપૂરતું પ્રાપ્ત થશે નહિ, પરંતુ **સર્વસ્વ** પ્રાપ્ત થશે. પ્રભુનો પ્રેમ અનંત છે, અને તેથી તે અનંત પ્રેમ બીજા સર્વના કરતાં આપણને અલ્પ આપે, કંઈ શેષ રાખીને આપવાની ઇચ્છા કરે, એ પ્રકારનો અનંત પ્રેમનો સ્વભાવ હોય એ સંભવિત નથી. એ અનંત છે અને અનંત પ્રમાણમાં જ તે આપે છે. ઇશ્વર સર્વસ્વ આપવા સમર્થ છે. આપવું એ તેમનો સંકલ્પ છે, અને તેથી પ્રત્યેક મનુષ્ય કોઇ પણ સમયે, તેના હાલના વિકાસના પ્રમાણમાં તેના ગ્રહણ ધારણ કરવાના સામર્થ્યના પ્રમાણમાં સર્વ કાંઈ ગ્રહણ કરી શકે એમ છે.

આપણે જેમ જેમ ઇશ્વરનું અધિક અન્વેષણ (શોધ) કરીએ છીએ, તેમ તેમ આપણે ઇશ્વરને અધિક પ્રસન્ન કરીએ છીએ. આપવું એ સત્ય પ્રેમનું મોટામાં મોટું લક્ષણ છે, અને એ તેનો મોટામાં મોટો આનંદ છે, ઇશ્વર એ સત્ય પ્રેમસ્વરૂપ છે. પ્રત્યેક વસ્તુમાટે તેમને જ યાચના કરવી, સર્વ ઉત્તમ વસ્તુને માટે અને તેવી વસ્તુની પુષ્કલતાને માટે તેમને જ યાચના કરવી એ સર્વોત્તમ અને દિવ્ય આનંદમય જીવનમાં પ્રવેશવા સરખું છે અને તેવા જીવનનો ઉપભોગ કરવો એ જ વાસ્તવ ઉપભોગ છે.

જે કંઈ આપણને જોઈતું હોય અને જેની આપણને અગત્ય હોય તે જ્યારે આપણને અપ્રાપ્ત જણાય ત્યારે આપણે એ સ્મરણમાં આણવું કે તે ઇશ્વર આપે એમ છે. અને આપણે તેની ઇચ્છા કરીશું તો તે આપણને આપશે જ 'मन्मना भव मद्भक्तो' ઇ. ખરી અણીના વખતે અને જેની અગત્ય છે તેને આપવામાં કદી વિલંબ થાય એમ નથી. પરમાત્મા તારક છે અને તે મનુષ્યને શુષ્ક રાખીને તારવા ઇચ્છતા નથી. તેને જે જોઇએ છે, તે આપીને તારવા ઇચ્છે છે, કેમકે તે સાચા ત્રાતા છે.

જે કંઈ જોઇએ તે ઈશ્વરપ્રતિ યાચો.

પ્રભુની પ્રતિજ્ઞાનું સ્મરણ કરો. પરમેશ્વરને તેમના શબ્દરૂપે ગ્રહણ કરો. જે દિવ્ય અંતઃકરણમાંથી અને જે ભવ્ય ભૂમિકાઉપરથી

તેમણે એ નિર્દેશ ઉચ્ચાર્યો છે, તે નિર્દેશમાં અને તે સર્વમાં શ્રદ્ધાને ધારણ કરો. તમારા મનવડે અને અંતરાત્માવડે એ દૃઢપણે માનો કે જે પ્રેમ કરી શકવાને સમર્થ છે, તે જ ઈશ્વર પણ કરી શકે છે કેમકે ઇશ્વર પ્રેમસ્વરૂપ છે. અનંત પ્રેમને પ્રવેશવાને માટે–ત્યાં વ્યાપક થઈ રહેવાને માટે તમારાં હૃદયદ્વાર ખુલ્લાં મૂકો, અને ઇશ્વરના સમય ઐશ્વર્યસાથે તેમનો અમાપ પ્રેમ તેમાં સ્થિત થશે.

સ્થૂલ પદાર્થોની યાચના [illegible]માં પણ સંકોચ પામવા જરૂર નથી. જગતના મનુષ્યોપાસે જ્યારે [illegible] છો, તો જેની સત્તાથી તે મનુષ્યો પણ આપી શકે એમ છે, તો [illegible] એ મૂલ સત્તા સાથે સાક્ષાત્ સંબંધ બાંધીને તેમની પાસેથી કંઈ લેવું એમાં કશો દોષ નથી. આ સમગ્ર વિશ્વ એ ઇશ્વરનું જ છે. ઇશ્વરના સર્વશક્તિસામર્થ્યની જ આ સઘળી ઉત્પત્તિ છે, અને તેથી તે સઘળું શુભ છે. અને જે કંઈ વસ્તુતઃ શુભ છે, તે મનુષ્યમાટે પણ શુભ જ છે. તમારા પોતાના સહિત પ્રાણિમાત્રના હિતને માટે જે કંઇ તમારે જોઇએ છે, તે તમને મળી શકે એમ છે. માત્ર એટલું સ્મરણમાં રાખજો કે જે કાંઈ અધ્યાત્મ વસ્તુ છે, તે તમારા વિચારમાં પ્રથમ સ્ફુરવી જોઇએ. તમને આ સ્થૂલ પદાર્થો અનંત પ્રમાણમાં પ્રાપ્ત થાય, તોપણ એ સઘળા વિષયોની પ્રાપ્તિ કરાવવા ઉપરાંત મનુષ્યમાત્રને બીજું ઘણું આપવાનું છે. જીવનનાં ઐહિક સુખોની સાથે તેને બીજાં અનંત સુખો આપવાનાં છે. ઇશ્વર જે કંઇ તમને આપે છે, તેમના પ્રતિનો અથાગ પ્રેમ જે કંઈ તમને આપે છે, તે સ્વીકારીને તમે કાંઈ પણ હેતુથી કોઇને વિમુખ કરી શકશો નહિ. તમે એકલા ઐહિક સુખને જ આપી શકો એમ નહિ બને, પણ જે કંઇ અનંત તમને પ્રાપ્ત થશે, તે સઘળું તમે બીજાઓને આપી શકશો. એ જ રીતે બીજાઓ પણ પ્રાપ્ત કરી શકે એમ છે, બીજાઓ પણ તમારી પાસેથી એ જ રીતે ગ્રહણ કરી શકે એમ છે, તેમનો સત્ય પ્રેમ તમારા પ્રતિ જ્યારે જાગ્રત્ થાય છે, ત્યારે તેઓ તમે તેમને જે કંઈ આપો તે ગ્રહણ કરી શકે એમ છે. પરંતુ જે આત્માની વસ્તુઓ છે, તેને જ પ્રથમ શોધજો. કેમકે એ સ્વરૂપવાળો નિયમ છે.

વસ્તુની નિંદા કે તેના પ્રતિ દ્વેષ ધરવાની અથવા તેને તુચ્છકારીને તેની અવગણના કરવાની કદપિ જ જરૂર નથી. ઇશ્વરમાંથી જ સઘળું ઉદ્ભવ્યું છે (यतो वा इमानि भूतानि जायन्ते ॰) અને પ્રભુમાં રહીને જે જીવન ભોગવાય છે—જે જીવન પ્રભુમાં રહેલું છે તે જીવન ની સાથે એકરાગપૂર્વક જ્યારે આપણે રહીએ છીએ ત્યારે તે જીવનના આનંદ અને તેની રમણીયતાની સાથે બીજું જે કંઇ જોઇએ છે તે સઘળું [illegible] મળે છે. જ્યારે આપણે પ્રભુમાં રહીએ છીએ, ત્યારે સમગ્ર [illegible]નું શુભમાં રૂપાંતર થઇ જાય છે, અને જ્યારે આપણે પ્ર[illegible]ની સાથે રહીને કાર્ય કરીએ છીએ, ત્યારે સઘળું આપણી સાથે કંઇ વધારે શુભનું કાર્ય કરવામાં સહાયભૂત થાય છે.

આત્મા જ આપનાર છે.

જગત્ આજે કંઇપણ મનુષ્ય પાસેથી મેળવવાનો યત્ન કરે છે. વાસ્તવ માર્ગ એ છે કે ઈશ્વર પાસેથી મેળવવું. અને જ્યારે આપણે આ પાછળની પદ્ધતિને અનુસરીએ છીએ ત્યારે માર્ગ ઉઘડી જાય છે, પ્રાપ્તવ્યની યથાર્થ દિશા જડી આવે છે. આત્મા આપણો નિયંતા થાય છે, આપણે પગલે પગલે શું કર્તવ્યછે તે જાણીએ છીએ અને આગળનું પગલુ કયા ભરવાનું છે તે આપણને સ્પષ્ટ થાય છે. આથી ઈશ્વરની નિકટમાં-ઈશ્વરના ભીતરમાં-જ રહો, અને શ્રદ્ધાને સેવો ભલે કંઈપણ પ્રાપ્ત થાય કે ન થાય તમારા નેતા થવાને અને તમને જે જોઇએ છે તે આપવાને માટે તેમના ઉપર જ આધાર રાખો, અને જે કંઇ સર્વોત્તમ છે તે જ તમે કરશો

તોપણ મનુષ્યે દરિદ્રી અવસ્થામાં, દુઃખ i અને ઉપાધિમાં જ પડ્યા રહેવું એ સારૂં છે, એવા વિચારને અવકાશ આપવાનું કશું જ કારણ નથીએ સારૂં નથી-ક્ષણમાત્ર પણ સેવ્ય નથી. ઈશ્વર વર્તમાન સમયમાં જ જે કંઇ સર્વોત્તમ છે તે આપી શકે એમ છે અને એમ કરવું એ જ તેમની ઇચ્છાનો વિષય છે અને તેમાં તે નિરંતર પ્રસન્ન રહે છે.

પ્રતિકૂલતાના દિવસ દૃષ્ટિએ પડે તો એ પરમ સત્યનું ગ્રહણ કરજો, તેને જ વળગી રહેજો,—अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुचः તેનું અખંડ ચિંતન કર્યા કરજો, એ સિદ્ધાંતના ગર્ભભાગમાં રહેજો. અને તમારા હૃદયના અત્યંત ઉંડાણથી તેનો નિઃશંકપણે સ્વીકાર કરજો, પ્રસંગ બદલાશે, વસ્તુનું સ્વરૂપ ફરશે. સંભવ અથવા તકનાં દ્વાર ખુલ્લાં થશે, અને ધારેલો ફેરફાર થઇ જશે, વિશ્વમાં એવી એક પણ વસ્તુ નથી કે જેને ઈશ્વર વધારે ઉત્તમ રૂપમાં તેનું રૂપાંતર ન કરી શકે. તેથી ધારેલા ફેરફારની પૂર્ણ શ્રદ્ધાપૂર્વક યાચના કરો. જે કંઇ સર્વોત્તમ છે તે આપણે અર્થે જ નિર્માણ કરાયુંછે. ઇશ્વર સર્વસ્વ આપવાને નિરંતર તત્પર છે. જેની ઇચ્છા હોય તે માગો, અને ઉત્તરમાં ઈશ્વરદ્વારા તમે અવશ્ય શ્રવણ કરશો કે.— तथास्तु.

# ग्रंथसत्कार.

**સત્યધર્મપ્રકાશ** ( કર્તા ઇન્ડીઅન સ્પીસી બેન્કના એજન્ટ રા. રા. મૂળચંદર માણેકલાલ નાણિક, બી. એ. ઈ. સ. ૧૯૧૨ પ્રથમાવૃત્તિ મૂલ્ય રૂ. ૧-૪-૦.) આ ગ્રંથ તેના કર્તાતરફથી પ્રાપ્ત થયો છે. એમાં શ્રુતિ તથા સ્મૃતિનાં અતિ ઉપયોગી વચનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તથા તેનું શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષાન્તર પ્રસંગે પ્રસંગે શાસ્ત્રીય વિવેચનસાથે આપવામાં આવ્યું છે. ગ્રંથના સાત રશ્મિ . . . વિભાગ કરવામાં આવ્યા છે અને રશ્મિના પ્રકરણમાં વિભાગ કરેલા છે. એ રશ્મિઓમાં . . . ની ઉત્પત્તિ, ધર્મનું લક્ષણ, સોળ સંસ્કાર, બ્રહ્મચર્યાદિ આશ્રમ ચતુષ્ટય, સંધ્યાપ્રયોગ, અષ્ટ પ્રકારના વિવાહ, નિયોગ તથા બાર પ્રકારના પુત્રો, ઋતુમતીધર્મ, ગર્ભિણીધર્મ, સ્ત્રીપુરુષધર્મ, પંચ મહાયજ્ઞ, વિપ્રધર્મ, રાજધર્મ, વૈશ્ય તથા શૂદ્રધર્મ, યોગમાર્ગ, અશૌચ અને દ્રવ્યશુદ્ધિ, મહાપાતક તથા ઉપપાતક યમ, નિયમ તથા વ્રત, મોક્ષધર્મ અને આત્મજ્ઞાન ઇત્યાદિ વિષયોપર મુખ્ય મુખ્ય સ્મૃતિ આદિના શ્લોકો પસંદ કરી, તેનું સરલ ભાષાન્તર અને પ્રસંગે વિવેચન કરી આ ગ્રંથમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે. જે તકરારના વિષયો છે તે સામાન્ય પ્રજાને નિરંતર ઉપયોગના હોતા નથી તેથી તેવી તકરારો આ ગ્રંથમાં આપવામાં આવી નથી. બનતા સુધી સર્વ પ્રજાને હાલના સમયમાં વ્યવહારબાહુલ્યને લીધે સ્મૃતિઓના મોટા ગ્રંથો તથા તેનાં ભાષાન્તરોઆદિ વાંચવાનો અવકાશ ઓછો રહે છે તેથી એ વાત ધ્યાનમાં રાખી ગ્રંથકર્તાએ અતિ આવશ્યક વિષયોને જ ગ્રંથમાં સ્થાન આપી અને અસંગપરત્વેજ ઉપયોગી વિષયોને છોડી દઈ ગ્રંથની નિરંતરની ઉપયોગિતામાં વૃદ્ધિ કરી છે. એ અર્થ સાધના ભાષા પણ સરલ રાખી છે એ પ્રશંસનીય છે. દુર્બોધ વાક્યોને વાંચવા અને તેના અર્થને મનન કરવા જ્યારે પ્રજાનો ઘણો ખરો વર્ગ કાયર અથવા અનભિરુચિવાળો થયો છે ત્યારે ભાષાની સરલતા તેમના હિતમાં એક મોટું સાધન થઈ રહે છે. વિવેચનમાં પ્રસંગપરત્વે તે તે નિયમનું શાસ્ત્રીય કારણ સ્પષ્ટ દર્શાવવાથી તે નિયમ ક્યાં લગાડવાનો છે તેમાં ભ્રાન્તિને અવકાશ રહેતો નથી. તેમ કરવાથી તે તે નિયમની પરિશુદ્ધિ પણ ગ્રંથકર્તાએ કરેલી છે.

# ' साधन समारंभ ' मा उपहार अर्पनार सज्जनोनी नामावलि.

| | | |
|---|---|---|
| રા. રા. ડોક્ટર ઠાકોરભાઇ ગાંગુભાઇ દેસાઇ. | મુંબઇ. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. હિમતલાલ નાનાલાલ ...સ. | સાતમણા. | રૂ. ૧-૦-૦ |
| ( કમળાની સદ્ગતિ નિમિત્ત ) | | |
| રા. રા. નારાયણજી ઓધવજી મહુવાવાળા. | મુંબઇ. | રૂ. ૨-૦-૦ |
| ( ધર્મ પત્ની તથા પુત્ર ચંદુની સદ્ગતિ નિમિત્ત. ) | | |
| રા. રા. મુળજીરામ લલ્લુભાઈ | દાહોદ | રૂ. ૫-૦-૦ |
| રા. રા. હરરાય ગોપાળરાય દેસાઇ ( શુભેચ્છા નિમિત્ત ) | પલસાણા. | રૂ. ૧-૮-૦ |
| રા. રા. પટેલ સોમાભાઈ ઇશ્વરભાઇ(બેન કમળાની સદ્ગતિ નિમિત્ત) | શિવરાજપુર | રૂ. ૫-૦-૦ |
| ઇંદિરા ગૌરી ( વિમલા બ્હેનના શ્રેયાર્થે ) | સુરત. | રૂ. ૪-૦-૦ |
| એક સજ્જન ( પોતાના મિત્રની ઉન્નતિ નિમિત્ત ) | કરાંચી. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. હરિલાલ કેશવલાલ ( પોતાના લગ્ન નિમિત્ત ) | મુંબઈ | રૂ. ૨-૦-૦ |
| રા. રા. હરરાય ગોપાળરાય દેસાઈ ( શુભેચ્છા નિમિત્ત ) | પલસાણા | રૂ. ૧-૦-૦ |
| એક સજ્જન તરફથી | પુના. | રૂ. ૨-૦-૦ |
| રા. રા. અંબાલાલ રણછોડ ( પોતાની પુત્રીની સદ્ગતિ નિમિત્ત ) | કડી. | રૂ. ૨-૦-૦ |
| રા રા. અંબાલાલ બુલાખીદાસ જનની શ્રેયાર્થે. | મુંબઇ | રૂ ૧-૦-૦ |
| અ સૌ. કુંદન ગવરી ( શ્રેયાર્થે ) | મુંબઇ. | રૂ. ૧-૦-૦ |
| રા. રા. સખારામ ખંડેરાવ ( પિતાની ઉચ્ચ ગતિ નિમિત્ત ) | વડોદરા | રૂ. ૧-૦-૦ |
| એક સાધ્વી ભગિની | અમદાવાદ. | રૂ ૫-૦-૦ |
| એક સાધ્વી ભગિની | | રૂ ૬-૦-૦ |
| રા. રા. દેરોત શમદાર સોમનાથ હરજીવનદાસ ( ધર્મ પત્નીના આરોગ્ય નિમિત્ત ) | વિજાપુર | રૂ. ૧-૦-૦ |

# प्रमानुक्रमणिका.

પ્રથમ.


૧ પદ્યસંગ્રહ.

૧ સર્વત્ર શાંતિ દર્શન (શ્રીઉ૦) ... ... ... ...
૧ શ્રી મંગલાષ્ટક (ન. પુ. સંઘવી.) ... ... ... ... ૨૬

૨ શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રણીત લેખ.

૧ સતી સુવર્ણા ... ... ... ... ... ...
૨ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા ... ... ... ...

૩ તત્ત્વવિચાર.

૧ બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા (કણીઆ.) ... ... ...
૨ પ્રારબ્ધ અને પુરુષાર્થ (કૌશિકરામ.) ... ... ...
૩ તમે શાના ઉપર ચિંતન કરો છો (શ્રીઉ૦) ... ... ...
૪ ક્રિયા તથા વિચારનું માધુર્ય (નર્મદ૦) ... ... ...

૪ સાહિત્ય.

૧ શ્રી નૃસિંહસિદ્ધાન્તચન્દ્રોદય (નર્મદ૦) ... ... ...

૫ પ્રકીર્ણ.

૧ લોકાચાર (કણીઆ.) ... ... ... ... ... ૨૬૬
૨ સહરાનું રણ (શ્રીઉ૦) ... ... ... ... ... ૨૭૫
૩ પૃથ્વીનું માહાત્મ્ય (શ્રીઉ૦) ... ... ... ... ૨૭૭
૪ એક અનેકજનહિતકર પ્રવૃત્તિ ... ... ... ... ૨૮૧
૫ ઉપયોગી જાહેરખબરવિષે (ભોગીલાલ.) ... ... ... ૨૮૭


---


પ્રસિદ્ધ કરનાર—શ્રીગેરસાધારણઅધિકારિવર્ગ વડોદરા તરફથી શ્રી "સત્યવિજય" પ્રીન્ટિંગ
પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.




॥ ॐ श्री ॥

# सर्वत्र शांतिदर्शन.

પદ. (રખડી શાન, એ લય)

અમૃતમયી આજે શાંતિ, શાંતિ, શી ! છવાઇ.
પ્રેમે ઉમંગે જયઘોષસહ, વધાવી લેઉં,
ગુણ ગાઉં, હરખાઉં મુજમાંહિ-આંહિ. અમૃત૦

અનુભવ અગમ્યજ થાય ભારી,
કરૂં રમણ હૃદયપાંખને પ્રસારી,
શાંતિલહરિનો બની વિહારી,

ઊર્ધ્વ, મૂર્ધ્વ, ગગનગમન, કરતાં જોઉં, કશું ન અન્ય,
મલકાતી, મહાશાંતિ, વિણ કાંઇ,........ અમૃત૦

# सती सुवर्णा.

[ નાટ્યરૂપે. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૪ થી. )

## પ્રવેશ ૮.

**પાત્રો—એનસ્, ( કુક્કુટપુરિનો રાજા ) તેના પ્રધાન, કુમારીઓ વગેરે. પાછળથી તપસ્વિની.**

**સ્થળ—એનસ્ રાજાનો દરબાર.**

( નાચસાથે ગાનારીઓ ગાય છે. )

**પદ.**

મોકું ચેન પરત છિન ના દિલમેં.
મેરા જલત જિયા, નહિ પાસ પિયા, મેંને ખોજ કિયા ગિરિજંગલમેં;—
મેં તો પિયુકે કારન ભઈ વિરાગન, ફિરતી અકિલી નિર્જન સ્થલમેં;—
મેરા પિયુકા વદન, સબ સુખકા સદન, જિને દેખા નયન ધન્ય ભૂતલમેં;—
કહાં જાઉં મેં અબલ,કરી કોનસી કલ, પિયા નિરખું અકલ,અબ યહિ પલમેં.

**એનસ્**—( નાચ પૂરો થયા પછી પ્રધાનને ) પ્રધાન !

**પ્રધાન**—મહારાજ !

**એનસ્**—હમણાં ભંડારની શી હાલત છે? રોકડ શીલક કેટલી થઇ છે ?

**પ્રધાન**—મહારાજ ! એક કરોડ ઉપર નાણાં થયાં છે. હાલ તો બહુ સારી હાલત છે.

**એનસ્**—છટ્ છટ્ ; એક કરોડની જ સીલક ! તમે પ્રધાનવટું બરાબર કરેલું જણાતું નથી.

**પ્રધાન**—મહારાજ ! રૈયતને ચુસવામાં હવે કાંઈ કસર રાખી નથી. ખાવાની સઘળી ચીજોઉપર કર નાંખ્યા છે. એક દમડીના મીઠાથી તે પૈસાદાર લોકોને ખાવાના પક્વાન્ન ઉપર કર નાંખ્યા છે. રાચ રચીલાપર, પહેરવાનાં લુગડાંપર, શાક પાનપર, ફુલફળાદિપર–કોઇ ચીજપર હવે કર નાંખવો બાકી રહ્યો જણાતો નથી.

**એનસ્**—અરે ! તમને પ્રધાનની જગા આપી, તે આટલા માટે કે ? તમારી બુદ્ધિનો ઉપયોગ કેમ કરતા નથી ? વિચાર કરો, બુદ્ધિ ચલાવો અને બીજી કર નાંખવાની વસ્તુઓ ખોળી કહાડો. નાણાંનો ભંડાર આમ તળીયા ઝાટક રહે તે કેમ સહન થાય ?

**પ્રધાન**—મહારાજ ! હવે તે બુદ્ધિ કેટલી દોડાવીએ ? ખાવાની બધી વસ્તુપર કર નાંખ્યો, ગાંજો, તમાકુ, અફીણ સઉપર કર નાંખ્યો, બાજરૂ જવાનો કર, લુગડાં ધોવાનો કર, છાણ માટીપર કર, હવે તો કાંઈ સુઝતું નથી.

**એનસ્**—ત્યારે તમને પ્રધાનની જગાપરથી રજા આપવી પડશે. પૈસો મેળવવાની કાંઇ અક્કલ સૂઝતી નથી, ત્યારે તમારા જેવા બોથડને તે હું પ્રધાનની જગાપર રાખી નકામા બેહજારના પગારપર શીદ પૂળો મૂકું ? આટલા મહિનાથી તમને જગા આપી ત્યારે માંડ એક કરોડ રૂપૈડી કરી. એને તે શું મધ મૂકીને ચાટે !

**પ્રધાન**—મહારાજ ! આપ મારી કસુર કહાડો છો, પણ અક્કલ દોડાવવામાં હું કાંઈ કસર રાખતો નથી. રૈયતમાં ચોર ચોરી ન કરે માટે ચોકીદારો રાખ્યા છે, તેમની પાસે ગતે રૈયતનાં જ ઘરોમાં ચોરી કરાવીએ છીએ, રસ્તામાં મુસાફરોને આપણાં જ માણસો પાસે લુંટાવીએ છીએ, ન્યાય આપવામાં પણ બંને બાજુનાં નાણાં કઢાવીએ છીએ, કોઇ મરે છે તો એ લાગો લઇએ છીએ, જનમે છે તો એ લઇએ છીએ, પરણે, રાંડે, કરીયાવર કરે, કાંઇ પણ કરે તેમાં આપણું લાકડું હોય જ છે. હવે તો આપ કોઈ જુક્તિ સુઝાડો તો વળી તે પ્રમાણે કરૂં.

**એનસ**—એમ ઘડી ઘડી હું બુદ્ધિ સુઝાડીશ ત્યારે તમે શુ પાડા મુંડશો ? ચાલો, કાંઇ ફીકર નહિ આ વખત એક બે જુક્તિઓ કહુ છું. પણ યાદ રાખો, રોજ રોજ એમ નહિ ચાલે. વારૂ, તમે પાણીઉપર કર નાંખ્યો છે ?

**પ્રધાન**—ના મહારાજ ! પાણીજેવી બધાના જીવતરના આધારજેવી વસ્તુપર કર નંખાય બાપજી ?

**એનસ**—ના કેમ નંખાય ? કોઇને ઘર રહેવા આપીએ છીએ તો ભાડુ લઇએ છીએ કે નહિ ? તેમ વરસાદના પાણીને આપણી જમીનપર, આપણાં તળાવોમાં, આપણી નદીઓમાં રહેવા દઇએ છીએ તેનું ભાડુ નહિ ? અરે ! આ કેવી બેઉધી વાત કરો છો ? સરકારી જમીન મફતની આવે છે ? આ શુ ? આ શુ ? આ તો રાજ ડુલાવવાની વાત !

**એક કારભારી**—સાચી વાત છે, બાપજી ! ખરૂં કહો છો

**બીજો**—કાનની બુટ ઝાલીને કબૂલ કરવા જેવી વાત બાપુએ કહી

**ત્રીજો**—બાપાએ શી બુદ્ધિ દોડાવી છે !

**ચોથો**—ખરી વાત જ છે તો પરધાનજી ! કઇ પાણીને મફત ધરતીપર રહેવા દેવાય ?

**પ્રધાન**—અન્નદાતા ! પાણીઉપર કર નાખતા લોકોમા હાહાકાર વર્તાઈ જશે ને તોફાન જાગશે.

**એનસ**—તોફાન જાગશે ? શુ બ્હીકણ બીલાડીજેવી વાતો કરો છો ? મહેલ્લે મહેલ્લે લશ્કરી સીપાઇઓ મુકી દો, અને સામો થાય તેને તોપને ગોળે ઉડાઠી દો

**એક કારભારી**—પરધાનજી ! બાપુ હાચુ કહે છે કઇ રૈયતથી રાજના હામુંએ થવાય કે ?

**એનસ**—ગમે તેમ કરીને ભંડારમાં બે કરોડ રૂપૈયા કરો પાણીના કરથી એટલા રૂપૈયા ન થાય તો હવાનો કર નાખો. આપણા રાજની હવા કઇ મફત આવતી નથી.

**પ્રધાન**—( સ્વગત ) પૈસાના લોભમાં આ રાજાની બુદ્ધિ છેક જ બગડી છે. પણ જો હવે આપણે ઝાઝી તીનપાંચ કરીશું તો જગા ખોઇશું ને વખતે કેદમાં મોકલશે તો બાયડી છોકરાં રઝળશે આપણે તો વર વરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણુ ભરો. સઉ સઉને પાપે લેવાશે ( પ્રકટ ) મહારાજ ! આપના હુકમ પ્રમાણે કાલથી કરીશ

(અપૂર્ણ)

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा:

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૧૦ થી. )

આ પ્રમાણે પૂર્વપક્ષનું ખંડન થતાં જીવ વિભુ છેઃ એ સિદ્ધાન્ત સિદ્ધ થાય છે. હવે જીવ જ્યારે વિભુ છે અને અણુ નથી ત્યારે જીવને કોઇ શ્રુતિમાં અણુ કહ્યો છે, કોઇમાં શરીરના એક દેશરૂપ હૃદયમાં રહેનાર કહ્યો છે, કોઇમાં અતિ અલ્પ કહ્યો છે તે આદિની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે એ પ્રશ્ન આવે છે. એ પ્રશ્નનું ઉત્તર આ સૂત્રથી શ્રીસૂત્રકારે એ આપ્યું કે જીવાત્મા વસ્તુતઃ કર્તૃત્વ, ભોક્તૃત્વ, સંસારિત્વથી રહિત છે છતાં એને કર્તૃત્વ ભોક્તૃત્વાદિ લક્ષણ, સંસારની પ્રાપ્તિ શાથી થાય છે કે જીવાત્મામાં બુદ્ધિ તથા તેના ધર્મોનો અધ્યાસ થાય છે તેથી. માટે જીવની સંસારી દશામાં, બુદ્ધિના, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ ઇત્યાદિ ગુણો જીવમાં પ્રધાન થઇ રહે છે. કેમકે એ ગુણોને લીધે, એ ગુણોનાં અધ્યાસને લીધે જ જીવનું સંસારિત્વ છે. આમ હોવાથી એ દશામાં બુદ્ધિનું જે પરિમાણ તે જીવનું પરિમાણ ઉપચારથી લેવામાં આવે છે, બુદ્ધિની ઉત્ક્રાન્તિ, ગતિ અને આગતિ તે જીવની ઉત્ક્રાન્તિ ગતિ અને આગતિ લેવામાં આવે છે. આમ હોવાથી જ શ્રુતિમાં वालाग्रशतभागस्य शतधाकल्पितस्य च । भागोजीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते ॥ એ શ્રુતિવાક્યમાં પ્રથમ બુદ્ધિના અણુત્વને લીધે જીવને અણુ કહી પછી જીવના વાસ્તવ આનન્ત્યનો બોધ કર્યો છે તે ઉપપન્ન થઇ શકે છે. જ્યારે જીવનું અણુત્વ ઔપચારિક હોય અને આનન્ત્ય વસ્તુભૂત હોય ત્યારે આ બનેનું આ રૂપે કથન સંભવી શકે. અણુત્વ અને આનન્ત્ય એ બંને મુખ્યપણે જીવમાં સંભવી શકે નહિ. કારણ કે બને એકબીજાથી વિરુદ્ધ છે. તેમ આનન્ત્યને ઔપચારિક લેવાય તેમ નથી, કારણ કે સર્વ ઉપનિષદ્‌માં જીવનો બ્રહ્માત્મભાવ જ પ્રતિપાદન કરવાનો આશય રહેલો છે.

આ જ પ્રમાણે आराग्रमात्रो० એ શ્રુતિમાં પણ બુદ્ધિનું જે અતિ અલ્પ પરિમાણ તેનો જીવાત્મામાં ઉપચાર કરી જીવાત્માને આરાગ્ર પરિમાણવાળો કહ્યો છે અને જીવના વસ્તુભૂત પરિમાણથી એમ કહેલો નથી. एषोऽणुरात्मा चेतसा० એ શ્રુતિમાં પણ જીવનું પરિમાણ અણુ છે એવો બોધ કર્યો નથી, કેમકે અહિં પરમાત્મા ચક્ષુરાદિ ઇન્દ્રિયથી ગ્રાહ્ય થતા નથી પણ જ્ઞાનપ્રસાદમાત્રથી ગમ્ય થાય છે. એ અર્થ પ્રકૃત છે અને વળી પૂર્વે કહેવાઇ ગયું છે તેમ સર્વ શરીરગતવેદનાની ઉપપત્તિ અણુપરિમાણ લેવાથી થઇ શકતી નથી તેથી જીવ વસ્તુતઃ અણુત્વપરિમાણવાળો છે જ નહિ. તેથી અહિં જે અણુ કહેવામાં આવ્યો છે તેનો અર્થ સૂક્ષ્મ છે એટલે એનું જ્ઞાન થવું કઠિન છે એ અર્થમાં અણુ કહ્યો છે અને પરિમાણમાં અણુ છે એ અર્થમાં નહિ. આ જ રીતે प्रज्ञया शरीरं समारुह्य० ઇત્યાદિ ભેદકથનો જ્યાં છે ત્યાં પણ બુદ્ધિરૂપ ઉપાધિવડે જીવશરીરને સમારોહણ કરે છે એવો અર્થ લેવો ઘટે છે. અથવા તો પ્રજ્ઞાનો અર્થ બુદ્ધિ ન કરતાં ચૈતન્ય કરવામાં આવે તો ત્યાં 'શિલાપુત્રકનું શરીર' એમાં જેમ ઉપચારથી ભેદનો નિર્દેશ છે તેમ જીવ તથા ચૈતન્યનો ભેદનિર્દેશ ઉપચારથી થયેલો છે એમ લેવું ઘટે છે. કારણકે અહિં ગુણગુણિનો વિભાગ છે જ નહિ. ચૈતન્ય એ જીવાત્માનો ગુણ છે જ નહિ એ કહેવાઇ ગયું છે. બુદ્ધિનું સ્થાન હૃદ્દેશ છે માટે તે હેતુથી જીવને પણ હૃદયદેશમાં રહેનાર ઉપચારથી શ્રુતિ કહે છે. ઉત્ક્રાન્તિઆદિ પણ બુદ્ધિનાં થાય છે, અને તે ઉપચારથી જીવાત્માનાં લેવાય છે. આ અર્થ શ્રુતિ वाल्मिना

मुत्क्रान्ते उत्क्रान्ते भविष्यामि कस्मिन् वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामि-કોની ઉત્ક્રાન્તિ થવાથી હું ઉત્ક્રાન્ત થાઉં અને કોની સ્થિતિ રહેવાથી મારી સ્થિતિ થઇ રહે એ હેતુથી सप्राणममृजत् તેણે પ્રાણની સૃષ્ટિ કરી ઇત્યાદિ વચનથી જણાવે છે. ઉત્ક્રાન્તિ જ્યાં નથી ત્યાં ગતિ અને આગતિ છે જ નહિ, જે દેહથી ખસ્યો નથી તેની ગતિ થતી નથી અને આગતિ પણ થતી નથી, તેથી ઉત્ક્રાન્તિની ઉપપત્તિ થવાથી ગતિઆગતિની પણ તે જ ઉપપત્તિ થઇ રહે છે.

આ પ્રમાણે આ સિદ્ધાન્તસૂત્રથી એ કહ્યું કે જીવ વસ્તુતઃ અણુ નથી, વિભુ છે પણ બુદ્ધિરૂપ ઉપાધિના ગુણને લીધે અણુ ઇત્યાદિ કહેવાય છે. અને એ અર્થને સ્ફુટ કરવા પ્રાજ્ઞ એટલે પરમાત્માનું ઉદાહરણ આપ્યુ છે. પરમાત્મા નિર્ગુણ, નિષ્ક્રિય ઇત્યાદિ છે એ શ્રુતિને સંમત છે-જીવનાં સગુણોપાસનામાં अणीयान् व्रीहेर्वा, मनोमयः प्राणशरीरः, सर्वगन्धः सर्वरसः सत्यकामः सत्यसंकल्पः—પરમાત્મા વ્રીહિના કણથી પણ વધારે અણુ છે, પરમાત્મા મનોમય છે, પ્રાણરૂપ શરીરવાળા છે, સર્વ ગંધ તથા રસવાળા છે, એમના કામ તથા સંકલ્પ સફલ છે ઇત્યાદિ પ્રકારે ઉપાધિના ગુણવાળા વર્ણવાયા છે. તે જ પ્રમાણે આ વિષયમાં પણ છે તેથી જીવ, સ્વરૂપે વિભુ છે અને અણુ નથી એ સિદ્ધ થાય છે.

આ સૂત્રમાં બુદ્ધિના ગુણોની પ્રધાનતાને લીધે જીવાત્મા સંસારી થાય છે એમ કહ્યું છે. ત્યાં બુદ્ધિ તથા આત્મા ભિન્ન છે, તેથી તેમનો થતો સંયોગ કોઇ સમયે અવસાનને અવશ્ય પામવો જોઇએ અને એમ થતાં બુદ્ધિનો આત્માથી વિયોગ થશે. એ વિયોગ થતાં આત્મા બુદ્ધિથી વિભક્ત થઇ રહેવાથી અલક્ષ્ય થઈ રહેશે તેથી અસત્ તથા અસંસારી પોતાની મેળે થઈ રહેશે, એ પ્રાપ્ત થાય છે આ પ્રકારની શંકા આ પ્રસંગમાં થવાનો સંભવ હોવાથી તેનું ઉત્તર શ્રીસૂત્રકાર આપે છે.

**यावदात्मभावित्वाच्च न दोषस्तद्दर्शनात् ॥ ३० ॥**

સૂત્રાર્થઃ—જીવ સંસારી રહે છે ત્યાંસુધી બુદ્ધિસંયોગ ટકી રહે છે, કેમકે શ્રુતિ એમ જણાવે છે તેથી ઉપર જણાવેલો દોષ લાગતો નથી.

આ સૂત્રમાં એ કહ્યુ કે જીવાત્મા અલક્ષ્ય, અસત્ અને અસંસારી થઈ જશે એવો જે ઉપર દોષ જણાવ્યો તેની પ્રાપ્તિ થતી નથી. શા માટે કે બુદ્ધિસંયોગ યાવદાત્મભાવી છે એટલે કે જ્યાંસુધી આત્મા સંસારી રહે છે, જ્યાંસુધી તત્ત્વજ્ઞાનવડે એનું સંસારિત્વ નિવૃત્ત થતું નથી ત્યાંસુધી એનો બુદ્ધિ સાથેનો સંયોગ શમતો નથી. જ્યાંસુધી બુદ્ધિરૂપ ઉપાધિનો સંબંધ આત્માને હોય છે ત્યાંસુધી જ જીવનુ જીવત્વ છે, ત્યાંસુધી જ સંસરણ કરવાપણુ જીવને રહે છે. બુદ્ધિરૂપ-ઉપાધિથી જ જીવનું સ્વરૂપ કલ્પિત છે, એથી અતિરિક્ત જીવનું સ્વરૂપ જ નથી, પરમાર્થત જીવ એવી વસ્તુ જ નથી. નિત્ય મુક્તસ્વરૂપ સર્વજ્ઞ પરમાત્માથી અતિરિક્ત કોઈ દ્વિતીય ચેતન પદાર્થ વેદાન્તના અર્થનું નિરૂપણ કરતાં જણાતો નથી. કારણ કે नान्योऽतोऽस्तिद्रष्टाश्रोतामन्ता विज्ञाता એનાથી અતિરિક્ત કોઈ દ્રષ્ટા નથી, કોઇ શ્રોતા નથી, કોઈ મન્તા નથી, કોઈ વિજ્ઞાતા નથી, नान्यदतोऽस्तिद्रष्टश्रोतृमन्तृविज्ञातृ, तत्त्वमसि-તું તે જ છે, अहंब्रह्मास्मि હું બ્રહ્મ છું. ઇત્યાદિ શતશઃ શ્રુતિઓ પરમાત્માથી અતિરિક્ત દ્વિતીય ચેતનનો નિષેધ કરે છે અને જીવને પરમાત્માથી અનન્ય ઉપદેશે છે. તેથી જીવનું સંસારિત્વ લાવનાર બુદ્ધિસંયોગ જ છે. માટે બુદ્ધિસંયોગ સંસારિત્વ સ્થિતિસુધી રહે છે અને શમતો નથી. એ સંયોગ સંસારિત્વસુધી રહે છે અને મૃત્યુ થતાં મટી જતો નથી. એ શાથી નિર્ણય કર્યો એમ પૂછવામાં આવે તો તેનું ઉત્તર સૂત્રમાં तद्दर्शनात् પદવડે આપ્યું છે.

આ સૂત્રમા એ કહ્યુ કે સુષુપ્તિ તથા પ્રલયમા બુદ્ધિસંયોગ જતો રહે છે, કેમકે બુદ્ધિ સંયોગ હોય તો સુષુપ્તિમા કહેલી બ્રહ્મસંપત્તિ થતી નથી અને પ્રલયમા બુદ્ધિ વિદ્યમાન રહે તો તે પ્રલય જ કહેવાય નહિ એવુ જે કહ્યુ તે સારુ નથી બુદ્ધિસંયોગ સ્થૂલ અને સૂક્ષ્મ એ બેરૂપે રહે છે ત્યા સ્થૂલરૂપે એની વિદ્યમાનતા તે સતસંપત્તિ અને પ્રલયને પ્રતિઘાત કરનાર છે, સૂક્ષ્મરૂપે વિદ્યમાનતા એની નથી લોકમા પુંસ્ત્વ (પુરુષત્વ) બાલ્યદશામા વિદ્યમાન જ છે, સૂક્ષ્મરૂપે–બીજરૂપે વિદ્યમાન છે પણ તેની ઉપલબ્ધિ એ દશામા થતી નથી, તેથી જાણે વિદ્યમાન નથી એમ કહેવાય છે અને તે જ યૌવનની પ્રાપ્તિ થતા અભિવ્યક્તિને પામે છે પુંસ્ત્વાદિ અવિદ્યમાન છે અને તે ઉત્પન્ન થાય છે એમ થતુ નથી કારણ કે એમ થતુ હોય તો કદાચિત્ પણ્ઢવગેરેમા પણ એની ઉત્પત્તિનો પ્રસગ પ્રાપ્ત થાય આ જ પ્રમાણે સુષુપ્તિ તથા પ્રલયદશામા બુદ્ધિસંબધ શક્તિરૂપે વિદ્યમાન રહે છે અને તે જ પુન પ્રબોધ સમયે તથા સર્ગસમયે આવિર્ભાવને પામે છે એમ સ્વીકારવુ જોઇએ કારણ કે કોઈ પણ પદાર્થની આકસ્મિકી ઉત્પત્તિ થતી નથી તેમ થતુ હોય તો ગમે તેમાથી ગમે તે પ્રસગે ઉત્પન્ન થઇ જવા વારો આવે શ્રુતિ પણ સુષુપ્તિથી જે ઉત્થાન થાય છે તે અવિદ્યાત્મક બીજના સદ્ભાવને લીધે થાય છે એમ જણાવે છે શ્રુતિ કહે છે કે सतिसपद्य न विदु सतिसपद्यामहे-त इह व्याघ्रो वा सिंहो वा-સદ્રૂપ બ્રહ્મમા સંપન્ન થયા છતા તેમને જ્ઞાન નથી કે અમે આમ સંપન્ન થયા છીએ (અર્થાત્ એ સમયે અજ્ઞાન રહે છે), તે અહિ પૂર્વે વ્યાઘ્ર, સિંહ ઇત્યાદિ હતા તે જ પુન થઈ રહે છે ઇત્યાદિ તેથી સુષુપ્તિ અને પ્રલયમા પણ બુદ્ધિસંયોગ વિદ્યમાન રહે છે માટે એ યાવદાત્મભાવી કહ્યો છે તે યોગ્ય જ છે

આ પ્રમાણે આ પ્રસગ પૂરો કર્યો પણ તેમા બુદ્ધિસંયોગ ક્યારે થાય છે કે જ્યારે બુદ્ધિ હોય છે ત્યારે માટે બુદ્ધિની શ્રુતિથી તથા યુક્તિથી સિદ્ધિ કરી બતાવવા અને એ સબંધની શ્રુતિના અર્થને પરિશોધવા બુદ્ધિના સદ્ભાવમા શ્રી સૂત્રકાર પ્રમાણ આપે છે

**नित्योपलब्ध्यनुपलब्धिप्रसगोऽन्यतरनियमो वाऽन्यथा ॥ ३२ ॥**

**સૂત્રાર્થ**—બુદ્ધિને ન સ્વીકારવામા આવે તો કા તો નિત્ય જ્ઞાન થવુ, કા તો નિત્ય અજ્ઞાન જ રહેવુ અથવા તો આત્મા કે ઇન્દ્રિયની શક્તિનો અકસ્માત્ પ્રતિબંધ થવો પ્રાપ્ત થાય છે, કે જેમાથી કોઇપણ પક્ષ સ્વીકારાય તેમ નથી

આ સૂત્રમા એ કહ્યુ કે આત્માના ઉપાધિરૂપ બુદ્ધિને ઉપર વર્ણવી છે એ બુદ્ધિનુ પ્રતિપાદન શ્રુતિ અત કરણ મનસ, વિજ્ઞાન, ચિત્ત ઇત્યાદિ શબ્દોથી તે તે સ્થળે કરી રહી છે मनसा ह्येव पश्यति, बुद्धिश्च न विचेष्टते विज्ञान यज्ञ तनुते चेतसा वेदितव्य, चित्त च चेतयितव्य च ઇત્યાદિ શ્રુતિમા મનસ, બુદ્ધિ, વિજ્ઞાન ચેતસ અને ચિત્ત ઇત્યાદિ પદવાચ્ય એ જ બુદ્ધિ વા અત કરણ છે કોઈ કોઈ સ્થળે અત કરણની વૃત્તિનો વિભાગ કરી એને પૃથક્ પૃથક્ નામો આપવામા આવ્યા છે સંશયાદિ વૃત્તિવાળુ અત કરણ તે મનસ કહ્યુ છે, નિશ્ચયાદિ વૃત્તિવાળા અત કરણને બુદ્ધિ કહી છે, ગર્વ વૃત્તિવાળાને અહકાર કહ્યો છે ચિત્પ્રધાન અત કરણને વિજ્ઞાન કહ્યુ છે, સ્મૃતિપ્રધાનને ચિત્ત કહ્યુ છે વગેરે આમ શ્રુતિથી તથા સાક્ષિપ્રત્યક્ષથી અત કરણ દ્રવ્યપ્રસિદ્ધ છે છતા એ એમા સંશય ધરનારને અનુમાનથી અત કરણની સિદ્ધિ કરી બતાવાય છે અને તે આ સૂત્રમા કરી છે

આ સૂત્રથી શ્રી સૂત્રકારે જણાવ્યુ કે આવુ અત કરણ અવશ્ય સ્વીકારવુ જોઇએ જો એનો સ્વીકાર નહિ કરવામા આવે તો જ્ઞાનસામગ્રીમા આત્મા, ઇન્દ્રિયો અને વિષયો

બ્રહ્મચર્યનો વિવાહપૂર્વે સર્વાંશે અને વિવાહપશ્ચાત્ ધર્મમર્યાદામાં સ્વીકાર કર્યા પછી વાસ્તવ દંપતી થયેલાં સ્ત્રીપુરુષે ગાર્હસ્થ્યમાં કયા ઉચ્ચ આશયોને સિદ્ધિ કરવાના છે તેનું વર્ણન શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શંકર પાર્વતીના મુખદ્વારા નીચે મુજબ કર્યું છે:

" સંપત્તિ રળજો અધર્મ ટળજો, પ્રીતિ રૂડી પાળજો,
શુદ્ધ સ્નેહસુવૃક્ષનાં ફળ ભલાં, સંતાનને આળજો;
સન્માર્ગે વળજો, સ્વરૂપ મળજો, ષડ્રિપુને બાળજો,
સંકષ્ટે વળશું વહાર કરવા, હે તાત સંભાળજો. "

(શ્રીસુરેશચરિત્ર.)

અર્થાત્ ગૃહસ્થાશ્રમમાં રહી ન્યાયમાર્ગે ધનાદિ સંપત્તિ મેળવવામાં, અધર્મનો નાશ કરી ધર્મ સિદ્ધિદ્વારા ચિત્તશુદ્ધિ કરવામાં, અપૂર્વ પ્રેમની સિદ્ધિ કરવામાં, અને તે પ્રેમના ફલરૂપ ઉત્તમ બાલકોને જન્મ આપી તેમને શિક્ષિત કરવામાં, વ્યવહારમાં રચીપચી ન રહેતાં પરમાર્થભૂમિકાપ્રતિ લક્ષ કરી, કામાદિ શત્રુઓનો વિજય કરી, સ્વરૂપસાક્ષાત્કારને મેળવવામાં, અને પરિણામે સ્વર્ગાભિમાનનો ત્યાગ થવાથી યોગક્ષેમને વહન કરવાનો ભાર શ્રીપરમેશ્વર અને તેમનાં માયા શક્તિને સોંપવામાં અપ્રમાદયુક્ત ધૈર્યથી કાલવ્યય કરવાનો સ્તુત્ય આશય છે.

ગૃહસંસ્થામાં આ પ્રકારનો ઉંચો આશય સિદ્ધ કરવામાં પુરુષ કરતાં સ્ત્રીની સહાયની વધારે અગત્ય છે, એ કોઈપણ સુજ્ઞની દૃષ્ટિ બહાર રહેવું ઘટતું નથી. સંસ્કૃતમાં કહેવત છે કે गृहिणी गृहमुच्यते न तु काष्ठादीनां समूहः । સ્ત્રી જ ગૃહ છે, લાકડાં વિગેરેના સમૂહનું નામ ગૃહ નથી. આથી ગૃહસંસ્થા સુધારણામાં સ્ત્રીવર્ગની સુધારણા વધારે અગત્યની છે. જે ગૃહમાં સ્ત્રીવર્ગ સુશિક્ષિત અને નીતિમાન્ હોય છે તે ગૃહના પુરુષવર્ગને જાણ્યે અજાણ્યે પણ ધર્મ અને નીતિના સંસ્કારો ભેમે છે. કારણકે સમાજના બાહ્ય સંસર્ગો સંખ્યામાં અધિક છતાં ગૃહના સ્ત્રીવર્ગનો સંસર્ગ ન્યૂન હોય તોપણ પોતાની અસર કરવામાં અધિક બલવાન્ હોય છે. સ્ત્રીને કુટુંબમાં ત્રણ કર્તવ્યોની પોતાની શરીરની અવસ્થાનુસાર જીવનમાં સિદ્ધિ કરવાની હોય છે. (૧) કન્યાધર્મ (૨) ભાર્યાધર્મ (૩) માતૃધર્મ. દૈવદુર્વિપાકથી વૈધવ્ય પ્રાપ્ત થાય તો વિધવાના વિલક્ષણ ત્યાગધર્મનું પણ પાલન કરવાનું હોય છે. આ પ્રમાણે ત્રિવિધ અને પ્રકારાન્તરે ચતુર્વિધ ધર્મની સિદ્ધિ સ્ત્રીઓએ કયા માર્ગે અને કોના આશ્રયે રહી કરવી એ સંબંધમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીએ પોતાના ઉત્તમ સદ્વિચારોને ગ્રંથદ્વારા પ્રકટ કર્યા છે અને શ્રીભામિનીભૂષણ, " સુરેશચરિત્ર " અને " સતી સુવર્ણા " એ ત્રણ ગ્રંથો સ્ત્રીધર્મના સામાન્ય ગૃહશિક્ષણથી આરંભી જીવન્મુક્તિપર્યંતનાં અત્યંત વિશાલ સ્વરૂપનો પ્રકાશ કરવામાં આપણા ગુર્જરી ભાષાના સાહિત્યમાં અગ્રપદ ભોગવે છે એમ કહેવું તે અતિશયોક્તિરૂપ નથી. ધર્મસુધારણાની અનંત શાખાઓમાં **નારીપ્રતિષ્ઠા** સિદ્ધ કરવામાં અધ્યવસાયકવર્ગે વિલક્ષણ બલ વાપર્યું છે. આ જમાનામાં સ્ત્રીવર્ગની કેળવણીપ્રતિ અસાધારણ મમતા આપણા જનસમાજમાં પ્રવેશ પામી છે, અને સ્ત્રીઓને કેળવણી આપવાના આવેશમાં તે વર્ગની વાસ્તવ ઉન્નતિ થવાના નિયમો કંઈક લક્ષબહાર ગયા છે. શાળાની સામાન્ય કેળવણીઉપરાંત બાલિકાઓને ભવિષ્યમાં ગૃહિણી અથવા માતાનાં કર્તવ્યો કરવાનાં છે તે સારી રીતે સિદ્ધ કરવા યોગ્ય સંસ્કારો શાળામાં પ્રધાનપણે આપવામાં આવતા નથી. તે સંસ્કારો આપવાનાં સ્થાન રાજ્યસ્થાપિત શાળાઓ નથી; તે શાળાઓ

સામાન્યજ્ઞાન અને વ્યવહારમા ઉપયોગી વર્તનનુ ભાન કરાવવા યોગ્ય છે પરતુ જ્ઞાનના ઉદયના ત્રણ મુખ્ય દ્વાર છે (૧) ઉપદેશ, (૨) પ્રયોગ અને (૩) ચારિત્ર્ય તેમા વર્તમાન શાળાઓ પ્રથમના બે દ્વાર ખુલ્લા રાખે છે શિક્ષકો પુસ્તકોદ્વારા, શિક્ષણદ્વારા જ્ઞાનનો પ્રસાર બાલકના અત કરણમા કરી શકે છે અને વિજ્ઞાનના સબધમા પ્રયોગદ્વારા બોધ આપી શકે છે, પરતુ જીવત ચારિત્ર્યવિના ગૃહિણીપદ અને માતૃપદના મહિમાને સ્ત્રીઓ જાણી શકે તેમ નથી આથી રાજ્યવ્યવસ્થાપ્રમાણે ચાલતી સામાન્ય જ્ઞાનપ્રસારકશાળાઉપરાત સ્ત્રીઓને પોતાના આત્માની ઉન્નતિસારૂ સદ્વર્તનથી અલકૃત પ્રૌઢ સ્ત્રીઓ અથવા પુરધ્રીઓના સમાજમા શિક્ષિત થવાની અગત્ય છે આ ચારિત્ર્યજન્યપ્રબોધ કોઇ પુણ્યવાન્ કુટુબમા જ બાલિકાઓને પોતાની માતાદ્વારા મળે છે પરતુ સમાજની ઉન્નતિઅર્થે પ્રશસ્ય જીવનવાળી પ્રૌઢા સ્ત્રીઓથી સ્થપાયેલી સસ્થાઓની ખાસ અગત્ય છે આ સસ્થાઓમા પ્રૌઢ મતિવાળી અને જેણે વ્યવહાર અને પરમાર્થ સારી રીતે સાધ્યો છે અને જેના ચારિત્ર્યનો મહિમા સમાજમા સર્વત્ર પ્રસર્યો છે તેને અગ્રણી કરી સ્ત્રીઓએ આત્મોન્નતિ સાધવી ઘટે છે આપણા સમાજમા આ ખોટ હવે ધીમે ધીમે વનિતાવિશ્રામાદિ સસ્થાઓથી પૂરી પડતી જાય છે

( અપૂર્ણ )

---

# પ્રારબ્ધ અને પુરુષાર્થ.

( અનુસધાન વર્તમાન વર્ષના પૃ૯ થી )

### સામાન્ય રીતે પ્રારબ્ધપુરુષાર્થસબધી વિવાદની વ્યર્થતા

પર્વના લખાણથી આપણને સારી રીતે સમજાશે કે સામાન્ય રીતે પ્રારબ્ધ અને પુરુષાર્થસબધી જે ચર્ચા થાય છે તે વધ્યા ગાયના દોહનસમાન છે, વ્યર્થ છે-મિથ્યા કાલક્ષેપરૂપ છે પ્રારબ્ધ મોટુ કે પુરુષાર્થ મોટો ?—એ પ્રશ્ન જ અયુક્ત છે પ્રશ્ન કરનારની તુચ્છ બુદ્ધિ તે સૂચવે છે, અને એ શકાનુ એ જ રૂપમા સમાધાન કરનારને હાસ્યાસ્પદ બનાવે છે નુરખા મલ્લ વલીમહમ્મદ મલ્લને કુસ્તીમા પાડશે કે વલી મહમ્મદ નુરખાને પાડશે એ પ્રશ્ન આપણને કેવો હાસ્યજનક લાગે છે ! બે મલ્લોની શક્તિનુ યથાર્થ માપ કાઢ્યાવિના આપણે તેનુ શી રીતે ઉત્તર આપી શકીશુ ? મારો છગન ઉપલે નબરે પરીક્ષામા પાસ થશે કે તમારો મગન ?—એ પ્રશ્નનુ ઉત્તર છગન તથા મગન બને વિદ્યાર્થીઓના અધ્યયનવિષે કઇ પણ જાણ્યાવિના આપણે આપી શકીશુ ખરા ? દોરડુ ખેચવાની રમતમા નાગપુરની શાલાના છોકરાઓ જિતશે કે ધારવાડની શાલાના છોકરાઓ ?—એ પ્રશ્નનુ ઉત્તર બને પક્ષોની દોરડુ ખેચવાની શક્તિના જ્ઞાનની અપેક્ષા શુ નથી રાખતુ ? માધવચદ્ર પરમેશ્વરના પદને વહેલો પામશે કે વિશ્વસેન-એ પ્રશ્નનુ ઉત્તર બને વ્યક્તિઓના અધિકારના જ્ઞાનવિના આપવાની શુ આશા રાખી શકાશે ? પ્રારબ્ધ મોટુ કે પુરુષાર્થ મોટો ?—એ પ્રશ્ન ઉપરકહેલા પ્રશ્નજેવો જ છે પ્રારબ્ધનુ મોટુ તથા પુરુષાર્થનુ મોટુ જોયાવિના તેનુ કઇ પણ ઉત્તર આપી શકાય એમ નથી તેમ વળી પ્રારબ્ધરૂપ બળ અને પુરુષાર્થરૂપ બળ સામસામા વ્યાપાર કરે છે કે બને એક દિશામા વ્યાપાર કરે છે તે જાણ્યાવિના એ પ્રશ્નનુ ઉત્તર આપવા જવુ એ હાથ ફફડાવી ગગનમા ઉડવાના પ્રયત્નજેવુ છે બુદ્ધિમાન્ પુરુષ કદાપિ એવો પ્રશ્ન કરતો નથી, અને બુદ્ધિમાન્ પુ

રૂપને જો એવો પ્રશ્ન કરવામાં આવે છે તો તે એ પ્રશ્નને યોગ્ય રીતે ફેરવ્યાવિના તેનું ઉત્તર આપી પોતાને ઉપહાસપાત્ર બનાવતો નથી. અર્થાત્ પ્રારબ્ધ અને પુરુષાર્થનું બલપ્રમાણઆદિ જાણ્યાવિના તેની તુલના કરવી એ વાયુઉપર ચિત્ર કાઢવાજેવો વ્યર્થ પ્રયાસ છે.

પ્રારબ્ધ સત્ય છે.

તથાપિ પ્રારબ્ધ અને પુરુષાર્થના પૃથક્ પૃથક્ પ્રતિપાદનને પૂર્વોક્ત દોષ નડતો નથી. સૂર્યના પ્રકાશની પેઠે પ્રારબ્ધ સત્ય છે. અને તે પ્રતિપદ આપણી દૃષ્ટિએ પડે છે. આ આપણું જે સ્થૂલ શરીર પ્રતીત થાય છે તેની ઉત્પત્તિમાટે આપણે વર્તમાન જન્મમાં કંઇ પણ કર્મ કર્યું નથી, કારણ કે શરીરના પૂર્વ અસ્તિત્વને લઇને જે કર્મ સંભવે છે. તેથી એ શરીર પૂર્વ જન્મમાં આરંભાયલાં કર્મોનું અર્થાત્ પ્રારબ્ધનું ફલ છે. આપણાં માતાપિતા, ભાઇબ્હેન આદિને આપણે નવીન રચી શકતા નથી. અર્થાત્ આપણને જે પ્રાપ્ત છે તે છે; તેથી એ સંબંધો પણ પ્રારબ્ધના ફલરૂપ છે. આપણો દેશ, આપણી જન્મભૂમિ, તેની અમુક હવા, તેનું અમુક પાણી, તેનો અમુક સૃષ્ટિનો દેખાવ, તેની અમુક ધાર્મિક, સામાજિક, રાજકીય વગેરે સંસ્થાઓ–એ સર્વના અસ્તિત્વમાં આપણે હેતુભૂત નથી, અર્થાત્ જે પ્રકારે આપણને તે પ્રાપ્ત છે તે પ્રકારે આપણે તેમને સ્વીકારવાં પડે છે, એ સર્વ પ્રારબ્ધનો વ્યાપાર સૂચવે છે. પુનર્જન્મને ન સ્વીકારનાર ધર્મો તથા વિજ્ઞાનવિદો જીવની શરીર તથા અંતઃકરણની સામગ્રીના હેતુરૂપ માતાપિતા તથા અન્ય પૂર્વજોનાં કર્મને સ્થાપે છે, પરંતુ શ્રદ્ધાની બાબત કોરે મૂકતાં, આપણને સૂક્ષ્મ વિચારથી એ મતની અસંગતિ અને પ્રારબ્ધવાદની વ્યાપકતા તથા સમીચીનતા સ્પષ્ટ સમજાય છે. માતાપિતા તથા પૂર્વજોના ગુણોની સંક્રાંતિવિના પ્રજામાંખીજું કશું હોતું નથી એ સિદ્ધ કરવા અદ્યાપિ કોઇ સમર્થ થયું નથી. આધુનિક વિજ્ઞાન ઉલટું એમ સ્વીકારે છે કે પ્રજામાં ભેદક ધર્મો ( Variation ) સ્વાભાવિક રીતે રહેલા હોય છે. તત્ત્વજ્ઞાનની પરિભાષામાં કહીએ તો એ ભેદક ધર્મો જીવના પોતાના પૂર્વકૃત કર્મોના ફલરૂપ છે. **શ્રીશંકરાચાર્ય** અત્યંત નાની વયમાં વ્યાકરણ શાસ્ત્રમાં અપ્રતિમ પ્રાવીણ્ય મેળવી શક્યા એ પ્રસંગની ઉપપત્તિ તેમના પૂર્વજોનાં કર્મકરતાં તેમના પોતાના કર્મથી સારી રીતે થઇ શકે છે. પ્રખ્યાત પાશ્ચાત્ય ગાયક **મોઝાર્ટ** માત્ર સાત વર્ષની વયમાં એવા આશ્ચર્યકારક સ્વરસંયોગવાળા રાગો રચી શકતો હતો કે તેને નાનો સરખો "જાદુગર" કહેવામાં આવતો. **મોઝાર્ટ**ના પૂર્વજોમાં આવા પ્રબલ સંસ્કાર ન હોતા. **મોઝાર્ટ**ના પોતામાં તે કેમ ઉદય થવા પામ્યા? એ ગાયકના પોતાના પૂર્વકર્મવિના કોઇ પણ ઉપન્યાસથી આ પ્રસંગનો ખુલાસો થતો નથી. સમાન સમાનનું આકર્ષણ કરે છે એ સામાન્ય નિયમ છે. તદનુસાર અત્યંત અસંસ્કૃત જીવો જંગલી જાતોમાં અવતરે છે, સાધારણ સંસ્કારવાળા જીવો સાધારણ પ્રમાણમાં સુધરેલી જાતોમાં જન્મ પામે છે, અને અસાધારણ સંસ્કારવાળા જીવો અત્યંત સુધરેલાં આવરણોમાં પ્રભવને પામે છે. **ઈમર્સન**નું કથન યથાર્થ છે કે જે દેશમાં બરફ પડે છે ત્યાં રાજકીય સ્વતંત્રતા હોય છે. બરફનું પડવું અર્થાત્ સખત ટંડી શારીર ઉષ્ણતાના નિર્વાહાર્થે અધિક ઉત્સાહ તથા પરિશ્રમની અપેક્ષા રાખે છે, અને ઉત્સાહ તથા કાર્યશક્તિ ગુલામગીરીનાં વિરોધી છે. તેથી રાજકીય સ્વતંત્રતા જેવું ફલ હોય એવાં પ્રારબ્ધકર્મવાળા મનુષ્યો જ પ્રાયશઃએવા દેશમાં અવતરે છે. પરંતુ સમાન સમાનનું આકર્ષણ કરે છે એ નિયમ કર્મપરત્વે અબાધ્યપણે પ્રવર્તતો નથી. "ડાહીનાં ગાંડાં અને ગાંડીનાં ડાહ્યાં" એ લોકોક્તિથી સૂચિત અનેક પ્રસંગો પૂર્વજગુણાનુવૃત્તિ ( heredity ) બદલે જીવના પોતાના પ્રારબ્ધ કર્મને

સિદ્ધ કરે છે આ દૃષ્ટાન્તોમા પ્રારબ્ધનો અર્થ આ જન્મમા ફલોન્મુખ થાય એવા પૂર્વજન્મકૃત કર્મ કર્યો છે પરતુ પ્રારબ્ધ શબ્દનો વ્યાપક અર્થ વ્યુત્પત્તિપ્રમાણે જ આપણુ લઇશુ તો તેમા આ જન્મમા આરભેલા કર્મનો પણ સમાવેશ થઈ જાય છે ગઇ કાલ સાજે કરેલુ ભોજન એ કર્મ આરભાયેલુ હોવાથી ગૌણ અર્થમા પ્રારબ્ધ કહેતા બાધ નથી આપણે સર્વ વર્તમાન જન્મમા અસખ્ય એવા કર્મ આરભીએ છીએ કે જેનુ ફલ આપણને આ જન્મમા જ પ્રાપ્ત થઇ જાય અર્થાત્ પ્રારબ્ધકર્મની સત્યતાપરત્વે આપણો પોતાનો અનુભવ સાક્ષી પૂરે છે વિશેષ સૂક્ષ્મદૃષ્ટિથી જોતા પ્રારબ્ધવિના ત્રિજ્યમા કશુ કર્મ જ ફલ આપતુ નથી, અર્થાત્ આરભાયલુ કર્મ જ ફલ આપે છે કોઇપણ કર્મ એવુ નથી કે તે આચર્યુ કે તત્ક્ષણ તેનુ ફલ પ્રાપ્ત થાય અત્યત ત્વરાથી ફલ આપનાર કર્મોમા પણ આચરણ અને પરિણામમા થોડુ પણ અતર હોય છે પ્રતિદિન ભોજન કરતી વખતે ખાવાની ક્રિયાને આપણે પુરુષાર્થ કહી શકીશુ પરતુ તે જે તૃપ્તિરૂપ ફલને આપે છે ત્યારે તે પ્રારબ્ધકોટિમા આવી ગયલુ હોય છે આથી સિદ્ધ થાય છે કે પ્રત્યક કર્મ આચરણથી બીજી જ ક્ષણે આરભાઇ ગયેલુ થવાથી પ્રારબ્ધકર્મ વિશ્વજનના અનુભવથી પ્રસિદ્ધ છે

### પુરુષાર્થની સત્યતા

પ્રારબ્ધ સત્ય છે એ વાક્યથી એમ નથી સમજવાનુ કે પૂર્વે જન્મમા કે આ જન્મમા આચરેલા કર્મના ફલની પ્રતીતિ કર્તાને થયા વિના રહેતી નથી પૂર્વ કહ્યા પ્રમાણે પ્રારબ્ધ કર્મ એ એક પ્રકારનુ બન્ધ છે, તેથી તે બન્ધને તોડનાર કોઈ અન્ય કર્મરૂપ બન્ધ તેની સામા યોજવામા આવે તો ગતિશાસ્ત્રના નિયમપ્રમાણે પ્રારબ્ધકર્મનો અભિભવ વા જય થવાનો સપૂર્ણ સભવ છે જ્યોતિશાસ્ત્રના નિયમથી ઉપજાવેલી જન્મપત્રિકા પ્રારબ્ધની પ્રતિમાવિના બીજુ કશુ નથી, પરતુ એ જ શાસ્ત્ર આપણને સૂચવે છે કે ગ્રહશાતિઆદિ પ્રયોગોથી નવીન સબળ કર્મની ઉપસ્થિતિ કરી શકાય છે, જે ઉપસ્થિતિ પ્રારબ્ધકર્મનો પરાભવ કરે છે અનિષ્ટ ફલને ઉપજાવનાર આરભાઈ ગયલા કર્મોના બન્ધને તોડનાર તરીકે શાસ્ત્રમા પ્રાયશ્ચિત્ત કર્મનુ વિધાન છે, એ સર્વને જ્ઞાત છે આથી સિદ્ધ થાય છે કે પુરુષાર્થરૂપ કેટલાક કર્મો પ્રારબ્ધરૂપ કેટલાક કર્મોને નિષ્ફલ કરવા સમર્થ છે પ્રારબ્ધનો વ્યાપક અર્થ આપણે લઇશુ તો ત્યા પણ વારવાર પુરુષાર્થનો જય આપણને બુદ્ધિગોચર થશે ધારો કે કોઈ પુરુષે પોતાના શરીરઉપર એવો ઉપચાર કર્યો છે કે જેથી તેને જ્વરની ઉત્પત્તિ થાય. અહિ કર્મ આરભાઈ ગયુ છે, અર્થાત્ પ્રારબ્ધકોટિમા આવ્યુ છે, પરતુ જ્વરરૂપ પરિણામ ઉપજાવતાપૂર્વે તે પુરુષ જો જ્વરનિવારક ઔષધ ગ્રહણ કરે તો પ્રારબ્ધકર્મ વિફલ જવાનો સભવ રહે છે

પુરુષાર્થના ચમત્કારિક પરિણામોથી કયો મનુષ્ય અજાણ્યો છે ? સો માઈલનુ અતર બણ ચાર કલાકમા કાપનાર આગગાડી, હજારો માઈલ દૂર સ્થાનવિષે સ્થિત મનુષ્યને સદેશ આશ્ચર્યકારક ત્વરાથી પહોચાડનાર વિદ્યુત્તાર તથા તેની સાથે સલાપ કરાવનાર દૂરસલાપ યત્ર (ટેલિફોન), પાણીના પોરાને દેખાડનાર સૂક્ષ્મદર્શક યત્ર અને અબજો ગાઉ દૂર તારાને જણાવનાર દૂરદર્શકયત્ર—આ સર્વ પુરુષાર્થ અને પુરુષાર્થીઓના વિજયનો ઘોષ કરે છે કે બીજા કશાનો ? માણસને હવામા ઉડાવનાર યત્રની રચનાજેવા આપાતત હાસ્યાસ્પદ લાગતા પ્રયાસને યાવજ્જીવન આદરનાર વ્યક્તિને આપણે પુરુષાર્થમા અધિક શ્રદ્ધાવાળી કહીશુ કે પ્રારબ્ધમા ? અશક્ય મનાતી વસ્તુને આ પ્રમાણે શક્ય બનાવનાર તત્ત્વ તે પુરુષપ્રયત્ન છે

વળી પુરુષાર્થનું નૈસર્ગિક સ્વરૂપ પ્રત્યેક જીવના અંતરમાં વ્યાપ્ત છે. અનિષ્ટ ફલને પામતા ક્યા જીવે વારંવાર એવો અનુભવ નથી કર્યો કે "અહો! મેં ભૂલ ખાધી. આમ ન્હે કર્યું હોત તો આવો પરિણામ આવત નહિ." **આમ ન્હે કર્યું હોત**—એ વિચાર પુરુષાર્થનો અસંદિગ્ધ સ્વર છે. તે સૂચવે છે કે જે ફલ પ્રાપ્ત થયું છે તે વિરોધી કર્મથી તોડી શકાય એમ હતું જ. જ્યાંસુધી પ્રત્યેક જીવના અંતઃકરણમાં એ સ્વર ઉઠે છે ત્યાં સુધી વિશ્વમાં પુરુષાર્થ સૂર્યોદયવત્ સત્ય છે, અને તેને અસત્ય ઠેરવવા પ્રયાસ કરવો એ ધૂળની મુઠ્ઠિ ઉછાળી સૂર્યના આચ્છાદનની આશા રાખવા સમાન છે. ફાંસીની સજા જેને થઈ છે એવા ગુનેગારને પોતાનો ગુન્હો અનુભવસિદ્ધ છતાં તે અપીલ વગેરે વિધિ સામાન્ય રીતે કરે છે. એ પ્રસંગ પુરુષાર્થમાં મનુષ્યની સ્વાભાવિક શ્રદ્ધાવિના બીજું કશું સૂચવતો નથી. પ્રાણ જવાના ક્ષણપર્યંત રોગીને ઔષધોપચાર કરવામાં આવે છે, એ જનતાના પુરુષાર્થમાં સિદ્ધ વિશ્વાસને નિર્વિવાદ વ્યક્ત કરે છે. જ્યોતિઃશાસ્ત્રમાં ગાઢી શ્રદ્ધાવાળો એવો કોઈક જ બેવકુફ હશે કે જે વર્ષમાં સો ટકા દુકાળ પડવાના જોગઉપર આધાર રાખી પાવણીઆરે બીજની તૈયારી નહિ રાખે.

ફલની દૃષ્ટિથી જેમ સર્વ આરંભાયેલાં કર્મોનો પ્રારબ્ધમાં સમાવેશ થઈ જાય છે તેમ કર્તાની સ્વતંત્રતાના દૃષ્ટિબિંદુથી સર્વ કર્મો પુરુષાર્થરૂપે પણ ગણી શકાય એમ છે. જીવ પ્રત્યેક કર્મ સ્વતંત્રતાથી એટલે પોતાના સ્વભાવને અનુસરીને કરે છે તેથી પ્રત્યેક કર્મને પુરુષાર્થ કહી શકાય એમ છે. પુરુષાર્થનો આવો વ્યાપક અર્થ જો આપણે લઈએ તો તો શ્રીયોગવાસિષ્ઠની પરિભાષાપ્રમાણે પ્રારબ્ધને આપણને પ્રાક્તન પુરુષાર્થ કહી શકીશું. આ પ્રમાણે એક પર સમગ્ર વિશ્વ પુરુષાર્થથી અધિન આપણને સમજાય છે.

પ્રારબ્ધ અને પુરુષાર્થના વ્યાપાર, અને ભેદ.

તે ભેદ મદ, મધ્યમ અને તીવ્ર એ પ્રમાણે છે, અર્થાત્ પ્રારબ્ધ મદ હોય છે, મધ્યમ હોય છે અને તીવ્ર હોય છે, તેમ પુરુષાર્થ પણ મદ હોય છે, મધ્યમ હોય છે અને તીવ્ર હોય છે મદ પ્રારબ્ધને સમતોલ કરવા અર્થે મદ પુરુષાર્થની અપેક્ષા છે, અને તેનો જય કરવા અર્થે મધ્યમ વા તીવ્ર પુરુષાર્થની અપેક્ષા છે, પુરુષાર્થ કર્યાવિના તેનો અભિભવ થઇ શકતો નથી મધ્યમ પ્રારબ્ધને સમતોલ કરવાઅર્થે મધ્યમ પુરુષાર્થની, અને તેનો જય કરવા અર્થે તીવ્ર પુરુષાર્થની અપેક્ષા છે, મદ પુરુષાર્થથી અથવા પુરુષાર્થ કર્યાવિના તેનો અભિભવ થઇ શકતો નથી, જો કે જેટલા પ્રમાણમા પુરુષાર્થ કર્યો હોય તેટલા પ્રમાણમા તેનુ બલ તૂટે છે તીવ્ર પ્રારબ્ધને સમતોલ કરવાઅર્થે તીવ્ર પુરુષાર્થની અપેક્ષા છે, મદ વા મધ્યમ પુરુષાર્થથી તેમ જ પુરુષાર્થ કર્યાવિના તેનો અભિભવ થઈ શકતો નથી આથી સિદ્ધ થાય છે કે કોઈ પણ પ્રારબ્ધ એવુ નથી કે કોઈ પ્રકારના પુરુષાર્થથી સમતોલ ન થઈ શકે, અર્થાત્ યોગ્ય પુરુષાર્થ ગમે તે પ્રકારના વેગવાળા પ્રારબ્ધને નિષ્ફલ કરવા સમર્થ છે

નિયતિવાદ

પ્રારબ્ધ અને પુરુષાર્થ બનેનો જેમા અતપાત થાય એવો એક સિદ્ધાન્ત છે કે જેને આપણે "નિયતિવાદ" એ સજ્ઞાથી ઓળખીશુ શ્રીયોગવાસિષ્ઠમા સ્થલે સ્થલે નિયતિવાદની પ્રક્રિયાનુ ઉત્તમ રીતે પ્રતિપાદન કરવામા આવ્યુ છે એ વાદનુ સ્વરૂપ સ્વલ્પમા નીચે પ્રમાણે છે બ્રહ્મ, પરમેશ્વર, માયા, પ્રકૃતિ, પ્રધાન—એમાથી ગમે તેને અથવા ગમે તેટલાને વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપે આપણે સ્થાપીએ, તોપણ એ કારણરૂપ સામગ્રી આદિથી અને અતથી રહિત છે, વિશ્વના સપૂર્ણ વ્યતિકરોના આવિર્ભાવમાટે તે પૂરતી છે, તેમા એક પણ અણુ બહારથી લાવી ઉમેરી શકાય એમ નથી, અને તેમાથી એક પણ અણુ કાઢી બહાર લઈ જઈ શકાય એમ નથી, અર્થાત્ વિશ્વમા જે બન્યુ છે, બને છે અને બનશે તે સર્વ બનવુ જ જોઇએ, અર્થાત્ પરમેશ્વરનુ વ્યવસ્થાપકત્વ, તેમ જ જીવના કર્મમાત્ર—પ્રારબ્ધ તથા પુરુષાર્થ—નિયત છે, આ નિયતિવાદને "સિદ્ધપ્રારબ્ધવાદ" એ સજ્ઞાથી શ્રીસદ્ગુરુભગવત્પૂજ્યપાદે શ્રીત્રિભુવનવિજયી ખડમા પોતાની રસભરી પ્રાસાદિક વાણીમા નીચે પ્રમાણે વર્ણવ્યો છે—

"આ જગતના સર્વે વ્યવહાર કોઈ મુખ્ય પ્રવર્તક સત્તાવડે જે થાય છે એવુ, અથવા બીજરૂપે સર્વ થતા વ્યવહારોના કારણો મૂલ કારણમા છે જ, અને તેને યોગ્ય સમયે યોગ્ય ક્રમનિયમમા પ્રવર્તાવનાર સત્તા પણ તેમા જ નિત્યસિદ્ધ છે, જેથી કોઇએ પણ કર્તૃત્વાભિમાન ધરવાની ચિંતા કર્યાવિના જ પોતપોતના સમયે કાર્યમાત્ર યોગ્યાયોગ્ય પ્રકારે મૂલ કારણની વ્યવસ્થાપ્રમાણે થયા છે, થાય છે અને થશે એવુ દૃઢપણે માનનાર પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદી છે એમ સમજવુ,

"આ પ્રકારનો સિદ્ધપ્રારબ્ધવાદી વસ્તુત ત્રિકાલજ્ઞ પુરુષ જ હોવો ઘટે છે, કારણ કે અલ્પજ્ઞ પુરુષનુ અતકરણ અદૃઢ હોય છે અવિદ્યાના સબધથી ચાચલ્યદોષવાળુ હોવાથી જ્યા સુધી યથાર્થ રીતે વસ્તુસાક્ષાત્કાર થતો નથી ત્યા સુધી ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થવાતુ નથી, અને ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થયા વિના, પૂર્વે શુ શાથી હતુ, વર્તમાનમા શુ શાથી છે વા થાય છે અને ભવિષ્યમા શુ શાથી થશે, એ યથાવત્ જાણી શકાતુ નથી, અને એ ન જણાતાસુધી પ્રારબ્ધવાદમા અચલપણે મતિ સ્થિર થતી નથી" (અપૂર્ણ)

# तमे शाना उपर चिंतन करो छो.

કોઈ પણ એવી વસ્તુઉપર અથવા એવી વસ્તુ માટે ક્રિયા કરવી કે જે પ્રતિક્રિયા ઉપજાવી શકતી નથી, તો એ આપણા બળનો ક્ષય જ છે. જીવનના નિયમોમાંનો તે એક મહાન્ નિયમ છે. અને આ નિયમનો જેટલો ભંગ કરવામાં આવે છે, એટલો ભાગ્યે જ કોઈ બીજા નિયમનો મનુષ્યો ભંગ કરે છે. અને તે પણ ક્વચિત્ ક્વચિત્ નહિ, પરંતુ વારંવાર ભંગ કરવામાં આવતો જણાય છે. એ એક આશ્ચર્ય ઉપજાવનારું અને તેમ છતાં સત્ય છે કે મનુષ્યોમાંના ઘણા ખરા પોતાનો ઘણો સમય, જેમાંથી કશું ફળ મળે એવું નથી એવી વસ્તુઉપર જ ક્રિયા અને ચિંતન કર્યા કરતા હોય છે.

જ્યારે જ્યારે આપણે કલ્પિત મનુષ્યોપ્રતિ મનથી કંઇ વાતો કર્યા કરીએ છીએ, અથવા આપણા જાણીતા મનુષ્યોના માનસ્ ચિત્રની સાથે કંઇ નકામા તડાકા હાંક્યા કરીએ છીએ, ત્યારે આપણે નકામી વસ્તુઉપર જ ક્રિયા કરતા હોઇએ છીએ, હવામાં જ ચિત્ર ચિતર્યા કરીએ છીએ અને તેથી દુર્બલતાને પ્રાપ્ત થઇએ છીએ. જ્યારે તમારે કોઇને કાંઈ પણ કહેવું હોય, ત્યારે તમે તેને સાક્ષાત્ મળો ત્યાં સુધી ધૈર્ય ધરજો. તમારા મનમાં જ તેની સાથે વાતચીત કરવા વૃત્તિ થઈ આવતી હોય તો તેનો નિષેધ કરજો, અને કોઈ બીજી વસ્તુનો, જે તમને પ્રાપ્ત હોય તેનો જ વિચાર કરજો.

અલબત, જે કંઈ તમારે કહેવાનું છે, તેનો વિચાર કરી રાખવો જરૂરનો છે, પરંતુ ને એ કહેવાનું છે, તે જ્યાં સુધી સાક્ષાત્ મળે નહિ ત્યાં સુધી તે તેને કહેશો નહિ. જે ઇ તમારે કહેવાનું છે તેના ઉપર જ્યારે તમે ચિંતન કરો છો ત્યારે માત્ર તે વિષયના .. ચિંતનમાં રહેજો કે જે તમારી નિકટ જ છે, અને તમે તેને મળી શકો એમ છે. પરંતુ તે વિચાર કરવાની સાથે તે મનુષ્યનું ચિંતન કરશો નહિ કે તેના પ્રતિ તમારૂં ધ્યાન દોરેલું અને દોરેલું રાખશો નહિ. જે મનુષ્યને તમારે કંઈ કહેવાનું છે, તેને સાક્ષાત્ મળ્યાવિના તમે કંઈ કહી શકો એમ નથી. તેથી તમારી કલ્પનામાં તેની સાથે કરેલી સઘળી વાતો એ તમારા બળ અને સમયનો કેવળ ક્ષય જ નથી, પરંતુ તમારી કલ્પનાશક્તિનો દુરુપયોગ જ છે.

હવામાં જ્યારે તમારો હાથ વીંઝાય છે ત્યારે તમારા શરીરમાં કેવો ક્ષોભ થાય છે એ તો તમે જાણો છો; પરંતુ મન જ્યારે નકામી વસ્તુઉપર ક્રિયા કરવા માટે છે-નિર્જીવ વસ્તુને ચુંથવા માટે છે, ત્યારે એના કરતાં પણ વધારે ક્ષોભ—વધારે ધક્કો—તમને વાગે છે. એ હાનિનો તમે તે જ ક્ષણે નિરંતર સાક્ષાત્ અનુભવ કરતા નથી. કેમકે તેની અસર ધીમે ધીમે અને લાંબે કાલે થાય છે. તમારો હાથ વીંઝાય અને જેવી તત્કાળ અસર થાય તેવું આ નથી, પરંતુ તેની અસર પ્રકટ્યા જ વિના રહેની જ નથી, અને એને તમે કોઈ કાલે અટકાવી શકો એમ નથી, એ નિશ્ચિત વાર્તા છે.

શાસ્ત્રીય નિયમાનુસાર મનનો કેવી રીતે ઉપયોગ કરવો, એ મનુષ્યોએ જાણવાની જરૂર છે. માનસ શાસ્ત્રનો અભ્યાસ કરનારે હજી તો તેના મૂલાક્ષરો જ જાણ્યા નથી એમ કહીએ તો ચાલે એવું છે. પરંતુ એ વિષયમાં હજી તો એટલો બધો પ્રકાશ પડવાનો સંભવ છે કે જો મનુષ્ય તેને અનુસરશે, તો તે પોતાની અત્યંત પ્રગતિને તથા ઉન્નતિને સાધી શકશે.

મનુષ્યને જ્યારે પ્રતિકૂલતા, દુર્દૈવ અને એવું જ વિપરીત પ્રાપ્ત થાય છે, ત્યારે તે તેને માટે અનેકને નિમિત્તરૂપ ગણે છે, અને સર્વ કારણોને તેમાં સાહાય્યક સમજે છે. પરંતુ તેનું મુખ્ય કારણ તેના મનનો તેણે કરેલો દુરુપયોગ જ છે. જીવનના બીજા પ્રસંગોસાથે મનુષ્યનું મન એટલું બધું સંયુક્ત છે કે જ્યારે તેના અનેક નિયમોમાંથી કોઈ પણ નિયમનો ભંગ કે દુરુપયોગ થાય છે, ત્યારે અણધાર્યા પ્રસંગોમાં અને અણધારી વસ્તુઓમાં વિઘ્નો ઉભાં થાય છે.

માનસ નિયમોનો ઉપયોગ કરવાથી મનુષ્યના પોતાના જીવનમાં કેવા કેવા ફેરફાર થાય, અને તે શું શું કરી શકે છે, એ એક ગંભીર વિષય છે, અને અદ્યાપિ લગભગ સર્વ મનુષ્યો તે સંબંધનાં યથાર્થ સત્યો અથવા પૂર્ણ સત્યો જાણી શક્યા નથી. પરંતુ સમય જતાં એ વિષયઉપર ઘણો સારો પ્રકાશ પડશે, અને તેવા મનુષ્યોને તેઓ નવા યુગમાં પ્રવેશ્યા હોય તેવું ભાન થશે. એ સંબંધી જ્ઞાનનો કંઈ કંઇ પ્રકાશ થવા માંડ્યો છે. એના પ્રતિ ઘણાનું લક્ષ જતું થયું છે, પરંતુ તેની પૂર્ણતાના સમયને હજી વિલંબ છે, અને એ પૂર્ણતા પ્રકટાવવાને માટે મનનો સર્વ પ્રકારનો ઉપયોગ રચનાત્મક રીતે થવો જોઇએ. જ્યારે જ્યારે મન કાંઈ પણ વ્યાપાર કરે, ત્યારે તે વ્યાપાર કોઈ પણ સત્ય વસ્તુના અવલંબનને લઇને થવો જોઇએ, જે કંઈ પ્રાપ્ત હોય અને જેનું કંઈ પ્રતિફલ મળે એવું હોય તેના ઉપર જ થવો જોઇએ.

ઘણા મનુષ્યોને મનથી કોઈ ઉપર ચીડાયા કરવાની, કોઇને ઠપકો આપ્યા કરવાની, અને તેનાથી જે હજારો ગાઉ દૂર હોય તેને પણ કંઈને કંઈ સંભળાવ્યા કરવાની ટેવ હોય છે. અને એ પ્રમાણે કરીને તેઓ સમય અને બળ બંનેનો દુરુપયોગ કરતા હોય છે. કેટલાકને કાલ્પનિક શત્રુઓ હોય છે, અથવા તેઓ કલ્પી લે છે કે અમુક મનુષ્યો મારા શત્રુ છે, અને પછી તે શત્રુઓપ્રતિ મનોમય બાણો ફેંક્યા કરવામાં તેઓ કાળના કાળ ગાળ્યા કરે છે. પરંતું તેમાં ધુમાડામાં બાચકા ભરવા શિવાય બીજું કશું જ કરતા નથી. તેઓ મનવડે કેવળ અસત્ વસ્તુઉપર જ ક્રિયા કરતા હોય છે, અને એવી રીતે તેમના અમૂલ્ય માનસ જીવનને ગુમાવતા હોય છે. જો તમારે કોઈ પણ શત્રુ હોય-પછી તે ખરો કે કાલ્પનિક, તોપણ તેને ભૂલી જાઓ, એ પ્રમાણે કરવામાં ખરૂં જોતાં પૂર્વની સ્થિતિથી કશો જ ભેદ પડતો નથી. કેમકે શત્રુઓ તથા શત્રુત્વ કાલ્પનિક જ હતું. એથી આપણને પોતાને હાનિ થવા શિવાય બીજું કશું જ થતું નથી.

કેટલાક મનુષ્યોનામાં એક એવા પ્રકારની ભ્રાંતિ પ્રવર્તતી હોય છે કે જગત્માં જે તે તેને હાનિ જ કરવાના લાગ ખોળ્યા કરતા હોય છે. નજર નાંખવી, ભૂરકી નાંખવી, મૂઠ મારવી, ચોટ મારવી એ વગેરે પ્રયોગો જાણે તેમને જ માટે બનાવ્યા હોય, અને આખું જગત્ જાણે એ પ્રકારના પ્રયોગો તેમના ઉપર જ કરી રહ્યું હોય, એમ માનીને પછી તેનાથી પ્રકટતા, ભય, સંશય, ચિંતા વગેરેને ઉપજાવ્યા કરે છે. કેટલાક તો એ જ ચિંતા અને ભયમાં મરી જાય છે, કેટલાક શરીરબળથી હીન રહે છે. તેમાં જેના તરફથી એ પ્રયોગો થવાનો તેઓ ભય રાખતા હોય છે તેઓનો ઘણી વખત તો આ સૃષ્ટિમાં પત્તો પણ નથી હોતો, અને કેટલાક એવા હોય છે કે જેઓ એવા પ્રયોગ કરી શકે એટલું તેમનામાં સામર્થ્ય જ નથી હોતું, કેમકે એ જ માનસ વ્યથામાં હોય છે, અને તેવી સ્થિતિમાં એવો યત્ન થવો જ અસંભવિત છે. અને તેમ છતાં મનુષ્યો ભ્રાંતિથી તેવાથી નિત્ય ડરતા

અને ડરતા રહે છે. કોઈ પણ તમને એમ કહે કે કોઈ અમુક તમારા ઉપર નિષ્કારણ પ્રયોગ કરે છે, તો તે એક ભ્રાંતિમાત્ર જ જાણજો. જે મનુષ્ય એવા કોઈ પ્રયોગની પોતાના ઉપર અસર થવાનું કહે છે, તે વસ્તુતઃ તેના પોતાનામાંથી જ તેવા પ્રકારની થતી અસરનીચે દબાયલો હોય છે. તેની પોતાની ભ્રાંતિઓ જ તેના ઉપર હાનિકારક પ્રયોગો કરી રહી છે. તે મનુષ્યો કોઈ પણ ઉપયોગી અથવા તત્ત્વવાળી વસ્તુની સાથે સંબંધમાં આવ્યા નથી હોતા અને તેમના મનનો વ્યાપાર તેવીવસ્તુનિમિત્તે નથી હોતો તથા તેમના માનસ વ્યવહારમાં તેઓ નિરંતર આવી અવળી બલાઓના જ સંગી રહ્યા હોય છે, અને તેથી તેમને દુઃખદ અનુભવો થયા કરે છે. તમને આવા પ્રકારની કોઈ ભ્રાંતિ હોય તો તેને જૂઠી જાણો. એવી વાતોનો નિઃશંકપણે તિરસ્કાર કરો. એ ફટાટોપ ( મિથ્યા ) વિના બીજું કશું જ નથી. તમારી પોતાની જ સત્તા તમારા ઉપર પ્રવર્તે છે એમ જાણો, અને તમને સારી અને કેવલ સારી જ અસર કરવાની તમારા પોતાનામાં જ સત્તા છે એમ જાણો. તમને જે કંઈ સામર્થ્ય પ્રાપ્ત છે તેની જ સાથે સંબંધ રાખવાથી, મન, કલ્પના, વિચાર વગેરે સર્વવડે તેની જ સાથે સહવાસ રાખવાથી, આવી સર્વ ભ્રાંતિથી તમે નિવૃત્ત થઈ શકો એમ છે.

કેટલીક પાયાવિનાની વાતોને મનથી માનવી અને તેના તર્કો કર્યા કરવા તથા મનમાં તેનો સડો પેસાડવો એ પણ પૂર્વોક્ત નિયમના ભંગને જ કરનાર છે. એ એવી ક્રિયા છે કે જેની પ્રતિક્રિયા થતી નથી—અનુકૂલ રૂપની, હિતકારક પ્રતિક્રિયા થતી નથી. એ તો તમારા મનને માત્ર અદ્ધર ફેંકવાસરખું છે કે જેના બદલામાં તમને કશું જ પ્રાપ્ત થતું નથી. કોઈ પણ વસ્તુનું આપણી બુદ્ધિથી પૃથક્કરણ કર્યાવિના તેને સત્યરૂપે સ્વીકારીએ છીએ તો આપણા મનને એક નિષ્કિંચન વસ્તુઉપર એકાગ્ર થવાના લક્ષણવાળું કરીએ છીએ. અનેક મનુષ્યો, અનેક પ્રબોધકો, અનેક સંસ્થાઓ કેવલ નિરાધાર વસ્તુઉપર મનુષ્યના મનને સ્થાપવાનો યત્ન કરે છે, અને તેમ થતાં પરિણામ એ આવે છે કે તેમને કશું જ ફલ પ્રત્યક્ષ થતું નથી. કોઈ અસ્તિત્વરહિત વસ્તુસાથે સંબંધમાં આવવાને મન સર્જાયું જ નથી. પરંતુ જે સત્ છે, પરમ સત્ છે તેની જ સાથે અને જેનો સાક્ષાત્ સંબંધ છે એવી વસ્તુસાથે જ સંબંધમાં આવવાને તે સર્જાયું છે.

જ્યારે આપણે વ્યતીત સમયના વીતેલા પ્રસંગના અને ભૂતકાળના સંબંધમાં રહીએ છીએ ત્યારે આપણે શૂન્યઉપર મીંડાં વધારીએ છીએ-આપણે શૂન્યઉપર ક્રિયા કરીએ છીએ. ભૂતકાલ એ હવે કોઈ વસ્તુ જ નથી, અને તેથી તે દિશામાં દૃષ્ટિ નાંખ્યા કરવી એ હવામાં બાથોડીયાં મારવાસરખું છે. એ તો તમારા જીવનને વ્યામોહમાં હોમી

કરી શકીએ એવી રીતે આપણા હસ્તગત થયું નથી. અને જે કંઇ હસ્તગત થયું નથી તેની મિથ્યા કલ્પના કરીને તેના ઉપર કોઇ પ્રવૃત્તિ કરવામાં નથી આવતી તો તેની પ્રતિક્રિયા થતી નથી, આપણા તરફથી ગમે તેવા ભાવિને પોષણ મળતું નથી-તેને નવપલ્લવિત થવાને જલતું સિંચન થતું નથી. તેથી તેના તરફ જો તમે તમારા જીવનને કે વિચારને પ્રેરો છો, એ ઉભયનો તેનામાં ભોગ આપો છો તો તેના બદલારૂપે તમે કશું જ પામતા નથી, અને તેથી પૂર્વના દ્દષ્ટાંત પ્રમાણે જ તમારો માનસ હાથ મિથ્યા વીંઝોટાય છે. તમારૂં સઘળું બળ અને સઘળા વિચારો હાલ જે કંઇ તમને પ્રત્યક્ષવત્ પ્રાપ્ત છે, તેમાં તમે વાળી શકો એમ છે; અને તેનો તેવા પ્રકારનો ઉપયોગ જ કોઈ શુભ પરિણામને આણનાર છે.

કાલ્પનિક દુઃખોના સામા થયા કરવું, અને જે કષ્ટો વા ઉપાધિનું વસ્તુતઃ અસ્તિત્વ જ નથી તેને માટે મનથી ફરીયાદો કર્યા કરવી એ શરીર તથા મનની અવ્યવસ્થાને કરનાર બીજો હેતુ છે. અને આ જ પ્રકારનો અભ્યાસ અથવા ટેવ આજ જ્યાં ત્યાં અને જેના તેના જોવામાં આવે છે. દરેક મનુષ્ય એમ જાણે છે કે 'હું કોઇ વસ્તુથી અથવા કોઈ મનુષ્યથી કંઇને કંઇ હાનિને ભોગવ્યા કરૂં છું,' અને એમ વિચારીને તે પોતાના મનને તેની સાથે નિત્ય બાથંબાથા લેવડાવ્યા કરે છે. જો તેવી કાંઇ પણ હાનિ વર્તમાન સમયમાં અસ્તિત્વમાં હોય, તો તે હાનિના કારણને શોધીને તેને નિવૃત્ત કરી શકો એમ છે. તેના મૂલ હેતુઉપર તમારી ક્રિયાને પ્રવર્તાવીને તેને ટાળી શકો એમ છે, પરંતુ કોઇ પણ સમયે તેમના પ્રતિ એક પણ દુઃખનો ઉદ્દગારસરખો કાઢશો નહિ-એક પણ તેવા વિચારને તેના પ્રતિ જવા દેશો નહિ. જ્યાં સુધી તેવું કંઈ તમારા સામસામું આવી ન જાય ત્યાં સુધી તેના સંબંધમાં કશું જ ચિંતન ન કરશો. આથી એમ કહેવાનું નથી કે 'આગ લાગે ત્યારે કુવો ખોદવા બેસવું.' દુઃખના મૂલ કારણને નિવૃત્ત કરવાનો યત્ન કેવી રીતે કરવો તેની યોજના ઘડી રાખજો, પરંતુ દુઃખ કે જે તેના કાર્યરૂપ છે તેના પ્રતિ લેશ પણ લક્ષ ન આપશો. દુઃખની નિવૃત્તિનાં જે કંઇ સત્કાર્યો હોય તેનો સારી રીતે વિચાર કરજો, તેને પ્રસન્નતાથી સેવજો, પણ દુઃખના સ્વરૂપની રચનાઓ કર્યા કરશો નહિ.

આપણને પ્રાપ્ત દુઃખો અથવા ઉપાધિઓમાં નવ્વાણું ટકા કાલ્પનિક-અને તે પણ આપણી જ કલ્પના અથવા ભ્રાંતિથી પ્રકટેલાં દુઃખો હોય છે. આપણે પોતે જ તેના સ્રષ્ટા હોઇએ છીએ. જ્યારે આપણે દુઃખો અથવા ઉપાધિઓનું વિસ્મરણ કરીને જે કંઇ યથાર્થ છે તેનાં જ વિકાસ અને વૃદ્ધિને માટે યત્ન કરીએ છીએ ત્યારે તે એની મેળે જ અળપાઇ જાય છે. તમને પોતાને બલવાન્, કુશલ અને ઉપયોગી બનાવો, અને જીવનના માર્ગમાં આગળ પાછળ ચોગરદમ ઘુમી વળો, અને તમે દુઃખો તથા ઉપાધિઓમાંથી-પછી તે સત્ય હો વા કલ્પિત-પણ સત્વર મુક્ત થઇ જશો.

જે કંઇ ઇચ્છાઓ તત્કાલ સિદ્ધ ન થાય એવી હોય તેના તરફ તલસ્યા કરશો નહિ, એવી ઇચ્છાના વિષયઉપર કાર્ય કરવું, એ શૂન્યઉપર કામ કરવા સરખું છે. તમારો એ વિષય હાલ તત્કાલ સિદ્ધ થાય એમ નથી, તેને તમે તત્કાલ પહોંચી શકો એમ નથી, અને તેથી તેના ઉપર ઇમારત ચણવી એ નકામું છે. એ પ્રકારનું કાર્ય કરવું એ પૂર્વે કહ્યું તેવું ખાલી હાથ વીંઝોટવા જેવું છે. હાલ તત્કાલ સિદ્ધ ન થાય એવી કોઇ ઇચ્છા પ્રકટતી જણાય તો એ દિશામાં વહેતા બળને ત્યાંથી વાળીને જ્યાં હાલ જ યોજી શકાય એવું હોય

તેની દિશામાં વાળવાની અગત્ય છે. આ પ્રકારનો અભ્યાસ અનેક પ્રકારના લાભને પ્રકટાવનાર થઇ પડે છે."

એકાએક પ્રકટી આવતી તૃષ્ણાઓને પણ એ જ પ્રકારને ન્યાય આપવો ઘટે છે. વર્તમાન સમયમાં નાનાં નાનાં કાર્યોને કરવાથી જ ભવિષ્યમાં મોટાં કાર્યો સિદ્ધ થાય છે. ભવિષ્યની-સિદ્ધિઓનાં સ્વપ્ન જોયાં કરવાને બદલે અને જે કંઇક અપ્રાપ્તસરખું હોય તેને માટે માત્ર વાટ જોયા કરવાને અને અંતરમાં તેની કશા આધારવિનાની તૃષ્ણા સેવ્યા કરવાને બદલે તે જે રીતે પ્રાપ્ત થાય એમ છે, તે કાર્ય કરવાર્થેજ હાલ તમારા સમગ્ર લક્ષને અને સમયને રોકો.

ખરૂં છે કે આપણે ઉચ્ચમાં જ દૃષ્ટિ રાખવી જોઇએ, અને વૃત્તિમાં અત્યંત ભવ્યતાવાળા આશયોનું જ લક્ષ્ય રાખવું જોઇએ, પરંતુ જેમ જેમ આપણે તે લક્ષ્યોપ્રતિ જતા જઇએ તેમ તેમ -આપણા જીવનને અને વિચારને આપણા વર્તમાન કર્તવ્યમાં જ કેન્દ્રિત-એકાગ્ર-કરવાં જોઇએ. તમે ઉચ્ચની લક્ષણા લઇ શકો, અને એ દિશામાં ગતિ પણ કરી શકો પરંતુ તે દિશામાં વળવાને માટે તમારા વર્તમાન સમયના કાર્યમાં ક્રિયાવાળા થવું જોઇએ, અને તે કાર્યોને સાધતા જવું જોઇએ. તમે કોઇ ઉચ્ચ વસ્તુની કાળના કાળપર્યંત ભ્રમણા કર્યા કરશો પરંતુ તમારૂં ધ્યાન જો કોઇ ભવિષ્યના વિચારો કરવામાં જ રોકાયેલું રહેશે તો તે ઉચ્ચ વસ્તુપ્રતિ તમે કદાપિ જઇ શકવાના નહિ અને વર્તમાન સમયના કર્તવ્યનો અનાદર કરશો તો તેમાંના કોઇ પણ વિચારોને પ્રત્યક્ષપણે ફલિભૂત થયેલા જોઈ શકશો નહિ.

ઘણાખરા ભવિષ્યવાદીઓ જે કંઇ ભવિષ્યમાં ચમત્કારો થવાના છે તેનું જ ચિંતન કર્યા કરે છે. પરંતુ આચરણીયસિદ્ધ ( Practical ) કર્યો કે જે પરિણામે એ ચમત્કારોને સિદ્ધ કરનાર છે તે કાર્યોપ્રતિ કશા જ પ્રયત્નને સેવતા નથી. અનેક યુવકો તરંગોમાં જ રમ્યા કરે છે અને કોઇ દિવસે પણ એમની એ કલ્પના સફળ થશે એવી તૃષ્ણા રાખ્યા કરે છે, પરંતુ આ તેઓ શું કરે છે ? શિયાળ બનીને તેઓ ઉંટના હોઠની આશા રાખ્યા કરે છે, જે લક્ષ્યો તેમણે લીધાં હોય છે તે દઢ સમજ્યા હોતાં નથી. તે સિદ્ધ થવાં સંભવિત છે. મનની આંતર દૃષ્ટિએ તે ભાતને (Patern) જોઇ લીધી છે, પરંતુ તે ભાતની વસ્તુ દઢ બનાવવામાં આવી નથી હોતી. તેઓ ગાનઉપર ગાન ચડાવ્યે જાય છે. પ્રાપ્ત સાધનોવડે ગગનમાં પહોંચે એવા મહાલય ચણવાને બદલે, જાણે તે મહાલયના શિખરઉપર હોઇએ તો કેવું સારૂં એવી દુરાશા બાંધવામાં જ તેઓ તેમના સઘળા સમયનો વ્યય કરી નાંખે છે, અને તેઓ માત્ર તેમના સમયનો જ વ્યય કરી નાંખે છે એમ નથી પરંતુ જેનું પ્રાદિ અસ્તિત્વ નથી એવામાં તેમના સઘળા બળને હોમી દે છે, અને તેથી બળનો ઉપયોગ કરી શકતા નથી.

કરી શકે અથવા બદલો વાળી શકે. આ એક અત્યંત મહત્વની વાર્તા છે.

નિઃસાર વસ્તુઓપ્રતિ વહેતા જીવનના બલનો સંચય કરી રાખવો જોઇએ. કેમકે એ બલને ગમે ત્યાં વહેવડાવનારી વૃત્તિઓ મનુષ્યના બળને શૂન્ય અથવા અચેતન સૃષ્ટિમાં વાળી દે છે. ઘણાં મનુષ્યોનાં અંતઃકરણો આવા પ્રકારનાં વલણવાળાં થઇ ગયાં હોય છે. કોઇ પણ ધોરણવગરના વિચારો આવી જ જાતના હોય છે. તે અચેતન પ્રતિ-નિઃસાર પ્રતિ જ વળ્યા કરતા હોય છે. આનું નામ જ શૂન્ય ઉપર શૂન્ય ચઢાવવું એ છે. મનનું સર્વ પ્રકારનું વલણ ગુણવાળા અને મૂલ્યવાન્ રચનાત્મકવિધિપ્રતિ જ વળે એવી રીતે તેને કેળવવું જોઇએ.

પ્રત્યક્ષ થઇ નથી અને થવાનો સંભવ પણ નથી, એવી નિષ્ફલતાને માટે ચિંતા કરવી એ પણ એક સર્વ સામાન્ય કુટેવ થઇ પડી છે. હજારો મનુષ્યોમાં આ હોય છે. અને તેનાં પરિણામોનાં ચિત્રને લેખિનીમાં ઉતારી તેને કલુષિત કરવાની કશી જ જરૂરનથી. કોઇ પણ બાબત માટે ચિંતા કરવી એ ભૂલ છે. પરંતુ જ્યાં કંઇ જ નથી તેવાને માટે ચિંતા કરનારને કયા વિશેષણોવડે શોભાવવા એ નક્કી કરવું કઠિન છે. જ્યાં સુધી નિષ્ફલતા પ્રાપ્ત નથી થઇ, ત્યાં સુધી તેનું અસ્તિત્વ હોતું જ નથી. એ દિશામાં ક્રિયા કરતાં કેટલાંક કારણો જણાય છે, પરંતુ તેવો પ્રસંગ બન્યો હોતો નથી. તેથી તેનું ચિંતન કરવું એ શૂન્યઉપર શૂન્ય ચઢાવવાજેવું છે. નિષ્ફલતાને લાવનાર કારણો જો તમારા જીવનમાં આવતાં જણાય તો તે કારણોને બદલી નાંખો, અને તમને લાભકારક થઈ પડે એવું તેનું રૂપાંતર કરી દો. તમે પોતે પૂર્ણરૂપમાં બદલાઈ જાઓ તેવા પ્રકારની યથાર્થ અને શાસ્ત્રીય પદ્ધતિથી ક્રિયાઓ કરવાથી તમે એ પ્રમાણે કરી શકો એમ છે, કેમકે જ્યારે તમે બદલાઓ છો ત્યારે તમારા જીવનમાં એવા જ પ્રકારનો બદલો કરવાના કારણને રચોછો. તમારા અસ્તિત્વની મર્યાદાના તમે પોતે જ આદિ કારણરૂપ છો. અને જેવી રીતે તમે વર્તો છો તે જ પ્રમાણે તમારા જીવનનું સઘળું વર્તે છે.

મનુષ્યના અંતઃકરણનું મોટામાં મોટું સામર્થ્ય એ પ્રેમનું સામર્થ્ય છે. અને તેથી એ પ્રેમની કલાનો દુરુપયોગ કરવો એ મનુષ્યમાં રહેલા મોટામાં મોટા બળને કુમાર્ગમાં વાળવા-સરખું છે. અને ઘણે સ્થળે આવુંજ બનતું હોય છે. જ્યારે, તમને જે કંઈ અપ્રાપ્ય છે અને મળી શકે એવું નથી એમ જાણો છો, તેવાં ઉપર જ્યારે તમે પ્રેમ રાખો છો ત્યારે તમે એ બલને વિપરીત દિશામાં વાળો છો-તેનો દુરુપયોગ કરો છો. બદલામાં કશું પણ મેળવ્યા વિના તમે તમારા જીવનને એ રીતે રેળી નાંખો છો, એ દુરુપયોગ અથવા ક્ષય છે અને પ્રત્યેક પ્રકારનો ક્ષય એ દુઃખદાયક છે. કોઇને પણ લાભ કરવાને માટે તમારા પ્રેમની ઉત્પત્તિ છે, પરંતુ જ્યાં તેનું દ્વાર જ બંધ કરી દેવામાં આવે છે, ત્યાં પછી તે શા ઉપયોગનો? કેવળ કાલ્પનિક લક્ષણઉપર જ પ્રેમ રાખ્યા કરવો એ પણ શૂન્યઉપર શૂન્ય ચઢાવવાસરખું છે. અને એ કોઇ પણ મનુષ્યને સમજાય એમ છે, કાલ્પનિક લક્ષ્યઉપર પ્રેમ રાખીને તમારા સત્ય લક્ષ્યને સિદ્ધ કરી શકો એમ નથી. તમારા પોતાના ઉપર તમે જેવો પ્રેમ રાખો છો, તેવો જ પૂર્ણપ્રેમ જ્યારે તમારા લક્ષ્યપ્રતિ રાખી શકો ત્યારે જ તે લક્ષ્ય સિદ્ધ થાય છે. અને ત્યારે જ તે લક્ષ્ય તમારા પ્રતિ આકર્ષાઈ આવીને તમને પ્રત્યક્ષ થાય છે. જ્યારે તમને પોતાને તમારા લક્ષ્યરૂપ બનાવી દો છો, ત્યારે જ તમે એ મળી શકો છો. કેમકે સજાતીય સજાતીયને આકર્ષે જ છે. તેથી ગમે તેવી કલ્પનામાં તમારા પ્રેમને વેરી દેવાને બદલે

તમારા બદલાતાં સામર્થ્યોની સાથે તેને પણ બદલી નાંખો અને તમારા પોતાના પ્રતિ જ વાળો, કે જેથી કરીને તમે જેવા ઉત્તમ પુરુષપ્રતિ પ્રેમ રાખવાની ઇચ્છા કરતા હો તેવા તમે જાતે જ થઈ રહો.

અને આ સર્વનો પરિણામ એ આવશે કે તમે ધારી પણ નહિ હોય તેટલી ત્વરાથી તમારી સર્વ ધારણાઓ સફળ થશે.

---

## लोकाचार.

બ્રાહ્મણનો પુત્ર પાટલુન પહેરે છે કે નેકટાઈ બાંધે છે તો તેના વૃદ્ધ પિતા તેને કહે છે કે આ ખોટું છે, આપણાથી એમ થાય નહિ; यद्यपि शुद्धं लोकविरुद्धं न करणीयं नाचरणीयम्, કૃતિ શુદ્ધ હોય તોપણ તે કામ લોકવિરુદ્ધ હોય તો તે આચરવાજેવું કે કરવાજેવું નથી.

સ્ત્રીઓ અમુક પ્રકારની ચોળી પહેરે છે અથવા અમુક પ્રકારે ચોટલો વાળે છે, અથવા અમુક ઢબથી સાડી પહેરે છે તો ત્યાં પણ ઉપરનું જ મંત્ર તેમની આગળ ધરવામાં આવે છે.

આહાર વિહારમાં પણ આ જ વારંટ બધાપર બજાવવામાં આવે છે. લોકમાં એટલે કે પોતાના મહોલ્લામાં કે પોતાની જ્ઞાતિમાં જે પદ્ધતિ પ્રચલિત હોય તેમાં જરા પણ ભેદ હોય તેવું વર્તન કોઈનું થાય છે તો તે વર્તન કરનારઉપર આ જ વારંટ બજાવી તેને પકડવામાં આવે છે. અમુક પ્રસંગે અમુક પ્રકારનું જ જ્ઞાતિભોજન અવશ્ય આપવું. કોઈને ત્યાં જ્ઞાતિભોજન હોય તો ત્યાં અમુક સમયે જ જવું, અમુક વસ્ત્રં જ ધારણ કરવાં, અમુક રીતિએ જ આહાર ગ્રહણ કરવો વગેરે બાબતો આ સૂત્રને અનુસરી સર્વના ઉપર એકસરખાં નાંખવામાં આવે છે પહેરવામાં, બોલવામાં, ચાલવામાં, સર્વમાં આ સર્વ વ્યાપિ-વિનાશકરશાસન જ ફરમાવવામાં આવે છે ! એથી ભિન્ન પ્રવૃત્તિ કરનાર મનુષ્યો વિદ્વાન્ હોય છે, અને પોતાની પ્રવૃત્તિની શુદ્ધિમાં કારણ આપવા જાય છે, ત્યારે તેમની સામે એવું જ કહેવામાં આવે છે કે તમારા વિચારો ભલે શુદ્ધ હોય, તમારું કહેવું ભલે સાચું હોય અને એ વિચારની સત્યતા અમને પણ જણાય છે ખરી, પણ તમે જાણતા નથી, એ પ્રમાણે વર્તન કરવાથી લોકમાં ખોટું કહેવાય, ગમે તેટલી શુદ્ધતા હોય તોપણ यद्यपि शुद्धं लोक. માટે તમારે બાહ્ય પ્રવૃત્તિ તો અમુક પ્રકારે જ કરવી અને તમારા વિચારો અંતરમાં રાખવા. આ રીતે આ यद्यपि शुद्धं. નો મહાસ્તંભન મંત્ર પ્રયોજવામાં આવે છે !

આ મનુષ્યો તૃતીય ક્ષણે अमानित्वं अदंभित्वं०, અમાનીપણું, દંભરહિતપણું-ઇત્યાદિ જ્ઞાનનાં સાધનોને જણાવનાર શ્રીમદ્ ગીતાના શ્લોકના વ્યાખ્યાનમાં આર્જવના સ્વરૂપની સ્તુતિ કરતાં જણાવે છે કે જેવું મનમાં હોય તેવું જ વચનમાં લાવવું અને તે પ્રમાણે જ કૃતિ કરવી અર્થાત્ વિચાર, વચન અને કર્મની એકરૂપતા રાખવી એવું નામ આર્જવ છે અને એ આર્જવ જ્ઞાનનું મોટું સાધન છે, એ આર્જવને સેવ્યાવિના તત્વજ્ઞાનનો અધિકાર પ્રાપ્ત થતો નથી, અધિકારની પ્રાપ્તિવિના તત્ત્વજ્ઞાન થતું નથી અને તત્ત્વજ્ઞાન થયાવિના સંસારનિસ્તરણ થઈ શકતું નથી. અર્થાત્ મોક્ષની આશાસરખી પણ રહી શકતી નથી.

આ પ્રમાણે સર્વત્ર ભરાવવામાં આવતો यद्यपि शुद्धं० નો ચીમટો બીજે જ ક્ષણે એ મનુષ્યો સ્વહસ્તે જ ત્રોડી નાંખે છે અર્થાત્ કેવલ વિરુદ્ધ નિયમો ભિન્ન ભિન્ન સ્થળે અંગિકાર કરે છે અને તેથી પોતાનું વર્તન વિરુદ્ધ છે એવું વિવેકીને સ્પષ્ટપણે સિદ્ધ કરે છે, છતાં આ એમના તરફથી સર્વત્ર પરોવવામાં આવતું સૂત્ર ક્યાં ઉપયોગનું છે અને એ વૃદ્ધોક્તિનો ક્યાં અમલ કરવાનો છે અને ક્યાં નથી, એનો પ્રદેશ સર્વવ્યાપક છે કે પરિચ્છિન્ન છે, ઇત્યાદિ વિચારવું યોગ્ય છે.

ત્યાં પ્રથમ શાસ્ત્રપ્રતિ દૃષ્ટિ નાંખીએ તો શ્રી મનુસ્મૃતિમાં કહેવામાં આવ્યું છે કે वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् । आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ઋક્, યજુષ્, સામ અને અથર્વ એ ચારે વેદો ધર્મ જાણવામાં પ્રથમ પ્રમાણરૂપ છે; મનુ આદિ વેદવિદ્ પુરુષોની સ્મૃતિઓ તે વેદમૂલક હોવાથી ધર્મમાં દ્વિતીય પ્રમાણરૂપ છે, બ્રહ્મણ્યતા, દેવપિતૃની ભક્તિ, સૌમ્યતા, અન્યને તાપ ન આપવાનો સ્વભાવ, અસૂયાથી રહિતપણું, મૃદુતા, અપારુષ્ય, મૈત્રી, પ્રિયવાદીપણું, કૃતજ્ઞતા, શરણપ્રાપ્ત થયેલા પ્રતિ વાત્સલ્ય, કારુણ્ય અને પ્રશાન્તિ એ ત્રયોદશ પ્રકારનું વેદવિદ્ પુરુષોનું શીલ એ તૃતીય પ્રમાણ છે; ધાર્મિક પુરુષોનો કંબલવલ્કલાદિ ધારણ કરવારૂપ આચાર એ ચતુર્થ પ્રમાણ છે. અને જ્યાં વિકલ્પ હોય ત્યાં આત્મસંતોષ એ પંચમ પ્રમાણરૂપ છે. શ્રી યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ કહેવામાં આવ્યું છે કે श्रुतिः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः । सम्यक्संकल्पजः कामो धर्ममूलमिदं स्मृतम् ॥ વેદ, સ્મૃતિ, શિષ્ટ પુરુષોનો આચાર, વૈકલ્પિક વિષયમાં પોતાની ઇચ્છા અને શાસ્ત્રથી અવિરુદ્ધ કામના એ ધર્મનાં મૂલ છે અને એમાં ઉત્તરોત્તર દુર્બલ છે, તથા પૂર્વ પૂર્વ બલવાન્ છે.

આ સ્મૃતિવચનોનો ભાવ એ છે કે અમુક કર્તવ્ય છે અને અમુક કર્તવ્ય નથી એ નિર્ણય કરવામાં સર્વોપરિપ્રમાણ તે વેદ છે. જ્યાં વેદવચનથી નિર્ણય થાય છે કે અમુક ક્રિયા હેય છે કે અમુક ઉપાદેયછે ત્યાં અન્ય વિચારને અવકાશ નથી. આ જ પ્રમાણે મન્વાદિ સ્મૃતિઓ પણ એ નિર્ણય કરાવે છે. પણ જ્યાં વેદથી વિરુદ્ધ સ્મૃતિવચન હોય ત્યાં સ્મૃતિ ત્યજાય છે અને કર્તવ્યનો નિર્ણય વેદને અનુસરી થાય છે, તેથી જ્યાં વેદવચન સ્પષ્ટ નીકળતું નથી તેવા પ્રસંગમાં જ સ્મૃતિનો આધાર લેવાય છે. એ બેમાં તેનો નિર્ણય નહિ હોય ત્યાં, શિષ્ટોના આચારથી કર્તવ્યનો નિર્ણય થાય છે. એ બેમાં અથવા આ ત્રણેમાં જે ક્રિયામાટે વિકલ્પ કહેલો હોય—જેમકે ગર્ભથી આઠમે વર્ષે ઉપનયન કરવું અથવા આઠમે વર્ષે ઉપનયન કરવું ત્યાં ઉપનયન કરનારની ઇચ્છા નિયામક છે, એ બંને સમયની અનુજ્ઞા શ્રુતિસ્મૃતિથી અપાઈ છે અને શિષ્ટો પણ એ બેનું ગ્રહણ કરે છે તેથી

અમુક મનુષ્યે ક્યારે કરવું એ નિર્ણય એ મનુષ્યની ઇચ્છાનુસાર થઇ શકે છે. એથી અતિરિક્ત ક્રિયા હોય—જેમકે ભોજનપછી જલપાન કરવું કે પૂર્વે ત્યાં શાસ્ત્રથી અવિરુદ્ધ કામના—જેમકે ભોજન પછી જ જલપાન મારે કરવું—જે હોય તે પ્રમાણે નિર્ણય થાય છે.

ધર્મના નિર્ણય કરવામાં સાધનરૂપ સર્વ પ્રમાણોનો અત્ર સંગ્રહ કર્યો છે. અને તેમાં લોકાચારને જરાપણ સ્થાન શાસ્ત્રકારોએ આપ્યું છે ? જે સ્થાન આપ્યું છે તે શિષ્ટાચારને છે. અને તે પણ તૃતીય પંક્તિનું સ્થાનછે. લોકાચાર અને શિષ્ટાચારમાં મહાન્ ભેદ છે. સર્વ શિષ્ટાચાર તે લોકાચાર છે પણ સર્વ લોકાચાર તે શિષ્ટાચાર નથી. કારણ કે લોકમાત્ર શિષ્ટ નથી પણ પ્રજાવર્ગનો ન્યૂન ભાગ જ શિષ્ટસંજ્ઞામાં આવી શકે છે, વળી આ આચારને ધર્મજનક જ્યાં હોય ત્યાં—શિષ્ટાચારને પણ પ્રામાણ્ય છે. ધર્મ એ અદૃષ્ટ અથવા અપૂર્વનું નામ છે. જે સુખજનક અદૃષ્ટ છે તે ધર્મ છે. પણ જ્યાં ફલ દૃષ્ટ છે ત્યાં ધર્મ સંજ્ઞાની પ્રવૃત્તિ નથી. ત્યાં તો માત્ર કર્તવ્યસંજ્ઞાની પ્રવૃત્તિ ઘટે છે. જે ક્રિયા દૃષ્ટપણે સુખજનક છે તે ક્રિયા ધર્મજનક કહેવાતી નથી. પણ માત્ર સુખેચ્છકે કર્તવ્ય છે એમ કહેવાય છે. તેથી જ્યાં અદૃષ્ટરૂપ ધર્મની ઉત્પત્તિનો વિષય નથી ત્યાં શિષ્ટાચારનું પ્રામાણ્ય પણ રહેતું નથી, તેથી શાસ્ત્રદૃષ્ટિથી કોઇપણ રીતે यद्यपि शुद्धं० એ શૃંખલાવડે મનુષ્યોને દાસ બનાવી શકાય તેમ નથી એ સ્પષ્ટ છે.

આમ હોવાથી હવે એ જ વિચારવું રહે છે કે એ કથનની વિચારથી યોગ્યતા જણાય છે કે નહિ અને થતી હોય તો તે ક્યાં અને કેટલી છે. ત્યાં પ્રથમ એ તો સ્પષ્ટ છે કે લોકાચાર એ સામાન્ય લોકોનો આચાર છે. પોતાના સંબંધી, પોતાની સમીપમાં રહેનાર મનુષ્યોનો જે આચાર તે લોકાચાર કહેવાય છે. એવો ભાગ્યે જ કોઇ પણ આચાર છે કે જે મનુષ્યમાત્રમાં સમાન હોય. પ્રત્યેક મનુષ્ય પોતાનાં સગાંઓનો, પોતાની જ્ઞાતિનો, પોતાની જાતિનો આચાર જણાય તેને લોકાચાર કહે છે અને એ સર્વ મનુષ્યો તેનું સામાન્યપણે પાલન કરે છે. સામાન્ય રીતે તે પ્રમાણે વર્તન રાખે છે, તેથી એની સત્તા જામે છે. પણ પ્રાયશઃ જે ક્રિયા સર્વ મનુષ્યોમા, નાનાવિધ ભેદવાળા, મતિ, પ્રજ્ઞા, શીલ આદિમાં ભેદવાળા મનુષ્યોમાં પ્રચલિત હોય છે તે સર્વની મતિને રુચે તેવી હોય છે અને તેથી એ આચાર ઘણે ભાગે તો સામાન્ય મતિના જ પરિણામરૂપ હોય છે. કેટલાક આચારો અમુક સ્થિતિમાં ઉદ્ભવેલા હોય છે અને તે સ્થિતિમાં આવશ્યક પણ હોય છે પણ સામાન્ય પ્રજા પ્રગતિમાં વેગવાળી હોતી નથી, પણ જ્યાં બેઠાં ત્યાં જ બેઠા રહેવા સ્વભાવવાળી હોય છે તેથી એ આચારને સ્થિતિભેદ થયા છતાં પણ વળગી રહે છે અને તેથી એ આચાર દીર્ઘસમયસુધી આ રીતે પ્રચલિત થયેલા હોય છે આમ હોવાથી લોકાચાર એ સામાન્ય વર્ગના મનુષ્યોની સામાન્ય મતિના પરિણામરૂપ હોવાથી તથા સ્થિત્યંતર થયા છતાં પણ અસ્તિત્વમાં રહેલા હોવાથી સર્વ મનુષ્યોને બંધન કરનાર થઇ શકે તેમ કદી હોતું નથી. જો સર્વ પ્રજા આ પ્રકારના આચારોને જ વળગી રહે તો પ્રજાવર્ગમાં કદી સુધારો થતો નથી, પ્રજાની પ્રગતિ કદી થતી નથી અને પરિણામે એ આચારને વળગી રહેનાર પ્રજા વિકાસક્રમમાં પાછળ પડી જાય છે, અને તેથી અસ્તિત્વથી ભ્રષ્ટ થઇ રહે છે. સામાન્ય પ્રજા પ્રચલિત આચારને સદા વળગી રહેવાના સ્વભાવવાળી હોય છે અને તેથી જ કરીને જે અસામાન્ય મનુષ્યો છે તેમની એ ફરજ જ છે કે કોઇ પણ આચાર ધ

નિંદ્ર જણાય અથવા સમયને અનુસરતો નહિ જણાય તો તે આચારને દૂર ધરી પોતે નવો વિશુદ્ધ આચાર સ્થાપન કરવો. પ્રચલિત વિચારને જો ગેલીલીઓ તથા ન્યૂટન વળગી રહ્યા હોત તો આજ ખગોલવિદ્યાનું જે જ્ઞાન વૃદ્ધિને પામ્યું છે તે કદાપિ થઈ શકત નહિ. પ્રચલિત મતને જ જો વળગી રહેવાનું મહાત્માઓએ સ્વીકાર્યું હોય તો આજ હિંદુસ્થાનમાં વેદાન્તનો જે ગંભીર અને સદા સુખદાયી સિદ્ધાન્ત પ્રચલિત થયેલો છે તેને સ્થાને ભૈરવની ઉપાસના અને બૌદ્ધ ધર્મના આચાર વિચારનું જ દર્શન થઈ રહેત. પ્રચલિત આચારોને જ પૂર્વની પ્રજાએ સદા વળગી રહેવાનો આગ્રહ ધારણ કર્યો હોત જો જંગલી વસ્ત્રરહિત સ્થિતિમાંથી પ્રજાને આગળ વધવાનો સમય જ નહિ આવત. આજે મીલ, આગગાડી, તાર વગેરેનો ઉપયોગ કરાય છે તે એક સમયે તે તે પૂર્વની પદ્ધતિના મસ્તકપર પાદપ્રહાર કરી ઉદયને પામ્યો છે. એ શોધોનો ઉપયોગ કરનાર અને એ શોધોને કરનાર મનુષ્યોએ પ્રચલિત આચારને વળગી રહેવાનું જ યોગ્ય ધાર્યું હોત તો એમાંથી એક પણ શોધ થઈ શકી નહિ હોત; અને આજે પૂર્વના જેવા જાડા ખાદીનાં વસ્ત્રો જ સર્વ મનુષ્યોના અંગપર દૃષ્ટિગોચર થાત. પત્રવ્યવહારમાં કાસદ અને ખેપીઆઓ જ નજરે પડત, અને કચુડ કચુડ બોલતાં શકટોમાં પ્રવાસ થતો જણાત. જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખી જોવામાં આવશે ત્યાં સર્વત્ર જણાશે કે લોકાચારમાં સમયને અનુસરીને, જ્ઞાનને અનુસરીને, મતિને અનુસરીને અને સ્થિતિને અનુસરીને ભેદ અવસ્ય જ થવો જોઈએ; અને એ ભેદ સ્થાપીપણાને સેવનાર સામાન્ય મનુષ્યો કદાપિ કરી શકતા નથી પણ તેમના પ્રમાણમાં અસાધારણ મનુષ્યોએ જ કર્યા છે. સ્મૃતિગ્રંથો વારા ફરતી થયા છે તે પણ એ જ ધર્મને દઢાવે છે કે એક સ્મૃતિનો આચાર સમય, સ્થિતિ આદિના ભેદથી અનનુરૂપ જણાયો એટલે અન્ય ઋષિએ તે આચારનો ભંગ કરી અન્ય આચાર તે સમયને-તે સ્થિતિને અનુસરતો સ્થાપન કર્યો છે. તેથી લોકાચારનું સર્વએ પાલન કરવું અને તે સદા પાલન કરવું એ સર્વને બંધનરૂપ નથી. પણ મહા પુરુષોએ જ્યાં એ અયોગ્ય જણાયો છે ત્યાં એના ખંડનમાં જ પોતાનું કર્તવ્ય સ્વીકાર્યું છે. સર્વ ધર્મોના ઇતિહાસ, સર્વ રાજ્યફેરફારના ઇતિહાસ તથા મોટા મોટા ઉદ્યમની શરૂઆતના ઇતિહાસ તપાસવામાં આવશે તો ત્યાં સ્પષ્ટ જણાશે કે એ સર્વ પ્રસંગો પ્રચલિત લોકાચારનું ખંડન કરી ઉદ્ભવ્યા છે અને એમનો પ્રચાર થતાં નવા લોકાચાર સ્થપાયા છે. તેથી અમુક લોકાચાર પ્રચલિત છે તેથી તેનું બંધન સ્વીકારવું એ નીતિ જણાતી નથી, એ પ્રકારની નીતિનો કોઈ પણ પ્રજાના મહા પુરુષોએ સ્વીકાર કર્યો હોય એમ જણાતું નથી.

તો આ આરંભનું સૂત્ર શાસ્ત્રવચન નથી, એની પ્રમાણતા નથી, એ પ્રશ્ન થશે. ત્યાં પ્રથમ કહેવાનું કે એ શાસ્ત્રવચન તો નથી જ, કારણ કે પ્રસિદ્ધ પ્રમાણવાળા કોઈ પણ શાસ્ત્રમાં એનું વિધાન નથી. સામાન્ય પ્રજા કોઇ પણ વાત સંસ્કૃત ભાષામાં હોય તેને શાસ્ત્રવચન સ્વીકારી લે છે, તે પ્રમાણે એને શાસ્ત્રવચન કહેવામાં આવે તો લેશ પણ વિરોધ નથી. પણ એ રીતે તો મહારાણીનું જીવનચરિત્ર તથા બાઇબલ કે કૂરાનનું સંસ્કૃત કર્યું હોય તો તે પણ શાસ્ત્રસંજ્ઞાને પામી શકે. એમ પામે તેનો વિરોધ નથી પણ કહેવાનું તાત્પર્ય એ છે કે એટલાપરથી એનું પ્રામાણ્ય સિદ્ધ થતું નથી. સંસ્કૃતમાં કોઇ વાક્ય બોલ્યા એટલે તેટલાથી જ તે પ્રમાણ છે એ કલ્પના કરવી પણ બુદ્ધિમાનને હાસ્યાસ્પદ લાગે છે. કારણ કે સત્યને અને ભાષાવિશેષને કોઈ જાતિનો અભિન્નભાવ સંબંધ નથી. જેમ સત્યસિદ્ધાન્તો

સંસ્કૃતમાં દર્શાવી શકાય છે તે જ પ્રમાણે અને તેટલી જ સરળતાથી અસત્ય વાર્તા પણ દર્શાવી શકાય છે. તેથી આ સૂત્ર સંસ્કૃતમાં છે તેથી શાસ્ત્રવચન છે અથવા પ્રમાણરૂપ છે એ મોહ ત્યજી દેવાજેવો છે,

આ સૂત્રની પ્રમાણતા વિચારથી જ જણાય છે. ત્યાં એના પક્ષમાં બે વિચાર પ્રધાનપણે જોવામાં આવે છે. એક તો આ સૂત્ર વૃદ્ધ પુરુષો વારંવાર ઉચ્ચારે છે અને તેથી એમના અનુભવમાં એનો ઉપયોગ ઘણી વાર થયો છે અને તેથી એમને એથી હાનિ જણાઈ નથી. અર્થાત્ પ્રજામાં અનેક પરિવર્તનો થયાં છતાં (આ) સૂત્ર હજી શ્રવણગોચર થાય છે તેથી એમાં કંઈક સત્ય હોવાનો સંભવ છે. અને બીજો વિચાર તો એ કે મનુષ્યોએ આ સૂત્રને આધારે ચાલવું એ રાજમાર્ગ છે, મનુષ્ય આ સૂત્રને આધારે પોતાની પ્રવૃત્તિ રાખે તો એને દુઃખી થવાનો યોગ ઓછો આવે છે. આ બન્ને વિચારમાં સત્યતા રહેલી છે એ નિઃશંક છે. જે મનુષ્યોને સ્વતંત્ર મતિ નથી, જેઓ સ્વતઃ અથવા વેદાદિ શાસ્ત્રને આધારે પોતે સત્ય નિર્ણય કરવા અસમર્થ છે તેમને તો આ સૂત્રપ્રમાણે આચાર રાખવો એ ડહાપણ ભરેલું છે. વળી જેઓ પોતે સત્ય નિર્ણય કરી શકે છે પણ જેઓ દુઃખ અથવા ત્રાસના કાયર છે તેમને માટે પણ આ સૂત્ર પ્રાયશઃ ઉપયોગી છે. કોઈ પણ વ્યક્તિ પ્રચલિત આચારની મિથ્યતા જાણીને તેથી ભિન્ન આચરણ કરે છે એટલે તરત જ એ પૂર્વાચારને પાળનારી પ્રજા તેનાપર તૂટી પડે છે. એ પ્રજા સામાન્ય મતિની પ્રજા હોવાથી એ નવીન આચારની સત્યતા જોઈ શકતી નથી, દુરાગ્રહવાળા અથવા કાયર સ્વભાવની હોવાથી જે પકડ્યું એને છોડવા તત્પર હોતી નથી, અને અસહનશીલ સ્વભાવવાળી હોય છે તેથી નવીન આચાર જોતાં જ ચમકી ઉઠે છે, અને એ નવીન આચાર પાળનારને ત્રાસ આપવા મચી પડે છે. આવી વિવિધ પ્રકારે વ્યાવહારિક અડચણો એ નવીન આચારના અમલ કરનારને આરંભમાં સહન કરવાની આવે છે એ સહન કરવાનું જેનામાં બળ નથી તે મનુષ્યમાટે પ્રચલિત આચારના પાલનસિવાય અન્ય ઉપાય રહેતો નથી. વળી જગત્માં પોતાનો જન્મ થયો તે સમયે જગતની જે સ્થિતિ હોય છે તેમાં કાંઈ પણ સુધારો કરી પ્રજાનો ઉદ્ધાર કરવો, પ્રજાને કાંઈ પણ ઉચ્ચ સ્થિતિએ સ્થાપન કરેલી જોવી એવો જેને અંતરમાં વેગ નથી તે મનુષ્યે પણ પ્રચલિત આચારને માન આપવાનું બહુધા રહે છે. જે મનુષ્યને સત્યમાં ખાસ મમત્વવૃત્તિ જણાતી નથી. જે સત્ય હોય તેને જ અનુસરવું અને અસત્યને ઓળે પણ નહિ આવવું એવો જેનો દૃઢ નિશ્ચય નથી તે મનુષ્ય પણ પ્રચલિત આચારને માન આપે તો તે ગાજે છે. પ્રચલિત આચારપ્રમાણે ચાલવાથી પ્રજાજન સંતુષ્ટ રહે છે અને તેથી તે પ્રજા-

આચાર જે હોય તેને સત્વર ગ્રહણ કરવો તથા કોઈ પણ એવી પ્રવૃત્તિ કરે ત્યાં તેની સામે આ यद्यपि शुद्धं० એ વાક્યને ન ધરતાં પોતે તેની પ્રવૃત્તિને સર્વ પ્રકારે અનુમોદન આપવું. જે આચારો શાસ્ત્રવિરુદ્ધ નથી પણ જે સમયાનુકૂળ નથી, જેનું આલંબન કરવાથી વર્તમાન સમયમાં સુખની હાનિ અથવા પ્રગતિની હાનિ અથવા પ્રગતિમાં વિલંબ થવાનો સંભવ છે તે આચારોને પણ ઉપરની જ કોટિમાં સ્થાપી તેની સામે પણ યુદ્ધ કરવાનું આવશ્યક છે. જે આચારો ઐચ્છિક વિકલ્પરૂપ છે, જે આચારોના સંબંધમાં આમ કરવાથી પણ હાનિ નથી અને આમ કરવાથી પણ હાનિ નથી એવું જણાય છે, તેવા આચારોને સુજ્ઞ પુરુષોએ પાળવા અને न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्-અજ્ઞાન પુરુષોમાં બનતા સુધી બુદ્ધિભેદ ન કરવો એ શ્રીકૃષ્ણ પરમાત્માના વચનાનુસાર यद्यपि शुद्धं. એ સૂત્રને માન આપવું યોગ્ય છે, અને તે સાથે ઇતર પ્રજાએ પણ એવા આચાર માટેનો પોતાનો આગ્રહ ત્યજવો અથવા શિથિલ કરવો જરૂરનો છે. આવા આચારોમાં આગ્રહ મિથ્યાપણે ધરવાથી એ દુરાગ્રહનું સ્વરૂપ ધારણ કરે છે અને તે છેવટે એ દુરાગ્રહ ધરનારને જ હાનિકર થઈ પડે છે એ સ્મરણમાં રાખી એ સંબંધનો આગ્રહ શિથિલ કરવાનો અભ્યાસ પાડવાની સામાન્ય પ્રજાને જરૂર છે. આ પ્રકારે માત્ર તૃતીય પ્રકારના આચારના સંબંધમાં જ આ यद्यपि शुद्धं० એ સૂત્ર કંઇ પણ વજનવાળું છે. અને ત્યાં જ એને બનતાસુધી માન આપવાની નીતિ ડહાપણનો રસ્તો વિવેકીને માટે છે, ઇતર સ્થળે એ સૂત્ર માનનીય કોઈ રીતે ઠરી શકતું નથી અને એનું પાલન કરવાનું બંધન કોઈ સુજ્ઞને અવશ્યરૂપે પ્રાપ્ત થતું નથી.

# सामर्थ्यने प्राप्त करवानी कला.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૦૮ થી. )

સામર્થ્યનાં રત્નોની મંજૂષા ( મજુસ ) અન્ય કોઇ સ્થળે નથી, પણ તમારા પોતાનામાં જ છે. જે વડે તમે બોલો છો, ચાલો છો, હરો છો, ફરો છો, વિચારાદિ કરો છો તે તે છે. તમે તેને જાણતા નથી. તમે તેમાં કાંકરા ભરેલા છે, એમ માની બેઠા છો. ભાવના પલટો. તમે રત્નને જોશો. મંજૂષા પોતાનાં અમૂલ્ય રત્ન તમને અર્પવા તૈયાર છે. તમારા ઉઘાડવાની જ તે વાટ જુએ છે.

તમે તમારા ઇપ્સિતાર્થ સિદ્ધ થાય એમ ઇચ્છો છો? તમે. સદ્ગુણને ઇચ્છો છો? જ્ઞાનને ઇચ્છો છો? જનસમુદાયનું કલ્યાણ કરવા ઇચ્છો છો? વિશ્વમાં પ્રસિદ્ધિ પામવા ઇચ્છો છો? અસાધારણ બુદ્ધિવિભવસંપન્ન મહાપુરુષ થવા ઇચ્છો છો? કહો, શું થવા ઇચ્છો છો?

જે થવા ઇચ્છતા હો, જે પામવા ઇચ્છતા હો, જે કરવા ઇચ્છતા હો, તે સર્વ કરવાનું સામર્થ્ય પૂર્ણપણે તમારી સમીપમાં છે. ક્યાં?

તમારા પોતાના સ્વરૂપમાં, તમારા આત્મામાં, જે સત્તાવડે તમે 'હું' 'હું' એમ બોલો છો, અને જે સત્તા એ જ વસ્તુતઃ તમે છો તેમાં.

આરોગ્ય પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરી કરીને તમે થાકી ગયા છો? ઔષધોથી કે ફકાથી તમને લાભ નથી થયો? સુદૃઢ આરોગ્ય પ્રાપ્ત થવાની હવે કોઇ પણ આશા તમને નથી રહી? તમે છેક નિરાશ થઈ ગયા છો? તો પ્રિયતમ! બહારથી મદદ મળવાની સર્વ આશાનો પરિત્યાગ કરી, પાછા વળો, અને તમારી પોતાની જ મદદ માગો. તમારા પોતાજ બળને શોધો. તે તમને નિરાશ નહિ કરે. લોકો જેને સર્વશક્તિમાન્ ઇશ્વર કહે છે, શા-

સો જેને कर्तुंमकर्तुंमन्यथाकर्तुंम् કહે છે, તે તે જ છે. તે તમે પોતે છો.

તમે નિર્ધન છો? વિવિધ વિપત્તિઓના પંજામાં સપડાયલા છો? ક્લેશથી ઝુર્યા કરો છો? ત્રિવિધિ તાપથી તપ્યા કરો છો? મન મરતું નથી? શાંતિવિના વલખાં મારો છો? મોક્ષ થશે કે કેમ એવી શંકાથી કંપો છો? તમારો ઉદ્ધાર થવાની તમારી બાંધેલી આશાઓ નિષ્ફળ ગઈ છે? સ્વતંત્ર થવા ઇચ્છો છો? તો પાછા વળો. પોતાનામાં પ્રવેશો, અને સ્વતંત્ર થાઓ. ક્યારે? હમણાં જ, આ ક્ષણે તમારૂં આત્મસ્વરૂપ અગમ્યના વાયદા આપતું નથી. આ ક્ષણે જ પ્રયત્નને કરો; આ ક્ષણે જ વિજયને અનુભવો.

હા, પ્રત્યેક દુઃખમય સ્થિતિઉપર તમે વિજય મેળવી શકો એમ છે, પણ તે વિજય પ્રાપ્ત કરવાપૂર્વે તમારે તમારા પોતાના ઉપર વિજય મેળવવાનો છે. તમે જે માની બેઠા છો કે હું જીવ છું, અને હું કશું જ કરવા સમર્થ નથી, એ તમારી અશ્રદ્ધાને, તમારા અવિશ્વાસને, તમારા સંશયવિપર્યયને તમારે જિતવાનાં છે.

અસંખ્ય જન્મોથી તમે અશ્રદ્ધાને, અવિશ્વાસને, તથા સંશયને પોષ્યા કર્યા છે. તમે કાળાનાગને દુધ પાઇ ઉછેર્યાં છે; હા દુધ પાઇને. તમે શાસ્ત્રના ઉપદેશને સાંભળ્યો નથી. સત્પુરુષોનાં વચનોનો અનાદર કર્યો છે. તમે તમારૂં ગાડું, તમને ફાવ્યું એમ હાંકે ગયા છો, અને હવે ઉંડા ખરામાં પડ્યા છો.

અશ્રદ્ધાને પોષવાથી તમે હવે, જેને ને તેને ન માનતા થયા છો. પરિણામ એ આવ્યો છે કે હવે તમારી અશ્રદ્ધા એટલે શિખરસુધી પહોંચી છે કે ઢોલ વગાડીને સત્શાસ્ત્રો કે સત્પુરુષો તમારા કાનમાં કહે છે કે તમે ઇશ્વરસ્વરૂપ છો, તોપણ તમે 'ન બદુ' 'ન બદુ' કરનાર જડમતિની પેઠે હઠીલા પથરા થયા છો. તમે સિંહ છતાં તમે પોતાનું સિંહપણું, બકરીઓમાં બેસી વિસરી ગયા છો, અને તમારૂં સિંહપણું તમને ટોકી ટોકીને કહેતા છતાં સિંહપણાનો આશ્રય લેતા નથી. પણ બકરીપણાનું સ્મરણ કરતા બેં બેં કર્યા કરો છો.

તમારી નાડી જોતાં તમને રોગ બીજો કશો થયો નથી. પણ અશ્રદ્ધાનો કલ્પિત રોગ થયો છે. આ રોગને તમે પાળી પોષી મોટો કર્યો છે, અને તે હવે તમારા રોમેરોમમાં વ્યાપી ગયો છે. હવે તમે સુખી ન થાઓ, રોગી રહો, નિર્ધન રહો, વિવિધ દુઃખોને ભોગવો, અને મૃત્યુને પામો, એમાં શું આશ્ચર્ય! અશ્રદ્ધાપિશાચીના પંજામાં સપડાયલા તમારૂં રુધિર ચુસાઈ જાય, અને તમારાં પાંસળેપાંસળાં દેખાય એમાં શી નવાઈ!

સામર્થ્યની કળા સિદ્ધ કરવામાં જે મહા શત્રુને પ્રથમ જીતવાનો છે, તે આ અવિશ્વાસ છે. જ્યારે અશ્રદ્ધાને તમે જિતશો, જ્યારે સંશયઉપર તમે વિજય મેળવશો, અને પોતાનામાં શ્રદ્ધા રાખતા થશો ત્યારે વિશ્વનુ સામાન્ય તમારે પગે પડશે; નિર્ધનતા, રોગ, દુઃખ વગેરે અપ્રિય સ્થિતિઓને તમારા પગતળે તમે ખુંદી નાંખશો.

જ્યારે તમે તમારા પોતાનામાં શ્રદ્ધા અને વિશ્વાસને ધરનારા થશો ત્યારે જ તમારા હૃદયમાં ઉંડા તમારા અંતરાત્માના સ્વરને તમે અધિક અધિક શ્રવણ કરતા થશો, ત્યારે જ તમે સંયમ સાધવાની યોગ્યતાવાળા થશો, ત્યારે જ તમે સ્વરૂપમંત્રી થશો. તમારા અંતરાત્માના અદ્ભુત સામર્થ્યને ત્યારે જ તમે જાણશો.

તમે જેવા માનશો તેવા જ તમે થશો. તમને જીવ માનીને તમને શિવ જોવાની તમે આશા રાખી હોય તો આ ક્ષણથી જ હાથ ધોઈ નાંખજો. જેઓ કાદવમાં સ્નાન કરે છે, તેઓ શરીરના નિર્મળ ભાવને જોતા નથી. જેઓ હાલતાં ચાલતાં પોતાના જીવભાવનું અને જીવભાવની ક્રિયાઓનું ચિંતન કરે છે, તેઓ જીવભાવને જ અધિક દૃઢ કરે છે.

મનુષ્ય પોતાને જેવો માની લે છે, તેવો જ તે થાય છે, તેનું કારણ નીચે પ્રમાણે છે. મનુષ્યના મનની કલ્પનાશક્તિ, અથવા ધારણાશક્તિ અથવા ભાવનાશક્તિ, એક ચિત્રશાલાજેવી છે, અને એ ચિત્રશાલાની ભીંતોઉપર, જે ચિત્રોની તેણે ભાવના અથવા ધારણા અથવા કલ્પના કરી હોય છે, તે જ ચિત્રો ટાંગેલાં રહે છે.

જેમ કોઈ ઉત્તમ ચિત્રકાર પોતાના મનમાં કોઇ સુંદર ચિત્રની કલ્પના કરે છે, અને પછી તે કલ્પનાને મનમાં સ્થિર રાખી તે કલ્પનાપ્રમાણે બહાર પટઉપર ચિત્ર આલેખે છે તેમ મનની કલ્પનાશક્તિ પ્રથમ કોઇએક સ્થિતિનું ચિત્ર કલ્પનામાં રચે છે, અને પછી મનુષ્યની અન્ય સર્વ શક્તિઓનો પ્રયત્ન તે રચેલા ચિત્રને બહાર સ્થૂલરૂપમાં પ્રકટ કરવાનો પ્રયત્ન સેવે છે, અને પરિણામમાં તે કાલ્પનિક ચિત્રને સંમુખ પ્રકટ કરે છે ત્યારે જ તે સર્વશક્તિઓ વિરામને પામે છે.

' જેમ કોઈ યોગસાધક ધારણા સાધવામાં પ્રથમ કલ્પનાથી કોઈ આકૃતિને લક્ષ્યસ્થાનમાં રચે છે. અને તે આકૃતિને સ્થિર રાખે છે, અને કલ્પનામાં જોએ કરે છે, તો પરિણામમાં તે કલ્પેલી આકૃતિને સ્થૂલરૂપમાં પ્રકટ થયેલી જુએ છે, તેમ મનુષ્ય જેની જેની ભાવના લાંબો સમય કરે છે, તે તે પદાર્થોને સ્થૂલ રૂપમાં પ્રકટ થયેલા જુએ જ છે.

મનુષ્યમાં બુદ્ધિના અંકુરો નીકળવા માંડે છે ત્યારથી તે પોતાની હોય છે તે સ્થિતિથી બીજી સ્થિતિએ જવાને કલ્પનામાં પ્રથમ એક ચિત્ર રચે છે, અને આ ચિત્ર રચાયું કે મનુષ્યની બીજી સર્વ શક્તિઓ તે રચેલા કાલ્પનિક ચિત્રને પ્રકટ કરવાનો પ્રયત્ન સેવે છે. ચિત્ર રચાતાં તે ચિત્રને સ્થૂલ રૂપમાં પ્રકટ કરવાનો પ્રયત્ન થયાવિના રહેતો જ નથી. જે જે ઉંચી સ્થિતિઓ અથવા નિકૃષ્ટ સ્થિતિઓ મનુષ્યોએ પ્રાપ્ત કરી હોય છે, અથવા કરે છે, તેમાં પ્રથમ તે તે સ્થિતિનું માનસિક ચિત્ર કલ્પનામાં રચાય છે, અને ત્યાર પછી જ તે રચેલું ચિત્ર સ્થૂલરૂપમાં પ્રત્યક્ષ થાય છે. કલ્પનામાં રચેલા ચિત્રથી ભિન્ન પ્રકારનુ સ્થૂલરૂપ કદી જ પ્રકટતું નથી.

આથી સુખેચ્છક પુરુષે કલ્પનામાં સુખનું ઉત્તમ ચિત્ર નિરંતર રચેલું રાખવું જ જોઇએ. જો તે ઘડીકમાં સુખનું અને ઘડીકમાં દુઃખનું ચિત્ર વૃત્તિમાં આરૂઢ રાખે છે, તો તે ધારેલી સ્થિતિને પ્રાપ્ત કરી શકતો જ નથી.

આમ હોવાથી સ્પષ્ટ થાય છે કે બ્રહ્મત્વનો અનુભવ કરવા ઇચ્છનાર સાધકે બ્રહ્મત્વને સત્વર અનુભવ કરવા અર્થે બ્રહ્મત્વના ચિત્રને જ વૃત્તિમાં આરૂઢ રાખવું જોઇએ, અર્થાત્ સર્વ અવસ્થામાં તેણે પોતાના જીવભાવનું સ્મરણ નહિ કરવું જોઇએ પણ પોતાના બ્રહ્મભાવનું સ્મરણ કરવું જોઇએ. અને આ બ્રહ્મભાવનું સ્મરણ સદોદિત તેની વૃત્તિમાં જાગ્રત્ રહે માટે તેણે પોતાના ઇશ્વરત્વની નિરંતર ભાવના કરવી જ જોઇએ.

કલ્પનામાં અથવા ભાવનામાં સ્થાપેલાં ચિત્રો મૂર્તિમાન્ થાય છે. પરમાત્માની કલ્પનામાં પ્રથમ આરૂઢ થયેલું જગત્, સ્થૂલરૂપે સર્વને પ્રત્યક્ષ થયું છે. મનુષ્યે પોતાની કલ્પનામાં આરૂઢ કરેલું પોતાનું માનુષ જગત્ પણ સ્થૂલરૂપમાં પ્રકટ થયેલું જુએ છે. કારણ મનુષ્ય અને પરમાત્મા ઉભય અભિન્ન છે.

મનુષ્યની આંતરબાહ્ય સ્થિતિ તેના કર્માનુસાર હોય છે, અને કર્મ જે સત્તાથી થાય છે, તે સત્તા આપણી કલ્પનામાં રચાયલાં ચિત્રો પ્રમાણે જ કર્મને કરે છે, તેથી મનુષ્યની આંતરબાહ્ય સ્થિતિનો સાક્ષાત્ હેતુ કલ્પના અથવા ભાવના છે, એ નિર્વિવાદ સિદ્ધ છે.

તમે તમારા મનમાં, તમારા શરીરમાટે, તમારા મનમાટે અને તમારી આધ્યાત્મિ-

પ્રબળ ઇચ્છા એ કલ્પનામાં રચાયલા ચિત્રોનો જ પરિણામ છે કલ્પનામાં રચવામાં આવતું ચિત્ર, એ વસ્તુત ભાવના જ છે, તેથી યથાર્થ ભાવના થતા, જેની ભાવના કરવામાં આવી હોય છે, તેને પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા, પ્રકટ્યા વિના રહેતી જ નથી

ઇચ્છા પ્રકટ્યાપૂર્વે, જેની ઇચ્છા કરવામાં આવે છે, તે વસ્તુનું ચિત્ર અર્થાત્ ભાવના મનમાં પ્રથમ રચાય છે વસ્તુનું સ્વરૂપ મનમાં બંધાયાવિના પ્રકટતી જ નથી ઘણે પ્રસંગે વસ્તુનું સ્વરૂપ, આપણને તેનું ભાન થાય છે, તે પૂર્વે જ મનમાં રચાયલું હોય છે, અર્થાત્ મનને હું વસ્તુનું સ્વરૂપ રચું છું, એવું સાક્ષાત્ ભાન હોતુ નથી બહુ પ્રસંગે ઇચ્છાના ઉદયસાથે જ મનુષ્યને સમજાય છે કે પ્રાપ્ત કરવાની વસ્તુનું સ્વરૂપ તેના મનમાં રચાયું છે

વસ્તુના સ્વરૂપો રચવાની મનની શક્તિ જેને આપણે કલ્પનાશક્તિ, ભાવનાશક્તિ, અથવા ધારણાશક્તિ કહીએ છીએ, તે શક્તિ મનની સમગ્ર શક્તિઓની નેત્રી અર્થાત્ ચલાવનારી છે કલ્પનાશક્તિ ચિત્રો રચી રચીને મનમંદિરમાં સ્થાપે છે, મનની અન્ય શક્તિઓ તે ચિત્રોને જુએ છે, અને તત્કાળ બાહ્ય જગતમાં અથવા વ્યવહારમાં તે ચિત્રોને મૂર્તિમાન્ કરવાનો પ્રયત્ન તેઓ કરવા માંડે છે

માનસિક ચિત્રોને રચનાર આ કલ્પનાશક્તિ, મનની સમગ્ર શક્તિઓમાં અત્યંત અગત્યની શક્તિ છે મનુષ્યો તેની મહત્તાને અને ઉપયોગને જાણતા નથી,

કલ્પનાશક્તિ અથવા ધારણાશક્તિ, એ યોગીનું ત્રિભુવનવિજયી ખડ્ગ છે એ શક્તિના પ્રતાપવડે તે વિશ્વનું સામ્રાજ્ય પ્રાપ્ત કરી શકે છે એ શક્તિનો કેવી રીતે ઉપયોગ કરવો તેના જ્ઞાનથી તેને આ વિશ્વમાં દુર્લભ એવું કશું જ રહેતું નથી

જગતમાં જે જે ઉન્નતિ આજે જોવામાં આવે છે તે સર્વ આ કલ્પનાશક્તિનો પ્રભાવ છે આ શક્તિ મનુષ્યમાં ન હોય તો તે જેવો હોય તેવો ને તેવો જ રહે જેમ જેમ આ શક્તિનો વિકાસ કરવામાં આવે છે, તેમ તેમ ઉન્નતિ હરણની પેઠે છલંગો મારતી આગળ ચાલે છે

વિદ્યાકળાના સર્વ નવા શોધો, આ શક્તિનો જ પરિવાર છે આ શક્તિને જેઓ વિધિવડે પોષતા નથી, અને તેને કુંઠિત કરી નાખે છે, તે તેઓ ઉન્નતિવૃક્ષના મૂળમાં વિષનું સિંચન કરે છે

સ્મરણશક્તિની સાથે આ શક્તિનો એટલો બધો નિકટનો સબંધ છે કે તે ન હોય તો સ્મરણશક્તિનું અસ્તિત્વ હોઇ શકે જ નહિ કલ્પના શક્તિએ રચેલા માનસિક ચિત્રો ઉપર જ બહુધા સ્મરણશક્તિનો આધાર હોય છે એ ચિત્રોને જોઇને જ સ્મરણશક્તિ આપણને ભૂતકાળના પ્રસંગોનું ભાન કરાવે છે (અપૂર્ણ)

# ક્રિયા તથા વિચારનું માધુર્ય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૨ થી )

આ શી રીતે બને છે તે સમજવાસારૂ ઉદાહરણરૂપે બર્મીંગહામ યુનીવર્સિટીના પ્રીન્સીપાલ સર ઑલીવર લોજની 'રેડીઅમ' નામના નવા જણાયેલા ભૌતિક તત્ત્વની પ્રક્રિયા અસ્થાને નહિ ગણાય —

આ વિદ્વાન્ જણાવે છે કે વિદ્યુત્શક્તિ પરમાણુઓમાં રહેલી છે જે ભૌતિક પરમાણુમાં આ શક્તિ રહેલી છે તે પરમાણુઓ એટલા સૂક્ષ્મ હોય છે કે એક ઇંચની પંક્તિમાં

વાથી આ અભિમાનના અણુને અભિમાની પણ કહે છે, પરંતુ જીવાત્માનું પૃથક્ અસ્તિત્વ તો મહત્તત્ત્વના અણુથી જ સિદ્ધ થયેલું હોય છે એ ખાસ લક્ષમાં રાખવાનું છે. સુષુપ્તિ અથવા સમાધિસમયે આ અભિમાનનું અણુ સસંસ્કારમહત્તત્ત્વની અવિદ્યા અથવા વિદ્યાપુરીમાં લીન થતું હોવાથી ચિદાત્માનું પૃથક્ અસ્તિત્વ અનુભવાતું નથી, એ આ વિચારથી હવે સ્પષ્ટ થશે.

આ અભિમાનનું અણું સૂક્ષ્મ પૃથ્વીને બહોળારૂપમાં દેખાડનાર કાચ ( magnifying glass ) જેવું હોય છે. વિસ્તારપ્રતિ લક્ષ કરનારી આપણી નેત્રવૃત્તિ સૂક્ષ્મ ભેદોને ગલિત થયેલા અનુભવી આપણને એક અવિચ્છિન્ન વસ્તુનું ભાન કરાવે છે; સૂક્ષ્મદર્શક યંત્રથી અથવા ઉપર કહેલા કાચવડે આપણે તે વિસ્તારવાળા પ્રદેશને જોઇએ છીએ ત્યારે તેનો એક દેશ અનંત ભેદોથી ઉભરાયેલો આપણને જણાય છે, પણ તેની સાથે તે પ્રદેશની બીજી બાજુઓ આપણા લક્ષબહાર જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે આપણને સૂક્ષ્મદર્શક યંત્રથી ચાક્ષુષ્ જ્ઞાનની ઉંડાઈ પ્રાપ્ત થાય છે, પણ તેની સાથે આપણે ચાક્ષુષ્ જ્ઞાનની બહોળાઇ ખોઇએ છીએ. આ નિયમ આધ્યાત્મિક શાસ્ત્રમાં પણ લાગુ પડે છે. અભિમાનના અણુની જાગ્રદ્ દશામાં આપણે અનંત ભેદોનું વિસ્પષ્ટ જ્ઞાન મેળવીએ છીએ, પરંતુ તે પ્રકૃતિપ્રદેશના અત્યંત નજીવા ભાગનું હોય છે. મહત્તત્ત્વવડે આપણા જ્ઞાનનું વિશાલપણું સિદ્ધ કરી શકીએ છીએ પરંતુ તે સમયે ભેદોનું ભાન ગલિત થાય છે. આથી સામાન્ય જ્ઞાનનું સાધક મહત્તત્ત્વ છે, વિશેષ જ્ઞાનનું સાધક અભિમાનદ્રવ્ય છે. સામાન્ય જ્ઞાનથી અથવા નિર્વિશેષ જ્ઞાનથી પ્રેરાયેલા આપણે સવિશેષ જ્ઞાનને મેળવીએ છીએ. સર્વોત્તમ ભાવનાઓ, સર્વોત્તમ કલ્પનાઓ, મહત્તત્ત્વના વ્યાપક પ્રદેશમાંથી સ્ફુરે છે, અને અભિમાનના પ્રદેશમાં અંકુરિત થાય છે.

સ્વાત્મપ્રતીતિ કરાવનાર અભિમાનદ્રવ્યના સાત્વિક અંશમાંથી સવિશેષ જ્ઞાન અને ક્રિયાઓનો ઉદય કરાવનાર અને તે સર્વનું અનુસંધાન કરી અભિમાનદ્રવ્યમાં પરિણામ પહોંચાડનાર મન નામનું અણુ પૃથક્ પડે છે. આ અણુ અભિમાન દ્રવ્યના અણુની આગળ પાછળ રહેલા અભિમાનના અધિકરણાત્મક દ્રવમાં તરે છે. અભિમાન દ્રવ્યના પુનઃ રાજસાંશમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો પ્રકટ થઇ મન નામની એકાદશ ઇન્દ્રિયસાથે તે ઇન્દ્રિયના સામાન્ય પ્રવાહવડે જોડાયલાં રહે છે. બુદ્ધિ, અભિમાન અને દશ ઇન્દ્રિયસહિત મન એ અંતઃકરણત્રયનો સૂત્રાત્મારૂપ એક સામાન્ય પ્રવાહ હોય છે અને તેને પ્રાણતત્ત્વ કહે છે. આ તત્ત્વ વાયુતત્ત્વની ઉત્પત્તિ પહેલાંનું છે, પરંતુ વાયુસમાન તેનો વેગ હોવાથી તથા વાયુના કર્માખ્ય સંસ્કારો તેની સાથે જોડાતા હોવાથી તેને વાયુના પરિણામ અથવા વૃત્તિતરીકે ગણવામાં આવે છે. પુનઃ અભિમાનદ્રવ્યના તામસાંસમાંથી શબ્દાદિ પંચ તન્માત્રાઓ અથવા ભૂતસૂક્ષ્મ પ્રકટ થાય છે, અને તે સામાન્ય દ્રવ્યમાંથી સર્ગારંભે ભૂતસૂક્ષ્મના પંચ અણુઓનું મંડલ અભિમાનીના અણુસાથે ગુણકર્માનુસાર પ્રાપ્ત થાય છે. આ પ્રમાણેઃ-( ૧ ) અવિદ્યાપુરી અથવા વાસનાપુરી, ( ૨ ) કામપુરી, ( ૩ ) કર્મપુરી, ( ૪ ) શુદ્ધબુદ્ધિ, ( ૫ ) પંચ જ્ઞાનેન્દ્રિયનું મંડલ, ( ૬ ) પંચ કર્મેન્દ્રિયનું મંડલ, ( ૭ ) સાહંકાર મન, અને ( ૮ ) પંચભૂતસૂક્ષ્મના અણુનું મંડલ.

वायुप्राणयोः पृथगुपदेशश्रुतयस्तु—

एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च

खं वायुर्ज्योतिरापः पृथ्वी विश्वस्य धारिणी ।

इत्याद्या इति । अत एव लिंगशरीरमध्ये प्राणानाम· गणनेऽपि न न्यूनता, बुद्धेरेव क्रियाशक्त्या सूत्रात्म· प्राणादिनामकत्वात् ।

( विज्ञानभिक्षु )

એમ આઠ પુરીઓ એક ઝુમખાની પેઠે રહે છે અને તે આઠ મંડલો અથવા પુરીઓનું પરસ્પર અનુસંધાન કરાવનાર પ્રાણ અથવા સૂત્રાત્મીનો પ્રવાહ રહે છે. પ્રત્યેક પુરી પોતપોતાના કારણદ્રવ્યના અધિકરણાત્મક દ્રવમાં અથવા આવરણમાં તરે છે. જેમ મહાપૃથ્વીના ગોલકને પોતાનું વાતાવરણ છે, તેમ આ પુરીઓને પોતપોતાનું વાતાવરણ અથવા કારણ દ્રવ્યનું પરિવેષ્ટન હોય છે. આ અધિકરણાત્મક પરિવેષ્ટન તે તે પુરીનું પોષકદ્રવ્ય ગણાય છે. તેમાંથી પ્રત્યેક પુરી ગુણધર્માનુસાર પોષક સામગ્રીને પ્રાપ્ત કરે છે. મહત્તત્ત્વથી આરંભી ભૂતસૂક્ષ્મના અણુઓપર્યંત ચિદાત્માની પ્રતિચ્છાયા અણુઓના ગર્ભમાં તેમ બહાર અનુગત રહેવાથી અને આ પ્રતિચ્છાયાને લીધે સ્વાત્મપ્રતીતિનો ઉદય થવાથી આ અષ્ટ પુરીમાં જ જીવત્વ રહ્યું છે, એનો વિચ્છેદ થયા પછી જીવત્વને અવકાશ નથી. આ જગત્માં જ્યાં સચેતનત્વ ( organic ) વ્યવહાર હોય છે ત્યાં અષ્ટ પુરીનો સદ્ભાવ હોય છે, અને જ્યાં અચેતનત્વ ( inorganic ) વ્યવહાર હોય છે ત્યાં આ અષ્ટ પુરીનો અભાવ હોય છે. વનસ્પતિવર્ગમાં, પ્રાણીવર્ગમાં, દેવવર્ગમાં અને ઇશવર્ગમાં અષ્ટપુરીનું પ્રવર્તન હોય છે. પરંતુ ફેર એટલો હોય છે કે વનસ્પતિવર્ગમાં અને મનુષ્યથી ઉતરતાં પ્રાણિઓમાં અષ્ટ પુરી અવિદ્યાપ્રધાન હોય છે, તથા તેનાં સઘળાં દ્વાર ખુલ્લાં હોતાં નથી. અર્થાત્ પ્રત્યેક પુરીના ગુણધર્મોનો વિકાસ થયેલો હોતો નથી. મનુષ્યપ્રાણિમાં અષ્ટપુરીની કલા સર્વ અણુઓમાં પુષ્પની કલિની માફકખીલેલી હોય છે. આ એક ઉત્સર્ગ અથવા સામાન્ય નિયમ છે. મનુષ્યવર્ગના કોઈ વિરલ મહાત્માઓમાં સાંખ્ય અથવા તત્ત્વવિચારના બલથી તથા યોગ વા સંયમના બલથી અષ્ટ પુરીઓ સર્વાંશે વિકસેલી હોવાથી પ્રકૃતિના નર્તનનો તેમનામાં અવધિ આવેલો હોય છે. પરંતુ આ મહાત્માઓની અષ્ટ પુરીઓ વિદ્યાપ્રધાન હોય છે. દેવયોનિમાં અને ઇશયોનિમાં સ્વભાવથી જ વિદ્યાનું બલ હોય છે, અને તેથી પુરીઓનો વિકાસ અદ્ભુત હોય છે.

અષ્ટપુરીની રચનામાં મહત્તત્ત્વ, અભિમાનદ્રવ્ય, જ્ઞાનેન્દ્રિયાખ્ય દ્રવ્ય, કર્મેન્દ્રિયાખ્ય દ્રવ્ય, જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયનું અનુસંધાયક મનરૂપ દ્રવ્ય, અને ભૂતસૂક્ષ્મ–એટલાં તત્ત્વોનો ઉપયોગ થાય છે. એ વાર્તા હવે સ્પષ્ટ થઈ હશે. મહત્તત્ત્વને યોગમાં લિંગ પણ કહે છે. ત્યાર પછીનાં ભૂતસૂક્ષ્મસુધીનાં તત્ત્વો અવિશેષ કહેવાય છે. મહત્તત્ત્વથી પર સામ્યભાવને પામેલું પ્રકૃતિદ્રવ્ય અલિંગ અથવા અવ્યક્ત કહેવાય છે. આ પરિભાષા આગળ ઉપયોગમાં લેવાની હોવાથી અત્ર આલેખી છે. આધ્યાત્મિક જીવનમાં મહત્તત્ત્વ સાક્ષી આત્માની પ્રતીતિમાં સાધનરૂપ છે; વિશિષ્ટાત્મામાં અર્થાત્ સ્વાત્મપ્રતીતિમાં અહંકાર સાધનરૂપ છે; અનાત્મપ્રતીતિમાં મન તથા ઇન્દ્રિયો સાધનરૂપ છે. બુદ્ધધર્મમાં સ્વાત્મપ્રતીતિના કરણને આલયવિજ્ઞાનધારા કહે છે, અને અનાત્મપ્રતીતિના કરણને પ્રવૃત્તિવિજ્ઞાનધારા કહે છે. આપણા વિચારમાં અને બુદ્ધધર્મના વિચારમાં ભેદ આટલો છે કે આપણે એક અધિકરણદ્રવ્યને વિજ્ઞાનધારાના ઉદયના સ્થાનતરીકે માનીએ છીએ ત્યારે બુદ્ધધર્મમાં સ્થિર અધિકરણનો સદ્ભાવ માનવામાં આવ્યો નથી.

ક્રિયા અને જ્ઞાનની ઉત્પત્તિના હેતુઓનો વિચાર કરતાં આપણને જણાય છે કે બન્નેની ઉત્પત્તિનાં **સ્થાન** મૂલ એક છે, સ્થૂલ શરીરની બાહ્ય ચેષ્ટાથી જ ક્રિયાનો આરંભ થતો નથી, પરંતુ બાહ્ય ચેષ્ટા તો ક્રિયા જે વસ્તુતઃ અહ્પુરીમાં ઉદય થાય છે તેની અભિવ્યક્તિમાત્ર છે. જેમ રાજ્યમાં રહેલું નિયામક બલ એક વ્યક્તિથી જોઇએ તેવી દિશામાં બરાબર વાપરી શકાય નહિ તેથી તે બલને અમાત્ય, પ્રધાન, ન્યાયાધીશ, કોશાધિકારી ઇત્યાદિ વ્યક્તિઓમાં વહેંચી આપવામાં આવે છે અને તેથી બલની ભવ્ય પ્રતીતિ થાય છે, તેમ ક્રિયા અને જ્ઞાનનું બલ જે મહત્તત્ત્વમાં રહેલું છે તે અહ્પુરીમાં વહેંચાય છે, અને આધ્યાત્મિક જીવનની ભવ્યતા પ્રકટ કરે છે.

આ ઉત્પત્તિનાં સ્થાનનો નિર્ણય થયા પછી જ્ઞાનક્રિયાની ઉત્પત્તિના પ્રકારનો, સ્થૂલ શરીરસાથેના તેના સંબંધનો, તે બે શક્તિની વિરોધી પ્રતીતિ થવાનાં નિમિત્તોનો અને પરિણામે ઉભયના અવિરોધજનિત માધુર્યનો વિચાર હવે પછી આપણે કરીશું.

( અપૂર્ણ )

---

**સકરણ ક્ષારો.**

શરીર પુનઃ સુદૃઢ ન થઇ શકે એવી સ્થિતિમાં તે જ્યાં સુધી નથી આવ્યું, ત્યાં સુધીમાં જે આહાર અથવા ખોરાકથી વ્યાધિ ઉત્પન્ન થાય છે, તો તે મટી પણ શકે છે.

એવો આહાર શાકભાજી અને ફળનો છે. તેમાં કેટલાંક સકરણ ( Orgnic ) ક્ષારો રહેલા છે. જેવાં કે લોહ, સોડીયમ, કેલ્સ્યમ, ક્લોરાઇડ, ક્લોરાઇન, પોટાશીયમ, મેન્ગેનીઝ સિલિકન, વગેરે. શરીરમાં તે સ્વચ્છ કરવાનું અને તેને નિયમિત રાખવાનું કામ કરે છે. આ ક્ષારોની ન્યૂનતા અથવા તેનો દુરુપયોગ થતાં વ્યાધિ ઉત્પન્ન થાય છે.

જ્યારે શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય ત્યારે આ સકરણ ક્ષારો તેને નિવૃત્ત કરવામાં બહુ અસરકારક કાર્ય કરે છે.

એ ક્ષારોમાં લોહ ( Iron ) એ સહુથી અગત્યનો ક્ષાર છે. તે લોહીને જોઇએ તેવા રક્ત વર્ણવાળું કરે છે. અને વાયુમાંથી જે 'ઑક્સિજન' નામનું તત્ત્વ લેવામાં આવ્યું હોય છે તેને જ્યાં ત્યાં પ્રસારી વહેંચી દે છે. જેમાં આ સકરણ ક્ષારો રહેલા છે તેવા પદાર્થોને રાંધવાથી તેની ઉપયોગિતાનો નાશ થાય છે. કેમકે તેમ થવાથી તે ઓગળી ન શકે એવા પ્રકારના એક જડ તત્ત્વરૂપ બની જાય છે. લેટ્યુસ નામની ભાજીમાં અધિક લોહ હોય છે, લોહની અધિકતાવાળાં 'સ્પિનેક,' ગાજર કાંદા, 'સ્ટ્રૉબેરી' વગેરે હોય છે.

સોડીયમ, એ પણ એક અત્યંત અગત્યનો સકરણ ક્ષાર છે. તે શરીરમાંથી કચરારૂપ અમ્લ ( acid ) ને કાઢી નાંખે છે, અને સંધિવા, શરીરની સ્થૂલતા અથવા ચરબી, અને શરીરની દુર્બળતા ( anemia ) ને તે અટકાવે છે. સ્પિનેક, રેડિશી, પમ્પકીન, ગાજર, ડેન્ડીલાયન—આ સર્વમાં સોડીયમ કહેલું છે.

હાડકાં અને દાંતના બંધારણમાં 'કેલશિયમ' એ અગત્યનું અથવા મુખ્ય તત્ત્વ છે. સગર્ભા સ્ત્રીઓએ 'સ્પિનેક' વિશેષ પ્રમાણમાં ખાવું જોઇએ. કેમકે તેમાં 'કેલશિયમ'નું તત્ત્વ અધિક હોય છે.

પૂર્વે કહ્યું તેમ રાંધવાથી સકરણ ક્ષારોની ઉપયોગિતાનો નાશ થાય છે. અને તેથી શરીરના વ્યાધિને નિવૃત્ત કરવાને માટે, અથવા નવીન થતા હોય તેને અટકાવવાને માટે એ ક્ષાર જે શાક ભાજીમાં હોય તેને કાચી જ ખાવી જોઇએ, અને તે સારી રીતે ચાવીને જોઇએ.

મરો અથવા અજીર્ણ જઠરમાં પડેલા આહારમાં કહોવાણુ થવાથી થાય છે. અને તેમાંથી એવું અમ્લતત્ત્વ ( acid ) ઉત્પન્ન થાય છે કે જે તેની ચાલતી ગતિને સંકુચિત કરે છે, અને પેલા કહોવાણ થયેલા આહારને એમને એમ રહેવા દે છે. એક વખત નાંખેલા આહારમાંથી જઠર નિવૃત્ત થતું નથી, ત્યાં પુનઃ બીજી વાર નાંખવામાં આવે છે, અને તેમ થવાથી તેમાં દ્વિગુણ કહોવાણ થાય છે, અને તેને લીધે જે આથો આવવાજેવું ( Fermentation ) થાય છે તેમાં વળી પુનઃ નાંખેલો આહાર વૃદ્ધિ કરે છે.

એવો આથો અખંડ થયા કરવાથી પોતાની મેળે જ ઉપજતી ઝેરની અસર ( atlto-intoxication ) પ્રકટ થાય છે. અને શરીરમાં પોષણ પ્રકટાવવાની વ્યવસ્થાસર ચાલતી ક્રિયાને તે અટકાવી દે છે. પાચનશક્તિના અવયવો વધી જાય છે, અને અથાયેલા તથા કહોવાયેલા આહારથી તે ભરેલા, અને તસતસતા થઇ રહે છે, તેમાંથી કેટલોક ભાગ તો કેટલાએ દિવસસુધી આંતરડાની નલિકામાં ભરાઈ રહે છે.

આને માટે સર્વોત્તમ ઉપાય એ છે કે પ્રત્યેક જાતનો આહાર છોડી દઇને આઠથી દશ દિવસ ઉપવાસ કરવો. સામટો એટલે મોટો ઉપવાસ કરતાપૂર્વે પ્રથમ એક દિવસનો—૨૪ કલાકનો-કેવળ નકોરડો ઉપવાસ કરવો, અને પછી થોડો આહાર લેવો. પણ તેમાં ફળ અને કાચાં શાકભાજીનો રસ જ હોવો જોઇએ. અને તેને સારી રીતે ચાવવાનું, થુંકની સાથે બરાબર મિશ્રણ કરવાનું ખાસ લક્ષમાં રાખજો. તેમાં મરી મસાલાતરીકે નાંખવું હોય તો 'ઓલાઇવ'નું તેલ તથા ખાટા લીંબુનો રસ માત્ર લેવો. એ વિના બીજા કશાનો ઉપયોગ કરવો નહિ. તે આંતરડાના પ્રદેશને સ્વચ્છ કરે છે. ઉપવાસના સમયમાં સ્વચ્છ અને તાજું પાણી પુષ્કળ પ્રમાણમાં પીવું. તે બને તેટલું સ્વચ્છ હોય તેમ વધારે સારૂં. વાદળમાંથી વર્ષતા વરસાદનું જળ સ્વચ્છ ગણાય છે. કેમકે તે ખુલ્લી હવામાંથી અને કોઇ ખરાબ પદાર્થના ખાસ સંબંધવિનાનું જ હોય છે. તે નાઇટ્રોજન તથા જીવનબળને આપનાર તત્ત્વો વા પદાર્થોથી પૂર્ણ હોય છે, અને ખનિજ ક્ષારોથી રહિત હોય છે. ઉપવાસના સમયમાં ગરમ જળથી સ્નાન કરવું એ પણ લાભકારક છે. અને થોડા પ્રમાણમાં કોઇ હલકા પ્રકારની કસરત કરવી. જેથી ખુલ્લી હવા તથા સૂર્યપ્રકાશનો પણ લાભ મળે.

જ્યારે આઠ દશ દિવસનો સાથે ઉપવાસ કરવામાં આવે ત્યારે પછી તેને છોડતી વખતે ગમે તેમ ખાઇ બેસવું નહિ. પણ પ્રથમ દિવસે દર બે બે કલાકે બે બે નારંગીઓ માત્ર ખાવી. અને બીજું કાંઇ જ નહિ. અને એ જ પ્રમાણે બીજા પાંચ સાત દિવસ કાચાં શાકભાજીના રસઉપર તથા ફળઉપર રહેવું. વચમાં કંઇ અવ્યવસ્થા જણાય તો એકાદ દિવસ ઉપવાસ કરી કહાડવો. એમ કરવાથી શરીર નિરામય થવાની સાથે જઠરની વિવિધ વિક્રિયા નિવૃત્ત થઇ જશે.

---

### પૃથ્વીનું માહાત્મ્ય.

આરોગ્યપ્રાપ્તિમાટે કુદરતની સાથે ભળવાનો અને તેનો સહવાસ સેવવાનો જે વિચાર હાલ ચાલી રહ્યો છે, તેમાં ફ્રેંચ લશ્કરના વૈદ્યક સંસ્થા ( Medical department ) તરફથી એક પ્રબલ પ્રમાણ હાલ મળ્યું છે. લશ્કરમાં, ચાલતા યુદ્ધે કોઈ એકાએક ઘાયલ થઇ પડે તો તત્કાલ શો ઉપાય કરવો તે સંબંધી નિર્ણય કરતાં જણાવવામાં આવે છે કે એવા તાત્કાલિક ઉપાયરૂપે સાધારણ માટીને દાબી દેવી. એ સંબંધમાં જણાવવામાં આવે છે

કે એ પૃથ્વી અથવા માટી ખરાબ ન હોય તેમ સારી જાતની હોય તો તેનો ઉપચાર જંતુનાશક ( antiseptic ) તરીકે બહુ સારો હોય છે.

વિશેષમાં યોદ્ધાઓને તો કેવા પ્રકારની પૃથ્વી સર્વોત્તમ ગણાય, તે વધારે લાભજનક થઇ પડે એવી તેને કેવી રીતે બનાવવી, તેનો કેવી રીતે ઉપયોગ કરવો, ક્યારે તેને પુનઃ લગાડવી એ વગેરેનું શિક્ષણ આપવામાં આવે છે.

આ પ્રયોગ બે વર્ષપર્યંત અજમાવી જોવામાં આવ્યો છે. ખરેખર, કેટલીક અભણ અને સામાન્ય જાતિઓમાં સ્વાભાવિક રીતે જ કરાતો આ પ્રયોગ છેવટે બુદ્ધિમાનોએ સ્વીકાર્યો છે. સ્વચ્છ પૃથ્વીના આરોગ્યજનક અંશનું પશુ અને પક્ષીઓને પણ નૈસર્ગિક રીતે જ્ઞાન હોય છે, અને તેઓ તેનો ઉપયોગ પણ કરે છે.

કેટલાક અમેરિકાના ડાકટરોએ પણ પૃથ્વીનો ઉપયોગ કરી જોયો છે, અને તેનો પરિણામ આશ્ચર્યજનક રીતે સફળતામાં આવ્યો છે. આમ થવાથી ફિલાડેલ્ફીયાના ડૉ. એડિનલ હ્યુસને ઘા લાગ્યો હોય ત્યારે, છિદ્રો કે ચાંદાં પડી ગયાં હોય ત્યારે, નૉન મેલિગ્નંટ ટયુમર થયું હોય ત્યારે અને એવા જ પ્રસંગે કોરી પૃથ્વી વા માટીનો કેવા પ્રકારે ઉપચાર કરવો તે તેણે પદ્ધતિપૂર્વક ગોઠવ્યું છે. તેણે આ પ્રકારનો સો મનુષ્યોને ઉપચાર કર્યો, અને જેમાંના ઘણા તો બહુ ગંભીર પ્રકારના હતા, પરંતુ તેમાંના લગભગ દરેકે જ સર્વોત્તમ આરોગ્યને પ્રાપ્ત કર્યું.

પ્રસિદ્ધ બ્રિટિશ ડૉકટર પોતાના અને ડૉ હ્યુંસનના પ્રયોગોસંબંધી જણાવે છે કે, યોગ્ય પ્રકારની પસંદ કરેલી, ઝીણી ( Powdered ) મૃત્તિકામાં વ્રણવિરોપણ-ઘા રુઝવવાનું સામર્થ્ય છે, અને તે અંદર પાકવાની થતી ક્રિયાને અટકાવે, છે, અને તેના દુર્ગંધને દૂર કરીને આરોગ્યમય કણો ( Granulations ) ને ઉત્પન્ન કરે છે.

કેટલીક વખતે ખરાબ માટીકરતાં બીજા ઉપચારો બહુ અનુકૂળ પડે છે એ ખરું છે, પરંતુ કેટલાક સમયે અને કેટલાક સ્થાને સ્વચ્છ માટી મળી આવે છે, અને તેવા પ્રસંગે બીજો ઉપચાર કરવાનું સાધન ન હોય ત્યારે આ પૃથ્વીના ઉપચારનું જાણેલું સાધન અવશ્ય ઉપયોગી થઇ પડે છે.

ફ્રાન્સના અને બીજા કેટલાક પ્રમાણભૂત પુરુષો સર્વોત્તમ પ્રકારની પૃથ્વી ( Earth ) રૂપે, પીળી માટીને ગણે છે, કેમકે તેમાં ૫૦ ટકા મૃત્તિકા ગોરમટી ( clay ) નો ભાગ હોય છે. શુદ્ધ માટી–ગોરમટી ( Pure clay ) નો ઉપયોગ કરી શકાતો નથી, કેમકે તે પ્રવાહી વસ્તુને પોતાનામાં તત્કાળ ચુસી લેતી નથી, તેમ જ તેનામાં ચુસી લેવાનો ગુણ નથી કે જેના ઉપર પૃથ્વીના નિરામય કરવાની અસર આધાર રાખી રહી છે.

પૃથ્વીને કેવી રીતે તૈયાર કરવી અને તેનો કેવા પ્રકારે ઉપયોગ કરવો તે સંબંધી કેટલીક સૂચના આ પ્રકારની છેઃ પૃથ્વીના ઉપરના પડને કાઢી નાંખવું, અને થોડા ઇંચનીચેના ભાગમાં રહેલી પૃથ્વીનો ઉપયોગ કરવો. મનુષ્યની વસતિ અથવા રહેવાના સ્થાનોથી થોડે છેટે એ પ્રકારની માટી મળવાના બહુ સંભવ હોય છે. તેને ખોદવાને માટે જે સાધન વાપરવામાં આવે તે બને તેટલાં સાફ રાખવાં. અથવા બરાબર સ્વચ્છ કરીને તેને ખોદવામાં વાપરવાં. પછી તે માટીને કહાડીને સૂર્યના

તડકામાં જ્યાં સુધી તે કેવળ શુષ્ક થઇને ભૂકા જેવી છૂટી થઇ જાય ત્યાં સુધી સુકવવી. પછી તેને ઝીણા વસ્ત્રથી ચાળી નાંખવી. પછી એ ઝીણી મૃત્તિકાને ઘાઉપર તથા તેની આસપાસના ભાગમાં ભભરાવવી. જેટલા પ્રમાણમાં ઘા થયો હોય તેટલા પ્રમાણમાં આ મૃત્તિકાનો ઉપયોગ કરવો. અને પાથી અર્ધા ઇંચ જેટલી તે ઘાઉપર મૃત્તિકાની જાડાઇ કરવી. પછી ધીમેથી પણ મજબુત રીતે મૃત્તિકા જ્યાં થપાઇ ગઇ હોય ત્યાં જ રહે તેને માટે અને તેવી રીતે તેના ઉપર એક વસ્ત્રનો પટા બાંધી દેવો.

પછી ઘામાંથી નીકળતા પ્રવાહવડે જ્યારે એ મૃત્તિકા ભીંજાઇ જાય કે તરત તેને કહાડી નાંખવી અને પુનઃ એ જ પ્રકારે ફરીથી મૃત્તિકા લગાડવી. બહુ જ્યારે ઘા થયો હોય છે ત્યારે કેટલીક વખત એક કલાકમાં ત્રણથી ચાર વખત આ પ્રમાણે કરવું પડે છે. પરંતુ સામાન્ય રીતે બેથી ત્રણ કલાકસુધી એક વખત બાંધેલું બંધન રહેવા દેવું. જ્યારે ઘામાંથી નીકળતા રસથી તે ભીની થઇ જાય કે પછી તેને રહેવા દેવી નહિ, કેમકે તેમ થવાથી તે પછી તાેેડો કરે છે.

જ્યારે મૃત્તિકા લગાડવામાં આવે ત્યારે જો તે ભીની હોય તો તે 'પોટીસ'ની ગરજ સારે છે, ઘવાયેલા ભાગની ઉષ્ણતા ( Temperature ) ને તે વધારે છે, અને પરૂને વધારીને કહોએલો ભાગ જલદી કહાડી નાખે છે. ભીની મૃત્તિકાનાં પોટિસ, જો લાંબો સમય સુધી અને વારંવાર મૂકયા કરવામાં આવે છે તો ગર્ભાશયમાં થયેલાં ગુમડાં, ( Non-malignant tumors એક વખત કાપી નાંખ્યા પછી ફરીથી જે ગુમડું અથવા ગ્રંથિ ન થાય તે ) પણ મટી જાય છે. શરીરના ઉપરના ભાગમાં કોઇ ઘા અથવા એવા જ પ્રકારનો વ્યાધિ થયો હોય, તો તે ઘા આવી ભીની ગોરમટીથી મટી શકે છે. પણ એ સ્નાયુ જો બહુ સાંકડો હોય, જેવા કે નસકોરાં, કાન વગેરે, તો તેમાં તેની ગોરમટીનું પાણી કરીને તેની પીચકારી ( Injection ) મારવામાં આવે છે.

કોરી ગોરમટી લગાવવાથી ઠંડક અને સુખનું ભાન જણાય છે. અને તેનાથી દુઃખ થતું નથી. જ્યાં ઘણું જ રુધિર વહેતું હોય છે, ત્યાં કદાચ સહજ દુઃખ થાય છે, નહિં તો બીજી કોઇ જગાએ તેનું દુઃખ થતું નથી. અને તે પણ પછી કાયમ દુઃખ્યા કરે એવું કાંઇ હોતું નથી. સિનસિનેટીના ઔષધાલયમાં ગંભીર વાઢકાપના ઉપર અનેક પ્રસંગે કોરી ગોરમટીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને તેને માટે એવું નક્કી થયું હતું કે દરદી તે દુઃખથી કેવળ મુક્ત થઇ રહે છે. અર્થાત્ એ લગાડવાથી કોઇ જાતનું દુઃખ ઉપજતું નથી.

વિદ્યાભિજ્ઞ પુરુષો કહે છે કે મૃત્તિકામાં આવી રૂઝાવવાની અસર હોવાનું કારણ એ છે કે તેનામાં પરૂ અથવા એવો જ કોઇ અપક્ષય ( Decomposition ) થવાથી નીકળતા વાયુ ( Gases ) માં 'ઑકસીજન' ને તે ભેળવે છે. અને તેથી તે કેવલ વિષરહિત થઇ જાય છે. એની શી અસર થાય છે તેનું પૂર્ણ રીતે વર્ણન કરવાને માટે એ શાસ્ત્રના ખાસ પારિભાષિક શબ્દો વાપરવા જોઇએ, પણ એનો સ્વરૂપમાં ભાવ આ છેઃ પૃથ્વીનો એક જથો અથવા એક કકડો એ એક રીતે ઝીણી નળીઓ ( Tubes ) અથવા સૂક્ષ્મ શિરાઓ ( capillaries ) ના સમૂહમાત્ર છે. હવે કુદરતની એવી વ્યવસ્થા છે કે શરીરમાંની નકામી અથવા બગડેલી વસ્તુ હવામાંના 'ઑકિસજન' નામના તત્ત્વની સાથે જોડાઇ મળી જાય, અને એ પ્રકારના સંયોગથી તેમાં એવો તો ફેરફાર થઇ જાય કે તે નકામારૂપે

રહેતું અથવા નકામું થતું કે કાંઇ ભયંકરરૂપે પ્રકટ થતું અટકે. આ પ્રકારનો ઓક્સિજનમાં રૂપાંતર થવાનો વિધિ, જો એ દુર્બળ અથવા નકામાસરખા પદાર્થની સાથે ગમે તો એક સૂક્ષ્મ છિદ્રજેટલા સંકુચિત ભાગમાં પણ જો ઓક્સિજન મળે તો તે વિધિ બહુ જલદીથી ચાલવા માંડે છે, અને ખરાબ વસ્તુ-ગંધાતી વસ્તુ-ઉપર માટી કે રાખોડી નાખવાથી તેની વાસ જતી રહે છે તેનું કારણ આ જ છે. આ વાત પણાને ઘણા સમયથી જાણવામાં હોય છે. અને ઘણા મનુષ્યો તેનો ઉપયોગ પણ કરે છે. જેને બાગો-નાનાં બાગો- હશે તેમને તો આ અનુભવ પાકો જ હશે.

જો કે પૃથ્વીના જેવી અસર કરનાર બીજી અનેક વસ્તુઓ છે, પણ આની સોંઘી અને જ્યાં જોઇએ ત્યાં અને ત્યારે મળી આવે એવી તે નથી હોતી.

આ પ્રકારનો મૃત્તિકાનો ઉપયોગ જંગલી મનુષ્યો અથવા ગામડાના અસલના મનુષ્યોમાં જાણીતો હોય છે. પ્રવાસીઓ અને શોધકો પણ આ વાત જાણતા હોય છે; મધ્ય આફ્રિકાના મનુષ્યો ગમે તેવો સખત ઘા થયો હોય છે-મૃત્યુવિના બીજું કશું ન થાય એવો સખત ઘા લાગ્યો હોય છે-તો પણ તે આ મૃત્તિકાનો જ પ્રયોગ કરે છે, અને થોડા સમયમાં નિરામય થઇ જાય છે સીદી લોકો પણ જો ભાલાનો કે એવો તીર ઘા વાગ્યો હોય છે તો તેના ઉપર આ મૃત્તિકા લગાડે છે અને થોડા જ સમયમાં તે સ્થાને માત્ર એ ડાઘાવિના બીજું કશું જ રહેતું નથી. દક્ષિણ આફ્રિકાના મનુષ્યોમાં પણ પ્રથમ યુદ્ધમાં જતાં આવી ઝીણી માટીની એક થેલી સાથે લઇ જવાનો ચાલ હતો. અને તેને તેઓ 'ઘાના મુખનો આહાર,' એવું કહેતા. આ જ પ્રમાણે અનેક જંગલી જાતિઓમાં આ પ્રયોગ પ્રચલિત હતો.

પક્ષી અને પશુઓ પણ આ ધોળી તથા બીજી મૃત્તિકામાં રહેલા ઘા રૂઝવવાના સામર્થ્યને જાણતા હોય છે. જંગલી કાગડાને જો ગોળી વાગી હોય છે, તો તે ગોળીના છિદ્રમાં આવી માટી પૂરતો જણાયો છે. હાથી પણ તેની ઘસાયેલી ચામડીઉપર આ મૃત્તિકા ઉડાડે છે. હરણ પણ પોતાના મુખસાથે આ મૃત્તિકાને મેળવીને તેને કાંઇ ઘા લાગ્યો હોય કે કાંઇ વાગ્યું હોય તો ત્યાં લગાડે છે, એ પ્રકારે તેના ઘાના પુરણો કરે છે, અને કોઇ પણ ખેડુતનો છોકરો ભમરી કે મધમાખનો ડંખ થતાં તરત ભીની માટીમાં તે હાથ રાખવાથી અથવા તેના ઉપર માટી લગાડવાથી એ ડંખની વેદના શમે છે, એ વાતો નહિ જાણતો હોય એવું ભાગ્યે જ હશે

કુદરત અત્યંત સામાન્ય પદાર્થમાં ભવ્ય સામર્થ્ય મૂકે છે, એ મનુષ્યોને હવે અધિક અને અધિક સમજાતું જાય છે. અને પરમેશ્વરે આવી ઉત્તમ વસ્તુને પુષ્કળ પ્રમાણમાં જ્યાં ત્યાં આપી છે એ જોઇને તુલસીદાસના શબ્દો સદા સ્મરણમાં આવી જાય છે,

તુલસી જગ મેં જાનગો, ઈશ્વર ગરીબનિવાજ;
મોતીકું મોંઘા કીયા, સોંઘા કીયા અનાજ.

॥ ૐશ્રીં ॥

॥ શ્રીમન્નૃસિંહાય નમઃ ॥

( શ્રીમત્ સુરેશ્વર ભગવાન્‌ના મંગલ લગ્નોત્સવ પ્રસંગે. )

# શ્રી મંગલાષ્ટક.

—શાર્દૂલવિક્રીડિત.—

(૧)

શ્રી ધી શક્તિ સુસિદ્ધિના પતિરૂપે રૂડા ગજેન્દ્રાનને,
આનંદામૃતમોદકે રુચિ ઘણી ધારે સદા જે મને;
માંગલ્યોદધિ વિઘ્નવૃંદ હરતા સર્વે યજે જેમને,
તે **શ્રીમન્ નરસિંહ**તત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૨)

જેને વેદ વદે સદૂપનિષદે નિઃસંગ જાણી સદા,
જેને યજ્ઞ યજે યજુર્ગણવડે સદ્‌વિધિથી સર્વદા;
જેને વેદ ઉપાસતા વિધિવડે ધારી સદા ધર્મને,
તે **શ્રીમન્ નરસિંહ**તત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૩)

જેણે આદિ પ્રજાપતિરૂપ ધરી માંડ્યો પ્રજાધર્મને,
જેણે આદ્ય ગુરુસ્વરૂપ ધરીને દાખ્યો મહામર્મને;
જેણે આર્યગૃહસ્થધર્મ શીખવ્યો શ્રીસ્વામિનીભૂષણે,
તે **શ્રીમન્ નરસિંહ**તત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૪)

વેદે જ્ઞાનરૂપે, તપે બલરૂપે, યોગે સુસિદ્ધિરૂપે,
લોકે ધર્મરૂપે, નયે જયરૂપે, શાસ્ત્રે સુબુદ્ધિરૂપે;
સર્વત્ર પ્રભુતારૂપે, રહી સદા જે પાળતા વિશ્વને,
તે શ્રીમન્ નરસિંહતત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૫)

પોષ્યા દેવ સુધાવડે, પિતૃગણોને સોમલેખાવડે,
જેણે માનવ પોષિયા કણજળે પૂરી કરુણાવડે;
જેણે પોષક વિશ્વના બની સદા આપ્યો સદાધારને,
તે શ્રીમન્ નરસિંહતત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૬)

વિશ્વે બ્રહ્મ, ત્રિમૂર્તિ વિશ્વવિભવે, ગૃહ્યે પ્રજાના પતિ,
રાજામાંહિ મનુરૂપે યજનમાં તો સામયજ્ઞાકૃતિ;
આચાર્યોમહિં શ્રી નૃસિંહસ્વરૂપે દર્શાવતું આપને,
તે શ્રીમન્ નરસિંહતત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૭)

જેણે સર્વ મતોની ટાળી વિપતિ એકત્વને આદર્યું,
સર્વે શાસ્ત્રમહાનિધિ પ્રમથિને સદ્રત્નને ઉદ્ધર્યું,
આચારે અનવદ્યતા દૃઢ કરી ઉદ્ધારિયો ધર્મને,
તે શ્રીમન્ નરસિંહતત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

(૮)

જેણે વિશ્વતણું સુમંગળ થવા ઉદ્ધારવા આર્યને,
જેણે નાગરનાતિનૂર વધવા આચાર્ય સત્કાર્યને,–
લીધું પાર ઉતારી દીધું પળમાં લૈ કીર્તિસન્માલ્યને,
તે શ્રીમન્ નરસિંહતત્ત્વ અમને અર્પો સુમાંગલ્યને.

---

વૈશાખ શુક્લ ૮. મંગળવાર,
રાજનગર. ( અમદાવાદ )

न. पु. संघवी.

# एक अनेकजनहितकर प्रवृत्ति.

## ( तृतीय विभागनुं अनुसंधान. )

અનેક પ્રસંગે વિવિધ શક્તિઓએ, કલ્પનાશક્તિએ, ધારણાશક્તિએ, તર્કશક્તિએ, નિશ્ચયાત્મક બુદ્ધિએ,—વગેરેએ આ મહારાણીપ્રતિ પોતાનો વિરોધ ઉઠાવવાનો અને તેની વિરુદ્ધ વર્તવાનો નિશ્ચય અને ક્રિયા કર્યાં હોય છે, પરંતુ તેઓ તેમાં નિષ્ફલ જ જાય છે અને ગયી હોય છે. તેઓ ગમે તેટલી બલવાળી હોય તોપણ એક એવી વસ્તુ છે કે જેના આગળ તે બધી સામગ્રી વિરોધીરૂપે સંમુખ આવે તોપણ પાછી પડ્યા વિના રહે નહિ. એ વસ્તુને જ આપણે મહારાણી સંજ્ઞા આપી છે.

આ વસ્તુના અસ્તિત્વને લીધે જ મનુષ્ય ગમે તે કઠિન કાર્ય કરી શકે છે, બીજી શક્તિઓના પરસ્પરના વિરોધોને તે પોતાનામાં જ જોતો છતો પણ કોઇ એક કાર્ય કરવાનો તે નિર્ણય કરે છે, અને તેને કરે છે. એ વસ્તુના અસ્તિત્વને લીધે જ મનુષ્ય અનેક સામર્થ્યોને પોતાનામાં પ્રકટાવી શકે છે, તેને આચારમાં ઉતારી શકે છે, મધ્યે કઠિનતા કે વિઘ્ન જણાય તો ત્યાં ધૈર્ય ધારણ કરી શકે છે તથા તે કઠિનતાને ટાળી આગળ જાય છે એ વસ્તુના અસ્તિત્વને લીધે જ મનુષ્ય કોઇ અસંભવિતસરખી જણાતી વસ્તુને પામવાને માટે પણ માર્ગ શોધી કહાડે છે, વધારે અને વધારે ઉચ્ચને મેળવવાને તે ઇચ્છે છે તથા મેળવી શકે છે, પોતાના ઉંડાણમાં રહેલાં અગાધ સામર્થ્યોને તે બહાર આણે છે, અને પોતાને સર્વથી બલવાન્ વ્યક્તિરૂપે વિશ્વમાં પ્રસિદ્ધ કરે છે. એ વસ્તુના અસ્તિત્વને લીધે જ મનુષ્ય નવીન કાર્યને સત્વર સિદ્ધ કરવા વેગ ધરે છે. અને આપણું કાર્ય નવીન નથી તો શું છે ?

એ વસ્તુને જો આપણે આપણામાં અત્યંત પ્રમાણમાં-રોકી ન શકાય એટલા પ્રમાણમાં—પ્રકટાવીએ છીએ તો પછી આડે આપણામાં જે વિરોધી શક્તિઓ જણાય છે તે બધી અનુકૂલ થઇ રહે છે. અને તેથી પછી તે બધી શક્તિઓ આપણા કામમાં યોજાય છે—પોતાના બળને, આપણને અનુકૂળ થઇને, આપણા કાર્યમાં વાપરે છે. જ્યારે તેમ થાય છે ત્યારે આપણે ધાર્યું પણ નથી હોતુ એવું ઉત્તમ અને આશ્ચર્યકારક કાર્ય આપણે પોતે જ કરી શકીએ છીએ.

એ વસ્તુનો આપણામાં પ્રકાશ થતાં આપણામાં કર્તવ્યબુદ્ધિ પ્રકટે છે, નવીન ઉત્સાહ જાગ્રત્ થાય છે, નવીન ક્ષેત્રોમાં આપણા મન, મગજ વગેરેને પ્રવેશાવવાનું આપણામાં બળ પ્રકટે છે, કોઇ પણ રીતે તે કાર્ય કરવું જ એવો નિશ્ચય દૃઢપણે બંધાય છે, કુશળતા તથા કાર્યસાધકતા પણ પ્રકટી નીકળે છે, અને એ વિના ઉત્સાહ, આગ્રહ, સંકલ્પબળ, ધૈર્ય, સહનશક્તિ, નિગ્રહ, વગેરે સર્વ પ્રકાશ પામે છે.

આ વસ્તુ કઇ છે તેનો નિર્ણય તમારી સૂક્ષ્મ બુદ્ધિએ ક્યારનો કરી દીધો હશે, અને તેથાય એવું જ છે. કેમકે તમે તે વસ્તુની સાથે અનેક પ્રસંગે સ્પર્શમાં આવ્યા છો. તે

વસ્તુએ તમારા જીવનમાં અનેક પ્રસંગે અનેક ફેરફાર કર્યા છે અનેક પ્રસંગે તમે શિથિલ થઇને બેઠા હતા તેમાંથી તમને જાગ્રત્ અને વેગવાળા કર્યા છે, સર્વ પ્રકારે નિરાશ થઇને બેઠેલા તમને આશામય કરી દીધા છે, નિષ્ફલતાના સાતમે પાતાળે પેઠેલા તમને ઘણી વખતે સફલતાના ઉચ્ચ શિખરે ચઢાવી દીધા છે, બંધનના ત્રાસમાંથી છોડી સ્વતંત્રતાના નિર્મલ વાતાવરણમાં તમને વિહાર કરાવ્યો છે, અને તે વિના તમારા જીવનમાં અનેક પ્રસંગે અનેક પ્રકારના અનુકૂલ ફેરફાર કર્યા છે. અનેક સમયે તમારૂં જીવન તમને નિરસ, નિષ્ફલ અને એક ભારરૂપ લાગ્યું હશે, તેવા પ્રસંગે પણ જ્યારે જ્યારે તમે તે વસ્તુનો સ્વીકાર કર્યો છે ત્યારે ત્યારે એ જ તમારૂં જીવન તમને જ રસમય, સફલ અને મધુર થઈ રહેલું અનુભવમાં આવ્યું છે.

મનુષ્યમાં કોઈ પણ કામ કરવાના સામર્થ્યનો તોટો નથી પણ તે સુપ્તસરખું હોય છે. તેને જાગ્રત્ કરાવનારી વસ્તુને જ મનુષ્યો મેળવતા નથી. એ જો તેઓ મેળવી શકે છે તો પછી તેઓ કોઇ પણ પ્રકારના સામર્થ્યનો પોતાનામાં આવિષ્કાર કરી શકે છે.

આ વસ્તુરૂપ મહારાણી આપણામાં રહેલી દિવ્ય પ્રભા તથા અલૌકિક ઐશ્વર્યવાળી **રસવૃત્તિ** છે. જ્યાં જ્યાં તે પ્રકટી છે ત્યાં ત્યાં તેણે ધારેલું કાર્ય કર્યું છે. ગમે તેવું કઠિન હોય કે ગમે તેવું અસંભવિત કે અગમ્યસરખું હોય પણ તેને તે સઘળું સરળ, સંભવિત અને સુગમ્ય જ છે. દીપક પ્રકટતાં જેમ સઘળે પ્રકાશ થાય છે તેમ જે પ્રદેશમાં એ પ્રકટે છે ત્યાં તે કંઈ અવનવા અને આશ્ચર્યકારક ફેરફાર કરી મૂકે છે. આપણે સ્વપ્ને પણ ધાર્યું નથી હોતું કે અમુક બળ અથવા શક્તિ આપણામાં છે અને તેવડે અમુક કાર્યો આપણે કરી શકીએ એમ છે, પરંતુ રસવૃત્તિ ઉત્પન્ન થતાં તે કાર્ય આપણે જ કરી શકીએ છીએ, અને તે બળ તથા શક્તિ આપણામાં જ પ્રકટેલી આપણને જણાય છે. પછી તે કાર્ય આપણા વ્યવહારનું હોય, ગૃહજીવનનું હોય, સામાજિક હોય, સાંસારિક હોય, દેશસંબંધી હોય, શારીરિક, આર્થિક (ધનસંબંધી), માનસિક કે આધ્યાત્મિક અથવા ગમે તે હોય.

આપણા દેશમાં પ્રાચીન તથા અર્વાચીન અનેક મનુષ્યોએ અનેક પ્રકારનાં કાર્યો કર્યા છે. અને તે સર્વ કાર્યોમાં પ્રધાન સાધન આ રસવૃત્તિ જ છે. રસવૃત્તિ પ્રકટવાથી જ તેઓએ તે તે કાર્યો કર્યાં છે. તેમને અને બીજાઓને અશક્ય જણાતાં કાર્યો પણ તેમનામાં રસવૃત્તિ ઉપજતાં તેમણે પોતે જ તે કર્યાં છે. રસવૃત્તિ મનુષ્યના ઉંડાણમાં રહેલાં વિવિધ સામર્થ્યોને બહાર પ્રકાશમાં આણે છે. તે મનુષ્યના અંતરના ઉંડાણના પ્રદેશમાં પ્રવેશે છે કે જ્યાં અનેક સામર્થ્યો રહેલાં છે, અને એ સામર્થ્યોનો આવિષ્કાર કરવામાં નિમિત્તરૂપ જે જે સ્થૂલ સૂક્ષ્મ સાધનો છે તેમાં એવી તો ગતિ અને આવેશ પ્રકટાવે છે કે તે બધાં જે કામ તેમને કરવાનું છે તે કરી રહે છે ત્યારે જ જંપે છે.

રસવૃત્તિ કેવી રીતે કાર્ય કરે છે અને તે જ્યાં જ્વલંત પ્રમાણમાં પ્રકટે છે ત્યાં આસપાસ ગમે ત્યાંથી તેને જે કંઈ જોઇએ છે તે કેવી રીતે આવી મળે છે તેનો શાસ્ત્રીય પદ્ધતિથી વિચાર કરતાં આખો એક ગ્રંથ લખાય તેવું છે, પરંતુ તેનું વિવેચન કરવાનું આ સ્થળ નથી. તેમ છતાં તમે જો તેનો વિચાર કરશો, અને તમારા પોતાના વ્યતીત જીવનના બનેલા વિવિધ વ્યતિકરો કે જે તમને પહેલાં સિદ્ધ થવા અસંભવિત લાગેલા

છતાં પરિણામે તમારા વડે જ સિદ્ધ અને તે પણ ઉત્તમ રીતે સિદ્ધ થયેલા હતા તેનું કારણ વિચારી જોશો, તથા બીજા સમર્થ પુરુષોનાં જીવનચરિત્રો જોશો તથા તે ઉપર સૂક્ષ્મ વિચાર કરશો તો મનુષ્યજીવનમાં અને તેનામાં રહેલાં અલૌકિક સામર્થ્યો બહાર પ્રત્યક્ષ થવામાં તથા અસાધારણ સરખા કાર્ય કરવામાં આ રસવૃત્તિએ શું કર્યું છે અને તેણે કેવું પ્રધાન પદ ભોગવ્યું છે તે તમને સહજમાં સ્પષ્ટ થશે. તે જ પ્રમાણે એનાએ પુરુષોમાંથી જે ક્ષણે આ રસવૃત્તિનો વિનાશ થયો છે તે ક્ષણે તેઓ કેવા નિર્બલ અને પરાસ્ત થઇ રહ્યા છે તેનો પણ તમને સહજમાં વિચાર આવશે.

આ રસવૃત્તિ જે કાળે અપૂર્વ પ્રમાણમાં મનુષ્યમાં ઉદય પામે છે, તે કાળે તેનામાં રહેલી બીજી સઘળી વસ્તુઓ તેની જ ઇચ્છાને અનુસરે છે. ઉપર આરંભમાં ગણાવેલી વિવિધ શક્તિઓ બધી આ રસવૃત્તિને અધીન થઈ જાય છે. તેઓ પરસ્પરમાં ગમે તેટલો વિરોધ પ્રકટાવે, પણ જે બાજુ રસવૃત્તિ ઢળે છે, તે બાજુએ તે સર્વને આવવું જ પડે છે. જે જે વિષયમાં તીવ્ર રસવૃત્તિ પ્રકટે છે તેમાં અન્ય સર્વ વૃત્તિઓ, ઇન્દ્રિયો, શક્તિઓ, સંકલ્પો વગેરે ભળે છે, કેમકે તેમાં જ તેમને સુખબુદ્ધિ ઉપજી હોય છે. જે સમયે રસવૃત્તિ પૂર્ણ વેગથી જાગ્રત્ થાય છે તે સમયે તેમના પરસ્પરના વિરોધો શમી તેઓ સર્વ રસવૃત્તિને અનુસરે છે. અને જ્યાં તે થાય છે કે તત્કાળ મનુષ્ય, જે વિષયમાં તેની રસવૃત્તિ પ્રકટી હોય છે તેને સર્વોત્તમ રીતે સિદ્ધ કરે છે, કેમકે તે વસ્તુને સિદ્ધ કરનાર જે કંઈ સામર્થ્યો છે તે સામર્થ્યોને ધરાવનારી વિવિધ શક્તિઓ તેનામાં પૂર્ણપણે વિકાસ પામી હોય છે.

રસવૃત્તિ શું કરે છે ? જેમાં તે પ્રકટી હોય છે તે કાર્યને સિદ્ધ કરવા મનુષ્ય બીજાં ગમે તેટલાં બંધનો પ્રાપ્ત થતાં હોય છે તો તે સ્વીકારીને પણ તે કાર્યમાં તે ઉદ્યત રહે છે. જેમાં રસવૃત્તિ પ્રકટી છે તે કાર્યને સિદ્ધ કરવામાં તે એટલો તો વેગવાળો હોય છે કે આખું જગત્ ગમે તો તેનાથી વિરોધી હોય તોપણ તેની સ્પૃહા ન રાખતાં પોતાના કર્તવ્યમાં જ મચ્યો રહે છે. રસવૃત્તિ ઉત્પન્ન થતાં તે કાર્યમાં મનુષ્ય શરીરના શ્રમને, મનના શ્રમને, દ્રવ્યના વ્યયને, સમયના ભોગને કે કશાને ગણકારતો નથી. સંકોચ, લજ્જા, ભય, ભ્રાંતિ, કોઇની ટીકા, એ સર્વને પણ છોડી દે છે. રાતદહાડો પરિશ્રમ કરવાથી કંટાળતો નથી, પોતાના કાર્યની સિદ્ધિ માટે કોઈ નવીન મનુષ્યોનો સંબંધ બાંધવો હોય તો તે પણ બાંધે છે, કોઇ કાર્યોને અટકાવવાં પડે છે તો અટકાવે છે, અને એ વિના જે કંઈ આવશ્યક જણાય છે તે નિર્ભ્રાંતપણે કરે છે, તથા જ્યારે તેનું કાર્ય સિદ્ધ થાય છે ત્યારે જ તેને શાંતિ અને સંતોષ પ્રકટે છે.

જ્યારે આમ થાય છે ત્યારે એ રસવૃત્તિ જે કંઈ કરવા ધારે તે કરી શકે એમાં શું આશ્ચર્ય ? રસવૃત્તિમાં મોટામાં મોટું સામર્થ્ય એ છે કે તે બીજી સર્વ શક્તિઓને પોતાની પાછળ અનુસરાવે છે અને જ્યાં મનુષ્યની સર્વ શક્તિઓ એકત્રિત થાય છે, ત્યાં જે કંઇ કાર્ય કરવું હોય તે થાય એમાં કશો જ સંશય નથી.

રસવૃત્તિના સંબંધમાં જે કંઇ અત્યંત મહત્વની બાબત છે તે એ છે કે રસવૃત્તિમાં અત્યંત પ્રેમનો ઉદય હોય છે. જેમાં રસવૃત્તિ પ્રકટે છે તેમાં સ્વાભાવિક રીતે જ પ્રેમ બંધાય છે. અને એ પ્રેમનો મનુષ્યના આત્માસાથે અત્યંત સંબંધ હોય છે. જ્યાં પ્રેમ-

ઉચ્ચ અને વિશુદ્ધ પ્રેમ–અનંત પ્રમાણમાં રેલાઈ રહ્યો હોય છે ત્યાં આત્મા પોતાના સર્વ સામર્થ્યસહિત પ્રકાશને પામે છે. પ્રેમ એ આત્માનું લક્ષણ છે તથા એ લક્ષણ જે સ્થળે આવિર્ભાવ પામ્યું હોય છે ત્યાં આત્મા પોતાનો આવિષ્કાર કરે એ શક્ય જ છે. અને જ્યાં આત્મા આવિષ્કાર કરે ત્યાં પરાજય કે અસિદ્ધિ પ્રકટવાનો સંભવ જ ન હોય એ પણ સ્પષ્ટ જ છે. રસવૃત્તિ ઉપજતાં આત્માનું બળ અનાયાસ રીતે જ ત્યાં પ્રકટે છે.

તે જ પ્રમાણે માનસ શાસ્ત્રના નિયમથી પણ વિચારતાં રસવૃત્તિનું અલૌકિક સામર્થ્ય જણાઈ આવે છે. રસવૃત્તિમાં પોષક ગુણ રહેલો છે અને તેથી જે જે શક્તિઓનો રસવૃત્તિપૂર્વક ઉપયોગ થાય છે તે તે શક્તિઓ ઉપયોગ પામવાની સાથે રસવૃત્તિવડે પોષાયાં કરે છે. તેથી તે કામથી થાકતી નથી અને ઘણું કાર્ય કરી શકે છે. રસવૃત્તિવિના જે શક્તિઓ વપરાય છે તેમાં તત્કાળ શ્રમ પ્રકટે છે અને તેથી તે શક્તિઓમાં જેટલા પ્રમાણમાં બળ રહેલું છે તે સઘળું બળ તેને બહાર કહાડવાનો વખત જ આવતો નથી. માટે એ શક્તિઓને પોષણ આપવાને રસવૃત્તિની અગત્ય છે. રસવૃત્તિથી મનની, મગજની અને શરીરની સર્વ શક્તિઓ પોષણ પામતી હોવાથી તે સહિત જે કાર્ય કરવામાં આવે તેમાં શરીર, મન કે મગજ ગમે તેની શક્તિઓ વધારે પ્રમાણમાં અને વધારે બળપૂર્વક ઘણો લાંબો સમય કામ કરે એ સ્વાભાવિક છે.

જે કાર્યમાં આપણી રસવૃત્તિ પ્રકટી હોય છે તે કાર્યને જે આપણે કોઇને કહીએ છીએ તો આપણી તે વાણીમાં, આપણા તે ભાવમાં કંઇ અલૌકિકતા પ્રકટે છે, અને તેની બીજા મનુષ્યઉપર અત્યંત અસર થાય છે. તથા જે કાર્યમાં બીજાઓ પણ અત્યંત ઉત્સાહથી ભાગ લે છે. તે કંઈ અત્યંત રસવૃત્તિપૂર્વક કથન કરવામાં આવે છે તે શબ્દો પ્રાણમય બને છે, તેમાં આત્માનું બળ વહેતું હોય છે, તેની બીજાઉપર અત્યંત અસર થાય છે. રસવૃત્તિપૂર્વક કરેલા વિચારો અત્યંત બળવાન્ હોય છે, અને તે તે પોતાનામાં આત્માના સામર્થ્યને એવી રીતે ભેળવે છે કે તેમાં અધિક બળનો પ્રભાવ પ્રકટે છે.

આ રીતે રસવૃત્તિ કોઈ વિલક્ષણ વસ્તુ છે એ સહજમાં સ્પષ્ટ થાય તેવું છે. એ રસવૃત્તિને જો તમે કેળવો છો અને તમારા કોઇ ઉદ્દેશને સિદ્ધ કરવા તરફ વાળો છો તો તો તે કાર્ય સર્વોત્કૃષ્ટરીતે સિદ્ધ થયા વિના રહેતું નથી. આ રસવૃત્તિનો તમે અનેક પ્રસંગે ઉપયોગ કર્યો હશે, અને તેથી તેના બળનું તમને ભાન હશે જ. હજી પણ તેનો ઉપયોગ કરી જોશો તો તેનો ચમત્કાર તમને અધિક અને અધિક સ્પષ્ટ થશે જ.

વાચકવર્ગ ! આ રસવૃત્તિને અત્યંત પ્રમાણમાં પ્રકટાવવાથી તમારામાં રહેલી જે જે શક્તિઓ છે, જે જે તત્વો છે, જે જે સામર્થ્યો છે તે સર્વને એક કાર્યમાં વાળી શકાય છે. નિશ્ચયાત્મક બુદ્ધિ, તર્કશક્તિ, સંકલ્પશક્તિ આદિ જે કંઈ છે તે સર્વ રસવૃત્તિને આધીન થઈ રહે છે, અને તેમ થતાં એ સર્વના એકત્રિત બળપૂર્વક જે કંઈ કાર્ય કરવું હોય છે તે જ્યારે કરવામાં આવે છે ત્યારે તેમાં નહિ ધારેલો એવો અદ્ભુત વિજય મનુષ્ય મેળવે છે.

ઉપર કરેલા સ્વરૂપ વિચારથી આપણામાં રહેલી સર્વ વસ્તુને એક માર્ગમાં વાળવી બની શકે એમ છે, એ જણાય છે. તેથી તમારૂં મુખ્ય કર્તવ્ય તો એ જ છે કે જે કંઇ

*( આ વિષયનો ચતુર્થ વિભાગ ભવિષ્યના શ્રીમહાકાલના અંકમાં પ્રકટ થશે.

કાર્ય કરવાનું આવે તેમાં સર્વ પ્રકારે કરીને રસવૃત્તિ પ્રકટાવવી. જે વિષયના અધિક અને અધિક રસપૂર્વક વિચારો કરવામાં આવે છે, તેમાં રસવૃત્તિ અધિક અને અધિક અંશમાં જાગ્રત્ થતી જાય છે. અને તેમ થતાં આપણામાંનુ સમગ્ર તે કાર્યમાં બળપૂર્વક જોડાય છે.

આપણી જે કંઇ મુખ્ય યોજના છે તેને સિદ્ધ કરવામાં આ રસવૃત્તિ એક અત્યંત સમર્થ સાધન છે. તે બીજાનામાં નથી, આપણા પોતાનામાં જ છે, અને તેને આપણે જ ઉત્તેજિત કરી શકીએ એમ છે. એ તીવ્રપણે ઉત્તેજિત થતાં આપણે જૂદા જૂદારૂપે નથી રહેતા, પણ એકરૂપે થઈ રહીએ છીએ. એટલે આપણામાંનું સમગ્ર અનુકૂળરૂપે જ એ કામાં યોજાય છે, અને તેમ થતાં તમે જે કંઇ ધારો છો તે કરી શકો છો. અપૂર્વ પ્રમાણમાં રસવૃત્તિને પ્રકટાવો અને તમને સઘળું સુલભ થઇ રહેશે. આ માત્ર વાંચી જવા માટે જ નથી, પરંતુ તેનો વિચાર કરો, જરા ઉંડાણથી વિચાર કરો, તમારા પોતાનામાં આવીને વિચાર કરો.

---

## ઉપયોગી જાહેરખબરવિષે

વ્યાપારવૃદ્ધિમાં જ્યારથી જાહેરખબર પ્રસારવાની પદ્ધતિ અને કલાનો ઉપયોગ થવા માંડ્યો છે ત્યારથી તે વિષય વ્યાપારની બાબતમા ઘણો મહત્વનો થઈ પડયો છે અને નાના તથા મોટા સર્વ વ્યાપારીઓ તે બાબતમાં થોડું અથવા ઘણું લક્ષ પોત પોતાની બુદ્ધિ આદિ સાધનઅનુસાર આપે છે અને હમેશાં તેમા કંઈ નૂતનતા પ્રાપ્ત થતી જાય અને ગ્રાહકોનુ લક્ષ વિશેષ પ્રમાણમાં ખેંચાઈ તેમનો વ્યાપાર વિસ્તૃત થતો જાય એમ ઇચ્છા તેમને રહ્યા કરે છે. જાહેર ખબર એ વ્યાપારનુ અત્યંત ઉપયોગી અંગ થઇ પડયું છે, અને તેને અનેક યુક્તિથી ઉત્તમ પ્રકારે નિભાવી અર્થની સાર્થકતા સિદ્ધ કરવા તરફ પ્રધાન હેતુ રહેલો છે.

આ અર્થ સિદ્ધ કરવામાં વ્યાપારીએ જાહેર ખબર પ્રસારનાર જે મધ્યસ્થ વસ્તુ રહેલી છે તેનો ઉપયોગ કેવી રીતે કરવો અને તેમાં વ્યર્થ થતો ખર્ચ બચાવી હેતુપૂર્વક ખર્ચ કરી પોતાની ઇચ્છા કેવી રીતે પાર પાડવી તેનો વિચાર કરવાની જરૂર રહે છે. કારણ કે જે વ્યર્થ ખર્ચ થાય છે અને જેનો ઉપયોગ જાહેરાત તરીકે જેમના આગળ નિરુપયોગી ઠરે છે તેનો બચાવ કરવો એ વ્યાપારીને ખાસ લક્ષમાં રાખવાની એક બાબત છે. તેમાં કરકસરનું મહત્વનું અંગ રહેલું છે કે જે દ્રવ્યસંચય અને પ્રાપ્તિમાં અત્યંત સહાયક છે.

જાહેરાત સંબંધી વિચાર કરતાં હાલ તેનો ત્રણ પ્રકારે ઉપયોગ થતો જણાય છે. એટલે જાહેરાત પ્રસારનાર આપણે મધ્યસ્થ વસ્તુ જે કહી તે ત્રણ પ્રકારની હોવાનુ જણાય છે. (૧) સર્વસામાન્ય (૨) સંબંધકર્તા (૩) નિત્ય ઉપયોગી.

(૧) સર્વ સામાન્ય જાહેરખબર સર્વ પ્રકારના મનુષ્યોને સર્વ સ્થળે પહોંચાડવામાં આવે છે. તેમાં મનુષ્ય અથવા સ્થાન એ બેનો વિચાર ઓછો કરવામાં આવે છે જાહેરાત પ્રસારનાર અને તેનો લાભ લઇ તે ઉપરથી વસ્તુની ખરીદી કરવા ઇચ્છનાર એ બન્નેના સંબંધને તે બાંધે છે પરંતુ તેમાં પરસ્પર ઉદ્દેશીને કાર્ય ઓછું થાય છે. તે સંબંધ અણધાર્યો અને અકસ્માત્ જેવો હોય છે. પરસ્પરનું એક સમાંતર દિશામાં આકર્ષણ નથી

હોતું. માત્ર કંઈક સામાન્ય જ્ઞાન થવાઅર્થે અથવા જગતમાં તેનું અસ્તિત્વ છે એટલું જણાવવાને તે બસ છે. આવી જાહેરખબર સમગ્ર દેશ અથવા પ્રાન્તનાં પત્રો વગેરે દ્વારા ફેલાવવામાં આવે છે.

(૨) સંબંધ કર્તા જાહેરાત જે જે પ્રકારનો ઉદ્યોગ હોય તે તે પ્રકારના ઉદ્યોગવાળા મનુષ્યો તથા પરોસાથે સંબંધમાં આવવાની જે યુક્તિ છે તે છે. આથી એક વિચાર અને એક કર્તવ્યને માનનાર સમાજસાથે સંબંધ થઈ પરસ્પર ઉપકાર થવાનો પ્રસંગ સહજ પ્રાપ્ત થાય છે. યોગ્ય દિશામાં યોગ્ય સંબંધ બાંધવાને આવા પ્રકારનું સાધન પણ અત્યંત ઉપયોગી છે.

(૩) નિત્ય ઉપયોગી એવી ત્રીજા પ્રકારની જાહેરાત એ વેચનાર અને વાપરનાર એ બન્ને વચ્ચે એક સીધી લિટીમાં સંબંધ બાંધનાર મધ્યસ્થ પદાર્થ છે. તે હમેશનો ઉપયોગી પદાર્થ હોવાથી જેની પાસે પહોંચાડવામાં આવે છે તે તેને પોતાની પાસે દૃષ્ટિઆગળ વારંવાર પડ્યા કરે તેમ રાખે છે. આથી જે અર્થનું સૂચન તે પ્રકારની જાહેરાતવડે કરાવવાનું હોય છે તે તે મનુષ્યના મનઉપર દિવસમાં અનેકવાર થાય છે અને મનનો સ્વભાવ પોતાની આગળ નિત્ય રમતા પદાર્થ તરફ સહજ વળી જવાનો હોવાથી અને તેનામાં પ્રેમબુદ્ધિ પ્રકટાવવાનો હોવાથી તે મનુષ્ય સ્વાભાવિક રીતે તે પ્રકારની જાહેરાતનો ઉપયોગ કરનારપ્રતિ વળે છે અને પોતાનું નામ તત્કાળ તેના ગ્રાહકોના લીસ્ટમાં નોંધાવે છે.

જાહેરાતનો આ ત્રીજા પ્રકારનો ઉપયોગ આજ સર્વોત્તમ મનાય છે. તેથી વ્યર્થ થતો ખર્ચનો બોજો કમી થતો જાય છે. અને જે જે પ્રકારના મનુષ્યોસાથે જ્યાં જ્યાં સંબંધ બાંધવાની અગત્ય જણાય છે ત્યાં સહેલાઈથી અને સંતોષકારકરીતે સંબંધ બાંધી શકાય છે.

અન્ય પ્રકારની જાહેરાતોમાં ઘણો એવો ખર્ચ થઈ જાય છે કે જેનો કંઈ પણ અર્થ સિદ્ધ થતો નથી અને જે વેચનાર અને ખરીદનારનો સંબંધ તેને તે કેવળ આડી રીતે દલાલીના કાનની માફક જ માત્ર બાંધે છે. તેમાં પરસ્પર, વચ્ચેનો સંબંધ પ્રત્યક્ષ બોધક હોતો નથી, કેવળ બાતવાચક હોય છે.

ઉપયોગી પદાર્થવડે જે જાહેરાત થાય છે તે પ્રત્યક્ષ બોધ કરનાર તથા વેચનાર ખરીદનારનો સાક્ષાત્ સંબંધ કરાવનાર હોય છે. તેથી મૈત્રી બંધાય છે અને તેનાથી ઉપકૃત થએલી વૃત્તિ સામો બદલો વાળવા હમેશાં તત્પર થઈ જાય છે.

મનુષ્ય માત્રનો મોટે ભાગે એવો સ્વભાવ જ છે કે બનતાં સુધી ઉપકારતળે દબાઈ ન રહેવું. સામા મનુષ્યને તત્કાળ પ્રસંગ ઉપજાવી તેના ઉપકારનો બદલો વાળવો. આથી ઉપયોગી પદાર્થની જાહેરાતરીતે ભેટ સર્વને એક પ્રકારના ઉપકારતળે દબાવનાર હોવાથી મનુષ્યો તેનું વળતર આપવા તત્કાળ ફિસાદ બ્યાન્ કરે છે અને જ્યાં સુધી તેમનાથી તેમ થઈ નથી શકતું ત્યાં સુધી તેઓ સતત તેના ચિંતનમાં રહે છે.

( અપૂર્ણ. )

# महाकाल



| વર્તમાન અંકના વિષયો | | આગામી અંકના વિષયો |
|---|---|---|
| શ્રદ્ધા અને જ્ઞાન | | ૧ સતી સુવર્ણા |
| શ્રેયસ્સાધકોપ્રતિ પત્ર | ભાવના | ૨ સામર્થ્યનેપ્રાપ્તકરવાનીઅમોઘકળા |
| શ્રી યોગસાર | | ૩ શ્રી હરિહરસિદ્ધાન્તચન્દ્રોદય |
| સર્વ ધર્મોનું ઐક્ય થવું શું સ્વાભાવિક છે? | | ૪ ક્રિયા તથા વિચારનું માધુર્ય |
| —પુંઠા ઉપર— | सत्यं परं धीमहि | ૫ પ્રાસંગિક ઉક્તિઓ |
| શ્રી મહાકાલનાં વાચકોપ્રતિ— | | વગેરે |

૧૯૬૨.

आषाढ.



"પ્રસન્નતાને કદી ન ત્યજીએ, પ્રસન્ન સહુ સ્થિતિમાં રહીએ,
હા જે અચલ નથી દુઃખસ્થિતિ, ક્ષણમાં ટળનારી લહીએ"

—ત્રિચંદ—

વડોદરા.

વાર્ષિક મૂલ્ય ૨-૦-૦

જે જે અમૂલ્ય હું પામીશ તે તે,
તમને દઈ પછી લઈશ, હો બંધુ !
પૂર્ણ તૃપ્તિ દેતું ભોજન હું તો,
તમને ખવાડીને ખઈશ, હો બંધુ !
અવળી ક્રિયા કાંઇ જોઇ તમારી,
તમથી હેતુ તેનો ગ્રહીશ, હો બંધુ !
સહજ સહજમાં આચારવિચારની,-
ભેદબુદ્ધિ ન લહીશ, હો બંધુ !
દોષ પડે કદી તો એ નિભાવજો,
તમથી ન અંતર સહીશ, હો બંધુ !
અણસમજ્યે કદી ભેદ પડે છતાં,—
તમથી જુદો ન જણાઇશ, હો બંધુ !
આગળ તમને વધેલા હું જોઇને,
અસૂયાથી કદી ન અંજાઇશ; હો બંધુ !
પ્રભુને ભેટશો (ને) હું ન ભેટીશ, તો તમને,—
ભેટીને ન્યાલ ગણાઇશ, હો બંધુ !
આપની ઉન્નતિસરિતામાં હું પણ,
આનંદે સંગે તણાઇશ, હો બંધુ !
સાધક બંધુરૂપી એક શરીરમાં,
અવયવ બનીને જોડાઇશ, હું બંધુ !
આપના પ્રત્યેક કાર્યમાં યત્ને,
ઉત્સાહ ધરીને યોજાઇશ, હું બંધુ !
જે દેશના તમે રહીશ થવાના,
બનીશ હું પણ ત્યાંનો રહીશ, હો બંધુ !
પ્રભુને રીઝાવવા આપણુ સર્વે,
એક થાઓ નખશીશ, હો બંધુ !
' અનેક છતાં પણ એક જ આ તો ',
હસી એમ કહેશે શ્રીઇશ, હો બંધુ !




# साधकसंबंधना निर्वहणअर्थे साधकोना परस्परप्रतिना संकल्पो.

પદ ( નાકની નથની ને કાનની વાળી એ લય )

ગુરુઅનુગ્રહ સાચો પામવાકાજે,
સાધકપ્રતિ પ્રેમી રહીશ હું બંધુ !
દોષ તમારા નિહાળી કો કાળે,
તમપ્રતિ દ્વેષી ન થઇશ, હું બંધુ !
શ્રવણ કરીશ કટુવચન તમારૂં,
પણ હું તે ભૂલી જઈશ, હો બંધુ !
કોઈસમીપ કદાપિ તમારી,
નિંદાનો શબ્દ ન કહીશ, હો બંધુ !
સર્વ ક્રિયામાં હું સત્ય હૃદયથી,
આપને આશ્રય દઈશ, હો બંધુ !

જે જે અમૂલ્ય હું પામીશ તે તે,
તમને દઈ પછી લઈશ, હો બંધુ !
પૂર્ણ તૃપ્તિ દેતું ભોજન હું તો,
તમને ખવાડીને ખઈશ, હો બંધુ !
અવળી ક્રિયા કાંઇ જોઇ તમારી,
તમથી હેતુ તેનો ગ્રહીશ, હો બંધુ !
સહજ સહજમાં આચારવિચારની,-
ભેદબુદ્ધિ ન લહીશ, હો બંધુ !
દોષ પડે કદી તો એ નિભાવજો,
તમથી ન અંતર સહીશ, હો બંધુ !
અણસમજ્યે કદી ભેદ પડે છતાં,—
તમથી જુદો ન જણાઇશ, હો બંધુ !
આગળ તમને વધેલા હું જોઇને,
અસૂયાથી કદી ન અંજાઇશ; હો બંધુ !
પ્રભુને ભેટશો (ને) હું ન ભેટીશ, તો તમને,—
ભેટીને ન્યાલ ગણઈશ, હો બંધુ !
આપની ઉન્નતિસરિતામાં હું પણ,
આનંદે સંગે તણઇશ, હો બંધુ !
સાધક બંધુરૂપી એક શરીરમાં,
અવયવ બનીને જોડાઇશ, હું બંધુ !
આપના પ્રત્યેક કાર્યમાં યત્ને,
ઉત્સાહ ધરીને યોજાઇશ, હું બંધુ !
જે દેશના તગે રહીશ થવાના,
બનીશ હું પણ ત્યાંનો રહીશ, હો બંધુ !
પ્રભુને રીઝાવવા આપણ સર્વે,
એક થાઓ નખશીખ, હો બંધુ !
‘ અનેક છતાં પણ એક જ આ તો ’,
હસી એમ કહેશે શ્રીઇશ, હો બંધુ !

---

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૮૪ થી )

## ॥ योगशास्त्र तत्त्वविचार ॥

આ પ્રમાણે યોગવિદ્યાનું માહાત્મ્ય યુક્તિથી, શાસ્ત્રથી અને અનુભવથી સર્વ વિવેકીને સિદ્ધ હોવાથી એ વિદ્યાસંબંધમાં હાલના તથા પૂર્વના સર્વ વિદ્વાનોએ લક્ષ આપ્યું છે, અને તેના પરિણામમાં એ વિદ્યાને એ વિદ્યાના વિવિધ પ્રયોગોને તથા પ્રક્રિયાને વિવિધરૂપે સ્પષ્ટ કરનાર લેખો આપણને પ્રાપ્ત થયા છે. આ ગ્રંથોની યાદી સર્વને પરામર્શ કરવા સરલ પડે તે માટે આ લેખના અંતિમ ભાગમાં આપવામાં આવશે. પણ અત્ર એ જણાવવું જરૂરનું છે કે એ સર્વ ગ્રંથોમાં જ્યારે ઇતર ગ્રંથો પ્રકરણ ગ્રંથોરૂપ છે ત્યારે શ્રી પતંજલિ ભગવાને રચેલું શ્રી પાતંજલ યોગદર્શન એ આ વિદ્યાનો આકર ગ્રંથ છે. ઇતર પ્રકરણ ગ્રંથોમાં આ વિદ્યાના કોઇ એક વા અનેક અંગ અથવા ઉપાંગને માત્ર વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે ત્યારે સર્વ પ્રક્રિયાનું પ્રતિપાદન માત્ર શ્રી યોગદર્શનમાં જ કરેલું છે. અને આ હેતુથી જ એ શ્રી પાતંજલ યોગદર્શન-ષડ્ દર્શનમાંનું એક દર્શન-ગુણજ્ઞ વિદ્વાનોએ ગણ્યું છે. આમ હોવાથી યોગશાસ્ત્રસંમત તત્ત્વવિચાર જાણવા માટે પ્રધાન પંક્તિ ઇતર ગ્રંથો ભોગવતા નથી પણ આ દર્શન ભોગવે છે અને તેને અનુરૂપ શ્રી સાંખ્યદર્શન, તત્ત્વસંમાસ, સાંખ્યતત્ત્વકૌમુદી આદિ વિવિધ ગ્રંથો તે એના સહાયરૂપ છે, અને તેથી આ તત્ત્વવિચાર જાણવા એ ગ્રંથોનો જ પ્રધાન આશ્રય સર્વને લેવો પડે છે.

અહિં એ પ્રશ્ન સ્વાભાવિક થશે કે **एतेन योगः प्रत्युक्तः** એ શ્રી બાદરાયણસૂત્રથી તે સૂત્રપરના ભાષ્યથી તથા શ્રી શારીરક ભાષ્યના પ્રથમાધ્યાયમાં કરેલા સાંખ્યદર્શનના ખંડનથી આ તત્ત્વવિચાર વેદમૂલક નથી એમ સિદ્ધ કર્યું છે તો તે સંબંધમાં શા માટે વિચાર કરવો પડે ? આનું ઉત્તર એ કે પ્રથમ તો શ્રી શારીરક ભાષ્યાદિ સ્થળે જે ખંડન કર્યું છે તે યોગશાસ્ત્રસંમત સર્વ તત્ત્વવિચારનું ખંડન નથી પણ માત્ર પ્રધાનની સ્વતંત્રતા, પુરૂષનું નાનાત્વ ઇત્યાદિ ગણ્યા ને ગાંઠ્યા બે ચાર અંશોનું જ ખંડન કર્યું છે તેથી એ શિવાયની બીજી બધી પ્રક્રિયા પુરૂષનું ચિદ્રૂપત્વ, અસંગત્વ, અકર્તૃત્વ, સત્કાર્યવાદ, પરિણામવાદ, જગત્‌ના નાનાત્વનું દ્વૈતમાત્રમાં પર્યવસાન ઇત્યાદિ-અખંડિત છે અને તેથી તે અંશો સંમત છે. માટે જેમ શુદ્ધ તણ્ડુલની સાથે છાલાં વળગેલાં હોય તો તેટલાથી આખા ભાતનો ત્યાગ નહિ કરતાં સુજ્ઞ છાલાંને છોડી તણ્ડુલનું ગ્રહણ કરી લે છે તે પ્રમાણે એ વિરોધી દેખાતા બે ચાર અંશોને છોડી ઇતર સર્વ અંશોનું ગ્રહણ વિવેકીને પણ અપેક્ષિત છે. અને બીજી રીતે જોઇએ તો આ સર્વ દર્શનો સર્વજ્ઞ, યોગવિત્ મહાત્મા પુરૂષોથી પ્રણીત છે તેમાં વાસ્તવ વિરોધ સંભવતો નથી. જે વિરોધ આપાતતઃ પ્રતીત થાય છે તે વિનેય પુરૂષોની મતિની વિરૂપતાને લીધે, અધિકારના ભેદને લીધે જ સર્વનું કલ્યાણ ઇચ્છનાર એ મહાપુરૂષોએ સ્વીકાર્યો છે. વળી એ દર્શનો જૂદા જૂદા લક્ષ્યબિન્દુ સ્થાપી રચાયેલાં છે. આમ હોવાથી એ સર્વ પોતપોતાના સ્થળમાં સાવકાશ છે, અપૂર્વ છે અને એક બીજાના વિરોધી નથી. દૃષ્ટાન્તરૂપે ન્યાય, યોગ અને વેદાન્ત એ ત્રણ દર્શનો લઇએ તો એમાં ન્યાયશાસ્ત્રમાં પ્રધાનપણે ન્યાયના નિયમોનું પ્રતિપાદન કરવું અને તે યુક્તિથી કરવું એજ આશય છે

અને એના અંગરૂપે તત્ત્વવિચારને સ્થાન આપ્યું છે તેથી એમાં જે તત્ત્વો સંમત લીધાં છે તે સામાન્ય મતિના મનુષ્યો સહજ વિચારથી જે સંમત કરી શકે છે તે જ સ્વીકારવામાં આવ્યાં છે. ત્યારે યોગશાસ્ત્રનો પ્રધાનપણે યોગનું પ્રતિપાદન કરવા ધારે છે અને તેના અંગરૂપે તત્ત્વવિચારને સ્થાન આપે છે અને સાંખ્યશાસ્ત્ર તત્ત્વવિચારને પ્રધાન સ્થાન અર્પી યુક્તિથી મનુષ્યની બુદ્ધિની પરાકાષ્ઠાથી જે તત્ત્વોસુધી જવાય ત્યાં સુધી જાય છે અને વેદાન્તશાસ્ત્ર યુક્તિને ગૌણ કરી, ઉપનિષદ્વાક્યોને પ્રધાન લઇ તેમાંથી શો તત્ત્વનિર્ણય થઇ શકે છે તેનું પર્યાલોચન કરે છે. આમ હોવાથી, આં રીતે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુ લઈ આ શાસ્ત્રોની પ્રવૃત્તિ કરાયેલી હોવાથી એમના સિદ્ધાન્તોમાં ભેદ દેખાય છતાં તે સર્વ પોતપોતાની કક્ષામાં સાચા હોય એ ઉભય સંભવે છે. આમ કરવાનું મુખ્ય કારણ સર્વ જનનું કલ્યાણ કરવાનો આશય દેખાય છે. બધા પુરુષોની મતિ એક સરખી ઉચ્ચ હોતી નથી, બધાને વેદઉપર શ્રદ્ધા હોતી નથી અને બધાનો એક સરખો અધિકાર હોતો નથી. તેથી જે પુરુષોને વેદઉપર પોતાના પ્રાક્તન કર્મવશાત્ ઉજ્વલ શ્રદ્ધા પ્રકટેલી છે તેમનું શ્રેય વેદાન્તશાસ્ત્ર સાધે છે અને તેમને જણાવે છે કે પુરુષ એક છે, બ્રહ્મતત્ત્વ માત્ર જ સર્વત્ર છે, જીવ અને બ્રહ્મ એક છે, જગતમાં નાનાત્વ નથી, જગત્ જ નથી પણ માત્ર બ્રહ્મતત્ત્વ જ સર્વત્ર વિલસી રહ્યું છે. અને એ અનુભવમાં ઉતારવું, બ્રહ્માત્મૈક્યનો અપરોક્ષ અનુભવ દૃઢપણે કરવો એ જ પુરુષાર્થ છે અને તે માટે યોગ એ એક જ સાધન છે. પણ જો આ એક જ શાસ્ત્ર રચ્યું હોત તો જેમની મતિમાં આ સિદ્ધાન્ત પ્રવેશી શકતો નથી, જગત્ જે સર્વ ઇન્દ્રિયોથી દેખાય છે તે જેમના મનમાં ખસી જાય તેમ નથી, તેમના શ્રેયનો માર્ગ રહેત નહિ. આથી તેવા પુરુષોનું શ્રેય સાધવામાટે પણ જગતને સત્યરૂપે સ્વીકારનાર અર્થાત્ જગત્ સત્ય છે એમ માની પ્રવૃત્ત થનાર વિવિધ શાસ્ત્રો રચાયાં છે. આ શાસ્ત્રો આ પુરુષોની મતિમાં સત્વર પ્રવેશે છે અને એ શાસ્ત્રપર શ્રદ્ધા તેમની થાય છે અને એ શાસ્ત્રો પણ પરિણામે પુરુષાર્થયોગ સાધવાનો છે એ જ સિદ્ધાન્ત અબાધિતપણે સ્થાપે છે. આ રીતે કર્તવ્યની સર્વત્ર એકતા છે તેથી ગમે તે પ્રકારે પણ મતિમાં સિદ્ધાન્તો પ્રવેશી જો પુરુષ પોતાના વાસ્તવ કર્તવ્યરૂપ યોગાનુષ્ઠાનમાં જોડાઇ જાય છે અને તેમાં પાર પામે છે તો પછી તેની તીવ્ર, સંસ્કૃત, સૂક્ષ્મપદાર્થઆદિણી મતિ જે વાસ્તવ સત્ય છે તેને અવશ્ય જાણે જ છે. તેથી આ ભિન્ન ભિન્ન દર્શનો તે મતિમાં કર્તવ્ય ઉતારી કર્તવ્યમાં પ્રવૃત્ત કરાવવાનાં સાધનોમાત્ર છે અને તે કાર્ય સર્વ ઉત્તમ પ્રકારે કરે છે. માટે એક શાસ્ત્ર બીજાનું વિરોધી નથી, એક શાસ્ત્રની સત્યતાથી બીજું નિરર્થક થતું નથી એ સ્પષ્ટ સમજાય છે. આમ હોવાથી યોગશાસ્ત્રસંમત તત્ત્વવિચાર એના અધિકારી માટે ખાસ અપેક્ષિત છે અને તેથી તે અવશ્ય કર્તવ્ય છે એ સિદ્ધ થાય છે. આ હેતુથી જ શ્રી પતંજલિએ આરંભમાં યોગશાસ્ત્ર આરંભ કરવા યોગ્ય છે એ પ્રતિજ્ઞા કરનાર અધિકાર સૂત્ર રચ્યું છે કે

અથ યોગાનુશાસનમ્ ॥ ૧ । ૧ ॥

સૂત્રાર્થઃ—યોગાનુશાસન નામનું શાસ્ત્ર આરંભાય છે.

આ સૂત્રમાં શ્રીગ્રંથકારે પોતાના ચિકીર્ષિત ગ્રંથનું નામ યોગાનુશાસન છે એ જણાવ્યું છે તથા તે આરબ્ધ છે એ પ્રતિજ્ઞા કરી છે. તથા અથ શબ્દને આરંભમાં ઉચ્ચરી મંગલ પણ કર્યું છે. અથ શબ્દ અને ૐકારને માટે કહ્યું છે કે ૐકારશ્ચાથ શબ્દશ્ચ દ્વાવેતૌ

ब्रह्मणः पुरा । कंठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकाविमौ ॥ ૐકાર અને અથ-શબ્દ એ બે સર્ગારંભમાં શ્રી બ્રહ્મા ભગવાનના કણ્ઠમાંથી નીકળ્યા છે તેથી બંને મંગલકર છે. તેથી અથ શબ્દનું ઉચ્ચારણ મંગલરૂપ કાર્યને સારે છે અને એ શબ્દ અધિકાર, આરંભ એ અર્થનો વાચક છે. તેથી એ એક શબ્દથી મંગલકાર્ય અને આરંભરૂપ અર્થ બંને બતાવાયા છે. યોગાનુશાસન એટલે યોગનું અનુશાસન. 'અનુશાસન શબ્દનો અર્થ अनुशिष्यते व्याख्यायते लक्षणस्वरूपभेदोपायफलैर्येन એ વ્યુત્પત્તિથી એ છે કે જે લક્ષણ, સ્વરૂપ, ભેદ, ઉપાય અને ફલવડે વ્યાખ્યાન કરે છે, વિશદ કરે છે તે ગ્રંથ અનુશાસન છે અર્થાત્ જે ગ્રંથમાં યોગનું લક્ષણ બતાવ્યું છે, યોગનું સ્વરૂપ જણાવ્યું છે, યોગના ભેદો, વિભાગો દર્શાવ્યા છે અને યોગનાં સાધનો તથા ફલનું પ્રતિપાદન કર્યું છે તે યોગાનુશાસન છે. પણ ખરૂં જોતાં આટલો અર્થ તે શાસનપદનો, યોગશાસનપદનો છે તેમાં અનુ વધારી ગ્રંથકારે એ સૂચવ્યું છે કે આ ગ્રંથમાં કરાતું પ્રતિપાદન તે સ્વેચ્છાનુસાર, પ્રમાણવિનાનું નથી પણ પૂર્વ પ્રમાણરૂપ વિસ્તૃત ગ્રંથને આધારે કર્યું છે. શ્રીયાજ્ઞવલ્કય સંહિતામાં કહ્યું છે કે हिरण्यगर्भो योगस्य वक्ता नान्यः पुरातनः શ્રી હિરણ્યગર્ભ ભગવાન્ જ યોગના આરંભક વકતા છે અને અન્ય નથી. તેમ જ एतेन योगः प्रत्युक्तः એ સૂત્રના ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે પણ अथ तत्त्वदर्शनाभ्युपायो योगः એવું યોગનું સૂત્ર આપ્યું છે. તેથી સિદ્ધ થાય છે કે આ યોગાનુશાસન અપૂર્વ ગ્રંથ નથી પણ પ્રાચીન ગ્રંથોને આધારે લખાયેલો છે અને તેથી ગુરુમૂલક હોવાથી શ્રદ્ધેય છે અને તેથી એનું યોગાનુશાસન નામ અન્વર્થક છે.

આ પ્રમાણે આ આરંભસૂત્રથી શ્રી ગ્રંથકારે યોગવ્યાખ્યાન, યોગવિચાર અવશ્ય કર્તવ્ય છે એ સૂચવ્યું છે અને તેનું કારણ એ છે. યોગ એ સમગ્ર સિદ્ધિને, જીવન્મુક્તિ તથા આખર વિદેહમુક્તિને પણ આપનાર છે. અનેક પુરુષો યોગનો આશ્રય કરી એ સ્થિતિને પામેલા ઇતિહાસ, પુરાણ, સ્મૃતિ, શ્રુતિમાં પ્રસિદ્ધ છે અને પ્રસ્તુત શાસ્ત્ર પૂર્વના ઋષિ, મુનિઓના ગ્રંથોને આધારે રચાતું હોવાથી ગુરુમૂલક હોવાથી પ્રમાણરૂપ છે. તેથી યોગતત્ત્વવિચારમાં ધરાતો આદર ઉચિત જ છે. જેમ ઇતર પ્રાચીન અર્વાચીન તત્ત્વવિચારના ગ્રંથોમાં જીવ, ઈશ્વર, જગત્, કર્તવ્ય, પ્રાપ્તવ્યઆદિના સબંધમાં વિવિધ વિચારો તે તે મહાપુરુષના દર્શાવ્યા છે તે પ્રમાણે આ યોગવિદ્યાનો આશ્રય કરનાર વિવિધ મહા પુરુષોના તત્ત્વવિચાર શા શા છે તથા તે કેવી પદ્ધતિથી જીવાદિ વિષયોનાં સ્વરૂપો વર્ણે છે તે વિચારવું ઉચિત છે.

દ્વૈતવાદ. ત્યાં જેમ વેદાન્તશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત જીવ બ્રહ્મનું ઐકય છે, જીવ બ્રહ્મ કહેવાથી વેદાન્તનું તાત્પર્ય કહેવાઈ જાય છે તે જ પ્રમાણે યોગશાસ્ત્ર અને સાંખ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત વિશ્વ=દરય+દષ્ટા અથવા વિશ્વ=પ્રકૃતિ પુરુષ કહેવાથી આવી જાય છે. યોગશાસ્ત્ર કેવલ શુદ્ધ દ્વૈતને પરસ્પરમાં કોઈ પણ રીતે પૃથક્ કૃતિને ન પમાડી શકાય તેવી બે વસ્તુઓને સ્વીકારે છે. બે વસ્તુને સ્વીકારે છે એનો અર્થ એવો નથી કે બે વ્યક્તિને સ્વીકારે છે, પણ માત્ર એટલો જ છે કે બે જાતિની વસ્તુને સ્વીકારે છે. આમ કહેવાનું કારણ આ તત્વવિચાર પૂર્ણ થયે સહજ સ્પષ્ટ થશે છતાં અત્ર સક્ષેપમાં જણાવવું જોઈએ કે યોગશાસ્ત્ર જે દ્રષ્ટા પુરુષને

સ્વીકારે છે તે એક સર્વવ્યાપક પુરુષવ્યક્તિ નથી પણ અનંતસંખ્ય વ્યક્તિઓ છે અને જે દશ્યને સ્વીકારે છે તે એક સૈન્ધવઘન વ્યકિત નથી પણ અસંખ્ય ધર્મવિશેષવાળા અણુઓ છે. આથી દશ્ય અનંત વ્યક્તિરૂપ છે અને દષ્ટા પણ વ્યક્તિરૂપે અનંત છે તેથી પરિણામી (ultimate) તત્ત્વો બે નથી પણ વ્યકિતરૂપે અનંત છે છતાં બે વર્ગના હોવાથી, બે જાતિનાં એ હોવાથી, સાંખ્યને દ્વૈતવાદી કહેવામાં આવે છે. આ પ્રકારે કેવલ આ શાસ્ત્રમાં જ વર્ગીકરણ કરવામાં આવ્યું છે એમ નથી પણ ઇતર શાસ્ત્રોમાં પણ આમ જ કહેલું છે. વૈશેષિક દર્શન જે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ એ સાતને જ પદાર્થ માને છે તે એ સાત વ્યક્તિ છે એમ સ્થાપતું નથી પણ આ સાત પ્રકારની વ્યક્તિ છે એમ જ સ્થાપે છે. એ દર્શનના સિદ્ધાન્તપ્રમાણે પૃથ્વીઆદિ ચારના અણુઓ વ્યક્તિરૂપે અનંત છે. આત્મા તથા મનરૂપ દ્રવ્યો વ્યકિતરૂપે અનન્ત છે, વિશેષ અનંત છે, સામાન્ય પણ અનંત છે. આ પ્રકારે અનન્તતા હોવા છતાં એ સર્વનો સાત ભેદમાં સમાવેશ થઇ શકે છે. તેથી જ એ શાસ્ત્ર પદાર્થ તે સાત છે એમ સૂચવે છે. હાલની સાયન્સ પણ મેટર ( matter ) નામનો એક પદાર્થમાની અદ્વૈતવાદની ( monism ) સ્થાપના કરવા મચે છે અથવા પૂર્વના પાશ્ચાત્ય વિદ્વાનો ( matter) મેટર અને spirit-સ્પિરિટ એવા બે પદાર્થને સ્વીકારતા એમ તે ઇતિહાસ જણાવે છે. તેમાં પણ એક જ વ્યકિતને એ અદ્વૈતવાદ સ્થાપે છે. અથવા મેટર અને સ્પિરિટ એવી બે વ્યકિતને જ પૂર્વે માનેલી હતીએવું મત સપ્રમાણ નથી કેમકે એ મોનીઝમ રૂપ કહેવાતા અદ્વૈતવાદમાં જેને મેટર સંજ્ઞા આપી છે તે વ્યકિતરૂપે અણુઓ છે અને તેથી અનંત છે અને એ સાથે સ્પિરિટ-ચૈતન્યને ધારામાં માનનાર પુરુષો એ જીવરૂપ ચૈતન્ય વ્યક્તિરૂપે અનંત જ સ્વીકારે છે. છતાં એક જાતિની વસ્તુ સ્વીકારવામાં આવવાથી તે વાદને એ જડવાદીઓ અદ્વૈતવાદ નામ આપે છે અને બે જાતિની વસ્તુઓને સ્વીકારનાર પોતાના મતને દ્વૈતવાદ નામ આપે છે. તેથી પ્રાચીનઅર્વાચીન પદ્ધતિ જોતાં દ્વૈતવાદ એ નામ બે વ્યકિતને સ્વીકારનારના મતનું નથી પણ બે જાતિની વસ્તુઓને માનનારના મતનું છે એ સમજાય છે. અને આ વિચારથી પણ યોગ્ય દેખાય છે. આપણી અંતર બહિર ઇન્દ્રિયોદ્વારા આપણે અનંત વ્યક્તિઓનો અનુભવ કરીએ છીએ, એ નિર્વિવાદ છે. તેથી એ વ્યક્તિઓ અનંત નથી એમ માનવું એ લૌકિક પ્રમાણથી અસત્ય છે. તેથી તત્ત્વવિચાર કરનાર શાસ્ત્રનું કામ એ અનન્ત વ્યક્તિનું અનંતત્વ ન સ્વીકારવું એ નથી પણ એ અનંતરૂપે અનુભવાતી વ્યક્તિઓ તેથી ન્યૂનસંખ્ય તત્ત્વોમાં પૃથક્કરણ કરી શકાય તેમ છે એ સિદ્ધ કરવાનું જ છે; અને તેમાં જ્યારે ઓછામાં ઓછી સંખ્યામાં એનું પૃથક્કરણ થઇ જાય છે ત્યારે તે દર્શન સર્વોપરિ ગણાય છે, કેમકે પછી તે એક કે બે તત્ત્વના જ્ઞાનથી આખા વિશ્વની કુંચી તે પુરુષ પોતાના હાથમાં રાખે છે. આમ હોવાથી આ યોગસાંખ્યશાસ્ત્ર આખા વિશ્વનું પૃથક્કરણ કરતાં પરિણામે અપૃથક્ કાર્ય એવી બે વસ્તુને જ સ્થાપે છે અને તેમાંની એક દશ્ય છે અને બીજી દષ્ટા છે, અથવા એકનું નામ પ્રકૃતિ છે અને બીજીનું નામ પુરુષ છે એમ જણાવે છે. આ જ આ શાસ્ત્રના તત્ત્વવિચારનું તાત્પર્ય છે. એ તાત્પર્યને યથાર્થ સમજનાર પુરુષ, જેમ આપણે ઘરમાંના દાદરાપર સહજ ચઢી જઇએ છીએ અને સહજ ઉતરી શકીએ છીએ, તે પ્રમાણે ઇચ્છા થતાં આખા વિશ્વને આ બે વસ્તુરૂપે જ બુદ્ધિમાં અનુભવી શકે છે અને પુનઃ ઇચ્છા

થતાં જેમ સંવૃત પટને પ્રસારીએ તેમ એ બેમાંથી આખું વિશ્વ પ્રસરેલું જોઇ શકે છે. અનન્ત વ્યક્તિથી ભરેલા આ વિશ્વને સંકોચતાં સંકોચતાં બે વસ્તુમાં લાવી મૂકવું અને બે વસ્તુને લઇ તેમાંથી આખું વિશ્વ દેખાડવું એ બે પદ્ધતિથી શાસ્ત્ર અકલ અધિકારીને આપે છે. તેમાં સાંખ્યશાસ્ત્રપ્રમાણે પ્રથમ પદ્ધતિનો સ્વીકાર છે કેમકે એ ન્યાયપદ્ધતિ છે અને યોગશાસ્ત્રે આ સંબંધમાં સાંખ્યશાસ્ત્રનાં તત્ત્વોને પ્રમાણરૂપે સ્વીકાર કરી લીધેલાં હોવાથી દ્વિતીય પદ્ધતિને સ્વીકારી છે. અધિકારીપરત્વે ઉભય પદ્ધતિ ઉપયોગની છે છતાં પ્રથમ પદ્ધતિ ન્યાયમિશ્રિત છે, તત્ત્વોની સિદ્ધિમાં ખાસ ઉપયોગની છે અને દ્વિતીય પદ્ધતિ બુદ્ધિમાં સરલતાથી તત્ત્વોનું જ્ઞાન આપે છે અને યોગશાસ્ત્રસંમત છે તેથી અત્ર એ દ્વિતીય પદ્ધતિને પ્રથમ સ્થાન આપવું યોગ્ય ગણ્યું છે. આ સ્થલે એ સ્મરણ કરવું અનુચિત નથી કે વેદાન્તશાસ્ત્રનાં પ્રકરણ ગ્રંથોમાં પણ અધ્યારોપ પ્રથમ કરી પછી તેનો અપવાદ અધિકારીને કરી બતાવવામાં આવે છે અને ઉપનિષદ્માં પણ મૂલતત્ત્વમાંથી જ જગતની ઉત્પત્તિ દર્શાવી અંતે તે મૂલતત્ત્વ જ માત્ર છે એ ઉપદેશ કર્યો છે.

(અપૂર્ણ)

---

# સર્વ ધર્મોનું ઐક્ય થવું શું સ્વાભાવિક છે ?

સર્વ ધર્મોને જોડીને એક જ વિશ્વવ્યાપી ધર્મ કરવો એ વિચાર અનેક મનુષ્યોના અંતઃકરણમાં અનેક પ્રસંગે ઉઠી આવે છે. ધર્મના નિમિત્તથી કોર્ટે ચઢેલા કેસોને જ્યારે મનુષ્યો જુએ છે, ધર્મના સામાન્ય નિમિત્તથી એક બીજામાં વાગ્યુદ્ધો તથા પ્રસંગે શસ્ત્રયુદ્ધો થતાં મનુષ્યો જ્યારે જુએ છે, ધર્મના સહજ વિરોધથી મનુષ્યોનો પરસ્પરનો ભ્રાતૃભાવ ઘટતો જ્યારે જણાય છે, ધર્મના કોઇ સામાન્ય કારણથી વ્યવહારમાં વિવિધ પ્રકારના વિક્ષેપો ઉત્પન્ન થતા જણાય છે, ધર્મના ભિન્ન ભિન્ન પ્રકારના પ્રબોધથી અનેક મનુષ્યોને પોતાના માર્ગમાં કિંકર્તવ્યમૂઢતા થઇ આવે છે, ધર્મનાં અનેક બંધનોમાં જ્યારે મનુષ્યોને પરાધીન પશુવત્ ભરાઇ રહેવાનો પ્રસંગ આવે છે, ધર્મના હેતુઓને આગળ લાવીને મનુષ્યોની અનેક પ્રકારની ઉછરતી ઇચ્છાઓને દબાવી દેવામાં આવે છે, ધર્મનાં કારણને લઇને તેમના વ્યાવહારિક જીવનની જેવડે તેમણે ઉન્નતિ અને સુખમય સ્થિતિ થતી માની હોય તે માર્ગોમાં તેમને જતા અટકાવવામાં આવે છે, અને આવાં જ બીજાં અનેક કારણો જ્યારે જ્યારે જે જે મનુષ્યોને પ્રાપ્ત થાય છે, ત્યારે તેમને એમ થઇ આવે છે કે બને તેમ ઓછાં બંધનોવાળો એક જ ધર્મ વિશ્વમાં પ્રવર્તે, સર્વના હિતનો વિચાર કરી, જે હાલ અનેક ધર્મો પ્રસરેલા છે તે સર્વમાંથી જે જે ગ્રાહ્ય હોય તેનો અંગિકાર કરી એક સર્વદેશી ધર્મવ્યવસ્થા કરવામાં આવે તો ઘણું સારૂં.

પ્રત્યેક પ્રજામાં આ સંબંધમાં અનેક ઉહાપોહ થાય છે અને અનેક મનુષ્યો તો આગ્રહ અને આવેશયુક્ત થઇને આ ચર્ચાના અખાડામાં ઉતરી પડે છે. તેમ જ ઇતિહાસપ્રતિ દૃષ્ટિ કરતાં પણ જણાય છે કે થોડા થોડા સમયે આ બાબતમાં—આ સન્નિભ પ્રશ્નમાં—પોતાના જીવનનો મોટો ભોગ આપીને તેને અધિક અધિક પ્રમાણમાં ઉત્તેજિત કરનાર પુરુષો થઇ ગયા છે. તેમની આ તકરારમાં મુખ્ય કારણ તેઓ એ દર્શાવે છે કે एको देवः ઈશ્વર એક છે, જે કંઇ સત્ય છે તે પણ એક છે, પ્રાપ્તવ્ય પણ એક જ છે અને કર્તવ્ય પણ બહુધા એક છે

તો પછી જીવનની ઉચ્ચતાના અને તેની પ્રાપ્તિના માર્ગને દર્શાવનાર અથવા પ્રબોધનાર એક જ ધર્મસંસ્થા અથવા એક જ ધર્મ હોવો જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો આપણે સર્વ એક જ મહદ્ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને જ કર્તવ્ય કરતા હોઇએ છીએ. અને ક્ષણિક તેમજ શાશ્વત એ ઉભય સમયમાં આપણે અસાધારણ સુખને જ ઇચ્છીએ કે જે ધર્મના હેતુરૂપ છે. તો પછી હાલ અને હવે પછી નિરંતર, આપણે તેને માટે એકઠા રહીને જ કર્તવ્ય કરવું જોઇએ, પરંતુ ભિન્ન ભિન્ન મંડલોરૂપે અથવા એક બીજાની સ્પર્ધા કરનાર સંસ્થારૂપે કાર્ય કરવું એ અયોગ્ય છે.

પ્રથમ દૃષ્ટિથી આ દલીલોને જોતાં તે પૂરતા પ્રમાણવાળી અને કર્તવ્યરૂપ જણાય છે. અને વિશેષમાં જ્યારે એક દૃષ્ટિબિંદુથી તેનો અધિક વિચાર કરીએ છીએ, ત્યારે સર્વત્ર એક ધર્મ કરવાની જે ચર્ચા ચાલી રહી છે, અને તેનો જે વિધિ થઇ રહ્યો છે તે વિધિથી સંસ્કારવાળા થઇને તેમાં જોડાઇ જવાની, અને તે ચર્ચામાં એ જ વિચારને લઇને ઉતરી પડવાની મનુષ્યોને વૃત્તિ થઇ જાય એવું છે. પરંતુ કોઇ પણ વિષયને સર્વ દૃષ્ટિબિંદુથી વિચારવો એવો બુદ્ધિમાનોનો નિશ્ચય હોવાથી, કોઇ પણ નિરાકરણવાળું પગલું ભરતાંપૂર્વે તેને સર્વ દૃષ્ટિથી જોવો એ યોગ્ય ગણાય છે.

મુખ્ય વાર્તા એ છે કે જો આપણે તેનાં કારણપૂર્વક અને ન્યાયપૂર્વક વિચારવા ધારીએ તો પ્રથમ આપણે નિર્ણય કરવો જોઇએ કે ધર્મનો મુખ્યત્વે કરીને ઉદ્દેશ શું છે, ધર્મ શા હેતુને માટે છે, અને એક જ વિશ્વવ્યાપી ધર્મ કરવાથી શા શા ઉદ્દેશો સિદ્ધ થશે. આ પ્રકારનો વિચાર વિવિધ પ્રકારનાં ધાર્મિક મંડલો, સંસ્થાઓ, સમાજો, મંદિરો વગેરેને એકત્ર કરવાના આશયને પ્રસિદ્ધ કરતા પૂર્વે કરી જોવાની જરૂર છે. અને આપણે જાણીએ છીએ કે અનેક પ્રકારની ચર્ચા લગભગ અવધિરહિત અને અન્વેષણ–શોધ–પ્રતિ આપણને દોરી જાય એમ છે તોપણ ધર્મ અને તેના ઉદ્દેશના સંબંધમાં કેટલાક મુખ્ય સિદ્ધાંતો છે કે જે, જો તેનો સાવધાનતાથી વિચાર કરવામાં આવે તો એક જ વિશ્વગત ધર્મ કરવામાં પ્રવૃત્ત થવું એ યોગ્ય છે કે કેમ તે સંબંધી નિર્ણય કરવો સુગમ પડે.

સૌથી પ્રથમ બે અગત્યના પ્રશ્નનું નિરાકરણ કરવાનું રહે છે. ધર્મનો ઉદ્દેશ શું ? અને તે ઉદ્દેશને સિદ્ધ કરવામાં સર્વ મનુષ્યો એક જ સ્વરૂપવાળા ધર્મને નિઃશંકપણે અંગિકાર કરશે ખરા ?

સર્વ કોઇ એ તો કબુલ કરે છે કે ધર્મને તેના સમગ્ર અંશમાં—બૃહદ્ રૂપવાળા ધર્મને વિવિધ દૃષ્ટિબિંદુઓ અથવા અનેક હેતુઓ હોય છે, જેમાંનાં કેટલાંક સામાન્ય, કેટલાંક સવિશેષ, કેટલાંક મનુષ્યના નૈતિક અને આધ્યાત્મિક જીવનની ઉન્નતિસાથે સંબંધ ધરાવતાં હોય છે, જ્યારે કેટલાંક આત્માના ઉચ્ચ વિકાસની સાથે જ સંબંધ ધરાવી રહ્યાં હોય છે. સામાન્ય રીતે કહીએ તો જીવનની જે કંઇ સૂક્ષ્મ અને ઉન્નત ભૂમિકા છે તેને મનુષ્યમાં નિરંતર જાગ્રત્ રાખવી એ ધર્મનો મુખ્ય સિદ્ધાંત અથવા ઉદ્દેશ હોઇ શકે. અને એ સૂક્ષ્મ અને ઉન્નત ભૂમિકા જ જીવનમાં બીજી અનેક વસ્તુઓને મૂલ્યવાન્ તથા રસમય કરી મૂકતી હોવાથી, મનુષ્યમાત્રને કોઇ પણ રૂપમાં ધર્મની અનિવાર્ય આવશ્યકતા છે. યથાર્થતઃ તેના સત્ય રૂપમાં આવિષ્કાર પામેલો ધર્મ માનવ પ્રજાના હિતને માટે, સુખને માટે અને ઉન્નતિને માટે અવશ્ય જરૂરનો છે, અને ધર્મનું પ્રત્યેક ભિન્ન સ્વરૂપ એ આ સૂક્ષ્મ ભૂમિકાના અધિક

અંશમાં અપરોક્ષ અનુભવ કરવાને માટે, પ્રત્યેક મનુષ્યના આત્માના પ્રયત્નવિના બીજું કશું જ નથી. અર્થાત્ પ્રત્યેક ધર્મ એક દ્વારરૂપ છે કે જેમાંથી મનુષ્ય ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરે છે.

હવે પ્રત્યેક મનુષ્યના આત્માનો તેની સ્થૂલસૂક્ષ્મસાધનસામગ્રીના પ્રમાણમાં, ભિન્ન ભિન્ન પ્રકારે પ્રકાશમાં આવવાનો અથવા આવિષ્કાર પામવાનો સ્વભાવ હોય છે. તથા આત્મા અનેક રીતિએ કરીને તેના ઉક્ત મુખ્ય ઉદ્દેશને સિદ્ધ કરે છે. કેટલાક ઈશ્વરને પ્રસન્ન કરીને, કેટલાક સ્વર્ગને પ્રાપ્ત કરીને, કેટલાક નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરીને, કેટલાક સગુણ સાકારની ભક્તિ કરીને, કેટલાક યોગસિદ્ધિ કરીને, કેટલાક તત્ત્વવિચાર કરીને, કેટલાક હૃદયાદિમાં અંતર્મુખાવસ્થા પામીને, કેટલાક આત્માનાં દિવ્ય સામર્થ્ય સંપત્તિની પ્રાપ્તિ તથા ઉપભોગ કરીને, કેટલાક પોતાનામાં રહેલાં વિવિધ તત્ત્વોના સંયોગાદિને રચીને, અને એ વિના અનેક પ્રકારે કરીને તેઓ એક જ મુખ્ય ઉદ્દેશને સિદ્ધ કરવાને ઇચ્છે છે. ગમે તે રૂપમાં તેઓ યત્ન કરે છે, અને તે રૂપમાં જ પ્રયત્ન કરવામાં તેમનાં પોતાનાં જ કેટલાંક આંતર કારણો હોય છે, પરંતુ તેમનું લક્ષ્યબિંદુ એક જ હોય છે. વાણીવડે તે લક્ષ્યબિંદુના સ્વરૂપને સર્વ કોઈ એક જ રૂપમાં દર્શાવી શકતા નથી. પરંતુ તેમના અંતરની કોઈ એક સત્તા એ લક્ષ્યબિંદુનું પૂર્ણસ્વરૂપ સમજી શકે છે, અને તેને જેમ જેમ યોગ્ય સાધનો પ્રાપ્ત થતાં જાય છે, તેમ તેમ તે પોતાના સમજેલા સ્વરૂપને પ્રકટ કરી શકવા સમર્થ થાય છે.

જીવનમાં વધારે ઉચ્ચ, વધારે સૂક્ષ્મ અને વધારે સુંદર એવું કંઇક રહેલું છે. આજ સુધીમાં આપણે જે કંઈ પ્રકાશમાં આણ્યું છે, તેના કરતાં પણ વધારે અદ્ભુત તેનામાં રહેલું છે. એ એવું કંઇક છે કે જેને માટે પ્રત્યેક મનુષ્ય તલપી રહે છે, અને તેની પ્રાપ્તિને માટે અત્યંત આતુર હોય છે; તેને કોઇ પણ રૂપમાં તથા કોઈ રીતિથી સમગ્ર જીવનપર્યંત પ્રત્યક્ષ કરવાને તે ઉત્સુક જ હોય છે. અને આત્માની ઉચ્ચતર અવસ્થાને પ્રાપ્ત કરવાની આ ઉત્સુકતા અને અધ્યાત્મરૂપ તથા શ્રેષ્ઠ એવી એ વસ્તુની સાથે અધિક ગાઢ સંબંધમાં આવવાની અંતરની ઇચ્છા, એ જ અંતરમાં એવાં કારણોને રચે છે કે જેની સાથે સર્વ ધર્મોનો સંબંધ થઈ શકે.

કેટલીક ધર્મસંસ્થાઓમાં તથા કેટલાક ધર્માચારોમાં, મંતવ્યો, વિધિઓ, બંધનો, યુક્તિપ્રયુક્તિઓ, વગેરેએ આ મુખ્ય ઉદ્દેશને એવો તો આચ્છાદિત કરી દીધો હોય છે કે તેમાં જે કંઈ અત્યંત મહત્ત્વનું છે તેના પ્રતિ ઉપેક્ષા થઈ જાય છે. પરંતુ એ બધાં પણ આરંભમાં તો મૂલ પ્રયત્નના સાહાયક તરીકે જ એ સંસ્થાઓવડે ગ્રહણ કરવામાં આવ્યાં હોય છે. અને કેટલીક વખતે તો મનુષ્યોના અધિકારભેદને લીધે, તેની અનિવાર્ય અગત્ય પણ હોય છે. કેમકે ન્યૂન આંતરબલવાળા મનુષ્યને બીજાં સાધનોવિના મૂલ વસ્તુ ગ્રહણ કરી શકાતી નથી, અને તેમાં તેમનો ન્યૂન વિકાસ એ જ હેતુ છે. પરંતુ એ બધાની પાછળ રહેલી એવી ઇચ્છા તો ઈશ્વરને અથવા તેમનાં ઐશ્વર્યને પ્રાપ્ત કરવાં એ જ હોય છે. માત્ર કોઇનામાં એ ઇચ્છાઉપર દશ પડ હોય છે, તો કોઈના ઉપર પચાસ સો કે હજાર પડ હોય છે. અને કોઈનામાં એ ઇચ્છા હસ્તામલકવત્ પટરહિત હોઇને પ્રત્યક્ષ જણાય છે. પરંતુ મનુષ્યમાત્રમાં રહેલી એ જ ઇચ્છા પ્રત્યેક ધર્મને જીવનમય રાખે છે અને એ ઇચ્છા અનેક ધર્મોને વિશ્વમાં અસ્તિત્વમાં રહેવાના કારણરૂપ છે.

પ્રત્યેક ધર્મનું મૂલ અથવા આત્મસ્થાનરૂપ બીજ એક જ હોય છે, એકમાંથી જ તે સર્વ પ્રકટયાં હોય છે, આંતર ઉદ્દેશ પણ સર્વનો એક જ હોય છે, એ વાર્તા કબુલ કરવા છતાં પણ પ્રશ્ન એ છે કે આ એક જ હેતુને માટે પણ સર્વ કોઇ એક જ મંડલમાં ભળી શકે અથવા એક સમૂહરૂપ થઇને રહી શકે કે કેમ? તથા આપણે સર્વ ધર્મમાંથી જે કંઈ તત્ત્વરૂપ છે તેને લઇને તેને અમુક રૂપ અથવા આકાર આપીને પછી તેને એક વિશ્વ-વ્યાપી ધર્મરૂપે ન કરી શકીએ? આ પ્રમાણે કરી શકાય એમ કારણો અથવા તર્કોથી વિચારતાં લાગી શકે, પરંતુ મનુષ્યોનો આત્મા, અથવા મનુષ્યમાં તેનું યથાર્થ હિત જાણનારી જે સત્તા છે તે તેને આ પ્રકારે કરવાની અનુમતિ આપશે ખરી?

એ એક મનુષ્યનો આત્મા છે, મનુષ્યના અસ્તિત્વની તે અંદરની બાજુ છે કે જેની સાથે ધર્મ સંબંધને ધરાવે છે. અને આપણા ધર્મનો હેતુ વા ઉદ્દેશ એ જ છે કે **પ્રત્યેક આત્માને અર્થાત્ આત્મામય પ્રત્યેક મનુષ્યને** તેના **વર્તમાન સમયના વિકાસની** સ્થિતિને અનુસાર જે કંઈ જરૂરનું છે તે પૂરૂં પાડવું, અને તેથી જ આપણે ધર્મના વિવિધ પ્રકારનાં સ્વરૂપોની અત્યંત આવશ્યકતા છે એ વાર્તા સ્વીકારીએ છીએ. પ્રત્યેક મનુષ્યો વિકાસની એક જ પ્રકારની ભૂમિકાઉપર હોતા નથી, અને આ વિશ્વમાં એ પ્રમાણે હોઇ શકવાનો કે થઈ શકવાનો કદી પણ સંભવ નથી. અને તેનાં અનેક કારણો છે. પ્રત્યેક દિવસે, પ્રત્યેક માસે અને પ્રત્યેક વર્ષે નવા જીવોની ઉત્પત્તિ થાય છે, શરીરસામગ્રીઆદિમાં ભેદો પડે છે, કેટલાકની વેગપૂર્વક પ્રગતિ થાય છે, કેટલાક ઘણા પાછા રહી જાય છે. અને એક પણ જીવપ્રતિ ઉપેક્ષા કરવામાં આવતી નથી. પ્રત્યેક જીવો જ્યાં તે હોય છે, અર્થાત્ જે સ્થિતિમાં તેઓ હોય છે તે સ્થિતિમાં જે કંઈ તેમની વૃદ્ધિને માટે અગત્યનું છે, તે તેમને મળવું જ જોઇએ અને આ જ કાર્ય ધર્મનું છે.

વિશ્વવ્યાપી ધર્મની ઝંખના એ ઝંખનામાત્ર જ છે, સર્ગના અસ્તિત્વપર્યંત એ સિદ્ધ થવી અશક્ય છે, તેમ જ એ પ્રકારે થાય એ પણ બહુ ઇચ્છવા યોગ્ય છેએમ બુદ્ધિમાનો સ્વીકારી શકે એમ નથી. અધ્યાત્મસૃષ્ટિમાં તે એક સત્ (Reality) રૂપે હોઈ શકે, કેમકે નાના કે મોટા પ્રત્યેક અધિકારવાળા મનુષ્યોના અંતરના ઊંડાણમાં જે કંઈ અનંત, બૃહદ્, સુંદર શ્રેષ્ઠ, સર્વથી ઉચ્ચ અથવા લક્ષ્યરૂપ છે તેને પ્રાપ્ત કરવાની એક મહાન્ ઇચ્છા રહ્યા જ કરે છે. પરંતુ મનુષ્યમાત્ર જ્ઞાનની, પ્રકાશની તથા અનુભવની ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત થવા એક જ પદ્ધતિને યોજી શકે એમ નથી, અને તેથી તે આ સ્થૂલ સૃષ્ટિઉપર પ્રત્યક્ષ રૂપમાં નિયંત્રિત થઇ શકે એમ પણ નથી.

મનના વિનયન (કેળવણી)ને માટે આપણને અનેક ગ્રંથો અને અનેક પદ્ધતિઓની અગત્ય પડે છે. તે જ પ્રમાણે આપણે અનેક પ્રકારની ભક્તિ, અનેક પ્રકારની ઉપાસના, અનેક પ્રકારના ઉપાસ્યો, અનેક પ્રકારનાં ધ્યાન, અનેક પ્રકારની ભાવના અને અનેક પ્રકારનાં આધ્યાત્મિક સાધનોની અગત્ય પડે છે. આપણી આધ્યાત્મિક ક્રિયાઓ પણ એક જ પ્રકારની હોતી નથી, અધ્યાત્મતત્ત્વને જાણવાની તથા તેનો અનુભવ કરવાની એક જ શક્તિ હોતી નથી. બીજી બાબતોની સાથે આમાં પણ કેટલાક બાલક હોય છે અને કેટલાક વૃદ્ધ હોય છે. કેટલાક માત્ર રૂપક અને સંજ્ઞા અથવા ચિહ્નઉપરથી જ સમજી શકે એવા હોય છે, કેટલાક ધ્વનિમાત્રમાં જ અથવા લક્ષણામાત્ર કરાવવામાં જ સમજી શકે એવા હોય છે. જ્યારે કેટલાકને મોં આગળ દીવાજેવું સ્પષ્ટ કરવામાં આવે છે ત્યારે સમજી શકે એવા હોય છે.

આ સત્ય વાર્તાઓને આપણે સારી રીતે સમજી શકીએ છીએ. ત્યારે એ વાતનો સત્યરૂપે અંગિકાર કર્યા પછી ધર્મપ્રતિ તથા તેનાં કર્તવ્યોપ્રતિ આપણે કેવા પ્રકારની ભાવના અથવા કર્તવ્યબુદ્ધિ સેવવાની જરૂર છે? સ્વલ્પમાં આ પ્રકારનીઃ આપણે જાણવું તથા સ્વીકારવું જોઇએ કે પૃથ્વીઉપર જેટલી પ્રકૃતિના મનુષ્યો છે અને તેમની સ્થિતિઓ (Stages) છે, તેટલા પ્રમાણમાં અનેક ધર્મોની આવશ્યકતા છે. જે કોઈ પણ આશય અથવા આચારને લઈને જે મનુષ્યો તેમાં ભળ્યા હોય તે સર્વ મનુષ્યોના જીવનભૂત વસ્તુને તથા તેમના હિતને સાધનાર જે કંઇ આવશ્યક છે તેવાં સાધનોને નિષ્ઠાપૂર્વક અને સદ્ભાવથી પૂરાં પાડવાને જે પ્રયત્ન કરે છે, તેવા સર્વ પ્રકારના ધર્મને આપણે ઉત્તેજન આપવું જોઇએ. ભલે તમારો ધર્મ સારો હોય તેથી અન્યના ધર્મની નિંદા કે ટીકા કરવાનો તમને કશો જ અધિકાર નથી. બીજાઓના ધર્મનાં સ્વરૂપોને આપણા પોતાના ધર્મના સ્વરૂપમાં રૂપાંતર કરવાનો કે બદલવા માટેનો યત્ન કરવાની આપણે કશી જ જરૂર નથી. પરંતુ આપણા પોતાના ધર્મને અધિક અને અધિક અંશે પૂર્ણ કરવાનો જ યત્ન આપણે કરવાનો છે, કે જેથી કરીને જે કોઈ મનુષ્યો આપણી સાથે જોડાયલા હોય તે અધ્યાત્મશક્તિના શિખરઉપર બિરાજવાને માટે તેમનાથી બને તેટલા બલપૂર્વક આગળ પ્રગતિને–વૃદ્ધિને–પામે. અને એ પ્રકારે અધ્યાત્મજ્ઞાનના શિખરે સ્થપાવું એ જ આપણુ સર્વની પ્રધાન ઇચ્છા છે.

પ્રત્યેક ધર્મને તેનું કર્તવ્ય કરવા દો, અને તે અદ્ભુત રીતે કરવા દો. પ્રત્યેક ધર્મને આ સત્ય વાર્તા સ્પષ્ટ થવા દો કે બીજા સઘળા ધર્મોની પણ અગત્ય છે, અને સર્વ ધર્મોનો એ ઉદ્દેશ થવા દો કે બીજા ધર્મોઉપર આક્ષેપ કરવા નહિ કે તેમનો વિનાશ ઇચ્છવો નહિ અથવા તેમનામાં પોતાના ધર્મજેવો ફેરફાર કરવા ધોચપરોણો કરવો નહિ, પણ જે જે મનુષ્યો તેની સાથે સંબંધમાં, સમાગમમાં આવે તેમનું ઉત્તરોત્તર અધિક અધિક હિત થાય તેવો યત્ન અને ફેરફાર કરવો અને પ્રત્યેક નવી તથા અસર ઉપજાવે એવી પદ્ધતિનો દરેક રીતે ઉપયોગ કરવો અને પ્રચાર કરવો. કે જેથી કરીને તે, તે સૃષ્ટિમાં એક મહાન્ અને અગત્યના કાર્યરૂપે ગણી શકાય.

અનેક પ્રસંગોમાં ધર્મોએ પરસ્પરમાં ઝઘડા ઉભા કર્યા છે, અને તેમાં તેમાંના ઘણાખરાઓ તેમની આધ્યાત્મિક શક્તિઓ ખોઈ બેઠા છે, અને તેથી તેઓ તેમના મુખ્ય કાર્યને ચાલતું કરે તે પૂર્વે તેમણે તેમની ધર્મવ્યવસ્થાને પુનર્જન્મ આપવો પડશે. સમય જતાં પ્રત્યેક ધર્મને બીજા સર્વ ધર્મોની અનિવાર્ય અગત્ય છે એ સ્પષ્ટ થશે, અને તેથી એક બીજાને વીખેરી નાંખવાનો યત્ન કરવાને બદલે તેઓને જે કંઈ ઉપયોગનું કર્તવ્ય પ્રાપ્ત થયું છે તે તેની ઉચ્ચતમ અને પૂર્ણતમ કલાએ પહોંચે તથા તે અત્યંત વિશાળ રૂપમાં ફેલાય એવું કરવાને માટે તેઓને તેમનાથી બનતો યત્ન કરવા દો.

જગતમાંથી એક મોગરાના પુષ્પને રાખીને બીજી બધી જાતનાં પુષ્પોને ઉખેડી નાંખવા કોઇ યત્ન કરતું નથી. એક જાતના ફળને રાખીને બાકીનાં જૂદી જૂદી જાતનાં ફળને કાઢી નાંખવાનો કોઈ યત્ન કરતું નથી. એક જ ધાન્ય રાખીને બાકીના ધાન્યને ન ઉગાડવાનો કે ઉગે તો તેને બાળી નાંખવાનો કોઈ પ્રયત્ન કરતું નથી. તેમ જગતમાં એક જ ધર્મને રાખીને બીજાને કાઢી નાંખવાનો યત્ન કરવો એ પણ તેના જેવું જ છે. જગતમાં અનેક જાતનાં પુષ્પ, અનેક જાતનાં ફળ અને અનેક જાતનાં ધાન્ય થવાથી જેમ લાભ જ છે, તેમ ધર્મ પણ વિવિધ હોય તો તેથી હાનિજેવું નથી. પરંતુ કોઇને પણ કોઈથી વિરોધ ન હોવો જોઈએ. મોગરાને ગુલાબથી વિરોધ નથી, કેરીને જાંબુથી વિરોધ નથી, અને ઘઉંને દાળથી વિરોધ નથી, તેમ

ધર્મોને પણ પરસ્પરમાં કશો જ વિરોધ હોવાની જરૂર નથી. જેમ પુષ્પોની ભિન્નતા એક બીજાની સુંદરતાને અને પ્રત્યેકમાં રહેલાં એક સવિશેષ તત્ત્વને વિશેષ રૂપમાં બહાર પ્રકાશિત કરે છે, તેમ ધર્મની વિવિધતા પણ પ્રત્યેકમાં રહેલા કોઈ કોઇ મુખ્ય તત્ત્વ અથવા અંશની ખ્યાતિનો વિસ્તાર કરે છે. અને તે વસ્તુને જગતની દૃષ્ટિમાં વહેલી લાવે છે. માત્ર તે વસ્તુ જગતને ઉપયોગી અને તેની હિતકારક હોવી જોઇએ.

સ્વલ્પમાં તમારા ધર્મને એક સામર્થ્યરૂપે-આધ્યાત્મિક સામર્થ્યરૂપે-બનાવો કે જેથી કરીને તમારા ધર્મની જે જે મનુષ્યને અગત્ય હશે તે તેના વડે સર્વોત્તમ કલ્યાણ તથા સર્વોત્તમ ઉન્નતિને પામશે. પ્રત્યેક ધર્મોને પણ તેમનું કર્તવ્ય તેમના ઇચ્છાનુસાર માર્ગે કરવા દો. તમારે તેમની આડે આવવાની કે વચમાં ડખલ કરવાની કશી જ જરૂર નથી. તમારો સમય અને તમારૂં લક્ષ તમારા પોતાના જ ધર્મને સુધારવામાં આપો. બીજા ધર્મોમાંથી છોડવીને તમારા ધર્મની કંઠી બંધાવવાનો પ્રયત્ન કરશો નહિ. પણ તમારા ધર્મમાં રહેલાંને સર્વોત્તમ કરવાનો અખંડ યત્ન કરજો. સંખ્યા વધારવાના ઉદ્દેશથી જ ધર્મનો વ્યાપાર કરશો નહિ. પરંતુ આધ્યાત્મિક બળ વધારવાને યત્ન કરો. પ્રત્યેક ધર્મમાં આપણે જે જોઇએ છે તે એ અધ્યાત્મબલ જ છે. અને જે ધર્મ, સંસ્થા, મંદિર કે સમાજમાં એ બલ સર્વથી અધિક છે, તે જ વધારેમાં વધારે મનુષ્યોને પોતાનામાં ખેંચી શકશે, તે જ વિશ્વમાં સમર્થ કાર્ય કરનારરૂપે મનાશે અને થઈ પડશે અને વિશ્વમાં તેનો જ સર્વોત્કૃષ્ટ પ્રકાશ પડશે. આવા જ પ્રકારની પ્રત્યેક ધાર્મિક સંસ્થા આજે અધિક અસ્તિત્વમાં આવે એ જ ઇચ્છવા યોગ્ય છે.

---

## प्रमादने निवृत्त करवा श्रीइष्टने अभ्यर्थना.

પદ. કાફી.

આ પ્રમાદનાં પગલાંને રે, મારા ઘરથી ટાળો પ્રભો !
એ જીવભક્ષક બગલાને રે, અહિંયા આવતો ખાળો પ્રભો !
નામ ન દઉં તોએ પણ એ તો, આવે તેડયાવિણ,
મુજમાં બેસી મુજ અવનતિની, ખોદે ઉંડી ખીણ,
પ્રયત્નદીપક ઢાંકી રે, અંધકાર કરે કાળો પ્રભો !—
વિવિધ વિચારવડે ઉપજાવું, સન્નિશ્ચય મન સાથ,
પણ કૃતિ કરતીવખતે એ તો, ધરતો આડો હાથ,
ગતિનો માર્ગ હું પાડું રે, (એ) પૂરી લે એટલો ગાળો પ્રભો !—
નિર્ભય જેમાં વાસ કરી શકું, નડે ન જેમાં તાપ,
એવું ઘર બાંધવા હું મચતો, આવી આપોઆપ,
ઘરની ઉપર ચઢીને રે, ઉઘાડી દેતો નાળો પ્રભો !—
આ વિધિ આચરવું, ને આ વિધિ સેવવો નહિ આચાર,
વિવેકપૂર્વક ભેદ પાડીને, કરવા થાઉં તૈયાર,
મારી વ્યવસ્થા બગાડે રે, કરી ગોટોપીંડાળો પ્રભો !—
મિથ્યા તરંગોપર ચઢાવામાં, એ તો દેતો જોર,

સમાધાનને જુઠાં બહાનાં, કરવામાંહિ ચકોર,
'કાલ કરીશ હું' એવા રે, નિશ્ચય કરવાવાળો પ્રભો !—
શુણતો એ તો મારૂં જરી નથી, કરતાં કોટિ પુકાર;
તાલાવેલી કરૂં અતિ પણ, એતો ઠંડો ગાર,
માથે કર્તવ્યોનો રે, છોગ હોય ઉનાળો પ્રભો !—
આપ અનુગ્રહ કરીને હાવે, ટાળો એના સંસ્કાર,
આખો ભવ પૂરો થાતાં પણ, મળશે નહિ લગાર,—
તે વિણુ મારી કૃતિનો રે, તાળો કે સરવાળો પ્રભો !—

---

# શ્રદ્ધા અને જ્ઞાન.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ॥

(ભગવદ્ગીતા)

તત્વજ્ઞાનના ઉદયમાં ઉપરના સ્મૃતિવાક્યમાં ત્રણ સહકારિ કારણોની અપેક્ષા દર્શાવાઈ છે:-(૧) શ્રદ્ધા, (૨) તત્પરતા અને (૩)સંયતેન્દ્રિયત્વ. જ્ઞાનરૂપ પુષ્પવૃક્ષના ઉદયમાં શ્રદ્ધા બીજસ્થાને છે, તત્પરતા અંકુરસ્થાને છે, અને સંયતેન્દ્રિયત્વ મુકુલસ્થાને છે.

વર્તમાન સમયમાં શ્રદ્ધાના સત્ય સ્વરૂપને જાણ્યાવિના જ્ઞાનની ઇચ્છાવાળા મનુષ્યો કાં તો અશ્રદ્ધાને, કાં તો અંધ શ્રદ્ધાને અથવા વિપરીત શ્રદ્ધાને ધારણ કરી સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિથી વિમુખ રહેલા આપણે જોઇએ છીએ.

લૌકિકજ્ઞાનનો આવિર્ભાવ આપણી બાલ્યાવસ્થાથી થાય છે. તેના ઉદયક્રમને આપણે તપાસીશું તો આપણને સ્પષ્ટ થયાવિના નહિ રહે કે આપણું સઘળું જ્ઞાનમંદિર શ્રદ્ધાના સ્વરૂપઉપર બંધાયેલું છે. સ્તનંધયાવસ્થામાં ઇષ્ટસાધનતાના પૌર્વભવિક અનુભવસંસ્કાર આપણને માતાને વળગી ધાવવામાં પ્રવૃત્તિ કરાવે છે. આ અવ્યક્ત શ્રદ્ધાબલથી આપણે માતપિતાને નૈસર્ગિક રક્ષકતરીકે માનીએ છીએ. અને कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति— એ સિદ્ધ જ્ઞાનનો આપણે આશ્રય કરી રહીએ છીએ.

કિશોરાવસ્થામાં માતપિતા અને ગુરુના વાક્યમાં પૂર્ણ વિશ્વાસ રાખી આપણે આપણા ઇન્દ્રિયગમ્ય પદાર્થોના સંસ્કારોનો સમૂહ મનોભૂમિમાં લાવીએ છીએ. આ અવસ્થામાં માતપિતા અને ગુરુ પોતામાં મૂકાતા વિશ્વાસનો જાણ્યે વા અજાણ્યે ભંગ કરે છે તો જ્ઞાનમંદિર રમ્ય, અને સ્થિર રચાતું નથી, પણ અરમ્ય અને અસ્થિર બને છે. ભૂત, પિશાચ વગેરે અસદ્ ભાવનાઓ આપણા મનમાં ઘર કરી રહેલી હોય તો તેનાં બીજ આપણી કિશોરાવસ્થામાં આપણાં અસાવધ ગુરુજનોના વાક્યોમાં રહેલાં આપણને સમજાય છે. આપણને જે પ્રાણીપદાર્થોના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન હોય તેનાં સંબંધમાં આપણાં બાલકો પ્રશ્ન પૂછે તો કંટાળી ગમે તેવા ઉત્તર આપવામાં આપણે બાલકના ભવિષ્યને બગાડીએ છીએ. પોતાને અમુક નથી સમજાતું તેવું સ્પષ્ટ કહેવું, અથવા તને સમજવામાં હજુ વાર છે વગેરે વાક્યો પ્રબોધવામાં બાલકની જિજ્ઞાસાને આપણે ખોટી રીતે ઓલવતા નથી, પણ ભારેલા અગ્નિની પેંઠે જાગ્રત્ રાખીએ છીએ. આથી ગુરુજનોની બાલકોપ્રતિની જવાબદારી ઘણી છે તે સ્પષ્ટ થયા વિના નહિ રહે.

અગ્નિ દઝાડે છે—એ વાક્ય ગુરુજનનું શ્રદ્ધાથી બાલક સ્વીકારે છે. આ શ્રદ્ધા સત્યજ્ઞાનમાં પરિણામ પામે છે.

"અંધારી ઓરડીમાં બાવો છે તે તને ખાઈ જશે"—એ વાક્ય પણ બાલક શ્રદ્ધાથી સ્વીકારે છે. પરંતુ તે વિશ્રદ્ધા છે. કારણ કે તેથી વિપરીત જ્ઞાન પ્રકટે છે.

બાળકોમાં અશ્રદ્ધાજેવી માનસસ્થિતિ હોતી નથી. વિવેકના ઉદયપછી તે પ્રકટે છે. બાલકો સર્વે શ્રદ્ધાથી સ્વીકારે છે. જેવું " અગ્નિ દઝાડે છે–" એ વાક્ય સ્વીકારે છે તેવું " અંધારામાં બાવો છે," તે પણ સ્વીકારે છે. આપણે વિવેકદૃષ્ટિના ઉદયપછી પ્રથમ વાક્યમાં મૂકાયેલા વિશ્વાસને શ્રદ્ધા કહીએ છીએ, અને બીજામાં મૂકાયેલા વિશ્વાસને વિશ્રદ્ધા કહીએ છીએ. ગુરુજન કહે છે તેમ નથી એવા મનોભાવને આપણે અશ્રદ્ધા કહીએ છીએ.

ગુરુજનના વાક્યાર્થમાં જેમ શ્રદ્ધા, વિશ્રદ્ધા અને અશ્રદ્ધા થાય છે, તેમ વિવેકજ્ઞાનવાળી આપણી યુવાવસ્થા અને પ્રૌઢ અવસ્થામાં પણ પ્રયોગ અને સાધનરચનામાં આપણને શ્રદ્ધા, વિશ્રદ્ધા અને અશ્રદ્ધા પ્રકટે છે. બાલકોકરતાં આપણી સ્થિતિ તે સંબંધમાં બહુ વખાણવાલાયક હોતી નથી. અમુક ઓરડીમાં ભૂત છે એ ભાવને સત્ય માની બાલક નાસે છે, ત્યારે આપણે તેની મૂર્ખાઇને હસીએ છીએ; પણ મુંબાઈમાં એક બે કેસ પ્લેગના થયા છે અને તેથી આખું નગર દૂષિત છે માટે ત્યાં જવું નહિ—એવા ભયને ધારણ કરનાર ડાહ્યા મનુષ્ય મનાય છે! જેમ ભૂતભયને નિવૃત્ત કરવા આપણે દીવો લાવી બાલકને શાંત કરીએ છીએ, તેમ ફીનાઇલ વગરે સાધનોવડે સ્થાન અને વાતાવરણની શુદ્ધિ કરી આપણા પ્રૌઢ ગણાતા પણ વસ્તુતઃ બાલ મનને આપણે શાંત કરીએ છીએ. સ્વલ્પમાં यो यच्छ्रद्धः स एव सः ॥ श्रद्धामयो ह्ययं पुरुषः ॥ ઇત્યાદી શ્રુતિવાક્યો વસ્તુવિચારથી આપણને અક્ષરશઃ સત્ય જણાય છે.

આથી સ્પષ્ટ થાય છે કે મનુષ્ય જે પ્રકારની શ્રદ્ધા રાખે છે તે પ્રકારના જ્ઞાનને તે સંપાદન કરે છે. સચ્છ્રદ્ધાથી સમ્યગ્જ્ઞાન મેળવે છે, વિશ્રદ્ધાથી મિથ્યાજ્ઞાન પ્રાપ્ત કરે છે, અને અશ્રદ્ધાથી અજ્ઞાન અથવા સંશયાત્મક જ્ઞાનને મેળવે છે.

માનસ શાસ્ત્રનો આ ધ્રુવ નિયમ છે કે મનને શ્રદ્ધામય બનાવ્યાવિના જ્ઞાનરૂપ પરિણામ કદી પ્રકટ થતો નથી. જેઓ શ્રદ્ધા રાખ્યાવિના જ્ઞાન મેળવવા ઇચ્છે છે, તેઓ મૃગતૃષ્ણિકામાં જલને પ્રાપ્ત કરવા ઇચ્છે છે.

બાલ્યાવસ્થામાં આપણે કેવલ શ્રદ્ધામય જીવન ગાળીએ છીએ, અને પ્રૌઢ અવસ્થામાં વિવેકપુરઃસર શ્રદ્ધાને સેવીએ છીએ. આથી બાલ્યાવસ્થાના જ્ઞાનમંદિરની રચનામાં આપણે ગુરુજનોની અધિક જવાબદારી માનીએ છીએ અને પ્રૌઢ અવસ્થામાં મનુષ્યને પોતાને જવાબદાર ગણીએ છીએ.

વિજ્ઞાનશાસ્ત્ર જેમાં ઉપદેશગમ્ય જ્ઞાનકરતાં પ્રયોગજન્ય જ્ઞાન અધિક હોય છે તેમાં પણ શ્રદ્ધાસામગ્રીની અપેક્ષા રહે છે. ભિન્ન ભિન્ન શાસ્ત્રોની સંભવનાઓ ( Hypothesis ) શ્રદ્ધાનાં રૂપાન્તરો જ છે. આ વિશ્વની ઉત્પત્તિસંબંધની અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રાનુસાર સંભાવનાઓ સિદ્ધજ્ઞાનના વિષયરૂપ નથી, પણ શ્રદ્ધેય ભાવના છે. લૌકિક શ્રદ્ધા અને વિજ્ઞાનશાસ્ત્રની સંભાવનામાં ભેદ એટલો જ છે કે લૌકિક શ્રદ્ધા તર્કને અવકાશ આપતી નથી, અને સંભાવના તર્કને અવકાશ આપે છે. સંભાવના અનુભવ અને નિરીક્ષણઅનુસાર

પરીક્ષાની કસોટીઉપર ચઢે છે, અને ઘણા વ્યતિકરોનો તેનાથી ખુલાસો થાય તો સિદ્ધાન્તરૂપે માન્ય થાય છે.

સામાન્ય જનસમૂહ માત્ર આપ્તવાક્યના ઉપર વિશ્વાસ રાખી પ્રવૃત્ત થાય છે અને વાક્યાર્થની સત્યાસત્યતા નિર્ણય કરવા પ્રયત્ન કરતા નથી, અથવા પ્રયત્ન કરવા યોગ્ય તેમની બુદ્ધિની સામગ્રી હોતી નથી. અથવા સમય પણ હોતો નથી ઉદાહરણ તરીકે સામાન્ય શિક્ષણ પામેલો મનુષ્ય પૃથ્વી સૂર્યની આગળ પાછળ ફરે છે તે વિદ્વાનોના વાક્યને આપ્તવાક્ય માની જૂના વિચારના માણસો પૃથ્વી સ્થિર છે અને સૂર્ય ફરે છે એમ કહે તો તે માનતા નથી. વિશેષ શિક્ષણવાળો મનુષ્ય આ લૌકિક શ્રદ્ધેય વિચારને વિજ્ઞાનની સંભાવનાનું રૂપ આપી તેની સત્યાસત્યતાનો નિર્ણય કરવા યોગ્ય હેતુઓની પરીક્ષા કરે છે, અને પૃથ્વીના ફરવાની સંભાવનાને સિદ્ધાન્તનુ રૂપ આપે છે.

તત્ત્વદર્શન અથવા તત્ત્વવિદ્યાના સંબંધમાં મનુષ્યને શ્રદ્ધાને ચઢીઆતી કસોટીઉપર લાવવી પડે છે. સામાન્ય મનુષ્યની પેઠે લૌકિક માન્યતાથી રહસ્ય બુદ્ધિમાં આરૂઢ થતુ નથી; તેમ વિજ્ઞાનવિદ્‌ની પેઠે સંભાવનાનું રૂપ આપી શ્રદ્ધેય વસ્તુને પ્રયોગ અથવા નિરીક્ષણની કસોટીએ ચઢાવવાનુ બનતુ નથી. કારણ કે તત્ત્વદર્શનનો મુખ્ય વિષય અનુભવ કરનાર, અનુભવના વિષય અને અનુભવની પદ્ધતિના સ્વરૂપપ્રતિ વળેલો હોવાથી જેમ બાહ્યાર્થ પ્રયોગ અને નિરીક્ષણની કસોટીએ ચઢે છે તેમ આ અંતસ્થ જ્ઞેય લૌકિક ઇન્દ્રિયદ્વારા પ્રયોગ અથવા નિરીક્ષણથી સિદ્ધ થઇ શકતો નથી આવી સગવડવાળી સ્થિતિ છતાં તત્ત્વદર્શનનાં મુખ્ય પ્રમેયોનો, શાસ્ત્રાનુસાર શ્રદ્ધાનું અવલંબન કરનારને સાક્ષાત્કાર થાયછે, એ નિર્વિવાદ છે.

શ્રદ્ધાના વિષયો ઇન્દ્રિયગમ્ય, મનોગમ્ય અને સાક્ષિગમ્ય એમ ત્રણ પ્રકારના હોય છે. ગાય દુધ આપે છે—એ વાક્યનો ફલિતાર્થ બાલકને ઇન્દ્રિયગમ્ય શ્રદ્ધાનો વિષય છે, કેમકે ચક્ષુરિન્દ્રિયથી અને રસનેન્દ્રિયથી તે શ્રદ્ધા અનુભવરૂપ પરિણામને પામે છે. ઇન્દ્રિયગમ્ય શ્રદ્ધાના વિષયો સામાન્ય ઇન્દ્રિયબલથી કદાચ ન અનુભવાય તોપણ ઇન્દ્રિયના બલના ઉત્કર્ષ કરનાર યંત્રાદિ સામગ્રીવડે અનુભવમાં આવે છે. સામાન્ય દૃષ્ટિથી ઇન્દ્રિયગમ્ય નહિ છતાં ઇન્દ્રિયગમ્ય સાધનસામગ્રીથી થઈ શકે તેવા શ્રદ્ધેય વિષયોની જ્ઞાનરૂપે સિદ્ધિ અનુભવદ્વારા કરવી યોગ્ય ગણાય છે.

પૃથ્વી સૂર્યપછવાડે ફરે છે—આ શ્રદ્ધાનો વિષય મનોગમ્ય છે. આ ફરવાના સ્વરૂપને કોઇએ ઇન્દ્રિયગમ્ય કર્યું નથી, અને યંત્રાદિના સાહાય્યવડે પણ અનુભવગોચર થતુ નથી. તોપણ તેના યાથાર્થ્યને આપણે અનુમાનાદિ પ્રમાણોવડે સિદ્ધવત્ જાણીએ છીએ અને તેથી તે મનોગમ્ય વિષય છે.

મનના પોતાના વિકારો જેવા કે હું સુખી છું, દુઃખી છું ઇત્યાદિ સાક્ષીગમ્ય અર્થાત્ સાક્ષીભાસ્ય છે તેવી રીતે "હું બ્રહ્મ છું"—આ પ્રકારનો તત્ત્વવિદ્યાનો છેવટનો અનુભવ અથવા ચરમાવૃત્તિસાક્ષીભાસ્ય છે. અવેદ્ય છતાં અપરોક્ષપણાને પામે એવા વિષયો સાક્ષીગમ્ય ગણાયછે.

અત્ર એટલુ લક્ષમાં રાખવાની જરૂર છે કે કોઇ પણ પ્રમેય અંતરાત્મા અથવા સાક્ષીના ભાસવિના જ્ઞાનગોચર થતો નથી. ઇન્દ્રિયગમ્ય પદાર્થો પણ મનોવૃત્તિથી પ્રકાશિત થઇ સાક્ષીના પ્રકાશની યુક્ત થાય છે ત્યારે જ અનુભવમાં આવે છે. પરંતુ જેમ સૂર્યના પ્રકાશવાળા ઓરડામાં દીવા મૂકયા હોય અને આપણે દીવાના પ્રકાશને જ લક્ષમાં લઇ સૂર્યપ્રકાશને વિસ-

છીએ છીએ, તેમ સર્વ ઇન્દ્રિયગમ્ય પદાર્થોના અથવા મનોગમ્ય પદાર્થોના ભાનસમયે ઇન્દ્રિય-પ્રકાશને અથવા મનોવૃત્તિના પ્રકાશને પ્રાધાન્ય આપી સાક્ષીના પ્રકાશને ગૌણ બનાવીએ છીએ. સામાન્ય જનસમૂહ દેહ અને ઇન્દ્રિયથી પૃથક્ વિજ્ઞાતાના સ્વરૂપને જાણતો જ નથી; વિજ્ઞાનવિદ્ મનોમય અને વિજ્ઞાનમય જ્ઞાતાને જાણે છે, પણ સ્વયંભૂ આત્મસંવિદ્ અથવા સાક્ષી આત્માના સ્વરૂપને સમજી શકતા નથી અથવા સ્વીકારતા નહીં. તત્ત્વવિદ્યાના અનુભવી આ સ્વયંભૂ આત્મસંવિત્‌ને અર્થાત્ સ્વપ્રકાશ સાક્ષી આત્માને અપરોક્ષ કરે છે.

તત્ત્વજ્ઞાનની ઇચ્છાવાળા અભ્યાસકે શ્રીસદ્‌ગુરૂપ્રબોધિત પ્રક્રિયા અને શાસ્ત્રપ્રતિપાદ્ય વિષયઉપર પૂર્ણ વિશ્વાસ રાખી બેસી રહેવાનું નથી. કેવલ શ્રદ્ધા અપરોક્ષ જ્ઞાનમાં સહકારિ કારણોવિના પરિણામ પામતી નથી. " સત્ય, જ્ઞાન અને અનંત એવું બ્રહ્મતત્ત્વ છે, આ વિશ્વના ઉત્પત્તિ સ્થિતિ અને લયના હેતુરૂપ બ્રહ્મતત્ત્વ છે આ દેહમાં હૃદયકાશ અન્વેષ્ટવ્ય છે " ઇત્યાદિ શાસ્ત્રવાક્યો શ્રીસદ્‌ગુરુથી પ્રબોધાય તેમાં અચલ શ્રદ્ધા રાખી બેસી રહેનાર કદી વિદ્વાન્ થતો નથી. તત્ત્વવિદ્યામાં શ્રદ્ધાઉપરાંત ઉત્કટ વિવિદિષા અર્થાત્ તત્ત્વને કરામલકવત્ અનુભવવાની ઉત્કટ ઇચ્છા પ્રકટ થવી જોઇએ. આ ચિત્તના ઔત્સુક્યને ગીતામાં " તત્પરત્વ " કહે છે. ઉપર શ્રદ્ધેય બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ વર્ણવ્યું તે જ્યાં સુધી શ્રદ્ધાની કોટિમાં રહે છે ત્યાં સુધી માત્ર પરોક્ષ જ્ઞાનમાં પરિણામ પામી શકે છે. પણ " તે તત્ત્વ હું છું "—એ પ્રકારનો દિવ્ય સ્વાનુભવ જાગ્રત્ કરવામાં તે પરમતત્ત્વને અંતર્બહિર્ અને સર્વ વ્યતિકરોમાં દેશ, કાલ, અને વસ્તુના પરિચ્છેદવિના અનુભવવાની આતુર ઇચ્છા અર્થાત્ તત્પરતા થવી જોઇએ. આ સંસારના શુભાશુભ પ્રસંગોમાં, સુખ દુઃખાદિ સામગ્રીથી વીંટાયેલા છતાં પણ નિર્વિકલ્પ અનવચ્છિન્ન બ્રહ્માત્મરૂપ હું એ પ્રકારની ભાવના ઓતપ્રોત થયેલી રહેવી જોઇએ. જીવત્વની ભાવના ઉત્પન્ન થવા ન દેતાં પોતાના સ્વાભાવિક શિવભાવને સરોદિત રાખવાનો અખંડ પ્રયત્ન થવો જોઇએ. જો શ્રદ્ધાનો વિષય સત્ય છે, અને જો આપ્ત ગુરુશાસ્ત્ર સત્ય છે, તો તે વિષયનો સાક્ષાત્કાર થવો જ જોઇએ અને વ્યવધાન કરનાર ઇતર સર્વ વિષયોને તિલાંજલિ આપવી જોઈએ. આવી " તત્પરતા " અથવા ઉત્કટ વિવિદિષાવિના તત્ત્વાભ્યાસકો અને મોટા વિચારકો શ્રદ્ધાવાન્ છતાં તત્ત્વનિષ્ઠ થઈ શકતા નથી. શાસ્ત્રના પ્રમેયોને શ્રદ્ધાવડે સારી રીતે પરોક્ષ સમજે છે, તોપણ અપરોક્ષાનુભ ઉદય થતો નથી.

શ્રદ્ધા હોય, તત્પરતા હોય તોપણ બ્રહ્માત્મસાક્ષાત્કાર થવામાં મુમુક્ષુની ઇન્દ્રિયોની બાહ્યપ્રવણસ્થિતિ રહેવી જોઇએ નહિ. ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કર્યા વિના ચિત્તવૃત્તિને બ્રહ્માત્મૈકપ્રતિ અખંડ ધારામય બનાવ્યા વિના બ્રહ્માત્મૈક્ય સિદ્ધ છતાં પ્રકાશ પામતું નથી. શ્રદ્ધાબીજમાંથી પરોક્ષ જ્ઞાન અંકુર કાઢે અને તત્પરતાથી તેનું રક્ષણ થાય, તોપણ " સંયતેન્દ્રિયત્વ " અર્થાત્ શમદમ ન હોય તો જેમ વાડવિનાના છોડને ઢોર ચરી જાય અથવા નવા માટીના ઘડામાંથી પાણી ઝરી જાય તેમ બ્રહ્માત્મસાક્ષાત્કારરૂપા વૃત્તિ ચિત્તમાંથી ઉદય થઈ હોય તોપણ છટકે છે. આ કારણથી સંયતેન્દ્રિયત્વ અથવા યોગ જ્ઞાનનો રક્ષક છે.

આથી સર્વ શ્રેયસ્સાધકોએ શ્રદ્ધાળુ થવા ઉપરાંત તત્પર અને સંયતેન્દ્રિય થવું અત્યંત જરૂરનું છે. તત્ત્વજ્ઞાનના આવિર્ભાવમાં શ્રદ્ધા, વિવિદિષા અને યોગ—એ ત્રણના સમકાલે સેવનની આવશ્યકતા છે એ જ આ લઘુ લેખનો પ્રતિપાદ્ય વિષય છે.

---

# શ્રી શ્રેયસ્સાધકોપ્રતિ—

પ્રિય બંધુઓ !

વર્તમાન યુગ પ્રવૃત્તિમય તથા પ્રગતિમાન્ યુગ છે. તેમાં સર્વ કોઈ ન્યૂનાધિક અંશે પણ પ્રવૃત્તિ તથા પ્રગતિ કરી રહ્યાં છે. વાસ્તવ નિવૃત્તિને પ્રાપ્ત કરવા અર્થે પણ કેટલીક પ્રવૃત્તિની અગત્ય છે, એમ નિઃશંકપણે અનેક બુદ્ધિમાનો સ્વીકારે છે, તથા શાસ્ત્રાદિથી પણ સંમત છે. ઉપાધિમાત્રથી નિવૃત્તિરૂપ સ્થિતિ એ આપણું પણ લક્ષ્ય હોવા છતાં તે પદની સિદ્ધિઅર્થે જે કંઈ સાધનની અગત્ય છે તેને પ્રકટાવવારૂપ અને તેને સેવવારૂપ આપણી પ્રવૃત્તિ આપણા મૂલ ઉદ્દેશમાં સહાયક હોવાથી આપણે તેનો પ્રથમથી જ સ્વીકાર કર્યો છે. ઘણા મનુષ્યો વિશ્રાંતિને માટે 'માથેરાન' કે 'મહાબલેશ્વર' જાય છે; જો કે તે કાર્યનો મુખ્ય ઉદ્દેશ વિશ્રાંતિ અથવા નિવૃત્તિ લેવાનો હોય છે, તોપણ ત્યાં પહોંચતાં સુધી તો વિવિધ પ્રવૃત્તિ કરવી જ પડે છે, તેમ આપણો મૂલ આશય ઉપાધિના બંધનથી રહિત થઈ નિત્ય મુક્ત તથા નિવૃત્તિમય થઇ રહેવાનો હોવા છતાં તે સ્થિતિએ જતાં સુધી જે કંઈ કર્તવ્ય છે તેનો અસ્વીકાર આપણે કર્યો પણ નથી તેમ કરતા પણ નથી.

તે જ પ્રમાણે, અન્નને ગ્રહણ કરવામાં તેનાથી આપણા શરીરને પોષણ આપી બેસી રહેવું એટલો જ હેતુ નથી, પણ એ શરીરવડે અન્યની સેવા, સહાય આદિ જે કંઈ બની શકે તે કરવું એ પણ અન્ન ગ્રહણ કરવામાં હેતુરૂપ છે, એમ શાસ્ત્રાદિ પણ કહે છે, તેમ જે કંઈ જનહિતકારક વસ્તુને આપણે જાણી હોય તેનાથી આપણે આપણું બને તેટલું હિત સાધી તેનું બીજાઓને જ્ઞાન કરાવવું, બીજાઓની દૃષ્ટિઆગળ તે મૂકવું, તથા એ વસ્તુથી આપણને જે બળ તથા હિત પ્રાપ્ત થયું હોય તેના વડે આપણાથી બને તેટલી અન્યને સહાય તથા સેવા કરવી, એ પણ આપણો ધર્મ હોવાથી તે હેતુ પણ આપણી પ્રવૃત્તિમાં રહેલો જ છે.

આ આદિ વિવિધ કારણોને લઈ આપણે અનેક પ્રવૃત્તિઓ કરી છે અને કરતા આવ્યા છીએ. આપણા શ્રી ઇષ્ટ પરમાત્માએ પોતે જ વિવિધ ગ્રંથાદિ રચી આપણી એ પ્રવૃત્તિનું સૂચન કરવા કૃપા કરી છે. તે પ્રમાણે તેમના અનુગ્રહબલથી આપણે તે અદ્યાપિ ઉત્તરોત્તર ચઢતી કળાએ કર્યા કરીએ છીએ.

ધર્મસંસ્થા એ આપણા તેમ જ અન્ય દેશોનું શાસકકેન્દ્ર છે. તેમાં પણ આપણા દેશમાં ધર્મસંસ્થાઓપ્રતિ અસામાન્ય પૂજ્યત્વ, જો કે અનેક સંસ્થાઓએ વિકૃતરૂપ ધારણ કરેલું હોવા છતાં પણ, અદ્યાપિ રહેલું છે. આ દેશ તેમના ઉપદેશને માટે, ચાતક જેમ સ્વાતિબિંદુમાટે આતુરતા ધરે તેમ આતુરતા ધારણ કરી રહેલો છે, તેમાં પણ કેટલાંક કારણો, કે જેનો અત્ર વિસ્તાર કરવા જેટલો અવકાશ નથી, તેમ તેના સાક્ષાત પ્રયોજનનું આ સ્થલ પણ નથી તેથી તેનો ઉલ્લેખ ન કરતાં એટલું જ કહીશું કે વિવિધ કારણોને લીધે આજના સમયમાં તો ધર્મસંસ્થાઓતરફથી કંઇક વિશેષ, અને અત્યંત બલવાન્ મેળવવાની આશાથી દેશ તેમના પ્રતિ સ્થિર દૃષ્ટિથી જોઈ રહેલો છે.

અને ધર્મસંસ્થાઓનું એ મુખ્ય કર્તવ્ય જ છે કે દેશીઓને હિત કરનાર અનેક વસ્તુઓ પૂરી પાડવી. આ કર્તવ્યને જેઓ નથી સ્વીકારતી અને તે પ્રકારની જેઓ ભેગા

ઘણા અંશમાં પણ પ્રવૃત્તિ નથી કરતી, તે સંસ્થાઓપ્રતિ જનસમાજનો સદ્ભાવ ક્રમે ક્રમે ઘટતો જાય છે અને ઉત્તરોત્તર ઘટે એ સ્વાભાવિક છે. તેથી તે નિમિત્ત જેમ અન્ય ધર્મસંસ્થાઓનું કર્તવ્ય છે, તેમ આપણું પણ હોવાથી તે પ્રકારનો કંઈક પ્રયાસ પૂર્વેથી જ આપણે કરતા આવ્યા છીએ અને કરીએ છીએ. આજપર્યંતના આપણા પ્રયાસે પ્રજાનું કેટલું હિત કર્યું છે અને હજી પણ કરે છે તેનો નિર્ણય આપણે પ્રજાવર્ગને જ સોંપીશું. તેમ અત્યંત સમર્થ તથા ઘણા લાંબા કાળથી ચાલી આવતી તથા અનેક પ્રકારનાં બલવાળી કે જે બલનો જો તેઓ યોગ્ય પ્રકારે ઉપયોગ કરે તો આજે દેશ સર્વ પ્રકારની ઉન્નતિમાં અત્યંત વેગપૂર્વક વધી શકે તેવી સંસ્થાઓ આજ શું કરે છે, અને અલ્પ સમયની તથા અલ્પ સાધનસંપત્તિવાળી આપણી ધર્મસંસ્થાએ એ સંબંધી શું કર્યું છે અને કરે છે, તેનું પ્રમાણ કાઢવા તથા નિર્ણય કરવાનું કામ પણ આપણે તટસ્થ પ્રજાવર્ગને જ સોંપીશું.

પરંતુ જે કંઈ આપણે કર્યું છે તેટલા માત્રથી સંતોષ માની આજ સુધી આપણે બેસી રહ્યા નથી અને નવીન તથા અધિક કર્તવ્યપ્રતિ અલક્ષ કર્યો નથી તેમ હાલ પણ કરવાનું કંઈ કારણ નથી, તથા કરતા પણ નથી. શ્રી ઈષ્ટના અનુગ્રહબલથી આજપર્યંત આપણે સંતોષકારકરીતે આપણી પ્રગતિને સાધી છે અને સાધી શકીશું એ નિશ્ચય છે.

પ્રિય બંધુઓ ! આમ છતાં હજી પણ આપણે શ્રી ઈષ્ટના મધુર આદેશને શ્રવણ કરીએ છીએ કે " રે વીર ! સત્ય રણમાં સજિ શસ્ત્ર આવો." અને એ આદેશને મન, વચન તથા કર્મથી અનુસરવું એ આપણું પ્રધાન કર્તવ્ય છે. અને તેને માટે હજીપણ આપણે અધિકાધિક પ્રયત્નને કરવા ઉદ્યત થવું જરૂરનું છે. જે કંઇ આપણો વાસ્તવ ઉદ્દેશ છે તેને સત્વર સિદ્ધ કરવા પ્રતિ આપણે સામાન્ય વેગવાળા થવાનું નથી, પણ ઉત્તરોત્તર વધારે અને વધારે બળવાન્ વેગવાળા થવાની અગત્ય છે.

શ્રી ઈષ્ટના અનુગ્રહથી આપણને જે જે સાધનસામગ્રીઆદિ પ્રાપ્ત છે તેનો આપણે હજી પણ વધારે ઉત્તમ પ્રકારે ઉપયોગ કરવાની જરૂર છે, અને તે આપણે કરી પણ શકીએ એમ છે. જો આપણે તેનો વધારે સારી રીતે ઉપયોગ કરી શકીએ તો આજે જે કંઇ સામર્થ્યનો આપણે આપણામાં અનુભવ કરીએ છીએ તેના કરતાં અત્યંત અધિક અને ઉત્કૃષ્ટ પ્રકારનાં સામર્થ્યનો હજી પણ આપણે આપણામાં અનુભવ કરી શકીએ એમ છે.

આપણે આ પ્રકારે અધિક પ્રમાણમાં આપણા કર્તવ્યને સિદ્ધ કરી શકીએ, અને આપણા કર્તવ્યમાં આપણને વિવિધ પ્રકારની અનુકૂલ સૂચનાઓ મળી શકે, તથા આપણને વારંવાર ઉત્સાહ, ઉત્તેજનાદિપૂર્વક આપણી કર્તવ્યની દિશાનું આપણને સ્પષ્ટ સૂચન થાય તથા આપણી સર્વપ્રકારની ઉન્નતિમાં આપણને અધિક આવશ્યક સહાય પ્રાપ્ત થાય અને આપણા સ્વધર્મને અનુસાર જે વિવિધ કર્તવ્યો છે તેના પ્રતિ આપણું લક્ષ જાય અને તેમાં આપણી પ્રવૃત્તિ થાય એ ઉદ્દેશને લઇને આપણા વર્ગ તરફથી ગત શ્રી આષાઢી પૂર્ણિમાના ઉત્સવથી સવિશેષે કરીને આપણા અર્થે એક 'શ્રી શ્રેયસ્સાધક' એ નામનું માસિક કઢાવવામાં આવ્યું છે તેમાં જે લેખો પ્રકટ થયા છે, તે જેમના વાંચવામાં આવ્યા છે, તેઓ સર્વ તેની અત્યંત સ્તુતિ કરી રહ્યા છે. અને આપણા વર્ગને માટે આવા એક માસિકથી ખાસ જ આવશ્યકતા હતી, અને તે પૂર્ણ થવાથી અત્યંત સંતોષાનંદ દર્શાવી રહ્યા છે.

તેના પ્રથમ અંકમાં જે વિષય વગેરે આવ્યા છે તે આ પ્રમાણે છેઃ—

(૧) શ્રી ઇષ્ટમાહાત્મ્યના કથનપૂર્વક સપ્રણામ સદ્‌ગુરસ્તુતિ. (કાવ્ય)

(૨) ગુરુસ્મરણ કરવા સાધકોને પ્રબોધ. (કાવ્ય.)

(૩) ઉદ્‌ઘાટન.

(૪) શ્રેયસ્સાધકોપ્રતિ પત્ર-પ્રથમ પત્ર.

(૫) પોતાના કર્તવ્યમાં સ્થિર થવા સાધકોને સુબોધ. (કાવ્ય)

(૬) આપણા વ્યાવહારિક જીવનના સિદ્ધાંતો.

(૭) શ્રી સદ્‌બોધ પારિજાતક ( દ્વિતીય પલ્લવ)

વગેરે.

એ જ અંકમાં આપણા ઈષ્ટ પરમાત્માના સ્વરૂપાવસ્થાનની શ્રાવણ શુકલપક્ષ પંચમીની તિથિએ સર્વે સાધકોએ પોતપોતાના સ્થાને તે દિવસે સાધનક્રમ વગેરે કેવી રીતે કરવું તેની કાર્યક્રમપૂર્વક સૂચના કરવામાં આવી હતી, એ સૂચના સર્વને અત્યંત રુચિકર થવા ઉપરાંત તેમને એટલી તો ઉત્સાહક થઇ હતી કે જેથી લગભગ વિશ જુદાં જુદાં ગામોમાં તેમાં દર્શાવેલા ક્રમપૂર્વક તેનું પરિપાલન કરવામાં આવ્યું હતુ. અને તે એવી તો ઉત્તમ રીતે થયું હતું કે જેનાથી સર્વને અપૂર્વ આનંદ પ્રાપ્ત થયો હતો. એ ઉત્સવ કયાં કયાં થયો તથા કેવી રીતે થયો એ બધાનું સ્વરૂપ શ્રેયસ્સાધકનો બીજો અંક વાંચવાથી સ્પષ્ટ થશે. જેમણે જેમણે તે ઉત્સવ કર્યો હતો તેમના તરફથી તેની જે હકીકત આવેલી તે એ અંકમાં પ્રસિદ્ધ થઇ છે. આ ઉપરથી જ તે પત્રની ઉપયોગિતા અને તે કેવી અસર કરે છે એ સ્પષ્ટ થશે.

જેમણે જેમણે તે અંકના લેખો વાંચ્યા છે તેમનામાં કોઈ વિલક્ષણ પ્રકારની જાગ્રતિપૂર્વક કર્તવ્યાભિમુખતા થઇ રહી છે. પ્રથમ અંકના ઘણા ખરા લેખો સદ્‌ગુરુ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના લખેલા છે. અને તે સાધકોને સાક્ષાત્ ઉપયોગી હોવાઉપરાંત વાચકને તે એટલા તો ઉત્તેજક થઇ પડયા છે કે જેથી અનેક સાધકો તેનું વારંવાર પ્રીતિપૂર્વક મનન કરે છે. અનેક સાધકોએ એ પત્રના લેખોની સ્તુતિ તથા તેની ઉપયોગિતા અને આવશ્યકતા પોતાના પત્રોમાં લખી મોકલી છે.

શ્રેયસ્સાધકોના વિવિધ કર્તવ્ય અને તેમાં જે સાધનશ્રેણી આદિની અપેક્ષા છે તે સર્વ તેમાં પ્રકટ થશે. આપણા સાધનક્રમમાં જે કંઈ સંશય આદિ હોય તો તે પૂછવાથી તેનું સમાધાન પણ તેમાં જણાવવામાં આવશે. જેમ જેમ તેના અંકો પ્રકટ થતા જશે તેમ તેમ શ્રેયસ્સાધકોને અગત્યના વિવિધ વિષયો તેમાં પ્રકટશે.

પ્રિય બન્ધુઓ ! આથી આપણું એ આવશ્યક કર્તવ્ય છે કે એ પત્રને નિત્ય પ્રીતિપૂર્વક વાંચવું, તેના વિચારાદિનું મનન કરવું અને તેમાં દર્શાવેલા વિવિધ પ્રકારના ઉન્નતિજનક કર્તવ્યને આગ્રહ તથા ઉત્સાહપૂર્વક પાલન કરવા. આપણે કે જેણે શ્રેયસ્સાધક પદ સ્વીકાર્યું છે તેમણે તેમાં દર્શાવેલા અત્યંત હિતકારક માર્ગોમાં તેના વાચનમનનપૂર્વક પ્રવૃત્ત થવું એ અત્યંત અગત્યનું છે આથી શ્રેયસ્સાધક સંજ્ઞાને ધારણ કરનાર પ્રત્યેક બંધુઓએ જો તેમણે આ પત્ર ન મંગાવ્યુ હોય તો સત્વર મંગાવી લેવા કૃપા કરવી. અને તેનું આગ્રહપૂર્વક અધ્યયન કરવું.

શ્રેયસ્સાધકવર્ગપ્રતિ સમભાવ દર્શાવનાર ઇતર સજ્જનોની આ વર્ગના સિદ્ધાંત, કર્તવ્ય, તેમાં પ્રવેશવાના નિયમો વગેરે જાણવાની ઇચ્છા હોય છે તો તેવાઓની ઇચ્છા થતાં તેમને પણ તે પત્ર મોકલવામાં આવશે.

જે જે શ્રેયસ્સાધકોને એ પત્ર મળ્યું નથી, તેમ જ ઇતર સજ્જનોને પણ તેમાં કેવા વિષયો આવ્યા છે તેનું કંઇક સ્વરૂપ લક્ષમાં આવે તેથી તેના બે વિષયો તથા એક પદ શ્રી મહાકાલના આ અંકમાં આ વિષયની પાછળ પ્રકટ કરવામાં આવ્યા છે, એ પત્રના પહેલા અંકના જ આ વિષયો હોવાથી તેમાં કેટલાંક આરંભક વચનો તથા વિચારો જણાશે. છતાં તેમાં રહેલા પ્રધાન વિચારનું સ્વરૂપ તો વિવેકી વાચકના લક્ષમાં આવ્યાવિના નહિ જ રહે.

અંતમાં શ્રેયસ્સાધક બંધુઓપ્રતિ એ જ વિજ્ઞપ્તિ કે તેમણે પોતાનું નામ ગ્રાહક તરીકે સત્વર લખી મોકલવું. કેમકે તેના ત્રીજા અથવા ચોથા અંકથી સર્વને સ્પષ્ટ થશે કે તેના ગ્રાહક થવાની પ્રત્યેક શ્રેયસ્સાધકની અગત્ય અને ફરજ છે. શ્રેયસ્સાધકોને અસંત હિતકારક એક યોજના તે અંકોની સાથે પ્રકટ થશે.

પત્રવ્યવહાર માટે સરનામું:—વ્યવસ્થાપક **શ્રેયસ્સાધક**—વડોદરા.

એ માસિકનું મૂલ્ય પોસ્ટેજ સાથે વાર્ષિક રૂ. ૨-૦-૦ છે. લવાજમ મનીઓર્ડરથી મોકલી આપવાથી મોકલનાર પાસે પહોંચ રહેશે. અથવા વી. પી. થી મંગાવવાની ઇચ્છાવાળાને તે પ્રકારે મોકલી આપવામાં આવશે.

---

# श्रेयस्साधकोप्रति पत्र.*

## —प्रथम पत्र—

### ડિંડિમ.

પ્રિય બંધુઓ,

જાગ્રત્ થાઓ, તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે મધુર અને શીતલ વાયુ તમને નવજીવનમય કરવાને, તમને સ્પર્શ કરી રહ્યો છે. જીવનની સિદ્ધિનો ઝાંખો ઝાંખો પણ સૌમ્ય, મૃદુ અને જીવનમય પ્રકાશ તમારા પ્રદેશની-તમારા વાસ્તવ પ્રદેશની ક્ષિતિજઉપર છવાઈ રહ્યો છે. જુઓ, તે પ્રકાશની શુભ્રતામાં તમારૂં જીવન કેવું મનોહર લાગે છે ! એ પ્રકાશ તમારા જીવનના અણુ અણુને જાગ્રત્ કરવાને, તેમાં કોઈ વિલક્ષણ પ્રાણ ભરવાને, તમારી વિહારવાટિકામાં મધુર રસભર્યાં પુષ્પો પાથરવાને, અને તમારા કર્તવ્યપંથને દર્શાવવાને પ્રકટી નીકળ્યો છે. તમે તે જુઓ છો ?

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ. તમારા જીવનમાં રહેલા અનન્ત રસનો અનુભવ કરવાનો, તમારી ઉન્નતિને સાધનાર ક્રિયાઓ કરવાનો, જે કંઇ તમારૂં અસંત હિત કરનાર છે તેપ્રતિ અભિમુખ થવાનો અને તેનાં દર્શન કરવાનો સમય થયો છે. કારણ કે તમારા

* આ વિષય, ત્યાર પછીનું પદ અને તે પછીનો વિષય, એ ત્રણે **શ્રેયસ્સાધક** પત્રમાં પ્રકટ થયેલા છે. **શ્રેયસ્સાધક** પત્રનું સ્વરૂપ શ્રી મહાકાલના વાચકોનાં લક્ષમાં આવવાને માટે તેની પ્રસિદ્ધિ અત્ર યોગ્ય ગણી છે.

વાસ્તવ પ્રદેશની દશેદિશામાં અરુણોદય થયો છે. તમારામાં ગુપ્ત રહેલાં અનેક સામર્થ્યોનો વિકાસ કરવાનો, તમારામાં નવીન સત્યોને ભરવાનો, નવી નવી ઉત્તમ ક્રિયાઓ આચરવાનો તમારા અધિકારની વૃદ્ધિ કરવાનો, અનેક નવીન જ્ઞાનને જાણવાનો, તમારા ઉદ્દેશોને ફલિભૂત કરવાનો, તમારા મનને ગગનમાં વિહાર કરાવવાનો, તમારી કલ્પનાની બાજીમાં નવા ખેલ ખેલવાનો અને તમારા મનોરાજ્યોને અધિક ઉત્તમ રીતે ઘડવાનો સમય થયો છે. તમે તે જુઓ છો ?

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ. તમારા કર્તવ્યમાર્ગમાં રહેલાં વિઘ્નોને ટાળીને તેમાં જવાના સુગમ ક્રમને બતાવવાનો, તમારી પ્રાપ્તવ્ય વસ્તુનું તમને સ્પષ્ટપણે દિગ્દર્શન કરાવવાનો, તમારી અત્યંત પ્રિય અને કલ્યાણકારક વસ્તુસાથે તમારો પરિચય કરાવવાનો, તમારી ઉચ્ચ ધારણાઓને સફલ કરવાનો અને તમારી નિદ્રાને ત્યાગ કરવાનો સમય થયો છે. કારણ કે તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. તમે હાલ જ્યાં છો ત્યાંથી તમને આગળ વધારવાનો, તમને તેને માટે જે સાધનો જોઇએ તે પૂરાં પાડવાનો, તમારામાં નવીન આશા, નવીન ઉત્સાહ, નવીન આગ્રહ, નવીન બલ, નવીન જીવન અને નવીન જ્યોતિને પ્રકટાવવાનો સમય થયો છે. તમે તે જુઓ છો ?

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ, તમારે સર્વ અંશે અદ્‌ભુતતાથી પૂર્ણ થવાનો, તમારામાં રહેલી વિવિધ શક્તિઓનો વિકાસ કરવાનો, તમારામાં રહેલી મનોહરતા અને દિવ્યતાથી આ વિશ્વને છાઈ દેવાનો, ઇશ્વિરનો અનુગ્રહ પ્રાપ્ત કરવાનો, પરમાત્માના ઉપકારના અને તમારી કૃતકૃત્યતાના અનુભવનાં સુંદર, મનોરમ પ્રભાતીયાં ગાવાનો સમય થયો છે. કારણ કે તમારા વાસ્તવ પ્રદેશની દશેદિશામાં અરુણોદય થયો છે. તમે હાલ ક્યાં છો, તમારૂં મૂલ સ્વરૂપ શું છે, તમે તેનાથી શામાટે અળગા જણાઓ છો, તમને ક્યાં ક્યાં અને શી શી અતિકૂલતા નડે છે, તમારે શું જોઈએ છે અને તમારી પાસે એવું શું છે કે જેની તમને જરૂર નથી અને જે તમારામાં રહીને તમને જ હાનિ કરે છે, તમારા પોતાનામાં જ હાલ પણ એવું શું રહ્યું છે કે જે તમને જે કંઈ જોઈએ તે આપવાને સમર્થ છે તે સર્વ જણાવાનો સમય થયો છે. તમે તે જુઓ છો ?

પ્રિય બંધુઓ, આજસુધી તમે અનેક વિઘ્નોને અનુભવ્યાં હશે, અનેક પ્રતિકૂળ પ્રસંગોને જોયા હશે, અનેક કષ્ટોને સહ્યાં હશે, અનેક દુઃખોને ભોગવ્યાં હશે, અને સંતાપો કર્યા હશે, અનેક પરાજયને જોયા હશે, અનેક આશાઓ વિફલ થતી જણાઇ હશે, અનેક પ્રકારની વિયોગજન્ય વેદનાને પામ્યા હશો, આવું ઘણું ઘણું તમે જોયું, જાણ્યું, સાંભળ્યું અને અનુભવ્યું હશે, પરંતુ તે બધું રાત્રિ-ઘોર રાત્રિના-સમયમાં બન્યું છે. તમે જ્યારે નિદ્રાના ઘારણમાં હતા ત્યારે તે બન્યું છે. અને તેથી તે બધું તમે સ્વપ્નમાં જોયું છે, સ્વપ્નમાં અનુભવ્યું છે. નહિ તો નિદ્રાના ઘારણમાં તમે બીજી કેવી રીતે અનુભવી શકો ? અને જ્યારે તે બધું સ્વપ્નમાં અનુભવ્યું છે, એ બધાં સ્વપ્નના ખેલો છે, ત્યારે હવે જે સમયે તમે જાગ્રત્ થયા છો તે સમયે એ સ્વપ્નના પ્રસંગોથી શા માટે ખેદ કરો છો ? શા માટે એ પ્રસંગોને સાચા જ માન્યા કરો છો ? વિપત્તિ પ્રતિકૂળતા, દુઃખ, પરાજય, હાનિ નિષ્ફલતા એ વગેરે સ્વપ્નમાં દેખાયેલા દેખાવો છે, સાચા નથી.

ખરૂં સુખ જાગ્રતિમાં છે. તેમાં અનંત સામર્થ્ય રહેલું છે. જેઓ જાગ્રત્ થાય છે;

તેમને અનેક સુખજનક વસ્તુઓ જણાય છે. કર્તવ્યનો યોગ્ય માર્ગ દેખાય છે, પ્રાપ્તવ્યરૂપ વસ્તુની ઝાંખી થાય છે, અને જાણવા યોગ્ય વસ્તુનું જ્ઞાન થાય છે.

તમારા જીવનમાં શું શું છે, તે કેટલા બલવાળું છે, તે કેવું ઉત્તમ પ્રકારનું થઇ શકે છે, એ બધું અરુણોદયના પ્રકાશથી તમે જાણી શકો છો. એ પ્રકાશ થવા માંડ્યો છે, તેનાં તેજસ્વી રશ્મિઓ તમારા વાસ્તવ પ્રદેશના ક્ષિતિજમાં ફુટવા લાગ્યાં છે. તે કેવાં મનોહર છે ! તેની પ્રભા કેવી દિવ્ય અને અંધકારને દૂર કરનારી છે ! જુઓ, જુઓ, તે તમારા જ પ્રદેશમાં પ્રસરતાં જાય છે. તમને સ્પર્શ કરવાને તે તત્પર થઈ રહ્યાં છે.

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ. રાત્રિ અળપાઈ છે, રાત્રિનો ત્રાસ જવા લાગ્યો છે, રાત્રિનો ભય વીતાવા માંડ્યો, છે, રાત્રિનું દુઃખ દૂર થવા લાગ્યું છે, અને તેની સાથે સ્વપ્ન પણ અળપાવા માંડ્યાં છે, તેણે દર્શાવેલાં ચિત્રોને તે હવે લપેટતું જાય છે. અરુણોદયના પ્રકાશમાં તે પોતાનાં ચિત્રો બતાવી શકે તેમ નથી. કારણ કે તે ઝાકળના જળથી ચિતરાયેલાં છે, અને તેથી તેનો રંગ સૂર્યનાં કિરણોઆગળ ટકી શકે એમ નથી.

આ સ્થૂલ સૃષ્ટિમાં પણ પ્રભાતનો સમય કેવો મનોહર લાગે છે ? તે શરીરમાં સ્ફુર્તિ અને મનમાં સ્વાભાવિક પ્રસન્નતાને ઉપજાવે છે. આખી સૃષ્ટિ જાણે જીવનબળથી ઉભરાઈ રહી હોય એમ લાગે છે. જાણે તેનામાં કોઈ નવું બળ, નવીન નિર્મળતા, નવીન પ્રાણ અને નવીન ચૈતન્ય આવ્યું હોય તેમ જોનારને જણાય છે.

તમારા વાસ્તવ પ્રદેશ–તમારા આંતર પ્રદેશમાં–પણ પ્રભાત થતાં ત્યાં આના કરતાં પણ અત્યંત અલૌકિકતા થાય છે. તમારી વૃત્તિઓ અત્યંત પ્રશાંત, નિર્મળ અને ઉચ્ચ વસ્તુપ્રતિ જોડાયલી હોય છે, તમારૂં મન, તમારા વિચાર, તમારી કલ્પના તમારા નિશ્ચય, તમારા સંકલ્પ, તમારી ઇન્દ્રિયો, એ સર્વે અત્યંત રમ્ય, ઉચ્ચતાથી ભરેલાં, પ્રતાપમય અને સામર્થ્યમય થાય છે. તમારી વાણી મધુર, હિતભાણી અને સત્યવાળી થાય છે, તમારાં નેત્ર અદ્ભુત ખુમારીવાળાં અને તમારા અંતઃકરણની કોઈ ઉચ્ચ દશાને સૂચવનારાં, તમારામાં રહેલા ચિંતનની ઉત્કૃષ્ટતાનું અન્યને ભાન કરાવનારાં થાય છે.

તમારા વાસ્તવ પ્રદેશમાં પ્રભાત થતાં, તમે કોઈ જુદા અને ઉચ્ચ પ્રદેશના નિવાસી છો, એમ જોનારને સમજાય છે. સામાન્ય મનુષ્યોની અને તમારી ભૂમિકામાં ઘણો ભેદ હોય એમ સર્વને સ્પષ્ટ સમજાય છે. તમારાં મન, બુદ્ધિ, ચિત્ત વગેરે કોઈ જુદો જ ઉંચા પ્રકારનો વ્યાપાર કરતાં લાગે છે, તમારી પ્રસન્નતા, તૃપ્તિ, નિર્વૈરતા, આત્માભિમુખતા એ બધું અલૌકિક અને અત્યંત લાગે છે. તમારી ઇચ્છાઓ, આશાઓ, નિશ્ચયો, બહુ ઉચ્ચ અને દૃઢ હોય છે. સ્વલ્પમાં તમારૂં આખું જીવન બહુ રમણીય જણાય છે.

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ, તમારા વાસ્તવ પ્રદેશની દશેદિશામાં અરુણોદય થયો છે, તો પછી હજી પણ નિદ્રામાં શા માટે પડ્યા રહેવું ? જાગ્રત્ થાઓ, તમારા મનોહર પ્રદેશને જુઓ, તેમાં વહેતા દિવ્ય વાતાવરણમાં રમણ કરવા તત્પર થાઓ, કર્તવ્યનો વિચાર કરો અને કામે લાગો.

નિદ્રાનો પરિત્યાગ કરો, એકાએક વિલક્ષણ ઉત્સાહને પ્રકટ કરો, અરુણોદય થયો છે તો પ્રખર ભાનુ પણ અવશ્ય પ્રકટશે એવી શ્રદ્ધા ધરો, સ્વપ્નના વિચારો છોડી દો, સંકલ્પ કરો કે હવે પૂર્વનાં સ્વપ્નોને વિસરી જવાં, ફરી ન સંભારવાં. સામર્થ્યનું અભાન રહેવું એ ઉંઘવું છે, સામર્થ્યનું આપણા પોતાનામાં ભાન રહેવું એ જાગવું છે.

જાગ્રત્ થવાથી આપણને જે કંઈ જોઇએ તે મળી શકે છે, તેથી જીવનને ઉચ્ચ-સામર્થ્યમય, રસમય, પ્રગતિમય, આનંદમય, જ્ઞાનમય, ઐશ્વર્યમય અને સર્વોત્તમમય કરવાને માટે જાગ્રત્ થાઓ. બંધુઓ, કોઇ પણ કાર્ય સિદ્ધ કરવાને માટે, ધારેલી ધારણાઓ સફલ કરવાને માટે, ઇષ્ટનો અનુગ્રહ પામવાને માટે, ઇષ્ટિના અલૌકિક સ્વરૂપનો તમારામાં આવિષ્કાર કરવાને માટે, શ્રદ્ધાનો અદ્દ્ભુત રસ ચાખવાને માટે, આત્માની અનંત શક્તિઓને પ્રકટાવવાને માટે અને **યથાર્થ શ્રેયસ્સાધક** થવાને માટે જાગ્રત્ થાઓ. સાચા શ્રેયસ્સાધકો નિરંતર જાગ્રત્ રહે છે, અને જે નિરંતર જાગ્રત્ રહે છે, તે જ સાચા શ્રેયસ્સાધક છે.

અત્યાર સુધીમાં આવેલાં એ બધાં સ્વપ્નને ભૂલી જાઓ, તે રાત્રિનાં હતાં, રાત્રિમાં જ પ્રકટવાને સર્જાયાં હતાં, તેને રાત્રિમાં જ રહેવા દો, અને તમે જાગ્રત્ થાઓ-નવીન પ્રદેશમાં આવો, જ્યાં અરુણોદય થઈ રહ્યો છે તેવા પ્રદેશમાં આવો, ત્યાં પૂર્વે જોયેલું અને ભોગવેલું એવું એક પણ સ્વપ્ન નથી, કેમકે ત્યાં રાત્રિ નથી, નિદ્રા નથી. ત્યાં સ્વપ્ન નથી, અને સ્વપ્ન નથી તો વિપત્તિ, દુઃખ, કષ્ટ, પરિતાપ, પરાજય કે એવું કશું જ નથી

વિપત્તિ, પરાજય, હાનિ વગેરેનુ તમારા ઉપર ફાવી ગયું તેનુ એક જ કારણ છે કે તમે નિદ્રાના પ્રદેશમાં ગયા, ઘોર ધારણામાં પડ્યા અને સ્વપ્નને વશ થયા. જ્યારે તમે જ તેના પ્રદેશમાં ગયા ત્યારે પછી તે તમને પોતાનો ચમત્કાર દેખાડે એમાં શું આશ્ચર્ય ?

પણ હવે જાગ્રત્ થાઓ, કેમકે તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. જાગ્રત્ સ્થિતિમાં આવતાં અને પછી જાગ્રત્પણે ક્રિયાઓ કરતાં તમને પૂર્વે જે અનુભવ થયો છે તે નહિ થાય. તમને તેનાથી કેવળ વિરુદ્ધ જ અનુભવ થશે. 'ત્યારે શું હવે અમને દુઃખ, વિપત્તિ, કલેશ વગેરેમાંનું કશું જ નહિ જણાય ?' પ્રિય બંધુઓ ! ના, નહિ જ જણાય એમ નહિ અને તેમ છતાં તે નહિ જ જણાય એમ પણ ખરૂં.

કેમ કંઈ વિભ્રમ થયો ? શ્રવણ કરો. તમને એક વિલક્ષણ ટેવ પડી ગઈ છે તે તમે જાણો છો ? તમે ગાયનુ અનુકરણ કરો છો પણ તે છતાં ગાય જ્યારે તેવી ક્રિયા કરવાથી લાભ મેળવે છે ત્યારે તમે તે જ ક્રિયા કરવાથી હાનિ મેળવો છો તમે જાણો છો કે મનુષ્ય ગાયના આંચળ દોહીને તેમાંથી દુધ કાઢે છે, ત્યારે એ જ આંચળઉપર બેસીને મચ્છર તેમાંથી શું કાઢે છે ? લોહી. આવી જ રીતે તમે પણ ગાયનું એક અનુકરણ કરો છો, પણ તે જ્યાં કરવું જોઇએ ત્યાં કરવાને બદલે કોઇ બીજી જ જગાએ કરો છો, અને તેથી તેનો પરિણામ લાભને બદલે હાનિમાં જ આવેલો જુઓ છો.

ગાય જ્યારે તેણે ખાધેલું વાગોળે છે ત્યારે તમે પેલા સ્વપ્નમાં બનેલા પ્રસંગોને જાગ્રતમાં વાગોળો છો. જે વાગોળવાની જરૂર જ નથી, તે વસ્તુને તમે ફરી ફરીને મુખમાં-તમારા વિચાર વગેરેમાં-આણો છો—વાગોળો છો, તેથી તે તમારાથી દૂર રહેવાને બદલે તમારી વધારે અને વધારે પાસે રહેતી જાય છે. તેમાં તમને તે વારંવાર ભેળવે છે. અને તેમાં તમે ભેળાઓ છો એટલે શું થાય છે ? એ જ કે **क्षीणे पुण्ये मृत्युलोके विशन्ति**-પાછા પેલા સ્વપ્નના પ્રદેશમાં જઇને ઉભા રહો છો. તમે એમ માનો છો કે તમે જાગ્રતમાં છો અને હોય છે પણ તેમ જ; પરંતુ જ્યાં તમે પેલા સ્વપ્નની સૃષ્ટિના-ઘોર રાત્રિના સમયમાં આવેલા સ્વપ્નના-વિચારોમાં ભળો છો, અને તેમાં બનેલા પ્રસંગોનું સ્મરણ કરી, સ્વપ્નમાં જે તમને ખેદ, દુઃખ, પરાજય વગેરે જણાયેલાં હોય છે તેવો જ

જ્યાં જાગ્રત્‌માં પાછો અનુભવ કરવા માંડો છો કે તત્કાળ જ તમે જાગ્રત્‌માં નથી રહેતા પણ સ્વપ્નમાં આવી જાઓ છો અને જ્યાં સ્વપ્નના પ્રદેશમાં આવ્યા કે પાછા તમને એવાને એવા અનુભવો કરવાના આવે છે. આથી તમે પૂર્વે પૂછ્યું કે " જાગ્રત્‌ના પ્રદેશમાં આવ્યા પછી અમને દુઃખ...વગેરે નહિ જણાય " તેનો ઉત્તર આપતાં એમ કહેવું પડ્યું કે ' નહિ જ જણાય એમ નહિ.'

પણ જો તમે તે વિચારોને હવેથી તમારી જાગ્રત્ દશામાં આવવા નહિ દો, અને કેવળ જાગ્રત્ દશામાં જે કંઈ વિચારો કરવાના છે, તે જ કર્યા કરશો, સ્વપ્નના પ્રસંગોને આજ સુધી જે કંઈ બન્યું છે તેને કેવળ ભુલી જઇને જો તમે જાગ્રત્ સમય કે જેનો આરંભ થયો છે તેમાં કરવા યોગ્ય વિચાર, ક્રિયા વગેરેને જ કર્યા કરો છો તો પછી તમે જે પ્રશ્ન પૂછ્યો છે કે ' હવે શું અમને દુઃખ...વગેરે નહિ જ જણાય' તો તેના ઉત્તરરૂપે ઉપર જ કહ્યું છે અને તે જ પાછું અહિં કહેવાય છે કે ' તે નહિ જ જણાય.'

ત્યારે હવે તમને સમજાયું હશે કે જાગ્રત્ દશા એ જ સર્વોત્તમ દશા છે, તેમાં દુઃખ વગેરેનો અભાવ છે, અને તેથી જાગ્રત્ થવું જરૂરનું છે.

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ. તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. જાગ્રત્ થતાં શું મળે છે તે આપણે આરંભમાં જણાવી ગયા છીએ. એ બધું જાગ્રત્ થતાં આપણને જણાય છે. અરુણોદય થવાને લીધે તે બધું દેખાતું થયું છે, અને તેથી જાગ્રત્ થાઓ, એ બધાને પામો; અને તેના સર્વોત્તમ લાભ તથા સુખનો અનુભવ કરો.

તમને દીનતા, દુઃખ, કલેશ, પરાધીનતા વગેરેનું ભાન થાય છે ? તો જાણજો કે તમે નિદ્રામાં છો. અને તેને ટાળવાને માટે એક જ કરવાનું છે કે જાગ્રત્ થવું, તમારો વાસ્તવ પ્રદેશ સર્વ સામર્થ્યથી ભરેલો છે. જાગ્રત્ થાઓ અને તેમાં પ્રવેશો. અત્યંત આગ્રહપૂર્વક નિદ્રાનો ત્યાગ કરો, અને અત્યંત ઉત્સાહપૂર્વક જાગ્રત્ થઇ કર્તવ્યમાં જોડાઓ.

બહુ થયું, નિદ્રા ઘણી લીધી. હવે જાગ્રત્ થવાનો યોગ આવ્યો છે. કારણ કે તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થઈ ચુક્યો છે, અને તે સમયમાં જગાવનાર આ ડિંડિમ છે. સુખને, આનંદને અને ઉન્નતિને આપનાર તત્ત્વો આજ તમારા પ્રદેશમાં ઉભરાઈ રહ્યાં છે. તમારા જીવનમાં તે ભળી જવા ઇચ્છે છે. તમે તેને મેળવશો ?

જાગ્રત્ થાઓ, અને તમે અર્ધું કર્તવ્ય સિદ્ધ કર્યું એમ ગણાશે. કર્તવ્ય-સર્વોત્તમ કર્તવ્ય-કરવું એ જ તમારા જીવનનો ઉદ્દેશ રાખો. કર્તવ્યની સિદ્ધિ થવી સુગમ છે, તેમાં જોડાવાને માટે નિદ્રાને ત્યાગવી કઠિન છે એમ તમને લાગે છે ? પરંતુ એ વિચાર પેલા સ્વપ્નસમયનો છે, સ્વપ્નના વિચારનું હવે શામાટે ચિંતન કરવું ?

પ્રિય બંધુઓ, આ પ્રથમ પત્રનું એ જ ડિંડિમ છે કે જાગ્રત્ થાઓ. કારણ કે હવે રાત્રિ રહી નથી, પણ તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. આવા પ્રભાતના સમયનું શ્રીઈષ્ટ પોતાની મનોહારિણી વાણીમાં કેવી રીતે વર્ણન કરે છે !

પ્રભાતની વેળારે, દીસે રળિયામણીરે,
આભા રવિ ઉગ્યાતણી દેખાય,
ધીરે ધીરે રવિ રે, ઉંચે આવે જે સમેરે,
લાંબાં રૂડાં કિરણ ભૂમિએ પથરાય;-

અને આવો દિવ્ય પ્રભાત જ્યારે ઉદય થાય છે ત્યારે ત્યાં શું થાય છે તે કથન કરતાં શ્રીઇષ્ટ વદે છે કે,

વ્યવહાર ચાલે રે, વૃત્તિનો સ્વરૂપશું રે,
જ્યાં ત્યાં જગદીશ્વર ભળાય:

આ પ્રકારનો વ્યવહાર તમારા પ્રદેશમાં ચાલવાનો સમય આવ્યો છે. ઉપરના પ્રભાતના રમ્ય વર્ણનનો જેમ જેમ તમે વિચાર કરશો અને તેનું મનોહર સ્વરૂપ તમારી કલ્પનામાં ખડું કરશો તેમ તેમ તે સમયમાં કેટલી અલૌકિકતા રહેલી છે તે તમને સમજાશે.

તેથી પુનઃ એક વખત ડિંડિમ વગાડીએ છીએ કે જાગ્રત્ થાઓ, તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે.

## પોતાના કર્તવ્યમાં સ્થિર થવાને સાધકોને સુબોધ.

પદ. રામગ્રી.

સદ્ગુરુબોધ શ્રવણ કરી, મારા સાધકવીર !,
મનમતિકરણો પ્રેરજો, થાવા કર્તવ્યે સ્થિર;—
શ્રેયસ્સાધકનામથી, માત્ર ધરો ન સંતોષ,
કંઇક વિશેષ એવું કરો, જેથી થાય જયઘોષ;—
રાખે જગના જન ઘણા, વૃત્તિ નિજ બહિર્મુખ,
સાધક ! ત્યારે તમે કરો, વૃત્તિ અંતર્મુખ;—
તર્ક ને બુદ્ધિ ભેળવી, બીજા કરતા છો કાર્ય,
(તમે) શ્રદ્ધાથી કેવલ માનજો, કહે જે આચાર્ય;—
બીજા છોને માનતા, વેદવચન અમૂલ્ય,
જાણજો પણ કાંઇ છે નહિ, નિજગુરુવાણીતુલ્ય;—
બીજા કમર કસી ભલે, પહેલો ખેડે વ્યવહાર,
સાધજો પ્રથમ તમે રુડો, પરમાર્થઆચાર;—
રમણીય આત્મસ્વરૂપનો, કરજો અધિક વિચાર,
કાં જે સ્વરૂપને પેખવા, પહેલો તમને અધિકાર;—
વિષયે વહેતી ઇન્દ્રિયો, છો ને રાખે અન્ય,
નિગ્રહ કરી તેનો, ચાખજો, સુખ સ્વરૂપજન્ય;—
બીજાઓમાં મન છો રહ્યું, પણ ( તમે ) કરીને પ્રયત્ન,
તમમાં અમનરૂપ તેહને, કરી લહો ચિદ્રત્ન;—
જગત્તણી પ્રતિકૂલતા, બીજાને છો દે દુઃખ,
પણ તે નિહાળી [illegible], સાચા સાધકનું સુખ;—

જ્યાં જાગ્રતમાં પાછો અનુભવ કરવા માંડો છો કે તત્કાળ જ તમે જાગ્રતમાં નથી રહેતા પણ સ્વપ્નમાં આવી જાઓ છો અને જ્યાં સ્વપ્નના પ્રદેશમાં આવ્યા કેપાછા તમને એવાને એવા અનુભવો કરવાના આવે છે. આથી તમે પૂર્વે પૂછ્યું કે " જાગ્રતના પ્રદેશમાં આવ્યા પછી અમને દુઃખ...વગેરે નહિ જણાય " તેનો ઉત્તર આપતાં એમ કહેવું પડ્યું કે ' નહિ જ જણાય એમ નહિ.'

પણ જો તમે તે વિચારોને હવેથી તમારી જાગ્રત્ દશામાં આવવા નહિ દો, અને કેવળ જાગ્રત્ દશામાં જે કંઈ વિચારો કરવાના છે, તે જ કર્યા કરશો, સ્વપ્નના પ્રસંગોને આજ સુધી જે કંઈ બન્યું છે તેને કેવળ ભુલી જઈને જો તમે જાગ્રત્ સમય કે જેનો આરંભ થયો છે તેમાં કરવા યોગ્ય વિચાર, ક્રિયા વગેરેને જ કર્યા કરો છો તો પછી તમે જે પ્રશ્ન પૂછ્યો છે કે ' હવે શું અમને દુઃખ...વગેરે નહિ જ જણાય' તો તેના ઉત્તરરૂપે ઉપર જ કહ્યું છે અને તે જ પાછું અહિં કહેવાય છે કે ' તે નહિ જ જણાય.'

ત્યારે હવે તમને સમજાયું હશે કે જાગ્રત્ દશા એ જ સર્વોત્તમ દશા છે, તેમાં દુઃખ વગેરેનો અભાવ છે, અને તેથી જાગ્રત્ થવું જરૂરનું છે.

પ્રિય બંધુઓ, જાગ્રત્ થાઓ. તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. જાગ્રત્ થતાં શું મળે છે તે આપણે આરંભમાં જાણી ગયા છીએ. એ બધું જાગ્રત્ થતાં આપણને જણાય છે. અરુણોદય થવાને લીધે તે બધું દેખાતું થયું છે, અને તેથી જાગ્રત્ થાઓ, એ બધાને પામો; અને તેના સર્વોત્તમ લાભ તથા સુખનો અનુભવ કરો.

તમને દીનતા, દુઃખ, ક્લેશ, પરાધીનતા વગેરેનું ભાન થાય છે ? તો જાણજો કે તમે નિદ્રામાં છો. અને તેને ટાળવાને માટે એક જ કરવાનું છે કે જાગ્રત્ થવું, તમારો વાસ્તવ પ્રદેશ સર્વ સામર્થ્યથી ભરેલો છે. જાગ્રત્ થાઓ અને તેમાં પ્રવેશો. અત્યંત આગ્રહપૂર્વક નિદ્રાનો ત્યાગ કરો, અને અત્યંત ઉત્સાહપૂર્વક જાગ્રત્ થઇ કર્તવ્યમાં જોડાઓ.

બહુ થયું, નિદ્રા ઘણી લીધી. હવે જાગ્રત્ થવાનો યોગ આવ્યો છે. કારણ કે તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થઈ ચુકયો છે, અને તે સમયમાં જગાડનાર આ ડિંડિમ છે. સુખને, આનંદને અને ઉન્નતિને આપનાર તત્ત્વો આજ તમારા પ્રદેશમાં ઉભરાઈ રહ્યાં છે. તમારા જીવનમાં તે ભળી જવા ઇચ્છે છે, તમે તેને મેળવશો ?

જાગ્રત્ થાઓ, અને તમે અર્ધુ કર્તવ્ય સિદ્ધ કર્યું એમ ગણાશે. કર્તવ્ય-સર્વોત્તમ કર્તવ્ય-કરવું એ જ તમારા જીવનનો ઉદ્દેશ રાખો. કર્તવ્યની સિદ્ધિ થવી સુગમ છે, તેમાં જોડાવાને માટે નિદ્રાને ત્યાગવી કઠિન છે એમ તમને લાગે છે ? પરંતુ એ વિચાર પેલા સ્વપ્નભ્રમણનો છે, સ્વપ્નના વિચારનું હવે શામાટે ચિંતન કરવું ?

પ્રિય બંધુઓ, આ પ્રથમ પત્રનું એ જ ડિંડિમ છે કે જાગ્રત્ થાઓ. કારણ કે હવે રાત્રિ રહી નથી, પણ તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે. આવા પ્રભાતના સમયનું શ્રીહર્ષે પોતાની મનોહારિણી વાણીમાં કેવી રીતે વર્ણન કરે છે !

પ્રભાતની વેળારે, દીસે રવિપાસપ્રીરે
આભા રવિ ઉષ્માતણી દેખાય,
ધીરે ધીરે રવિ રે, ઉગે આવે એ સમીરે
હોર્યાં રૂડાં કિરણ ભૂમિમાં પથરાય;-

અને આવો દિવ્ય પ્રભાત જ્યારે ઉદય થાય છે ત્યારે ત્યાં શું થાય છે તે કથન કરતાં **શ્રીઇષ્ટ** વદે છે કે,

વ્યવહાર ચાલે રે, વૃત્તિનો સ્વરૂપશું રે,
જ્યાં ત્યાં જગદીશ્વર સ્ભળાય:

આ પ્રકારનો વ્યવહાર તમારા પ્રદેશમાં ચાલવાનો સમય આવ્યો છે. ઉપરના પ્રભાતના રમ્ય વર્ણનનો જેમ જેમ તમે વિચાર કરશો અને તેનું મનોહર સ્વરૂપ તમારી કલ્પનામાં ખડું કરશો તેમ તેમ તે સમયમાં કેટલી અલૌકિકતા રહેલી છે તે તમને સમજાશે.

તેથી પુનઃ એક વખત ડિંડિમ વગાડીએ છીએ કે જાગ્રત થાઓ, તમારા વાસ્તવ પ્રદેશની દશે દિશામાં અરુણોદય થયો છે.

---

# પોતાના કર્તવ્યમાં સ્થિર થવાને સાધકોને સુબોધ.

પદ. રામગ્રી.

સદ્‌ગુરુબોધ શ્રવણ કરી, મારા સાધકવીર !,
મનમતિકરણો પ્રેરજો, થાવા કર્તવ્યે સ્થિર;—
શ્રેયસ્સાધકનામથી, માત્ર ધરો ન સંતોષ,
કંઇક વિશેષ એવું કરો, જેથી થાય જયઘોષ;—
રાખે જગના જન ઘણા, વૃત્તિ નિજ બહિર્મુખ,
સાધક ! ત્યારે તમે કરો, વૃત્તિ અંતર્મુખ;—
તર્ક ને બુદ્ધિ ભેળવી, બીજા કરતા છો કાર્ય,
(તમે) શ્રદ્ધાથી કેવલ માનજો, કહે જે આચાર્ય;—
બીજા છોને માનતા, વેદવચન અમૂલ્ય,
જાણજો પણ કાંઇ છે નહિ, નિજગુરુવાણીતુલ્ય;—
બીજા કમર કસી ભલે, પહેલો ખેડે વ્યવહાર,
સાધજો પ્રથમ તમે રુડો, પરમાર્થઆચાર;—
રમણીય આત્મસ્વરૂપનો, કરજો અધિક વિચાર,
કાં જે સ્વરૂપને પેખવા, પહેલો તમને અધિકાર;—
વિષયે વહેતી ઇન્દ્રિયો, છો ને રાખે અન્ય,
નિગ્રહ કરી તેનો, ચાખજો, સુખ સ્વરૂપજન્ય;—
બીજાઓમાં મન છો રહ્યું, પણ ( તમે ) કરીને પ્રયત્ન,
તમમાં અમનરૂપ તેહને, કરી લહો ચિદ્રત્ન;—
જગતતણી પ્રતિકૂલતા, બીજાને છો દે દુઃખ,
પણ તે નિહાળી મલકતં, સાચા સાધકનં મુખ;—

કષ્ટ ભલે આવે કોટિધા, જે દે બીજાને ત્રાસ,
તેથી તમે નવ ત્રાસશો, તો ન થાશો નિરાશ;—
સાચું એક સ્વરૂપ છે, બીજા મિથ્યા ભાસ,
તેથી અન્ય વિષયતણો, ત્યજજો દૃઢ અધ્યાસ;—
ગુરુએ પ્રબોધિત સાધને, વહાલા ! વહેજો સદાય,
વિમુખ થવાયે જો કદી, સાધકપણું તો લજાય;—
અદ્ભુત ભક્તિભાવને, ઉપજાવી ગુરુમાંય,
ગુરુઆજ્ઞાને પાળશો, તો તો શ્રેય સધાય;—
ગુરુથી અધિક કશું નથી, ગુરુથી ન કાંઇ અન્ય,
સુદૃઢ ભાવ એ ધારશો, વિશ્વે થાશો તો ધન્ય;—
પ્રાણિમાત્રવિષે લહી, નિજ આત્મસ્વરૂપ;
અભિન્ન ભાવ પ્રસારશો, લહેશો સુખ તો અનુપ;—
બંધુ ! પરસ્પરમાં સદા, રાખો દૃઢ અનુરાગ,
તો તો સહજમાં સુંઘશો, પ્રભુપ્રેમપરાગ;—
હરવડી હરિમાં વાળજો વૃત્તિ સ્મરીને ઇશ,
ઉપેન્દ્ર પ્રભુકરુણાવડે, થાશે જય દશદિશ;—



# आपणा व्यावहारिक जीवनना सिद्धांतो.

પણ ઉન્નતિમાં રહેલું છે એમ તેણે ઘણી વખતે અનેક કારણોને લઈને જાણેલું હોવાથી તેને ઉન્નતિતરફ વળવાની મરજી થાય એ પણ સ્વાભાવિક છે.

પરંતુ મનુષ્ય ઉન્નતિ ત્યારે જ પામે છે કે જ્યારે તેનું સમગ્ર જીવન ઉન્નતિની દિશાતરફ કામ કર્યા કરતું હોય છે. તેના આચારમાં, વિચારમાં, વાણીમાં, કલ્પનામાં, લક્ષ્યમાં અને એમ બધામાં જ જ્યારે તે ઉન્નતિને જુએ છે, અને તેનાં મન, બુદ્ધિ, જ્ઞાન, વગેરે સઘળાવડે જ્યારે તે ઉન્નતિને જ સાધે છે ત્યારે તે મનુષ્ય સર્વોત્તમ ઉન્નતિને પામે છે—ઉન્નતિના શિખરઉપર ચઢે છે.

આ રીતે ઉન્નતિના શિખરઉપર ચઢવાને માટે મનુષ્યે પોતાના સમગ્ર જીવનને તે તરફ વાળવાની જરૂર છે. પણ જીવન કેવલ સ્વતંત્ર નથી. એ કોઈ એક વસ્તુઉપર આધાર રાખી રહ્યું છે, અને એ વસ્તુની જેવી દિશા અને જેવું સ્વરૂપ તેવી દિશામાં તે જીવન વળે છે અને તેવા સ્વરૂપવાળું તે જીવન થાય છે.

આ વસ્તુ તે મનુષ્યનો સિદ્ધાંત છે. જે જેવા સિદ્ધાંતને ધારણ કરીને પોતાનું જીવન ગાળે છે તેવું તેનું જીવન થાય છે. મનુષ્યના જીવનનો આકાર જેવો તેનો સિદ્ધાંત હોય છે તેવો ઘડાય છે. મનુષ્યનું જીવન તેના સિદ્ધાંતઉપર રચાતું હોવાથી જો એ સિદ્ધાંત ઉન્નતિકારક નથી હોતો તો તેનું જીવન ઉન્નતિતરફ વળતું નથી.

જે મનુષ્યનું જીવન કોઈ એક બળવાન્ સિદ્ધાંતને આધારે ચાલતું નથી તે કોઈપણ ધારેલા ફળને મેળવતું નથી. કેમકે કોઈ પણ ધારેલું ફળ મેળવવાને માટે તે ફળને અનુકૂળ સિદ્ધાંત કયો છે, તેનો નિર્ણય કરીને તે સિદ્ધાંતને તેણે પ્રથમ સ્વીકારવાની જરૂર રહે છે. જ્યારે એક સિદ્ધાંતનો નિશ્ચય થાય છે ત્યારે પછી એ સિદ્ધાંતને યોગ્ય પ્રયત્નો થઈ શકે છે. નહિ તો કયો પ્રયત્ન કરવો અને કયો ન કરવો તેની તેને સમજણ પડતી નથી. જેથી પ્રયત્નની એક દિશા નક્કી કરવાને માટે સઉથી પ્રથમ સિદ્ધાંતનો નિશ્ચય કરવો જોઇએ. અને તેમ થતાં તેનું જીવન પણ એક નિર્ણીત દિશામાં ચાલવા માંડે છે.

અનેક મનુષ્યો આજે અનેક પ્રકારના યત્નો કરે છે, પણ તેમનાં જીવન જોઇશું તો તેના પ્રમાણમાં તે વધારે સુખમય, વધારે ઉચ્ચ અને વધારે ઉન્નતિ પામતાં જણાતાં નથી. તેનું મુખ્ય કારણ એ છે કે તેમણે કોઈ એક સિદ્ધાંતનો પ્રથમ સ્વીકાર કર્યો નથી. તેથી તેઓ પ્રયત્ન તો કરે છે, પણ એક જ જાતનો પ્રયત્ન કરતા નથી. તેથી તેમનું જીવન એક માર્ગે વહેતું નથી. આપણો પ્રયત્ન આપણા જીવનને ચાલવાનો માર્ગ કરે છે અને તે યોગ્ય પ્રકારનો માર્ગ ત્યારે જ કરી શકે છે કે જ્યારે તે માર્ગ છેવટે ક્યાં લઈ જવો છે તેનો તેણે નિર્ણય કર્યો હોય છે. અને એ નિર્ણય ત્યારે જ કરી શકાય છે કે જ્યારે મનુષ્યે કોઈ એક મુખ્ય સિદ્ધાંતનો સ્વીકાર કર્યો હોય છે.

આથી પ્રયત્નનો નિર્ણય કરવામાટે, જીવનને વહેવાનો એક રાજમાર્ગ નક્કી કરવાને માટે, પોતાની ધારેલી ઉન્નતિ સિદ્ધ કરવાને માટે અને તે ઉન્નતિથી મળનાર સુખનો અનુભવ કરવાને માટે સઉથી પ્રથમ પ્રત્યેક મનુષ્યે કોઈ એક સિદ્ધાંતનો સ્વીકાર કરવાની જરૂર રહે છે.

આ સિદ્ધાંતના પ્રકારઉપર જ મનુષ્યજીવનનો સઘળો આધાર રહેલો છે. જેવી જાતનો તે સિદ્ધાંત હોય છે, તેવી જાતનો તે મનુષ્ય પરિણામે થાય છે. કેમકે મનુષ્યને સારો અથવા

નક્કી કરનાર તેનાં કર્મ-અર્થાત્ પ્રયત્ન છે. અને મનુષ્ય જેવો સિદ્ધાંત ધારણ કરે છે તેવો જ તેનો પ્રયત્ન થાય છે, માટે કોઇ પણ સિદ્ધાંતને સ્વીકારતાં મનુષ્યે ઘણો વિચાર કરવાનો છે, તથા બને તેટલો સર્વોત્તમ સિદ્ધાંત સ્વીકારવાનરફ તેણે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. તેમ જ્યાં સુધી તેણે પોતાને માટે કોઈ મુખ્ય સિદ્ધાંતનો નિર્ણય કર્યો નથી ત્યાં સુધી તેણે પોતાના જીવનને કેવી રીતે ચલાવવું તેનક્કી થતું નથી, અને જીવન તો નિત્ય ચાલ્યું જાય છે, રોજને રોજ વહેતું રહે છે. તેથી તે જીવનવડે જે કંઈ મેળવવાનું છે તે જલદી મેળવી લેવાની જરૂર હોવાને લીધે, મનુષ્યે પોતાના જીવનને માટે કોઈ પણ ઉત્તમ સિદ્ધાંત સ્વીકારવાની સત્વર જરૂર છે.

મનુષ્ય જ્યારે એક સિદ્ધાંતને પોતાના જીવનમૂલરૂપે સ્વીકારે છે, ત્યારે પછી તેને ઘણી જગાએ બાથોડીઆં મારવાનાં રહેતાં નથી, તેનું જીવન પછી સરળ માર્ગે એક દિશામાં ગતિ કરે છે. અને તે દિશાને પરિણામે જે કંઈ રહ્યું છે તેને પામે છે. માટે સર્વોત્તમ સિદ્ધાંતને સ્વીકારવાની સાવધાનતા રાખવાની જરૂર છે.

પ્રિય શ્રેયસ્સાધક બંધુઓ! તમારા જીવનને સરળપણે વહેવા દેવા માટે તમે કોઈ સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે ? તમારૂં જીવન જે દિશામાં નિર્ભ્રાંતપણે અને નિશ્ચયપૂર્વક વહ્યા કરે એવો કોઇ સિદ્ધાંત સ્વીકાર્યો છે ! તમારા કર્તવ્યનું તમને સ્પષ્ટ ભાન થયા કરે અને તમે જીવનમાં જે કંઈ સુખ, ઉન્નતિ અને લક્ષ્યસિદ્ધિ મેળવવી ધારી હોય તેને મેળવી આપે એવી જાતના કોઇ સિદ્ધાંતનો ચોક્કસ નિર્ણય કર્યો છે ?

કેટલાક મનુષ્યો એવી જાતનો સિદ્ધાંત સ્વીકારે છે કે જે તેમના જીવનને એક ભારરૂપ થઈ પડે. પણ એ પ્રકારનો સિદ્ધાંત સ્વીકારવાની જ જરૂર છે એવું કાંઈ નથી. જીવનના ભારને હલકો કરીને તેને સરળ અને સુગમ કરે એવો સિદ્ધાંત સ્વીકારવાની ખાસ જરૂર છે. જીવનનો વિકાસ થતો અટકાવવામાં બંધન એ એક મુખ્ય કારણ છે અને તેથી બંધનને ઓછાં કરીને મનુષ્યને જે વધારે પ્રમાણમાં સ્વતંત્ર રાખી શકે તેવા સિદ્ધાંતને ગ્રહણ-ધારણ કરવો જોઇએ.

પ્રિય બિંધુઓ ! તમે જગતમાં મનુષ્યોનાં જીવનપ્રતિ જોશો તો તમને જણાશે કે તે અનેક બંધનથી બંધાએલાં હોય છે. તેમનામાં સ્વતંત્રતા બહુ થોડી હોય છે, અને તેથી સ્વતંત્રતાથી મળતું સુખ અને તેના વડે મેળવાતી ઉન્નતિ તેમને મળી શકતી નથી, અને જ્યારે ઉન્નતિ નથી મેળવાતી ત્યારે તે જીવન અવનતિ જ પામતું રહે છે, માટે ઉન્નતિ મેળવવાની ઇચ્છાવાળાએ પોતાના જીવનને બને તેમ બંધનથી મુક્ત રાખવું જોઇએ.

તમે ઉન્નતિની ઇચ્છાવાળા છો, તેથી તમારૂં જીવન ઓછા બંધનવાળું છે કે કેમ તે તમારે ખાસ જોયા કરવાની જરૂર છે, અને જેમ બને તેમ બંધનથી મુક્ત રાખવાને સાવધાન થવાની જરૂર છે.

મનુષ્યને કેટલાક પ્રકારની જરૂરો હોય છે એ ખરૂં છે, અને તેની અનિવાર્ય અગત્ય પણ હોય છે, તેમ છતાં કેટલીક જરૂરીઆતો તો તેણે હાથે કરીને સ્વીકારી લીધી હોય છે, અને પછી તેને પોતાની આવશ્યક જરૂરીઆતોરૂપે માની લીધી હોય છે. આવી જરૂરીઆતો મનુષ્યના જીવનને બહુ ડામાડોળ કરી મૂકે છે, તેને થોડો સમય પણ જંપ વળવા દેતી નથી, અને જે મનુષ્યના જીવનમાં શાંતિ નથી હોતી તેને જીવનનો કશો રસ પ્રકટતો નથી. તે મજુરની પેઠે રાતદહાડો કામ કરે છે, ગદ્ધાવૈતરૂં કરે છે, આ મેળવવું જરૂરનું છે, અને પેલું મેળવ્યાવિના તો મારે ચાલે જ નહિ, એમ માનીને જેને તેને મેળવવાને માટે હવાતીયાં મારે છે. આવું જીવન સુખ ઉપજાવતું નથી, અને તેથી તે ઉન્નતિ પ્રકટાવતું નથી.

'અમુક તો મારે જોઇએ જ, અને અમુકવિના તો મારે નહિ જ ચાલે, અમુક હોય તો જ મને સુખ મળે અને મારી ઉન્નતિમાં વૃદ્ધિ થાય, અમુકવિના તો મારો વ્યવહાર નભે જ નહિ, ' આ પ્રકારની જરૂરીઆતોને અત્યંત પ્રમાણમાં આવશ્યક માનનારાનાં જીવન પરતંત્ર રહે છે, અને એ પ્રકારનું માનવામાં તેમના મનની દુર્બળતા એ જ કારણ હોય છે. મન જેમ જેમ વધારે દુર્બળ બને છે તેમ તેમ તેને સુખ અને શાંતિને માટે બહારનાં સાધનો શોધવાની જરૂર પડે છે, અને તેમ થતાં તેની જરૂરીઆતો વધતી જાય છે, અને તે જરૂરીઆતો પૂરી પાડવા માટે તે મનુષ્ય જેમ જેમ વધારે વલખાં મારે છે તેમ તેમ તે વધારે અને વધારે દુર્બલ તથા નિઃસત્વ બનતો જાય છે. તેથી તેવી જરૂરીઆતોને જેમ બને તેમ અટકાવવાની અગત્ય છે.

જરૂરીઆતો વધતાં મનુષ્યે જે મુખ્ય કરવાનું છે તે તે કરી શકતો નથી. તેને લીધે તેનામાં જે મુખ્ય બળ પ્રાપ્ત થવું જોઈએ તે થતું નથી, અને તેથી તેનું જીવન નિર્બલ રહ્યા કરે છે. નિર્બલતા મનુષ્યના જીવનને ખાખાખીખી કરી નાંખે છે, અવનતિતરફ લઈ જાય છે અને જીવનના વાસ્તવ રસ અથવા આનંદથી તેને કેવળ વિમુખ રાખે છે.

પ્રિય બંધુઓ ! તમારા જીવનને જરૂરીઆતોથી બંધાયેલું કરી દેશો નહિ. સ્વતંત્રતા એ જ તમારા જીવનનું સૂત્ર છે. તેથી જરૂરીઆતોના બંધનમાં આવી જઇને તે સૂત્રઉપર છીણી ન મૂકશો. અમુક જરૂરીઆત પૂરી પડે તો જ તમારૂં જીવન સુખી થાય એવું માની બેસશો નહિ. જે બહારની વસ્તુઓઉપર જ પોતાના જીવનનો આધાર રાખે છે તે શ્રેયસ્સાધકનું જીવન નથી. તમે શ્રેયસ્સાધક છો અને તેથી તમારે બીજાઉપર આધાર રાખવાની અગત્ય નથી.

આથી એમ ન સમજશો કે આપણે કંઈ મેળવવાનો પ્રયત્ન જ ન કરવો, જે કંઈ મળ્યું હોય તેનાથી સંતોષ માનીને બેસી રહેવું, જે કંઈ સુકો રોટલો મળે તે ખાઇને જીવન નીભાવ્યા કરવું, અને જે ઉત્તમ હોય તે મેળવવાને આગ્રહ ન ધરવો. નહિ જ, એવા જીવનનું આપણે કશું જ પ્રયોજન નથી. એ જીવન નથી પણ હાલતું ચાલતું અને ખાતુંપીતું મરણ છે! ઘણા મનુષ્યો એમ માને છે કે આપણે તો શ્રેયસ્સાધક થયા એટલે જે કંઈ મળે તેનાથી નીભાવવું, કોઈ સારી વસ્તુઉપર મોહ રાખવો નહિ, કોઈ ઉત્તમ પદાર્થની ઇચ્છા કરવી નહિ વગેરે.

પણ શ્રેયસ્સાધકનું આ લક્ષણ જ નથી. એથી ઉલટું જે કંઈ સારૂં છે, જે કંઈ

ઉત્તમ છે તે જ શ્રેયસ્સાધકે મેળવવાનું છે, પણ અત્ર કહેવાનું તાત્પર્ય એ છે કે આ જગતના સ્થૂળ પદાર્થો જ તમારા જીવનને સુખી કરી શકે એમ માનતા હો તો તે અયોગ્ય છે. તમને સુખ આપનાર વસ્તુ કોઈ બીજી જ છે, તેથી સુખ મેળવવાનો જગતની વસ્તુઓઉપર જ કેવળ આધાર ન રાખશો. 'અમુક વસ્તુ મળે તો જ મને સુખ થાય અને તે વિના સુખ મળે જ નહિ' એવો ભૂલભરેલો નિશ્ચય કદાપિ બાંધી બેસશો નહિ.

અમુક વસ્તુ ન મળે તો અંતઃકરણ ખેદ પામે, અમુક ન મળે ત્યાં સુધી શાંતિ ન થાય, અમુક ન પ્રાપ્ત થાય ત્યાંસુધી મનને તૃપ્તિ ન રહે, અમુક મળે તો જ આનંદ પ્રકટે, તો જ ઉત્સાહ રહે, તો જ જીવનમાં રસ લાગે, એ પ્રકારનું માનવું એ તમને અત્યંત બંધન કરનાર છે. અને બંધનવાળું જીવન શ્રેયસ્સાધકે સ્વીકારવા યોગ્ય નથી.

ગમે તે મળે તોપણ શું અને ન મળે તોપણ શું, પરંતુ તેથી તમારા જીવનની પ્રસન્નતા લેશ પણ ઓછી થવી જોઈએ નહિ, ભલે કાંઈ પણ ન મળે અને હોય તે સર્વસ્વ ચાલ્યું જાય તોપણ તમારા જીવનની ખુમારી લેશ પણ ચળવાની જરૂર નથી. તમારૂં જીવન કંઈ એ પદાર્થોઉપર આધાર રાખી રહ્યું નથી, એ પદાર્થોથી જ કંઈ તમારૂં જીવન નીભતું નથી, માટે તેની જ સ્પૃહાથી જરા પણ બંધાયેલા રહેશો નહિ. તમારા જીવનને સ્વતંત્રતા આપવી એ જ તમારૂં કામ છે, અને તે દરેક વસ્તુને જરૂરીઆતરૂપે માની લઈને તેને જ મેળવવામાં રાત્રિદિવસ ગાળ્યા કરવાથી આપી શકાતી નથી.

જરૂરીઆતોઉપર પગ મૂકીને ચાલો, જરૂરીઆતો તમને દબાવે નહિ, પણ તમારાથી જ દબાતી રહેવી જોઈએ. પ્રિય શ્રેયસ્સાધકો! તમને જોઈતી કોઈપણ વસ્તુ ન મળે તોપણ તેથી ડગવાનું કશું જ કારણ નથી, તત્કાલ વિચારને પલટો, જે કંઈ પ્રાપ્ત છે, તેમાંથી તમે હજી ન મેળવ્યું હોય એવું ઘણું સુખ અને ઘણી અનુકૂળતા રહેલાં છે, તેને શોધી કહાડો, અને તમારૂં જીવન બીજી જરૂરીઆતોની સ્પૃહા પણ નહિ કરે.

બીજા મનુષ્યો ભલે દબાય, પણ પોતાના મને માની લીધેલી ગમે તેવી અને ગમે તેટલી જરૂરીઆતોથી શ્રેયસ્સાધકે દબાવાની લેશ પણ જરૂર નથી. શ્રેયસ્સાધક એ શું છે? ગમે તેવી સ્થિતિના પ્રવાહની ઉપર જ નિર્લેપપણે તર્યા કરનાર તે એક સમર્થ તારો છે. જ્યારે તમે તારા છો, તો પછી જરૂરીઆતોના દબાણમાં આવી તેની નીચે દુઃખી રહેતાં શું સંકોચ થતો નથી!

ભલે આજ સુધી ડુબ્યા હો, પણ હવે ડુબેલા રહેવાનું કશું જ પ્રયોજન નથી. જરૂરીઆતના અગાધ જળના ગમે તેટલા ઉંડાણમાં છેક છેલ્લા તળીએ પડ્યા હો-પણ ત્યાંથી ઈશ્વરસ્મરણનો એક હુંકાર કરો અને વેગપૂર્વક ઉછળો. બીજી જ ક્ષણે તમે ઉપર આવી પહોંચશો. તમારે માથે ચઢી વાગેલી જરૂરીઆતો તમારા ચરણની રજ થઈ રહેશે, અને તમે તેના મસ્તઉપર નિર્ભયપણે ચાલી શકશો.

જરૂરીઆતોના દબાણનો વિચાર આવતાં આ દૃઢ ભાવનાને ઉપજાવો કે મારે કશી જરૂરીઆતો છે જ નહિ. અને યથાર્થ રીતે એમ જ છે. શ્રેયસ્સાધકનો પંથ ન્યારો છે, અને તેથી તેણે બીજાની પેઠે જગતની નકામી ઉભી કરેલી જરૂરીઆતો લેશ પણ સ્વીકારવાની જરૂર નથી, તેને જે કંઈ જરૂરનું છે તે બધું તેના પોતાનામાં છે.

જરૂરીઆતોથી ન દબાતાં જ્યારે તમે તેને દબાવેલી રાખો છો, ત્યારે તમારૂં જીવન

સરળપણે વહે છે, અને તમારા મૂળ લક્ષ્યને સિદ્ધ કરવામાં તે જીવન તમને અત્યંત ઉપયોગી થઈ પડે છે, તમારા જીવનને તે શાંત મધુર અને સંતુષ્ટ રાખે છે.

પ્રિય બંધુઓ ! તમારો આ જ સિદ્ધાંત હોવો જોઈએ કે **'જરૂરીઆતોથી હું દબાતો નથી, જરૂઆતો મારી દબાયેલી છે.'**

જ્યારે તમે જરૂરીઆતોઉપર અંકુશ સ્થાપો છો ત્યારે તેમને પ્રાપ્ત થયેલી કોઈ પણ સ્થિતિમાં તમને આનંદનું જ ભાન થાય છે, તમારા અંતઃકરણમાંથી દુર્બલતા ટળી જઈ તમને માહાત્મ્યનું ભાન થાય છે, તે વખતે જરૂરીઆતો પૂરી પડે તો જ તમને સુખ પ્રકટે એમ નથી લાગતું, પરંતુ તમારો પણ કવિવર ભર્તૃહરિના જેવો એ જ સિદ્ધાંત થાય છે કે,

> **क्वचित्कंथाधारी क्वचिदपि च दिव्याम्बरधरः**
> **क्वचिद्भूमीशय्यः क्वचिदपि च पर्यंकशयनः ।**
> **क्वचिद्भिक्षावृत्तिः क्वचिदपि च सुष्ठाशनरुचि-**
> **र्महात्मा योगज्ञो न गणयति दुःखं न च सुखम् ॥**

(અપૂર્ણ.)

---

# अतिथि सत्कार.

**વાર્તાવારિધિ**—(સચિત્ર માસિક-પ્રયોજક **શ્રી** ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ-ઠેકાણું **સરકીવાડ, ખાડીયા, અમદાવાદ** વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦) **શ્રી** શ્રેયસ્સાધકઅધિકારીવર્ગ સાહિત્યમાં લેખનપ્રવૃત્તિવડે જે વૃદ્ધિ કરે છે તેટલી વૃદ્ધિ ભાગ્યે જ કોઈ ઇતર ધર્મસંસ્થા કરતી હશે. અને તેથી તે વિવિધ પ્રકારના વિષયોથી પરિપૂર્ણ હોય એ સ્વાભાવિક છે. તેમાં કેટલાક શ્રેયસ્સાધકવર્ગના સંયુક્ત નામથી પ્રવૃત્તિ કરે છે. ત્યારે કેટલાક સ્વતંત્રપણે પ્રવૃત્તિ કરે છે. પરંતુ તે પ્રવૃત્તિ જેટલા અંશમાં હિતકારક હોય તેટલા અંશમાં તે પ્રવૃત્તિપ્રતિ સમગ્ર વર્ગનો સમભાવ હોય એ સ્વાભાવિક છે. પછી ભલે તે પ્રવૃત્તિ સંયુક્ત હોય અથવા સ્વતંત્રપણે હોય. પ્રિય સાધકબંધુ **શ્રી** ગણપતિરામની આ સ્વતંત્ર પ્રવૃત્તિ પણ સાહિત્યના ક્ષેત્રમાં ઉપયોગી હોઈ શુભાશયપૂર્વક કરાતી હોવાથી તે તેમને જેમ શોભારૂપ છે, તેમ આ વર્ગને પણ અધિક સંતોષનું કારણ છે.

વાર્તાવારિધિ નામનું માસિક પૂર્વે આરંભાયું હતું, અને વિવિધ કારણોને લીધે ચાર વર્ષે ચાલી પછી બંધ કરવામાં આવ્યું હતું. તેનો પુનઃ આ વર્ષના વૈશાખ શુક્લ તૃતીયાથી પૂર્વના વર્ષોનું અનુસંધાન કરી પંચમ વર્ષરૂપે ઉપક્રમ કરાયો છે તેના ત્રણ અંકો નિયમિત રીતે આજ સુધીમાં મળી ચુક્યા છે. પૂર્વે તેનું જે પ્રકારનું બાહ્યાંતર સ્વરૂપ હતું તે જાળવી રાખવા ઉપરાંત તેમાં કેટલાક પ્રકારના સુંદર ફેરફારો પણ કર્યા છે. મુખપૃષ્ઠનું ચિત્ર એ પત્રના નામને અનુરૂપ છે. કલાની દૃષ્ટિથી પણ તે સુંદર દેખાય છે, તેમ તેમાં બીજું પણ એક ચિત્ર જુદી જુદી જાતનું આપવામાં આવે છે.

તેના વિષયની યોજના પણ સારી છે. એક બે ચાલુ વાર્તાઓ આવે છે. એક બે

પ્રકટ થાય છે. જ્યારે એ પત્ર કેવળ વાર્તાઓને જ પ્રકટ કરે છે તો કવિતાઓ પણ વાર્તાના રૂપમાં કદાપિ-પ્રસંગે નહિ તો કોઇ કોઇ પણ આવ્યા કરે અને બને ત્યાં સુધી તેવાં જ કાવ્યો તેમાં પ્રસિદ્ધ કરવાનું રાખે તો વાચકોને એ પદ્ધતિ પણ અધિક રસજનક થઈ પડવા સંભવ છે.

વાર્તાઓમાં બોધક વાર્તાઓ પણ છે, અને તે વિશેષ સંતોષજનક છે. ઉત્તમ પ્રકારનું ચિત્ર આપણી મનોસૃષ્ટિમાં રચી આપે તેવી વાર્તાઓની પણ અગત્ય છે, અને તેવી વાર્તાઓ વિશેષ લાભકારક છે, પરંતુ સર્વની બુદ્ધિ તેટલી સૂક્ષ્મ તેમ તેવા ચિત્રને દીર્ઘકાળપર્યંત અવધારણ કરી તેના રસ અથવા અનુભવનું કલ્પનાવડે આસ્વાદન કરનારી નથી હોતી તો તેવાને માટે બોધક દૃષ્ટાંતો તથા સાક્ષાત્ બોધક વિચાર-વાક્ય વગેરેથી ભરેલી વાર્તા વિશેષ ઉપયોગી થઈ પડે છે. અને તેવા પ્રસંગો પણ આ પત્રની કેટલીક વાર્તાઓમાં છે. તેમ જ વિવિધ વાર્તાઓ, નાના રસિક ટુચકાઓ વગેરે પણ આ પત્રમાં હોવાથી તે વિવિધ પ્રકારની રુચિવાળા જનસમાજને પ્રિય થઈ પડે તેમ છે.

તેના ગ્રાહકોને માટે તથા તે ગ્રાહકો એ પત્ર બરાબર વાંચે તેને માટે ઇનામની યોજનાઓ કોઈ અદ્ભુત પ્રકારની કહાડવામાં આવી છે. નાનાં મોટાં કંઈ કંઈ પ્રકારનાં ઇનામો કહાડવામાં આવ્યાં છે, અને તેથી પણ તે લોકપ્રિય થવા સંભવ છે.

આ માસિકની વર્તમાન વર્ષની ભેટ, શ્રીયુત નગીનદાસ સંઘવીએ લખેલી ' ચારુચિત્રા ' પણ પ્રસિદ્ધ થઈ છે. તે વાર્તાની સંકલના અને બોધ વિચારવાયોગ્ય છે.

એકંદર રીતે જે વિષય ચર્ચવાના ઉદ્દેશથી આ પત્ર કહાડ્યું છે, તે ઉદ્દેશ સિદ્ધ થતો જાય છે અને ઉત્તરોત્તર તે અધિક ઉત્કૃષ્ટ પ્રકારે સિદ્ધ થાય એ જ ઇચ્છા છે.

# महाकाल



વર્તમાન અંકના વિષયો.

વિચારરત્નરાશિ.
દીપોત્સવીનું આધ્યાત્મિક રહસ્ય.
શ્રી યોગસાર.
પ્રાસંગિક ઉક્તિઓ.
કેટલાંક પ્રાસંગિક ચિત્રો
વગેરે

—શુભાશા—

सर्वे जनाः
सुखिनो भवंतु

આગામી અંકના વિષયો.

નિષ્ફલતાના સમયે.
શ્રી નૃસિંહસિદ્ધાન્તચન્દ્રોદય.
બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા
પ્રકટ પરમેશ્વર
સતી સુવર્ણા.
અનિર્વચવાદ.
મલ્હારે.
વગેરે.

१९६२.
श्रावण.



"પ્રસન્નતાને કદી ન ત્યજીએ, પ્રસન્ન સઉ સ્થિતિમાં રહીએ,
કાં જે અચલ નથી દુઃખસ્થિતિ, ક્ષણમાં ટળનારી લહીએ."

—વિશ્વવંદ્ય—

વડોદરા.

वार्षिक मूल्य २–०–०

# प्रमानुक्रमणिका.

પ્રભા. | વિસ્તાર.


**૧ પંચસંગ્રહ.**

૧ સ્વરૂપસંપત્તિનો અનુભવ (શ્રીઉ૦) ... ... ... ... ૩૨૧
૨ શ્રી ચિતિપ્રદીપદર્શન (શ્રીઉ૦) ... ... ... ... ... ૩૫૮
૩ ચિતિમન્દિરમાં પ્રવેશવા સાધકોને અભિનંદનપૂર્વક નિમંત્રણ (શ્રીઉ૦)... ૩૫૮
૪ સાધનક્રમના નિર્દેશપૂર્વક સાધકોને ચિતિસાક્ષાત્કાર કરવા પ્રબોધ (શ્રીઉ૦) ૩૫૯
૫ મૂર્ધવિરાજિત સદ્ગુરુશ્રીનો સાધકોને......વાત્સલ્યાદેશ (શ્રીઉ૦) ... ૩૬૦
૬ ચિન્મયતારૂપ પરિણામી સ્થિતિ. (શ્રી જ૦ દેવી) .. ... ... ૩૬૦

**૨ શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રણીત લેખ.**

૧ સતી સુવર્ણા (નાટ્યરૂપે) ... ... ... ... ... ૩૨૨
૨ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા ... ... ... ... ૩૩૧

**૩ તત્ત્વવિચાર.**

૧ ક્રિયા તથા વિચારનું માધુર્ય (નર્મદ૦) ... ... ... ... ૩૨૪
૨ પ્રારબ્ધ અને પુરુષાર્થ (કૌશિકરામ) ... ... ... ૩૨૯
૩ વિચારરત્નરાશિ (શ્રીઉ૦) ... ... ... ... ... ૩૩૬
૪ દીપોત્સવીનું આધ્યાત્મિક રહસ્ય (ચિ. ગુ.) ... ... ... ૩૪૩

**૪ યોગશાસ્ત્ર.**

૧ શ્રીયોગસાર (કણીયા)... ... ... ... ... ... ૩૪૭

**૫ પ્રકીર્ણ.**

૧ પ્રાસંગિક ઉક્તિઓ (શ્રીઉ૦) ... ... ... ... ... ૩૫૧
૨ કેટલાંક પ્રાસંગિક ચિત્રો (શ્રીઉ૦) ... ... ... ... ૩૫૩
૩ શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૯૬ મો મહોત્સવ ... ... ... ૩૫૬
૪ શ્રી ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ... ... ... ... ... ૩૫૭


---


પ્રસિદ્ધ કરનાર—શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગ વડોદરા તરફથી શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું—અમદાવાદ.




॥ ॐ श्री ॥

## स्वरूपसंपात्तिनो अनुभव.

પદ. ( સ્નેહની નદીઓ ઉભરાય; એ લય. )

મારા આંગણે[1] સુખ શ્રી રેલાય,
ઐશ્વર્યોના તરંગો ફેલાય.
હોડા આનંદના ઉભરાય,
એકએકથી ચઢતા જણાય.
દિવ્ય પ્રેમનો જ્યાં વહે, નિર્મલ શાંત સમીર,[2]
દૈવી સ્ફુરણપ્રદીપથી, દીપે મુજ મંદિર,
જ્યાં જ્યાં જેની જરૂર લહાય,
ત્યાં ત્યાં તત્ક્ષણ પ્રકટ તે થાય;--
સ્થૂલ દૃષ્ટિથી ભાસતું, જેને જે અતિ દૂર,
મુજ પ્રદેશમાં નિકટ હું, તેને લહું ભરપૂર;
જેહ કરણથી ના ભોગવાય,
તેનો ભોગ હું લેતો સદાય;--
ઉલુકને[3] મન છે નહિ, જગમાં સૂર્યનિવાસ,

---

[1]આંગણામાં [2]વાયુ [3]ઘુવડ.

મુજ અનુભવના ભાનુનો, થાય ન જીવને ભાસ,
એનું મુખથી જ્યાં કથન કરાય,
આવે તેમાં અપૂર્ણતા ત્યાંય;—
જલમાં રહેતા મત્સ્યને, ઇતરતણું નથી ભાન,
મુજમાં સ્થિર થાતાં બીજું, લહું ન દૃશ્યનું સ્થાન;
પછી ન્યૂનતા ત્યાં શી ભળાય,
એક પૂર્ણતા જ્યાંહિ છવાય;—

# सती सुवर्णा.

[ નાટ્યરૂપે. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૪૩ થી. )

( બે સિપાઇ, એક નાયક તથા તપસ્વિની પ્રવેશ કરે છે. )

**નાયક**—( નમન કરીને ) મહારાજ ! રાત્રે મુસાફરોના જવાના રસ્તામાં અમે ચોકીમાટે ફરતા હતા, તેવામાં આ ઓરત અમને મળી. અમે તેની પાસે રાહદારીના પૈસા માગ્યા, પણ તે કહે કે મારી સાધુની પાસે પૈસા ક્યાંથી ?

**એનસ્**—હં, સાધુની પાસે પૈસા ક્યાંથી ? અરે સાધુઓ તો પૈસે ટકે એવા ગબ્બર હોય છે કે સંસારીથી પણ ચઢે. વારુ, પછી આ સાધુડીપાસેથી લીધા કે નહિ ?

**નાયક**—મહારાજ ! એણે બહુ કાલાવાલા કર્યા, પણ અમે ગણકાર્યું નહિ ત્યારે કહે કે શ્યેન મહારાજની બહેન ચારુલોચનાપાસે જઉં છું. ત્યાં જઇને હું તમારા પૈસા મોકલીશ, તમે મારાપર વિશ્વાસ રાખો, પણ આમાં અમને કંઇ ગમ ન પડવાથી આપની પાસે પકડી લાવ્યા છીએ.

**એનસ્**—અરે સાધુડી ! તું કોણ છે અને શા કામે ક્યાં ગઈ હતી તે ઝટ કહે, નહિ તો મોત આવ્યું જાણજે. શ્યેનની બહેનસાથે તારે ક્યાંથી ઓળખાણ ?

**તપસ્વિની**—( સ્વગત ) આ રાજા દુષ્ટ જણાય છે. સ્પષ્ટ નહિ કહેતાં વખતે ફસાઇ જઇશું. માટે સાચું કહેતાં શી અડચણ છે ? એથી ઓછું જ ચારલોચના કે કોઇને કશું નુકસાન થનાર છે ? ( પ્રકટ ) મહારાજ ! હું ચારુલોચના બહેનને કામે ઉત્પુલકાપુરી ગઈ હતી.

**એનસ્**—હં, ઉત્પુલકાપુરી ગઇ હતી ? ચારુલોચનાને ત્યાં શું એવું કામ હતું ?

**તપસ્વિની**—મહારાજ ! ચારુલોચનાની એક સખીને શ્યેન મહારાજ ગુપ્તપણે પકડી જવાની તજવીજ કરે છે, તેને ચેતાવવા ગઈ હતી.

**એનસ્**—એ કઈ સખી વારુ ? એનું નામ શું ?

**તપસ્વિની**—મહારાજ ! એનું નામ સુવર્ણાબાઈ છે.

**એનસ**—( આશ્ચર્યથી ) સુવર્ણા ! ઉત્પુલકામાંનાં ૭ રત્નમાંનું એક ! પછી શ્યેન એને પકડી ગયો કે ?

**તપસ્વિની**—હજી પકડી ગયા નથી, પણ તજવીજ ચાલે છે ખરી. હું તો ચેતાવીને પાછી વળી છું, મને એ વિના બીજી કાંઇ ખબર નથી.

**એનસ્**—નાયક ! આ સાધુડીને જવા દો. આપણે એનું ઝાઝું કામ નથી. (સ્વગત) પણ એ રાંડપાસેથી પૈસા શું કરવા જવા દેવા ? (પ્રકટ ) અરે સાધુડી ! ઉભી રહે. તું ચારુલોચનાપાસેથી કેટલા પૈસા મોકલાવશે ? યાદ રાખ, ત્યાં જઇને પાંચસેં રૂપૈયા નહિ મોકલાવે—અરે પાંચસેં શું—એક હજાર રૂપૈયા—સબુર, સબુર, ચારુલોચના એક રાજાની બહેન છે ને ? એને શું અડે છે ? જો ! બે હજાર રૂપૈયા નહિ મોકલાવે તો તને ગમે ત્યાંથી પકડી મંગાવી અવળી ઘણીએ પીલી નંખાવીશ. સમજી કે ? જા હવે.(તપસ્વિની જાય છે.)

**એનસ્**—સેનાપતિ ! પ્રધાન ! અને બીજા સરદારો ! સાંભળો છો કે ?

**સર્વ**—જી મહારાજ ! શો હુકમ ?

**એનસ્** - અરે મરખાઓ ! હુકમ હુકમ કરો છો ? આ સાધુડીએ આટલું કહ્યું તોપણ આંખ નથી ઉઘડતી ? શું એક સિંહનો ભક્ષ શિયાળીયું લઇ જશે ? શું હંસનો ચારો કાગડો ખાશે ? શું હું એનસ કુક્કુટપુરીનો મહારાજાધિરાજ જગતમાં છતાં શ્યેન આ રત્નને લઈ જશે ? મારી રાણી થવાને લાયક એવી એ સુવર્ણા શું શ્યેનનો રણવાસ શોભાવશે ? કેમરે કોઇ બોલતા નથી ? બબુચકની પેરે શું જોઈ રહ્યા છો ?

**પ્રધાન**—મહારાજ ! વાઘના મોંમાં હાથ ઘાલવો ને સુવર્ણાને હરી લાવવી, એ બે બરાબર છે. શ્યેન રાજા તજવીજ કરતા હશે, પણ કામ પાર પાડવું કંઈ સહેલું નથી.

**એનસ્**—પણ ધારો કે એ લઈ ગયો તો પછી મારે તમને શું કરવું ને કહેવું ? માટે આજથી જ ઉપાય કરો. ભેરુંડા જવાના બધા રસ્તાઓમાં છાનાં માણસો મૂકી દો. અને એ સુવર્ણાને શ્યેનનાં માણસો પકડી જતાં હોય તેમને એકદમ ઠાર કરીને સુવર્ણાને મારી પાસે લાવો. અને શ્યેનનાં માણસો સુવર્ણાને ન પકડી લાવે તો તમે ઉત્પુલકાપુરી જાઓ ને એને પકડી લાવો.

**પ્રધાન**—(સ્વગત) રાજા હવે હઠે ચડ્યો છે, તેથી સમજાવ્યો સમજવાનો નથી. માટે ચાલતી વહેલમાં જ બેસી જવું આપણે તો સારૂં છે. (પ્રકટ) આ કામ જ્યારે આપને કરવું જ છે તો એમ તાતે ઘાએ કરવાથી શ્યેન રાજાના આપણે શત્રુ થઈશું ને નકામું માથે સંકટ વહોરી લઇશું. આપણું રાજ્ય નાનું છે, ને એ મોટું છે. વળી ઉત્પુલકાપુરીનો રાજા પણ મહાબલવાન્ છે. માટે એવા મોટા શત્રુઓ કરવા સારા નથી. તેથી કોઈ યુક્તિ કરીને સુવર્ણાને લાવવી એ ઠીક છે.

**એનસ્**—તમારે ફાવે તે કરો. બળથી કે કળથી, ગમે તે રીતે સુવર્ણાને અહિં નહિ લાવો તો તમને તથા આ બધા અમલદારોને એકદમ રૂખસત મળશે. સમજ્યા ! જાઓ ત્યારે હવે કચેરી બરખાસ્ત છે. ( સર્વ જાય છે. )

એનસ્—( એકલો ગાય છે. )

નથી સુખ હવે મને થાવું, જ્યાં સુધી ન સુવર્ણા લાવું;
મારૂં મન આ લોભાણું, સુવર્ણામાં છે તણાણું,
એના વિના રાજ્ય જાણું, હવે દુઃખનું ઠેકાણું,
હવે ગમે ન પીવું ખાવું, જ્યાં સુધી ન સુવર્ણા લાવું—
ઉઠે લાહ્ય આ શરીરે. ઉર બેધ્યું જાણે તીરે;
મટે દાહ આ ન નીરે, ન ચંદને ઘ સામરે.
નથી દુઃખ હવે આ જાતું, જ્યાં સુધી ન સુવર્ણા લાવું.—
ભલે રાજ્ય આ ગુમાવું, કદી માથું આ કપાવું;
તોયે ટાળું રહ્યું આવું, ખોઇ મૂર્ખ નહિ કહાવું.
બસ, સઉને ધૂળ ફકાવું, જ્યાં સુધી ન સુવર્ણા લાવું.—

( અપૂર્ણ. )

---

# ક્રિયા તથા વિચારનું માધુર્ય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૭૫ થી ).

પ્રિય સાધક !

ઉપર આપણે આ વિષયના અંતમાં એ નિશ્ચયઉપર આવ્યા કે ક્રિયા અને જ્ઞાનની ઉત્પત્તિનું પ્રભવસ્થાન એક છે, અર્થાત્ અષ્ટપુરીનાં અમૂર્ત દ્રવ્યોમાં ક્રિયા તથા વિચારનો જન્મ તથા પ્રસાર થાય છે. ક્રિયા અને વિચારનો પ્રાદુર્ભાવ કેવી રીતે થાય છે તે આ વિષયનું બીજું પ્રકરણ છે.

અત્ર જ્ઞાનની ઉત્પત્તિનું પ્રતિપાદન કરવાથી કેટલાક વેદાન્તના ગ્રંથો વાંચનારને ભ્રમ થવા સંભવ છે કે જ્ઞાન તે શાસ્ત્રમાં સ્વતઃસિદ્ધ અર્થાત્ બ્રહ્મરૂપ જ મનાયું છે તો તેની ઉત્પત્તિ શી રીતે થાય. તેના સમાધાનમાં કહેવાનું કે સમગ્ર પ્રપંચના અધિષ્ઠાનરૂપ જ્ઞાન અથવા ચિતિશક્તિ અનાદિ તથા અનંત છે, પરંતુ તે અધિષ્ઠાનભૂત ચિતિશક્તિના અમૂર્ત દ્રવ્યોમાં પડતાં પ્રતિબિંબો અથવા આભાસો ઉત્પત્તિ તથા વિનાશ પામનારા છે. જ્ઞાનનું અથવા ચિતિશક્તિનું નિરુપાધિસ્વરૂપ સ્વતઃસિદ્ધ અને નિર્વિકાર છે, તોપણ તેવા સ્વરૂપની કરામલકવત્ અભિવ્યક્તિમાં તે સ્વરૂપનો ઉલ્લેખ કરનારી સાભાસવૃત્તિની અપેક્ષા રહે છે. વૃત્તિઓ ઉદય અને અસ્ત પામવાના ધર્મવાળી છે, અને તેથી જ ચિતિશક્તિનાં પ્રતિબિંબો અથવા આભાસો તે તે વૃત્તિઓની સાથે જ ઉદય તથા અસ્તને પામે છે. લોકમાં અમૂર્ત દ્રવ્યના પરિણામરૂપ વૃત્તિનો અને ચિતિશક્તિના તે વૃત્તિમાં પડેલા પ્રતિબિંબનો વિવેક કરવાની શક્તિ હોતી નથી અને તેથી વૃત્તિ જ જ્ઞાનજનક છે, અથવા જ્ઞાનરૂપ છે એમ મનાય છે. આ ભ્રમ લોકમાં જ પ્રચલિત છે એમ નથી પરંતુ કેટલાક દર્શનપ્રણેતાઓ પણ વૃત્તિને જ જ્ઞાનનો આધાર માને છે. ન્યાય અને વૈશેષિક શાસ્ત્રના અભ્યાસકોને સુવિદિત છે કે તે શાસ્ત્રના અભિપ્રાયપ્રમાણે જ્ઞાન, અથવા તેમની પરિભાષામાં કહીએ તો બુદ્ધિ, આત્મતત્ત્વનો સ્વભાવ નથી. પરંતુ ગુણ વા ધર્મ છે. એના ઉદયથી આત્મા જ્ઞાનવાળો થાય છે, અને અસ્તથી આત્મા મૂઢ થાય છે. સારાંશ આત્મતત્ત્વ ચિન્મય—પ્રકા-

સમય—સ્વતઃ નથી, પરંતુ બુદ્ધિ—જ્ઞાન—ના સંબંધવડે તે ચિન્મય—પ્રકાશમય—પ્રતીત થાય છે. આ સિદ્ધાંત ઉંચી કક્ષાનાં સાંખ્યાદિ શાસ્ત્રોને સંમત નથી, અને વસ્તુતઃ સંમત હોવો ન જ જોઈએ, કેમકે કોઈ ધ્રુવ અથવા અનાદિ અને અનંત તત્ત્વના સ્વીકારવિના અધ્રુવ અથવા વિનાશી પદાર્થોની સિદ્ધિ જ થઈ શકતી નથી. આ તત્ત્વ કેવલ જડ લેવાથી વિશ્વવ્યવસ્થાનો નિર્વાહ થઈ શકતો નથી. પરંતુ તે કેવલ ચેતન અને તટસ્થ ઉપાધિવડે જડવત્ પ્રતીત થતું સ્વીકારવાથી વિશ્વની વ્યવસ્થાનો નિર્વાહ સારી રીતે થઈ શકે છે.

આથી કેવળ અધિષ્ઠાનરૂપ જ્ઞાન—અથવા ચિતિશક્તિ—ઉદય અથવા અસ્તને પામે છે, એવું પ્રતિપાદન આપણે કરતા નથી, પરંતુ તેના પ્રતિબિંબો અથવા આભાસનો જ ઉત્પત્તિ તથા વિનાશક્રમ સ્વીકારીએ છીએ.

ચિદાભાસોના અધિકરણભેદથી મુખ્ય ચાર ભેદ છેઃ—(૧) કેવલ આત્મસ્વરૂપને જ સ્પર્શ કરી વિલય પામનાર અર્થાત્ મહાવાક્યજનિત છેવટની વૃત્તિમાં પ્રકટ થનાર ચૈતન્યનો પ્રકાશ ( absolute self-consciousnees ) (૨) ભેદોનું સ્પષ્ટ જ્ઞાન અભિમાનીમાં પ્રકટ કરનાર ચિદાભાસ અર્થાત્ ફળરૂપ જ્ઞાન ( consciousness ) (૩) જ્ઞેય પદાર્થના સમાનાકાર ચિદાભાસ—અથવા વૃત્તિજ્ઞાન (ideas) અને (૪) ઇન્દ્રિયવિજ્ઞાન (Sensations).

ચિદાભાસોની આ ચાર ભૂમિકામાંની પ્રથમ ભૂમિકા ક્રિયાવિચારના માધુર્ય અથવા રસને પ્રકટ કરનારી છે, અને તે સંબંધી ચર્ચા આપણે છેવટે કરવાની છે. ત્યાર પછીની ત્રણ ભૂમિકામાં જ કયા ચિદાભાસો ગ્રાહ્ય અથવા કયા ત્યાજ્ય છે તેનો વિવેક કરવાનો છે. ત્યાં છેવટના પગથીઆથી જ આપણે વિચાર કરતા આગળ ચઢીશું.

પ્રથમ ચિતિશક્તિનો અત્યંત ઝાંખો પ્રકાશ કરનારી આપણી ઇન્દ્રિયો છે. તે ઇન્દ્રિયો પ્રાણીમાં વિશિષ્ટ અને અવિશિષ્ટ એમ બે પ્રકારની હોય છે. વિશિષ્ટ ઇન્દ્રિયો પાંચ છે, અને તે ચક્ષુ, શ્રોત્ર, ત્વક્, જિહ્વા અને ઘ્રાણ છે આ ઇન્દ્રિયો અનુક્રમે રૂપ, શબ્દ, સ્પર્શ, રસ અને ગંધ—એ પાંચ વિષયોના સમાનાકાર ચિદાભાસો પ્રકટ કરે છે. આ ઇન્દ્રિયસમૂહને વિશિષ્ટ ( specialized ) કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે તે અમુક વિષયને લગતો ચિદાભાસ ઉત્પન્ન કરી શકે છે. અવિશિષ્ટ ઇન્દ્રિયોમાં આપણા સ્થૂલ શરીરના અંદરના પ્રદેશમાં રહેલા પચનેંદ્રિય, હૃદય, યકૃત, પ્લીહા આદિ અવયવોનો સમાસ થાય છે આ ઇન્દ્રિયોના નિયમિત વ્યાપારથી શરીરના આરોગ્યનું, પ્રસન્નતાનું, બલનું ભાન પ્રકટ થાય છે. જ્યાં સુધી તે તે અવયવોનો નિયમિત વ્યાપાર ચાલે છે ત્યાં સુધી તેઓ શું કાર્ય કરે છે તે સ્પષ્ટપણે આપણે અનુભવતા નથી, અને તેથી તેઓ વિજ્ઞાનના જનક છે એમ આપણે સામાન્યરીતે માનતા નથી. પરંતુ એકતંત્ર ચગેલા વાદ્યમાં જો કે કયો તાર કયો સ્વર ઉત્પન્ન કરે છે તે આપણે જાણતા નથી, અને માત્ર એક મધુર મિશ્રસ્વરનું જ આપણને ભાન થાય છે, તો પણ તેમાંના એક તારના બગડવાથી વિસંવાદ થાય છે, અને તારના સ્વરનો ભેદ જણાઈ આવે છે, તેમ શરીરના અંતસ્થ અવયવો નિયમિત વ્યાપારના સમયે પ્રત્યેક કેવા પ્રકારના વિજ્ઞાનને પ્રકટ કરી આરોગ્યની અથવા પ્રસન્નતાની મિશ્ર વૃત્તિને જન્મ આપે છે તે આપણે જાણતા નથી, પણ તેમાંના એક પણ અવયવની ક્રિયાશક્તિ બગડે છે કે તરત વિસંવાદ થાય છે અને તે તે અવયવજનિત વિજ્ઞાન ( sensation ) અનુભવમાં આવે છે.

ક્ષુધા, તૃષા, ગ્લાનિ, જાડ્ય, શૈથિલ્ય, સ્ફૂર્તિ, આદિનું ભાન આ અંતસ્થ અવયવોના વ્યાપારથી પ્રકટ થનારા ચિદાભાસોથી જ થાય છે, આરોગ્યના નિયમોની અવગણના કરવાથી, તથા શારીરશાસ્ત્ર ( Physiology ) ના કેવલ અજ્ઞાનથી મનુષ્યપ્રજાનો મોટો ભાગ આ અવિશિષ્ટ ઇન્દ્રિયવિજ્ઞાનથી ઉત્પન્ન થનારા માધુર્ય અથવા રસનો ભોક્તા થતો નથી. આરોગ્યશાસ્ત્ર અને શારીરશાસ્ત્રનાં મૂળતત્ત્વોને નહિ જાણનાર મનુષ્યોને ઉંચા પ્રકારના બુદ્ધિજન્ય, અને આધ્યાત્મિક સુખ ભોગવવાનો હક્ક નથી એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. જીવનનો મધુર રસ ભોગવવામાં શારીર સુખ એ પ્રથમનો ઘુંટડો છે. તે સુખ જેને પ્રાપ્ત નથી તેઓને પ્રથમ ग्रासे मक्षिकापातः થાય છે તેમનાથી બુદ્ધિજન્ય (Intellectual) અને આધ્યાત્મિક (Moral) સુખનાં મિષ્ટાન્ન લેવાતાં નથી, અને લેવાય છે તો જીરવી શકાતાં નથી. આથી કહેવાનું તાત્પર્ય એવું નથી કે બધાએ સેન્ડો જેવા થવું. નીરોગ ( healthy ) શરીર અને અસાધારણબલવાળું શરીર ( abnormally strong ) એ બેમાં ભેદ છે. દિવ્યસુખની અભિવ્યક્તિમાં પ્રથમની અપેક્ષા છે, બીજાની નથી. બીજા પ્રકારનું શરીર માત્ર શરીરના ગર્વજન્ય આનંદને પ્રકટાવી શકે છે. તેટલાની જ જેમને અપેક્ષા હોય તે ભલે તે દિશામાં શરીરોને કસે. પરંતુ જેમને બુદ્ધિજન્ય અને આધ્યાત્મિક સુખના આવિર્ભાવમાં ઉપયોગી આરોગ્યજન્ય સુખની અપેક્ષા છે તેમણે આરોગ્યના નિયમોના પાલનથી નીરોગ અને જે વ્યવહાર પ્રાપ્ત હોય તે વ્યવહારનું રૂડી રીતે નિર્વહણ કરાવે તેવા બલવાળું શરીર કરવાની જરૂર છે એટલું જ વિવક્ષિત છે.

આ પંચ વિશિષ્ટ જ્ઞાનેન્દ્રિયોથી અને અવિશિષ્ટ અંતઃસ્થ સ્થૂલ અવયવોના ક્ષોભથી પ્રકટ થતું વિજ્ઞાન, જ્ઞાનમંદિરનું પહેલું પગથીયું છે. જેઓ એ ઇન્દ્રિયોના વ્યાપારપ્રતિ અલક્ષ કરે છે અથવા સંયમના યથાર્થ સ્વરૂપને ન જાણનાર બલાત્કારથી તેનો રોધ કરે છે, તેઓ તત્ત્વજ્ઞાનથી ભ્રષ્ટ રહે છે એટલું જ નહિ, પરંતુ મૂઢ અને ભ્રાન્ત ચિત્તવાળા થાય છે. ઇન્દ્રિયવિજ્ઞાનવિના મનની કલા ખીલતી જ નથી. મનના વિકાસનું એ પ્રેરક સાધન છે. ઇન્દ્રિયવિજ્ઞાનઉપર ઘણા પુરુષોનો એવો કટાક્ષ હોય છે કે તે ભ્રમને ઉત્પન્ન કરે છે, *રાગદ્વેષને વધારે છે, અંતર્મુખ થવા દેતું નથી, અને સ્વરૂપજ્ઞાનથી મનુષ્યને ભ્રષ્ટ રાખે છે.* પોતાના વિચારના ટેકામાં पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्— અર્થાત્ સ્વયંભૂ પરમાત્માએ ઇન્દ્રિયોને બહિર્મુખ કરી છે, અને તેથી તે બાહ્યાર્થને જ જુએ છે અને અન્તરાત્માને જોતી નથી–એ પ્રકારની શ્રુતિ બતાવે છે. આ વિચાર એકદેશી છે. ઇન્દ્રિયો બાહ્યાર્થને જુએ છે, એ વાર્તા સાચી છે, પરંતુ બાહ્યાર્થનું જ્ઞાન ઉત્પન્ન કરી તેઓ અભિમાનીનો અનર્થ ઉત્પન્ન કરે છે એ કહેવું યોગ્ય નથી. ઇન્દ્રિયોના વ્યાપાર સદોષ નિર્દોષ એમ બે પ્રકારનાં હોય છે. ઇન્દ્રિયજન્ય બાહ્યાર્થજ્ઞાન સ્વભાવથી નિર્મલ અને પવિત્ર હોય છે. દોષ માત્ર આંતર વાસનાના રંગથી પ્રકટે છે. રાગદ્વેષની વાસનાના રંગવાળું ઇન્દ્રિયવિજ્ઞાન અનર્થજનક ગણાય છે. શુભ કેવળ ઇન્દ્રિય વિજ્ઞાન અભિમાનીનું વિઘાતક નથી. સુંદર પદાર્થસંબંધી ચક્ષુજ્ઞાન, પરમાત્માના ગુણોનું અનુકરણ કરનારા વાદ્યાદિજનિત શબ્દજ્ઞાન, શ્રીકૃષ્ણના લીલાવિગ્રહ તથા રમણીય બાલક, પૂજ્ય ગુરુ આદિના શરીરસંબંધી પ્રકટતું સ્પર્શજ્ઞાન, રમ્ય ઉપવનાદિમાં ફરતાં પ્રાપ્ત થતું ગંધજ્ઞાન, આરોગ્યને પ્રકટાવનાર ફલાદિના રસનું જ્ઞાન વગેરે અનંત ઉદાહરણો ઇન્દ્રિયવિજ્ઞાનની સ્વાભાવિક પવિત્ર-

તાનું ભાન કરાવે છે. કયો બુદ્ધિમાન્ પુરુષ એમ કહેશે કે અભિમાનીની અવનતિ સાધનાર આ ઇન્દ્રિયવિજ્ઞાન છે ? રાગદ્વેષને પરવશ થઈ જેઓ ઇન્દ્રિવિજ્ઞાન પ્રાપ્ત કરે છે તેઓ તો નિઃસંશય અવનતિને સાધે છે, પરંતુ તેટલા માત્રથી સઘળું ઇન્દ્રિયવિજ્ઞાન દોષજનક છે એ અનુમાન બાંધવું એ મૂર્ખતા છે. શ્રુતિ ઇન્દ્રિયવિજ્ઞાનને દેશવટો આપતી નથી, પરંતુ તેના બાહ્યાર્થપ્રતિના વેગનું ભાન કરાવી તેનાથી સાવધ રહેવા પ્રબોધે છે. જો ઇન્દ્રિયવિજ્ઞાન-માત્ર નિંદ્ય હોત તો ભક્તિમાર્ગને અવકાશ જ નથી. ભગવદ્ભક્તિનો મોટો આધાર ઇન્દ્રિયવિજ્ઞાનજનિત રસ જ છે.

ઇન્દ્રિયવિજ્ઞાનથી અત્યંત વિમુખ રાખેલું બાલક કદી પણ બુદ્ધિની પરિપક્વતાને પ્રકટ કરતું નથી, પણ જડ જ રહે છે, એવું પ્રયોગોથી સિદ્ધ થયું છે. જેમ આડા અને ઉભા તંતુઓના સંનિવેશવિના વસ્ત્ર વણાતું નથી. તેમ મનોભૂમિતરફ બાહ્યાર્થની છાયાને લઈ જનાર ઇન્દ્રિયવિજ્ઞાનરૂપ ઉભા તંતુવિના કેવળ મનની વૃત્તિના આડા તંતુઓ જ્ઞાનરૂપ વસ્ત્રને વણતા નથી. ભેદજ્ઞાનને પ્રસરાવનાર ઇન્દ્રિયોના વ્યાપારવિના મન કયા અભેદસૂત્રનું સ્ફુરણ કરશે, ચિત્ત કયા તત્ત્વને ગ્રાહ્ય અને કયાને ત્યાજ્ય ગણશે, બુદ્ધિ કયા તત્ત્વનો નિર્ણય કરશે, અને અહંકારક કયા તત્ત્વના યથાર્થ જ્ઞાનનું અભિમાનીમાં અર્પણ કરશે ?

વેદાન્તશાસ્ત્ર જેનો આધાર લઈ કેટલાક અવિવેકી પુરુષો ઇન્દ્રિયવિજ્ઞાનની નિન્દા કરે છે તે શાસ્ત્ર તો એટલે સુધી કહે છે કે ઇન્દ્રિયો સઘળા ભેદોમાં સદ્વસ્તુ અર્થાત્ બ્રહ્મનું જ ગ્રહણ કરે છે. ઘટ છે પટ છે ઇત્યાદિ સઘળા ભાવવાચક ભેદજ્ઞાનમાં ' છે ' એ અસ્તિત્વપ્રબોધક શબ્દ બ્રહ્મતત્ત્વમાં તે તે ભેદ અથવા પદાર્થના સ્ફુરણને સૂચવે છે. અર્થાત્ ઇન્દ્રિયવિજ્ઞાન તે તે ભેદોનો બ્રહ્મતત્ત્વસાથેનો અભેદ પ્રકટ કરે છે. પરંતુ પરીક્ષક વૃત્તિના અભાવે માત્ર જીવો ઘટપટાદિ ભેદમાત્રનું ગ્રહણ કરે છે, અને સદ્વસ્તુસાથેના તેના અભેદનું ગ્રહણ કરતા નથી. આથી વિવેકપુરઃસર પ્રાપ્ત કરેલું ઇન્દ્રિયવિજ્ઞાન બ્રહ્મજ્ઞાનનું સહાયક છે, વિરોધી નથી એવું સ્પષ્ટ પ્રતિપાદન આકર વેદાન્તગ્રંથોમાં છે, એ જાણી ઇન્દ્રિયવિજ્ઞાનપ્રતિના અકારણ દ્વેષને ત્યજવો ઘટે છે.

ઇન્દ્રિયો બાહ્યાર્થનું જ્ઞાન શી રીતે પ્રાપ્ત કરે છે, તે સંબંધમાં વિચારકોમાં મતભેદ છે. કેટલાકનું એમ માનવું છે કે બાહ્યાર્થ કોઈ સંબંધજનક પ્રણાલિકાદ્વારા ઇન્દ્રિયસાથે સંબંધમાં આવે છે, અને ત્યાર પછી ઇન્દ્રિયવિક્ષોભ થઇ તે વિક્ષોભ મનને જાગ્રત્ કરે છે, અને મન આત્માસાથે સંબંધમાં આવી જ્ઞાનને પ્રકટ કરે છે કેટલાક એવો અભિપ્રાય ધરાવે છે કે ઇન્દ્રિયો સૂક્ષ્મ દ્રવ્યની બનેલી છે અને તેનાં પરિણામો પ્રકટે છે, જે પરિણામોમાં અંતઃકરણના પરિણામો અનુગત થાય છે અને ઇષ્ટાર્થપ્રતિ ધાવન કરી તે અર્થનું સંવેષ્ટન કરે છે, અને ત્યાર પછી અર્થગત ચેતન અને પરિણામગત ચેતન એકવત્ થતાં અભિમાનીમાં અર્થવિષયક જ્ઞાન સ્ફુરે છે. બન્ને વિચારકો ઇન્દ્રિયનો અને અર્થનો સંબંધ થાય છે. એ વિષે એકમત છે. પરંતુ એક વિચારક ઇન્દ્રિય અને અર્થ બન્નેને નિશ્ચળ માની વચમાં રહેનાર કોઈ દ્રવ્યવિશેષને અર્થસંસ્કારનું વાહક માને છે, ત્યારે અન્યવિચારક ઇન્દ્રિયને સૂક્ષ્મદ્રવ્યરૂપ માની તેમાં સંકોચવિકાસવાળા પરિણામો અર્થપ્રદેશપર્યંત ધાવન કરતા માને છે. અત્ર સ્પષ્ટ થશે કે પહેલા વિચારકને પણ આકાશાદિ વાહક દ્રવ્યની ઇન્દ્રિયવિજ્ઞાનમાં અપેક્ષા રહે છે, ત્યારે અન્ય વિચારક ઇન્દ્રિયના દ્રવ્યને જ અર્થાત્ પરિણા-

મને જ વાહક માને છે. આથી બીજા વિચારમાં લાઘવ છે અને પ્રથમમાં ગૌરવ છે; આપણે ઇન્દ્રિયાદિના જે સ્વરૂપને પૂર્વે પ્રતિપાદન કર્યું છે, તે સ્વરૂપને અનુસરનાર બીજા વિચારકનું મત છે અને તે જ સિદ્ધાન્તરૂપે સ્વીકારવામાં બાધ નથી.

ઇન્દ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયપ્રદેશપર્યંતના પરિણામો ચૈતન્યના આભાસને ધારણ કરે છે, અને જેટલા પ્રમાણુમાં ઇન્દ્રિયદ્રવ્યની પરિશુદ્ધિ તેટલા પ્રમાણુમાં વિષયગત આવરણુનો તે ચિદાભાસ ભંગ કરે છે. અને તેટલા પ્રમાણુમાં ઇન્દ્રિયવિજ્ઞાન પ્રકટ થાય છે. આથી સ્પષ્ટ થશે કે કેળવાયેલી ચક્ષુરાદિ ઇન્દ્રિયો વિષયોનું જેવું જ્ઞાન સંપાદન કરી શકે છે તેવું તે જ વિષયોનું વગર કેળવાયેલી ઇન્દ્રિયો કરી શકતી નથી.

પદાર્થોને ઉપલક જોવાની ટેવથી, શબ્દોના ઉચ્ચારપ્રતિ લક્ષ નહિ આપવાના સ્વભાવથી, લપલપ કરી પદાર્થોને હાથમાં લેવાની કુટેવથી, એક શ્વાસે ખાવાપીવાની કઢંગી રીતથી, અને બારીકીથી સુગંધી દુર્ગંધી પદાર્થોના ભેદને પારખવાની ટેવ નહિ પાડયાથી આંખ, કાન, ત્વચા, જીભ, અને નાક વિસ્પષ્ટ ઇન્દ્રિયવિજ્ઞાનને પ્રકટ કરતાં નથી. અને આથી ઇન્દ્રિયવિજ્ઞાનઉપર રચાયેલું માનસ જ્ઞાન વિશાલ અને રસનું અભિવ્યંજક હોતું નથી. જેઓને ઉત્તમ માનસ જ્ઞાનના સુખને લેવું હોય તેમણે પોતાની ઇન્દ્રિયોને પોતપોતાના નિર્દોષ વિષયોમાં સ્થિરતાથી રમવા દેવી. તેમ કરવાથી તે તે વિષયોના ગુણ દોષને તે તે ઇન્દ્રિયો સારી રીતે પારખી શકશે, અને વિષયોના પ્રત્યક્ષ અભાવસમયે નિર્દોષ વિષયોના ચિંતનથી પ્રકટ થતા માનસ સુખને અભિમાની લઈ શકશે.

ઇન્દ્રિયવિજ્ઞાન ક્ષણિક, વિકારી અને અસંબદ્ધ હોય છે. કેવલ ઇન્દ્રિયવિજ્ઞાન એ અનુભવમંદિરના વિખરાયેલા ચુના માટી ઇંટો વગેરે પદાર્થસમાન છે. તે જ્યાં સુધી અંતઃકરણના સ્પષ્ટ વૃત્તિરૂપ પરિણામસાથે સંયુક્ત અનુભવાતું નથી, ત્યાં સુધી અનુભવમંદિર ચણાતું નથી. ઇન્દ્રિયોદ્વારા જે જે વિજ્ઞાન આપણે મેળવીએ છીએ તે તે તદનુકૂલ વૃત્તિપ્રતિબિંબમાં સંભિન્ન અર્થાત્ એકવત્ થાય છે. વૃત્તિપ્રતિબિંબ અથવા અંતઃકરણના પરિણામમાં પડેલો ચિદાભાસ ઇન્દ્રિયવિજ્ઞાનને સંયુક્ત કરે છે, અને તેમાં રહેલા સામાન્યાકારને સંસ્કારરૂપે ચિત્તદ્રવ્યમાં અભિવ્યક્ત કરે છે. ઉદાહરણ તરીકે એક ગાયરૂપ વ્યક્તિને ઇન્દ્રિયવિજ્ઞાનથી આપણે એકવાર જાણી; ત્યાર પછી બીજી ગાયને આપણે ચક્ષુરિન્દ્રિયદ્વારા જાણી; ત્યાર પછી ત્રીજીવાર, એમ ઘણીવાર પૃથક્ પૃથક્ અવલોકન થયા પછી અંતઃકરણના તે તે ઇન્દ્રિયવિજ્ઞાન ( sensation ) સમયે પ્રકટ થયેલા પરિણામો અથવા વૃત્તિઓ અંતઃકરણદ્રવ્યના ગર્ભમાં ગોત્વસામાન્યના સંસ્કાર સ્થાપે છે. આ સંસ્કાર(Impressions) ઉદ્‌બુદ્ધ દશામાં વૃત્તિજ્ઞાન ( Ideas ) કહેવાય છે. એ વૃત્તિજ્ઞાન ઇન્દ્રિયવિજ્ઞાનના શોધક અને પરીક્ષક છે. લોકદષ્ટિથી અને કેટલાક વિચારકના અભિપ્રાયપ્રમાણે આ વૃત્તિજ્ઞાનો ઇન્દ્રિયવિજ્ઞાનથી ઉત્પન્ન થાય છે તોપણ વસ્તુવિચારથી અર્થજ્ઞાનનું નિયંત્રણ તે વૃત્તિજ્ઞાનથી થાય છે. વૃત્તિજ્ઞાનઉપર અભિમાનીનું અંકુશ હોય છે, અને અભિમાની જે જે અર્થના જ્ઞાનને મેળવવા ઇચ્છે છે તેવું વૃત્તિજ્ઞાન પ્રથમ સ્ફુરે છે, અને ત્યાર પછી જે જે ઇન્દ્રિયવિજ્ઞાન રજુ થાય છે તે તે ઇન્દ્રિયવિજ્ઞાન વૃત્તિસમાનાકાર ન હોય તો અનિષ્ટતરીકે તેને દૂર કરે છે. બીજાં દષ્ટાન્તો કરતાં ધ્રાણવિષયક દષ્ટાન્ત આપી આ અર્થનું સ્પષ્ટીકરણ સરલતાથી થશે. આપણે આપણા ઇષ્ટશ્રીના અનેક

શારીરિક વ્યવહારો અને સ્થિતિઓ જોઈ છે. તેમાંથી આરૂઢ યોગસમયની પદ્માસનસ્થ સ્થિતિ ધ્યાનના સમયે ઇષ્ટ માની સંયમમાં આપણે પ્રવૃત્ત થઇએ છીએ. આ પ્રસંગે અમુક વૃત્તિનાન પ્રથમથી ઇષ્ટરૂપે અભિમાની સ્વીકારે છે, અને ત્યારપછી જેટલા જેટલા પ્રત્યયો અથવા ઇન્દ્રિયવિજ્ઞાનજન્ય સ્ફુરણો ( પછી તે અનવધાનથી પ્રકટ થતા બાહ્યાર્થના અનુભવો હોય અથવા પ્રાક્તન સ્મૃતિરૂપ પ્રતિબિંબો હોય ) ઉદયને પામે તેટલા તેટલા ઇષ્ટવૃત્તિના સામાનાકાર નહિ હોવાથી અભિમાની તેનો ત્યાગ કરે છે; અને જ્યારે ઇષ્ટવૃત્તિ પ્રકટ થાય છે ત્યારે જ અભિમાની તૃપ્ત થાય છે. આથી સ્પષ્ટ થશે કે ઇષ્ટવૃત્તિ ( Idea )નું અંકુર અભિમાની પ્રથમથી જ પોતાના સ્વભાવબલથી પોતાની અંતઃકરણરૂપ ઉપાધિમાં પ્રકટાવે છે. અને તે વૃત્તિ વિકાસ પામી અર્થરૂપ ફલને પ્રાપ્ત કરે એવો પ્રયત્ન થાય છે.

( અપૂર્ણ )

# प्रारब्ध अने पुरुषार्थ.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૫૫ થી. )

નિયતિવાદમાં અધિકાર કોનો છે તે વર્ણી તેના આશ્રયણની અતિ કઠિનતા પણ ઉપર સૂચવી છે. પરમાત્મા સર્વજ્ઞ હોવાથી ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ સર્વ પ્રસંગો જાણે છે, અર્થાત્ જીવનાં કર્મમાત્ર તેમને જ્ઞાત છે. તેથી કોઈ પણ પુરુષાર્થ એવો આચરી શકાય એમ નથી કે જે પરમેશ્વરની મતિબહાર હોય. પરમાત્મા જીવનાં પ્રારબ્ધ અને પુરુષાર્થને જાણે છે એનો અર્થ એવો નથી કે પરમાત્મા જીવને કર્મમાં યોજે છે, અને તેથી જીવ સ્વતંત્ર નથી. વસ્તુતઃ સ્થિતિ એ છે કેઃ—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गीता ॥

એ વચનાનુસાર સર્વત્ર સ્વભાવ અથવા નિયતિનું સામ્રાજ્ય છે, પરમાત્મા નિયતિને જાણે છે, અને જીવ નિયતિને વશ છે. આ નિયતિવાદ બુદ્ધિમાં યથાર્થ રીતે ઉતરવો કઠિન છે, અને તેનું વાસ્તવિક અવલંબન અને જીવન્મુક્તિ એ બે પર્યાય શબ્દો જ છે.

### શ્રેયઃસાધકનું કર્તવ્ય—ઉપસંહાર

પ્રારબ્ધ અને પુરુષાર્થનું ઉપર જે સ્વરૂપમાં પ્રતિપાદન કરવામાં આવ્યું તે ઉપરથી શ્રેયઃસાધકનું કર્તવ્ય નીચે પ્રમાણે પરિણત થાય છેઃ—

૧. શ્રેયઃસાધકે સર્વદા સાવધાન રહી એમ વિચારવું કે સર્વ સુખ, દુઃખ તથા મિશ્ર ભોગો પોતાનાં જ કર્મનાં ફલરૂપ છે; પરમેશ્વરને ત્યાં અન્યાય કદાપિ પ્રવર્તતો નથી, કોઈના કર્મનું શુભાશુભ ફલ ભૂલથી બીજાને પ્રાપ્ત થતું નથી; જીવ કર્મ કરે છે તે સ્વતંત્રતાથી અર્થાત્ પોતાના સ્વભાવને અનુસરીને કરે છે, પરમેશ્વર તેને અંકુશથી કર્મમાં યોજતા નથી, પાષાણનું, વનસ્પતિનું, કૃમિકીટનું, મત્સ્યનું, સર્પનું, પક્ષીનું, જંગલી, અર્ધ સુધરેલા તથા સંપૂર્ણ સુધરેલા મનુષ્યનું, રંકનું તથા રાયનું, દેવનું તથા દાનવનું, યક્ષનું તથા પિશાચનું–સર્વનું જીવન તથા સર્વના પૃથક્ પૃથક્ અનુભવો પોતપોતાનાં કર્મના અનુસારે જ હોય છે. શ્રીયોગવાસિષ્ઠમાં કહ્યાપ્રમાણે—

कस्यांचित्त्वयमात्मदुःस्थितिवशात्पुंसो दशायां शनै-
रङ्गुल्यग्रनिपीडितैकचुलुकादावापबिन्दुर्बहुः ।
कस्यांचिज्जलराशिपर्वतपुरद्वीपान्तरालीकृता ।
भर्तव्योचितसंविभागकरणे पृथ्वी न पृथ्वी भवेत् ॥

" પોતાના કર્મવશાત્ મનુષ્યને પ્રાપ્ત થયેલી દરિદ્રાવસ્થામાં તેને કોઈ સમય એવો આવે છે કે જેમાં રોગાદિ નિમિત્તોએ કરીને તેની આંગળીનાં ટેરવાં પણ મુશ્કીલને વળી તેમની અંજલિ રચાતી હોય, અને તે અંજલિમાં પિવાના પાણીનું એક ટીપું પણ તેને મળે તો બહુ કહેવાય; બીજે પક્ષે ઉજ્જ્વલકર્મવશાત્ પુરૂષને એવી સ્થિતિ પણ પ્રાપ્ત થાય છે કે જેમાં સમુદ્રો, પર્વતો, નગરો અને દ્વીપોથી અંચિત સમગ્ર પૃથ્વી પણ આશ્રિતોને વહેંચી આપવાઅર્થે તેને બહોળી લાગે નહિ. " રોગ, શોક, પરિતાપ, બંધન, આપત્તિઆદિ જેમ અશુભ કર્મનાં ફલ છે તેમ આરોગ્ય, હર્ષ, શાન્તિ, સ્વતંત્રતા, સંપત્તિઆદિ શુભ કર્મનાં ફલરૂપ છે. જેવી રીતે કડિયો કૂવો ચણતી વખતે નીચો ઉતરે છે અને મહેલ ચણતી વખતે ઉંચો ચઢે છે, તેમ જીવ અશુભ કર્મથી વિનિપાતને અને શુભ કર્મથી ઉન્નતિને પ્રાપ્ત થાય છે. આ કારણથી પોતાને અશુભ સ્થિતિમાં મૂકાયલો જોઈ કોઈ જીવે ગણગણાટ કરવો અથવા પરમેશ્વરનો વાંક કાઢવો ઉચિત નથી.

૨. શ્રેયઃસાધકે પ્રારબ્ધની સત્તા સર્વત્ર સત્ય સ્વીકારવી અને તેની અવગણના કદાપિ કરવી નહિ, પરંતુ સર્વ દશામાં સર્વરીતે સજ્જ રહેવું અર્થાત્ અનુકૂલ પ્રારબ્ધને અનુકૂલ પુરૂષાર્થથી દૃઢતર કરવાનો, અને પ્રતિકૂલ પ્રારબ્ધને અનુકૂલ પુરૂષાર્થથી તોડવાનો બનતો પ્રયત્ન કરવો. પ્રારબ્ધસંબંધે અત્યંત કઠિન વાત એ છે કે તે બહુધા પડદામાં રહી કામ કરે છે, અને તેનું ફલ શું, કયારે અને કેટલા પ્રમાણમાં આપણને મળશે તે આપણે જાણતા નથી. પ્રારબ્ધ અનુકૂલ હોય છે તો તો તેને તોડવાનો પ્રશ્ન રહેતો નથી, તેનાં તો મીઠાં ફલને જ ચાખવાનું કામ હોય છે. પરંતુ પ્રારબ્ધ જો પ્રતિકૂલ હોય છે તો તેને કેમ તોડવું એ અતિ ગંભીર પ્રશ્ન છે. ( આ સ્થલે વિષય અધિક સ્પષ્ટ થવા અર્થે પ્રારબ્ધ શબ્દને પૂર્વજન્મકૃત કર્મના અર્થમાં જ આપણે વાપરીશું. ) જે શત્રુને આપણે જોયો નથી, જેનું નામ આપણે જાણતા નથી, જેનું બલ, પરાક્રમ, યુદ્ધસામગ્રીઆદિ આપણને અજ્ઞાત છે તેને વશ કરવો એ શું છોકરાનો ખેલ છે ? સોયથી વશ થનાર શત્રુ પણ હોય છે, અને દારૂગોળાને ન ગણકારનાર પણ શત્રુ હોય છે. મંદતમ પુરૂષાર્થથી ટળનાર પણ પ્રારબ્ધ હોય છે, અને તીવ્રતમ પુરૂષાર્થને પણ હંફાવનાર પ્રારબ્ધ હોય છે. અજાણ્યા શત્રુસામા સંપૂર્ણ યુદ્ધસામગ્રી કરીને જ અભિગમન ઉચિત ગણાય છે, તેમ પડદામાં રહીને પ્રહાર કરનાર પ્રારબ્ધને તોડવાની ઇચ્છા રાખનારે તેની સામા પોતાથી બનતો સર્વ પુરુષાર્થ પ્રયોજવો ઘટે છે; આલસ્યાદિ દોષ નિવારવાની એ ઠેકાણે સંપૂર્ણ આવશ્યકતા છે. વળી પ્રતિકૂલ પ્રારબ્ધ ફલ આપવા પ્રવૃત્ત થાય તે પૂર્વે જ પુરુષાર્થ આદરાવો જોઇએ. આથી સિદ્ધ થાય છે કે અજ્ઞાતફલ પ્રારબ્ધને તોડવું એ કેવું કઠિન કાર્ય છે. શ્રેયઃસાધકનું આ સંબંધમાં કર્તવ્ય એ છે કે તેણે સર્વ કર્મો નિષ્કામપણે કરી અંતઃકરણની શુદ્ધિ યથાર્થ રીતે સાધવી; વ્યાવહારિક તથા પારમાર્થિક કર્તવ્યના ધોરી રસ્તાથી ભ્રષ્ટ થવું નહિ; ઇન્દ્રિ-

યનિગ્રહ, પરમતત્ત્વધ્યાન, સર્વત્ર બ્રહ્મદર્શન, પ્રેમ, પરોપકાર–આદિ અમોલ સામગ્રી પ્રાપ્ત કરી તેણે સદુદ્યોગમાં પ્રવર્તતા રહેવું. આ પ્રકારે પ્રાપ્ત કરવામાં આવતું નવીન બલ અનેક અનુકૂલ પ્રારબ્ધ કર્મોનો વેગ વધારશે, અને અનેક પ્રતિકૂલ પ્રારબ્ધ કર્મોનો વેગ તોડશે; તેમ છતાં કર્મના નિયમથી જેનો વેગ ન તુટ્યો હોય એવાં પ્રતિકૂલ પ્રારબ્ધ કર્મો ફલ આપવા ઉન્મુખ થાય તો ગણગણ્યાવિના તેણે અનિષ્ટ ભોગ ભોગવી પ્રારબ્ધનો તે રીતે ક્ષય કરવો.

૩. એક પક્ષે શ્રેયઃસાધકે પ્રારબ્ધની અવગણના કરવાની નથી તો બીજે પક્ષે તેણે પુરુષાર્થમાં અચલ શ્રદ્ધા સ્થાપવાની છે. "પુરુષાર્થે વડે શું નથી સિદ્ધ થતું જગમાંહિ વિચારજો" એ વાક્યને જીવનસિદ્ધાન્તરૂપે સ્થાપી, સ્તનભારથી નમી ગયલી અબલાની પેઠે નહિ, પરંતુ આગળ છાતી કાઢી ધરાને ધ્રુજાવતાં ચાલનાર મહારથની પેઠે, તેણે વિશ્વમાં વિચરવું જોઇએ. નિત્યજીવન ( सत् ) સર્વજ્ઞત્વ (चित्) અને પૂર્ણાનન્દ (आनन्द )ની શુભતમ વાસનારૂપે પોતાના અંતરમાં પ્રકટી રહેલા સચ્ચિદાનન્દતત્ત્વરૂપ ઝગઝગતા દીપકમાં, તથા સર્વજ્ઞ શ્રીસદ્ગુરૂના ઉપદેશરૂપ નિર્ભ્રાંત ભોમિયામાં અવિચલ વિશ્વાસ રાખી તેણે ભવરણમાં નિર્ભયતાથી વિહાર કરવો ઉચિત છે.

૪. અંતઃકરણની વધતી જતી શુદ્ધિદ્વારા યોગ્ય અધિકાર પ્રાપ્ત થયે શ્રેયઃસાધકે નિયતિવાદનું અવલંબન કરવું, અર્થાત્ જે નિયતિસમુદ્ર સર્વત્ર ગર્જી રહ્યો છે તેનું જ જલ પોતાની અંતઃકરણનલિકામાં ભરી તે નલિકાને સમુદ્રમાં વહેતી મૂકવી, અને તરંગોના દારુણ પ્રહારથી તે નલિકાના ચૂરેચૂરા ન થતાં તે કેવી સમુદ્રમાં ક્ષેમકુશલ હિંદોલા ખાય છે તેનું પ્રત્યક્ષ કરવું, અને આ પ્રમાણે જીવન્મુક્તિનો શ્રેષ્ઠ આનંદ ભોગવી પ્રારબ્ધની નિઃશેષ નિવૃત્તિ થતાં સર્વવિશેષણાતીત શિવતત્ત્વમાં તેણે અબાધ્ય પ્રવેશ કરવો. इति.

---

# સામર્થ્યને પ્રાપ્ત કરવાની કળા.

*( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૭૧ થી. )*

જે જે પ્રાણી, પદાર્થો તથા પ્રસંગો આપણને અત્યંત પ્રિય ભાસ્યા હોય છે, તથા જેમણે આપણને અત્યંત સુખનું ભાન કરાવ્યું હોય છે તેમ જ જે જે પ્રાણીપદાર્થો તથા પ્રસંગો આપણને અત્યંત અપ્રિય ભાસ્યા હોય છે તથા જેમણે આપણને અત્યંત દુઃખનું તથા ક્લેશનું ભાન કરાવ્યું હોય છે, તે સર્વ પ્રાણી, પદાર્થો તથા પ્રસંગો, એકેએક, તેઓના સુખપ્રદ મનોહર સ્વરૂપમાં, અથવા તેઓના ક્લેશજનક, કંપારી ઉપજાવે એવા સ્વરૂપમાં આરંભમાં આપણી કલ્પના શક્તિમાં ચિત્રામાં હોય છે. અને તેમનાં ચિત્રો આપણા મનમંદિરની ભીંતોઉપર ટાંગેલાં હોય છે. સ્મૃતિવૃત્તિવડે આપણે તે ચિત્રોને નિહાળી નિહાળીને જોઇએ છીએ, અને આનંદનો અથવા ઉદ્વેગનો અનુભવ કરીએ છીએ.

કેટલાં અસંખ્ય મનુષ્યો વર્ષોઉપર, પાંચ વર્ષઉપર કે વીશ વર્ષઉપરની તેમની કલ્પનાશક્તિએ રચેલાં દુઃખમય ચિત્રોને જોઇને આજે નેત્રમાંથી ડળક ડળક અશ્રુ પાડે છે ? અને કેટલાં અસંખ્ય મનુષ્યો તે ચિત્રોના સ્મરણથી ભય, તાપ વગેરે વિવિધ વિકારોનો અનુભવ કરે છે ? ગાંડાઓની ઇસ્પીતાળમાં ગાંડા મનુષ્યો, તેઓની કલ્પનાશક્તિએ

રચેલાં ચિત્રોના સ્મરણથી જ તેઓના ગાંડપણનો નિર્વાહ કરી રહ્યા હોય છે.

પ્રત્યેક મનુષ્યે પોતાના મનમંદિરમાં અસંખ્ય કાલ્પનિક ચિત્રો ટાંગી મૂક્યાં હોય છે. કોઇએ સુખ ઉપજાવે એવાં ચિત્રો ટાંગી મૂક્યાં હોય છે, તો કોઇએ તેમને નિરંતર ભય, ક્લેશ, અને સંતાપ ઉપજ્યા કરે, એવાં ચિત્રો ટાંગી મૂક્યાં હોય છે. મનુષ્યના સુખદુઃખનો આધાર તેઓએ તેઓના મનમંદિરમાં ટાંગી મૂકેલાં આ ચિત્રોઉપર હોય છે, અને તેથી કરીને કલ્પનાશક્તિવડે કેવાં ચિત્રો રચવાં, એ સુખને આપનાર છે, એ જાણવું, અને તદનુસાર કલ્પનાશક્તિને તેવાં ચિત્રો રચવાનો અભ્યાસ પાડવો, એ સુખને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યને અત્યંત અગત્યનું છે.

ભૂતકાલમાં બનેલા અત્યંત દુઃખદ પ્રસંગોનાં ચિત્રોનું સ્મરણ કરીને કોનું હૃદય અત્યંત તીવ્ર વેદનાથી વ્યથિત નથી થયું ? સંબંધીજને અથવા શત્રુએ કહેલા કઠોર વચનના અથવા અસત્ય આરોપના સ્મરણથી કોનું હૃદય ભારે દુઃખના શલ્યથી નથી વીંધાયું ! સ્મરણશક્તિ આ પ્રમાણે આપણે પૂર્વે રચેલાં ચિત્રોને આપણા આગળ આપણી અનિચ્છા છતાં પણ ખડાં કરે છે, અને ' હાથનાં કરેલાં હૈયે વાગે ' એ જનકથનાનુસાર આપણી જ કરણીનાં અયોગ્ય ફળ આપણને આપે છે.

કલ્પનાશક્તિ ચિત્ર રચે છે, અને સ્મરણશક્તિ તેને યથાવત્ સ્મરણમાં રાખે છે. કલ્પનાશક્તિ યોગ્ય ચિત્રો રચે છે, તો સ્મરણશક્તિ આપણને સર્વદા સુખનું ભાન કરાવે છે; અને અયોગ્ય ચિત્રો રચે છે, તો દુઃખનું ભાન કરાવે છે. આપણે જ સંગ્રહ કરેલો સારો અથવા નઠારો માલ તે આપણી જ દૃષ્ટિ આગળ પાથરે છે.

કલ્પનાશક્તિનાં રચેલાં આ ચિત્રોનું મુખ્ય લક્ષણ એ હોય છે કે તેઓ મૂળ વસ્તુના જેવાં જ હોય છે, અને ચૈતન્યમય હોય છે. તેઓની રચનામાં લેશ પણ ખામી હોતી નથી. એકે અવયવ અપૂર્ણ રચાતો નથી. તેઓ સર્વાંગ પૂર્ણ રચાય છે.

અને કલ્પનાશક્તિમાં રચાયલાં આ ચિત્રો મનોમય રહેતાં નથી. આખું જગત્ જુએ તેમ તેઓ પ્રત્યક્ષ થાય છે. ક્લેશનું એક ચિત્ર તમે અંતઃકરણમાં રચો, અને તમને જોઇને ગમે તે કહેશે કે તમારા અંતઃકરણમાં ક્લેશ વર્તે છે. આનંદનું એક ચિત્ર તમારા મનમાં રચો અને તમારું મુખ જોઇને ગમે તે મનુષ્ય કહેશે કે તમારા મનમાં આનંદ પ્રવર્તી રહ્યો છે. તમારા મનમાં રચાયલું ચિત્ર, તમારા શરીરઉપર, અને પરિણામે બાહ્ય જગતમાં મૂર્તિમાન્ થાય છે.

માનસિક ચિત્રો, ચિત્ર રચનારના મનમાં જ રચાઇ ને અને તેની આજુબાજુના પ્રદેશમાં મૂર્તિમાન્ થઇને અટકતાં નથી, પણ વિદ્યુત્વેગે તે આખા બ્રહ્માંડમાં ફરી વળે છે, અને જેને જેને તે ચિત્રોનો સંબંધ થાય છે, તે સર્વને અસર કરે છે.

આપણા સુખદુઃખનો આધાર, આ પ્રમાણે જ્યારે આપણી કલ્પનાશક્તિએ રચેલાં ચિત્રોઉપર રહ્યો છે ત્યારે સુખ ઉપજાવે એવાં ઉત્તમ ચિત્રો રચવાનું અને તેવડે આપણું જીવન સુખમય કરવાનું શું આપણે જ્ઞાન ન મેળવવું જોઇએ ? શું એ આપણું કર્તવ્ય નથી ?

કલ્પના શક્તિમાં સુખમય ચિત્રો રચી, વિદ્યાભિન્ન પુરુષોએ, જુઓ, કેવી કેવી ક-

જાઓ આજે શોધી કાઢી છે, અને હજી શોધતા જાય છે! તેઓના અનુભવનો લાભ શું આપણે નહિ લઇએ?

પ્રિય વાચક! તમારામાં કેટલું સામર્થ્ય રહ્યું છે, તે હજુ તમને સ્પષ્ટ નથી થતું? તમારી કલ્પનાના ઘોડાના વેગને કોણ ખાળી શકે એમ છે? કલ્પના જે કલ્પે છે, તે પ્રકટ કરે છે, તો પછી તમારા સામર્થ્યની મર્યાદા હવે કોનાથી બાંધી શકાય એમ છે!

મનુષ્યે આજ સુધીમાં શું શું નથી કર્યું? કલ્પના શક્તિના પ્રભાવવડે આજ સુધીમાં અસંખ્ય કાર્યો તેણે કર્યાં છે, તો હવે એથી ઉચાં અને અધિક ઉંચાં કાર્યો, એ જ કલ્પના શક્તિના પ્રભાવવડે તે કેમ નહિ કરી શકે?

વિચાર કરીને જુઓ કે આજ સુધીમાં મનુષ્યે જે જે અસાધારણ મહત્વનાં કાર્યો સાધ્યાં છે, તે કયી શક્તિવડે સાધ્યાં છે? તમે આજ સુધીમાં જે ઉચી સ્થિતિએ આવ્યા છો, તે કયી શક્તિવડે આવ્યા છો? અને હજી પણ તમારી ઉન્નતિ સાધવામાં તમને કયી શક્તિ પ્રેરે છે? શું તમને સ્પષ્ટ નથી થતું કે જે સઘળું આજ સુધીમાં મનુષ્યે સાધ્યું છે, અને તમે જે કાંઇ આજ સુધીમાં સાધવા સમર્થ થયા છો, તે સર્વેનું જાણતાં અથવા અજાણતાં, મનની કલ્પનાશક્તિએ આરંભમાં અંતઃકરણમાં ચિત્ર આલેખ્યું હતું?

તમે તમારી સ્થિતિને રચનાર ત્વષ્ટા છો, અને તમારી કલ્પના શક્તિવડે રચાતું ચિત્ર તમારી ભવિષ્યમાં રચાનાર સ્થિતિનો નમુનો છે. એ નમુનાપ્રમાણે જ તમારી સ્થિતિ રચાય છે. નમુનો દોષવાળો હોય છે તો તમારી સ્થિતિ પણ દોષવાળી થાય છે; તે ઉત્કૃષ્ટ હોય છે તો તમારી સ્થિતિ પણ ઉત્કૃષ્ટ થાય છે.

ઉન્નતિ સાધવાની આ ક્રિયા કેટલી સરળ છે? કલ્પનાશક્તિવડે જેવી આપણે ઉન્નતિ સાધવી હોય તેનું એક ઉત્તમ પ્રકારનું માનસિક ચિત્ર જ રચવાનું. તે ચિત્ર યથાર્થ રચાયું, એટલે બાકીનું કાર્ય એની મેળે થયે જ જવાનું.

આ ચિત્ર રચવામાં કેવાં લાભહાનિ રહ્યાં છે, તે યથાર્થ ન સમજવાથી જ મનુષ્યોનો મોટો ભાગ દુઃખની સ્થિતિમાં સડ્યા કરે છે, સુખની સ્થિતિમાં આગળ વૃદ્ધિને પામતો નથી.

તમે દુઃખથી પીડાયા કરતા હશો તો તેનું કારણ બીજું કોઇ જ નથી, પણ તમે તમારી કલ્પનાશક્તિવડે જે દુઃખથી તમે પીડાઓ છો, તેનું ચિત્ર તમારા મનમંદિરમાં સ્થિર રાખ્યું છે, એ જ છે. સુખનું ચિત્ર રચો. તેને સ્થિર રાખો, તેને જ જોયા કરો તમે તમારી દુઃખરૂપ સ્થિતિને અળપાઇ ગયેલી અનુભવશો.

સુખેચ્છકે આ વિષયને જેમ છે તેમ યથાર્થ બુદ્ધિમાં ઉતારવાનો પ્રયત્ન કરવો અત્યંત અગત્યનો છે; કારણ કે કલ્પનાશક્તિવડે ચિત્ર રચવાના સામર્થ્યમાં, મનુષ્યનું સર્વ સામર્થ્ય સમાયલું છે, અને કલ્પના શક્તિનું આ ચિત્ર રચવાનું સામર્થ્ય સર્વ સિદ્ધ કરી શકે એમ છે. પરમેશ્વરનું સર્વશક્તિમત્ત્વ એ સામર્થ્યમાં રહેલું છે.

આ આખું બ્રહ્માંડ, અને તેની અંદરની ઉત્પન્ન થયેલી સર્વ વસ્તુઓ, તેમજ આ પણ બ્રહ્માંડની બહારનાં બીજાં બ્રહ્માંડો અને તેમની અંદરની સર્વ વસ્તુઓ, આરંભમાં મનવડે કલ્પાયેલાં ચિત્રો જ હતાં, અને માનસિક ચિત્રોમાંથી જ તે સર્વ આજે મૂર્તિમાન થયેલાં છે. માનસિક ચિત્રો જ સ્થૂલ પદાર્થોનાં ખરાં કારણો છે, અને તેથી સ્થૂલ પદાર્થોને

ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળાએ જે મુખ્ય કરવાનું છે તે બીજું કશું જ નથી, પણ માનસિક ચિત્રોને જ રચવાનાં છે.

પ્રિય વાચક ! હવે એકાન્તમાં પ્રવેશો, અને તમારે શું સાધવું છે: તેનો એકાગ્ર થઈ વિચાર કરો. તેનું ચિત્ર તમારી વૃત્તિમાં યથાર્થ રચો, અને તમારી વૃત્તિને તે ચિત્રને જોયા કરવા દો. નિશ્ચય માનો કે આ પ્રયત્નથી જે સ્થિતિને તમે પ્રાપ્ત કરવા ઇચ્છો છો, તેનું કારણ તમે વસ્તુતઃ રચી દીધું છે. તમારાં આંતર ચક્ષુઓએ તમે પ્રાપ્ત કરવા ધારેલી સ્થિતિનું સૂક્ષ્મ સ્વરૂપ જોયું છે. તમારાં બાહ્ય ચર્મચક્ષુને તે હવે જોવાનું બાકી રહ્યું છે. ધૈર્યથી કાળ વીતાવતાં તે તમારા અનુભવમાં આવશે જ.

માનસિક રચેલા ચિત્રને સ્થૂલ રૂપમાં કેવી રીતે પ્રત્યક્ષ કરવું, એ વિષે ચિંતા કરવાનું પ્રયોજન નથી. ચિત્ર રચાતાં, તેને સ્થૂલ રૂપમાં પ્રકટ કરવાનું કાર્ય તો વિશ્વવ્યવસ્થાપક સત્તા આપોઆપ કરશે. તે જે સાધનોવડે, સ્થૂલ રૂપમાં પ્રકટ થતું હશે, તે સાધનો જ્યાં ત્યાંથી તણાયાં તમારા પ્રતિ આવશે. પૃથ્વીને છેડે તે સાધનો પડ્યાં હશે તોપણ તે ખેંચાતાં ખેંચાતાં તમારા પ્રતિ આવશે; તે આવ્યે તમારે તેનો ઉપયોગ માત્ર કરવાનો છે. જેમ વધારે આબેહુબ તમે તમારૂં માનસિક ચિત્ર આલેખ્યું હશે તેમ સાધનો વધારે ત્વરાથી તમારા પ્રતિ આકર્ષાતાં ચાલ્યાં આવશે. તમારા ચિત્રની પૂર્ણતા અથવા અપૂર્ણતાઉપર સાધનોનું તમારા પ્રતિ પૂર્ણપણે અથવા અપૂર્ણપણે આકર્ષણ થવાનો આધાર છે.

આ સ્થૂલ જગત્ અને તેમાં પ્રાપ્ત થતી વિવિધ સ્થિતિઓ શી રીતે રચાઈ છે, અને રચાય છે, તથા તમારી પોતાની પ્રાપ્ત શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિ રચાવામાં કયો હેતુ છે, એ તમે સમજી શકો, એવી રીતે અત્ર સ્પષ્ટ કરવામાં આવ્યું છે. કાર્યસિદ્ધિનું આ ગોટામાં મોટું રહસ્ય છે. એને યથાર્થ સમજતાં, તથા સમજીને આચારમાં ઉતારતાં મનુષ્ય સર્વશક્ત થાય છે. બંધ અને મોક્ષનું કારણ અથવા દુઃખ અને સુખનું કારણ મન છે, એવું સત્શાસ્ત્રો ઢંઢેરો વગાડીને જે પુનઃ પુનઃ કહે છે, તેનું ખરૂં રહસ્ય, જો તમારી બુદ્ધિમાં ઉતરે તો ઉપરના પ્રતિપાદનમાં, સૂર્યના પ્રકાશની પેઠે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

ઘ્તત તોડીને પ્રયત્ન કર્યાવિના, આવાં માનસિક ચિત્રો રચવાથી અને આવાં હવાઈ કિલ્લા બાંધવાથી તે વળી સુખ મળતાં હશે, અને ધાર્યાં કામ થતાં હશે, એવી અશ્રદ્ધાની, સાત ઘોડા સાથે દોડે એવી ચીનની જાડી ભીંત, તમારાંનેત્રની આડે આવવાથી, તેની પેલી પાર રહેલો આ રહસ્યનો પ્રકાશ, સત્શાસ્ત્રો નિરંતર પ્રકાશતાં છતાં તમે જોઈ શક્યા નથી. મન આ સર્વનું કારણ છે, એ સિદ્ધ વાર્તા, તમારી અશ્રદ્ધાથી તમારી બુદ્ધિમાં ઉતરી શકતી નથી. ભલે, ન ઉતરે તો બલાત્કારથી તે ઉતારવાનું અમારૂં કામ નથી.

મનોમય સૃષ્ટિ એ જ ખરેખરી સૃષ્ટિ છે, અને આ સ્થૂલ સૃષ્ટિ એ તો તેની છાયામાત્ર છે. પણ તમે મનોમયને છાયા માનો છો, અને સ્થૂલને ખરી માનો છો, ત્યાં શું કરવું ! તમારૂં માનવું જ તમને બંધનનો હેતુ થઈ પડ્યું છે. તમને મેં બાંધ્યા નથી, પરમેશ્વરે બાંધ્યા નથી, તમારા સંબંધીઓએ બાંધ્યા નથી કે તમારા શત્રુઓએ બાંધ્યા નથી, પણ તમે પોતે જ પોતાને બાંધી બેઠા છો. તમે સર્વ શક્ત છતાં તમારા પોતાના જ માનવાથી અલ્પશક્ત થઈ રહ્યા છો. આજે જે થોડું કરી શકો છો, તે તેટલું કરવાને

તમે સમર્થ છો એમ માનવાથી જ કરી શકો છો. બાકી એક સમય એવો હતો કે જ્યારે તમે આટલું પણ નહોતા માનતા ત્યારે જડ પથરાની પેઠે પૃથ્વીમાં અટવાતા હતા. મનના માનવાથી તમે આ સ્થિતિએ આવ્યા છો, અને મનના માનવાથી જ તમે બ્રહ્મપદે સ્થિત થશો.

તમારું સ્થૂલ શરીર રચાતાં પહેલાં તમારું મનોમય શરીર હતું, અને તે જેવા પ્રકારનું હતું, તેવું તમારું સ્થૂલ શરીર થયું છે. તમારું મનોમય શરીર જેમ જેમ બદલાતું જાય છે, તેમ તેમ તમારું સ્થૂલ શરીર પણ બદલાતું જાય છે. તમારા મનોમય શરીરના પ્રત્યેક સારા અથવા નઠારા વિકારો તમારા સ્થૂલ શરીરઉપર મૂર્તિમાન્ થયા છે. તમારા મનના વિચારો, એ કારણ છે, અને તમારું શરીર એ કાર્ય છે. તમારું શરીર એ વસ્તુતઃ તમે નથી. શરીર મૃત્યુને પામે છે, પરંતુ તમારા શરીરને રચનાર તમારું મન મૃત્યુને પામતું નથી; અર્થાત્ વાસ્તવિક સત્તા શરીરની નથી, પણ મનની છે. મનને આધારે જ શરીર છે. શરીરની તમારા મનપર સત્તા નથી, પણ મનની તમારા શરીરપર છે. મનમાં રહેલી જે ચૈતન્યશક્તિ, એ જ તમે છો, અને તે જ સર્વનું કારણ છે.

એ જ પ્રમાણે વૃક્ષ, પર્વત, તથા તમારી જ્ઞાનેંદ્રિયવડે જણાતી સર્વ સ્થૂલ વસ્તુઓ કાર્યરૂપ છે, અને તેમની પાછળ સૂક્ષ્મરૂપે રહેલી જે ચૈતન્યશક્તિ છે, તે તેમનું કારણ છે. એ કારણને તમારી ઇંદ્રિયોવડે જાણવા તમે સમર્થ નથી, તોપણ ઇન્દ્રિયોવડે જાણવામાં આવતી આ સર્વ કાર્યરૂપ વસ્તુઓની પાછળ તેમનું કારણ સૂક્ષ્મ ચૈતન્યશક્તિ રહેલી છે, એ તમે જાણો છો.

સ્થૂલ પદાર્થોનું કારણ સૂક્ષ્મચૈતન્યશક્તિ છે, એ મનુષ્ય શાવડે નિર્ણય કરે છે ? જેમ સૂર્ય સૂર્યવડે જ દેખાય છે, તેમ ચૈતન્યનું જ્ઞાન ચૈતન્યવડે જ થય છે. તમારામાં રહેલી ચૈતન્યસત્તાવડે જ તમે સર્વના કારણભૂત ચૈતન્યસત્તાને જાણો છો એ ચૈતન્યસત્તા જ્ઞાનસ્વરૂપ છે, અને મનુષ્યને તે સ્પષ્ટ કરે છે કે ઇંદ્રિયદ્વારા પ્રતીત થતું જ્ઞાન મર્યાદાવાળું હોય છે, અને સર્વદા વિશ્વાસ કરવા યોગ્ય હોતું નથી.

યથાર્થ જ્ઞાન ચૈતન્યસત્તામાં જ છે. ઇંદ્રિયો વસ્તુની સાથે સંબંધ કરે છે, અને બુદ્ધિ, વિવિધ તર્કો કરીને, અમુક આમ છે અને અમુક તેમ છે, એવા વિવિધ નિશ્ચયો સ્થાપે છે. આ તેની ક્રિયા જ બતાવે છે કે બુદ્ધિ જડ છે; પણ બુદ્ધિની પાછળ રહેલું ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ છે. જ્ઞાનને અર્થે તેને તર્ક કરવાની અગત્ય નથી.

આ પ્રકારે તમારું વાસ્તવ સ્વરૂપ, તમારો આત્મા, જે વડે તમારું મન વિચાર કરી શકે છે, તે સર્વનું કારણ છે. આત્મા સ્વતંત્રપણે ક્રિયા કરતો નથી, પણ મનવડે ક્રિયા કરે છે, તેથી મન એ જ સર્વનું કારણ છે, એમ સ્વીકારવામાં આવે છે. આમ હોવાથી તમારા મનની યોગ્યાયોગ્ય ક્રિયાઉપર તમારા સુખદુઃખનો આધાર રહેલો છે.

પૂર્વે કહ્યું છે તેમ સુખને માટે તમારે મનવડે તમારા ઇચ્છેલા સુખનું ચિત્ર જ રચવાનું છે. ચિત્ર રચાતાં તે સુખને સધાવી આપનાર સામગ્રી જ્યાં ત્યાંથી એકઠી થવા માંડવાની.

એક વાર મનમાં રચેલા ચિત્રને અંતઃકરણમાં સ્થિર રાખનાર અને તે મનોમય ચિત્રાનુસાર બાહ્ય જગતમાં સ્થૂલ રૂપ પ્રકટ કરનાર અન્ય સબલ હેતુ કયો છે, તે તમે

જાણો છો ? એ હેતુ શ્રદ્ધા છે. રચેલા ચિત્રપ્રમાણે અવશ્ય થશે જ, એ પ્રકારની શ્રદ્ધા, સુક્ષ્મને સ્થુલ રૂપમાં આણે છે; બીજકનું વૃક્ષ કરે છે.

એથી ઉલટું રચેલા ચિત્રપ્રમાણે થશે કે નહિ થાય, એ પ્રકારની અશ્રદ્ધા જેમ બીજકના ફુટતા અંકુરને ખીસકોલી કાપી નાંખે છે, વળી ફુટે છે, વળી કાપી નાંખે છે, અને આ પ્રમાણે તેની લેશ પણ વૃદ્ધિ થવા દેતી નથી, તેમ સુક્ષ્મમાંથી સ્થુલ રૂપે જામતા પરિણામને, વિખેરી નાંખે છે. વળી સ્થુલ પરિણામ જામવા જાય છે, વળી તેને વિખેરી નાંખે છે, એમ સુક્ષ્મથી સુક્ષ્મ રૂપમાંથી આગળ લેશ પણ વૃદ્ધિ થવા દેતી નથી.

શ્રદ્ધા, એ કલ્પના શક્તિએ રચેલાં ચિત્રોનો પ્રાણ છે. જેમ પ્રાણવિના શરીર દેખવા માત્ર હોય છે, તેમ શ્રદ્ધાવિના કલ્પના શક્તિએ રચેલાં ચિત્રો દેખવા માત્ર હોય છે. તેઓ અર્થ સાધક થતાં નથી.

( અપૂર્ણ. )

---

# विचाररत्नराशि.

જ્યારે તમને કંઈ પણ આશ્ચર્યકારક દેવતવાળું અથવા અદ્વિતીયસરખું આવી મળે કે સિદ્ધ કરો તો તેનો સર્વ યશ ઈશ્વરને આપજો. એવું કંઈ પ્રાપ્ત થતાં તમારે પોતાને ફુલાઈ જવાનું નથી, અથવા કેવલ તમને પોતાને જ તેનો ધન્યવાદ આપવાનો નથી. અને આ પ્રકારનું માનવું કેવલ નિરભિમાનતામાટે નથી પરંતુ એક તો એ પ્રકારે માનવું એ જ કેવલ સત્ય છે અને બીજું તે અધિક લાભ પ્રકટાવનાર છે. સર્વ પ્રકારનું સામર્થ્ય કોઈ એક વસ્તુમાંથી આવે છે, અને એ સામર્થ્યના મૂળરૂપ તે વસ્તુની જેમ જેમ આપણે પ્રશંસા કરીએ છીએ, તેમ તેમ તેમાંથી અધિક અધિક આપણને પ્રાપ્ત થતું જાય છે. તેથી તે સામર્થ્યની અખંડ વૃદ્ધિ કરવાનો એક જ માર્ગ છે કે આપણને જે કંઇ પ્રાપ્ત થતું રહે છે તેનો સર્વ યશ ઈશ્વરને આપવો. અને જ્યારે આપણે જાણીએ છીએ કે આપણને જે કંઇ પ્રાપ્ત થાય છે તે ઈશ્વરદ્વારા જ પ્રાપ્ત થાય છે, તો પછી તેમના તરફથી જે કંઈ આપણને મળે છે તે નિરુપમ મૂલ્યવાળું જ હોવાનું. આ પ્રકારે દૃઢ માનવા પછી આપણા જીવનની પ્રત્યેક ક્ષણ કંઇક પણ સત્યના જ પ્રકાશને કરનારી થવાની. આપણે સત્યના જ સામર્થ્યનું પ્રત્યક્ષીકરણ કરવાના, આપણને જે જે અનુભવો થવાના તે અધિક વિશાલ અને અધિક રમણીય એવી કોઇ અગમ્યસરખી સૃષ્ટિમાં પ્રવેશવાની આપણામાં યોગ્યતા પ્રકટાવે તેવા જ થવાના, અને આપણને કોઇ પણ વ્યક્તિ, વસ્તુ કે પ્રસંગ જે કંઇ આવી મળે તે સર્વ આપણા હિત અને આનંદમાં વૃદ્ધિ કરનાર જ થવાનાં.

* * * *

જે આધ્યાત્મિક તત્ત્વોમાં મનુષ્ય રહે છે, વિવિધ વ્યાપારો કરે છે અને પોતાના જીવન અથવા અસ્તિત્વનો અનુભવ કરે છે તે તત્ત્વોના જાગ્રત્ ભાન (Consciousness)માં પોતાના વર્તમાન સમયનું જીવન ગાળવું એ એક નવીન લોકમાં અથવા નવીન સૃષ્ટિમાં પ્રવેશ કરીને કંઇક નવા નવા ઉત્તમ અનુભવો કરવા સરખું છે. તેમાં અધ્યાત્મ પ્રદેશમાં

સર્વ વસ્તુઓ નિરંતર નવીન જ રહે છે. અને તેવા અધ્યાત્મતત્ત્વસાથે દૃઢ સંબંધ બાંધી રહેતું જીવન નવીનતર, વિશાલતર, ઉચ્ચતર, રમણીયતર અને અધિક દિવ્ય થતું જાય છે, અને તેવા પ્રદેશમાં વધારે અને વધારે પ્રમાણમાં ઉંચે ચઢ્યા કરવું એ તેવા જીવનને સ્વભાવરૂપ થઈ રહ્યું હોય છે. આથી જ્યારે આપણને જીવન શુષ્ક અને નિરાધારસરખું લાગે ત્યારે જાણવું કે આપણે અધ્યાત્મપ્રદેશમાં નથી. આત્માની સાથે સંબંધવાળા નથી. પરંતુ જે ક્ષણે આપણે તે પ્રદેશમાં પ્રવેશીએ છીએ કે તત્કાલ અત્યંત સમર્થ આધાર અને અદ્ભુત રસનું આપણને ભાન થવા માંડે છે. અને આપણા જીવન અથવા અસ્તિત્વનો આનંદ અત્યંત ઉત્કૃષ્ટ પ્રકારનો હોય એવો આપણને અનુભવ થાય છે. આપણા સુખને માટે આપણે આ વિષયના ભરેલા સ્થૂલ દૃશ્યને જ શોધવાનું રહેતું નથી. તેમ જ આપણને આનંદ, રસ વગેરે પ્રકટાવવાને માટે આ સ્થૂલ જગત્નાં પદાર્થોને તથા પ્રસંગોને જ શોધવા પડતા નથી. આ સ્થૂલ વસ્તુના જ સંબંધ અને ઉપયોગમાં ગાળેલું આખું આયુષ્ય આત્માની સાથે ગાળેલી એક ક્ષણકરતાં પણ વધારે નિરર્થક લાગે છે. એક ક્ષણનો તેનો આનંદ પેલા વર્ષોના આનંદ કરતાં ચઢી જાય છે. અને તેવા જ્ઞાનમય જગત્માં ગાળેલી એક ઘટિકા હજારો વર્ષના આનંદકરતાં પણ ચઢે છે.

* * * *

પરમાત્મા ઉપર આધાર રાખો અને તેમનું સામર્થ્ય તમારું નિરંતર રક્ષણ કરશે, અને અખંડ સહાયક થઈ રહેશે પોતાના આશ્રિતોને અર્થે જેમણે પૂર્વે અનેક પ્રકારનાં કાર્યો કર્યાં છે, તે આજ પણ કરશે. કેમકે આશ્રિતનું સર્વ પ્રકારનું પરિત્રાણ કરવું એ જેમનો નિશ્ચય છે, અને જેમણે એ કર્તવ્ય પોતાના સ્વધર્મરૂપે જ સ્વીકાર્યું છે તેવા તે પરમાત્મા પોતાના નિશ્ચય તથા સ્વધર્મથી કદાપિ ભ્રષ્ટ થાય એમ નથી. આશ્રિત એટલે આશ્રયવાળા થવું તે. અને જે મનુષ્ય ઈશ્વરના આશ્રિત થાય છે તેને ઈશ્વર આશ્રય આપે જ છે. ઈશ્વરને આશ્રય આપવો અત્યંત ગમે છે. તેથી ઈશ્વરની સાથે જ રહો, ઈશ્વરને જ અનુસરો, ઈશ્વરની સાથે જ જીવનગાળો, ઈશ્વરની સાથે જ ચાલો, સર્વ વસ્તુમાં પ્રધાન આધાર ઈશ્વરનો જ લો, અને ઈશ્વર તમને અવશ્ય આશ્રય આપશે. જ્યારે તમે ઈશ્વરનો આશ્રય ગ્રહણ કરીને તમે તેમને તમારા નેતા અથવા આધારભૂત માનો છો, ત્યારે તમારે અર્થે તે જે કરવું હશે તે કરશે. યુદ્ધ કરવું હશે તો યુદ્ધ કરશે. ભીખ માગવી હશે તો ભીખ માગશે, સેવા કરવી હશે તો સેવા કરશે—જે કરવું હશે તે કરશે. શ્રીકૃષ્ણના જીવનના વિવિધ પ્રસંગો આ સત્યઉપર પોતાની મહોર છાપ નથી કરતા તો બીજું શું કરે છે ! તે પ્રભુ તમારી સાથે જ નિરંતર રહેશે, અને તેમની નિકટ જ તમને રાખવાથી શ્રી, વિજય, અભ્યુદય, આનંદ તથા તૃપ્તિવિના તમે બીજું કશું જ નહિ જુઓ. પરમાત્માની વિદ્યમાનતાનું અને આશ્રયનું વિસ્મરણ કરીને જ જ્યારે આપણે આપણા પોતાના ઉપર આધાર રાખીએ છીએ, ત્યારે જ નિષ્ફલતાનો અનુભવ થાય છે. આપણા પોતાનામાં રહેલા અજ્ઞાનાંધકારને દીપકરૂપ માની તેના આશ્રયે જ રહીને તેને જ અનુસરીએ છીએ ત્યારે જ આપણે ઉંધા માર્ગે ચઢી જઈએ છીએ. કેમકે તે સમયે તેજસ્વીઓના તેજરૂપ પરમાત્મા આપણા નેતા છે એ વાર્તા ભૂલી જઈએ છીએ. પરમાત્માનો પ્રકાશ આપણે શું કરવું યોગ્ય છે તે જાણે છે. અને તેથી જ્યારે આપણે

તેમના પ્રકાશને અનુસરીએ છીએ ત્યારે જે કંઈ સર્વોત્તમ હોય છે તે જ આપણે કરીએ છીએ.

* * * *

આત્માનો તેજસ્વી પ્રકાશ આપણને વ્યાધિમાં, વિપત્તિમાં કે જરૂરીઆતોપ્રતિ ધસડી જતો નથી. આત્માનો એ પ્રકાશ જે કંઈ અશુભ છે, તેમાંથી અવશ્ય કરીને બહાર ખેંચી લે છે, તેમાં પડતા અટકાવે છે અને જે કંઈ શુભ છે તેમાં દોરે છે-પ્રવેશાવે છે. ઈશ્વરની સાથે જવું એટલે મુક્તત્વમાં, સુખમાં અને સ્વરૂપમાં જીવનની રમણીયતા અને ભવ્યતામાં જે કંઈ વૃદ્ધિ કરતું હોય તેની સાથે જવું-તેમાં પ્રવેશવું-અથવા તેને પામવું એ જ છે. ઈશ્વર સર્વ અંશે સંપૂર્ણ છે. અને કોઈને કશાથી પણ વિમુખ કર્યા વિના જેને જે કંઈ જોઈએ છે તે આપે છે. અને જ્યારે ઈશ્વર જ આપણને વિજયના માર્ગપ્રતિ દોરે છે, ત્યારે કોઈને કશી જ હાનિનો પ્રસંગ આવતો નથી. કેમકે આપણે લાભરૂપ વસ્તુની સાથે જ હમેશાં રહેલા હોઈએ છીએ. પ્રત્યેક મનુષ્યને સર્વ રીતે ઉત્તમ પરિણામ જ આવે છે. અને સર્વનું પરમહિત સધાય છે. એકને જે કંઈ લાભ મળે છે તે પછી અનેકને લાભરૂપ થઈ રહે છે. માત્ર તે લાભ ઉચ્ચ દિવ્ય સત્તાવડે થયેલો હોવો જોઈએ. જ્યારે એક મનુષ્ય ઉન્નતિને પામે છે ત્યારે જેમણે ઘણા કાળથી ઈચ્છા રાખ્યા કરી હતી તેવા અનેક મનુષ્યો તે માર્ગને જોઈ જાણી શકે છે,-તે માર્ગને પામી શકે છે.

* * * *

આપણો ઉદ્દેશ આ છેઃ અત્યંત પવિત્ર, અત્યંત વિશાલ, અત્યંત સુંદર, અત્યંત ઉપયોગી-કર્તવ્યમય, અત્યંત આકર્ષક, અને પરમ અધ્યાત્મમય જીવન આજે જ-વર્તમાન સમયમાં જ-ગાળવું આ જન્મમાં, આ જ જગતમાં અને હાલ જ આપણાથી બને તેટલા સર્વોત્તમ થવું. બીજાઓમાં આપણે મોટા ગણાઈએ એવા આશયથી નહિ, પરંતુ આપણા પોતાને જ અર્થે તેવા થવું. પ્રેમ, શાંતિ, શ્રદ્ધા તથા આનંદરૂપ સાધનવડે આપણા અધ્યાત્મપ્રકાશનો બને તેટલો વિસ્તાર કરવો અને તેવા પ્રકારથી આપણા વર્તમાનસમયની ક્ષણેક્ષણે જ પ્રકાશિત કરવી. અને આત્માની એટલા બધા નિકટ રહેવું કે બને ત્યાં સુધી તેમના ચરણનો સ્પર્શ કરવા આપણે ધારીએ તે જ ક્ષણે તેમ કરી શકીએ. આનું નામ જ જીવન છે. અને જે નિત્યને માટે આવું દૃષ્ટિબિંદુ રાખીને જ જીવન ગાળે છે, પોતાના જીવનનો આ જ ઉદ્દેશ જે બાંધે છે, તેને કદાપિ પ્રતિકૂલ દશા આવતી નથી. તે સર્વદા અનુકૂલ ભાવ અને સ્થિતિમાં જ રહ્યા અને રમ્યા કરે છે.

* * * *

ઈશ્વરમાં શ્રદ્ધા-ભક્તિ એનો અર્થ એ જ કે ઈશ્વરની તન્મયતામાં—ઈશ્વરમયતામાં જ પ્રવેશ કરવો. ઈશ્વર એ શું હશે અથવા ઈશ્વરાવતારો શ્રીરામ કૃષ્ણાદિ કેવા હતા તેવા સંબંધિ કંઈક ઉપપત્તિનો વિચાર કરવો એટલું જ નહિ, પરંતુ એ ઈશ્વર શું છે, તેમનું કેવું સ્વરૂપ છે રામ કૃષ્ણાદિ અવતારોમાં તે ઈશ્વરત્વ કેવારૂપે અભિવ્યક્ત થયું હતું તેની પ્રત્યભિજ્ઞા થવી, તે કેવારૂપમાં હાલ છે, તે યથાર્થ રીતે જાણવું, ઈશ્વરાવતારોમાં તેમને ઈશ્વરત્વનું જે જ્ઞાન અથવા અનુભવ થયો હતો તેવો અનુભવ કરવો, અને તેમને આત્માના સ્પર્શનું જે જ્ઞાન થયું હતું, તેવો આત્માનો સ્પર્શ તથા તજ્જન્ય જ્ઞાન થવું, એનું નામ

ઈશ્વરમાં યથાર્થ શ્રદ્ધા છે. આપણા પોતાના કંઈક ઉત્તમતાવાળા સ્વરૂપમાં ઈશ્વરના અથવા ઈશ્વરાવતારી મહા પુરુષના જીવનના સામર્થ્યસાથે જ્યારે આપણે માનસિક સબંધ થાય છે અને જ્યારે મનોમય રીતે આપણને તે સામર્થ્યનું યથાર્થ ભાન થાય છે ત્યારે અને કેવળ ત્યારે જ આપણે ઈશ્વર અથવા ઈશ્વરસ્વરૂપ મહા પુરુષમાં યથાર્થ શ્રદ્ધા ધરી શકીએ છીએ. અને જ્યારે આપણને તેમના નામનો આધ્યાત્મિક ભાવ આપણને અંતરના ઉંડાણથી સમજાય છે, ત્યારે નામમુક્તમાં શિરોમણિ જે પરમાત્માનું નામ છે તેનું આપણે શ્રદ્ધાપૂર્વક સ્મરણ અથવા ઉચ્ચારણ કરી શકીએ છીએ. સદ્દગુરુનું અથવા ઈશ્વરનું સ્મરણ કરવું એ કંઇ તેમના નામના અક્ષરોનું સ્મરણ કરવાનું નથી, પરંતુ તે અક્ષરોના આત્માનું સ્મરણ કરવાનું છે. અને તે અમુક ચોકસ શબ્દોથી પણ યથાર્થ રીતે વર્ણી શકાતું નથી, પરંતુ આપણા અંતરમાં આત્મામાં જ તેનું ભાન કરવાનું છે. ઈશ્વરના નામઉપર ભરી રીટવું એનો અર્થ જ એ કે તે નામના આધ્યાત્મિક જ્ઞાન અથવા તત્ત્વસાથે સંબંધમાં આવવું—તે નામમાં જે કંઈ સામર્થ્ય રહેલું છે તે સામર્થ્યના આત્મા અથવા ગર્ભભાગસાથે સંબંધમાં આવવું. અને એવા સંબંધમાં આવીને પછી તેમને પ્રાર્થના કરવી એ જ યથાર્થ પ્રાર્થના છે. ઈશ્વરના નામનો આધ્યાત્મિક અર્થ શો છે, તેમ જ તે નામ આપણા આત્મામાં શું કરે છે—શું પ્રકટાવે છે એ આપણે જાણી શકીએ એવી સ્થિતિમાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ, ત્યારે આપણે ત્યાં જ તે સ્થિતિમાં રહીને કરેલી પ્રાર્થના અવશ્ય ફલિભૂત થતી જોઈએ છીએ.

* * * *

જ્યારે આપણે સદ્દગુરુના અથવા ઈશ્વરના નામના આત્મામાં ( માત્ર શબ્દમાં નહિ ) પ્રવેશ કરીએ છીએ, ત્યારે આપણે તેમના પરમ સામર્થ્યમાં પ્રવેશ પામીએ છીએ—સામર્થ્યની મધ્યમાં આવી રહ્યા હોઇએ છીએ. સદ્દગુરુ અથવા ઈશ્વર એ શું છે, તેમનું સ્વરૂપ કેવું છે અને તે શું કરી શકે એમ છે અર્થાત્ તેમનું સામર્થ્ય કેવું છે તે આપણને અંતરથી સમજાય છે. અને એવા સામર્થ્યવાળાની સત્તામાં આપણે આવેલા હોવાથી, આપણે એક એવા પ્રકારની સત્તાનીચે આવ્યા હોઈએ છીએ કે જે કાંઈ સિદ્ધ થાય એમ આપણે ઇચ્છીએ છીએ તે અવશ્ય સિદ્ધ થઈ શકે એમ હોય છે અને થાય જ છે. જ્યારે આપણે તે સત્તા કે જે કંઇ જોઇએ છે તે આપે છે તે સત્તાથી બહારના પ્રદેશમાં હોઇએ કે રહીએ છીએ ત્યારે જે કંઇ આપણને મળવું જોઈએ અને મળવાનું હોય છે, તેનાથી આપણે વિમુખ રહીએ છીએ. પરંતુ સદ્દગુરુ અથવા ઈશ્વરના વાચક શબ્દનો જ્યારે આપણે આધ્યાત્મિક ભાવ અંતરથી સમજીએ છીએ ત્યારે આપણે સદ્દગુરુ અથવા ઈશ્વરના સામર્થ્યના ગર્ભભાગમાં અવશ્ય કરીને પ્રવેશીએ છીએ. " પ્રભો ! તમારે નામે તરવું છે " એટલું કહેવા માત્રથી મનુષ્યનું તારણ થતું નથી. પરંતુ સદ્દગુરુ અથવા ઈશ્વરના નામથી જે કંઈ દિવ્યતા અથવા ભાવનું સૂચન અથવા વર્ણન કરેલું છે તે દૈવીપણાનું જ્યારે આપણને પ્રકટ ભાન રહે છે ત્યારે જ આપણે પૂર્વે કરેલા શબ્દો યથાર્થ પ્રાર્થનારૂપે કહેલા શબ્દો છે એમ જાણવું. જે શબ્દોમાં જે સૂક્ષ્મ છતાં મુખ્ય અને રહસ્યરૂપ ભાવ રહેલો છે તે ભાવના આત્માના ભાનપૂર્વક જે શબ્દો બોલતા નથી તો શબ્દોમાં કંઈ જ સામર્થ્ય હોતું નથી. ઈશ્વરને જે કંઇ આપણે કહેવું છે તેનું આપણા પોતાના અંતરમાં આધ્યાત્મિક સ્વરૂપ

સ્પષ્ટ થાય ત્યારે જ આપણે સાક્ષાત્ ઈશ્વરને તે શબ્દો શ્રવણ કરાવી શકીએ છીએ અને એ પ્રકારની તેમના પ્રતિ જે પ્રાર્થના કરાઇ હોય છે તેને જ તેઓ ફલિભૂત કરતા હોય છે.

* * * *

દુઃખના અથવા અશુભના સામા થશો નહિ. દુઃખ અથવા અશુભના સંમુખ થવું, અશુભના ચિંતનમાં આપણા મનને રોકવું, તેના જ વિચારો કરવા, અથવા તેના વિરુદ્ધ કાર્ય કરવું, એ જેને તમે દૂર કરવા માગો છો તે જ વસ્તુને અધિક જીવન અને અધિક સામર્થ્ય આપવા સરખું છે. અશુભના તરફ અશુભ ભાવ પ્રસારીને નહિ, પરંતુ શુભ ભાવ પ્રસારીને તેનો પરાજય કરો, પરંતુ અશુભના સંમુખ શુભને એક શત્રુરૂપે મૂકી પરસ્પરનું યુદ્ધ કરશો નહિ. એમ કરવામાં આપણા બળનો અધિક ક્ષય થાય છે. અશુભ વાલીજેવું છે, અને તેથી શુભને તેનાસંમુખ વિરોધીરૂપે પ્રત્યક્ષ કરી યુદ્ધ કરાવવાની જરૂર નથી. જય મેળવવો એટલે કોઇના સામા થવું કે યુદ્ધ કરવું એવું કંઈ નથી. જય મેળવવો એટલે ઉન્નતિ પામવી, જે કંઈ અશુભ છે તેનાથી દૂર થવું એ જ છે. અને તેને માટે એક જ કર્તવ્ય છે કે જે કંઈ ન્યૂન છે તેમાંથી અલક્ષ કરીને જે કંઈ મહાન્ છે તેમાં જીવનનો સમગ્ર અંશ અર્પવો. અને તેમ કરવાથી અશુભ આપોઆપ જ દુર્બલ પડી જઈ પરાજય પામે છે. કેમકે આપણે આપણા જીવનનો સમગ્ર અંશ તો મહાન્ એવું જે શુભ તેમાં જ આપેલ હોય છે. આથી પોષણ પામ્યા વિનાનો અશુભ પરિણામ એની મેળે ક્ષય પામે છે. જીવનનો હેતુ એક જ છે કે જે કંઇ વધારે અને વધારે શુભ અથવા હિતકર છે તેમાં અખંડિતપણે વધ્યા કરવું. આ હેતુને સિદ્ધ કરવા ઉપર નિશાન રાખો, અને પ્રત્યેક જાતનું અશુભ વિલાઈ જશે. એવું કોઈ પણ અશુભ નથી કે જે આપણી ઇચ્છાવિરુદ્ધ પણ આપણું ધ્યાન તેના પોતાના તરફ ખેંચે. માત્ર શુભની જ આપણા લક્ષને તેના પોતાના તરફ ખેંચવાની શક્તિ છે, અને જ્યારે શુભપ્રતિ આપણું સમગ્ર ધ્યાન અથવા લક્ષ ખેંચાય છે, ત્યારે અશુભને આપણામાં કયાંહિ પણ અવકાશ મળતો નથી—તે આપણામાં ટકી શકતું નથી. જે કંઈ યોગ્ય છે તેને જ રચો, તમારા પોતાનામાં તથા પ્રત્યેક મનુષ્યના આત્મામાં શુભ અથવા યોગ્યની અનિવાર્ય ઇચ્છાને પ્રકટાવો અને પછી તમે જે કંઈ કરશો તે તમને મુક્તત્વ અર્પનાર જે સામર્થ્ય તમારામાં છે, તેમાં વૃદ્ધિ કરશે અર્થાત્ પરિણામે તમને સ્વતંત્ર કરશે. શુભનું ચિંતન કરો, શુભમય વાણીનું જ ઉચ્ચારણ કરો, શુભમય ક્રિયા કરો, શુભને અને કેવલ શુભને અર્થે જ જીવન ગાળો, અને પછી તમારૂં જીવન એવું તો દિવ્ય તેજોમય બનશે કે જ્યાં અંધકાર કદી પ્રવેશી કે પ્રકટી જ ન શકે.

* * * *

મિથ્યા સિદ્ધપદને ધારણ કરી પોતાની સિદ્ધિનો આડંબર કરનાર પુરુષો અથવા ભવિષ્યવેત્તારૂપે ગણાવા માગતા પુરુષો જ અશુભનું, વિઘ્નનું, દુર્દૈવીનું, મૃત્યુનું અને એવું એવું જ ભયંકર ભવિષ્ય કથન કરતા હોય છે. કંઇક ભય ઉપજાવનાર કહેવું એમાં જ તેમનું ભવિષ્ય કહેવાનું સામર્થ્ય અધિક પ્રમાણમાં જણાઇ આવતું હોય એમ તેઓ માનતા હોય છે, અને તેથી તેઓ ઘણે ભાગે એવા પ્રકારનું કંઈ પ્રતિકૂલ ભવિષ્ય કથન કરે છે. તેઓ હમેશાં દુર્બલ સ્થિતિ અથવા નબળી બાજુને જ જોતા હોય છે, મનુષ્યે

હાથે કરીને જે સ્થૂલ પરિસ્થિતિઓ રચી હોય છે તેના ઉપર જ દૃષ્ટિ રાખતા હોય છે. અને જેના તેના આગમાપાથી અંશના જ વિચાર કરી જે કંઇ શાશ્વત છે તેના પ્રતિ અલક્ષ કરીને, આગમાપાથી અંશના સ્વરૂપનું જ જ્યાં ત્યાં કથન કરતા હોય છે. જે યથાર્થ મહાત્મા, ગુરુ અથવા સિદ્ધ છે, તે આ જે કંઈ ભ્રાંતિમય છે, તેની પારના પ્રદેશને જોતા હોય છે, જે કંઇ શક્ય અથવા સંભવરૂપ છે, જે કંઇ પ્રકટ નહિ તો અપ્રકટ ભંડારરૂપે વિદ્યમાન છે, તથા જે કંઇ કરી શકાય એવું તથા ભાવિમાં પણ પણ થઈ શકે એવું હોય છે તેને જ તેઓ જોતા હોય છે—તેવા ઉપર તેમની દૃષ્ટિ સ્થપાએલી હોય છે. તેમણે નિરંતર ઉચ્ચ ભૂમિકાઉપર જ પોતાનું દૃષ્ટિબિંદુ સ્થાપ્યું હોય છે. અને તેથી આરંભમાં જે ભૂમિકા અથવા સ્થિતિ એક કલ્પના અથવા સ્વપ્નરૂપ હોય છે તે ભૂમિકાઉપર તેઓ યથાર્થ રીતે જ ચઢે છે, તે સ્વપ્નને તેઓ પ્રકટ સત્યરૂપે જ કરી શકે છે. જે ચિત્રદર્શન-તેમની કલ્પનામાં જ પૂર્ણ થયું હોય છે તે પછી તેમના પ્રત્યક્ષ જીવનમાં તે ચિત્રિત થાય છે. કેવલ બહારના સ્વરૂપને જોઇને જે મનુષ્ય કોઈની તુલના અથવા ન્યાય કરે છે, તે ઘણે ભાગે ખોટું જ કથન હોય છે, તે મિથ્યા ભવિષ્યવાદી જ ગણાય છે. જે યથાર્થ જીવનની સાથે સરખાવતાં સત્યરૂપ નથી હોતા તેવા નિર્ણયો તે બાંધે છે, અને એ પ્રકારના નિશ્ચયોને અનુસરવાથી જે કંઇ અસત્ય છે, અને એ પ્રકારનું બને એવી જેને માટે ઇચ્છા નથી તેવા જ પ્રસંગો પ્રત્યક્ષરૂપે બનવાના કારણને તે રચે છે. મનુષ્યમાં ગુપ્તપણે રહેલા દિવ્ય સામર્થ્યપ્રતિ લક્ષણા કરીને અને સાથે સાથે જેના ભાવિનું કથન કરવાનું અથવા ચિંતન કરવાનું છે તે મનુષ્યની પણ તેના પ્રતિ લક્ષણા કરાવીને જે કોઈ યથાર્થ વચન કહે છે તે જ સાચો સિદ્ધ અથવા ભવિષ્યવેત્તા છે. તે વસ્તુતઃ જે કંઈ સારું છે—પૂર્ણ સત્ય છે—તેનો આવિષ્કાર કરે છે, પછી ભલે ગમે તો તે હાલ અપ્રકટ હોય, અને તેમ કરવાથી જે કંઈ સત્ય છે—વાસ્તવ સત્ય છે—તેને સ્થૂલ રૂપમાં પ્રકટ થવાનાં કારણોને તે સર્જે છે. યથાર્થ સિદ્ધ પુરુષ મનુષ્યના આત્માની મહત્તાને, રમણીયતાને તથા પૂર્ણતાને જોઇ શકે છે, અને એ આત્મા જ તે મનુષ્યનો વાસ્તવિક નેતા અથવા ગુરુરૂપ છે એમ જાણીને આત્મામાં જે કંઇ સંભવિત છે તથા આત્મામાં જે કંઈ સંભવિત છે તથા આત્મા જે કંઈ કરી શકે એમ છે તેના વિચારપૂર્વક પેલા મનુષ્યનું ભવિષ્યકથન કરે છે, અને આવાં કથન સત્યરૂપે પરિણામ પામે છે. આ પ્રકારે કથન કરનાર વાસ્તવ સિદ્ધ અથવા મહાપુરુષોનો જ આદિ આઘોષ અને પછી પ્રતિઘોષ છે કે તત્ત્વમસિ—તું આત્મારૂપ છે. અધિક વિચાર કરો, અને આ વિચારનું સ્પષ્ટ રહસ્ય તમારા લક્ષમાં આવશે.

* * * *

ઈશ્વર પૂર્ણાત્પૂર્ણ છે. જ્યારે તમે વ્યાધિવાળા, વિઘ્નમાં, શોકમાં કે આવશ્યકતા (જરૂરીઆતો-Wants )માં હો ત્યારે તે ઈશ્વરઉપર બળવાન્ આધાર બાંધનારા થજો. તમારે બીજા કશાની જ અગત્ય નથી. જે સત્તા પૂર્ણાત્પૂર્ણ છે તે સર્વ સત્તાકરતાં શ્રેષ્ઠ છે, અને જો તમને પૂર્ણ શ્રદ્ધા હોય છે તો તે સત્તા તમને અવશ્ય મુક્તાત્ર અર્પે છે. પછી ગમે તે પ્રકારનું બંધન અથવા પ્રતિકૂલતા હોય તોપણ શું થઇ ગયું. જગતનાં દુઃખો આપણી સાથે અખંડ રહ્યા કરે છે તેનું મુખ્યત્વે કરીને કારણ એ જ છે કે આ પૂર્ણાત્પૂર્ણ સત્તાઉપરાંત આપણે બીજા કશાની પણ જરૂર છે એમ માનીએ છીએ. પરંતુ તે

એક વિના બીજી સ્થૂલ વસ્તુ અથવા વ્યક્તિઉપર આધાર રાખવો એ પૂર્ણાત્પૂર્ણમાં બાંધેલા આધારને શિથિલ રાખનાર છે. ઈશ્વરની યથાર્થ ભક્તિ, ઉંચામાં ઉંચી ભક્તિ, તો એ જ છે કે સર્વ સંમય ઈશ્વરના એટલા તો નિકટ પ્રદેશમાં રહેવું કે જે સત્તા સર્વ કાંઇ કરી શકવા સમર્થ છે, સર્વ કાંઈ ભવિષ્યમાં પણ કરી શકે એમ છે અને હાલ પણ જે કર્યા જ કરે છે તે સત્તાનો આપણને યથાર્થ અનુભવ થાય. જ્યારે આપણે ઈશ્વરની ઉપાસના કરીએ છીએ–તેમના સતચિત્ તથા આનંદસ્વરૂપના ગુણાધાનપૂર્વક તેમની ઉપાસના કરીએ છીએ–ત્યારે આપણને સ્થૂલ અને જગતના જ પદાર્થોનો આશ્રય લેવાની શોધ કરવી પડતી નથી. આપણે તે પદાર્થોના ગુણધર્માનુસાર તેમનો ઉપયોગ તથા તેમની સાથે વ્યવહાર કરીએ છીએ, પરંતુ આપણે આધાર અથવા મદદ તો પેલી એક પૂર્ણાત્પૂર્ણ સત્તાપાસેથી જ ગ્રહણ કરીએ છીએ. આ પ્રકારની ઉપાસના આપણા જીવનની શું શિખરે સ્થિતિ કરાવી શકે એમ નથી?

* * * *

જે કંઇ સિદ્ધ નિયમરૂપ છે તેને અનુરૂપ–તેને અનુસરીને–જીવન ગાળવું એ કંઈ બંધન નથી. અથવા એમ કહીએ તોપણ તે યોગ્ય જ છે કે જે જીવન સિદ્ધ નિયમાનુસાર જ પૂર્ણ રીતે રહે છે તે જ જીવનમાં સ્વતંત્રતા અથવા મુક્તત્વ હોઇ શકે છે. જે યથાર્થ નિયમ ( Law ) છે તે આપણે આજપર્યંત જાણેલા પ્રદેશોકરતાં પણ જે વધારે સુંદર પ્રદેશ છે એવા નવીન પ્રદેશમાં પ્રવેશવાનો તે એક માર્ગ જ છે. જીવનમાં કોઈ પણ પ્રકારના નિયમને અનુસરવું એ જીવનના મૂલ્ય તથા મહત્તાને વધારનાર છે. અને જીવનનાં સર્વ નિયમોને અનુસરવાથી શરીર, મન તથા આત્માની જે સર્વેથી ઉચ્ચ કલા છે તે પ્રાપ્ત થાય છે. અને શરીર, મન તથા આત્માનું જે સર્વોત્તમ શુભ હોય છે તે અખંડિતપણે પ્રાપ્ત થયા જ કરે છે. અને આના કરતાં કોઈ પણ મનુષ્ય બીજા અધિક ઉત્તમ મુક્તત્વની ઇચ્છા કરી શકે એમ નથી નિયમોનું પાલન કરવું એ જે કંઇ આપણું છે તેને મેળવવા સરખું છે. અને તે નિયમપ્રતિ અલક્ષ કરવો, દુરુપયોગ કરવો અથવા તેનો ભંગ કરવો એ જે કંઇ આપણું છે, તેનાથી આપણને દૂર રાખવા સરખું છે. અને તેને બદલે આપણા જીવનમાં દુઃખ, અસરળતા, ઉપાધિ, વ્યગ્રતા, અને નવી નવી નકામી જરૂરીઆતોને ઉભું કરવા સરખું છે. સિદ્ધ નિયમ મનુષ્યને બંધનમાં રાખતો નથી તેમ તેને નીચી અને નીચી ભૂમિકામાં સડ્યા કરવા દેતો નથી. સર્વ નિયમમાં રહેલું સામર્થ્ય મનુષ્યને ઉન્નત અને ઉન્નત જ કર્યા કરે છે–ઉચ્ચ ભૂમિકાપ્રતિ તેને દોર્યા કરે છે–મનુષ્યને જે યથાર્થ મહત્તા મળવી શક્ય છે અને જે મનુષ્યની વાટ જોયા કરે છે, તેના પ્રતિ તે તેને લઇ જાય છે. અને જે કોઈ તે નિયમોનું પાલન કરે છે તે એ નિયમોમાં રહેલા સિદ્ધ સામર્થ્યના બળથી જ ઉચ્ચ અને ઉચ્ચ સ્થિતિએ ચઢ્યા જાય છે. આથી નિયમ એ બંધનરૂપ નથી પરંતુ નિયમનો ભંગ એ જ બંધનરૂપ છે. અને તેથી જ શાસ્ત્રો જ્યાં ત્યાં અધિકાર અને તેના નિયમોનું પ્રતિપાદન કરીને તે પ્રકારે અધિકારીએ વર્તવું એવી આઘોષણા કરે છે.

# दीपोत्सवीनुं आध्यात्मिक रहस्य.

उपजातिवृत्तम् ।

परात्परं यत्प्रवदन्ति तत्त्वम्
पराद्वाचां प्रसरश्च यस्मात् ।
यद् दृश्यते सूक्ष्ममतिप्रसारे
नमाम्यहं तन्नृहरिस्वरूपम् ॥

પૃથ્વીઉપરથી પ્રત્યેક પ્રજાઓ પોતાની દેશ, કાળ, વાતાવરણ ઋતુઆદિ પરિસ્થિતિને અનુકૂળ પડતા પ્રસંગોને ઉત્સવરૂપ ગણે છે, અને તે તે દિવસોને પવિત્ર માનીને સ્નેહી, સગાંસંબંધીઓને એકત્ર કરીને, પરદેશમાં હોય તો ત્યાંથી વતનમાં આવીને સવિશેષ સામુદાયિક આનંદને અનુભવે છે. પ્રત્યેક સંવત્સરના આરંભે, પ્રત્યેક માસમાં, પ્રત્યેક ઋતુમાં અમુક અમુક દિવસો આ પ્રમાણે નિર્ણીત કરેલા હોય છે. તે દિવસોમાં પવિત્રતા સાચવીને, પોતપોતાના ઉપાસ્ય દેવોની આરાધના કરીને, વિવિધ વિધિપ્રમાણે વ્રતોનું પાલન કરીને, નિષિદ્ધ ક્રિયાઓથી નિવૃત્ત રહીને પુણ્યપ્રાપ્તિ કરવામાં આવે છે, અને તે પુણ્યવડે ધન, બળ, યશ, આરોગ્ય, આયુષ્, સંતતિ આદિ લૌકિક અલૌકિક નાનાવિધ સુખસંપત્તિ કર્મફલપ્રવર્તક સત્તાદ્વારા પ્રાપ્ત થાય છે એવું સર્વ અનાદિકાળથી માનતા આવ્યા છે. આ અનેક ઉત્સવોમાં નવીન વર્ષના ઉત્સવને સવિશેષ પ્રાધાન્ય અર્પવામાં આવે છે. ખ્રિસ્તિ પ્રજામાં ક્રિસ્ટમસ ( નાતાલ ), યાહુદીઓમાં રોશહોશાના, પારસીઓમાં પતેતી, અને હિંદુઓમાં દીવાળી આ પ્રમાણે મોટા ઉત્સવરૂપ લેખાય છે.

ઋતુઓથી થતા વાતાવરણના ફેરફારથી વનસ્પતિ અને પ્રાણીવર્ગઉપર શરીરના બંધારણ તથા નિર્વાહસંબંધમાં અનેક જાતના ફેરફાર થાય છે એ ન્યૂનાધિક અંશે સર્વ કોઈના અનુભવનો વિષય છે. શિયાળો, ઉન્હાળો અને ચોમાસામાં થંડી, ગરમી અને શરદી શરીરને સ્પષ્ટ રીતે સમજાય છે. હીમ પડવાથી શિયાળામાં ખેતરોમાં પાક બળી જાય છે, એ કોણ નથી જાણતું ? ચોમાસામાં વધારે વર્ષાદથી ધાન્ય કોહી જાય છે અને ઉન્હાળામાં નદી તળાવનાં પાણી સુકાવાથી પ્રાણીઓ અને વનસ્પતિનું જીવન જતું રહે છે એ ક્યાં અજાણ્યું છે ? અત્યંત થંડીથી લોહી ફરતું બંધ થવાથી જીવન અટકે છે અને અત્યંત તાપથી લોહી ઉકળી જવાથી મગજે ગરમી ચઢતાં લુક ( sun stroke ) લાગી મરણ થાય છે, તેમ શરદી વધવાથી 'ઈન્ફ્લુએન્ઝા ' વગેરે રોગથી પણ પ્રત્યુદય થવાય છે. એ પણ ક્યાં અજાણ્યું છે ! આ પ્રમાણે મુખ્ય ઋતુઓમાં વાતાવરણમાં થતી સ્થૂલ વિક્રિયાથી સચેતન અચેતન પ્રાણી વનસ્પતિઆદિ સૃષ્ટિમાં જેમ સ્થૂલ વિક્રિયાઓ અને પરિણામો સ્પષ્ટ સમજાય છે તેમ શરીરોમાં અને અંતઃકરણસુધી પણ સૂક્ષ્મ વિક્રિયાઓ ઋતુઓના આવાંતર ભેદને લઈને થાય છે એ સૂક્ષ્મવિચાર કરતાં ન સમજાય તેમ નથી. શિયાળામાં લોહીની ગતિ વધવાથી મનની ગતિ વધે છે, શરીર અને મનમાં ક્રિયા કરવાનો ઘણો વેગ પ્રકટે છે; શરીર તથા મન વધારે ક્રિયા કરવાથી જઠર વધારે આહારને માગે છે, તેમ જ પાચન કરી શકે છે, અને તેથી જ શરીર તથા મગજની પુષ્ટિ કરવા સારૂ

પાક, વસાણાં આદિ સંગીન ખોરાક ખાવાનો રિવાજ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે શીતકટિબંધનાં પ્રાણી અને પ્રજા ઉષ્ણકટિબંધકરતાં શારીર અને માનસ બળમાં અધિક ચઢિયાતાં હોવામાં શૈત્યની શરીર તથા અંતઃકરણઉપર ક્રિયાનો વેગ વધારવાની અસાધારણ શક્તિ એ જ પ્રધાન કારણ છે, આથી ઉલટું ઉન્હાળામાં ગાત્રો શિથિલ થઇ જાય છે, પાણી પીવા છતાં તૃષા શમતી નથી અને તરફડાટ થાય છે, નિદ્રા આવતી નથી, બેચેની વધે છે અને રુચી ઘટે છે, કામકાજ કરવામાં ઉત્સાહ મંદ થાય છે, અને શારીર તથા માનસ બળ ઘટે છે એ સુપ્રસિદ્ધ છે.

મોટા ફેરફારો સર્વને અનુભવમાં આવતા હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે વર્ષમાં ત્રણ ઋતુઓ ગણાય છે, પણ વિકારોનું વર્ગીકરણ કરતાં ક્રિયાભેદથી ૭ ઋતુઓ પૂર્વપુરુષોએ સ્વીકારી છે તે આ છેઃ—૧ હેમંત; ૨ શિશિર; ૩ વસંત; ૪ ગ્રીષ્મ; ૫ વર્ષા; ૬ શરદ. આ ૭ ઋતુઓદ્વારા શ્રી સવિતાનારાયણ આ બ્રહ્માંડમાં નાનાવિધ કાર્યોને યથાનિયમ કરે છે. સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ—આ વિશ્વમાં સ્થાવર જંગમ સર્વ પદાર્થોના આત્મા શ્રીસૂર્યભગવાન છે. પ્રાણતત્વના પરિપોષક હોઇ સર્વ પ્રાણિપદાર્થોને ભિન્ન ભિન્ન સમયે ભિન્ન ભિન્નરૂપે જીવનના વિઘાતક હેતુઓને વિદારીને નવજીવન અર્પે છે. વનસ્પતિ જો કે અચેતન ગણાય છે તો પણ પોતાના જીવનને શ્રીઆદિત્ય ભગવાનના રશ્મિદ્વારા જ પ્રાપ્ત કરે છે અને ઇતર પ્રાણીઓનું પણ એમ જ છે.

વાત, પિત્ત અને કફની સમતા સચવાઇ રહેતાં શરીરયંત્ર સરળતાથી ચાલે છે. વૈદકશાસ્ત્રપ્રમાણે ઋતુઓની શરીરઉપર જૂદી જૂદી અસર થય છે. હેમંતમાં કફનો સંચય અને શિશિરમાં પ્રકોપ, વસંતમાં વાતનો સંચય અને ગ્રીષ્મમાં પ્રકોપ, અને વર્ષામાં પિત્તનો સંચય અને શરદ્‌માં પ્રકોપ થાય છે; અને આવી વિષમતાના પ્રતીકારતરીકે આહારવિહારમાં યોગ્ય ફેરફાર કરવાથી શરીરપ્રકૃતિ સચવાઇ રહે છે. જેમ આખા વર્ષમાં ૭ ઋતુઓ છે તેમ એક દિવસમાં પણ ૭ ઋતુઓ બદલાય છે, અને તેથી એક દિવસમાં પણ સવાર, બપોર અને સાંજના ખાવાપીવાના પદાર્થો હલકાભારે હોઇને—એક જ પ્રકારના નહિ રાખતાં તેમાં ફેરફાર કરવામાં આવે છે અને તેથી આરોગ્ય સુસ્થિર રહે છે. આ ૭ ઋતુઓમાં પણ શરદ ઋતુ વ્યષ્ટિ અને સમષ્ટિમાં ભારે વિકારો પ્રકટાવે છે. વર્ષા ઋતુ વીતતાં તેનો આરંભ થતો હોવાથી વર્ષામાં સંચય પામેલા પિત્તનો શરદ્‌માં પ્રકોપ થાય છે; આનું શમન કરવાના હેતુથી શરીરોમાં વાત, પિત્ત અને કફનું સમાનપણું જાળવી રાખવાને આષાઢાદિ ચાતુર્માસમાં અનેક વ્રતઉપવાસાદિનું વિધાન પૂર્વપુરુષોએ કરેલું જણાય છે. વર્ષાઋતુના ભેજથી મચ્છર વગેરે જંતુઓની ઉત્પત્તિથી, તેમના દંશથી વિવિધ પ્રકારના વિષનો શરીરમાં પ્રવેશ થવાથી આ શરદ ઋતુમાં આવતો જ્વર શરીરને બહુ પીડાકારી જણાય છે, એટલું જ નહિ પણ પ્રસંગે પ્રાણઘાતક પણ થાય છે. આ રીતે તે ભયંકર હોવાથી આ ઋતુમાં જેનું આરોગ્ય સચવાઇ રહ્યું તેનું આખું વર્ષ સારું ગયું એમ મનાય છે. અને તેથી જ શતં જીવ શરદઃ । કહીને મુનિ ભગવની શતાયુ થવાનો વર્ષના આયુને અર્પવાનું કહે છે. આવા પ્રાણઘાતક સંકટના સમયમાંથી મુક્ત થવાથી, નદીઓના જળ નિર્મળ થવાથી, મેઘાચ્છાદિત આકાશ નિરભ્ર થવાથી, સૂર્ય ભગવાન નિર્મળરીતે વાતાવરણને શુદ્ધ કરીને નવજીવન અર્પવાથી, આ સમયને સર્વે પ્રજાઓ મુખ્ય

-ઉત્સવરૂપ સ્વીકારે છે એ સર્વથા યોગ્ય જ છે. વળી જીવનની સ્થૂલ શરીરની પોષક ધાન્યાદિ સંપત્તિ પૃથ્વીમાંથી પક્વ થઈને બ્હાર આવે છે, ડાંગર, બાજરી, મકાઇ વગેરે પાકીને નવું ધાન્ય ભરવાનું હોવાથી, અને આ સંગ્રહ પુનઃ બારે માસ સુધી ચાલી શકે એ પ્રમાણે ભંડાર ભરવાથી સ્થળે સ્થળે ન્યૂનાધિક અંશે લોકોમાં પૂર્ણતાનું અને તૃપ્તિનું ભાન થાય છે. રેલ્વે તથા સ્ટીમર વગેરે સાધનો હાલ પ્રાપ્ત હોવા છતાં પણ ચાતુર્માસમાં વ્યાપાર બંધ અથવા મંદ થવાથી તે મંદ ઋતુ ( slack season ) ગણાય છે. તેનો હવે અવધિ આવવાથી નવીન વ્યાપારનો પુનઃ આરંભ થાય છે, અને સમુદ્ર શાન્ત થવાથી આ ખુલ્લી મોસમમાં વહાણના વેપારીઓ પોતાનાં વહાણ ચાલુ કરે છે. ચાતુર્માસમાં વળી એક સ્થાનમાં નિવાસ કરી રહેલા સન્યાસી અને ઇતર સાધુ પુરુષો પુનઃ પર્યટન કરવાનો હવે આરંભ કરે છે; તાત્પર્ય કે મંદતા મટીને જ્યાં ત્યાં જાગૃતિ જન્મ પામેલી જણાય છે, અને તે કારણથી જ આ જ પર્વને પ્રશસ્ય ઉત્સવરૂપ સ્વીકારવામાં પૃથ્વીઉપરની સર્વ પ્રજાઓ આગ્રહ ધરે છે અને તે વાસ્તવિક છે.

આ દીવાળીના દિવસોમાં અનેક દીપકો પ્રકટાવી પ્રકાશ કરવામાં આવે છે, તેમ નાના પ્રકારનું દારૂખાનું ફોડી આનંદ માનવામાં આવે છે; વળી મેરમેરૈયાં કરી ઘરના બધા ભાગમાં ખાસ કરીને ઓરડામાં—ખૂણેખાચરે ફેરવી બ્હાર અમુક સ્થળે મૂકી આવવામાં આવે છે. આનો હેતુ અલક્ષ્મી–દારિદ્રને ઘરમાંથી હાંકી કાઢવાનો છે; અર્થાત્ ખુલ્લી મોસમ શરુ થવાથી ચોમાસાનો ખૂણેખાચરે ભરાઈ રહેલો ભેજ તથા જંતુઓ દૂર કરીને હવાને સ્વચ્છ કરવામાં આવે છે. દારૂખાનું ફોડવામાં પણ અનેક રાસાયનિક સંયોગોથી હવાની શુદ્ધિ થાય છે. પ્રકાશનો ધર્મ અંધકાર–તમસ્–જાડયને દૂર કરવાનો છે. તેથી દીપકોના તેમ દારૂખાનાના એકદમ સાથે લાગા પ્રકાશ અને ઉષ્ણતાથી વાતાવરણની મલિનતા, જડતા, શરદી અને ભેજ દૂર થઈ શુદ્ધિ, લઘુતા અને શુષ્કતા આવે છે, અને તેને પરિણામે આરોગ્યની અભિવૃદ્ધિ થાય છે.

સ્થૂલ ક્રિયા અને વિનોદથી આનંદ પામવા ઉપરાંત શ્રદ્ધાભક્તિસંપન્ન અંતઃકરણમાં સકામ ઉપાસનાદ્વારા પોતાના ઇષ્ટદેવની આરાધના કરીને, મંત્રાદિના વિધિવત્ અનુષ્ઠાનદ્વારા મંત્રસિદ્ધિ સાધીને મનોરથોને પ્રાપ્ત કરવા ઘણા લોકો આ જ દિવસોનો વિશેષે કરીને કાળીચૌદશ ( આસો વદ ૧૪ ) નો ઉપયોગ કરે છે. અને આ રીતે વૃશ્ચિક, સર્પ, ભૂત, પિશાચ આદિના મંત્ર સાધનારા ઘણા જોવામાં આવે છે. કૃષ્ણપક્ષમાં અમૃતમયચંદ્રની પ્રત્યેક કલાનું પાન કરવાથી ચતુર્દશી અને અમાવાસ્યાએ તે લોપ થતાં પોતાના શીત રશ્મિદ્વારા પ્રકાશ પૃથ્વીઉપર આપી શકતો નથી અને સંપૂર્ણ અંશમાં દેવોએ તે અમૃતનું પાન કરેલું હોવાથી, તે સંપૂર્ણ પરિતૃપ્તિને અનુભવતા હોવાથી પોતાના ઉપાસકોઉપર પૂર્ણ પ્રસન્નતાથી પોતાના પ્રસાદને અર્પી શકે છે અને તેથી જ ઉપાસનાદ્વારા ઉપાસ્યદેવના સર્વોત્તમ પ્રસાદ અને સામર્થ્યને પ્રાપ્ત કરવાને આ સમયને શ્રેષ્ઠ ગણેલો છે. પિતૃઓની તૃપ્તિમાટે શ્રાદ્ધની અમાવાસ્યાની તિથિ સ્વીકારવામાં પણ આ જ આશય રહેલો છે. અમાવાસ્યા શબ્દની વ્યુત્પત્તિ જોતાં પણ જણાય છે કે अमा (सह) वसतः सूर्याचंद्रमसौ यस्यां (तिथौ) सा अमावास्या—જે તિથિમાં સૂર્ય અને ચંદ્ર સાથે રહે છે અર્થાત્ એકરા

રહેવાથી ચંદ્રનો ગૌણ પ્રકાશ સૂર્યના મુખ્ય પ્રકાશથી અભિભવને પામે છે. ચંદ્રમા સ્વયંપ્રકાશ નથી પણ પરપ્રકાશ્ય હોવાથી, સૂર્યના પ્રકાશથી પોતે પ્રકાશને પામતા હોવાથી અમાવાસ્યાને દિવસે સૂર્યની અત્યંત સન્નિકૃષ્ટ હોય છે તેથી અદૃશ્ય હોય છે, અને જેમ જેમ વિપ્રકૃષ્ટ થાય છે–વેગળા વેગળા જતા જાય છે–દરેક તિથિમાં સમીપથી દૂર દૂર જતા જાય છે–તેમ તેમ તેમની કળા વૃદ્ધિંગત થતાં શીતલતા, પ્રકાશ આદિ ધર્મોને પ્રકટાવે છે એ સુપ્રસિદ્ધ છે.

o

ધનતેરસને દિવસે લક્ષ્મીપૂજન અને દિવાળીને દિવસે શારદાપૂજન કરવાનો રીવાજ હોય છે. અને તે પ્રમાણે વ્યાપારીઓમાં નિયમિત પૂજન કરવાનો પ્રચાર ચાલે છે. દીવાળી બાકી ચૂકવી લહેણા દેવાનો હિસાબ પતાવી દઈ વર્ષઆખરે ચોપડો બંધ કરવામાં આવે છે અને નવા વર્ષથી નવા ચોપડામાં હિસાબ લખવાનો આરંભ થાય છે.

આશ્વિનની દીવાળીની અમાવાસ્યા અને કાર્તિ શુદ પ્રતિપદાના દિવસો વળી આ વિશ્વપ્રપંચનાવિલય અને વિસ્ફૂર્તિના દ્યોતક છે. પ્રલયમાં કારણાકારપરિણામને પામેલા પ્રકૃતિપ્રદેશમાં નિસ્પંદ અને નિષ્ક્રિય થયેલું પ્રકૃતિદ્રવ્ય પુનઃ ક્ષોભને પામી નવીન સર્ગનો આરંભ થાય છે.

આખો દિવસ કામ કરીને થાકી ગયેલો મનુષ્ય રાત્રિએ પોતાને ઘેર જઇને શાન્ત થઇને નિદ્રાવશ થાય છે અને બીજે દિવસે સવારે પુનઃ નવીન બલ અને ઉત્સાહને પ્રાપ્ત કરતો કામે લાગે છે. તેમ કાર્યાકારપરિણામને પામેલી રક્ષ થઈ ગયેલી પ્રકૃતિ પોતાના અધિષ્ઠાનરૂપ ચૈતન્યરસાર્ણવમાં પ્રલયકાળે લીન થઇને પડી રહે છે, અને તેના સાન્નિધ્યથી નવીન બલને પ્રાપ્ત કરીને પુનઃસર્ગકાળે જગતનો આરંભ કરે છે. પ્રકૃતિતત્ત્વનો આ પ્રકારનો પ્રલય અથવા વિનાશ પુનઃ જન્મ પામવાને અર્થે જ છે. વેદાન્તમતપ્રમાણે નાશ એ અભાવરૂપ નથી પણ કાર્યગત અણુઓ વિશીર્ણ થઈ કારણાકાર થાય છે તે જ છે. (नाशः कारणलयः)–Destruction is reconstruction. જૂના ઘરના અણુઓ પોતાના કારણરૂપ મૃત્તિકાકાર થયા વિના નવીન ઘટોત્પત્તિ સંભવતી નથી, તેમ પ્રકૃતિગત અણુઓને વિશીર્ણ કરનારી શ્રી રુદ્રભગવાનની સંહારક શક્તિ ખરૂં જોતાં તે તે અણુઓને નવીન જ્ઞાન, ઐશ્વર્યાદિ સામર્થ્યયુક્ત કરીને પુનઃ સૃષ્ટિચક્રમાં સ્થાપે છે, તેથી કલ્યાણજનની છે અને તેથી જ શ્રી રુદ્રને **સદાશિવ** કહે છે. અને આ પ્રમાણે દ્વિવિધ શક્તિયુક્ત હોવાથી તે **નીલલોહિત**, વામમૂર્તિ, દક્ષિણામૂર્તિ એ નામોથી જગતમાં પ્રખ્યાતને પામેલા છે અને બ્રાહ્મણોના પરમ દૈવતરૂપ છે. **શ્રી સદાશિવ**ની આ ઇચ્છા અને ક્રિયા શક્તિની અધિષ્ઠાત્રી દેવી **લક્ષ્મી** અને **સરસ્વતી** પોતપોતાના અભિમાનીસહિત અનુક્રમે રુદ્રમાં લીન થાય છે. ધનતેરશે લક્ષ્મીપૂજન અને દીવાળીને દિવસે શારદાપૂજનનું વિધાન પુનઃ જ્ઞાન, ઐશ્વર્યાદિ સંપત્તિ પ્રાપ્ત થવા અર્થે કરેલું છે તે આ રીતે સહેતુક છે એમ સ્પષ્ટ સમજાય છે.

( અપૂર્ણ. )

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૯૫ થી. )

યોગશાસ્ત્રપ્રમાણે ઉપર જણાવ્યું તે પ્રમાણે વિશ્વ=પ્રકૃતિ+પુરુષ અથવા વિશ્વ=દૃશ્ય +દ્રષ્ટા. અહિં પ્રકૃતિ એ શું તત્ત્વ છે, પુરુષ એ શું તત્ત્વ છે, પ્રકૃતિ દૃશ્ય કેવી રીતે છે, પુરુષ દૃષ્ટા કેવી રીતે છે એ આદિ આ શાસ્ત્રપ્રમાણે હવે જોવાનું રહે છે ત્યાં પ્રકૃતિ એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો. આ ત્રણ ગુણના સમૂહનું નામ પ્રકૃતિ છે. જેમ સત્, ચિત્ અને આનંદ એ વેદાન્તની ત્રિપુટી છે, જેમ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ પુરાણની ત્રિપુટી છે. તથા જેમ પૃથ્વી, અંતરિક્ષ અને દ્યૌ એ વેદની મંત્રસંહિતાની ત્રિપુટી છે તેજ પ્રમાણે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ સાંખ્ય તથા યોગની ત્રિપુટી છે, અર્થાત્ એ ત્રણના ઉપર પ્રધાન લક્ષ ખેંચનાર અને એના ઉપર મોટી પ્રક્રિયા સ્થાપન કરનાર આ બે શાસ્ત્રો છે. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ કહેવાય છે પણ ગુણનો અર્થ ધર્મ ( attribute, property ) સમજવાનો નથી. એક દોરડી કાળા, લાલ અને ધોળા દોરાવડે ગુંથીને બનાવી હોય તો એ દોરડીના એ દોરા ગુણ એટલે અવયવ કહેવાય છે. તે જ પ્રમાણે સત્ત્વાદિ ત્રણ પ્રકૃતિના ઘટક અવયવ છે તેથી એ ગુણ કહેવાય છે. બીજ ગણિતમાં જેમ " અબક " કહ્યું હોય તો તેના અ, બ, અને ક એ ત્રણ અવયવ અથવા ગુણ છે, જેમ " અ²–બ² " ના " અકબ " અને " અ–બ " એ બે અવયવરૂપ ગુણ ( Factors ) છે. તે જ પ્રકારે પ્રકૃતિના સત્ત્વાદિ ત્રણ અવયવ છે. આથી પ્રકૃતિ કોઈ એક વસ્તુ છે અને સત્ત્વાદિ ત્રણ તેના ધર્મો છે એમ માનવાનું નથી, પણ સત્ત્વાદિ ત્રણ દ્રવ્યો જ અખિલ વિશ્વના પરિણામોના ઉપાદાન કારણરૂપ છે. તેથી એ ત્રણના સમુદાયને જ પ્રકૃતિસંજ્ઞા યોગશાસ્ત્રકાર આપે છે. એ ત્રણ દ્રવ્યોનું જ્ઞાન એ ત્રણના ધર્મો ઉપરથી થઇ શકે છે. ઘણા લોક શાસ્ત્ર વાંચ્યા પછી અથવા શ્રવણ કર્યા પછી એમ પૂછે છે કે " પણ સત્ત્વ તે શું " ? આ પ્રશ્ન એ બતાવે છે કે જેમ ગો અશ્વ આદિ પદાર્થો માણસો એક બીજાને બતાવી શકે છે તેમ આ સત્ત્વાદિ પદાર્થો જોવાને આ પ્રશ્નકાર માગે છે પણ એમાં તેમની ભૂલ છે. સત્ત્વાદિ મૂલરૂપે ચક્ષુરાદિ બહિર્ ઇન્દ્રિયના વિષય નથી, એ આંખથી જોઈ શકાય તેમ નથી, શ્રોત્રથી સાંભળી શકાય તેમ નથી, ઘ્રાણથી સુંઘી શકાય તેમ નથી, ત્વચાથી અડકી શકાય તેમ નથી તેમ જિહ્વાથી ચાખી શકાય તેમ નથી. એનું અપરોક્ષ કોઇ પણ બાહ્ય ઇન્દ્રિયથી થઇ શકે તેમ નથી. એનું અપરોક્ષ તો યોગી પુરુષ સંયમથી જ કરી શકે છે. જ્યાં સુધી યોગના અનુષ્ઠાનથી બુદ્ધિ સૂક્ષ્મ વિષયને અપરોક્ષપણે જાણનાર થઈ નથી ત્યાંસુધી સૂક્ષ્મ પદાર્થનું અપરોક્ષ જ્ઞાન કરવા મનુષ્યો અસમર્થ છે. છતાં તે સૂક્ષ્મ પદાર્થનું જ્ઞાન તેના ધર્મદ્વારા થઇ શકે છે. વળી ખરૂં જોતાં તો જગતમાં આપણે જે જે વસ્તુ બાહ્ય ઇન્દ્રિયથી જાણીએ છીએ તેમાં ખરી વસ્તુને તો આપણી ઇન્દ્રિયો સ્પર્શ જ કરતી નથી, આપણને જે જ્ઞાન થાય છે તે, તે વસ્તુમાં પ્રતીત થતા ધર્મો માત્રનું જ જ્ઞાન વિશેષરૂપે થાય છે. અને એ ધર્મો જે વસ્તુને આધારે રહેલા છે તેનું જ્ઞાન તો માત્ર તે તે ધર્મોના આશ્રયરૂપે જ અર્થાત્ સામાન્ય પ્રકારે જ થાય છે. દૃષ્ટાન્તથી આ વિષયને સ્ફુટ કરીએ તો ધારો કે એક લીંબુ આપણી

આગળ પડયું છે. એમાં આપણને શું શું જ્ઞાન થાય છે ? આપણે ચક્ષુરિન્દ્રિયને વ્યાપૃત કરીએ છીએ તો એ લીંબુમાં ગોળ આકૃતિ દેખાય છે, એનો પીળો અથવા લીલો જે રંગ હોય છે તે દેખાય છે, એમાં સૂક્ષ્મ છિદ્રો–ગોળ આકૃતિ દેખાય છે, ઉપર ઉપસેલી ગોળ આકૃતિ જણાય છે વગેરે. હસ્તથી એને સ્પર્શ કરી જોઇએ છીએ તો એનો કઠિન વા મૃદુ જે હોય તે સ્પર્શનું ભાન થાય છે. નાકઆગળ એને ધરીએ છીએ તો ખટાશવાળો ગંધ જણાય છે, અને એને કાપીને જીભઉપર ધરીએ છીએ તો ખાટા સ્વાદનો અનુભવ કરીએ છીએ. તાત્પર્ય કે આપણને લીંબુના આકાર અને રૂપ, રસ, ગંધ અને સ્પર્શના રૂપધર્મોનું જ્ઞાન થાય છેપણ એ તો ધર્મો છે, એનો ધર્મી શું છે તે આપણે જોતા જાણતા નથી. વળી આ લીંબુ તો વિવિધ ઇન્દ્રિયથી ગમ્ય છે તેથી એના આટલા ધર્મો પણ જણાય છે પણ જે વસ્તુ તેવી નથી તેના ધર્મો આપણે બહુ જ ઓછા જાણી સંતોષ માનીએ છીએ, સરગમના સ્વરમાં " સા " વગાડી " રિ " વગાડવામાં કે ગાવામાં આવે છે ત્યારે આપણે તેને શ્રોત્રવડે સાંભળીએ છીએ અને તેથી તે કંઇક છે, પૂર્વના–" સા " થી–ભેદવાળો છે એ સમજાયછે, પણ એથી અતિરિક્ત એમાં કોઇ જાતનું જ્ઞાન થતું નથી. આ જ ન્યાય સર્વત્ર લગાડી જોવામાં આવશે તો સર્વને સ્પષ્ટ સમજાશે કે આપણે ધર્મીનું જ્ઞાન થતું નથી, માત્ર ધર્મોનું જ જ્ઞાન થાય છે અને એ ધર્મોદ્વારા આપણે ધર્મીને સામાન્યરૂપે જાણીએ છીએ. આપણી આ સ્થિતિમાં સત્ત્વાદિ દ્રવ્યોનું જ્ઞાન કરવાને પણ આપણી પાસે અન્ય સાધન નથી પણ જ્યાં સુધી સંયમવડે એનો યોગજન્ય સાક્ષાત્કાર કરાયો નથી ત્યાંસુધી એના ધર્મના જ્ઞાનથી જ આપણે એ ધર્મીનું જ્ઞાન કરવાનું રહે છે. તેથી એ ધર્મોનું પ્રતિપાદન કરવું એ જ એનું જ્ઞાન કરાવવાનો ઉપાય છે અને એથી થતા જ્ઞાનથી જ અયોગી પુરુષે તત્કાલ સંતોષ માનવો ઘટે છે. સત્ત્વાદિના ધર્મો વર્ણન કરતાં શ્રીમદ્ભગવદ્ ગીતામાં કહ્યું છે કે तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥१४–६॥ रजो रागात्मकं विद्धि तृष्णा संग समुद्भवम्। तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥१४–७॥ तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम्। प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥१४–८॥ सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत। ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ १४–९ ॥ सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते। ज्ञानं यदा तदा विद्याद् विवृद्धं सत्त्वमित्युत ॥ १४–११ ॥ लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा । रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥ १४–१२ ॥ अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च । तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥ १४–१३ ॥ આ ત્રણ ગુણોમાં સત્ત્વગુણ તે નિર્મલ છે એટલે સ્વચ્છ છે અર્થાત્ ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરવા યોગ્ય છે તેથી એ ચૈતન્યનો પ્રકાશ કરનાર છે અને તે સાથે આમય એટલે દુઃખ તેથી વિરોધી જે સુખ તેની પણ અભિવ્યક્તિ કરનાર છે અને એ પુરુષને જ્ઞાન તથા સુખસાથે સંગ ઉપજાવી બંધન કરનાર છે એટલે સુખ અને જ્ઞાન જે બે અંતઃકરણના ધર્મો છે તેનો આત્મામાં અધ્યાસ કરાવી ' હું સુખી, હું જ્ઞાનવાળો " એ પ્રકારની ભ્રાન્તિ ઉપજાવે છે. રજોગુણ એ રાગરૂપ છે અર્થાત્ જેવડે પુરુષ વિષયોવિષે રાગવાળો થાય છે તે રાગ નામ કામ એ ગુણવડે ઉપજે છે અને અપ્રાપ્તની ઇચ્છારૂપ જે તૃષ્ણા તથા પ્રાપ્ત વસ્તુનો વિનાશ ઉપસ્થિત હોય તોપણ તેને રાખવા જે ઇચ્છારૂપ આ સંગ તે બે દ્વારા એ ગુણ

કામને ઉત્પન્ન કરે છે તથા એ રજોગુણ શરીરનું "હું આ કર્મ કરીશ, હું એનું અમુક ફળ ભોગવીશ" એ પ્રકારે કર્મસાથે બંધન કરાવે છે. તાત્પર્ય કે રજોગુણ એ પ્રવૃત્તિનો હેતુ છે. અજ્ઞાનથી થનાર તમોગુણનો ધર્મ તે સર્વ શરીરીઓને અવિવેક ઉત્પન્ન કરવાનો છે અને એનાવડે શરીરીઓ પ્રમાદ (વિવેક કરવાના સામર્થ્યનો અભાવ) આલસ્ય (પ્રવૃત્તિ સામર્થ્યનો અભાવ) એ બે સત્ત્વ તથા રજસ્‌ના કાર્યના વિરોધી ધર્મસાથે જોડાય છે. સત્ત્વ એ સુખસાથે સંશ્લેષ કરે છે, રજસ્ કર્મસાથે અને તમસ્ જ્ઞાનને આવરણ કરી પ્રમાદસાથે જોડે છે. જ્યારે આ શરીરમાં સર્વ ઇન્દ્રિયોમાં પ્રકાશ એટલે સ્વસ્વ વિષયને ગ્રહણ કરવાનું સામર્થ્ય આવેલું દેખાય અને એ સામર્થ્યને લીધે દીપવત્ પ્રકાશ પ્રતીત થાય ત્યારે સત્ત્વગુણ વૃદ્ધિ પામેલો જાણવો. આ પ્રકારે જ્યારે લોભ (મોટી ધનની પ્રાપ્તિ થયા છતાં પણ પ્રતિક્ષણ તેની ઇચ્છાની વૃદ્ધિ થવી,) પ્રવૃત્તિ (નિરંતર કાર્ય કરવા કરવું તે), ઘણા ધનથી તથા પ્રયત્નથી સાધ્ય થતાં વિવિધ કામ્ય નિષિદ્ધ લૌકિક કર્મો જેવા કે જમીન ખરીદવી, ગૃહ ચણાવવાં ઇત્યાદિ તેનો આરંભ, "આ કરીને આ કરીશ, આ કરીને પેલું કરીશ" ઇત્યાદિ સંકલ્પનો પ્રવાહ ચાલ્યા કરવો તે રૂપ અશમ, વિવિધ પરધનાદિ પદાર્થો જોવામાં આવતાં ગમે તે ઉપાયે તેને ગ્રહણ કરવાની ઇચ્છારૂપ સ્પૃહા ઇત્યાદિ જ્યારે જણાય ત્યારે રજોગુણની વૃદ્ધિને સૂચવે છે. અને પ્રકાશ તથા પ્રવૃત્તિ એ બેનો અભાવ, પ્રમાદ તથા મોહ (તે તે સમયે કર્તવ્યરૂપે પ્રાપ્ત થયેલા અર્થનું પણ અનુસંધાન નહિ થવું તે) એ તમોગુણની વૃદ્ધિને સૂચવે છે.

આ શ્રી ભગવદ્‌ગીતાનાં વચનોથી સત્ત્વાદિ ત્રિવિધ ગુણોનાં કાર્ય શાં છે તે સમજાય છે અને એ દ્રવ્યો પુરુષને બંધન કરનાર રજ્જુના ગુણજેવાં છે માટે એને ગુણ સત્તા આપી છે, એ પણ સ્પષ્ટ થાય છે. એ ગુણો વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલા છે તેથી પ્રાણીઓની બુદ્ધિમાં પણ એ જ છે અને તેથી બુદ્ધિમાં રહેલા એનાં જે કાર્યો યથાસંભવ તેને સમાન જ ઇતરત્ર રહેલા એ ગુણોનાં કાર્ય સમજવાનાં છે. આ સર્વ કાર્યોમાં પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ અનુક્રમે એ ત્રિવિધ ગુણનાં મુખ્ય કાર્ય છે. ભૌતિક પ્રકાશ,—સૂર્ય, ચંદ્ર, વિદ્યુત દીપકઆદિ સર્વનો પ્રકાશ એ તેમાં રહેલા સત્ત્વગુણનું કાર્ય છે. જ્યાં જ્યાં ક્રિયા છે, પ્રવૃત્તિ છે ત્યાં ત્યાં રજસ્‌નું અસ્તિત્વ સમજવાનું છે. જગતના પ્રતીત થતા સર્વ પદાર્થો ગતિવાળા છે, એક સ્થાનેથી બીજે સ્થાને ગતિ કરનાર છે તેથી એ ગતિરૂપ ચિહ્નથી એમાં રજોગુણનું અસ્તિત્વ અનુમાન કરાય છે, અર્થાત્ અખિલ વિશ્વમાં પ્રવૃત્તિ વા ક્રિયામાત્ર આ રજોગુણને લીધે થાય છે. અને એ પ્રકાશનો પ્રતિબંધ તથા ક્રિયાનો પ્રતિબંધ જેને યોગશાસ્ત્ર સ્થિતિ નામ આપે છે તે તમોગુણનું કાર્ય છે. જેમ મનુષ્યોમાં મણ, બેમણ, પાંચ મણ આદિ ઉંચકવાનું બલ હોય છે પણ તેટલા પરથી તે આખો દિવસ એ ક્રિયા કર્યા કરતો નથી તે જ પ્રમાણે સત્ત્વાદિ ગુણો પણ સદા સર્વદા આ પોતાના સ્વભાવને પ્રકટાવતા નથી. જ્યારે સૃષ્ટિકાલ હોય છે ત્યારે એક પ્રદેશમાં આ ધર્મોની ઉપલબ્ધિ થાય છે અને પ્રલયકાળ આવે છે ત્યારે આ ધર્મોની અપ્રતીતિ થાય છે. આમ છતાં જેમ મનુષ્ય વજન ઉંચકે કે નહિ ઉંચકે ત્યારે પણ તેનામાં તેટલું બલ રહેલું હોય છે તે પ્રમાણે આ સત્ત્વાદિ ગુણો પોતાના કાર્યને પ્રકટ કરે કે ન કરે

તોપણ તેમાં એ કાર્યો પ્રકટ કરવાનું બલ-સ્વભાવ હોય જ છે. તેથી શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો સત્ત્વ એ પ્રકાશશીલ છે, રજસ્ એ ક્રિયાશીલ છે અને તમસ્ એ સ્થિતિશીલ છે.

અન્ય રીતે વિચારીએ તો સત્ત્વનું કાર્ય સુખ છે, રજસ્‌નું કાર્ય દુઃખ છે અને તમસ્‌નું કાર્ય મોહ છે. આ સુખ, દુઃખ અને મોહ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં એ, પોતાના કારણરૂપ સત્ત્વાદિનું અનુમાન કરાવે છે. યોગશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્ર આને સ્પષ્ટ કરવા પ્રાયશઃ સ્ત્રીરૂપ વ્યક્તિનું ઉદાહરણ આપે છે. એક સ્ત્રીને જોવાથી એક પુરુષને-તેના પતિને સુખનું ભાન થાય છે, સપત્નીને દુઃખનું ભાન થાય છે અને તે પતિવ્રતા સ્ત્રીપ્રતિ મૂઢતાથી આસક્ત થનાર ઉપપતિને મોહનું ભાન થાય છે. આથી એ સ્ત્રીરૂપ વ્યક્તિ એક છતાં એમાં આ ત્રણે ગુણો રહેલા છે. તેના પ્રતિ એમનો સત્ત્વગુણ જાગ્રત્ થાય છે, અભિવ્યકત થાય છે તેને એ સુખનું ભાન કરાવે છે, જેના પ્રતિ એમનો રજોગુણ જાગ્રત્ થાય છે તેને દુઃખનું અને જેના પ્રતિ તમોગુણ જાગ્રત્ થાય છે તેને મોહનું ભાન કરાવે છે. આ એક ઉદાહરણમાં દર્શાવેલી રીતિપ્રમાણે દરેક મનુષ્યે વિશ્વના વિવિધ પદાર્થો લઈ તેમાં આ ન્યાયને લગાડી જોવો, અને તેમ કરવાથી સર્વ પદાર્થો સુખ, દુઃખ અને મોહથી અન્વિત તેને જણાશે.

આ રીતે પ્રકાશ, પ્રવૃત્તિ અને પ્રતિબંધ અથવા સુખ, દુઃખ અને મોહ એ શીલવાળા જે ત્રણ બંધન કરનાર ગુણો તે સત્ત્વાદિ ગુણો છે અને એ ગુણો તે પ્રકૃતિ છે. શ્રી સાંખ્યસારમાં કહ્યું છે કે सत्त्वादि गुणवती सत्त्वाद्यतिरिक्ता प्रकृतिरिति न शंकनीयम् સત્ત્વાદિ ગુણવાળી તથા સત્ત્વાદિથી પૃથક્ એવી પ્રકૃતિ છે એમ નહિ ધારવું. પ્રકૃતિનો વિશેષ અર્થ આગળ કહેવાશે. અત્ર એનો સામાન્ય અર્થ જ દાખલ કહીએ છીએ કે જે વસ્તુનું જે ઉપાદાન કારણ હોય તે તેની પ્રકૃતિ છે. શ્રી સાંખ્યસારમાં જણાવ્યું છે કે प्रकृतित्वं साक्षात् परंपरयाऽखिलविकारोपादानत्वं प्रकृष्टा कृतिः परिणामप्रवाहरूपा इति व्युत्पत्तेः ॥ સાક્ષાત્ અથવા પરંપરાથી જે સમગ્ર વિકારોમાં ઉપાદાન કારણરૂપ છે તે મૂળ પ્રકૃતિ છે. કેમકે પરિણામરૂપ પ્રકૃષ્ટ કૃતિ જેની છે અર્થાત્ જે ઉપાદાન કારણરૂપ છે તે પ્રકૃતિ છે. એક વસ્તુમાંથી બીજી વસ્તુ બને તો જેમાંથી એ વસ્તુ બને છે તે એનું ઉપાદાન કારણ છે. સુવર્ણમાંથી બંગડી, સાંકળાં, કડાં આદિ વિવિધ અલંકારો થાય છે તેથી એ સર્વનું સુવર્ણ ઉપાદાનકારણ છે. લાકડામાંથી ટેબલ, ખુરસી, બાંકડો વગેરે રચાય છે તેથી લાકડું એ સર્વનું ઉપાદાન કારણ છે. પૃથ્વી, જલઆદિ પાંચ ભૂતમાંથી જ શરીરો રચાય છે તેથી શરીરોનું ઉપાદાન કારણ એ પંચ મહાભૂત છે. ઉપાદાન કારણ તે કાર્યના અવયવ કહેવાય છે અને તેની અપેક્ષાએ તે કાર્ય અવયવી કહેવાય છે. આ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્ય અખિલ વિશ્વના ઉપાદાન કારણ છે તેથી એ પ્રકૃતિ કહેવાય છે.

( અપૂર્ણ )

# प्रासंगिक उक्तिओ.

—મધ્ય સમુદ્રમાં પડેલા મનુષ્યને કેટલાક સમયે તણાતાં તણાતાં દૂરથી પણ કિનારાનાં દર્શન થતાં જેમ તેની વૃત્તિમાં આનંદ અને સંતોષનું ભાન થાય છે, તેમ મહાકાલના ચઢેલા અંકોના મહાસમુદ્રના ક્રમે ક્રમે આવતા કિનારાને જોઈ કંઇક સંતોષ પ્રકટે છે. ધારેલી પણ નહિ એવી અનિયમિતતા, અને તે પણ શ્રીમહાકાલ પત્રની, એ ખરેખર તેના કાર્યવાહકોના હૃદયને ગ્લાનિ પમાડે છે. જો કે કેવલ તેમના જ દોષથી તેની અનિયમિતતા થઈ નથી, તેમ છતાં અનેક વાચકોની દૃષ્ટિએ તો તેઓ જ નિમિત્તરૂપ ભાસે એ સ્વાભાવિક છે, અને એ જ તેમના અંતઃકરણને સંકુચિત કરે છે.

—અનેક ગ્રાહકો વારંવાર પુછે છે કે મહાકાલને અનિયમિત થવાનું શું કારણ છે તે અમને સવિસ્તર જણાવજો. પ્રિય સજ્જનો ! એમાં એટલાં બધાં કારણો હોય છે કે જે તમને જણાવવામાં આવે છતાં તે લક્ષમાં આવી શકે એમ નથી. તેમ જ તે કારણો એવાં નથી કે જે અનેક મનુષ્યોની સહાયથી નિવૃત્ત કરી શકાય. બાકી અમને શ્રદ્ધા છે કે એવા અનેક ગ્રાહક સજ્જનો છે કે જે મહાકાલને નિયમિત જોવાને અત્યંત તત્પર છે અને તેમ થાય તેને માટે તેઓ પોતાનાથી બનતી સહાય અર્પવાને પણ તૈયાર છે. તેમની આ પ્રકારની વૃત્તિ શ્રીમહાકાલપ્રતિ તેમની ઉચ્ચ ભાવનાને જ દર્શાવે છે.

—મહાકાલનો વિલંબ થવામાં એક કારણ પૂરું નથી થતું તે પહેલાં બીજું કોઈ એવી તો વિલક્ષણ રીતે પ્રકટ થાય છે કે જે તેના કાર્યવાહકોને આશ્ચર્યસાથે વ્યામોહ પ્રકટાવે છે. અને તેથી એક પક્ષે તેઓ નિરુપાય થવા છતાં તેમનું અંતઃકરણ તીવ્ર અસંતોષનો અનુભવ કરે છે.

—અનેક સજ્જનો એ આક્ષેપ કરે છે કે 'તમે ઘણાં માસિકો કહાડ્યાં તેથી એકની પણ નિયમિતતા સચવાતી નથી.' ઘણાં પત્રો થવાથી તેમને આ અનુમાન કરવાનું કારણ મળે છે, એ ખરું છે, પરંતુ સર્વાંશે અથવા અધિક અંશે પણ તે કારણરૂપ હોય એમ ખરું જોતાં જણાતું નથી. તે વિચાર તો તેના પ્રવર્તકોને પ્રથમથી જ પ્રાપ્ત હોય છે. પરંતુ અનિયમિતતાનાં જે મુખ્ય દૃષ્ટ કારણો છે, તે બીજાં જ છે.

—કેટલાક ધારે છે કે તે બીજાં નવીન પત્રોને પ્રસિદ્ધ કરીને થોડે સમયે મહાકાલને બંધ કરવામાં આવશે.પરંતુ આ અનુમાન કંઈ પણ પાયાવિનાનું છે શ્રીમહાકાલમાટે તેનાકાર્યવાહકોને પૂર્વવત્ શ્રદ્ધાભિમાન છે, અને બીજાં પત્રો પ્રસિદ્ધ કરવા છતાં શ્રીમહાકાલ શ્રેષ્ઠ પંક્તિએ જ રહેશે. તેના પ્રતિ અદ્યાપિ સંપૂર્ણ લક્ષ અપાય છે, અને ભવિષ્યમાં પણ અપાશે જ. મહાકાલ તેના વાંચકોનો જેટલી પ્રીતિનો વિષય છે તેના કરતાં પણ તેના કાર્યવાહકોના અધિક પ્રીતિના વિષયરૂપ છે. આથી તેના પ્રતિ કોઈપણ રીતનો અલક્ષ થયો છે, એમ અનુમાન કરવાનું પણ કશું જ કારણ નથી.

—ઈશ્વરેચ્છા તો કાર્તિકથી આરંભાતા નવીન વર્ષપૂર્વે, ચઢેલા તમામ અંકો મળી જશે. તેની અનિયમિતતાના કારણો પણ ક્રમે ક્રમે ઘટતાં જાય છે. તેથી સંપૂર્ણ આશા છે કે તે તેના નવીન વર્ષમાં પોતાની પુર્વવત્ નિયમિતતાનું દર્શન કરાવી શકશે.

—આ અંકમાં, અધિક કાર્યને લીધે, મારાથી વિશેષ લેખ લખી શકાયા નથી. તેમ જ હવે પછીના બે અંકોમાં પણ અધિક પ્રમાણમાં લેખ આપી શકાય એમ નથી. કેમકે બીજાં પત્રોને નિયમિત કરવાનું, તેમ જ કાર્તિકી ચતુર્દશીઉપર પ્રકટ કરવાના સાહિત્યની વ્યવસ્થાનું કાર્ય એટલું બધું છે કે તેમાંથી અવકાશ મળવો બહુ કઠિન છે. તેમ છતાં

બનશે તેટલું લખવાનો પ્રયત્ન તો થશે જ. કાર્તિકના અંકથી પૂર્વપ્રમાણે વિશેષ લખી શકવાનો સંભવ આવશે.

—'એક અનેકજનહિતકર પ્રવૃત્તિ' એ નામના લેખમાટે અનેક સજ્જનો આતુરતા દર્શાવે છે અને તે વાંચવાની અધિક જિજ્ઞાસા છે એમ પત્રોદ્વારા પણ જણાવે છે. પરંતુ તે લેખ આ વર્ષના અંકોમાં પ્રસિદ્ધ થાય એમ સંભવ નથી. અવશ્ય; તે લેખ મહત્વનો અને પરિણામે આચારમાં મૂકવાની વસ્તુને દર્શાવનારો છે, અને તેથી વાચકોના હૃદયને તે રુચિકર, મોહક અને આકર્ષક જણાય તેમ. છતાં વાચકોએ થોડો સમય ધૈર્ય રાખવું પડશે. બનતી ત્વરાથી તેનું અનુસંધાન કરવામાં આવશે.

—ભાદ્રપદ તથા આશ્વિન માસના અંકો સાથે તૈયાર થશે. અને તે કાર્તિકી ચતુર્દશીઉપર પ્રસિદ્ધ થશે. તેથી ત્યાર પછી તેને બીડવાનું કાર્ય થશે. તો માર્ગશીર્ષ શુક્લ પંચમી સુધીમાં તે સર્વને મળી જશે. તેથી તે સમય સુધીમાં તે અંકો ન મળે તો જ પછી એ સંબંધી ઉઘરાણી કરવી.

—ખગોળવેત્તાઓ કહે છે કે આકાશમાં કેટલાક એવા તારાઓ છે કે જેનો પ્રકાશ ત્યાંથી નીકળી ચુકવા છતાં પૃથ્વીઉપર પડતાં કેટલાંએ વર્ષો થશે. અને એ જ પ્રમાણે કેટલાક તારાનો ઘણે વર્ષે હાલ પૃથ્વીઉપર પ્રકાશ આવે છે. આ જ પ્રકારનું શ્રીવિશ્વંભરસ્મારક અંકસંબંધી કંઈક થયું છે! મસ્તિષ્કરૂપ આકાશમાંથી તેનો સંસ્કારરૂપ પ્રકાશ કેટલા કાળથી નીકળવા છતાં હજી સ્થૂલરૂપે તે પ્રકાશ આ જગતને પ્રત્યક્ષ થયો નથી! પરંતુ હવે તો મહાકાલના ચાલુ અંકો નિયમિત થઇ ગયા પછી તેનો તથા વર્તમાન વર્ષની ભેટનો આરંભ થશે. કેમકે માસિક અંકો પ્રથમ પ્રકટ કરવાની જરૂર રહે છે. કાર્તિક સુધીના અંકો પ્રસિદ્ધ થયા પછી તે પ્રકટ કરવા લક્ષ અપાશે.

—'બાલકોનો બંધુ' નામના માસિકની હદઉપરાંત માગણી હોવા છતાં હાલ મહાકાલનું કાર્ય પૂરું કર્યા પછી તેના ચડેલા સઘળા અંકો પ્રકટ થશે. તેથી તે પત્રના ગ્રાહકોએ ત્યાં સુધી, અર્થાત્ માર્ગશીર્ષ માસસુધી તે નહિ પ્રકટી શકે એમ જાણવું. તે અત્યંત લોકરુચિને પામેલું અને આગ્રહપૂર્વક તેને સત્વર પ્રકટ કરવાનું વારંવાર અનેક સજ્જનો તરફથી સૂચવવામાં આવ્યા છતાં તેમાં ઉપર કહ્યો તેટલો સમય વિલંબ થશે. આશા છે કે ગ્રાહકોએ આટલો સમય ધૈર્ય ધર્યું છે તો હજી થોડો સમય અધિક ધૈર્ય ધરશે.

—શ્રીમહાકાલનું વર્તમાન ૨૫ મું વર્ષ પૂર્ણ થવાથી તેના અવધિએ તથા ૨૬ મા વર્ષના આરંભે તે નિમિત્તે એક આનંદોત્સવ કરવાની ધારણા હતી, પરંતુ ચડેલા અંકો વગેરે કાઢવાની સાથે તે નિમિત્તની સર્વ વ્યવસ્થા થઇ શકે નહિ, એમ હોવાથી તે ઉત્સવને કંઈક લંબાવવો ઉચિત ધાર્યો છે. શ્રીમહાકાલ સંબંધી જે કંઇ બાકી રહેલાં લખાણો છે તે સર્વ પૂર્ણ કર્યા પછી ઈશ્વરેચ્છા તો તે સંબંધી કંઈક વિચાર થશે.

—મહાકાલની બે વર્ષની અનિયમિતતાને લીધે કોઇ કોઇ સજ્જનોની ભવિષ્યમાં ગ્રાહક રહેવાની ઇચ્છા મંદ થાય એ સ્વાભાવિક છે. જેમને લેખનું મહત્ત્વ છે, તેમના તરફથી અત્યંત પ્રમાણમાં અસંતોષ દર્શાવવામાં આવતો નથી પરંતુ જેમને નિયમિતતાઉપર જ અત્યંત આગ્રહ છે તેઓ અધિક અસંતોષ પ્રકટાવે છે. નવીન વર્ષથી તેને નિયમિત થવાની અને તે ઉપરાંત તેના લેખમાં પણ વધારે મહત્ત્વતા થવાની પૂર્ણ આશા છતાં, જે સજ્જનોની ૨૬મા વર્ષના ગ્રાહકતરીકે રહેવાની ઇચ્છા ન હોય તેમણે પ્રથમથી લખી જણાવવું. જેથી તેમના ઉપર નવીન વર્ષનો અંક વી. પી. કરવામાં ન આવે.

—નવીન વર્ષમાં ગ્રાહક ન રહેનારનો પણ સ્મારક અંક તથા ચાલુ વર્ષની ભેટઉપર તો હક રહે છે જ.

# केटलांक प्रासंगिक चित्रो.

**એકાએક જીવતા થવું.**

શિવકુમારને તેનો મિત્ર મહેન્દ્ર મળવા આવ્યો ત્યારે શિવકુમાર ફીકો, કંટાળી ગયેલો, દુર્બલ થઇ ગયેલો, નિરુત્સાહી અને કષ્ટને ભોગવતો હોય એવો જણાયો.

શિવકુમારે થોડી આડી અવળી વાતો કરીને કહ્યું, " જીવન ઘણું વિકટ થઇ પડેલું જણાય છે, કાંઈ પણ કામ કરવું એ અસંભવસરખું થઈ પડયું છે. હમણાં જ મુંબઇથી એક મિત્રનો પત્ર આવ્યો છે કે થોડા દિવસ ત્યાં આવી જવું. ત્યાં જવું એ વિચાર જ મને અપૂર્વ આનંદ પ્રકટાવે છે પણ મારાથી જવાય એવો સંભવ જણાતો નથી."

મહેન્દ્રે પૂછયું " કેમ, શા માટે નથી, જણાતો ? "

" અરે હમણાં તો કેવળ અશક્યસરખું જ લાગે છે આ માસિકનો અંક કાઢવાનો વખત થઈ જવા આવ્યો છે તેમ બીજાં પુસ્તકોનાં પ્રુફ સુધારવાનાં પણ ચાલે છે, વળી એક પેપરવાળાએ મારી પાસે કેટલીક હકીકત લખીને મંગાવી છે, તેમ પાછો ભેટનો અંક કઢાવવાનો પણ વખત થશે જ. એ બધું છોડીને હું શી રીતે જઈ શકું ? હમણાં તો અહિં જ રહેવું પડે એમ લાગે છે ". શિવકુમારે પોતાનાં કામો ગણાવતાં કહ્યું.

મહેન્દ્રે પૂછયું, "ધારો કે તમે એકાએક ગુજરી ગયા તો પછી ? "

" તો તો પછી તે ગમે તે રીતે ચાલે ", શિવકુમાર બોલ્યો.

" તો પછી તમે એકાએક જીવતા કેમ જતા નથી અને એ બધાં કાર્યોને ગમે તે રીતે શામાટે ચાલવા દેતા નથી ? " મહેન્દ્રે તત્કાળ પ્રશ્ન કર્યો.

શિવકુમાર તેના સામુ જ જોઇ રહેો.

' એકાએક જીવતા, એટલે ? એ તમે શું કહ્યું તે હું સમજી શકતો નથી. " સહજ આશ્ચર્યનો ભાવ દર્શાવતાં તેણે કહ્યું.

ગમે તેમ સમજાવીને મહેન્દ્રે શિવકુમારને મુંબઇ જવાનું ઠેરવ્યું અને બીજે દિવસે તે મુંબઈ ગયો અને પંદર દિવસના વિચારથી ગયેલો છતાં ત્યાં એક મહિનો રહ્યો.

તેના કામની કેવી વ્યવસ્થા થઇ તે પણ આશ્ચર્ય ઉપજાવે એવું છે. મહેન્દ્રે તેનું કેટલુંક કામ કરવા માંડયું, અને તેના બીજા મિત્રોએ પણ તેની આ હકીકત જાણી એટલે તત્કાળ તેઓ જ્યાં હતા ત્યાંથી તેના માસિકને માટે તેઓએ લેખો લખી મોકલ્યા અને મહેન્દ્રે તેની બધી વ્યવસ્થા કરી.

મહિના પછી શિવકુમાર શરીરે બલવાન્, પ્રસન્ન, ઉત્સાહી, અને આનંદનો ઉપભોગ કરતો આવી પહોંચ્યો. ખરેખર તે એકાએક જીવતો થયો હતો. તેણે આવીને જોયું તો તેનું બધું કામ થઈ ગયું હતું, અને માસિકનો અંક નીકળી ચુકયો હતો. તે દુર્બળ શરીરથી જે કરત તેના કરતાં તેને ઘણું અને બહુ સારૂં કામ થયું હોય એમ લાગ્યું. કંઈ કાળથી ચાલી આવેલી જૂની જ પદ્ધતિને, જ્યારે અધિક સુખજનક અને ઉત્તમ નવીન પદ્ધતિઓ મનુષ્યોની આસપાસ પ્રકટી રહી છે, તેવા સમયે પણ વળગી રહીને ' આટલા દહાડા આમ થયું ન હતું એટલે હવે એમ કરવાથી ધારેલું કામ શી રીતે થાય ' એવા વિચારોને સેવી દુઃખી થવું એ તેમનું અજ્ઞાન નથી તો બીજું શું છે ? 'એકાએક ગુજરી જવાની પદ્ધતિનો જ અંગિકાર કરવાની જરૂર નથી પણ ' એકાએક જીવવાની ' નવીન

# श्री श्रेयस्साधकअधिकारिवर्गनो १६ मो महोत्सव.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો વર્તમાન વર્ષનો આષાઢી પૂર્ણિમાનો ઉક્ત વર્ગના મહોત્સવોની સંખ્યામાં ૧૬ મો ગણાતો મહોત્સવ ગત આષાઢ શુક્લ પૂર્ણિમા શુક્રવારે વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં ઉત્કૃષ્ટ પ્રકારે પાલન કરવામાં આવ્યો હતો. લગભગ ૭૦૦ શ્રેયસ્સાધક સ્ત્રીપુરુષો તથા ઈતર સજ્જનોએ તે ઉત્સવમાં ભાગ લીધો હતો. પ્રાતઃકાલે શ્રાદ્ધપૂજનઅર્ચન આરતી આદિ ક્રિયાઓ કાર્યક્રમાનુસાર થઇ હતી. ત્યાર પછી ભોજનાદિ વ્યવહાર સધાયા હતા.

મધ્યાહ્નોત્તર નિર્મલહૃદયાન્વિત સજ્જનશ્રી લલિતે (જન્મશંકર મહાશંકર) કીર્તનસહ કથાના રૂપમાં અનેક સદ્વિચારો દર્શાવ્યા હતા. તેમના વિશુદ્ધ અંતઃકરણમાંથી નીકળતાં સ્નેહભર્યાં વચનો શ્રોતાજનોના હૃદયને આહ્લાદક તથા અત્યંત સંતોષને પ્રકટાવનાર થઈ પડ્યાં હતાં. મુખ્યત્વે કરીને મહાપુરુષોના હૃદયની ઉચ્ચતા, તેમની કૃપાથી તેમના આશ્રિત જનોને થતા લાભ, અને જીવોને સદ્ગુરુની આવશ્યકતા, એ સંબંધી વિસ્તારથી રસભરી શૈલિપૂર્વક અનેક વિચારો દર્શાવ્યા હતા. લગભગ દોઢ કલાક એ પ્રકારે થયા પછી શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને લગભગ અર્ધો કલાક વિવિધ પ્રકારના આમોદને શમાવવામાં ઉપયોગી તથા શ્રેયસ્સાધકોએ ધારણ કરવા યોગ્ય નિશ્ચયોસંબંધી બોધકવચનો કહ્યાં હતાં.

થોડો સમય નિવૃત્તિ લીધા પશ્ચાત્ ઉક્ત ઉત્સવનિમિત્ત ખાસ રચવામાં આવેલાં કીર્તનોનો પ્રથમ ભાગ, યોગ્ય સંગાનુમંડલવડે વિવિધ વાદ્યંત્રના ધ્વનિસહ ગાવામાં આવ્યો હતો. તે શ્રવણ કરતાં શ્રોતાવર્ગને ઉત્તમ આનંદનું ભાન થયું હતું.

ત્યાર પછી સર્વ સાધકો સ્નાન સંધ્યા આદિના ક્રમમાં યોજાયા હતા. નિત્યકર્મથી નિવૃત્ત થતાં પુનઃ સર્વનું સંમેલન થયું હતું. અને કીર્તનના અવશિષ્ટ દ્વિતીય વિભાગનો આરંભ થયો હતો. શાંત તથા પ્રસંગે પ્રસંગે ઝરઝર ઝરઝર થતી વૃષ્ટિના સમયમાં ગવાયેલાં તે કીર્તનો શ્રોતાઓને અત્યંત આનંદ અર્પતાં હતાં તેમાં 'દો થઇ કોઇ ઉદાર, અમને, દો થઈ કોઈ ઉદાર' એ કડીથી આરંભાતું પદ ચાર શ્રેયસ્સાધક ભગિનીઓએ મધુર કંઠ તથા સુંદર લયપૂર્વક ગાયું હતું, અને તે સર્વ પ્રકારે શ્રોતાઓની પ્રશંસાને પાત્ર થઈ રહ્યું હતું. તે વિના અન્ય પદો પણ બહુ ઉત્તમ પ્રકારે ગવાયાં હતાં પરંતુ "લો રે મધુરાં મધુરાં આ ગુલાબરે, એ તો ફુલડાં જીવનનાં'! એ પદ શ્રોતાઓને એટલું તો ઉત્તેજક તથા આહ્લાદક થયું હતું કે એ કીર્તન ગવાતાં મધ્યે જ આનંદાવેશમાં તેઓ જયધ્વનિ પુકારતા હતા. અનેક સજ્જનોની તે પદ પુનઃ ગવડાવવાની તીવ્ર ઇચ્છા છતાં સમયના અભાવે તેમ થઈ શક્યું ન હતું. એ કીર્તને સર્વના અંતઃકરણમાં કોઈ નવીન ઉલ્લાસ તથા અપૂર્વ વેગ ઉત્પન્ન કર્યો હતો.

એ કીર્તનોમાંથી છેવટનું એક પદ બાકી રહેતાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના વ્યાખ્યાનનો આરંભ થયો હતો. વ્યાખ્યાનના આરંભમાં વૃષ્ટિ નહિવત્ છતાં તેઓશ્રીનો વાક્પ્રવાહ જેમ જેમ અપૂર્વ વેગ ધારણ કરતો ગયો તેમ તેમ વૃષ્ટિનો વેગ પણ અત્યંત પ્રમાણમાં વધતો ગયો. પરિણામે તે એટલો તો વધ્યો કે વ્યાખ્યાનના શબ્દો પણ, શ્રોતાઓ અત્યંત નિકટ બેસવા છતાં, શ્રવણ કરવા કઠિન થઇ પડતા હતા. અને તેમ થવાથી શ્રોતાઓની વ્યાખ્યાન શ્રવણ કરવાની અધિકાધિક જિજ્ઞાસા પ્રકટતી હતી. વ્યાખ્યાન એવું તો મધુર વિચારમય તથા અદ્ભુત શૈલિવાળું હતું કે લગભગ બે કલાક ચાલવા છતાં પણ કોઇને તૃપ્તિનું ભાન ન થતાં હજી પણ વધારે સમય શ્રવણ કરવામાં આવે તેવી ઇચ્છા રહ્યા કરી હતી. મધ્યે મધ્યે શ્રોતાઓવડે કરાતા જયધ્વનિથી તે સ્થાન એટલું તો ગાજી ઊઠતું કે ઉપરથી પડતી વૃષ્ટિની ગર્જનાઓ પણ દુર્બલ થઈ પડતી જણાતી.

બે કલાકપર્યંત એ વ્યાખ્યાનનું શ્રવણ થયા પછી ' જીવનરસને ઝીલવાને-બધુ આવજો ' એ અંતિમ પદ પણ બહુ રમણીય રીતે અને અત્યંત અસરકારક રીતે ગવાયું હતું. અને તે સર્વની પ્રીતિપાત્ર થઇ પડયુ હતુ. એ પદની સમાપ્તિએ અપૂર્વ આનંદને અનુભવતો એકત્ર થયેલો સર્વ સમાજ પોતાના ઇષ્ટશ્રીને પ્રણામ કરતો લગભગ મધ્યરાત્રિએ સદ્દગુરુશ્રીના જયઘોષસહ પોતપોતાના સ્થાનપ્રતિ નિવર્તો હતો.

---

## श्री चितिप्रदीपप्रकटीकरणोत्सव.

શ્રાવણ શુકલ પંચમી, એ શ્રેયસ્સાધકવર્ગના સદ્દગુર **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના સ્વરૂપાવસ્થાનનો દિવસ હોવાથી પ્રધાનપણે તત્ત્વચિંતનના સેવનઅર્થે તે દિવસ વ્યતીત કરવામાં આવે છે. તે દિવસે પ્રાતઃકાલે આરંભમાં ઇષ્ટસ્તુતિ થયા પછી લગભગ એક પ્રહર શાંતિપૂર્વક ઇષ્ટસ્મરણ, સંયમ, ધ્યાન આદિ સત્ક્રિયાઓ કરવામાં આવી હતી. ત્યાર પછી કીર્તન કરીને પશ્ચાત્ **શ્રી** ઇષ્ટપૂજન, આરતી વગેરે થયું હતું. મધ્યાહ્ને ભોજનાદિ થયા પછી સદ્વિચારની ચર્ચા કરવામાં આવી હતી. સાયંકાલે સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ તથા સવિશેષ ઇષ્ટચિંતન કરવામાં આવ્યુ હતુ.

રાત્રિએ **વડોદરામાં શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને** તે દિવસના [illegible] વર્ષ પૂર્વે બનેલા શ્રી ઇષ્ટસ્વરૂપાવસ્થાનના પ્રસંગે, શ્રેયસ્સાધકોની શી સ્થિતિ કરી હતી, તેમના જીવનમાં કેવી વિષમતા પ્રાપ્ત થઇ હતી અને તે પૂર્વના ઇષ્ટશ્રીની વિદ્યમાનતાના સમયમાં શ્રેયસ્સાધકોને જે ધર્મભાર હતો તે કેટલો અલ્પ અને નહિવત્ હતો, તથા આ પ્રસગના પરિણામે તે ભાર કેટલો વિશેષ રૂપમાં સર્વઉપર આવી પડ્યો અને આ પ્રસંગે સાધકોને કેવા પ્રકારની સાવધાનતાની જરૂર પડી તે સંબંધી તથા આ સ્વરૂપાવસ્થાનના પ્રસંગે સાધકોના અંતઃકરણને કેવા પ્રકારનો વિશેષ બોધ આપ્યો તે સંબંધી અત્યંત ગંભીર વિચારમય વ્યાખ્યાન આપ્યું હતું. અત્યંત પ્રશાંત ચિત્તથી શ્રવણ કરવાથી સાધકોને અનેક પ્રકારના નવીન વિચારોની પૂર્તિ મળી હતી, અને ઇષ્ટશ્રીના મહદુપકારનું સ્મરણ થતાં સર્વનાં હૃદય ગદ્દગદિત થયાં હતા. પ્રત્યેકના હૃદયઉપર તે વ્યાખ્યાને ઘણી ઉંડી અસર કરી હતી તથા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**સદૃશ પોતાને શિરે સમર્થ સદ્દગુરુ પ્રાપ્ત હોવાથી પોતે અનેક પ્રકારના ઉત્કર્ષને સહજ સ્વભાવે સિદ્ધ કર્યાં જ કરે છે એમ દૃઢ ભાન થતાં તેમનાં નેત્ર ઉપકારભાનથી સજલ થયાં હતાં.

ત્યાર પછી તે ઉત્સવને નિમિત્તે જ ખાસ રચવામાં આવેલાં પાંચ કીર્તનો અત્યંત શાંતિસહ હૃદયના ભાવપૂર્વક ગાવામાં આવ્યાં હતાં. તે કીર્તનોના અર્થતાત્પર્યના ગાંભીર્યથી સર્વના અંતઃકરણઉપર કોઈ અદ્દભુત ઉચ્ચ ભાવ પ્રસર્યો હતો. તથા તેના ચિંતનમાં સર્વની વૃત્તિ કોઈ અપૂર્વ રસનો અનુભવ કરતી હતી. એ પદોને આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

આ ઉત્સવની વિશેષતા એ હતી કે તે અનેક સ્થળે પાલન કરવામાં આવ્યો હતો. સવિશેષે શ્રેયસ્સાધકોને અર્થે પ્રકટ કરવામાં આવેલું નવીન **શ્રેયસ્સાધક** નામનું માસિક કે જેનો ઉલ્લેખ **શ્રી** મહાકાલના આષાઢ માસના અંકમાં કરવામાં આવ્યો છે, તે પત્રમાં એ ઉત્સવ કેવી રીતે પાલન કરવો તેનું બાહ્ય સ્વરૂપ દર્શાવવામાં આવ્યું હતુ. તથા તે ઉત્સવમાં કેવો કાર્યક્રમ રાખવો તે પણ પ્રકટ કરવામાં આવ્યું હતું, એ સૂચનાથી અનેક સ્થલના શ્રેયસ્સાધકોએ આ ઉત્સવનું પોતપોતાના ગામમાં બહુ પ્રશસ્ય પ્રકારે પાલન કર્યુ હતું લગભગ વીશ ગામોમાં આ ઉત્સવ ઉત્સાહપૂર્વક થયો હતો, અને સર્વને તેથી અપૂર્વ આનંદ પ્રકટ્યો હતો. એ સંબંધી સવિસ્તર વર્ણન **શ્રેયસ્સાધક** પત્રના શ્રાવણ માસનો

અંક જોવાથી જણાશે. એ ઉપરથી સ્પષ્ટ સમજાય એમ છે કે તે ઉત્સવની ક્રિયાથી સર્વમાં અદ્ભુત પ્રકારની જાગ્રતિ પ્રકટી હતી. અને તેમા ભાગ લેનાર સર્વને તે વિશેષ હિતકર પ્રવૃત્તિ થઇ પડી હતી.

આ પ્રકારે વિવિધ સ્થલે એક જ પ્રકારના કાર્યક્રમાનુસાર થયેલો ઉત્સવ પ્રથમ જ હતો, અને તેથી સર્વ સ્થલોમાં અધિક આનંદનું ભાન થયું હતું. એવા જ પ્રકારે વિવિધ સમયે, વિવિધ પ્રકારના ઉત્સવો તથા વિવિધ પ્રકારની અન્ય ક્રિયાઓ જે જે સમયે કરવાની હશે તે તે સમયે એપસ્સાધક પત્રદ્વારા તે પ્રસિદ્ધ થયા કરશે આથી સર્વ સાધક બન્ધુઓએ તે પત્ર અવલોકવા કૃપા કરવી.

## श्रीचितिमद्दीपदर्शन.*

પદ ૧. ( શ્રીપતિ ઝુલે ગોપાળઃ એ લય. )

શ્રી ચિતિપ્રદીપપ્રકાશ, વિલોકું આજ;—
સકલ સ્થલે બાહ્યાંતર આ શો, ભાસે દિવ્ય ઉજાસ,
સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણે, એમ બધે ચોપાસઃ—
ક્યાંથી પ્રકટે, ક્યાં રહી પ્રસરે, કો સ્થલ એનો નિવાસ,—
જાણું ન તોય અનંત પ્રદેશે, જોઉં ચિતિઆભાસ;—
ચંદ્ર સૂર્ય કે જ્યોતિસરખો, થાય ન એનો ભાસ,
શુભ્ર પ્રભારૂપે એ વ્યાપે, વ્યાપે જેમ સુવાસ;—
પરમ શાંત કેવલ ઓજસ્મય, બલમય ને અવિનાશ,
જેમાં સહજ સ્વભાવે રમતાં, છૂટે અવિદ્યાપાશ;—
જેને સહજ નિરખતામાં પણ, ટળે જીવત્વાધ્યાસ,
ચિન્મયભાન ઊંડે ઉર થાતાં, ચિતિપ્રદીપથી સહવાસ;—
વર્ણાતીત છતાં વર્ણાત્મક, લહાય જેમ આકાશ,
સ્પંદરહિત છતાં પણ તેના, મનાય વિવિધ વિલાસ;—
ચિતિપ્રદીપ અભિવ્યક્ત થતાં ઉર, થયો તિમિરવિનાશ,
(તેથી) ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ, કરૂં ઉર ધરી ઉલ્લાસ;—

## चितिमन्दिरमां प्रवेशवा साधकोने अभिनंदनपूर्वक निमंत्रण.

પદ ૨. ( તારૂં ગોકુલ જોવા આવ રે; એ લય. )

કોઇ ચિતિમન્દિરમાં આવજો, મુજ સાધક બંધુ !
નિજ સ્નેહીસંબંધિ લાવજો, સઉને અભિનંદું.
પૂર્ણ અલૌકિકતાથી ભરેલું, દિવ્ય ચિતિમન્દિર,
ચિતિપ્રદીપ જ્યાં પ્રકટ પ્રકાશે, થાજો ત્યાં સુસ્થિરઃ હો મુજ સાધક બંધુ !
ઋષિમુનિઓએ પ્રવેશવા ત્યાં, કીધા વિવિધ પ્રયાસ,
તત્ત્વનો પણ લલચાયે છે, જોવા એહ નિવાસ; હો મુજ સાધક બંધુ !
મહા તપસ્વી, યોગી યતિઓ, ઇચ્છે છે ત્યાં પ્રવેશ,
આતુરતા ત્યાં જવા ધરવા, બ્રહ્માદિ દેવેશ; હો મુજ સાધક બંધુ !
જ્યાં અનુપમ સામર્થ્યો ભરીયાં, જે ઉન્નતિનું શૃંગ,
તે મંદિરમાં આવજો ઉર,—માં ઉપજાવી ઉમંગ; હો મુજ સાધક બંધુ !

* આ પાંચ પદો શ્રી અષ્ટમ ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવનિમિત્તે રચવામાં આવ્યાં હતાં.

અવિકલતાથી ચાલ્યા આવો, પ્રેમ વધારી અમાપ,
પ્રકટપણે જ્યાં ચિતિથી થાશે, આપ તણો મેળાપ; હો મુજ સાધક બંધુ !
એ મેલાપ થતાં ત્યાં કરશે, તમને એ નિજરૂપ,
તે ક્ષણ ભિન્નાસ્તિત્વ વિલાતાં, બનશો ચિતિસ્વરૂપ; હો મુજ સાધક બંધુ !
ચિન્મયતાનું ભાન પ્રકટતાં, ચિતિદર્શન સર્વત્ર,—
થાતાં સમાધિઅનુભવ થાશે, ગમન કરે મન યત્ર હો; તો મુજ સાધક બંધુ !
એ અનુભવસુખ માણતાં રે, લહેશો પરમ આનંદ,
જેને અપરોક્ષે અનુભવતા, વિશ્વવંદ્યસમ સંત; હો મુજ સાધક બંધુ !
ચિતિમન્દિરમાં રાજે ચિતિપતિ, શ્રી નરહરિ ભગવંત,
સદેહ ચિન્મયતા પ્રહેવા ત્યાં, હાલો સાધકવૃંદ; હો મુજ સાધક બંધુ !

## સાધનક્રમના નિર્દેશપૂર્વક સાધકોને ચિતિસાક્ષાત્કાર કરવા પ્રબોધ.

પદ ૩. (અંતર રે, અહાહા—એ લય.)

આવો કરીએ મુજ બંધુઓ ! આજે ચિતિનો સાક્ષાત્કાર.
મહી સમર્થ ગુરુ આધાર,
શીદ સહીએ ઉર અંધકાર રે; આવો૦
સઉથી પ્રથમ નિજ સદ્ગુરુવચને, શ્રદ્ધા ધરીએ અપાર,
સદ્ગુરુબોધને જાગ્રત્ કરીને, વહીએ તેહ પ્રકાર રે; આવો૦
આરંભે અન્ય સ્ફુરણને દબાવો, કરી ગુરુમંત્રોચ્ચાર,
સરળપણે પછી વહીએ પ્રેમે, ઉંડે હૃદયાગાર રે; આવો૦
થાય બહિર્મુખના મધ્યે તો, તેથી ન ડગીએ લગાર,
મનના દ્રષ્ટારૂપ થવાનું, સાધન સ્મરજો ને વાર રે; આવો૦
આરંભે કદી ઉરમાં જણાયે, તિમિરનો પારાવાર,
તેથી ન વિકળ થશો કાં જે તેની, ઉંડે છે ચિતિજ્યોત્કારરે; આવો૦
મનને અધિક શિથિલ થાવા તે ક્ષણ થાજો-શાંતાકાર,
તિમિર જણાવા છતાં પણ તિમિરનો, કરશો ન લેશ વિચાર રે; આવો૦
મનને તે ક્ષણ કહો 'હે મન ! થા, આગળ ડગ ભરનાર,'
પ્રેમવડે એમ કહેતાં તે મન જશે, નિશ્ચય તિમિરની પાર રે; આવો૦
દૃઢ ભાવનાથી વૃત્તિથી જોજો, (ત્યાં) પ્રકાશકેરો પ્રસાર,
ત્યાંથી પણ હજી ઉંડે ઉતરજો, જોવા ચિતિચમકાર રે; આવો૦
આવ્યા હવે તમે હૃદયપ્રદેશે, વૃત્તિ રાખો તૈલધાર,
ભાળો ઉરે પેલો કેવો દીસે ! રમ્ય, હૃત્પદ્મનો આકાર રે; આવો૦
પદ્મની મધ્ય કલિકામાં વૃત્તિ, કરજો એકાકાર,
ઉર ઉત્કટ ઇચ્છા પ્રકટાવો, જોવા ચિતિઝળકાર રે; આવો૦
નથી જણાતી ચિતિજ્યોતિ શું ! બનો નહિ ડગનાર,
આર્દ્ર હૃદયથી પ્રાર્થો 'પ્રકટો હે પ્રભુ ! કરુણાગાર' રે; આવો૦

શુદ્ધ ભાવથી પ્રાર્થના કરતાં, તત્ક્ષણ ખુલશે દ્વાર,
જ્યોતિરૂપે ઝળહળતા ભાળશો, પ્રભુને કરતા વિહાર રે; આવો૦
તે જ ક્ષણે દૃઢ આલિંગનથી, ભેટજો વિશ્વાધાર,
ઉપકારભર્યાં વચન વદી ત્યાં, કરજો પ્રણામ હજાર રે; આવો૦
સાર્થક થાશે શ્રીપતિ ભેટતાં, સહજે આ અવતાર,
ઉપેન્દ્ર પ્રભુ કાં જે ચિતિરૂપ કરતા, તમને જોનારા રે; આવો૦

---

## मूर्धविराजित सद्‌गुरुश्रीनो साधकोने मूर्धप्रदेशमां प्रवेशवा आग्रना पुरस्सर आकर्षणपूर्वक वात्सल्यादेश.

### પદ ૪.

આવો, આવો, બંધુ! કોઈ ઊર્ધ્વ આ પ્રદેશે, થવાને ગગનવિહારી.
હળીમળી સ્નેહથી સાથે રહીએ. હૃદયશું હૃદય પરસ્પર લઇએ,
થઇએ સકલ અભિન્નસ્વરૂપે, આ અગમ્ય દેશે, દઇએ ભેદ આ વિદારી;-
મળ્યાં છે સાધનો હાવે વૃથા નીચે શું અટવાઓ,
ક્ષણ એકમાં ઉન્નત થશો, જો સ્વરૂપ ઉર ધ્યાઓ;
મુજ શરણ ગ્રહણ કર્યું હવે નિર્ભય ઉરે થાઓ,
નિઃશંક થઇ મુજ સ્મરણરજ્જુ દૃઢપણે સ્હાઓ;—હળીમળી૦
છે સુવિચાર શુભઆચાર પાંખો ઉન્નતિકાજે,
એ પાંખ અતુલ બળેથી ફફડાવી ચઢો આજે;
છું સદાય નિશ્ચય માનજો, આકર્ષું હું આજે,
થાશો સહજ અભિમુખ ત્યાં લઉં ઊર્ધ્વ હૂં આજે;—હળીમળી૦
છું મૂર્ધમાં, નથી દૂર ઉર પ્રસન્ન અતિ થાઓ,
આકર્ષું તમને મૂર્ધમાં, મન મંત્રથી ધ્યાઓ:
છું મંત્રને હું અધીન, મુજપર મંત્રનો દાવો,
આલિંગવા તત્પર છું, આવો-બંધુઓ! આવો;—હળીમળી૦

---

## चिन्मयतास्प परिणामी स्थिति.

### પદ ૫. (પ્રિયતમ પ્રભુ કરીએ વંદના, એ લય.)

ચિતિ લહી ચિન્મય આજે થયાં,
ઉર પ્રકટ નિરંજનને લહ્યા:—
ચિતિચમત્કૃતિઓ દેખાતી, જ્યાં જ્યાં અમ નેત્રો ગયાં;—
સ્પૃહ્યઅનુગ્રહ અર્મપર થાતાં, સાધનકષ્ટ અમે સહ્યાં;—
ગોગીસરખા પણ નવ જાણતા, તેવા માર્ગે અમે વહ્યાં;—
પ્રભુપ્રસાદામૃતને પીતાં, જનનમરણ સહજે દહ્યાં;—
અનાયાસ મળતાં દેખાયાં, જે જે ગૂઢ જેણે ચહ્યાં;—
અધિક હવે શું? અમને જ્યારે, પ્રભુએ પોતાનાં કહ્યાં;—
નરહરિચિતિને ચિંતવતાંમાં, સહજે ચિતિમય થઇ રહ્યાં;—

# आवती कार्तिकी चतुर्दशींना उत्सवसंबंधी सूचना.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો આવતા કાર્તિક માસનો મહોત્સવ કાર્તિક માસની કૃષ્ણ ચતુર્દશી ( તા ૨૭ નવેમ્બર ગુરુવાર ) ને દિવસે **વડોદરા શ્રીનૃસિંહાશ્રમમા** પાલન કરવામા આવશે ઉત્સવની બરાબર વ્યવસ્થા રહેવા માટે નીચેના નિયમો રચવામા આવ્યા છે —

૧ શ્રેયસ્સાધક વર્ગનો આ ઉત્સવ હોવાથી આ વર્ગમા પ્રવેશેલા પુરુષોને જ તેમા ભાગ લેવાનો અધિકાર છે એમ હોવાથી જેમણે આ વર્ગની દીક્ષા ( Initiation ) લીધી નથી તેઓની આશ્રમમા વ્યવસ્થા કરવામા નહિ આવે

૨ શ્રેયસ્સાધકોને ઉત્સવમા ભાગ લેવા માટે **અનુમતિપત્ર** (pass) આપવામા આવશે

૩ પ્રત્યેક શ્રેયસ્સાધકે પોતાનુ **અનુમતિપત્ર** કાર્તિક કૃષ્ણ ૧૦ સુધીમા, પોસ્ટેજ માટે અર્ધા આનાની ટીકીટ મોકલી મગાવી લેવુ ત્યારપછી **અનુમતિપત્ર**ના આઠ આના આપવા પડશે

૪. જે કુટુબમાથી જેટલા સ્ત્રી પુરુષો ઉત્સવમા આવનાર હોય તે સર્વના નામ અને લખી જણાવી તેમના **અનુમતિપત્ર** મગાવી લેવા–પરતુ કુટુબમા જેઓ શ્રેયસ્સાધક હશે તેમના જ **અનુમતિપત્ર** મળશે પુત્ર શ્રેયસ્સાધક હોય પણ પિતા ન હોય અથવા ભાઈ ન હોય અથવા કાકા કે મામા ન હોય તેમના **અનુમતિપત્ર** મળશે નહિ નાની ઉમરના બાળકોને આ નિયમ લાગુ પડતો નથી

૫ જેમને પોતાના મિત્રો અથવા કુટુબીઓ અથવા સબધીઓ, જેઓ શ્રેયસ્સાધક ન હોય તેમને ઉત્સવમા તેડી લાવવા હોય તેમણે પ્રત્યેક મનુષ્ય માટે આઠ આના મોકલવાથી તેમને જુદા **અનુમતિપત્ર** આપવામા આવશે નોકરોને માટે પણ પૈસા ભરી **અનુમતિપત્ર** મગાવી લેવા

૬ **અનુમતિપત્ર** જે સમયે માગવામા આવે તે સમયે બતાવવુ પડશે ઘેર ભૂલી જનાર અથવા ખોઈ નાખનારે ફરી પૈસા આપી ખરીદવુ પડશે સ્ત્રીઓ અને બાળકોએ પણ **અનુમતિપત્ર** બતાવવા પડશે

૭, ઉત્સવમા આવનાર પ્રત્યેકે સુવાનુ બીછાનુ તથા જળપાત્ર સાથે લેતા આવવુ અત્રથી તે નહિ મળે

૮ મહાકાલ, પ્રાત કાલ, વગેરેના ગ્રાહકોને તેમ જ અક્ષરને ખરીદનાર પુરુષો શ્રેયસ્સાધક અધિકારિવર્ગમા પ્રવેશેલા ગણાતા નથી, તેથી તે પુરુષોએ ઉત્સવમા આવવાની ઇચ્છા થતા પૈસા ભરી **અનુમતિપત્ર** મગાવી લેવા

જમનાદાસ ગંગારામ મહેતા.

C/o વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા

---

Registered No B. 185.






વર્તમાન અંકના વિષયો.

શ્રી નૃસિંહસિદ્ધાન્તચન્દ્રોદય.
પ્રકટ પરમેશ્વર.
માનસ વ્યાપારોસંબંધી વિચારો.
જીવનને વધારવાની કલા.
અનિર્વેદવાદ.
મહારૂં.
આપણું હાલનું કર્તવ્ય.
ધાર્મિક જીવન.
દીપોત્સવીનું આધ્યાત્મિક રહસ્ય.
આ શું મને ઓળખે છે?
પ્રાસંગિક ઉક્તિઓ
વગેરે.

—શુભાશા—

सर्वे जनाः
सुखिनो भवंतु.



१९६९.
भाद्रपद—
आश्विन.

આવતા કાર્તિક માસના
વિષયો.

પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીથી દૂરના લોકમાં જઈ પડેલો પુરુષ.
"સૂર્યદેવને".
આત્મમંદિરમાં પ્રવાસ.
પ્રાસંગિક ઉક્તિઓ
વગેરે.



"પ્રસન્નતાને કદી ન ત્યજીએ, પ્રસન્ન સઉ સ્થિતિમાં રહીએ,
કાં જે અચલ નથી દુઃખસ્થિતિ, ક્ષણમાં ટળનારી લહીએ."

—વિશ્વવંદ્ય—

वडोदरा.

वार्षिक मूल्य २-०-०



११—१२

# प्रभानुक्रमणिका.

## भाद्रपद—आश्विन.


| પ્રભા. | વિસ્તર. |
|---|---|
| **૧ પદ્યસંગ્રહ.** | |
| ૧ સાવધાન ! સાવધાન ! ( શ્રીઉ૦) ... ... ... ... | ૩૬૧ |
| ૨ દૈવી સદ્‌ગુણવાટિકામાં વિહાર કરવા નિમંત્રણ. (શ્રીઉ૦) ... | ૩૬૨ |
| ૩ હૃદયમાં દર્શન દેવા શ્રીપ્રભુને વિજ્ઞપ્તિ. (શ્રીઉ૦ ) ... ... | ૩૭૭ |
| ૪ જીવનની બલિહારી (શ્રીઉ૦) ... ... ... ... | ૪૨૫ |
| ૫ જીવનની ઉક્તિ. (શ્રીઉ૦) ... ... ... ... ... | ૪૩૨ |
| ૬ જીવનનાં ફુલડાં. (શ્રીઉ૦) ... ... ... ... ... | ૪૩૬ |
| ૭ શુભાશા. ( શ્રીઉ૦ ) ... ... ... ... ... | ૪૪૫ |
| ૮ દીપોત્સવીનું સર્વસામાન્ય સ્વરૂપ. (શ્રીઉ૦ ) ... ... ... | ૪૫૩ |
| ૯ શ્રીમહાકાલના ૨૫ મા રૂપની સમાપ્તિનિમિત્ત સ્તુતિ. (શ્રીઉ૦) ... | ૪૮૦ |
| **૨ શ્રીમાન્ વિશ્વવંદ્ય પ્રણીત લેખ.** | |
| ૧ સતી સુવર્ણા. ( નાટ્યરૂપે. ) ... ... ... ... | ૩૬૩ |
| ૨ સામર્થ્યને પ્રાપ્ત કરવાની કલા. ... ... ... ... | ૪૦૧ |
| **૩ તત્ત્વવિચાર.** | |
| ૧ ક્રિયા તથા વિચારનું માધુર્ય. (નર્મદ૦) ... ... ... | ૩૭૧ |
| ૨ દીપોત્સવીનું આધ્યાત્મિક રહસ્ય. (ચી. ખ.) ... ... ... | ૩૭૮ |
| ૩ અનિર્વચવાદ (ભોગીલાલ) . ... ... ... ... | ૩૮૩ |
| ૪ નિષ્ફલતાના સમયે. (શ્રીઉ૦) ... ... ... ... | ૩૮૯ |
| ૫ પ્રત્યક્ષ પરમેશ્વર ( કૌશિકરામ વિ. ) ... ... ... | ૩૯૬ |
| ૬ બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા (કણીયા) ... ... ... | ૪૦૫ |
| ૭ જીવનમાર્ગને વધારવાની કળા (શ્રીઉ૦) ... ... ... | ૪૪૦ |
| ૮ જીવન એ શું છે ? (શ્રીઉ૦) ... ... ... ... | ૪૪૫ |
| ૯ બધા શું કરે છે. (શ્રીઉ૦) .. ... ... ... ... | ૪૪૮ |
| ૧૦ વિજયની કુંચી. (શ્રીઉ૦) ... ... ... ... ... | ૪૫૧ |
| ૧૧ ધાર્મિક જીવન. (નર્મદ૦) ... ... ... ... ... | ૪૬૭ |
| ૧૨ મહારૂં. ( દુર્ગેશ્વરભાઇ ) ... ... ... ... ... | ૪૭૨ |
| **૪ સાહિત્ય.** | |
| ૧ શ્રીનૃસિંહસિદ્ધાન્તચન્દ્રોદય. ( નર્મદ૦ ) ... ... ... | ૪૨૯ |
| **૫ યોગશાસ્ત્ર.** | |
| ૧ શ્રીયોગસાર. (કણીયા ) ... ... ... ... ... | ૪૧૪ |


આ પછીની અધુરી અનુક્રમણિકા ત્રીજા પાને વાંચવી.




॥ ॐ श्रीँ ॥

# सावधान ! सावधान ! !

પદ. ( વિણુગુરુ અન્યથી તરી શકે જીવ ? એ લય )

તમે પ્રગતિકેરા[1] પંથમાં છો, સાવધાન ! સાવધાન !
એ પંથમાંથી ચ્યુત[2] કરે તે કૃતિપ્રતિ દો પૂર્ણ ધ્યાન,
વિરોધી ચિંતન સ્ફુરે તવ, સાવધાન ! સાવધાન !
જે ઉન્નતિનાં સાધનોને, શાસ્ત્ર વર્ણે છે મહાન,
તે થકી વિપરીત કરતાં, સાવધાન ! સાવધાન !
(જુઓ) ક્રોધ પેલો પ્રકટ્યો હણવા, સત્ત્વબલકેરૂં પ્રમાણ,
ક્ષણમાં જીવનબલ નાશ કરશે, સાવધાન ! સાવધાન !
પરનું અહિત કરવાતણો સંકલ્પ થાય સ્ફુરાયમાન,
તે ગ્રહણ કરતાપૂર્વ થાજો, સાવધાન ! સાવધાન !
મન:ને શરીરબલ ક્ષીણ કરનારાં વિવિધ આ ખાનપાન,
સંમુખ છતાં પણ ગ્રહણ કરતાં સાવધાન ! સાવધાન !

---

૧. આગળ વધવાના ૨ ભ્રષ્ટ.

અગણિત રૂપ જણાય જે રમણીયતાકેરાં નિધાન,
દષ્ટિ તે પ્રતિ ગયાપૂર્વે, સાવધાન ! સાવધાન !
આ આવતી તૃષ્ણા જુઓ, દેવા તમોને હૃદયદાન;
અતિ નિકટ આવી જતા પહેલાં, સાવધાન ! સાવધાન !
શુભમાંહિ પણ લાગ્યું થવા આ, જુઓ તમને અશુભભાન,
એ અશુભદર્શન ત્યાગવાને, સાવધાન ! સાવધાન !
યોગ્યમાંહિ પણ થતું ભ્રમથી, અયોગ્યતાનું અનુમાન,
એ ભાવ સ્ફુરણ ન થાય માટે, સાવધાન ! સાવધાન !
તમે શુદ્ધસ્નેહ નીભાવવાને, નિત્ય રહેજો યત્નવાન,
મતિભેદકેરા સમયમાં પણ, સાવધાન ! સાવધાન!
ખરી કસોટીના સમયમાં પણ, બુદ્ધિના બનીને નાદાન,
ઉરથી શ્રદ્ધા ત્યજ્યાપહેલાં, સાવધાન ! સાવધાન !
સાવધ રહેતાં આ વિધિ, તમે સદ્ય વરશો શ્રી ભગવાન,
તે સમયમાં વરીશું શુભ મંગલ-સાવધાન—સાવધાન.

---

# दैवी सद्गुणवाटिकामां विहार करवा साधक-
# बंधुओने सप्रेम निमंत्रण.

પદ. ( કોઇ પાયો પીયાલે શરાબ—એ લય. )

આવો કરીએ વાડીમાં વિહાર, સાથે હાથ ઝાલીને,
થઇએ એમાંહિ રંગે રમનાર, આપી હાથતાળીને.
વીતી રાત, સુપ્રભાત થયો, સુખનો સોનેરી,
દિશા આ દીપ્તિથી ઘેરી, વાયુલહરિ જીવનકેરી,
જ્યાં રહી, ત્યાં જઈ, આજે માણીએ મુખે ગુલાબી લાલીનેઃ—
પડ્યા ઘાવ, હાર્યા દાવ, બધા ભૂલી તે જઇએ,
શુકયું તે પધું ન ખણએ, એનું એ ગાણું ન ગઈએ,
શું વળે પતંગ કપાયા પછી પકડીએ દોર સંભાળીને;—
દુઃખ કાલ, ગયો કાલ, વૃક્ષ નવું રહ્યું ખીલી,
જેની સુખ કળી લીલી, ખીલાવી તેને લો ઝીલી,
અમૃતરસકરેલી આ આજો, શાંતિની ફાલેલી ડાળીને;—

દૈવી ઉર્મીતણા ઉઠે જેમાં નિત્ય ફુવારા,
પંખી ટહુકાર દે સારા, રહ્યાં શા રસ ભર્યાં ક્યારા,
હર્ષથી આપણુ કાજે બનાવી જે, ધન્ય એવા તે માળીને;—
એ તો આંગણે ઉગી જે તેનો નિત્ય લો લ્હાવો,
તેમાં ઉંડા ઉંડા જાઓ, ફરી ત્યાં વાડી શોભાવો,
દૈવી ગુણોની વાડીમાં વિહરવા, સાથે લેજો નિજ વહાલીને.[1]—

# સતી સુવર્ણા.

[ નાટ્યરૂપે. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૨૪ થી )

## પ્રવેશ ૯.

**સ્થલ**—વિજયંત શેઠનું અંતપુર

**પાત્રો**—સુવર્ણા, વિજયંત, વૈદ્ય, વ્યલીક ( શ્યેનતરફનો વૈદ્યનો વિદ્યાર્થી ) કલુષા, વિલબ્ધ, પ્રતારક, દુર્વૃત્ત ( શ્યેનતરફનાં મનુષ્યો—વિજયંતના ઘરના નોકરો ), પ્રધાન, કોટવાળ, મૂર્દ્ધિમ (રાજા) સુનીતા, સુવિક્રાંતા, સુનેત્રા, સુસ્મિતા ( સુવર્ણાની સખીઓ ) વગેરે

**સુવર્ણા**—( ગાતાં ગાતાં પ્રવેશ છે. )

નથી આવ્યું હજી દુઃખ તોય, હૃદય કેમ ધડકે છે,
થાયે આશો અને ઉચ્ચાટ, આ જીવ શે ફડકે છે.
રે કાં જમણી આ મુજ આંખ, અતિશય ફરકે છે,
શું થશે હવે ઉત્પાત, દુઃખે જીવ ગરકે છે.
નથી અજાણતાં પણ પાપ, કર્યું યાદ આવે છે,
કેમ નિર્દોષને તોય આજ, પ્રભુપાત તાવે છે.
રે! રે! મુજને પડે કદી દુખ, ન ચિંતા તેની છે.
(પણ) મુજ દુઃખે થશે પતિ દુઃખી, ફિકર મને એની છે.
મારી વહાલી માતા તરત ત્યજે પ્રાણ તેવી છે,—
નિજ પુત્રીનું સુણતાં દુઃખ, નરમ એ એવી છે.
મારા વહાલા વૃદ્ધ પિતાજી, હબકી જવાના,
મને આવ્યું જાણતાં દુઃખ, નહિ તે જીવવાના.
મારે માટે અરે! બહુ જીવ, વૃથા દુખી થાવાના,
કંઇ બાપડા પેટને કાજ, રહ્યે રોળાવાના.
એક જણના પાપે નાવ, સમુદ્રમાં બુડે છે,
એક શ્યેનનો અધર્મ આજ, અનેકને પીડે છે.

---

૧ પોતાની કૃતિને અર્થાત્ કૃતિવિના માત્ર દૈવી ગુણોમાં ઉપર ઉપરથી ફરવું નિષ્ફલ છે, તેમજ પોતાની ધર્મ પત્નીને પણ તે ગુણોથી યુક્ત કરવી આવશ્યક છે.

વિજયંત—( પ્રવેશ કરીને ) પ્રિયા ! આ મિથ્યા ચિંતામાં શરીરને શું કરવા શોષી નાંખે છે ? ધર્મને ઉની આંચ આવતી નથી, એવો મોટા પુરૂષોનો નિશ્ચય છે, છતાં આ ખાલી ભયથી શા માટે કંપે છે ?

સુવર્ણા—સ્વામિનાથ ! આપ કહોછો તે સત્ય છે, ધર્મનો અંતે જય જ થાય છે, એ નિશ્ચય છે, તોપણ ધર્મે ચાલનારની કસોટી થતાં તેને દુઃખ આવ્યા વિના રહેતું નથી, એવો નિયમ હોવાથી મને પણ દુઃખ આવશે કે શું એ વિચારથી ચિંતા થયા કરે છે.

વિજયંત—પ્રિયા ! કાંઈ બધા જ ધર્મથી ચાલનારને દુઃખ આવે છે, એવો નિયમ નથી. માટે તું ફિકર કરીશ નહિ અને આપણાં આટલાં બધાં મનુષ્યોની ચોકીમાં તાગ સામી ઉંચી નજર કરવા કોઇના ભાર નથી, તો તારો વાંકો વાળ તો કોણ જ કરી શકનાર છે, માટે તું નિર્ભય રહે.

સુવર્ણા—પ્રાણપતિ ! આપનું કહેવું સાચું છે. પણ દુઃખ આવવાનું થાય છે ત્યારે ગમે તેટલી ચોકીઓ છતાં અને ગમે તેટલી સાવધાનતા છતાં પણ આવ્યા વિના રહેતું નથી. ત્રિલોકના પતિ રામચંદ્રજીસરખા માથે પતિ છતાં સીતાને રાવણ હરી ગયો, પુણ્યશ્લોક નળરાજા જેવા સ્વામિ છતા દમયંતીને વનવન રવડવું પડ્યું, અને અર્જુન અને ભીમજેવા ત્રણે લોકમાં કોઈથી ન જિતાય એવા સ્વામિ છતાં દ્રૌપદીનાં સભાવચ્ચે વસ્ત્ર ખેંચાયાં, માટે વાંકા દહાડા આવે છે ત્યારે બધા ઉપાય નિષ્ફળ જાય છે.

વિજયંત—પ્રિયા ! આજ તું સ્ત્રીજાતિના બીકણ સ્વભાવને વશ થઇ છેકે ભાગ બની ગઈ છે. અને તેથી તને ભય આવવાનો જરા પણ સંભવ ન છતાં તને ભય લાગ્યા કરે છે. હજી દુઃખ આવ્યા પહેલાં તું આટલી બધી નરમ થઈ ગઈ છું, તો દુઃખ આવ્યે તારી શી દશા થશે ?

સુવર્ણા—

નથી ડરતી દુઃખથી પ્રભુ હું જરી રે,
આપ ચરણે છું જ્યાં લગી રહી ઠરીરે, નથી ડરતી.

અગ્નિની જ્વાળા પણ આપ નિકટમાં, જાણું શીતલ વાયુની લહરિ રે;—
ઝેર ગણું પણ અમૃતજેવું, પ્રિયતમ તમને હૃદય ધરીરે;—
આપ વિયોગે પણ પ્રભુ, અમૃત ભાસે ઝેર,
દાહ કરે બહુ અંગને, શીતલ પવનની લ્હેર,
સુખ મુજ સ્વામિ આપ છો, બળ મુજ સ્વામિ આપ,
જળમીનસમ ન સહી શકું, વિયોગનો હું તાપ.
એ થકી થરથર કંપતું હૈયું, એકાંતમાં રડું નયન ભરીરે;—

વિજયંત—

શોક ન કર વૃથા સુન્દરી, ધર હૃદયે સુવિચાર,
ઇષ્ટ તુજ દુઃખને નિવારશે, ધરી શિર નાથ હજાર;—
જો આ પ્રિયા ! મારા દેહમાં રે, વહેતો જ્યાં લગી શ્વાસ

ત્યાં લગી રક્ષણ તારૂં કરૂં, ધર વહાલી ! વિશ્વાસ;—
વૃક્ષની છાયા આ વૃક્ષથી રે, કદી અળગી ન થાય,
હુંથી ન ક્ષણ પણ તે રીતે, પ્રિયા ! તુજથી છુટાય;—
પાપીનો પોતાના પાપથી રે, નિશ્ચય થશે જાણ નાશ,
ધર્મીનો પોતાના ધર્મથી, થતો સદા સુખે વાસ;—

**સુવર્ણા**—ભગવન્ ! આપની કૃપાથી મને સમજાયું છે કે આ જગતમાં જ્યારે ત્યારે પાપીઓનો વિનાશ થાય છે જ, અને પુણ્યવાન્ પ્રાણિઓને સુખ મળે છે જ, એમ છતાં અમો અબળા જાતિને અધર્માચરણી પાપી મનુષ્યોથી બહુ વાર સંકટો સહન કરવાં પડે છે, તેથી જ મને આ દુષ્ટ શ્યેનનો ભય લાગે છે. પણ વારુ, મારા પિતાને સમાચાર કહેવા આપણે મોકલેલા પેલા બ્બવસદન બ્રાહ્મણની કાંઇ ખબર અંતર આવી કે નહિ ? એ હજી કેમ નહિ આવ્યો હોય ?

**વિજયંત**—પ્રિયા ! હજી સુધી કાંઈ ખબર આવી નથી. પણ હવે એક બે દિવસમાં સમાચાર આવવા જોઇએ ખરા.

**સુવર્ણા**—પેલી તપસ્વિની આવીને ચેતવણી આપી ગઈ તે જ દિવસે આપણે એને મોકલ્યો છે, તેથી પહોંચી તો જવો જોઇએ. પણ આજ કાલ રસ્તામાં ઘણો ભય હશે, તેથી વખતે કાંઈ સંકટમાં આવી પડ્યો હોય

**વિજયંત**—પ્રિયા ! એને ઘોડો લઇ જવા કહ્યું, તથા સાથે માણસો રાખવા કહ્યું, પણ એ દૃઢ કરી એકલો જ ગયો. એણે વેષ તો એવો લીધો છે કે ચાલતા સુધી એને કોઈ છેડે નહિ.

**સુવર્ણા**—પણ એની પાસે જોખમ છે તેથી કોઇને વહેમ આવે ને ત્રાસ આપે ત્યારે જો એને કંઇ અડચણ આવી તો મારાં માબાપને વખતસર સંદેશો મળશે નહિ, અને દુષ્ટને રોકી શકાશે નહિ.

**વિજયંત**—હે સુંદર મુખવાળી ! તું ચિંતા કરીશ નહિ તે દિવસ તું રાત્રે ચમકી ઉઠી તે જ વખતે મે કેટલાક સ્વારો તેની ખબર કહાડવા મોકલ્યા છે. પણ ગભરાટમાં તેમને વીગતવાર સંદેશો કહેવાયો નથી. માત્ર એટલું જ પૂછી લાવવા કહ્યું છે કે "ત્યાં કોઇ અહિંથી આવ્યું છે ?"

**સુવર્ણા**—મને તો આ આ ચિંતામાં રાત્રે નિદ્રા પણ આવતી નથી, અન્ન પણ ખવાતું નથી અને કોઈ કામમાં કશો ઉત્સાહ જણાતો નથી. અરેરે ! આટલાં વર્ષ આપણાં જે આનંદમાં ગયાં તે આનંદ તો જણાયો પણ નહિ, ને આ દુઃખનો સમય આવી ઉભો રહ્યો. મારાથી આપને પણ સંતાપનું કારણ થયું છે. જો આ વખત મારા પ્રાણ છૂટી જાય તો આપને તથા સર્વને મારે માટે થતું દુઃખ મટી જાય, પણ—

માગ્યું ન મરણ આવતું, પ્રભુ દુઃખીને જગમાંહ્ય,
દુઃખીને, દુર્ભાગીને પતિ !— માગ્યું ન૦
ખાટલો સેવતો રોગી, વહાલાનો વિયોગી, ગરીબ થયેલ ભોગી,
કાયર કાયર થાય, છુટવાને ચાહ્ય, કાળ ન તોય ખાય; તેને માગ્યું ન૦

વિજયંત—

શીદ વદે તું વહાલી ! આજે, શોકનાં આ વેણ,

શોકનાં આ વેણ. પ્રયા ! હૃદયને દુઃખદેણ; શીદ૦

દુઃખે ધીર ધારવી, યુક્તિને વિચારવી; આપદા નિવારવી,

ભર્યે આમ નેણ, વધે દુઃખવહેણ, થતું ન કદી ચેન; તોએ શીદ૦

કલુપા—( પ્રવેશ કરીને ) શેઠજી ! વૈદરાજ પધારે છે.

વિજયંત—ભલે આવવા દે.

વૈદ્ય—( વ્યલીક નામના વિદ્યાર્થીસાથે આવીને ) કેમ શેઠ સાહેબ ! આજે ખાની તબિયત કેમ છે ?

વિજયંત—વૈદરાજ ! હમણાં તો તબિયત બહુ જ લથડતી ચાલે છે. અન્નઉપરથી રુચિ ઘટી ગઈ છે, અને રાત્રે ઉંઘ પણ બિલકુલ આવતી નથી

વૈદ્ય—શેઠજી ! હું આપને એક પડીકી આપું છું તે મધસાથે સુતી વખતે ચાટી જવાની છે. એથી રાત્રે બહુ સારી ઉંઘ આવશે. અને તેની કોઈ જાતની સવારે ખરાબ અસર જણાશે નહિ. એમાં નિશો આવે એવું કાંઈ જ નથી, માટે બેફિકર રહેજો. ( વ્યલીકને ) અલ્યા વિદ્યાર્થી ! પેલું નિદ્રાપ્રવર્તનચૂર્ણ કહાડ, અને તેમાંથી એક એક વાલની ત્રણ પડીકીઓ શેઠજીને વાળી આપ.

વ્યલીક—હા જી, બાંધી આપું છું. ( ઔષધની પેટી ઉઘાડીને સ્વગત ) હવે લાગ આવ્યો છે. આ શીશીમાંથી પડીકીઓ વાળું છું, પણ એ પડીકીને બદલે આ ખુપાવી રાખેલી પેલી જાલકે આપેલી પડીકીઓ, જે હું ઘેરથી લાવ્યો છું તે આપી દઉંછું. બોગ જોગે જો વૈદબાવાએ પડીકી છોડી જોઈ તો બાર વાગી ગયા. ( પડીકીઓ બદલી નાંખી જાલકવાળી પડીકીઓ વૈદરાજને આપે છે. ) લો વૈદરાજ !

વૈદ્ય—કેમ, વાલ વાલની જ બાંધી કે કોઈ ઓછી વધતી બાંધી !

વ્યલીક—આપે વાલ વાલની જ કહીને પછી ઓછી વધતી શું કરવા બાંધું ? તે જનાં આપ છોડી જુઓને. ( સ્વગત ) છોડી જોઈ તો તો ભોગ મળ્યા જ તો !

વૈદ્ય—ના રે, મને તારો પાકો ભરોંસો છે. ( શેઠને ) લો શેઠ સાહેબ ! એને પાવલી ભાર મધમાં શેકાળીને ચટાડી દેજો.

વ્યલીક—( સ્વગત ) જખ મારે છે હવે, હવે તો અહિંથી છુટું કે જાલકને કહી આવું કે આજની રાતે કામ સાધવાનો ખરો લાગ છે. પેલાં દુર્દંત ને પ્રતારકને ચેતવતો જાઉં કે ભાઈઓ ! આજે હવે હોંશિયાર રહેજો.

વૈદ્ય—શેઠ સાહેબ ! ત્યારે હવે આજ્ઞા છે ?

વિજયંત—હા વૈદરાજ ! પધારો, બહુ શ્રમ થયો છે. ( કલુપાને ) અરે કલી ! પેલા પ્રતારકને કહેને કે વૈદરાજમાટે પાન અત્તર લાવે.

( પ્રતારક પાન અત્તર આપે છે. પછી વૈદ ઉઠે છે. જતાં જતાં બારણાં આગળ )

વ્યલીક—( પ્રતારકને ધીમેથી ) અલ્યા ! આજે શકુન ચોક્કું બેસી ગયું છે. હું જઈને જાલકને કહુંછું તે પાછલે બારણે આવનો તૈયાર રાખશે. પછીનું બધું કામ કરવામાં જોજે કસર રાખતો. ( કહેતો કહેતો ચાલ્યો જાય છે. )

**વિજયંત**—ત્યારે પ્રિયા ! તું આ પડીકી લઈને સ્વસ્થપણે ઉંઘી જા. (દાસીને) અરે દાસી ! પેલું મધ લાવતો.

( દાસી લાવી આપે છે. રૂપાના પાત્રમાં સુવર્ણાને કાઢી આપી પડીકી નાંખી આપે છે. અને સુવર્ણા તે ચાટી સુઈ જાય છે. )

**વિજયંત**—અરે દાસી ! તું ને વિદગ્ધા આ પલંગની પાસે ચોકી કરતાં બેસો. વારાફરતી જાગજો. તું ઉંઘે ત્યારે વિદગ્ધા જાગે અને વિદગ્ધા ઉંઘે ત્યારે તું જાગજે. અને એ પ્રતારક ને દુર્વૃત્ત ! આમ આવો ! તમે બે વારાફરતી આ બારણા આગળ ચોકી કરજો. સમજ્યા કે ?

**પ્રતારક તથા દુર્વૃત્ત**—બહુ સારૂ, સાહેબ.

( પછી વિજયંત સુઇ જાય છે, તેમને સુતેલા જોઈ વિદગ્ધા પણ પલંગ પાસે સુઇ જાય છે, કલુષા જાગતી બેસે છે; થોડી વારે કલુષા ઉઠે છે, અને વિજયંત શેઠ ઉંઘ્યા કે નહિ તેની પલંગપાસે જઈ ખાતરી કરી આવે છે, પછી સુવર્ણાના પલંગપાસે જઈ ખાતરી કરે છે, પછી વિદગ્ધાને ઉઠાડી બાજુએ લઈ જઇને )

**કલુષા**—અલી જો ! બન્ને લસલસાટ ઉંઘે છે. માટે જા ! પ્રતારકને મોકલ કે જાલક મ્યાનો લઇને પાછલે બારણે આવ્યો છે કે નહિ તે જોઈ આવે. કહેજે કે હોંશીયારીથી જજો.

( વિદગ્ધા બારણાઆગળ જઇ પ્રતારક તથા દુર્વૃત્તને સમાચાર કહી આવે છે. તે તપાસ કરવા જાય છે )

**કલુષા**—અલી ! હવે આવ, આ દીવા ઓલવી નાંખીએ. ( દીવા ઓલવી નાંખે છે. એટલામાં પ્રતારક આવે છે. )

**પ્રતારક**—જાલક મ્યાનો લઈને આવ્યો છે, અને કહે છે બધી તૈયારી છે.

**કલુષા**—પ્રતારક ! ત્યારે તું અમારી સાથે રહે. અમે બે જણ સુવર્ણાને સંભાળીને ઉંચકી લાવીએ છીએ. તું અમારી સાથે આગળપાછળ સરત રાખતો રહેજે, કોઈ આવે તો ચેતાવજે અને દુર્વૃત્ત ! તું અહિં જ રહેજે. વખતે શેઠ જાગે અને કંઇ માગે તો જવાબ આપજે.

(પછી કલુષા તથા વિદગ્ધા સાવચેતીથી સુવર્ણાના પલંગઆગળ જાય છે અને બહુ જ ધીમેથી આજુબાજુ સરત રાખી સુવર્ણાને ઉંચકીને પાછલે બારણેથી તેને લઇ જઇ ત્યાં રાખેલા મ્યાનામાં સુવાડી દે છે. અને પછી બંને દાસીઓ તથા પ્રતારક પાછાં આવે છે )

**કલુષા**—(દુર્વૃત્તને) કામ તો ફતેહ કરી આવ્યાં, મ્યાનો પણ ચાલતો થઈ ગયો. હવે શેઠ થોડા વખતપછી વખતે જાગશે અને શેઠાણીને નહિ જુએ તો બધું ચક્કર આપણે માથે આવશે. માટે વિદગ્ધા ! તું તારે ઠેકાણે બેસ. તમે બંને પણ તમારે ઠેકાણે જાઓ. અને હું પલંગ આગળ જઇને ચીસ પાડીને રડું છું અને તમે પણ બુમો પડતાં ને દોડતાં આવજો. પછી હું કહીશ કે ઘણા દહાડાના ઉજાગરાથી મને તો ઝોકું આવી ગયું. પણ ઝબકીને જોયું તો અંધારૂં દીઠું, એટલે ગભરાઇને પલંગમાં હાથ ફેરવ્યો તો બાઇને દીઠાં નહિ. એટલે ચીસો પાડી. તમે પણ એ જ પ્રમાણે કહેજો, સમજ્યાં કે ? જાઓ ત્યારે તમારે ઠેકાણે એટલે ચીસ પાડું.

( સર્વ પોતપોતાને ઠેકાણે જાય છે, પછી કલુષા મોટી ચીસ પાડીને કકળાટ કરી મૂકે છે, એટલે બીજા પણ બૂમો પાડતાં આવે છે, તે સાંભળી આજુબાજુથી બીજા નોકરો પણ શું છે, શું છે કરતા આવે છે )

**વિજયંત**—( આ મોટા પોકારથી એકદમ ચમકી ઉઠી ) અરે ! શું છે ! આ દીપો કયાં ગયા ! અરે કોઈ હાજર છે કે ? દીપક લાવો, દીપક લાવો. (માણસો બહાર દોડી જાય છે અને દીપકો લઈ આવે છે. )

**વિજયંત**—(પલંગભણી જોઈને ) અરે ! મારી પ્રિયા કયાં ગઈ ! (બધા નોકરો બધે ખોળી વળે છે, વિદગ્ધા કલુષા, દુર્વૃત્ત, પ્રતારક વધારે કલ્પાંત કરે છે. ) અરે દાસી ! તું ને આ પ્રતારક-ચોકી કરતાં હતાં, તેમાંથી તારા બાઇ કયાં ગયાં. ?

**કલુષા**—( રડતાં રડતાં )શેઠજી ! મને ઉજાગરાથી ઝોકું આવી ગયું, અને જાગી ત્યારે અંધારૂં જોઈ પલંગમાં હાથ ફેરવ્યો તો બાઈ ન જણાવાથી મેં ચીસો પાડી. હાય! હાય ! મને પાપણીને જરા ઉંઘ આવી એટલામાં આ શું થઈ ગયું ! હાય હાય ! બાઈજીને કોઇ ઉપાડી ગયું કે શું ? ( બે દાસીઓ તથા બે નોકરો મોટું કલ્પાંત કરે છે. )

**વિજયંત**—( એક ક્ષણવાર બેભાન જેવો થઇને ) અરે કોઇ દોડો, દુષ્ટોને મારો, અને મારી સુકુમાર શરીર તથા કોમલ હૃદયવાળી ધર્મપત્નીનું રક્ષણ કરો, ( ગદગદ કંઠે) અરે નોકરો ! દોડો અને રાજાને તથા પ્રધાનને ખબર કરો કે તમારા રક્ષણમાંથી દુષ્ટો મારી પ્રાણપ્રિયાને હરી ગયા છે. અરે હાય ! કોઇ જાઓ, અને સુવિક્રાંતાને તથા દેવી સૂનૃતાને કહો કે તમારી વહાલી સખીથી આ દશા થઇ છે ! (નોકરો તથા બીજી દાસીઓ ચારે બાજુએ ખબર કરવા દોડી જાય છે.) હાય હાય ! હવે હું શું કરૂં ને કયાં જાઉં ! અરેરે ! કોઈ સારા સમાચાર લાવો, નહિ તો મારા પ્રાણ છૂટી જશે. અરેરે ! એ એટલી નરમ હૃદયવાળી છે કે હું દુષ્ટોના હાથમાં સપડાઈ છું, એવું જાણતાં જ એના પ્રાણ છૂટી જશે. અરેરે ! તારી મોટાઇને અને મારા પૈસાને ધિક્કાર છે કે આ દુષ્ટોથી મારી ધર્મપત્નીનું મારાથી રક્ષણ ન થઈ શક્યું. ( એટલામાં પ્રધાન તથા કોટવાળ આવે છે.)

**પ્રધાન**—શેઠજી ! આકળા ન થાઓ. ધીરજ ધરો. અમે તપાસ કરીએ છીએ અને હમણાં સુવર્ણા બહેનનો પત્તો મેળવીએ છીએ. ( એક નોકરને) અરે ! આમ–આમ આવ. આજ રાત્રે આ પલંગની ચોકી કરનાર કોણ હતું, અને આ શયનગૃહની આજુબાજુ બીજા રક્ષકો કોણ કોણ હતા ?

**નોકર**—મહારાજ !હમણાંથી વિદગ્ધા તથા કલુષા આ પલંગની ચોકીમાં હોય છે. તથા પ્રતારક અને દુર્વૃત્ત-શયનગૃહની બહાર ચોકી કરે છે.

**કોટવાળ**—વિદગ્ધા, કલુષા પ્રતારક અને દુર્વૃત્ત ! ચાલો, આમ આગળ આવો. સિપાઇઓ ! એમને કબજામાં લો.

**વિજયંત**—કોટવાળ ! એ મારા વિશ્વાસનાં મનુષ્યો છે. એમનાથી કાંઇ અજુગતું થવાનો સંભવ નથી.

**પ્રધાન**—શેઠ ! આપ હમણાં શાંત રહેવા કૃપા કરો, અને જે થાય તે જોયા કરો.

**કોટવાળ**—( ચારેને ખૂબ ધમકી આપીને ) બોલો, આજે તમારી ચોકી હતી ને એટલામાં સુવર્ણા બહેન કયાં ગયાં !

ચારે જણ—મહારાજ ! અમે તો નિરપરાધી છીએ, અમને તો ઘણા દહાડાના ઉજાગરાથી ઉંઘ આવી ગઇ તેથી શું થયું તે કશું જાણતા નથી.

કોટવાળ—(ડોળા કકડાવીને) અરે દુષ્ટો ! જૂઠું બોલો છો ? આ તમારા ચહેરાઉપરથી તમે ગુન્હેગાર છો એવું ચોખ્ખું જણાય છે. સિપાઇઓ ! બાંધો આ હરામખોરોને અને, લગાવો દરેકને ફટકા—કબુલ ન કરે ત્યાં સુધી. યાદ રાખો, સાચે સાચું નહિ કહો તો ચામડું ફાડી નાંખવામાં આવશે. પાપી ચંડાળો ! તમારી મદદવિના આ કામ બને જ નહિ.

કલુષા—ચામડું ફાડી નાંખશો તો માબાપ ધણી છો, પણ અમે વગરવાંકે માર્યાં જઇએ છીએ.

પ્રતારક—મહારાજ ! શેઠજીને પૂછો, અમે કેવી વફાદારીથી નોકરી કરીએ છીએ તે.

કોટવાળ—અરે સિપાઈ ! જોઈ શું રહ્યા છો ! લગાવ દુષ્ટોને.

(સિપાઈ વિદગ્ધાને પ્રથમ મારે છે, એટલે ન સહન થવાથી તે)

વિદગ્ધા—રાંડ કલુષા ! આ બધા તારાં મૂળ વઢાયાં. હું પેહેલેથી કે'તીની કે—

કલુષા—હવે છાની મેર રાંડ

કોટવાળ—સિપાઈ ! લગાવ રાંડોને. એમ એ કબૂલ કરવાની નથી.

વિદગ્ધા—માબાપ ! મને મારશો નહિ, હું સાચે સાચુ કહું છું.

સિપાઈ—બોલ ત્યારે.

વિદગ્ધા—માબાપ !અમે ચારે શ્વેત મહારાજનાં મૂકેલાં માણસ છીએ, અને અમે જ હમણાં થોડો વખત થયાં બાઇજીને આ પાછલે બારણે થઇ ત્યાં તૈયાર રાખેલાં મ્યાનામાં મૂકી આવ્યાં છીએ.

વિજયંત—(એકદમ) અરે હાય ! ત્યારે તો મારી પ્રાણપ્રિયા દુષ્ટોના હાથમાં સપડાઈ ગઈ છે. અરે પ્રધાન ! તમે ઝટ હવે ઉપાય કરો, નહિ તો મારી પ્રિયા વિલંબ થશે તો જરૂર પ્રાણ ત્યાગ કરશે.

પ્રધાન—(એક નાયકને) અરે નાયક ! તમે તત્કાળ જાઓ, અને સેનાપતિપાસેથી ૨૦૦ સૈનિકો લઈ ભૈરુંડા જવાના દરવાજે મ્યાનાની પાછળ પડો, અને દુષ્ટોને લઇ આવો. (જાય છે)

કોટવાળ—(દાસીને) બોલ, આ કામમાં બીજા કોણ કોણ સામેલ છે ?

વિદગ્ધા—વૈદને ત્યાં એક જણ વિદ્યાર્થી થઈને રહ્યો છે. તેણે જ આજે નિદ્રા ચઢે એવી પડીકી બાઇજીને આપી છે. બીજો મ્યાનો લઈ આવનાર બાલક છે. તે—ચોકમાં ઘર ભાડે રાખી રહ્યો છે, અને બીજા પણ ઘણા છે. તે બધાને એ ઓળખે છે.

કોટવાળ—અરે સિપાઈ ! માણસોને લઇને જાઓ, અને આ સર્વને તત્કાળ કેદ કરો.
(મૃદિમન્ રાજા પોતાના અંગરક્ષકોસાથે પ્રવેશ કરે છે, પ્રધાન વગેરે સર્વ ઉભા થઇ નમન કરે છે)

મૃદિમન્—અરે પ્રધાન ! આપણી આ વ્યવસ્થા કેવી ? આપણી આટલી બધી સાવધાનતા છતાં દુષ્ટો શેઠનાં ધર્મપત્નીને કેવી રીતે હરી ગયા ?

પ્રધાન—મહારાજ ! યોગ્ય પ્રકારે રક્ષણ કરેલું છતાં વિશ્વાસુ મનુષ્યો જ ફુટયાં, એટલે પછી દુષ્ટો એમના છળમાં ફાવી ગયા.

**વિજયંત**—મહારાજ ! અવિનયની ક્ષમા માગું છું, પરંતુ મારું ધૈર્ય હવે રહેતું નથી. જળમાં ડૂબેલા મનુષ્યને તે શાથી ડૂબ્યો, ક્યારે ડૂબ્યો વગેરે બાબતોની ચોકસી કંઈ જ ફાયદો કરતી નથી, માટે હવે તો જે તે રીતે મારી પ્રાણપ્રિયા એ દુષ્ટોના હાથમાંથી સત્વર છૂટે એ ઉપાય કરો. પ્રધાનજીએ સૈનિકો દોડાવ્યા છે ખરા, પણ અરેરે ! હજી કંઇ સમાચાર આવ્યા નહિ દુષ્ટોના હાથમાં સપડાયલી મારી સુકુમાર અર્ધાંગનાની આ સમયે કેવી સ્થિતિ હશે !

**મૃદિમન્**—શેઠ ! પ્રધાને મનુષ્યો દોડાવ્યાં છે, એટલે થોડા વખતમાં જરૂર તમારાં ધર્મપત્નીનું રક્ષણ થશે. તમે નિર્ભય રહો અને ધૈર્ય ધરો. મારી મર્યાદામાં થયેલો આ પ્રકારનો અધર્મ અમે કેમ સહન કરીશું ? સવારસુધીમાં જો કાંઈ સમાચાર નહિ આવે તો હું પોતે સેના લઇને જઈશ, અને દુષ્ટ શ્યેનને પકડી કેદ કરી તમારાં પત્નીને છોડાવી લાવીશ, એ નક્કી માનજો. હવે રાત્રિ બહુ ગઈ છે, માટે તમે ધૈર્ય ધરી શાંતિથી સુઈ જાઓ; અમે સર્વ હવે જઈએ છીએ. અને આ સબધમાં કરવા યોગ્ય બીજી સઘળી તજવીજ અમે કરીએ છીએ. ( સર્વ જાય છે. )

**વિજયંત**—( સ્વગત ) અરેરે ! આ એટલી વારમાં શું થઈ ગયું ? આ મારાં વૈભવવાળાં સ્થાનો તેના તે છતાં મારી પ્રાણપ્રિયાવિના આ ક્ષણે મને ઉજડ વગડાજેવાં લાગે છે. અરેરે ! હવે હું ક્યા જઉં અને શુ કરૂ ?

પ્રિયાની રે, આ ક્ષણ શી સ્થિતિ હશે ?
ચંદ્રવદની એ, અતિશય કોમલ, દુખ આ કો વિધિ સહશે, પ્રિયાની૦
જરી પણ દુ:ખ નથી સ્વપ્ને જોયું, આ દુ:ખે જળી મરશે, પ્રિયાની૦
મુજ મુખ જોયાવિણ જળના લેતી, મુજવિણ શે જીવશે, પ્રિયાની૦
પતિસુખથી સુખી, દુઃખે દુઃખી, સ્ત્રી બીજી ન થશે, પ્રિયાની૦
મુજ સુખકેરી ચિંતા નિશદિન, કોણ હવે ધરશે, પ્રિયાની૦
મુજ ગૃહની લક્ષ્મી દેવી એ, ફરી શું ન અહિં ફરશે, પ્રિયાની૦

( નિશ્વાસ નાંખીને ) અરે ! પણ આમ શોક કર્યા કર્યે શો ફાયદો ! ચાલ, હું પણ મારી પ્રિયાની શોધમાં નીકળી પડું. મને કાંઈ ઉંઘ આવવાની નથી. જોઉં, કોટવાળે, પ્રધાને તથા સેનાપતિએ શુ કર્યું છે. ( જાય છે. )

( ચાર સખીઓ ગાતી ગાતી પ્રવેશ કરે છે. )

**સર્વ**—ચાલો ચાલો, આપણ સખીની શોધે નીકળીએ.
**સુનીતા**—ધનુષ્યને સખિ સદ્ય ઝાલો,
**સુવિક્રાંતા**—બાણને તરવાર ભાલો,
**સુનેત્રા**—નથી કરવો જીવ વહાલો,
**સુસ્મિતા**—વેગથી રણમાંહિ હાલો,
**સર્વ**—શૂર દર્શાવી અનુપમ, દુષ્ટદુર્જન દળીએ, સખીની૦
**સુવિક્રાંતા**—પુરુષનો સખિ ! વેશ લઇએ.

સુનેત્રા—કોઇને કશું શીદ કહીએ,
સુનીતા—દુશ્મનોની પુંઠ ગ્રહીએ,
સુસ્મિતા—ભેંરુડાલગી ઠેઠ જઈએ,
સર્વ—શ્યેન હણી સખી છોડવ્યાવિણુ ઘરભણી ના વળીએ; સખીની૦

(શ્રીમાન્ વિશ્વશ્ચંદ્રવિરચિત શ્રીસતીસુવર્ણા નાટકનો પ્રથમ અંક સમાપ્ત.)

# ક્રિયા તથા વિચારનું માધુર્ય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૭૯ થી. )

પ્રત્યેક વ્યવહારમાં ઇષ્ટવૃત્તિના અંકુરને સ્ફુરાવવાના અભિમાનીના બલને સંકલ્પશક્તિ (*will power*) કહે છે. તે સંકલ્પિત સ્વરૂપ (embryonic or embodied idea) અંતઃકરણદર્પણઆગળ પ્રકટ થતા ઇન્દ્રિયવિજ્ઞાનજન્ય પ્રત્યયો અથવા આભાસોને જોઈ જોઈ દૂર કરે છે, અને જ્યારે પોતાના સમાનાકારઆભાસને જુએ છે ત્યારે તેને વરમાલા આપી તેની સાથે સંલગ્ન થઈ ફલરૂપ વાસ્તવ જ્ઞાનને (*consciousness*) પ્રકટ કરેછે. આ પ્રમાણે સંકલ્પિત સ્વરૂપ અથવા વૃત્તિનું અંકુર અભિમાનીના ચિંતનબલથી પલ્લવિત થાય છે; નિશ્ચયબલથી પુષ્પ ધારણ કરે છે, અને અભિમાન અથવા એકવત્ થવાના બલથી ફલોદય પામે છે.

આપણા માનસશાસ્ત્રમાં ઇન્દ્રિયવિજ્ઞાનજન્ય પ્રત્યયોથી પ્રકટ થનાર ફલરૂપ જ્ઞાન (conciousness) ની સહાયક સામગ્રીને મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એવા નામથી ઓળખવામાં આવે છે.

આથી સ્પષ્ટ થશે કે વ્યવસ્થિત અનુભવ (organized experience) કેવલ ઇન્દ્રિયવિજ્ઞાનથી થતો નથી, પરંતુ વૃત્તિજ્ઞાનથી થાય છે, અને તે વૃત્તિજ્ઞાન (Idea) ઇષ્ટાર્થના આભાસસાથે જ્યાં સુધી સંલગ્ન થતુ નથી ત્યાં સુધી તેનાથી ફલરૂપ જ્ઞાન (Consciousness) પ્રકટ થતું નથી. વૃત્તિજ્ઞાનને ફલરૂપ જ્ઞાનપર્યંત પહોંચાડવામાં અભિમાની પોતાની ચતુર્વિધ શક્તિથી પ્રયત્ન કરે છે.

જ્યાં સુધી વૃત્તિજ્ઞાન સ્વસમાન દ્વિતીય અર્થની અથવા આભાસની શોધ કરે છે ત્યાં સુધી અતૃપ્તિ હોય છે, અને જ્યારે દ્વિતીય અર્થ પોતાના સ્વરૂપમાં એકવત્ થાય છે, અર્થાત્ વૃત્તિ અને અર્થનો કૈતન્યરમ અભિન્ન થાય છે ત્યારે વૃત્તિ ચરિતાર્થ થઈ અભિમાનીમાં આનંદને-માધુર્યને-પ્રકટ કરે છે.

ઇન્દ્રિયવિજ્ઞાનનો ગ્રાહ્ય અર્થ ઘટપટાદિ બાહ્યવિષયો હોય છે, ત્યારે વૃત્તિજ્ઞાનનો ગ્રાહ્ય અર્થ અંતઃસ્થ સમાનજાતીય આભાસ અથવા પ્રત્યય હોય છે. વૃત્તિજ્ઞાન સમાનજાતીય પ્રત્યયરૂપ વિષયને પ્રાપ્ત કરી ફલજ્ઞાનનો ઉદય કરી ચરિતાર્થ થાય છે ત્યારે અભિમાનીના વ્યવસ્થિત અનુભવની એક કડી ઘડાય છે. અને આવા અનંત અનુભવની કડીઓથી જ્ઞાનની મજબૂત સાંકળ ઘડાય છે.

વૃત્તિજ્ઞાન સામાન્ય અને વિશેષ એમ બે પ્રકારનાં હોય છે. ગોત્વ, ઘટત્વ ઇત્યાદિ

આકારક વૃત્તિજ્ઞાન સરલ અને સ્પષ્ટ પ્રત્યક્ષ વ્યક્તિના અનુભવના આવિર્ભાવક હોય છે, અર્થાત્ આપણી મનોભૂમિમાં ગાયનું, ઘટનું અસાધારણ સ્વરૂપ રચાએલું હોય છે, અને તે સ્વરૂપને અનુસાર પ્રત્યક્ષ ઇન્દ્રિયવિજ્ઞાનના વિષયરૂપ વ્યક્તિઓની આપણે પરીક્ષા કરીએ છીએ. આ અસાધારણ સ્વરૂપલક્ષણ ( conception ) જે પ્રત્યક્ષ અનુભવમાં આવે એવી વ્યક્તિઓમાં ચરિતાર્થ થાય તે વિશેષાકાર વૃત્તિજ્ઞાન ( simple idea ) કહેવાય છે. પરંતુ કેટલાંક વૃત્તિજ્ઞાન એવાં મિશ્ર અને વિસ્તૃત રૂપનાં હોય છે કે તેનો આલાર્થ ઇન્દ્રિયવિજ્ઞાનનો વિષય થતો નથી. શાસ્ત્રીય પ્રયોગોની ભાવનાઓ આપણી મર્યાદાવાળી ઇન્દ્રિયોના વિજ્ઞાનના વિષયરૂપ કદી પણ થતી નથી. તે ભાવનાઓ કેવલ મનોભૂમિમાં ચરિતાર્થ થાય છે અર્થાત્ તે ભાવનાઓ પોતાના ઇષ્ટ પ્રમેય અથવા ભાવનીય અર્થને વિસ્તૃત મનોભૂમિમાં જ અનુભવે છે. આ વિશાલ છતાં અસાધારણ સ્વરૂપલક્ષણને ધારણ કરનાર ભાવના અથવા વિચારને સામાન્યાકાર વૃત્તિજ્ઞાન ( General Ideas ) કહે છે. પરમાણુની આકાશદ્રવ્યના તરંગોની, ભૂસ્તરવિદ્યાના કાલક્રમની, સૌન્દર્યની, સામાજિક જીવનની......વગેરે ભાવનાઓ આ સામાન્યાકાર વૃત્તિજ્ઞાનનાં ઉદાહરણો છે. કોઇ પણ મનુષ્ય પોતાની વર્તમાન ઇન્દ્રિયોવડે આ ભાવનાઓના ભાવનીય અર્થને પ્રત્યક્ષ અનુભવી શકતો નથી, તોપણ તે ભાવનાઓની સત્યતા આંતર અનુભવબલથી નિર્ણીત થાય છે. આવી ભાવનાઓનું સત્યાસત્યપણું અમુક વિચારક્રમથી થઈ શકે છે. પરમાણુરૂપ ભાવનીય પદાર્થ પ્રત્યક્ષ ચક્ષુરિન્દ્રિયનો જો કે વિષય થતો નથી, તોપણ તે ભાવનાને અનુસાર રચેલી જગદુત્પત્તિની પ્રક્રિયા અને તે પ્રક્રિયાનુસાર રચાયેલા બાહ્ય પર્વતાદિ પદાર્થો ચક્ષુરિન્દ્રિયના વિષયરૂપ થઈ શકે છે. આ કાર્યલિંગક અનુમાનથી કારણરૂપ સામાન્ય વૃત્તિજ્ઞાનની સિદ્ધિ થાય છે. જે ભાવનાઓ આંતર પ્રદેશમાં તેમ બાહ્ય પ્રદેશમાં સામાન્ય અથવા વિશેષ રૂપમાં ચરિતાર્થ નથી થતી, તે ભાવનાઓ અસત્ય કહેવાય છે. જેમકે શશશૃંગ, વંધ્યાપુત્ર વગેરે ભાવનાઓ. આ ભાવનાઓ વ્યવસ્થિત અનુભવ (organized experience )ની જનક હોતી નથી. સઘળાં અયથાર્થ જ્ઞાન અથવા વિપર્યયની ભાવનાઓ અંતઃકરણની વ્યવસ્થિત કેળવણીના અભાવથી જન્મ પામે છે. તે ભાવનાઓનું અયથાર્થપણું ઉંચા દૃષ્ટિબિંદુથી જણાય છે. વસ્તુતઃ અત્યંત અસદ્રૂપ પદાર્થ જ નથી; અને તેથી અસદ્રૂપે ગણાતી ભાવનાઓ પણ ભાવનારૂપે મનોભૂમિમાં સત્ય છે આથી ભ્રમજ્ઞાન પણ ભ્રાન્તચિત્તની અપેક્ષાથી સત્ય છે, કેમકે તે ચિત્તને તે સત્ય જ પ્રતીત થાય છે. જેમ જેમ અભિમાનીનું દૃષ્ટિબિંદુ મૂર્તદ્રવ્યોમાંથી અમૂર્તદ્રવ્યોમાં મૂકાતું જાય છે તેમ તેમ તેનાં ભાવના ( *Idea* ) અને ભાવ્ય ( *object* ) બદલતાં જાય છે, અને નીચલી કોટિની ભાવના અથવા વૃત્તિજ્ઞાન અસત્ય ઠરતાં જાય છે. આથી એમ સમજવાનું નથી કે નીચલી કોટિની ભાવના અને ભાવ્યો અત્યંત અસત્ છે. ભાવનાની સત્યાસત્યતાનો નિર્ણય તે ચરિતાર્થ થાય છે કે નહિ તે ઉપર છે. જે ભાવના વા વૃત્તિજ્ઞાન પોતાના ઇષ્ટ ભાવ્ય અથવા જ્ઞેયસાથે અભિન્ન થઇ ચૈતન્યરસને અભિમાનીમાં પ્રકટાવે તે ભાવના સત્ય છે. જ્યારે ભાવના ભાવ્ય વિષયો અમૂર્તકોટિમાંથી અવ્યાકૃત કોટિમાં જાય છે ત્યારે તે ભાવનાની શુભ્રતા અને સૂક્ષ્મતા અવર્ણનીય હોય છે, અને આ જ ક્રમથી પરમાત્મતત્ત્વની અથવા તત્સંબંધી વૃત્તિજ્ઞાનમાં ઉજ્જ્વલતાનો અવધિ આવે છે. જેમ ઘરની ભાવનામાં ઇંટ માટીની ભાવના અંતર્ગત હોય છે, જેમ શરીરની ભાવનામાં અવયવો-

ની ભાવના અંતર્ગત હોય છે, તેમ પરમાત્મતત્ત્વની ભાવનામાં સમગ્ર વિશ્વના પદાર્થોની ભાવનાનો સમાસ થાય છે.

અત્ર જણાવવાની જરૂર રહે છે કે એક જ વિષયની ભાવના તે વિષયના વિશેષ ભેદથી ભિન્ન ભિન્ન હોય છે. લોક વ્યવહારપુરતું ઘરસંબંધી વૃત્તિજ્ઞાન, ઇંટ માટી લાકડાં વગેરેના અમુક સંનિવેશના પ્રત્યયવિશેષથી ચરિતાર્થ થાય છે, પરંતુ કારીગરના દૃષ્ટિબિંદુથી અધિક પ્રત્યયવિશેષની અગત્ય રહે છે. સામાન્ય મતિના મનુષ્યોની શરીરવિષયક ભાવના અને શારીરશાસ્ત્રના જ્ઞાનવાળાની ભાવનામાં પણ તેવો જ ભેદ હોય છે. સામાન્ય મતિના મનુષ્યની શરીરસંબંધી ભાવના હાથ પગવાળા મનુષ્યને બહારથી જોવાથી તૃપ્ત અથવા ચરિતાર્થ થાય છે, ત્યારે શારીર શાસ્ત્રના જ્ઞાનવાળાની ભાવના અંતઃસ્થ અવયવોના અને તેનાં કાર્યોના પ્રત્યયવિશેષસહિત સ્થૂલ શરીરના અવલોકનથી તૃપ્ત થાય છે.

આથી સ્પષ્ટ થશે કે ભાવના અને ભાવ્ય અથવા વૃત્તિજ્ઞાન અને તેના જ્ઞેયનો સંબંધ માત્ર સત્ય ફલજ્ઞાનનો ( consciousness ) જનક નથી પણ ઇષ્ટસંબંધ જ તેવા ફલજ્ઞાનનો જનક છે.

મનુષ્યપ્રાણીનો મોટો ભાગ ચાક્ષુષ ભાવનાઓમાં અને તે પણ ઉપર વર્ણવેલા વિશેષ વૃત્તિજ્ઞાનોમાં જ રમણ કરનાર હોવાથી વૃત્તિજ્ઞાન અથવા ભાવના જ્ઞેય અથવા ભાવ્યના સમાનાકાર થઇ ચરિતાર્થ થાય છે. એ સિદ્ધાન્તથી એમ સમજે છે કે જ્ઞેય અથવા ભાવ્ય પદાર્થ ફોટોગ્રાફજેવા હશે, પણ તેમ નથી. ઇન્દ્રિયવિજ્ઞાનથી પ્રકટ થતા પ્રત્યયો, ભાવના અથવા વૃત્તિજ્ઞાનના લગભગ સમાનાકાર હોય છે તોપણ ભાવનાનો ભાવ્ય વિષય સર્વાંશે ઇન્દ્રિયવિજ્ઞાનજન્ય પ્રત્યયરૂપ હોતો નથી, સૂર્યમાલાનો ફોટોગ્રાફ કંઇ પાડી શકાતો નથી, તોપણ તેની ભાવના અથવા વૃત્તિજ્ઞાન ખગોલવેત્તામાં ચરિતાર્થ થાય છે. " એક્સ " નામનાં કિરણોથી પાડેલા શરીરનાં આંતર અવયવોના ફોટોગ્રાફ અને તે તે અવયવોનું શારીરશાસ્ત્રનતું વૃત્તિજ્ઞાન સરખા આકારનું અર્થાત્ રૂપમાં સરખું હોતું નથી. અંતઃકરણના દ્રવ્યનું બલ એવું છે કે તેના પરિણામનો અમુક આકાર સંકેતથી અમુક ભાવ્યનું ભાન કરાવે છે. આથી ભાવનાઓ ભાવ્યના સાંકેતિક ચિહ્ન વા પ્રતીકરૂપે હોય છે. ભાવના અને ભાવ્યનું સાદૃશ્ય રૂપમાં સમજવાનું નથી, પણ જે સાદૃશ્યથી ફલજ્ઞાન પ્રકટે તે સાદૃશ્ય જ ઇષ્ટ ગણાય છે. ચાક્ષુષ પ્રત્યયોનો ત્યાગ કરવાથી આ પ્રક્રિયા સ્પષ્ટ સમજાશે. અમુક રાગની અથવા સ્વરની ભાવના અને સ્વરમાં શું પ્રત્યક્ષ સરખાપણું હોય છે, ઉષ્ણતાની ભાવના અને ઉષ્ણભાવ્યમાં શુ મળતાપણું હોય છે; મંત્રના શબ્દજન્ય ધ્વનિમાં અને અર્થરૂપ દેવતામાં પ્રત્યક્ષ શું સાદૃશ્ય હોય છે ? ઇન્દ્રિયોથી જેનું સરખાપણું કળી શકાતું નથી તેવી આ રાગની, ઉષ્ણતાની મંત્રાર્થની ભાવના પોતપોતાના ભાવ્યથી ચરિતાર્થ થાય છે એ આપણા સ્વાનુભવનો વિષય છે. આથી ભાવના અને ભાવ્યનું અથવા વૃત્તિજ્ઞાન અને જ્ઞેયનું સરખાપણું ફલજ્ઞાનનું જનક છે. એ સિદ્ધાન્તથી એમ સમજવું નહિ કે તે એના આકાર અથવા રૂપ સરખાં હોય છે. રૂપમાં તો ઘણી વખત ઉલટાપણું હોય છે. છતાં સાંકેતિક સ્વરૂપવિશેષથી ( Symbolic form ) ભાવ્યનું ફલજ્ઞાન પ્રકટે છે. આ ન્યાય ભાષાઓમાં સુપ્રસિદ્ધ છે. ઘોડો શબ્દ આપણે લિપિમાં લખીએ તેની સાથે પ્રત્યક્ષ ઘોડારૂપ પ્રાણીનું કંઇ પણ મળતાપણું હોતું નથી. તોપણ તે શબ્દ વાંચતાં ખરા ઘોડાનું ભાન જાગ્રત્ થાય છે. આ પ્રમાણે

આપણા અંતઃકરણમાં ભાવનાનાં સ્વરૂપો સાંકેતિક રચાયેલાં હોય છે, અને તે સંકેત જ્યારે ભાવ્યથી ચરિતાર્થ થાય છે ત્યારે ફલજ્ઞાન પ્રકટે છે.

ઇન્દ્રિયવિજ્ઞાન, વૃત્તિજ્ઞાન અથવા ભાવના, ફલજ્ઞાન અથવા ભેદસાક્ષાત્કાર કોને થાય છે એ પ્રશ્ન ઉભો રહે છે. જેના અર્થે આ વિજ્ઞાનધારા પુર્યષ્ટકના પરિણામપ્રવાહમાં વહે છે તે તત્ત્વનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે. સઘળા ભેદોના સાક્ષાત્કાર ( consciousness) જેમાં અર્પણ થાય છે અને જે પોતે પોતાને ભેદરાશિનો અનુભવ કરનારો માને છે તેને તત્ત્વવિદ્ " અભિમાની " " જીવાત્મા " ઇત્યાદિ શબ્દથી ઓળખે છે. એ અભિમાની ભેદનો સાક્ષાત્કાર કરે છે, અને તે ઉપરાંત ઉંચાં પ્રાણીઓમાં સ્વાત્મપ્રતીતિ ( Self consciousness ) પણ કરે છે.

આપણા સિદ્ધાન્તપ્રમાણે જો કે અભિમાનીનો સદ્ભાવ વનસ્પતિથી માંડી બ્રહ્મપદપર્યંત હોય છે તો પણ પશુવર્ગના ઉંચા વિભાગનાં પ્રાણીઓ અને મનુષ્યજાતિમાં તે અભિમાની ઉદ્ભૂત અથવા અભિવ્યક્ત દશામાં હોય છે. ઇતર સ્થિતિઓમાં તે માત્ર અનુદ્ભૂત અથવા અનભિવ્યક્ત દશામાં હોય છે. મનુષ્યજાતિના મોટા ભાગમાં પણ " ભેદસાક્ષાત્કાર હું કરૂં છું "—એટલી જ પ્રતીતિ હોય છે, પણ સ્વરૂપવિષયક અથવા સ્વાત્મવિષયક પ્રતીતિ ( Self-consciousness ) થોડાં જ પ્રાણીઓમાં અભિવ્યક્ત થયેલી હોય છે. મનુષ્ય પ્રજાનો મોટો ભાગ શરીરનિર્વાહ તથા સામાન્ય સુખની નિર્વાહક બુદ્ધિના વ્યવહારથી પશુવત્ તૃપ્ત રહે છે. તેમને આ વ્યવહાર, આ પ્રકૃતિનર્તન, આ વિજ્ઞાનની ચમત્કૃતિ શા ઉદ્દેશથી થાય છે તેનું ભાન હોતું નથી.

સ્વાત્મપ્રતીતિના ચાર વિભાગ આપણા વિચારકોએ પાડ્યા છે. (૧) મિથ્યાત્મપ્રતીતિ (૨) ગૌણાત્મપ્રતીતિ (૩) સાક્ષીઆત્મપ્રતીતિ અને (૪) પૂર્ણબ્રહ્માત્મપ્રતીતિ.

મિથ્યાત્મપ્રતીતિ ( Illusory or natural Self-Conciousness ) નો અનુભવ આપણ સર્વને ન્યૂનાધિક અંશે હોય છે. મારાં સ્ત્રી પુત્ર, મારાં ઘરબાર, મારો દેશ, અને તેમની વૃદ્ધિહાનિમાં મારી વૃદ્ધિ હાનિ સ્વીકારી જે તન્મયતા અનુભવાય છે, તેમાં મિથ્યાત્મપ્રતીતિનો સમાવેશ થાય છે. આત્મસ્વરૂપનો બાહ્યપ્રદેશના પ્રાણીપદાર્થોમાં તદ્ગત ચૈતન્યના ભાનવિના જે અતિદેશ થવો તેનું નામ મિથ્યાત્મપ્રતીતિ છે. એ પ્રતીતિની શુદ્ધ દશામાં ઉત્તમ સદ્ગુણોની સિદ્ધિ હોય છે. દંપત્યસ્નેહમાં, વાત્સલ્યની ઉર્મિઓમાં, સ્વદેશોન્નતિની ભાવનામાં, શૌર્યમાં ઇત્યાદિ ઉત્તમ રાજસ્ સદ્ગુણો આ મિથ્યાત્મપ્રતીતિના બળથી જ પ્રકટે છે. જેમનામાં એ પ્રકારની પ્રતીતિ શુદ્ધ રૂપમાં થઈ નથી તેઓ પોતાના ગૌણાત્માની પ્રતીતિ પણ સ્પષ્ટ રીતે અનુભવતા નથી. શાસ્ત્રો મિથ્યાત્મપ્રતીતિમાંથી ગૌણાત્મપ્રતીતિપ્રતિ દોરે છે, પણ જેમનામાં શુદ્ધ મિથ્યાત્મપ્રતીતિ જ નથી પણ જેઓ કોઈ પણ પ્રકારની આત્મપ્રતીતિવિનાના અર્થાત્ પશુવત્ મૂઢ દશામાં હોય છે તેમને શાસ્ત્ર નિરુપયોગી છે. આ શુદ્ધ મિથ્યાત્મપ્રતીતિથી અહં ( ego ) અનહં ( non-ego.) થી સ્પષ્ટ પૃથક્ પડે છે, અને ત્યારપછી તેને અહંના સ્વરૂપમાં જ વિવેક કરવાનો હોય છે, અથવા શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો તેને સ્વગતભેદો જ પારખવાના રહે છે.

મિથ્યાત્મપ્રતીતિના વિષયરૂપ " અહં " માનસશાસ્ત્રના ( psychology ) નિયમ-

પ્રમાણે વિકારી અને ક્ષણિક છે. એ પ્રતીતિની સંસ્કારધારા ગૌણાત્માની અભિવ્યક્તિ કરે છે, અને તેથી પરંપરાએ સત્ય બ્રહ્માત્મપ્રતીતિમાં ઉપકારક છે.

માનસશાસ્ત્રના નિયમપ્રમાણે જો કે ગૌણાત્મપ્રતીતિ અનુભવબલથી ઉત્પન્ન થતી અનુભવાય છે તોપણ અધ્યાત્મશાસ્ત્ર એ ગૌણાત્માનો પ્રથમથી જ સ્વીકાર કરે છે, અને એમ બતાવે છે કે તેનો આવિર્ભાવમાત્ર થાય છે. જ્યાંથી બાલક પોતાની માને, ધાત્રીને, સાથે રમનાર શિશુઓને ઓળખતું થાય છે ત્યાંથી પોતાના અસ્પષ્ટ આંતર સ્વરૂપને તેમના અસ્પષ્ટ આંતર સ્વરૂપથી પૃથક્ અનુભવે છે; અને ત્યાંથી જ વ્યાવહારિક જીવાત્માની ( Empirical ego ) સ્પષ્ટ પ્રતીતિ ક્રમશઃ થતી ચાલે છે.

આ સ્વતંત્રતાના નિર્વાહક તત્ત્વના પ્રકાશઅર્થે જ મિથ્યાત્મપ્રતીતિ બાહ્ય પદાર્થોનો પોતાથી વિવેક કરે છે. વૃત્તિજ્ઞાનો પદાર્થોના પરસ્પર ભેદ સિદ્ધ કરે છે, અને ઇન્દ્રિયવિજ્ઞાન ચૈતન્યની મંદ ઝાંખી કરાવે છે. આ સર્વ પ્રવૃત્તિમાં પરમાત્મસંકેતવશાત્ અભિમાનીનો વિકાસક્રમ સિદ્ધ થાય છે. જ્યાંસુધી અભિમાની વ્યાવહારિક સ્વાત્મપ્રતીતિ અને સંકલ્પબલને પ્રકટ કરતો નથી ત્યાંસુધી પરમાત્મતત્ત્વનો તે અભિમાનીસાથેનો દિવ્યાંશ, જેને સાક્ષી આત્મા કહે છે તે ચૈતન્યરશ્મિઓને પુર્યષ્ટકમાં પ્રસરાવ્યા કરે છે. સંકલ્પ શક્તિનો ( Will power ) અભિમાનીમાં ઉદય થયા પછી તેને સ્વતંત્રતાથી સ્વાત્મોદય કરવા દે છે. તેની ઇચ્છાશક્તિમાં તે સાક્ષી આત્મા આડે આવતો નથી. અનુકૂલપ્રતિકૂલ પ્રસંગોથી તેના બલને દૃઢ થવા દે છે, અને જો સ્વાત્મોદયક્રમમાં તે અભિમાની પોતાની ઇચ્છાશક્તિને પ્રત્યગાત્માપ્રતિ પ્રેરે છે તો તેને સત્ય દિશાનું અપરોક્ષ ભાન તે સાક્ષીઆત્મા કરાવે છે.

અભિમાનીના ગૌણસ્વરૂપના પણ ગર્ભમાં રહેલી અને પરમાત્મ તત્ત્વના અંશરૂપ દિવ્ય જ્યોતિને આપણા તત્ત્વજ્ઞો સાક્ષીઆત્મા કહે છે. વ્યાવહારિક જીવ અથવા અભિમાની( Empirical ego) અને પારમાર્થિક બ્રહ્માત્મકરૂપ વસ્તુ (absolute self consciousness )નું અનુસંધાન કરનાર આ પ્રત્યગાત્માને साक्षी चेता केवलो निर्गुणश्च—એ વાક્યથી શ્રુતિ પ્રબોધે છે. પરમાત્મા, સાક્ષી અને જીવ—એ ત્રણ તત્ત્વોને અને તદ્‌ગત અભેદને જગતના પ્રસિદ્ધ ધર્મોમાં ત્રિપુટીરૂપે આલેખવામાં આવે છે.

ગૌણાત્માને અથવા પ્રમાતૃચૈતનને લક્ષ્યરૂપે અથવા ભાવ્યરૂપે લઈ જ્યાંથી વિજ્ઞાનક્રમ ચાલે છે ત્યાંથી મુમુક્ષુતાનો આરંભ થાય છે. પ્રમાતૃચૈતનનું સ્વભાવથી જ પ્રયાણ બ્રહ્માત્માપ્રતિ હોય છે પણ લક્ષ્યરૂપે અથવા ભાવ્યરૂપે તે પ્રયાણ મુમુક્ષુઓ જ સેવે છે.

પરમાત્મતત્ત્વની ભાવના અથવા વૃત્તિજ્ઞાનના સાફલ્યમાં અને બીજા પદાર્થો અને તત્ત્વોની ભાવના અથવા વૃત્તિજ્ઞાનના સાફલ્યમાં એક મોટો ભેદ છે. ઇતર પદાર્થોની અને તત્ત્વોની ભાવના વા વૃત્તિજ્ઞાન ફલજ્ઞાનથી ( consciousness ) વ્યાપ્ત થાય છે. પરંતુ તે જ્ઞાનના ઉદયસાથે જ ઇતર ભાવ્યપ્રતિ વૃત્તિ આકર્ષાય છે, અને તે ભાવ્યના સાક્ષાત્કારઅર્થે વૃત્તિ પ્રયત્નશીલ થાય છે. પરમાત્મતત્ત્વની ભાવના સાક્ષાત્કારમાં પરિણમે છે તોપણ તે તત્ત્વ ફલજ્ઞાનથી વ્યાપ્ત થઈ અપરોક્ષ થતું નથી, પરંતુ વ્યવધાન માત્રની નિવૃત્તિ થયે તે તત્ત્વ ચિન્મય હોવાથી સ્વતઃ પ્રકાશે છે, તથા તેનો પ્રકાશ થયા પછી ઇતર ભાવ્ય પ્રકટ થતું નથી. આમ થવાનું મુખ્ય કારણ એ છે કે પરમાત્મતત્ત્વ અખંડ અને

નિત્ય અનુભવરૂપ છે અને તે નિત્ય વ્યવસ્થિત સંવિત્ અથવા અનુભવના, પ્રત્યેક પ્રમાતાનાં ફલજ્ઞાન અથવા ભાવનાસિદ્ધિને અંશરૂપ હોય છે. આપણે અનિત્ય અને ક્ષણિક અનુભવ ભિન્ન ભિન્ન ભાવ્યની સિદ્ધિમાં પરિણમે છે. અને તેટલા પ્રમાણમાં આપણે પરમાત્માના સ્વરૂપભૂત અનુભવમાં ભાગી થઇએ છીએ.

પરમાત્માના વ્યસ્થિત અનુભવ અથવા સંવિતમાં પૃથક્ અભિમાનીરૂપે નર્તન કરનાર આપણે તેના સંકલ્પિત કાર્યક્રમમાં અનુકૂલ થઈ આપણે આપણા ભાવ્યોની સિદ્ધિ કરવાની છે. આ વિશ્વનું તંત્ર પરમાત્માના સુનિશ્ચિત સંકલ્પક્રમાનુસાર ચાલે છે. તે સંકલ્પક્રમમાં પ્રત્યેક अ, ब, क, વગેરે અનંત અભિમાનીઓ પોતપોતાના ભાવ્યોની સિદ્ધિ સ્વતંત્રતાથી કરે છે. જ્યાંસુધી પરમાત્માના સંકલ્પક્રમની વિરોધી ભાવના અથવા વૃત્તિજ્ઞાન ચરિતાર્થ કરવા પ્રયત્ન થતો ન હોય ત્યાંસુધી તે અભિમાનીઓ સ્વતંત્રતાથી ભાવ્યસિદ્ધિ કરે છે. અન્ય અભિમાનીઓના સ્વતંત્ર વિહારમાં પ્રતિબંધ ન થાય ત્યાંસુધી પ્રત્યેક અભિમાની ભાવ્યક્રમ ( realisation or ideal state ) સિદ્ધ કરી શકે છે. પોતાની આધ્યાત્મિક ઉન્નતિ અથવા અવનતિ સાધવામાં પ્રત્યેક અભિમાની સ્વતંત્ર છે, પણ જ્યાં તે ઉન્નતિ અથવા અવનતિ પરમાત્માના સંકલ્પક્રમના વિરોધમાં આવે છે કે તત્કાલ તે નિયંત્રિત થાય છે.

પરમાત્માના સંકલ્પિત ક્રમમાં અવિરોધી એવી સર્વોત્તમ ઉચ્ચ કલા મને પ્રાપ્ત થાઓ, એ પ્રકારની ભાવના વા વૃત્તિજ્ઞાન સર્વ ભાવનાના શિરોમણિરૂપ છે. કઈ ભાવના પરમાત્મસંકલ્પની વિરોધી છે એ પ્રત્યેક વ્યક્તિને સ્વાનુભવથી સિદ્ધ થતી ચાલે છે.

પરમાત્મતત્ત્વની ચૈતન્યરૂપા શક્તિ અવિદ્યા, મહત્ અથવા બુદ્ધિ, અંતઃકરણ અને જ્ઞાનેન્દ્રિયોદ્વારા અભિવ્યક્ત થઈ કેવી રીતે અનુભવમંદિર ચણે છે તે આપણે જોયું, પરંતુ તેની સદ્રૂપા અથવા ભાવપ્રયોજક શક્તિ અનુભવમંદિરમાં કેવી રીતે સાથે સાથે ક્રિયાદ્વારોમાં યોજાઇ તેને કેવું દૃઢ બનાવે છે તે વિચારવું બાકી રહે છે.

આપણે ઉપર વર્ણવી ગયા કે વૃત્તિજ્ઞાન અથવા ભાવનાનો સ્વભાવસિદ્ધ ધર્મ એ હોય છે કે ઇષ્ટ જ્ઞેય અથવા ભાવ્યસાથે અભિન્ન થઇ ફલજ્ઞાનનો ઉદય કરે. જે ભાવના વા વૃત્તિજ્ઞાન તે પ્રકારે પોતાના ભાવ્ય અથવા જ્ઞેયનો સાક્ષાત્કાર ન કરે તે ભાવના વા વૃત્તિજ્ઞાન સદોષ ગણાય છે. જીવનનું રહસ્ય ઉત્તમ ભાવ્યોની સિદ્ધિમાં જ છે, પરંતુ આ ભાવ્યો વા જ્ઞેય સ્થૂલ જગતમાં આપણી સ્થૂલ ઇન્દ્રિયોથી અનુભવવાં જોઇએ;એવો નિયમ નથી. ઘણાં ભાવ્યો કેવલ માનસ પ્રત્યક્ષના વિષયરૂપ હોય છે. અને તે પ્રત્યક્ષની યથાર્થતા કાર્યલિંગક અનુમાનથી થાય છે. કવિની પ્રતિભામાં આલેખાયેલું ચિત્ર એક ભાવ્ય છે. તે ભાવ્યાનુસાર એક ઉત્તમ કાવ્ય રચાય છે, અને સહૃદય તે કાવ્ય વાંચી કવિના ભાવ્યચિત્રથી તન્મય થઈ રસ અનુભવે છે. આ રસ કવિના અને સહૃદયના ભાવ્યોના સમન્વયથી સિદ્ધ થાય છે. આ રસ માનસ પ્રત્યક્ષનો વિષય છે, એને આથી કવિની ભાવના ચરિતાર્થ થઈ કહેવાય છે. વળી ખગોળશાસ્ત્રની જગદુત્પત્તિની સંભાવના લ્યો. તે સંભાવનાને ( nebular hypothesis ) અનુકૂળ જગતનું સ્વરૂપ રચવાથી વિશ્વવ્યવસ્થા અને પરિણામવાદ ચરિતાર્થ થાય છે માટે તેટલા અંશમાં તે ભાવના સત્ય છે. પરમાણુકારણવાદની ભાવના લ્યો. અને તે સિદ્ધાન્તઅનુસાર વિશ્વની પરીક્ષા કરો. જેટલા અંશમાં

તે વ્યવસ્થા સફલ થાય તેટલા અંશમાં તે ભાવના સત્ય છે. સાંખ્યની પુરુષ અને પ્રકૃતિની ભાવના લ્યો, અને પરમાણુકારણવાદની ભાવનાથી જેટલો વિશ્વવ્યવસ્થાનો નિર્વાહ થયો હતો, તેના કરતાં અધિક નિર્વાહ થવાથી તે ભાવના ચરિતાર્થ થાય છે. બ્રહ્મની સર્વોત્તમ ભાવના લ્યો, અને તે જીવન્મુક્તના અનુભવમાં ચરિતાર્થ થયેલી જણાશે. આ પ્રમાણે શાસ્ત્રીય પ્રમેયોની ભાવના વા વૃત્તિજ્ઞાન પોતપોતાની મર્યાદામાં ચરિતાર્થ થાય છે એટલે તે તેપ્રમેયો માનસ પ્રત્યક્ષના વિષયરૂપ થઈ તે તે પ્રમાતાને ફલજ્ઞાન આપે છે.

(અપૂર્ણ)

# हृदयमां दर्शन देवा श्री इष्टने विज्ञप्ति.

પદ. ( અરજ સ્વીકારો સ્નેહી શામળીયા—એ લય. )

હૃદય વિરાજો, સ્વામિ હૃદયના,
હું પર કરુણા આણી રે.
ગુપ્તપણે તો નિત્ય રહ્યા છો, પ્રકટ થજો શિશુ જાણી રે,
પ્રકટ થતાં મુજ સઘ નીકળશે, જીવપદની એધાણી રે;
સઘળે નયન શુભ દર્શન કરશે, શુભ ઉચ્ચરશે વાણી રે,
અભય સદા લહશે મુજથી પછી, સઘળાં માનવ પ્રાણી રે;—
ઉદ્ધતસરખી આ વૃત્તિઓ, તે ક્ષણ થાશે શાણી રે,
દશ્યે રમતી આ મતિ ત્યારે, તત્ત્વે થશે મસ્તાની રે;—
અજ્ઞાને હું'પણું ધરી રહેતો, મોહવિવશ અભિમાની રે,
(પછી) સત્ય સ્વરૂપે પ્રેમ ધરંતો, ત્યજી દેશે નાદાની રે;—
અંળપાશે આ સ્વાર્થરૂપિણી, દષ્ટિકાકિની[1] કાણી રે,
તે સ્થળ ઉપજશે સમદૃષ્ટિ, મૃગનયની અતિ માની[2] રે;—
વિવેકરહિતા બુદ્ધિમાછલી, ક્ષીરથી જેહ અજાણી રે,
વિવેકરૂપી પછી બની હંસિની, પીશે ક્ષીર, ત્યજી પાણી રે;—
વિષયફલો ખાયા કરતું આ, મનમર્કટ તોફાની રે,
ગરુડ બની ગગને પછી ઉડશે, શિર લઇ શાર્ઙ્ગપાણિ રે;—
અંધકાર મુજમાં અતિ ભરીયો, પ્રકાશની ન નિશાની રે,
પછી તો સ્થળ સ્થળમાં ઝળહળશે, જ્યોતિ આત્મદીવાની[3] રે;—
માટે વિનવું હૃદય પધારો, હું તો છું અજ્ઞાની રે,
ભાવ સમર્પણ કરવા વિણ હું, (બીજી) જાણું ન કંઇ મહેમાની રે.—"

---

૧ કાગડી. ૨ અત્યંત ગૌરવવાળી. ૩ આત્મારૂપી દીપકની.

# दीपोत्सवीनुं आध्यात्मिक रहस्य.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૪૬ થી. )

" અમાંસની રાત્રિ, પડવેનું વહાણું; સપરમે દહાડે, સબરસ-સબરસ."

એમ બોલતા નાના છોકરાઓ પાછલી રાતના ઉઠીને સબરસ વેચવા ફરે છે. સબરસ એટલે મીઠું. મીઠું એ જો કે ક્ષાર હોવાથી ખારૂં લાગે છે તોપણ અન્નમાં મિષ્ટતા લાવવાનો તેમાં ગુણ હોવાથી તે મીઠું કહેવાય છે. મધુર, અમ્લ, લવણ, કટુ, કષાય અને તિક્ત એ ષટ્ રસમાં લવણ એટલે મીઠું તે સર્વોપરિ રસ માનેલો છે. અન્નની ખરી મિઠાશ મીઠાથી જ આવે છે. આંબાને મિઠાશ લાવવાને મીઠાનું ખાતર નાંખવામાં આવે છે. કેરીના રસમાં સરાશ લાવવાને મીઠું જ વપરાય છે. મળને ગાળી નાંખવાનો અને વિષમય જંતુઓનો નાશ કરવાનો તેમાં ગુણ રહેલો છે. વાગ્યાથી કચ્ચર થયું હોય તો મીઠું લસોટી ભરવાથી, તેમ મીઠાની પોટલીનો શેક કરવાથી આરામ થાય છે. મીઠાવિનાની રસોઇ મોળી અથવા નિર્માલ્ય ગણાય છે, તેમ નરમ સ્વભાવવાળો નિર્બળ માણસ પણ ઉપચારથી મીઠાવિનાનો અર્થાત્ મોળો ગણાય છે. આ રીતે ખાવાપીવામાં, ચોપડવામાં, શેકવામાં એમ સ્વાદમાટે તથા ઔષધ તરીકે તેનો ઉપયોગ થતો હોવાથી મીઠાને સર્વ રસમાં શ્રેષ્ઠ રસ ગણ્યો છે, અને તેથી વર્ષના આરંભને દિવસે "સબરસ" વેચવાથી સર્વ જાતના વ્યાપારધંધામાં રસકસ આવવાથી લાભ થાય છે એમ મનાય છે. વળી નવા વર્ષને દિવસે પ્રાતઃકાળે વહેલા ઉઠીને સ્નાન કરીને દેવપૂજાદિ કરી માતાપિતા આદિ કુટુંબના વડિલવર્ગને નમસ્કારવિધિ કરી તેમના આશિર્વાદ મેળવવામાં આવે છે. અન્ય સ્નેહી સ્વજનો પરસ્પરને ભેટે છે; નોકરો પોતાના ઉપરીને સલામ કરવા જાય છે; આ દિવસે પોતપોતાની શક્તિપ્રમાણે પોતાની પ્રિય ગણાતી વસ્તુ અન્યોન્યને અર્પણ કરવામાં માન ગણાય છે. માળી પોતાના ગ્રાહકને ઘેર જઇને ફૂલ આપી આવે છે, નાપિક દર્પણ બતાવે છે; વાદિત્રવાળા વાજાં વગાડી આવે છે, અને આવાં વર્ષવાધ્યાં બદલામાં કંઈ દ્રવ્ય મેળવે છે. પરગામમાં રહેલા પોતાના સ્નેહી સ્વજનોને સાલમુબારકનાં સુંદર કાર્ડ મોકલવામાં આવે છે. વ્યાપારી સારા આહકને જ પોતાનો માલ પહેલવહેલો જ રોકડથી વેચે છે. કાર્તિક શુદ્ધ ૫ ( લાભપાંચમ ) સુધીમાં ધાતુનાં નવાં વાસણ ખરીદી લાવવા એ શુકન ગણાય છે, અને વેપારીઓ નવા માલની ખરીદી પણ આ દિવસોમાં જ કરીને આખા વર્ષમાં સારો લાભ મેળવવાની આશા રાખે છે. આ રીતે પોતપોતાના ધંધા રોજગારમાં આખા વર્ષમાં લાભ મળે એવા હેતુથી આ દિવસે લોકો પોતપોતાની પ્રાપ્ત ક્રિયાઓ કરે છે અને આખો દિવસ આનંદમાં વીતાવે છે.

વર્ષાન્ત અને વર્ષારંભના દીપોત્સવીના દિવસોને મુખ્ય પર્વતરીકે સ્વીકારવામાં તથા તે સમયે નિર્દોષ આનંદોત્પાદક ક્રિયાઓ કરવામાં શો હેતુ શમાયેલો છે તે ઉપરના વિવેચનથી સ્પષ્ટ થયું હશે. આ ઉપરાંત સૂક્ષ્મ અવલોકન કરતાં તેના અંતર્ભૂત આધ્યાત્મિક રહસ્ય પણ રહેલું છે એ વિચારવું અવશિષ્ટ રહે છે.

બાહ્ય પ્રદેશમાં સ્થૂલ પ્રવૃત્તિનું સેવન કરતાં સ્થૂલ આનંદ અનુભવવામાં જ કૃતકૃત્યતા નથી, પરંતુ આ કરતાં ઉચ્ચ પ્રકારની પ્રવૃત્તિને આંતર પ્રદેશમાં આચરતાં ઉચ્ચ પ્રકારનાં

નાનાવિધ સુખોને અનુભવવાને પ્રયત્ન આદરવો ઘટે છે. એટલું તો સુસ્પષ્ટ સમજાય એમ છે કે **સુખ** એ કાંઈ બાહ્ય પદાર્થનિષ્ઠ નથી, પણ સામાન્ય રીતે બાહ્ય પદાર્થોના સંનિકર્ષથી અંતરમાં અનુભવાતી અનુકૂલતાનું ભાન કરતી અંતઃકરણની વૃત્તિવિશેષ છે. જો તેમ ન હોય તો એક વસ્તુ એકને સુખજનક ભાસે છે તો અન્યને દુઃખોત્પાદક થાય છે; એક વસ્તુ એક કાળે સુખરૂપ જણાય છે તો તે જ વસ્તુ તે જ વ્યક્તિને અન્ય કાળે દુઃખરૂપ લાગે છે તેમ થવું ન જોઈએ; અર્થાત્ બાહ્ય પદાર્થ અંતરમાં સુખનું ભાન કરાવવામાં માત્ર નિમિત્તરૂપ અથવા ઉદ્દીપક હેતુરૂપ થાય છે.

અંતઃકરણ ત્રિગુણાત્મક પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી તેમાં ત્રણે ગુણો ન્યૂનાધિક પ્રમાણમાં રહેલા છે, અને चलं हि गुणवृत्तम् એ ન્યાયે ચાંચલ્ય એ એનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. હાલતા દર્પણમાં અથવા જળમાં આપણા મુખનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાતું નથી, પણ સ્થિર હોય છે ત્યારે જ યથાવત્ જણાય છે; તેમ જ મલિન દર્પણમાં આપણું મુખ મલિન જણાય છે, અને તે સ્વચ્છ થાય ત્યારે પ્રતિબિંબ પણ સ્વચ્છ સ્પષ્ટ જણાય છે; તે પ્રમાણે અંતઃકરણ જે ક્ષણે નિર્મળ અને સ્થિર હોય છે ત્યારે સુખસ્વરૂપ ચિદાત્માના પ્રતિબિંબને તે ગ્રહણ કરતુ હોવાથી આ પ્રતિબિંબિત સુખનું ભાન થાય છે. કારણ કે બિંબભૂત આનંદ તો આત્માવ્યતિરિક્ત કોઈ સ્થાને નથી. બાહ્ય પદાર્થ ઘણું ઘણું તો અનુકૂલવેદનીય અંતઃકરણની સ્થિરતાવાળી સ્થિતિવિશેષને પ્રકટાવે છે અને ત્યારે જ ઉક્ત આનંદનું ભાન થાય છે. જેટલો સમય ચિત્તચાંચલ્ય શમે છે તેટલો સમય સુખાનુભવ થાય છે, અને આ સુખાવિર્ભાવના હેતુરૂપ ચિત્તસ્થૈર્યને સાધવા સત્શાસ્ત્રો અનેક ઉપાયોને પ્રબોધે છે, અને મુખ્યત્વે કરીને આ હેતુને લક્ષીને જ યોગશાસ્ત્રની પ્રવૃત્તિ છે.

આ જ તત્ત્વનું સમર્થન કરતાં હૃદયંગમ વાણીથી યોગીન્દ્રમણિ **શ્રીશંકરાચાર્ય** વદે છે કે:-

> आत्माऽकंपः सुखात्मा स्फुरति तदपरात्वन्यथैव स्फुरन्ती
> स्थैर्यं वा चञ्चलत्वं मनसि परिणतिं याति तत्रात्यमस्मिन्।
> चांचल्यं दुःखहेतुर्मनस इदमहो यावदिष्टार्थलब्धि-
> स्तस्यां तावत् स्थिरत्वं मनसि विषयजं स्यात्सुखं तावदेव ॥
> (शतश्लोकी.)

આત્મા નિષ્કંપ અને સુખસ્વરૂપ છે, તેનાથી ભિન્ન માયા તેથી અન્યરૂપે, અર્થાત્ સકંપ અને દુઃખરૂપ ભાસે છે આ ઉભયનું સ્થૈર્ય અને ચાંચલ્ય મનમાં પરિણામ પામે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતા સુધી મનનું ચાંચલ્ય દુઃખના હેતુરૂપ થાય છે, અને તેની પ્રાપ્તિ થયા પછી જ્યાં સુધી ચિત્તમાં સ્થિરતા રહે છે ત્યાં સુધી જ વિષયજન્ય સુખનું ભાન થાય છે.

આ વિશ્વમાં જડ ચૈતન્યનું સર્વાંશે પૃથક્કરણ થવું સંભવતું નથી. ચૈતન્યવિરહિત જડ દ્રવ્ય ઉપલબ્ધ થઈ શકતું નથી; (Matter and motion are never found apart) પણ સદા સંયુક્તદશામાં જ રહે છે. જડ દ્રવ્યમાં ચિત્ શક્તિની અભિવ્યક્તિનું તારતમ્ય જડચૈતન્યના ભેદનું નિયામક હોય છે. આ નિયમથી **જીવ** એ એક સંયોગી કાર્ય છે. ( Nature sleeps in stone, dreams in plant and wakes in man ) પાષાણાદિ જડ દ્રવ્યમાં પ્રકૃતિ સુષુપ્તિમાં છે, વનસ્પતિમાં સ્વપ્નમાં અર્થાત્ અર્ધ

જાગ્રત્ છે એને મનુષ્ય પ્રાણીમાં જાગ્રત્ છે; તાત્પર્ય કે ચૈતન્યાત્મા પૂર્ણાંશે માનવ તનુમાં વ્યક્ત થાય છે. પામર અને વિષયી જીવોને આ સત્યનું ભાન થતું નથી, પણ મુમુક્ષુને પોતાની બદ્ધાવસ્થાનું ભાન હોવાથી, પોતે અલ્પજ્ઞ અને અલ્પશક્તિમાન્ હોવાનું ભાન હોવાથી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમાત્માસાથે અભિન્ન થવા તે પ્રયત્નવાન્ થાય છે. આ પ્રયત્ન અથવા સાધન અંતઃકરણના અનંત અધિકારભેદથી અનંત ભેદવાળાં છે, પરંતુ મુખ્યત્વેકરીને તેના ત્રણ વિભાગ પાડવામાં આવે છે, અને તે કર્મ **જ્ઞાન** અને **ભક્તિ** અથવા ઉપાસના માર્ગ છે. આ ત્રણે પરસ્પર કેવલ ભિન્ન અથવા વિરોધી નથી પણ પરસ્પર ઉપકારક છે. પ્રત્યેકમાં ઇતર ઉભયના અંશો શમાયલા છે અને ગમે તે મુખ્ય માર્ગનું અવલંબન કરનારને પરિણામિ ફલ આત્યંતિકી દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ એ એક જ છે.

આ પરમાત્મતત્ત્વ अवाङ् मनसगोचरम् । सत्यं ज्ञानमनन्तम् । विज्ञानमानंदं ब्रह्म-મન વાણીથી અજ્ઞેય, સત્ય જ્ઞાન અને અનંત, વિજ્ઞાન અને આનંદરૂપ બ્રહ્મ છે, તેમ છતાં જે માંથી ભૂતમાત્રની ઉત્પત્તિ થાય છે, ઉત્પન્ન થયેલાં જીવે છે અને જેમાં અંતે લયને પામે છે यतो वा इमानि भूतानि जायंते, येन जातानि जीवंति, यत् प्रयन्त्यभिसंविशंति तद्विजिज्ञासस्व-तद् ब्रह्मेति श्रुतिः । એમ કહીને જેના સ્વરૂપની લક્ષણા કરાવી છે તે તત્ત્વ સર્વ ભૂતમાત્રનાં આધારભૂત છે. આ ભૂત પ્રપંચના ઉપાદાનકારણરૂપ આ તત્ત્વને અનેક સમર્થ વિચારકોએ અનેક રૂપે ઓળખવા પ્રયત્ન કર્યો છે. દ્વૈતવાદીના મતપ્રમાણે પુરુષ અને પ્રકૃતિ એમ બે તત્ત્વોનો સ્વીકાર કરવામાં આવે છે. પુરુષ કેવળ ચિદ્રૂપ છે, અને પ્રકૃતિ સ્વતઃસિદ્ધ હોઈને પુરુષને અર્થે પ્રવૃત્તિ કરે છે. કેવળ જડ પ્રકૃતિ સ્વતંત્રરીતે ક્રિયા કરી શકે એ સંભવતું નથી, પરંતુ પુરુષના સંબંધથી જ ક્રિયાવતી થાય છે. જેમ અંધ અને પંગુ સંયુક્ત થાય ત્યારે જ પ્રવાસ કરી શકે છે, એટલા નહિ; અયસ્કાન્ત મણિ લોહચુંબકની મર્યાદામાં આવતાં લોહમાં ગતિ ઉત્પન્ન થઈ તે નાના પ્રકારની ચેષ્ટા કરે છે, અને લોહનાં સૂક્ષ્મ અણુઓ નાના આકૃતિઓને રચે છે એ પ્રસિદ્ધ છે. દૃષ્ટાંતમાત્ર એકદેશી જ હોય છે, સાદૃશ્ય સર્વાંશમાં ઘટતું નથી. પણ વસ્તુસ્થિતિની લક્ષણા કરાવવાને બસ હોય છે. કેવલ ભિન્ન ધર્મવાળા પ્રકૃતિ અને પુરુષ પોતપોતાના રૂપમાં પૂર્ણ જ છે અને તેથી પરસ્પરના આશ્રયની અપેક્ષા દૃષ્ટાન્તમાં બતાવ્યા પ્રમાણે નથી. કેવળ સ્વતંત્ર વિજ્ઞાનમય પુરુષના સંબંધથી પ્રલયકાળે લીન થયેલી પ્રકૃતિના એક દેશમાં एकोऽहं बहु स्यां प्रजायेय પ્રકારે હું એક છું તે અનેક રૂપ થાઉં એવા શ્રી મહેશ્વરના સંકલ્પથી આદિમ ક્ષોભ થઈ સર્જનનો આરંભ થાય છે આવો સંકલ્પ શા કારણથી થાય છે તે અતિપ્રશ્ન છે. કારણ કે देवस्यैष स्वभावोऽयं आप्तकामस्य का स्पृहा-એ વસ્તુનો સ્વભાવ જ છે. કેમકે નિત્યતૃપ્ત હોવાથી તેમને સ્પૃહા જેવી સંભવતી નથી. બાહ્ય પરિણામને પામતી પ્રકૃતિપ્રદેશના પર્યન્ત નિર્વાહ અને સુસ્થિતિઅર્થે તે સમયે શ્રી મહેશ્વરનું લીલાતનુ પ્રકટ થાય છે. અમર્યાદ, વિભુ અનાદિ, અને અનંત પરમાત્મતત્ત્વ આ પ્રમાણે સ્વતઃ મર્યાદાને ધારણ કરીને એક છતાં અનેક નામરૂપથી વ્યવહરાય છે. વસ્તુતઃ જેમ આકાશ વિભુ અને અમર્યાદ છે, છતાં ઘટની ઉત્પત્તિ થતાની સાથે તદ્ગત ઘટાકાશ એવી મર્યાદાવાળી સંજ્ઞાને પામે છે અને તેથી મહાકાશથી ભિન્નરૂપે ઓળખાય છે તેમ સર્વ-

કાળે પ્રકૃતિસ્થ ચૈતન્ય મહેશ્વર, સદાશિવ આદિ નામથી ઓળખાય છે, અને તદનુસાર તેમના ગુણધર્મે ક્રિયાનો અધ્યારોપ કરવામાં આવે છે.

કોઇ પણ કાર્ય ઉત્પન્ન કરતા પૂર્વે તેના ઉપાદાનકારણરૂપ મૂળ દ્રવ્યને અત્યંત શુદ્ધ રૂપમાં તૈયાર કરવું પડે છે. ઘટ ઉત્પન્ન કરનાર કુલાલને પ્રથમ મૃત્તિકાને કાંકરા, મૂળીઆં, ઘાસ વગેરે નિરુપયોગી વસ્તુઓ કાઢી નાંખીને પલાળીને સ્વચ્છ કરવી પડે છે; પટ ઉત્પન્ન કરનારને રૂમાંથી કપાસ, કાલાં, કીટી, ફોતરાં વગેરે કાઢી નાંખી શુદ્ધ તાર તૈયાર કરવા પડે છે; અર્થાત્ સંમિશ્રિત થયેલા વસ્તુસમુદાયને વિચ્છિન્ન કરીને, ખંડિત કરીને, ઇષ્ટાર્થની પ્રાપ્તિઅર્થે નિરુપયોગી વસ્તુનું પૃથક્કરણ કરી વિનાશ અથવા સંહાર કરવો પડે છે, અને તે રુદ્રસત્તાનું કાર્ય છે. પ્રકૃતિના સામ્યભાવનો ભંગ કરનાર આ જ્ઞાનપ્રધાન શક્તિદ્વારા શ્રી રુદ્રભગવાન્ પ્રકૃતિ દ્રવ્યનું પૃથક્કરણ કરીને શ્રી સદાશિવના સંકલ્પને અનુકૂલ સૃષ્ટિ રચવાનો વેગ આપે છે. ( ईशानः सर्व विद्याना, ईश्वरः सर्वभूतानाम् । ऋग्वेद ) પ્રતિકૂલ અણુઓનો સંહાર થતો હોવાથી તેમને રુદન કરાવે છે માટે તે રુદ્ર કહેવાય છે ( रोदयतीति रुद्रः ) ઋગ્વેદમાં રુદ્રને મરુત્ કહીને વર્ણ્યું છે ( Tempest Winds ) તોફાની પવનના પ્રચંડ વેગથી મોટાં શહેરનાં શહેર નાશ પામે છે; સમુદ્રમાં મોટી આગબોટો અને વહાણ ઉંધાં પાડી તોફાની પવન જ જાનમાલની ભારે હાનિ કરે છે; રેતીના રણમાં મુસાફરોને તે જ પવન રેતીના ચક્રમાં ઘેરી લઇ દાટી દઇ ગુંગળાવીને મારી નાંખે છે. વનમાં મોટાં મોટાં વૃક્ષોને જડ મૂળમાંથી તે જ પવન ઉખાડી નાંખે છે: આ રીતે શ્રી રુદ્રસત્તાનાં ભિન્ન ભિન્ન કાર્યો સુવિદિત છે.

શ્રીરુદ્ર ભગવાનની આંતર સંપત્તિ જોતાં તે અંતઃસત્વ અને બહિસ્તમસ ગુણવાળા વર્ણાય છે અને શરીરનો વર્ણ અંતરનું સત્વ બહાર ઝળકતું હોવાથી શ્વેત ગણાય છે. પ્રકૃતિના અવ્યાકૃત દ્રવ્યમાંથી પરમાણુઓનું પૃથક્કરણ થયા પછી શ્રી મહેશ્વરની ઇચ્છાપ્રધાનશક્તિ વિશ્વની અમુક પ્રકારની રચના થવાનો સંકલ્પ કરે છે, પરમાણુઓનું સયોજન અમુક રચનાવિશેષને જન્મ આપે છે. આ સંકલ્પ કરનાર શ્રી બ્રહ્મા ભગવાન્ સંકલ્પમાત્ર કરીને વિરમે છે અને તે સંકલ્પ–સર્જન–ભાવના ( Design ) પ્રમાણે અવાન્તર સહાયક દેવોદ્વારા વિશ્વની સ્થૂલ રચના રચાય છે. નિરંતર સંકલ્પ એ પ્રધાન ધર્મ હોવાથી બ્રહ્મા ભગવાન્ અંતર્બહિર્ રજસ્ ગુણવાળા અને તેથી રક્તવર્ણવાળા મનાય છે. કેવળ સર્જનભાવના કરીને નિવૃત્ત થાય છે અને કોઈ સ્થૂલ ક્રિયા તેમનાથી થતી ન હોવાથી વેદમાં તેમને ત્વષ્ટા ( architect ) કહેવા છતાં તેમની અમુક પ્રકારની આકૃતિ–મૂર્તિ–માનવામાં આવતી નથી. વ્યવહારમાં પણ એમ જોવામાં આવે છે કે ભવ્ય મહાલયો અને નગરોની કલ્પના–ઘટના–( Plans and designs ) પ્રથમ થયા પછી જ તદનુસાર રચના કરવામાં આવે છે. આ રચના અથવા ઘટના શ્રી મહેશ્વરની ક્રિયાપ્રધાનશક્તિદ્વારા શ્રી વિષ્ણુભગવાનને અધીન છે. પરમાણુઓનું સયોજન થતાં નામરૂપાત્મક દૃશ્ય આકૃતિવાળું વિશ્વ રચાય છે. અણુઓને સુવ્યવસ્થિત રાખીને શ્રી મહેશ્વરના સંકલ્પનો નિર્વાહ થવા અર્થે સતત ઉદ્યુક્ત રહેતા શ્રી વિષ્ણુ ભગવાનની રક્ષક સત્તા આ સમગ્ર વિશ્વનું અને તદ્ગત પ્રાણીપદાર્થોનું યથાવત્ પાલન કરે છે. અંતર્ તમસ્ અને બહિર્ સત્વ ધર્મ હોવાથી તેમના શરીરનો નીલ વર્ણ ગણાય છે. નીલ વર્ણનો ધર્મ સુર

ક્ષિત રાખવાનો છે. સૂર્યના તાપ અને પ્રકાશથી નેત્રને શીતલતા અર્પી સુરક્ષિત રાખવાને નીલ-આસમાની ( Blue ) રંગનાં ચશ્માં ઉપયોગમાં આવે છે. વાદળી રંગની સીસીમાં પાણી ભરીને સૂર્યનાં કિરણો તેમાં પ્રવેશ પામતાં તે જળથી જ્વર, તાપ, વીંછીનો દંશ વગેરે મટે છે એ જાણીતું છે.

ઈશકોટિરૂપ ત્રિમૂર્તિના સ્વરૂપ, ગુણ, ધર્મ આદિનો આ રીતે વિચાર કર્યા પછી વિશેષ એમ પણ જણાય છે કે, વ્યષ્ટિશરીરમાં સ્થૂલના અભિમાની વિશ્વ, સૂક્ષ્મના તૈજસ અને કારણના પ્રાજ્ઞ છે; તે જ પ્રમાણે સમષ્ટિમાં સ્થૂલના વિરાટ્ આત્મા, સૂક્ષ્મના હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા અને કારણના ઈશ્વર અભિમાની ગણાય છે. આથી પર મહેશ્વર અથવા સદાશિવનું સ્વરૂપ છે અને તે જ શબલ બ્રહ્મ અથવા સગુણ બ્રહ્મ છે અને તે પ્રણવમંત્રમાં પુચ્છસ્થાને છે. વિવિશેષ સ્વરૂપની લક્ષણા તેમને સદા કાયમ બની રહેલી હોવાથી ત્યાં અખંડાનંદ અથવા સહજાનંદ સિદ્ધ હોય છે. નાટકમાં પાત્ર રંગભૂમિઉપર આવતાં રાજા અથવા ભિક્ષુકનો વેષ ભજવતી વખતે તદ્રૂપ થયેલો હોય છે અને શૃંગાર, કરુણ, વીર આદિ રસનિષ્પત્તિ કરી શકે છે, છતાં મનુષ્યતરીકે પોતે અમુક અમુક નામ રૂપવાળો છે એનું સહસા વિસ્મરણ થતું નથી-લક્ષણા કરતાં જ તે જાણી શકે છે; તે જ પ્રમાણે ઈશકોટિમાં સ્વરૂપાનુસંધાન કાયમ રહીને નાના વ્યવહાર થાય છે અને તેથી તે યુક્તયોગી કહેવાય છે. તેથી ઉલટું સૂત્રધાર નાટકનું સકલ તંત્ર ચલાવતાં છતાં પોતાના સ્વરૂપનું અખંડ ભાન ક્ષણવાર પણ વિસરતો નથી, તેમ માયા-પ્રકૃતિ-પ્રદેશની પ્રાન્તભૂમિઉપર સ્થિતિ હોવાથી શ્રી મહેશ્વરનો દ્રષ્ટાપદનો અખંડ આનંદ કાયમ રહેતાં સ્વસ્વરૂપથી કદાપિ પ્રચ્યુતિ થતી નથી.

વ્યાકૃત પ્રકૃતિપ્રદેશનાં અનંત બ્રહ્માંડોમાં એક બ્રહ્માંડમાં મુખ્ય આધારભૂત શ્રી સૂર્યનારાયણ છે, અને તેમાં આ નવ મહાદિ ગોલકોમાં આપણી પૃથ્વીનો પણ સમાવેશ થાય છે. સૂર્યમાંથી જ વનસ્પતિ અને પ્રાણીવર્ગ ચૈતન્યને પ્રાપ્ત કરે છે. સૂર્યનો પ્રકાશ ન પહોંચતો હોય તેવા સ્થાનમાં વનસ્પતિ સૂકાઈ જાય છે. મલિન પરમાણુઓનો નાશ કરીને શુદ્ધિ અને બળ તેમાંથી જ પ્રાપ્ત થાય છે. અગ્નિ અને વિદ્યુત્ તેની શક્તિવિશેષ છે, અને અર્વાચીન વૈજ્ઞાનિકો તેના સેવનથી કેવાં અસાધારણ અને ચમત્કારિક કાર્યો કરે છે એ આ વીસમી સદીમાં અજાણ્યું નથી. एष वा अश्वमेधो य एष तपति तस्य संवत्सर आत्मा એમ કહીને શ્રી બૃહદારણ્યક શ્રુતિ મહાકાલ અથવા મહેશ્વરરૂપ અશ્વમેધના આત્મારૂપે સંવત્સરને સ્વીકારે છે, અર્થાત્ સંવત્સરથી અમર્યાદ કાળની ગણના થાય છે, અને તેના અંગઉપાંગરૂપે ઋતુ, માસ, પક્ષ, અહોરાત્રાદિ છે.

અગસ્ત જેમ પાશ્ચિમાત્ય જ્યોતિષશાસ્ત્રપ્રમાણે આપણાં બ્રહ્માંડ ( Solar system ) માં સૂર્ય એ મધ્યબિંદુ હોવાથી પૃથ્વીઆદિ ગ્રહો પોતાના ઉપગ્રહોસહિત તેની આસપાસ વર્તુલમાં ભ્રમણ કરે છે, અને ગતિના અનંત ભેદથી રાત્રિદિવસથી આરંભી કાળની ગણનામાં ભેદ પડે છે. ગ્રહમંડળમાં સૂર્ય ઇતર ગ્રહાદિની અપેક્ષાએ ગતિરહિત સ્થિર રહે છે. પ્રકાશ, ઉષ્ણતા, જીવન આદિ અન્યને અર્પે છે અને પોતે સદા પૂર્ણ અને નિર્લેપ છેઃ—

सूर्यो यथा सर्व लोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥

એ શ્રી કાઠક શ્રુતિ શ્રી સૂર્ય ભગવાનના તટસ્થ સાક્ષીપદદ્વારા લોકદુઃખથી અસ્પૃષ્ટ, સર્વ ભૂતમાત્રમાં વ્યાપક આત્મતત્ત્વની લક્ષણા કરાવે છે.

પિંડ અને બ્રહ્માંડની વ્યવસ્થા એક જ પ્રકારની હોવાથી સમષ્ટિની પેઠે વ્યષ્ટિ શરીરમાં પણ ચૈતન્યનું જ્ઞાપક ચિહ્ન સૂર્યનું અગ્નિરૂપ ભિન્ન તત્ત્વ છે. જેથી ચૈતન્ય વિવિક્ત કરવાને, સચેતન અને અચેતન ઓળખવાને મુખ્ય સાધન ઉક્ત અગ્નિની ઉષ્મતા છે, અને આ અગ્નિની મુખ્ય અભિવ્યક્તિ એ પ્રાણવાયુથી છે. પ્રાણતત્ત્વના સ્પંદનવિના અગ્નિનો આવિર્ભાવ થતો નથી ભૌતિક ઉત્પત્તિક્રમમાં પણ आकाशाद्वायुः वायोरग्निः— એમ કહી પ્રાણતત્ત્વને જ ચૈતન્યની અભિવ્યક્તિનું મુખ્ય સાધન માન્યું છેઃ—प्राणा वै यशो वीर्यं, तत्प्राणेषूत्क्रान्तेषु शरीरं श्वयितुमध्रियत ( बृहदारण्यक ) આ પ્રાણતત્ત્વના પ્રભાવથી જ યશ, બળ આદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે અને તે નીકળી જતાં શરીર ફુલીને તેના અણુઓ વિશીર્ણ થાય છે. પ્રાણની સ્પંદરૂપ કલાથી જ ગર્ભમાં આત્માનો આવિર્ભાવ અનુભવાય છે. ચૈતન્યની પ્રતીતિ અને સદ્ભાવનું જ્ઞાપક ચિહ્ન એ કેવળ પ્રાણ જ છે. સચેતન શરીરોમાં સર્વથી પ્રથમ પ્રાણ પ્રવેશે છે અને સર્વથી અંતે પ્રાણનું ઉત્ક્રમણ થાય છે. અગ્નિની ઉષ્મતા શરીરમાંથી જતી રહ્યા છતાં ચેતન રહે છે, પણ પ્રાણ જતાની સાથે જ ચેતન ચાલ્યું જાય છે. " **પ્રાણઉપર આરૂઢ થઈ, જે ક્ષણ ત્યજાતું આ ધામ,** " એમ શ્રીમુખે **નૃસિંહવાણીવિલાસ**માં પ્રાણતત્ત્વદ્વારા લિંગ શરીરની લોકાન્તરમાં ગતિ થવાના નિયમને સ્ફુટ કર્યો છે. સમગ્ર બ્રહ્માંડમાં પ્રાણતત્ત્વ અનુસ્યૂત રહેલું હોવાથી પિંડબ્રહ્માંડના એકતા પણ તત્ત્વદ્વારા સાધવા સત્શાસ્ત્ર પ્રબોધે છે.

( અપૂર્ણ. )

---

# अनिर्वेदवाद.

ભક્તિ અથવા યોગ માર્ગના આખા અંગને તેના પ્રત્યેક નાના મોટા અવયવસાથે વિચારપૂર્વક તેમ જ આચારપૂર્વક જાણ્યાવિના ઘણા મનુષ્યો તેના સંપૂર્ણ જ્ઞાની થઈ બેસે છે અથવા તેનાથી ભડકી કેવળ હજાર હાથ દૂર બેસવા યત્ન સેવે છે, તેમ જ અનિર્વેદવાદ સંબંધી પણ હજારો મનુષ્યો તેના સંપૂર્ણ હીમાયતી થઈ બેસે છે અથવા તેનાથી અનેક ગાઉ દૂર બેસી નિર્વેદવાદને બાથે વળગ્યાં કરે છે.

સાચા સાધકે, સાચા જ્ઞાન, ભક્તિ, યોગ આદિના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળાએ, જેમ તેના પ્રત્યેક બાહ્ય તથા આંતર અંગને જાણી લેવાની તેમ આચારપૂર્વક સ્વાનુભવમાં ઉતારવાની અગત્ય રહે છે તેમ અનિર્વેદવાદના સાચા સ્વરૂપને જાણવા તથા તેમાંથી સંપૂર્ણ રહસ્ય જ્ઞાન મેળવવા તેના પણ સર્વ અંગને સારી રીતે જાણવાની આવશ્યકતા રહે છે, નહિ તો યથાર્થ ભક્તિ કે યથાર્થ યોગાદિના સ્વરૂપને ન જાણવાથી મનુષ્યો જેમ સુખના તથા સામર્થ્યના સાધક મહાન્ સાધનોથી વેગળા રહે છે તેમ અનિર્વેદવાદના જ્ઞાન વૈભવ અને તેની ચમત્કૃતિઓથી પણ અસંખ્ય ગાઉ દૂરને દૂર રહ્યા કરે છે.

સુખ, સામર્થ્ય, જ્ઞાન સર્વ સાધનોમાં અને સર્વ માર્ગમાં રહેલાં છે, પરંતુ તેની પ્રાપ્તિ ઇચ્છનાર સદ્‌વિવેકી પુરુષે પોતાના અધિકારાનુસાર જે તે સાધન મેળવી તેનાં અથથી ઇતિપર્યંત પગથીયાને ક્રમેક્રમે સિદ્ધ કરતા જવાનું છે. અને તેમ કરતાં કરતાં જ પ્રત્યેક સાધનની સરળતાથી સિદ્ધિ થઇ પ્રાપ્તવ્ય પદાર્થ મેળવી શકાય છે.

પરંતુ અભ્યાસ, અથવા સાધનમાં આગળ વધવાનો ક્રમ, મનુષ્યોએ જે પદ્ધતિથી આંકવો જોઇએ તે પદ્ધતિથી આંકવામાં હમેશાં ભૂલ કરતા હોવાથી, અને તે ભૂલને બીજી ભૂલોસાથે એક પછી એક ગુણાકારમાં વૃદ્ધિ પમાડતા જતા હોવાથી, પરિણામે તેઓ કોઇપણ સાધનમાં આગળ ન વધતાં ભૂલોના વમળમાં જ અટવાયા કરે છે.

પદ્ધતિ, નિયત પદ્ધતિ એ પ્રત્યેક કાર્ય, પછી તે નાનું હોય કે મોટું હોય, વ્યાવહારિક હોય કે પારમાર્થિક હોય, પ્રત્યેકમાં તેનું ઉત્તમોત્તમ ગૌરવ સચવાવું જોઇએ. તેના વિના કોઇપણ કાર્ય સુલભતાથી અને સરળતાથી સિદ્ધ થઇ શકતું નથી. અને સેંકડે નવાણું પ્રસંગમાં ઈપ્સિત માર્ગથી વેગળા અને વેગળા જવાનો જ સંભવ અણધારી રીતે રચાતો જાય છે.

વ્યાપાર કરનાર હોય કે, વિચાર કરનાર હોય, સ્થૂલ પ્રદેશમાં ફરનાર હોય કે સૂક્ષ્મ પ્રદેશમાં ફરનાર હોય, સર્વેએ પોતપોતાના કાર્યમાં નિયત પદ્ધતિ જે હોય તેનો આશ્રય અવશ્ય લેવો જોઇએ. તેથી બહાર જે કોઈ જેટલા અંશમાં કામ કરવાનું સાહસ કરે છે તે કોઇ તેટલા અંશમાં આડો અવળો પછડાયા વિના રહેતો નથી.

સૃષ્ટિમાં કાર્યક્રમની કોઇ એક ચોકસ નીતિ સર્વદા અને સર્વત્ર પ્રવર્ત્તી રહેલી છે. તેની અવગણના કરવી દેવોને અને ઈશ્વરને પણ ભારી થઇ પડે તેમ છે, તો મનુષ્યે તેને સંપૂર્ણ માન આપવું જ જોઇએ.

તમે મોટરમાં બેસી પૃથ્વીઉપર ઉત્તમ સડકઉપર મુસાફરી કરતા હો, અથવા હવાઇ વિમાનમાં બેસી ગગનમાં સો ફુટ, બસેં ફુટ કે હજાર ફુટ ઉંચે ચઢી વિહાર કરતા હો, તોપણ તમારે તમારા બાંધેલા કાયદાને અનુસરીને જ તમારો માર્ગ કાપવાનો રહે છે અને તેમાં તમારી અલ્પ પણ ગફલત ચાલી શકતી નથી; તેમ જે જે માર્ગે તમે સુખ, સામર્થ્ય કે જ્ઞાન મેળવવા નિશ્ચય બાંધી પ્રવૃત્ત થયા હો, તે તે માર્ગના નિયત પગથિયાં તમારે ઓળંગવાં જોઇએ જ. પછી જ્યારે વિહાર કરવાનું અમર્યાદ ક્ષેત્ર આવે અને તમારૂં બળ દશે દિશામાં વિસ્તરી રહે ત્યારે સ્વતંત્ર ખેલ કરવા તમે સમર્થ થાઓ છો. પરંતુ ત્યાં પણ તમે તમારી પોતાની કોઈ નીતિ જે ઇશ્વર અને કુદરતને અધીન છે તેને તો અવકાશ આપતા રહો છો.

નિયત પદ્ધતિવિનાનો વ્યાપાર ખોટમાં આવતો જાય છે અને સંપત્તિ મેળવવા જતાં વિપત્તિ આવે છે, તેમ સાધનક્રમમાં જે કોઈ પોતાનું એક એક પગથિયું નક્કી કરી આગળ વધવાનો ઉત્સાહ અને નીતિ નથી રાખતા તેમને પણ ઉચ્ચ સુખ, સામર્થ્ય તથા જ્ઞાનની જમા બાજુ ભરવાને બદલે ઉધાર બાજુમાં મોટું નામું ખેંચવું પડે છે, અને ચિંતાનું, અશ્રદ્ધાનું અને મિથ્યા વલવલાટનું વાદળ રચી અંધકારમાં વિચરનાર પ્રાણીઓનો આશ્રય લેવો પડે છે.

આવી પદ્ધતિ ઠરાવી આપનાર જે તે વિષયના નિષ્ણાત પુરુષો હોય છે અને તેમનો આશ્રય, તેમનો બોધ, સાચા માર્ગને સીધી રીતે બતાવતો હોય છે. ભક્તિ, યોગ આદિના સાધનોમાં પણ પ્રત્યેક જિજ્ઞાસુએ તેવા સમર્થ માર્ગદર્શક નેતા શ્રીસદ્‌ગુરુનો આશ્રય લઈ તેમણે વખતો વખત બાંધી આપેલી નીતિને અનુસરી હિંમતથી, દૃઢતાથી અને ઉચ્ચ શ્રદ્ધાના અપ્રતિમ વેગથી, પ્રત્યેક પગથિયું સિદ્ધ કરતા જવું જોઈએ.

ઘણા મનુષ્યો આવા સન્માર્ગમાં આગળ વધવાની ઇચ્છાવાળા હોય છે, પરંતુ તેઓ યથાર્થ સદ્‌ગુરુના સ્વરૂપને જાણવામાં તથા તેમનાથી પ્રબોધાતી વિવિધ પ્રસંગની દેશકાલાનુસાર નીતિને સમયાનુકૂલ રીતે સમજી લેવામાં અત્યંત જડતાને પોતાના સંકુચિત સ્વભાવને વળગી રહી ધારણ કરી રહેતા હોવાથી, તેઓ સારી રીતે તેમના અધિકાર અને અભ્યાસમાં વધી શકતા નથી; અને જે ઉત્તમ અનુભવજ્ઞાનનો ક્રમ દર્શાવેલો હોય છે તેની બહાર અને બહાર રહેવાથી મિથ્યાજ્ઞાનમાં સડ્યા કરે છે. આવા જડ સ્વભાવવાળા, વિવેકરહિત મનુષ્યો કોઈ પણ માર્ગમાં પ્રવેશ કરવા અનધિકારી જ નીવડે છે. તેનાથી સરળમાં સરળ માર્ગ હોય તોપણ તેમની હઠીલાઇને લીધે અનેક ઠોકરો ખાવી પડે છે અને તેમના પ્રયત્નમાત્રનો અંત અજ્ઞાનના અંધારીઆ કૂવામાં હાથપગ પછાડવામાં આવી રહે છે.

અનિર્વેદવાદને સિદ્ધ કરવા ઇચ્છનારે બીજા માર્ગોની પેઠે કોઇ ચોકસ પદ્ધતિથી કામ કરવાનો આરંભ કરવો જોઇએ. જે જે શારીર કે માનસ સ્થિતિઓ તેનાં વિવિધ પગથિયાં સિદ્ધ કરવા, જે જે રીતે અનુકૂલ કરી શકાય તેને સર્વોત્તમ રીતે પ્રથમથી જ સુધારતા જવું અને માર્ગને કાપવા માંડવો.

અગત્યનું અને વિશેષ કર્તવ્ય તો એ જ છે, કે કયે સ્થાને આવી, અને કેવી રીતે માર્ગને કાપવા માંડવો કે ભવિષ્યમાં કોઈ પણ નડતર વચ્ચે ન આવતાં નિર્વિઘ્ન ઈપ્સિત સ્થાને પહોંચી શકાય. દૃષ્ટિબિંદુ અને પ્રયત્નની કલા એ બે યથાર્થ સિદ્ધ થવાં જોઈએ.

અનિર્વેદવાદ એટલો કઠિન છે તેમ એટલો સરળમાં સરળ છે કે તેમાં હજારો અને લાખો મનુષ્યો પ્રવેશ કરવા માંડતાં જરા પણ તેની વજ્રમય ભીંતોને ભેદી આગળ વધી શકતા નથી. તેમ તેના કોમળ કદલીના પત્રજેવા સહજ આચ્છાદનમાં એકદમ ઘુસી જવા પણ સાહસ કરી શકે છે. તેની કઠિનતા તથા સરળતા અત્યંત વિલક્ષણ છે, સાચા માર્ગે પ્રવેશનાર ઉભયનો સ્વાદ ઉત્તમ રીતે જાણે છે અને તેનાઅનુભવથી મિષ્ટફળ ચાખે છે. જેમણે આ માર્ગની કઠિનતા જોઈ નથી તેમ જેણે મૃદુતા પણ જોઇ નથી, પરંતુ જેમણે કેવળ એકને જ જોવાનો યત્ન કર્યો છે તેમને કોઈ પણ ફળ મળતું નથી, તેઓ અનિર્વેદવાદના સાચા અનુભવી સાધક થવાનો અધિકાર મેળવવા હજી ભાગ્યશાળી થાય તે માટે વિલંબ છે.

અનિર્વેદવાદની કઠિનતાના પડો ભેદવામાં જે ઉત્સાહ, જે ધૈર્ય અને જે અડગ આત્મશ્રદ્ધાની અગત્ય સાધક જુએ છે અને મૌનપણે તત્ત્વના પ્રદેશમાં વૃદ્ધિંગત થયા કરે છે તેનો વિચાર અનિર્વેદવાદની કેવળ સરળતા જોનારને આવતો નથી. અને તે જ પ્રમાણે અનિર્વેદવાદના જે અત્યંત સુખકર રશ્મિઓની છાયાતળે નિરાંતે શાંત ચિત્તથી સુઈ રહેવાનું

હોય છે અને જેમાં આત્માના કોમળ ભાવો સદોદિત જાગ્રત્ થયા કરે છે, તે આનંદપૂર્ણ વિશ્રાંતિના સ્વરૂપને જેઓ તેની કઠિનતા જાણતા હોય છે તેઓ પણ જાણી શકતા નથી.

એક જ બાજુ જોવી અથવા કાણાની દૃષ્ટિથી જોવું એ સંપૂર્ણ જોવું કહેવાતું નથી. બે બાજુ જોવી અથવા બે આંખોથી જોવું એ જ સંપૂર્ણ જોવું કહી શકાય છે, તેમ પ્રત્યેક વિષયના જે બે અંગો હોય તે બન્નેને યથાર્થ દૃષ્ટિથી જોવાં તેનું જ નામ તે વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવાની કલા છે, એમ કહી શકાય છે.

પરંતુ હાલ કાણાની દૃષ્ટિ જગતમાં પ્રધાન થઇ ગઇ છે. પ્રત્યેક ક્ષેત્રમાં આપણે જોઇશું તો જણાશે કે કાણાપણું જ પ્રવર્તી રહ્યું છે. ઇશ્વરે બે નેત્રવડે જોવાની શક્તિનો ઉપયોગ કરવાનો કહ્યો છે, પરંતુ એકને દાબી નાંખી, એકનો જ પ્રધાન પ્રયોગ કરવામાં આવતો જોવામાં આવે છે. કેટલાક સ્થૂલ ચક્ષુઓને જ યથાર્થ દૃષ્ટિનાં સાધન માને છે તો કેટલાક સૂક્ષ્મ આંતર ચક્ષુને કેવળ યથાર્થ દૃષ્ટિનાં સાચાં સાધન માને છે. કેટલાક આત્મવાદીઓના માનસ નિયમોના ધોરણથી ઠરેલા નિશ્ચયને સત્ય માને છે તો કેટલાક જડ વાદીઓના સ્થૂલ નિયમના ધોરણથી ઠરેલા નિશ્ચયોને સત્ય માને છે,બન્ને અંગની ઉત્તમ કેળવણીદ્વારા વસ્તુના સ્વરૂપને જાણવા ઘણા ઓછા મનુષ્યો જ યત્ન સેવે છે અને તેવી આવશ્યકતાનો સમજીને સ્વીકાર કરે છે.

અનિર્વેદવાદની કઠિનતા તેમ મૃદુતા ઉભય, સમય સમયના સુખો ઉત્પન્ન કરી અનેક પ્રકારના જીવનરસને શરીર, મન અંતઃકરણ આદિ કરણોમાં રેડે છે. શરીર, મન, ઇન્દ્રિય, બુદ્ધિ આદિ સાધનોનું સમતોલપણું લાવે છે અને પ્રત્યેક આંતર બાહ્ય શક્તિઓને યોગ્ય કાર્યવાહક સ્થિતિમાં સ્થાપે છે.

વર્તમાન સ્થિતિમાં પૂર્વે કહ્યું તેમ મનુષ્યનાં સ્થૂલ સૂક્ષ્મ કરણો ઘણે અંશે સમતોલ સ્થિતિવિનાનાં અર્થાત્ એક અત્યંત પ્રધાન અને બીજું અત્યંત ગૌણ એમ થઈ ગયું છે, એ સર્વને સહજ વિચાર કરી જોતાં જણાય છે. બે હાથ, બે પગ અથવા બે નેત્રો વગેરેમાંથી એકેક અંગ હમેશાં પ્રધાન સામર્થ્યવાળું હોય છે, અને બીજું અંગ અત્યંત ગૌણ સામર્થ્યવાળું છે. અને તેથી શક્તિ, ગુણનો આવિષ્કાર અપૂર્ણ રીતે થયા કરે છે. આ કારણને લીધે સ્થૂલ સામર્થ્ય તથા સૂક્ષ્મ સામર્થ્ય વધારવામાટે પૂર્વના સત્પુરુષો તેમ જ વર્તમાનકાળના વિવિધ વિદ્યાકળાભિજ્ઞો, મુદ્રાઓ, ત્રાટક, પ્રાણાયામ સંયમ વગેરે સાધનોના સ્વરૂપને અનેક રીતે જનસ્વભાવ, સ્થિતિ આદિનો વિચાર કરી જૂદી જૂદી રીતે પ્રબોધ કરતા આવ્યા છે. તે સાધનો અવ્યવસ્થિત વિષમ સ્થિતિઓને સુવ્યવસ્થિત સમ સ્થિતિમાં લાવનાર છે અને જે જ્ઞાન ઐશ્વર્ય વગેરેનો આવિષ્કાર અપૂર્ણ રીતે થાય છે તે જ્ઞાન, ઐશ્વર્ય વગેરેને પૂર્ણ રીતે આવિષ્કાર કરવા સહાયક થાય છે.

અનિર્વેદવાદના સાચા મર્મને જાણવા, બુદ્ધિ અને જ્ઞાન, મનોબળ તથા અધ્યાત્મબળ, બન્નેની પૂર્ણ અગત્ય રહે છે. અને તે બેનો ઉત્તમ પ્રકારનો યોગ હોય ત્યાં જ અનિર્વેદવાદ તેના સાચા પ્રકાશથી ઝળકી ઉઠે છે. એ એક પૂર્ણ સત્ય છે કે અધ્યાત્મબળ સર્વોપરિ બળ છે, અને હાથીના પગલામાં બધાં પ્રાણીનાં પગલાંનો સમાવેશ થાય છે તેમ, તે

બળમાં સર્વ બળ શમાઈ જાય છે. તોપણ જ્યાં કાર્યકારણનો ભેદ હજી સંપૂર્ણ ગળી ગયો નથી અને જ્યાંસુધી શુદ્ધ અભિમાન પણ જાગ્રત્ રહ્યું છે ત્યાંસુધી એમાંથી એક પણ બળની આવશ્યક્તા અલ્પ આંકી શકાય તેમ નથી. બન્નેની ક્રિયા અને ક્ષેત્ર ભિન્ન ભિન્ન હોવાથી બન્નેને ઉત્તમ પ્રકારે મેળવી ઉત્તમ રીતે સંયોગ પમાડવા જોઈએ. મનોબળ જે કાર્ય કરી શકે છે તે અધ્યાત્મબળ કરી શકતું નથી અને અધ્યાત્મબળ જે કાર્ય કરી શકે છે તે મનોબળ કરી શકતું નથી. ઈશ્વરની વ્યવસ્થા અત્યંત ચમત્કારિક છે. તેના સ્વરૂપને સમજી મન તથા પ્રાણ એ બે ઉપર જે ઉભય પ્રકારનાં જ્ઞાન, ઐશ્વર્ય વગેરે રમી રહ્યાં છે તેમને અનિર્વેદવાદના સારા અનુભવી થવા,–સમતોલ સ્થિતિમાં લાવવા–સંલગ્ન કરવા પ્રત્યેક ક્ષણે વિચાર કરવો.

અનિર્વેદના અભ્યાસીઓમાંના ઘણામાં મુખ્ય જે અપૂર્ણતા જોવામાં આવે છે તે એ જ છે કે તેઓ જે આ બે બળનો ઉત્તમ પ્રકારે યોગ કરવો જોઈએ તે કરવામાં પછાત રહે છે. કાં તો મનોબળના તરંગમાં ભૂલભૂલવણીના વનમાં અટવાયા કરે છે અને પોતે સમગ્ર વનનો રાજા છે એમ માને છે. વાસ્તવિક રીતે તે પોતાની જ ભૂલભૂલવણીમાં બંધન પામી રવડ્યા કરતો હોય છે અથવા અધ્યાત્મબળના નિકટના પ્રદેશમાં રહી ત્યાંના પ્રદેશમાં રહી ત્યાંના ચમત્કારો અને ભણકારાને પોતાની તરફ આવતા જુએ છે; પરંતુ તેમનો યથાવિધિ ઉપયોગ કરી વાસ્તવિક કલ્યાણને પ્રકટ કરવામાં અસમર્થ નીવડે છે. તેનું બળ યોજનામાં જોઈએ તેવું ઉતરતું નથી. સંપત્તિના મેરુ રચાય છે અને મહાસાગરમાં તરંગોની પેઠે ઉભરા આવતા જાય છે, પરંતુ તેમાંથી રચના–નવીન સુખ તથા સૌંદર્યને પ્રકટ કરનાર સૃષ્ટિ–ભાગ્યે જ ઉત્પન્ન થાય છે.

સર્વત્ર શુભ છે. જલમાં, સ્થલમાં, સંપત્તિમાં, વિપત્તિમાં, આઠે પ્રહર અને દશે દિશામાં શુભ જ વ્યાપી રહ્યું છે તેથી વિરુદ્ધ કાંઈ પણ હોવાનો ક્યાંહિ પણ અવકાશ નથી અને તેમાં સજાતીય, વિજાતીય કે સ્વગત કોઈ ભેદ નથી; એ વગેરે વિચારો અનિર્વેદમાં દાખલ થવાના માર્ગના પગથીઆં છે, પરંતુ તેનાઉપર ઉભા રહી તેવા પોકાર કર્યા કરવાથી અથવા બાળકને લાડ લડાવતા હોય એમ તેવા સન્નિશ્ચયોને રમકડાની પેઠે ખેલવવાની જ્યાં ત્યાં ટેવ પાડવાથી ઉચ્ચ જ્ઞાન અને સુખના માર્ગનો અલ્પ પણ વાસ્તવિક હેતુ સિદ્ધ થવાનો સંભવ રચાતો નથી. માત્ર આરંભક સ્થિતિમાં જેમ વર્તમાનકાલમાં ભક્તિ આદિ સાધનો સાધનાર પડી રહે છે તેમ તેમની પણ તેવી અને પ્રસંગે તેથી પણ વિલક્ષણ સ્થિતિ થઈ રહે છે.

સાચા કલ્યાણ, સાચા જ્ઞાનના શોધકે અને સાચા ભેદ અભેદના સ્વરૂપને જાણવા ઇચ્છા રાખનારે, આ શુભ શું છે, આ જ્ઞાન શું છે અને આ અભેદ શું છે તેનો ઉત્તમ પ્રકારે સબળ પુરુષાર્થવડે ન્યાયથી, વિવેકથી અને અનુભવથી શોધ કરવો ઘટે છે. ખરૂં છે કલ્યાણ, સુખ, જ્ઞાન, બળ, વગેરે સર્વમાં રહ્યું છે અને જેટલા પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષ પદાર્થો તથા પ્રસંગો છે તેમાં તેમનો વાસ રહેલો છે, પણ જ્યાંસુધી યોગ્ય શ્રેણીથી તેમને શોધવાનો ક્ષણે ક્ષણે વિચાર નથી થતો, ક્ષણે ક્ષણે આંતર સૂક્ષ્મ તથા સ્થૂલ સામર્થ્યોને તેની શોધમાં દૃઢ પ્રેમ અને આગ્રહથી વાળવામાં નથી આવતા ત્યાંસુધી

વાસ્તવિક શુભ તથા સામર્થ્ય સહજ ભાવથી કદી પણ પ્રકટ જણાતું નથી. જલમંથનની કલાજેવું એ કાર્ય છે.

શુભને જાણવાની વિદ્યા અને કલા એ છે. તે બેની ગેડ જે બેસાડી જાણે છે તે શુભનાં દર્શન કરે છે. વિદ્યા રીત બતાવે છે. કલા પ્રીત બાંધી આપે છે. રીત અને પ્રીત એ જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે સન્માર્ગ બતાવે છે. શુભનાં દર્શન રીતવડે થાય છે, શુભનાં દર્શન પ્રીતવડે થાય છે. પરંતુ કેટલા થોડા મનુષ્યો રીત અને પ્રીત બાંધવા તૈયાર થાય છે! કેટલાક પહેલાંથી જ ભડકી ઉઠે છે તો કેટલાક પાછળથી છળી મરે છે. ઉચ્ચ આમદને ધારણ કરનાર, રીત અને પ્રીત બન્નેને સમજનાર તથા તેમને સાંધનાર વિરલ પુરુષો જ દષ્ટિએ પડે છે. બેનો મેળ બાંધનાર સાચા સાધક, સાચું હૃદય શોધ્યું પણ ભાગ્યે જડે છે. જ્યાં પરમાત્માનો વિશેષ કલામાં કોઇ દૈવી સંકેતથી આવિર્ભાવ થયો હોય છે ત્યાં જ આવા નવીન જીવનને દર્શાવનાર રીત અને પ્રીતને જાણનાર અનિર્વેદવાદના સાચા રહસ્યને પ્રકટ કરનાર નરવીર મહાપુરુષ પ્રકટ જણાય છે.

સત્ય જ્ઞાન સરળ છે તેમ તલવારની ધારઉપર ઉભા રહેવા જેવું કઠિન પણ છે. જે સુજ્ઞ વિવેકી પુરુષો શુભને અને સત્યને શોધવામાં અખંડ પોતાના મન તથા મતિને યોગ્ય સાધનની શ્રેણીને વળગી રહી મચ્યા રહે છે તેઓ જ અનિર્વેદવાદના સાચા હીમાયતી થઇ શકે છે.

સર્વત્ર શુભ વિલસી રહ્યું છે તેવો દૃઢ નિશ્ચય સ્થાપવો અને તેમાં પોતાનું અહં જાગ્રત્ કરી તું તથા તેમાં શુભ આત્મસ્વરૂપ જોવા સર્વ અંતર્ બહિર્ કરણોને વાળવાં, એ અત્યંત ઉચ્ચ અભ્યાસદ્વારા જ થઇ શકે છે અને તેમાં પ્રત્યેક કોયડો ફુરો પાડી સમજવામાં પરમાત્માના પ્રસાદની અનિવાર્ય અગત્ય રહે છે.

પરમાત્માનો પ્રસાદ શું છે અને તે કેવી રીતે મળે છે તેનું ભાન અનિર્વેદવાદમાં આગળ વધનાર પુરુષને સહજ થાય છે. તેનો અર્થ શબ્દોથી સમજાવવો કઠિન છે. અંતરનો અનુભવી પ્રત્યેક સારી રીતે સમજે છે અને તેના વિલક્ષણ ઉત્તેજક બળવડે પુષ્ટ થઇ તે પ્રસાદ વિશેષ અને વિશેષ મેળવતા જવાની સયુક્તિને સાધે છે.

પરમાત્માનો પ્રસાદ એ અનિર્વેદવાદનું મહાન્ લક્ષ્ય છે. તે પ્રસાદ, સુખ આપે છે, આરોગ્ય આપે છે, જ્ઞાન આપે છે, સ્વરૂપમાં સમગ્ર શુભ જ્યાં ત્યાં જે તે ક્ષણે પ્રત્યક્ષ દર્શાવે છે. ભ્રમમાત્રનો ઉચ્છેદ કરે છે અને જ્ઞાનમાત્ર સદોદિત જાગ્રત્ રાખ્યા કરે છે.

અનિર્વેદવાદ અને પરમાત્માનો પ્રસાદ એક છે. એકની સિદ્ધિ કરતાં બીજાની સિદ્ધિ આપોઆપ થાય છે. પરંતુ તદ્અર્થે કસોટિમાં—સૂક્ષ્મ કસોટિમાં સર્વને જ ઉતરવું પડે છે. મફત, શ્રમવિના કાંઇ પણ મળતું નથી. અને તેની કિંમત પણ હોતી નથી. પરમાત્માનો પ્રસાદ અત્યંત મૂલ્યવાન્ છે, તે અર્થે સર્વ પ્રકારનો ભોગ આપવો પડે છે અને તેમ છતાં પરિણામે તે ભોગ આપનાર સર્વનો જ અધિપતિ થઇ રહે છે.

પરમાત્મા તેમનો સર્વોત્તમ પ્રસાદ અમને, તમને અને સર્વને નિત્ય પ્રાપ્ત કરો અને અનિર્વેદવાદના સાચા માર્ગમાં સદોદિત જાગ્રત્ રાખો.

# निष्फलताना समये-?

ઇશ્વરાભિમુખતા.



જ્યારે સઘળા ઉપાયો નિષ્ફલ થાય છે, અને મનુષ્યમાત્રની સાહાય્ય વ્યર્થ જણાય છે, તે સમયની કેટલીક ક્ષણો એવી હોય છે કે જેમાં મનુષ્યે ક્યાં જવું અને શું કરવું તે સમજાતું નથી. તે સમય સામાન્ય જરૂરીઆતનો નથી હોતો પણ મોટામાં મોટી જરૂરીઆતનો અને મોટામાં મોટા કષ્ટનો હોય છે. જે કાલે એવી અણીની ક્ષણ પ્રાપ્ત થાય છે તે સમયે ક્યાં જવું અને શું કરવું એ જાણવું એ મનુષ્યને કોઇ પણ કાલે થઈ હોય એવા પ્રકાશન ( Revelation ) માંનું અત્યંત મહત્વનુ પ્રકાશન છે જો કે એ જ્ઞાન કંઇ કાળથી આપવામાં આવ્યું છે, પરંતુ જેમને શ્રવણ કરવાને કાન હતા, તેમણે પણ શ્રવણ કર્યું નથી.

ખરેખરા અગત્યના સમયમાં થઈ શકે એવી સામાન્ય વસ્તુઓ ઘણી હોય છે. અને તે બધી કિમતી હોય છે પરંતુ એ સર્વ વસ્તુઓ કરતાં ચઢીયાતી એક વસ્તુપ્રતિ સર્વ મનુષ્યો ઉપેક્ષા કરી દે છે અને આ એક વસ્તુ **ઈશ્વરાભિમુખતા** છે. મનુષ્ય જ્યારે કોઈ પણ પ્રકારની વિપત્તિમાં આવે છે, ત્યારે ઈશ્વરાભિમુખ થવાવિના બીજા અનેક જાતના ઉપાયોઉપર તે આધાર રાખીને ફરે છે. ઇશ્વરનો સંપૂર્ણ આશ્રય લેવાને બદલે તેમનું તે સંપૂર્ણ વિસ્મરણ કરે છે. અને ખરેખરી નિરાશા ઉત્પન્ન થવાપર્યંત તે ઈશ્વરથી વિમુખ જ રહ્યા કરે છે. અને આ જ હેતુને લીધે અનેક એવા દુઃખદ પ્રસંગો બની જાય છે કે જે નહિ તો સરળપણે અટકી શકે.

આગંતુક ઉપાયોનું પણ મૂલ્ય હોય છે, તેમની ઉપયોગિતા પણ હોય છે, પરંતુ મનુષ્યો જેટલા પ્રમાણમાં તેમના અંતર્માંથી જીવન અને બળનો તેની સાથે ઉપયોગ કરે છે તેટલા જ પ્રમાણમાં તે ઉપયોગી થઇ પડે છે. જે મનુષ્યો તેમના અંતર્માંથી જેટલા પ્રમાણમાં એ વસ્તુઓઉપર આશા રાખે છે, તેટલા પ્રમાણમાં જ તેમને તે ઉપયોગી થઈ પડે છે. આપણામાં ઉચ્ચ સામર્થ્યનું અથવા મહાન્ સત્તાનું ભાન જ્યાં સુધી મર્યાદિત હોય છે ત્યાંસુધી તે અમુક સમય અને અમુક પ્રમાણપર્યંત બાહ્ય ઉપચારો અથવા બાહ્ય સાધનો તેને મદદરૂપ થઇ પડે, પરંતુ જ્યારે એ ભાન એટલા પ્રમાણમાં વધે છે કે ઉચ્ચ સામર્થ્ય, બળ અને પ્રભાવપૂર્વક તે આગળ પડે છે, ત્યારે આગંતુક ઉપાયો કેવળ નિરુપયોગી-સરખા થઈ રહે છે.

ईश्वर संपूर्ण छे.

. ईश्वर सर्व अंशे संपूर्ण छे ए जाणवुं अने गमे तेवी मोटी अगत्य ( Need ) होय तोपण तेमनुं सामर्थ्य सर्व करवा समर्थ छे अने ए सामर्थ्य आपणने पूर्ण अंशे आपवाने ते सर्व प्रकारे शक्तिमान् छे ए जाणवुं, ए एक एवो शाश्वत आधार छे के जेनो आशिमात्रे आश्रय ग्रहण करवो जोइए. ए एक ज अखंडित भूमि छे के जेमां सर्व मनुष्ये पोतानुं शाश्वत निवासस्थान रची राखवुं जोइए.

आ उपरथी आपणे एवो तर्क उपजावी लेवानो नथी के खरी अणीना समये मात्र ईश्वरने प्रार्थना करीने ज हाथ जोडी बेशी रहेवुं. उपयोगनां बीजां सघळां कर्तव्यो करवां परंतु सौथी प्रथम कर्तव्य ए छे के ईश्वराभिमुख थवुं. अने तेमनो ज संपूर्ण आश्रय लेवो. ज्यारे आपणे संपूर्ण रीते तेमनो आधार ग्रहण करीए छीए, त्यारे पछी बीजा कशानी अगत्य पडती नथी. केवल ते एक ज सर्व रीते पूरतुं छे, केमके ईश्वर सर्व अंशे संपूर्ण छे.

जे मार्ग कदापि निष्फल थतो नथी.

जेवी होवी जोइए अथवा जेवी राखवी जोइए तेवी बलवान् श्रद्धा तमने न प्रकटती होय, तो तमाराथी बने तेटला कामचलाउ उपायोने करो, पण एटलुं स्मरणमां राखजो के परमजीवन अने परम सामर्थ्य तो तमे तेमना प्रति अभिमुख थइने अने तेमनो आश्रय लइने ज प्राप्त करी शको एम छे, अने ए एवो उपचार छे के जे कदापि निष्फळ जतो नथी. ज्यारे तमे अधिक मेळवी शको एम छे त्यारे थोडुं ज प्राप्त करीने बेशी रहेशो नहि अने ज्यारे तमे प्रथम ज ईश्वराभिमुख थाओ छो, अने ते पण तेमना प्रति संपूर्ण आधार राखीने ईश्वराभिमुख थाओ छो त्यारे तमे अधिकने अवश्य पामो छो.

ईश्वर सर्व रीते संपूर्ण छे ए जेमने पूर्ण रीते जाणवामां नथी, तेओने आगंतुक ( काम चलाउ ) अने बाह्य-स्थूल-साधनोनी केटलोक समय आवश्यकता जणाय; अने जो तेमने तेनी आवश्यकता होय तो तेमने ते आपतो सर्व रीते पूरां पाडवां; कोइने पीडावाळां राखवानी कशी ज अगत्य नथी, अने कोइपण उपाये दुःखने एक क्षण पण निवृत्त करे, तो तेनो श्रद्धापूर्वक उपयोग करवो. वळी सर्व वस्तुओ ईश्वरतरफथी ज आवेली छे अने सर्व कांई परमात्माना निरामय सामर्थ्यने थोडा अथवा घणा प्रमाणमां धारण करी रहेलुं छे. परंतु ते वस्तुओ तेमना सामर्थ्य अने कार्यसाधकता ( Efficiency )मां मर्यादित होय छे, तेथी जे सधु

અને અનિશ્ચિત પ્રકારનું છે તેના જ ઉપર આધાર રાખી રહેવાનું શા માટે ચલાવ્યા કરવું જોઇએ ? જ્યારે આપણે ઈશ્વરાભિમુખ થઈ શકીએ એમ છે અને જે અનંત અને કદાપિ નિષ્ફળ ન થાય એવું છે, તેને તેમની પાસેની સાક્ષાત્ રીતે પ્રાપ્ત કરી શકીએ એમ છે, તો પછી એથી ક્ષુદ્ર સાધનપ્રતિ શામાટે અખંડ આધાર રાખવાના સ્વભાવવાળા રહેવું જોઇએ ?

**ઇશ્વરઉપર આધાર રાખો.**

જ્યારે આપણે શ્રદ્ધામાં આગળ વૃદ્ધિંગત થતા જઇએ છીએ ત્યારે જ્યાં કઠિન સ્થિતિ કદી પ્રાપ્ત થતી નથી, કેમકે ત્યાં ઈશ્વરની સત્તા અને સામર્થ્ય આપણી આગળના માર્ગને સરળ કરવાને માટે નિરંતર આપણી સાથે જ રહે છે, તે રમણીય સ્થાનમાં આપણે આવીએ છીએ. અને ખરી અણીના સમયે પ્રથમ જે મનુષ્ય ઈશ્વરાભિમુખ થાય છે, અને ગમે તેમ થાય પણ જે તેમના જ ઉપર આધાર રાખે છે તેવા પ્રત્યેક મનુષ્યને આ શ્રદ્ધા પ્રાપ્ત થાય છે.

**ઈશ્વર નિષ્ફલતા આપતા નથી.**

વર્તમાન સમય એ અનેક વિચારોમાં અને પદ્ધતિઓમાં વિવિધ ફેરફારો કરનાર થઇ પડે એમ છે. મનુષ્યમાં રહેલુ જે અમર્યાદ સામર્થ્ય છે તેના સંબંધનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને અનેક પ્રજાઓ આજે મથી રહી છે, અને એ સંબંધમાં વિશેષ અને વિશેષ પ્રકાશ પાડી રહી છે. અને મનુષ્યમાત્રના અંતર્માં રહેલું એ સામર્થ્ય પ્રત્યેક પ્રકારના દુઃખ અને વ્યાધિને નિવારવા સમર્થ છે, એ પ્રકારનો સર્વ કોઈને વિચારવડે અને પ્રયોગવડે નિર્ણય બંધાતો જાય છે. ત્યારે વિવેકી પુરુષે શા માટે કેવલ બાહ્ય સાધનોને જ સાધનરૂપ ધણીને તેમના ઉપર આધાર રાખનાર થઈ રહેવુ જોઇએ ? જ્યારે આધ્યાત્મિક સાધનો પ્રાપ્ત હોય છે ત્યારે બહારનાં અથવા સ્થૂલ સાધનોનો ઉપયોગ કરવો એ ઘણાને અયોગ્ય જણાય છે, પરંતુ આ નિર્ણયના સમયમાં જ આપણને ઘણી વખતે સમય છે કે આપણી યાચનાનો ઈશ્વરવડે કશો સ્વીકાર થતો નથી. નિરામયતા અથવા સ્વાસ્થ્યને માટે કરેલી આપણી પ્રાર્થના ઘણી વખતે નિરુત્તર રહે છે કે જ્યારે બાહ્ય સાધનો અનેક પ્રસંગે સ્વાસ્થ્યને પ્રકટાવે છે. અને આ એવી વાર્તા છે કે જેનું નિરાકરણ કરવાને કોઇક જ સમર્થ હોય છે.

વસ્તુતઃ એમ છે કે આપણા અધ્યાત્મજ્ઞાનના પ્રમાણમાં અને ઇશ્વરપ્રતિની આપણી અભિમુખતા અથવા નિકટતાના પ્રમાણમાં આપણા અંતર્માં રહેલું સામર્થ્ય આપણાપ્રતિ આવે છે; તેથી જ્યાં પર્યંત એ જ્ઞાન પ્રકાશમાં ન આવ્યું હોય, અને આપણામાં તેનો ઘટિત વિકાસ ન થયો હોય ત્યાં પર્યંત આગંતુક સાહાય્ય લેવામાં આપણને જો તેની જરૂર જણાય તો આનાકાની કરવાની અગત્ય

નથી. પરંતુ ઈશ્વર સંપૂર્ણ છે, એ જેમ બને તેમ સત્વર આપણે જાણીએ તેમ વધારે સારૂં. કેમકે ઈશ્વર સંપૂર્ણ છે, એમ જ્યારે આપણે અંતરથી જાણીએ છીએ, ત્યારે તેવા જ સ્વરૂપે ઈશ્વર આપણને પ્રતીત અને પ્રત્યક્ષ થાય છે.

**નીચે ઉતરી આવશો નહિ.**

જ્યારે વ્યાધિનો કે વિપત્તિનો ભય જણાય ત્યારે સ્મરણમાં રાખજો કે સર્વ સામર્થ્યસ્વરૂપ ઈશ્વર તમારી નિકટ છે અને તે નિરામયરૂપ છે. તેમ જ સ્મરણમાં સ્થાપજો કે તે તમારો કદાપિ પરિત્યાગ કરનાર નથી. અને પુનઃ સ્મરણમાં આણજો કે તે નિરંતર કાળજી રાખીને તમારી સાથેને સાથે રહે છે અને કદાપિ તમારો પરિત્યાગ કરતા નથી. આ નિશ્ચયોમાં સેવેલી દૃઢ શ્રદ્ધા કોઈ પણ મનુષ્યને નિરામયતા અર્પી શકે છે, અને ઇતર વિપત્તિઓમાંથી પણ રક્ષણ કરે છે.

વિઘ્નોની પ્રતીતિના સમયે એ વાર્તા ભૂલશો નહિ કે વિઘ્નવિનાશક સત્તા તમારી નિકટ છે. ગમે તેટલો ગાઢ અંધકાર જણાય, ગમે તેટલી ચારે બાજુથી જંજાળનું ભાન થાય, અથવા બંધન ગમે તેટલું બળવાન્-દૃઢ-જણાય, તો પણ તે સત્તા એ સર્વમાંથી આબાદપણે ઉપર આણશે અને મુક્તત્વના પ્રદેશમાં સ્થાપી દેશે. આપણે પોતે સર્જેલાં બંધનોમાંથી આપણને મુક્ત કરવામાં ઈશ્વરને બહુ પ્રસન્નતા થાય છે. અને તેવાં બંધનો પણ છેલ્લાં જ હોવાનાં. તેવા સમયની વિપત્તિઓના પણ છેલ્લા જ શ્વાસ ચાલતા હોવાના. કેમકે જેમ જેમ આપણે ઈશ્વરઉપર શ્રદ્ધા ધરતા જઇએ છીએ, તેમ તેમ તેમને આપણે અધિક પ્રસન્ન કરીએ છીએ અને ખરેખરી અણીના અથવા આવશ્યકતાના સમયમાં પણ તે તો આપણી નિકટ જ રહેવાના, અને તે પણ સંપૂર્ણ અંશે; કેમકે ઈશ્વર સંપૂર્ણ છે.

જ્યારે આપણે કંઇ પણ વિપત્તિમાં આવીએ છીએ, ત્યારે આપણે ક્વચિત્ જ ઈશ્વરનો વિચાર-ઈશ્વરનું ચિંતન-કરીએ છીએ. આપણે પ્રત્યેક મનુષ્યમાં અને પ્રત્યેક વસ્તુમાંથી વિશ્વાસ અથવા શ્રદ્ધાને ઉઠાડી લઇએ છીએ અને તે કેવળ દૈવને પ્રબલ માની તેને અધીન થઇ રહીએ છીએ. પરંતુ આ જ ખરેખરી ક્ષણ છે કે જ્યારે આપણે લેશ પણ અટક્યાવિના ઈશ્વરને પ્રાર્થના કરવી જોઇએ, અને પરમતત્ત્વમાં પ્રત્યેક ક્ષણે નિમજ્જનપૂર્વક એકાગ્રતા સાધવી જોઇએ. ખરી અણીના સમયની આપણા ઉપર અત્યંત અને સુદૃઢ અસર થાય છે તેથી તેવા સમયે પૂર્ણ સાવધ થઇને તે પ્રસંગની આપણા ઉપર બને એટલી ઓછી અસર થાય તેવી ક્રિયા કરવી જોઈએ. અને તે જ આ પ્રાર્થનાતથા એકાગ્રતા છે. જ્યારે સઘળું પ્રતિકૂલ જણાય ત્યારે પ્રભુની નિકટ-

તામાં પ્રવેશ કરો, એક ક્ષણ પણ નીચે આવવાની આગત્ય નથી. કેવળ ઈશ્વરપ્રતિ જ એકાગ્રદષ્ટિ રાખજો, અને બીજા કશાનું જ ચિંતન ન કરશો. ઇશ્વર સર્વ કાંઇ અનુકૂળરૂપમાં કરવાને સંપૂર્ણ અંશે સમર્થ છે એ શ્રદ્ધાને અખંડ જાગ્રત્ રાખો અને તે સત્તા જ તમારી ખાતરી કરી આપશે કે તે પોતે સર્વાંશે સંપૂર્ણ છે. થોડા જ સમયમાં અભ્ર વિખરાઈ જશે, ઉપાધિ શમી જશે અને પુનઃ જ્યારે શાંતિ પ્રકટશે, ત્યારે આપણને સ્પષ્ટ થશે કે આપણી આ વર્તમાન ક્રિયાએ કરીને સઘળી વસ્તુઓએ સાથે રહીને આપણા શુભનો જ પ્રયાસ કર્યો છે.

**વિઘ્નસામે ટક્કર.** પ્રત્યેક મનુષ્યને એમ ઘણી વખતે ભાન થયું છે કે તેને જે પ્રસંગ આવી પ્રાપ્ત થયો તેને તુલ્ય તે પોતે ન હતો, તે કંઇક દુર્બલ હતો, અને તેના ઉપર આવેલું વિઘ્ન અજય્યસરખું અથવા ન ટાળી શકાય એવું હતું. તેને એમ જણાયું હોય છે કે જો તેનામાં જરાક વધારે સામર્થ્ય અથવા બળનો સંચય હોત તો તે વિઘ્નની સામી ટક્કર ઝીલત અને તે સર્વને હઠાવીને કોઈ નિર્ભય સ્થાનમાં પ્રવેશ્યો હોત, અથવા વિજયડંકો બજાવ્યો હોત. આવું અનેક મનુષ્યોને થયુ હોય છે અને થયાં કરે છે. પરંતુ એ વધારાનું બળ કયાં મળે છે ? આવી ખરી અણીના સમયે, કટોકટીના પ્રસંગે, જરૂરીઆતની ખરી ક્ષણે કે જ્યારે આપણું સમગ્ર ભવિષ્ય ત્રાજવામાં તોળાતું હોય છે, ત્યારે ઘણે ભાગે આપણે એ સ્મરણમાં આણવાનું ભૂલી જઈએ છીએ કે, પરમાત્મા એ સામર્થ્યસ્વરૂપ છે, અને તે જ્યારે જોઈએ ત્યારે અને જેટલું જોઇએ તેટલું સામર્થ્ય આપણામાં પ્રકટાવે એમ છે. એ અનંત સામર્થ્યવાળા તત્ત્વપ્રતિ તમારા હૃદય અને આત્માને તત્કાલ અભિમુખ કરો, અને તમારે જે પ્રકારનું સામર્થ્ય જોઇએ છે તે પ્રકારનુ વધારાનું સામર્થ્ય તમને તત્કાલ મળશે.

જે કાલે ખરેખરો અણીનો સમય પ્રાપ્ત થયો હોય, જ્યારે તમને હાનિ કે લાભ પ્રાપ્ત થાય છે, એ નક્કી થવાનો સમય આવી લાગ્યો હોય છે, તે જ કાલે અનેક સ્ત્રીપુરુષોએ નિરાશા ધારણ કરી દીધી હોય છે, અને નિરાધારતાના કુંડમાં ડુબી જતાં હોય છે. પરંતુ એ જ મનુષ્યો જો તેમના તેવા ખરી અણીના સમયે ઇશ્વરાભિમુખ થયા હોત તો તેઓ શરતમાં જય પામીને ધારેલા પારિતોષિક (ઇનામ) ને પામી ચૂક્યા હોત, અને તેમણે ઈશ્વરની પાસેથી જ એ વિજય પામવાના સામર્થ્યને પ્રાપ્ત કર્યું હોત. ઈશ્વર સંપૂર્ણ છે, અને સમય ગમે તેવો વિકટ હોય તથા આપણી દૃષ્ટિથી ગમે તેવી નિષ્ફલતા જણાતી હોય તો પણ કશી જ ચિંતા નથી. ઈશ્વર-

પાસે નવીન સામર્થ્યની યાચના કરો અને તમને તે તત્કાલ વિજયના ઉન્નત શિખરે સ્થાપી દેશે.

એવો બીજો એક પણ વિકટ સમય આપણી દૃષ્ટિએ નથી આવતો કે જ્યારે આપણા અત્યંત પ્રીતિપાત્ર સ્નેહીનું મૃત્યુ થાય છે, અને જ્યારે આપણને હૃદયથી હૃદય મેળવીને કોની સાથે વાત કરવી એ સમજાતું નથી, સમગ્ર વિશ્વ કેવળ શુષ્કસરખું જણાય છે અને પ્રત્યેક ક્ષણ અસ્થિરતાને જ પ્રકટ કરાવ્યા કરતી હોય એમ જણાય છે; ક્યાં જવું અને શું કરવું તે તેને કોઈ પણ રીતે સ્પષ્ટ થતું નથી, અને હૃદયને કેવી રીતે ખાલી કરવું તે કશા તેને સમજાતી નથી. પરંતુ આ જરૂરીઆતના ખરેખરા પ્રસંગે કોઈ એક એવું છે કે જે ઘણું દૂર નથી, કોઈ એક એવું છે કે જે તમારા હૃદયનો ભાર ઉતારી લેવાને–પ્રત્યેક પ્રકારની હૃદયવ્યથાને હરી લેવાને–અને દુઃખમાત્રને દૂર કરવાને એક પગે તૈયાર છે. આ પરમ સ્નેહીનું વિસ્મરણ થયું છે અને તોપણ તે નિરંતર નિકટ છે, સર્વદા સંપૂર્ણ છે, અને સર્વકરતાં અત્યંત ઉત્કૃષ્ટ છે. કેમકે તે કહે છે કે, " હું નિરંતર તારી સમીપ છું, (હ૦ દે૦ ૨૦) જિન્નારિતત્વના અવધિપર્યંત તારી સમીપ છું. "

જ્યારે આપણે તેમની નિકટ જઈએ છીએ અને તેમની મૃદુતા તથા પ્રેમઆગળ જ્યારે આપણા હૃદયને ખાલી કરીએ છીએ, માત્ર ઉપલક ઉપલક મળીને નહિ–ઉપલકીયા મેળાપથી નહિ–પરંતુ પ્રાણીમાત્રના આત્માના સાચા સ્નેહીને જ્યારે તાનેતાન મળીએ છીએ, ત્યારે આપણે એક પરમ સત્ય પ્રેમનો અને ભાવનો એવો અદ્ભુત અનુભવ કરીએ છીએ, અને તેને આપણામાં એવો તો અણુઅણુમાં ભરી દઈએ છીએ, કે જેથી મનુષ્યસૃષ્ટિમાંના સર્વોત્તમ સ્નેહીઓએ આપેલા આનંદકરતાં અનંતગુણઅધિક આનંદ પ્રકટે છે. અને પુનઃ વિશ્વમાંથી પણ ઉત્તમ સન્મિત્રો આપણાપ્રતિ આકર્ષાઈ આવે છે. સ્નેહીમાત્રમાંના એક પરમ સ્નેહીને શોધવાથી આપણે તેમના દિવ્ય સ્નેહને પામીએ છીએ, અને તેની જ સાથે વિશ્વની બીજી પણ સ્નેહ કરવા યોગ્ય અનેક વ્યક્તિઓને આપણે મેળવી શકીએ છીએ.

આપણા એ પરમ સ્નેહી.

જીવનમાં, દુઃખમાં કે ક્ષતિમાં આપણે ભરાઈ પડ્યા હોઈએ એમ લાગે, અને તેથી પ્રકાશનું એક પણ કિરણ આપણી દૃષ્ટિએ પડે નહિ, ત્યારે ગભરા ભગરજ્જો હાને અને સજ્જન પાસ્વામ... પું કરમાવ્યું કે શરમાળ મુખ કરી ઈશ્વરપાસે દયા કે ક્ષમા માગવાની જરૂર નથી. અથવા આપણો કેવળ જ વિનાશ થઈ ગયો

શોધવા યોગ્ય સર્વ વિષાદ૦

અને હવે દુઃખમાં જ દહાડા કહાડવાના આવશે, એવું પણ વિચારવાની જરૂર નથી, નહિ. એ વિચારો અયોગ્ય વિચારો છે. કેમકે ગમે તેમ થાય તોપણ અને આપણી સ્થિતિ ગમે ત્યાં હોય તોપણ ત્યાં પણ તે પ્રભુ છે. અને આપણી ગમે તેવી અવસ્થા હોય પણ આપણી સાથેના તે પ્રભુ સર્વદા સંપૂર્ણ છે–સર્વ અવસ્થામાં સંપૂર્ણ છે. એ પ્રભુને દીનતાની–મિથ્યા દીનતાની–આગંતુક દીનતાની–કશી જ જરૂર નથી. તેમને પ્રસન્નતાની અને શુદ્ધ પ્રેમની જરૂર છે. તેને આગળ પાડીને પ્રભુપાસે જાઓ, મલકતા અને મલપતા જાઓ. પરમાત્માની નિકટ જવામાં એ જ તમારૂં સમૃદ્ધ છે.

તમે આ સંપૂર્ણ હૃદયથી સ્વીકારો છો ? તમે યથાર્થ રીતે માનો છો એ ક્ષણમાં જ, જગતનાં સઘળાં દુઃખો અને બંધનોમાંથી એ પરમાત્મા તમને સંપૂર્ણ અંશથી–તેની લેશ પણ આંચ આવવા દીધાવિના–ઉપાડી શકે એમ છે ? વર્તમાન કાલમાં કે ભવિષ્યમાં ગમે તેમ બને તોપણ પ્રભુ સંપૂર્ણ છે એમ તમે શ્રદ્ધાપૂર્વક અંગીકાર કરો છો ! આ સર્વ વિચારવાયોગ્ય મહાન્ વિચારો છે. કેમકે જે ક્ષણે આપણે તેમની પાસેથી મુક્તત્વને યાચીએ છીએ તે જ ક્ષણથી આપણા બંધનના દિવસો પૂરા થઇ જાય છે, ઉપાધિમાન શમી જાય છે, અને સર્વત્ર શાંતિ શાંતિનું સામ્રાજ્ય પ્રવર્તે છે અને પુનઃ સૂર્યનો પ્રકાશ ઝળકી ઉઠે છે.

જે કંઈ પ્રતિકૂલ સ્થિતિઓ આપણને પ્રાપ્ત થાય છે તેને આપણે બહુ જ મોટા રૂપમાં જોઇએ છીએ. જોઇને પણ અટકાતા નથી. પરંતુ તે પ્રમાણે જ તેને પ્રમાણમાં અધિક અનુભવીએ છીએ. અને દુઃખો એ પ્રકારના વિચાર આપવાથી અને તેને એ પ્રમાણના ભાનપૂર્વક ગ્રહણ કરવાથી આપણે એ દુઃખોને માથે ચડાવી દઇએ છીએ; એટલું જ નહિ પરંતુ તેની સાથે આપણે એવિ સ્મરણ કરી દઇએ છીએ કે પ્રભુ આપણાં દુઃખાશ્રુને લુછવા અને આપણે પૃષ્ઠે વરદ હસ્તને ધરવા અખંડ તત્પર છે. આ પ્રકારની શ્રદ્ધામાં રહેવું એ એવી સ્થિતિ છે કે જ્યાં કદાપિ અશ્રુ આવતાં જ નથી.

**સર્વોત્તમ થવાનો ખરેખરો સમય.**

'આપણે સર્વ જાણીએ છીએ કે ખરેખરી અગત્યવાળો કાળ એ ખરેખરી અણીનો અને બહુ જ મહત્વનો કાળ છે, અને એ સમયે જે કંઇ આપણે કરીએ છીએ તે ઉપરથી ભવિષ્યના દિવસોમાં અને વર્ષોમાં આપણે કેવા અનુભવો પામવાને યોગ્ય થઈએ છીએ, તેનો નિર્ણય થાય છે. તેથી જો આપણે તે સમયને યોગ્ય પ્રકારના વિચારો નથી આપતા તો એ સમયનો આપણે બહુ સંભાળથી, લક્ષપૂર્વક અને ડહાપણ ભરેલી રીતથી ઉપયોગ કર્યો એમ કહી શકતું નથી,

પરંતુ એ સમય કે જે જીવત્વની નિવૃત્તિનો અને ઈશત્વની પ્રાપ્તિનો સંધિકાળ છે અને મનુષ્યને ભિક્ષુકની સ્થિતિમાંથી ઉપાડી મહારાજાની સ્થિતિએ બેસાડવાનો મંગલ કાળ છે, તે સમયે જો આપણે સાવધાનતાથી ઈશ્વરનું આવાહન કરીને તેમના આધારને ગ્રહણ કરીએ છીએ અને આપણને જોઈતા બળને અપરોક્ષપણે—સાક્ષાત્—તેમની જ પાસેથી માગીએ છીએ તો એ જ ક્ષણે આપણને સમગ્ર સુખના રાજ્યાધિપતિનું તિલક થાય છે, અને એક ક્ષણમાં જ વામન જેમ વિરાટરૂપે થઈ ગયા હતા, તેમ આપણે સર્વ સામર્થ્યસ્વરૂપ થઇ રહીએ છીએ. આપણે બીજું ગમે તે કરીએ તેની હરકત નથી પરંતુ પ્રભુનું સામર્થ્ય અને પ્રભુની પ્રત્યક્ષ વિદ્યમાનતાને આપણે સૌથી પ્રથમ શોધવી જોઈએ. પ્રભુની સાહાય્ય એ સર્વોત્તમ સાહાય્ય છે, અને પ્રભુ જો સિદ્ધ છે તો સર્વ સિદ્ધ છે. કેમકે એ જ સિદ્ધીશ્વર છે. અને તેથી અગત્યના સમયે **ઈશ્વરાભિમુખ થાઓ,** અને તેમના ઉપર જ આધાર રાખો—તે જ સર્વા છે, કેમકે તે સંપૂર્ણ છે.

---

# प्रत्यक्ष परमेश्वर.

રાજાની સ્થિતિ મુખ્યત્વે કરીને રાજધાનીમાં હોવાથી ગામડાંના લોકોને તેમના દર્શનનો લાભ બહુ વિરલ હોય છે, તેમાં વળી સામ્રાજ્યાધીશ તો બહુધા મુખ્ય દેશમાં વિરાજતા હોવાથી તેમની સંસ્થાનવાસી પ્રજાને તેમનાં દર્શન અતિ દુર્લભ હોય છે. જેમ રાજા મોટો તેમ તેનાં દર્શન પામવાની મુશ્કેલી વિશેષ એ નિયમ, સમાજસ્થિતિ અવલોકતાં, સ્થાપ્યો હોય તો ખોટું નથી. દર્શનના અભાવથી પ્રજાજનમાં જોઈએ તેવો રાજભક્તિનો વિકાસ થઇ શકતો નથી. તેમનાં અંતરમાં કંઇને કંઈ ન્યૂનતા રહે છે. રાજભક્તિની અનુત્પત્તિ, અસ્થાયિતા અથવા અપૂર્ણતા આ પ્રમાણે રાજાધિરાજમાટે સામ્રાજ્યોનું દૂષણ છે.

આ લૌકિક નિયમને એક મોટામાં મોટો અલૌકિક અપવાદ છે. પરમેશ્વર દેવના દેવ અને સમ્રાટના સમ્રાટ છે, પરંતુ તેમના સંબંધમાં એક અત્યંત વિચિત્ર વ્યતિકર એ છે કે તેમનાં દર્શનસંબંધી મુશ્કેલી તેમની અતિદૂરતાને લીધે નથી, પરંતુ તેમની અતિસમીપતાને લીધે છે. પરમેશ્વરની પ્રજાની સ્થિતિ કેડે છોકરું છતાં આખું ગામ ખુંદી કાઢનાર માતાજેવી છે. એક વાળ અને બીજો વાળ, નેત્ર અને કાજળ, કાંઠ અને મોતીની માળા એ વચ્ચે જેટલું અંતર છે તેથી પણ ઓછું અંતર મનુષ્ય અને પરમેશ્વરમધ્યે છે. ધૂળની રજરજમાં, પત્રની રેખારેખામાં અને પ્રાણીના રોમરોમમાં પરમેશ્વર નિવાસ કરી રહ્યા છે અને તે પણ ખુલાસાથી. આવા પ્રકાશ પરમેશ્વરની અકલ લીલાઓમાંની કેટલીક લીલાના ગુણાનુવાદથી મતિની પવિત્રતા કરવાનો આ લઘુ લેખનો ઉદ્દેશ છે.

ચાલો, આપણે ચોમાસામાં વિહાર કરવા નીકળીએ. સૃષ્ટિની શુષ્કતાનું આર્દ્રતામાં રૂપાંતર થયું છે! તરુઓ જે પૂર્વે નિસ્વન હતા તેમની ડાળે ડાળે પક્ષીઓ મીઠું કૂજન કરી રહ્યાં છે. જલના નાના મોટા ઓઘો વિવિધ શબ્દો કરતા વધતા ઓછા વેગથી વહી રહ્યા છે! લીલી સાડીના પરિવેષ્ટનવાળી પૃથ્વીમાતા અનુપમ શોભા ધારણ કરી રહી છે. અહા! પૃથ્વીઉપર કેટલુ ઘાસ ઉગ્યું છે.! અને ઘાસની જાત પણ કેટલી છે! એક ચોરસ ફુટ જેટલી જ જમીનમાં ઊગેલા ઘાસને હું સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસું છું તો મને તેની ૪૦૦ કરતાં વિશેષ જાત માલમ પડે છે. વનસ્પતિશાસ્ત્રીઓએ એકંદર ૫૦૦૦ કરતા વધારે ઘાસની જાત નક્કી કરી છે! પાંદડાંની સમૃદ્ધિનો પણ પાર નથી. વૃક્ષઉપરથી પાંદડાં તોડી તથા ઘાસનાં તણખલાં તોડી પૃથ્વીઉપર આપણે પાથરીએ તો તેને માટે ૪૨,૦૦૦,૦૦૦ (ચાર કરોડ વીસ લાખ) ચોરસ માઇલ કરતાં વિશેષ જમીન જોઇએ. પરંતુ કોઇ કહેશે કે "એમાં શું? ચોમાસાની હરિયાળી અને વનસ્પતિની વિવિધતા એ તો જાણીતી વાત છે." ઉત્તર એ છે કે જાણીતી વાતમાં છુપાતાં પરમેશ્વરને કોણ અટકાવી શકે એમ છે? આટલાથી પરમેશ્વરની લીલાનો ખ્યાલ ન આવતો હોય તો વિશ્વના ભરવૈભવસૂચક ચિહ્ન એ પણ છે કે આવી અપાર વનસ્પતિસમૃદ્ધિમાં કોઈ પણ બે પાંદડાં,' કોઇ પણ બે તણખલાં સર્વાંશે સરખાં નથી, પ્રત્યેક પાંદડામાં, પ્રત્યેક તણખલામાં કંઇ કંઈ પણ નવીન તત્ત્વ છે. દૈવિ વિશ્વકર્માની કેવી ખુબી કે પ્રત્યેક ઈમારતની 'ડીઝાઇન' ન્યારી હોય છે.

વસન્તઋતુમાં **પરમેશ્વરની** ન્યારી લીલા નજરે પડે છે. જીર્ણ પાંદડાં ખરીને પૃથ્વી ઉપર પથરાઈ રહ્યાં છે, અને જાણે સૃષ્ટિમાંથી ચેતનતત્ત્વનો લોપ થઈ ગયો હોય એમ બોડાં ઝાડ નિવેદન કરે છે. પરંતુ એમ નથી. ચેતનતત્ત્વ ચાલી ગયુ નથી, જીવનતત્ત્વ હયાત છે. પરમેશ્વર પોતાના પ્રતિનિધિ સવિતા દેવને આજ્ઞા કરે છે કે–તમે તમારૂં જોર અજમાવો. ઉપરિના આદેશને અધીન તે દેવ પોતાનાં ભાસ્વર કિરણોથી પૃથ્વીપટ ભેદે છે, એ કિરણો ઊંડે ઊતરી ઝાડનાં સુતેલાં મૂળિયાંના કાનમાં મંદ સ્વરે કહે છે—બંધુઓ! નિદ્રા ઘણી થઇ. વેળ વહી જાય છે. જાગો, ઊઠો અને કર્તવ્યમાં મંડો. મૂળિયાં આંખ ચોળી આળસ મરડી તૈયાર થાય છે. વૃક્ષનો જીવનરસ મૂળમાંથી ચડવા માંડે છે, અને રગેરગ પહોંચી જાય છે. વૃક્ષને નવપલ્લવ આવે છે. પક્ષીરૂપ સ્તોતાઓ પોતાની અકલ મંત્રોથી પરમેશ્વરની લીલાનું સ્તવન કરે છે, અને સર્વત્ર આનંદ અને ઉલ્લાસ વર્તી રહે છે.

વળી મનુષ્યને જેમ પરસેવો થાય છે તેમ વનસ્પતિને પણ થાય છે. મકાઈના છોડને કલાકમાં અધોળથી નવટાંક સુધી પરસેવો થાય છે. ! સામાન્ય વૃક્ષમાંથી તો દરરોજ કેટલાક મણ પાણી પ્રસ્વેદરૂપે વહી જાય છે. એ પાણી ક્યાથી આવ્યું? પૃથ્વીમાંથી ખેંચાયું. એક હજાર ચોરસ માઇલ જમીનમાં ઝાડ વાવ્યાં હોય તો પૃથ્વીમાંથી કેટલું પાણી ખેંચાતું હશે અને પરસેવારૂપે બહાર નીકળતું હશે?

પેલી શરદ્‌ઋતુ વીલું મોં કરી કહે છે–હુ તો રહી જ ગઇ. સખિ! તું રહી ગઈ નથી. પરમેશ્વરે તને ત્યજી દીધી નથી. તુ પરમેશ્વરની દાનશક્તિની મૂર્તિ છે. તારી કારકીર્દીમાં વનસ્પતિની શક્તિનો પરિપાક થાય છે, એ શક્તિ બીજના રૂપમાં સ્ફુટ થાય છે,

બીજશક્તિને પરમેશ્વરે કેવાં સુંદર વસ્ત્રોથી અને મનોહર લેપથી શણગારી છે! વાવણીને સમયે ખેડુત વાવવાનાં બી ટોપલીમાં ભરી લઈ જાય છે, પરંતુ કાપણીને વખતે તો એ બીની સંતતિનો સંચય કરવા માટે અનેક ગાડાંની જરૂર પડે છે. સખિ શરદૃઋતુ ! પરમાત્માના તારા ઉપર ચારે હાથ છે. એકના સો, સહસ્ર તારાદ્વારા તેઓ અપાવે છે. એમની અવકૃપાની આશંકાથી હવે કોઈ દિવસ પીલું મેં કરીશ નહિ.

વનસ્પતિમાં પણ ઇષ્ટસાધનતા જ્ઞાન કેવું હોય છે ! ઝાડનાં પાંદડાં પ્રકાશતરફ વળતાં રહે છે અને સૂર્યમુખી પુષ્પ તો નિમકહલાલ નોકરની પેઠે અથવા પતિવ્રતા સ્ત્રીની પેઠે સવિતાની ગતિને અચલપણે અનુસરે છે. વનસ્પતિમાત્રને નાઇટ્રોજન તત્ત્વની આવશ્યકતા હોય છે. એ તત્ત્વ વાતાવરણમાં અમાપ છે. પરંતુ બહારોબહાર ગ્રહણ કરી શકાય એવા રૂપમાં નથી. પ્રાણિમાત્રના શરીરમાં એ તત્ત્વ ગ્રહણ કરી શકાય એવા રૂપમાં હોય છે. કેટલાક છોડ રેતાળ અથવા ખડકાળ ભૂમિમાં ઉગે છે. એવે સ્થળે નાઇટ્રોજનનો બહુ કરીને અભાવ હોય છે, અને નાઇટ્રોજનની આવશ્યકતા તો પૂરી છે તેથી એવા છોડ કીડાઓનું આકર્ષણ કરે છે અને તેમનું ભક્ષણ કરી ઇષ્ટતત્ત્વ મેળવી લે છે ! ઈશસૃષ્ટિમાં વનસ્પતિભક્ષક કીટ હોય છે એટલું જ નહિ પણ કીટભક્ષક વનસ્પતિ હોય છે.

વળી વનસ્પતિમાં પુરુષતત્ત્વ અને સ્ત્રીતત્ત્વ હોય છે. કેટલીક વનસ્પતિમાં એક જ ફૂલમાં એ બે તત્ત્વો હોય છે. કેટલીકમાં જુદાં જુદાં ફૂલમાં એ બે તત્ત્વો હોય છે અને કેટલીકમાં તો ભિન્ન ભિન્ન વૃક્ષોમાં એ બે તત્ત્વો હોય છે. ક્વચિત્ એ ભિન્ન ભિન્ન વૃક્ષો સેંકડો માઇલને અંતરે હોય છે. ક્વચિત્ પુંકેસર પોતાની મેળે ખરી સ્ત્રીકેસરથી સંયુક્ત થાય છે અને બીજની ઉત્પત્તિ થાય છે. બહુ કરીને એ બે તત્ત્વોને મેળવનાર જંતુઓ હોય છે, અને વિધિસર વિવાહ થતો જોવામાં આવે છે. પુંકેસર વર છે, સ્ત્રીકેસર કન્યા છે, ભ્રમરો બ્રાહ્મણ છે અને તેઓ ગુંજારવરૂપ વૈદિક મંત્રઘોષ કરી વધૂવરનો હસ્તમેળાપ કરાવે છે !

સમાન આકૃતિવાળા અનેક પુરુષો જ્યારે પરસ્પર આલિંગન કરતા જોવામાં આવે છે ત્યારે આપણે અનુમાન કરીએ છીએ કે એઓ ભાઈ હશે. એ વ્યક્તિઓ સ્વતઃ ભિન્ન છે, પરંતુ તેમની માતા એક હોવાથી અને તેમનો પિતા સમાન હોવાથી માતાપિતાદ્વારા તેમનું ઐક્ય છે. આ જ પ્રમાણે વિશ્વના સર્વ પદાર્થો પરસ્પર દૃષ્ટઅદૃષ્ટ આલિંગન કરી રહ્યા છે. પાકેલું ફળ ઝાડઉપરથી તુટી પડી પૃથ્વીનું આલિંગન કરે છે. આ આલિંગનનો સર્વવિદિત વ્યતિકર નિહાળી મહાવૈજ્ઞાનિક **ન્યૂટન** પોતાની પ્રજ્ઞાના બળથી એ સિદ્ધાંતઉપર આવ્યો કે એવું આલિંગન વિશ્વના સમસ્ત પદાર્થો વચ્ચે વ્યાપી રહ્યું છે. પૃથ્વી ચંદ્રને ખેંચે છે, ચંદ્ર પૃથ્વીને ખેંચે છે, ગ્રહો સૂર્યને ખેંચે છે, સૂર્ય ગ્રહોને ખેંચે છે—સ્વલ્પમાં પ્રત્યેક પદાર્થ બીજા પ્રત્યેક પદાર્થને પોતાની શક્તિપ્રમાણે ખેંચે છે અને બીજા પ્રત્યેક પદાર્થથી તેની શક્તિ પ્રમાણે ખેંચાય છે. નવીન તારો જો ગગનમાં ઉત્પન્ન થાય તો પૃથ્વીને, સૂર્યને તથા બીજા સર્વ તારાઓને અને ગ્રહોને તેના આકર્ષણની થોડી ઘણી પણ અસર થયાવિના રહેતી નથી. આથી સિદ્ધ થાય છે કે આખું વિશ્વ કુટુંબ છે, એક અપાર બંધુમંડલ છે, પરમેશ્વર તેના પિતા છે અને મહામાયાશક્તિ તેના માતા છે, માતાપિતાનું મૂળથી અસ્તિત્વ જ ન હોય તો ભ્રાતૃભાવ ઉત્પન્ન થઈ શકતો નથી, તે

પ્રમાણે પરમેશ્વર અને તેમની લીલાને બાદ કરીએ તો વિશ્વના પદાર્થો એક ક્ષણ પણ ટકી શકે નહી.

આપણી પૃથ્વીમાતા પણ પળે પળે પરમેશ્વરની અગાધ લીલાનું બોધન કરી રહી છે. પૃથ્વીનું વજન આસરે ૮૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦, મણ છે, પરંતુ સૂર્યના પ્રમાણમાં તે બાળકને રમવાની નાની સરખી દડીજેવડી છે. ચંદ્ર પૃથ્વીથી ૨,૩૮,૦૦૦ માઇલને અંતરે છે. સૂર્યનારાયણ એટલા વિશાળ છે કે એમના મધ્યબિંદુમાં પૃથ્વીને ગોઠવી હોય અને એ પૃથ્વીની આસપાસ ૨,૩૮,૦૦૦ માઇલિને અંતરે ચંદ્ર ફર્યા કરે તોપણ બીજી ૨,૦૦,૦૦૦ માઇલની છુટ રહે ! આપણી પૃથ્વી એક ભમરડાજેવી છે. આકાશમાં તે દર સેંકડે ૧૯ માઇલના વેગથી ફરે છે. એ વેગથી આગગાડી ચાલતી હોય તો ઘણી તડખડ મટી જાય, કારણકે આપણે છ મિનિટમાં મુંબઇથી લંડન પહોંચી શકીએ ! પાંચ રતલ વજનના દારૂગોળાને પૃથ્વીના વેગથી ઉડાડવો હોય તો આશરે ૪૦૦૦ રતલ દારૂ જોઇએ તો પછી પૃથ્વીને એટલા વેગથી ચલાવવા માટે કેટલા રતલ દારૂ જોઇએ તેનો ખ્યાલ કરવાનું વાંચનારને જ સોંપવું ઉચિત છે.

જલતત્ત્વ પણ પરમેશ્વરના મહિમાનું સૂચન કરવામાં પછાત પડે એમ નથી. અચ્છેર વજનનો બરફનો પિંડ લઇએ. એ સંગીન પિંડને આપણે વરાળનું રૂપ આપવા માગીએ તો આપણને એટલી શક્તિનો પયોગ કરવો પડશે કે જેથી એ પિંડ ૨૭૦ માઇલિ દૂર ધકેલાઈ જાય. એ જ પિંડના હાઇડ્રોજન અને ઑક્સિજન વાયુઓને જોડી રાખવામાં એટલું સામર્થ્ય વપરાયલું છે કે જેથી આપણે એ પિંડની પાસે અમેરિકા ખંડની પૂર્વ પશ્ચિમ અડધી મુસાફરી કરાવી શકીએ. બરફના આવડા પિંડમાં આટલી શક્તિ ગડબાઈ છે તો એક જ ચોરસ માઇલિ જમીન પર પથરાયલા એક ફુટ જાડા બરફના થરમાં કેટલી શક્તિનો સંચય હશે તેનો ગણિતશાસ્ત્રને આધારે નિર્ણય થઇ શકે એમ છે.

એક ફુટ લાંબી, એક ફુટ પહોળી અને એક ફુટ ઉંડી પેટીમાં પાણી ભર્યું હોય તો તે પાણીનું વજન ૬૦ રતલ થવા જાય. હવે કાર્યશક્તિનું માપ નીચે પ્રમાણે થાય છે. ૩૨૦૦૦ રતલ ભારને એક મિનિટમાં એક ફુટ જેટલો ઉંચો ઉપાડવામાં જેટલી શક્તિનો વ્યય થાય છે તેને અશ્વશક્તિ ( horse power ) કહે છે. કારણ કે ઘોડામાં એટલી શક્તિ છે એ માપથી નક્કી કરવામાં આવ્યું છે. ધારો કે સો ચોરસ માઇલિ જમીનઉપર વરસાદનું સખત ઝાપટું પડ્યું છે. અને એ પાણીનું બાષ્પીભવન કરવાનું છે, અર્થાત્ સૂર્યનારાયણે એ પાણીને વરાળના રૂપમાં અમુક માઇલની ઉંચાઇએ ચઢાવવાનું છે. એ કાર્ય કરવામાં ૮,૦૦૦,૦૦૦,૦૦૦ ( આઠ અબ્જ ) અશ્વશક્તિની જરૂર પડશે. એ શક્તિ સૂર્યનારાયણ વાપરે છે અને એથી આખી દુનિયાનાં કારખાનાં ચાલી શકે એમ છે. તો પછી ઝરણાં, તળાવ, સરોવર, નદી, સમુદ્ર એ સર્વના જલના બાષ્પીભવનમાટે સવિતાદેવ પ્રતિદિન કેટલી અશ્વશક્તિ વાપરતા હશે તેની ગણત્રી નિરાંતે કરવાજેવી છે.

હનુમતમાં કેટલું બળ હતું તે રામાયણથી આપણે સારી રીતે જાણીએ છીએ. એ બળ એમને પોતાના પિતાતરફથી મળ્યું હતું. દર ચોરસ ફુટઉપર વાયુનું દબાણ આસરે સાડા ત્રણ રતલ થાય છે. હવે આપણે એક માઇલ ઉંચો અને ૧૦૦૦ માઇલ લાંબો એવો કોઈ પહાડ લઇએ તો તેના ઉપર વાયુનું દબાણ કેટલું થતું હશે ? માત્ર ૧૧૦,

૦૦૦,૦૦૦,૦૦૦ ( એકસો દશ અબ્જ ) રતલ, સવિતાદેવથી પરમેશ્વરની લીલાનો ખ્યાલ આવે છે તેના પ્રમાણમાં વાયુદેવથી કેવો આવે છે એનો હિસાબ પણ કરવા યોગ્ય છે.

પૂર્વના વર્ણનથી પરમેશ્વર જેટલા સમીપ ભાસવા જોઇએ તેનાથી પણ વિશેષ સમીપ તેઓ છે. એનો પૂરાવો આપણી પ્રત્યેકની કાયાનગરી પૂરે છે. એ નગરી એવી ચમત્કારિક છે કે તેનો નિર્માતા દૈવી હોવો જોઈએ અને નિરંતર એ નગરીમાં વાસ કરીને રહેલો હોવો જોઇએ, એ નિશ્ચયઉપર આપણે સહજ આવી શકીએ છીએ.

દરજીને આપણે કહીએ કે ' ત્રણ કટનો ડગલો બનાવી લાવ ' તો તે પ્રમાણે તે બનાવી લાવે છે. ત્રણને બદલે પાંચ સાત કે સત્તર કટનો ડગલો પણ તે બનાવી શકે. પરંતુ તેને જો એક કટવિનાનો ડગલો બનાવવાનું કહેવામાં આવે તો તે આઓ બની જાય છે અથવા તો આપણને ગાંડામાં લેખે છે. પરંતુ આપણને છે દેહરૂપી ડગલો આપવામાં આવ્યો છે તેમાં નથી સાંધો અને નથી ટાંકો, એવો ડગલો વિશ્વમાં કોઈ પણ કારીગર બનાવી શકે એમ નથી તેથી સિદ્ધ થાય છે કે એ ડગલો અલૌકિક છે અને તેનો બનાવનાર દૈવી છે.

તે જ પ્રમાણે ચાલો, કુંભારને ત્યાં જઈ આપણે તેને કહીએ કે—' અમારે એવો એક ઘડો જોઇએ છીએ કે જેમાંથી વખતો વખત બીજા ઘડા નીકળી શકે. ' આ આપણું વાક્ય સાંભળી એના મુખઉપર જે ભાવ દેખાશે તે ઉપરથી આપણને સમજ્યાવિના રહેશે નહિ કે કુંભારના ઘોડા અને આપણી વચ્ચે ઝાઝો તફાવત એ સમજતો નથી ! ઘડિયાળીને ત્યાં જઇ આપણે કહીએ કે–' અમારે એવી ઘડિયાળ જોઇએ છીએ કે જેમાંથી પ્રસંગે પ્રસંગે બીજી ઘડિયાળો નીકળે ' તો તેને પરમ આશ્ચર્ય એથી થશે કે આપણે ગાંડાની ઇસ્પિતાળના રહેવાસી નથી ! પરંતુ આપણો દેહ આવો જ એક ઘડો છે, આપણી કાયા એવી જ એક ઘડિયાળ છે. સ્ત્રીપુરૂષને પ્રજા થાય છે તે એક ઘડામાંથી અનેક ઘડા, એક ઘડિયાળમાંથી અનેક ઘડિયાળ નીકળવાબરાબર છે. આપણા દેહજેવો ઘડો, આપણી કાયાજેવી ઘડિયાળ બનાવી શકે એવો કોઇ પણ કારીગર વિશ્વમાં નથી, એથી સિદ્ધ થાય છે કે એ ઘડો અને એ ઘડિયાળ અદ્વિતીય છે અને તેના નિર્માતાનું બેજું અતિ પ્રચંડ હોવું જોઈએ. ઘડામાંથી ઘડા થાય છે એનો અર્થ શું એ નથી કે ઘડામાં કુંભાર રહેલો છે ? ઘડિયાળમાંથી ઘડિયાળ નીકળે છે એનો અર્થ શું એ નથી કે ઘડિયાળમાં ઘડીયાળી રહેલો છે ? તે જ પ્રમાણે દેહમાંથી દેહ બને છે એનો અર્થ શું એ નથી કે દેહમાં દેહનો નિર્માતા રહેલો છે ?

વનસ્પતિસૃષ્ટિમાં જે વિવિધતા ઉપર કહી તેવી જ મનુષ્યજાતિમાં છે. કોઈ પણ બે મનુષ્યનાં મુખ સર્વાંશે સરખાં હોતાં નથી, કોઇ પણ બે મનુષ્યની આંખ બધી રીતે મળતી આવતી નથી. અને કોઈ પણ બે મનુષ્યના અંગુઠા સર્વ પ્રકારે સમાન હોતા નથી આ પરમેશ્વરલીલાનો વ્યાવહારિક ઉપયોગ ટપાલ ખાતું કરે છે, કારણ કે એ ખાતાના નિયમથી મનિઑર્ડરની પહોંચ લેનાર મનુષ્ય જો લખી શકે એવો હોતો નથી તો તેના અંગુઠાની છાપ પહોંચના પૂરાવાતરીકે ચાલી શકે છે, તેમ જ ગુન્હેગારોને પણ તેમની એ નિશાની ઉપરથી પારખવામાં આવે છે, કારણ કે એ વાત સિદ્ધ છે કે કોઈ પણ માણસની અંગુઠાની છાપ વિશ્વમાં કોઈ પણ બીજા માણસની અંગુઠાની છાપ જેવી નથી.

જેવી દૈવી નિર્માતાએ આખી કાયાને રચી છે તેણે કાયાના અણુઅણુને છોડી દીધા નથી. જે દૈવી ચાલક આખી કાયાને ચલાવે છે તે કાયાનાં અણુયંત્રોને પણ પ્રેરે છે. આમ હોવાથી જો કે શરીરના વિવિધ ભાગો પરસ્પર સંલગ્ન અને અન્યોન્યાશ્રયવાળા તોપણ તેમના તેમનામાં થોડું ઘણું પણ સ્વતંત્ર જીવન છે. શસ્ત્રવૈદ્યોને આ સત્યના પુષ્કળ પૂરાવા મળતા રહે છે. દાઝવાથી અથવા બીજા કોઇ કારણથી ચામડીના અમુક ભાગનો નાશ થયો હોય તો તે સ્થળે બીજા નીરોગ મનુષ્યની ચામડીના કટકા ગોઠવી શકાય છે. યંત્રમાં વાળ સપડાઈ જવાથી આખી ખોપરીની ચામડી ઊખડી ગઈ હોય તો તે સ્થળે પણ આવી રીતે નવીન ચામડીની યોજના થઈ શકે છે. તે જ પ્રમાણે કપાયલી આંગળીને બદલે નવીન આંગળીની અને રોગી દાંતને બદલે નીરોગ દાંતની ઘટના વૈદ્યકોવિદો કરી શકે છે. અલર્ક રાજાએ અંધને પોતાના નેત્રનું દાન કર્યું હતું એ પુરાણકથાનું રહસ્ય આથી વિશેષ સ્પષ્ટ થાય છે. શસ્ત્રવૈદ્યોને આગળઉપર એવી પણ કળા જડી આવે કે જેથી એ પ્રમાણે દાનમાં અપાયલી ઇન્દ્રિયો અને મહત્વના અવયવો દાનપાત્રના શરીરમાં સુસ્થિર રહી શકે.

( અપૂર્ણ .)

---

# सामर्थ्यने प्राप्त करवानी कला.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૩૬ થી. )

ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત કરવા માટે માનસિક ચિત્ર રચ્યાપછી, જ્યારે તમે, તે ચિત્રાનુસાર બાહ્ય જગતમાં અવશ્ય તમે અનુભવ કરશો જ એવી શ્રદ્ધા ધરો છો ત્યારે તમારી નિર્જીવ કલ્પનામાં તમે પ્રાણપ્રતિષ્ઠા કરો છો.

વિજયને પ્રાપ્ત કરવાના રહસ્યનો આટલામાં જ સમાવેશ થાય છેઃ યથાર્થ ચિત્ર રચાય તેવી ભાવના કરવી, અને શ્રદ્ધા રાખવી.

આ બે કાર્ય કરતાં જો તમને બરાબર આવડતાં હશે તો તમારા અભ્યુદયના વેગને ખાળવા ત્રિભુવનમાં કોઇ સમર્થ નથી.

આ કળા સિદ્ધ થતાં, તમારી શક્તિની મર્યાદા આટલી જ છે, અથવા તમે આટલું જ કરવા સમર્થ છો, એમ કહેનાર ખાંડ ખાય છે. અમુક અશક્ય છે, અમુક અસંભવિત છે, એવાં વાક્યોને, આ કળા સિદ્ધ થતાં તમારા પ્રતિ ફરકવાનો અધિકાર બ્રહ્મા પણ આપી શકે એમ નથી.

અમુક અશક્ય છે, અને અમુક અસંભવિત છે, એવાં વાક્યો તમે જીવાડો તો જ જીવી શકે તેમ છે.

સ્મરણમાં રાખજો કે તમારી માનસિક સૃષ્ટિને તમારાં ચર્મચક્ષુસમીપ સ્થૂલ રૂપમાં જોવાને માટે તમે રચેલા માનસિક ચિત્રને તમારા સ્મૃતિમંદિરમાં, નિરંતર તમારી દૃષ્ટિએ પડે તેમ લટકતું રાખજો, અને તે ચિત્રપ્રમાણે અલ્પ સમયમાં થશે જ, એવી શ્રદ્ધા રાખજો.

તમે રચેલાં કાલ્પનિક ચિત્રો શી રીતે બાહ્ય જગતમાં સ્થૂલરૂપે પ્રત્યક્ષ થશે, કયે

સમયે તે પ્રત્યક્ષ થશે, કયા દ્વારથી તે પ્રત્યક્ષ થશે, એ વગેરેની ચિંતા કરવાનું તમારૂં કામ નથી, બીજક વાવ્યા પછી, અને જળ રેડ્યા પછી, ભૂમિ અને સૂર્ય તેને શી રીતે ઉગાડશે, ક્યારે ઉગાડશે, ઉગાડશે કે નહિ ઉગાડે, એવી વ્યર્થ ચિંતા કરવાનું ખેડુતને પ્રયોજન નથી. પોતાનું કર્તવ્ય કરી ખેડુતે જે શ્રદ્ધા રાખી શાંત બેશી રહેવાનું છે, તેમ તમારૂં કાર્ય કરી તમારે પણ શ્રદ્ધા રાખી શાંત બેશી રહેવાનું છે.

તમારૂં મન જ માનસિક ચિત્રોદ્વારા તમારૂં ધારેલું સર્જવા સમર્થ છે, એ પ્રકારની અચલ શ્રદ્ધા સેવ્યા કરો. તમારા ઈપ્સિતાર્થરૂપ મહાલયનો શ્રદ્ધા જ સુદૃઢ પાયો છે. કોનામાં શ્રદ્ધા રાખવી, શામાં શ્રદ્ધા રાખવી, એ પ્રશ્નો કરો છો ? શ્રવણ કરો. તમારા પોતાનામાં જ શ્રદ્ધા રાખો. નિઃસંશય તમારા આત્મામાં જ અપ્રતિમ શ્રદ્ધા રાખો. કર્તા, હર્તા, ધર્તા, સર્વ તમે પોતે જ છો, તમે સર્વશક્તિમાન્ ઈશ્વર છો. શું અમે ! હા, તમે. તમે પોતે જ.

પણ પ્રિયતમ ! તમે હજાર હાથવાળા વિષ્ણુ છો કે સાક્ષાત્ મહેશ્વર છો, એ પ્રકારનું જ્ઞાન, જ્યાં સુધી તમે તેને અનુભવમાં ઉતાર્યું નથી, ત્યાં સુધી સ્વપ્નના મોદકજેવું છે. અનુભવમાં ઉતારેલું જ્ઞાન જ જ્ઞાન છે. સાકરનું ગળપણ તેનો સ્વાદ લેવાથી જણાય છે. કંઇ હાથમાં પકડી રાખવાથી જણાતું નથી, તેમ જ્ઞાનનું સુખ અનુભવમાં ઉતારવાથી જણાય છે, કંઇ વાતો કરવાથી કે ગ્રંથો વાંચવાથી જણાતું નથી.

હું સર્વશક્ત ઈશ્વર છું, अहं ब्रह्मास्मि એ વેદાંતનું મહાવાક્ય રહસ્યનું રહસ્ય છે. એ સત્યની તુલ્ય અન્ય એકે સત્ય નથી. આ સત્ય મનુષ્યને દુઃખમાત્રથી તારનાર છે, અને સુખના શિખરે સ્થાપનાર છે. આ સત્યને મનુષ્યો નિત્ય મુખે ઉચ્ચરે છે, પરંતુ વિવિધ સ્વાદવાળા પાકમાં ફરતી કડછીની પેઠે તેઓ તેના સ્વાદને જાણતા નથી. પાસે પડેલું ભોજન ખાધાવિના ક્ષુધાની નિવૃત્તિ કરતું નથી, તેમ જાણેલું સત્ય અનુભવમાં ઉતાર્યાવિના દુઃખને નિવારતું નથી.

હું બ્રહ્મ છું, એ જ્ઞાનને અનુભવમાં ઉતારવું એટલે શું ? એટલે એ જ કે કલ્પનામાં બ્રહ્મનું યથાર્થ ચિત્ર રચવું, અને તે હું જ છું એમ શ્રદ્ધાથી માનવું. પુનઃ પુનઃ રચેલા એ જ ચિત્રને જોયા કરવું. વિકારમાત્ર આ ચિત્ર રચવાથી નિર્મૂળ થાય છે અને હું શુદ્ધ બ્રહ્મસ્વરૂપ થયો છું, એવું દૃઢ શ્રદ્ધાથી માનવું. થયું, આ જ કરવાનું. અન્ય કશું જ કરવાનું નથી.

શું તમે આમ કોઈ દિવસ કર્યું છે! નથી કર્યું તો પછી બ્રહ્મત્વનો અનુભવ ન કર્યો તેમાં કોનો દોષ !

તમે શું કર્યું છે, અને શું કરો છો, એ હું તમને કહું. તમે જાગ્રત્‌માં અને સ્વપ્નમાં તમારા જીવભાવનાં જ ચિત્રો રચ્યાં છે, અને રચો છો. તમે તે ચિત્રોને જ તમારા મનમંદિરમાં ટાંગીને તેમને જ જોયા કર્યા છે, અને હજુ જુઓ છો, તમારા હૃદયમહાલયમાં જીવભાવની વિવિધ સ્થિતિઓનાં લાખો અને કરોડો ચિત્રો, આંખે ઉઠીને બાઝે એવા રંગોમાં રંગીને, તમે લટકાવી દીધાં છે, એક તલપુર પણ જગા ખાલી નથી. રાત્રિદિવસ તમે આ ચિત્રોને જ જોયા કરો છો. મિત્રો અને સંબંધીઓમાં તે ચિત્રોની જ વાતો કર્યા કરો છો. એક તસુજેટલી જગામાં પણ બ્રહ્મભાવનું ચિત્ર લટકાવેલું દેખાડી શકો છો ? શા માટે ત્યારે હવે બળાપા કરો છો કે મારૂં મન મરતું નથી, અને મારૂં દુઃખ ટળતું નથી !

બ્રહ્મસ્વરૂપ છતાં પણ ઘોર નિદ્રામાં ઘોરતા મનુષ્ય! જાગ્રત્ થા, અને તારૂં સ્વતઃસિદ્ધ સામ્રાજ્ય હસ્તમાં લે. કળા તનેશીખવી છે, ના સમજાય તો સમજવાનો પ્રયત્ન કર. અશ્રાન્ત પરિશ્રમથી સધાય એવાં સેંકડો કાર્યો કરવામાં કટિને કસે છે તો ઘરને આંગણે શય્યામાં પડ્યા પડ્યા સાધવાની ક્રિયા સાધતાં કાયરતા કાં ધરે છે? તને પ્રેમથી આવો અમોઘ સદ્બોધ કોણ આપનાર છે?

તારે બ્રહ્મસ્વરૂપ નથી થવું? એ 'સ્વર્ગ મટામટ' જેવી સ્થિતિને શું કરે એમ તને થાય છે? તો ભલે, તે સર્વોપરિ શિખરઉપર તારૂં નિશાન ના તાક; પણ જે સ્થિતિમાં તું છે તેથી ચઢતી સુખની સ્થિતિઓની પણ શું તારે અગત્ય નથી? તે સ્થિતિઓની પ્રાપ્તિમાટે પણ શું તું આ કળાનો ઉપયોગ નહિ કરે?

મનની જ આ સર્વ લીલા છે, એમ સમજી જેઓએ મન જે નિયમવડે આ બધી લીલા કરે છે, તે નિયમના જ્ઞાનને પ્રાપ્ત કર્યું છે, તેઓ ધન્ય છે. શત્રુના દેશઉપર વિજય મેળવવાને માટે જેઓએ સિપાઈસપરાંઉપર પ્રહાર કરવા છોડી દઇ, એક જ પ્રહારથી રાજાને સ્વાધીન કરવાની યુક્તિને સાધ્ય કરી છે, તેઓ ખરેખરા કુશળ વીર પુરુષ છે.

સામર્થ્યને પ્રાપ્ત કરવાની હજારો યુક્તિઓ તમે વાંચી હશે, અને સેંકડોને સેવી હશે, પણ પ્રત્યેક યુક્તિમાં અત્ર પ્રતિપાદન કરેલી યુક્તિ, માળામાં જેમ સૂત્રનો તંતુ પ્રોવાયલો રહે છે, તેમ પ્રોતાયલી છે, એ બુદ્ધિમાનને સ્પષ્ટ થયાવિના રહે તેમ નથી.

આ યુક્તિનો મનુષ્યો આશ્રય કરે તો પ્રયત્નથી સિદ્ધ થતાં કાર્યોમાં મનુષ્યોનો જેટલો સમય જાય છે, તેના સોમા ભાગના સમયમાં તેટલું જ કાર્ય થાય, એટલું જ નહિ, પરંતુ અસાધારણ પ્રતાપવાળાં કાર્યો પણ મનુષ્યો એવડે કરવાને સમર્થ થાય.

ચમત્કારોની ઇચ્છાવાળા મનુષ્યોને આ યુક્તિના સેવનથી સમજાશે કે ચમત્કારો થવામાં જે હેતુ પ્રધાનપણે વર્તી રહ્યો હોય છે, તે અન્ય કોઇ જ નથી, પણ ચમત્કાર કરનારની, ચમત્કાર ઉત્પન્ન થવામાં પોતે રચેલા માનસિક ચિત્રમાં અસાધારણ શ્રદ્ધા, એ જ છે.

પોતાનામાં શ્રદ્ધા, એ તૃણનો મેરૂ કરે છે, અને મેરુનું તૃણ કરે છે.

માનસિક રીતે વ્યાધિ નિવારનારા અન્યના વ્યાધિ જે રીતે નિવારે છે, તેમાં પણ આ કળા જ પ્રધાનપણે દૃષ્ટિએ આવે છે. વ્યાધિ નિવારનાર જેનો વ્યાધિ નિવારવા પ્રયત્ન સેવે છે, તેની યથાર્થ નીરોગ મૂર્તિ કલ્પનામાં જે પ્રમાણમાં અધિક સ્થિર રાખે છે અને આ ક્રિયાથી તેનો વ્યાધિ નિવૃત્ત થશે જ, એવું જે પ્રમાણમાં શ્રદ્ધાથી માને છે, તે પ્રમાણમાં વ્યાધિગ્રસ્ત મનુષ્ય નીરોગ થતો જાય છે. માનસિક ચિત્ર રચવામાં અકુશળ શ્રદ્ધાહીન મનુષ્ય વ્યાધિનિવારણમાં સમર્થ થઈ શકતો નથી.

પોતાના વ્યાધિ પણ મનુષ્ય આ જ રીતે નિવારી શકે છે. પોતાના નીરોગ શરીરનું ચિત્ર વૃત્તિસંમુખ નિરંતર રાખવું, અને વ્યાધિ નહિ મટે એવો સંશય ન કરતાં અને વ્યાધિ મટશે જ, એવી શ્રદ્ધાને સેવવી, એ પ્રત્યેક મનુષ્યે નીરોગ થવાનો, વગર પૈસાનો ઉપાય છે.

અન્યનો વ્યાધિ નિવારવાનો આ યુક્તિથી પ્રયોગ કરતાં વ્યાધિ નિવારનારના હૃદયમાં રચાયલું માનસિક ચિત્ર, રોગીના હૃદયમાં પ્રવેશે છે, અને ત્યાં નીરોગ સ્થિતિના ચિત્રનું તેને ભાન થઈ તે ક્રમે ક્રમે નીરોગ થાય છે.

પ્રત્યેક પ્રતિકૂળ સ્થિતિ આ જ પ્રકારે ટાળી શકાય છે.

પ્રત્યેક અનુકૂળ સ્થિતિ આ જ પ્રકારે ઉપજાવી શકાય છે.

આ ક્રિયાના સેવનથી જેમ જેમ મનુષ્ય કાર્યસિદ્ધિને અનુભવતો જાય છે તેમ તેમ તેને પોતાના સામર્થ્યમાં અધિક શ્રદ્ધા સ્થપાતી જાય છે, અને તેમ તેમ તે અધિક કષ્ટસાધ્ય અને અસાધ્યસરખાં કાર્યોને સિદ્ધ કરવા સમર્થ થતો જાય છે. સ્વરૂપમાં આ ક્રિયાની પરિપાક અવસ્થા એ જ ધ્યાન છે, જે સાધકને પરિણામે અષ્ટ સિદ્ધિ આદિનું ઐશ્વર્ય અર્પી તેને સિદ્ધયોગી કરે છે, અને અંતે નિર્વિકલ્પ પદમાં સ્થાપે છે.

પ્રિય વાચક ! અદ્ભુત સામર્થ્યને પ્રાપ્ત કરવાની કળાને તમે શ્રવણ કરી. હવે દુઃખ ટાળવા માટે શું કરવું, એવો પ્રશ્ન પુનઃ કરશો નહિ.

તમે પરોપકાર વૃત્તિવાળા હો તો જ્યાં જ્યાં દુઃખ તથા વ્યાધિ જુઓ, ત્યાં ત્યાં આ યુક્તિવડે તેમને ટાળવાનો પ્રયત્ન કરો. વ્યાધિગ્રસ્ત મનુષ્યોને નિરામય કરો, ઉદ્વિગ્ન મનવાળાં મનુષ્યોને આનંદમય કરો, વિપત્તિથી પીડાતાને સંપત્તિવાન્ કરો. ઉદારતાથી તમને મળ્યું છે તો ઉદારતાથી તેનો વ્યય કરો. એ વાર્તા નિરંતર સ્મરણમાં રાખજો કે व्ययेऽपि वर्धत एव नित्यम् અર્થાત્ જેમ જેમ આ સામર્થ્યનો તમે વ્યય કરતા રહેશો તેમ તેમ તે નિત્ય વધતું જશે.

આ પ્રતિપાદન કરેલી કળામાં કોઈ ગુરુગમ રાખી નથી. સિદ્ધ કરનારનો કોઈ વિશેષ અધિકાર જોઈતો નથી. સ્ત્રી અને શૂદ્રને તેમાંથી બાતલ કર્યા નથી. માંદા કે સાજા, રંક કે રાજા, વિદ્વાન્ કે અવિદ્વાન્ સર્વ તેના અધિકારી છે.

સારસ્વત કે કૌમુદી ભણનાર જ આ ક્રિયા સાધી શકે એમ નથી. અમુક સિદ્ધ કર્યા પછી જ આ સાધવાનો અધિકાર આવે છે, એમ પણ નથી, પ્રિય વાચક ! એવું કંઈ જ નથી. તમે ગમે તેવા હશો, દુર્જન કે સજ્જન, ભક્ત કે અભક્ત, પણ તમે તેના અધિકારી છો. જે જોઇએ છે તે માત્ર તેને સાધવાની તમારી ઇચ્છા, પ્રયત્ન અને આગ્રહ. આ ત્રણ જો તમારામાં છે, તો તમારામાં સર્વ છે. આ ત્રણ નથી, તો બીજું ગમે તે હશે તોપણ નકામું છે.

પ્રયત્ન કરો, અને સાધવા ધાર્યું હોય તેને આ કળાથી પુનઃ પુનઃ ફળનું દર્શન થતા પર્યંત, હાર્યા વિના સાધ્યા કરો.

કાર્યસિદ્ધિની આવી સરળ યુક્તિ ફરીને ફરીને મળતી નથી. કાગડો જેમ ચિંતામણિને નિર્માલ્ય ગણીને ઉપેખે તેમ આને નિર્માલ્ય ગણીને તેનો અનાદર કરશો નહિ. સુખને સાધવાનો સમય પુનઃ પુનઃ મળતો નથી.

આ કળા ખોટી હશે તો તેને સાધવાથી તમને માત્ર થોડા સમયની જ હાનિ થશે, પણ જો ખરી હશે અને અવિશ્વાસથી નહિ સાધો તો કેટલી હાનિ થશે, તેનો વિચાર તમે બુદ્ધિમાન્ હોવાથી તત્કાળ કરી શકો એમ છે.

ન સિદ્ધ કરતાં તમારાં દુઃખનાં રોદણાં નિત્યના રહેવાનાં. સિદ્ધ કરતાં અંધકાર મટી પ્રકાશ થશે, દુઃખમય જીવન મટી સુખમય જીવન થશે, સ્વર્ગનાં દ્વાર તમારે માટે ઉઘડી જશે.

વિજયપરેશી-તમને વરમાળ આરોપવા આમંત્રણ કરે છે પ્રિયતમ ! કંઠ અર્પો કરવા ઇચ્છા થાય છે !

પરમાત્માકાર થવાની સત્શાસ્ત્રોમાં અસંખ્ય યુક્તિઓ છે. ભક્તિ, જ્ઞાન, યોગ એ સર્વ તેનાં સાધનો છે. અનેક પ્રકારનાં આસનો, અનેક પ્રકારના પ્રાણાયામો, અનેક પ્રકારની ધારણાઓ, અનેક પ્રકારની મુદ્રાઓ, વગેરે અનેક પ્રકારના બહુ બહુ ઉપાયો છે. સર્વ ઉત્તમ છે, સર્વે આવશ્યક છે, સર્વ ધારેલે સ્થળે પહોંચાડનાર છે, પણ તે શીખવાં હોય તો બીજા ગ્રંથો વાંચો. બીજા પાસે જાઓ. તમે આને જ સ્વીકારો, એવો આગ્રહ નથી, તો દુરાગ્રહ તો હોય જ શાનો?

કળા શી રીતે સાધવી, ન સધાય તો શું કરવું, એ મને ન પૂછતા. તમને પોતાને જ પૂછો. તમારામાં રહેલા પરમાત્માને પૂછો. હું એક જ વાત જાણું છું, અને તે એ કે તમે ભારેલા દેવતાની પેઠે પ્રચ્છન્ન પરમાત્મા છો. અને આ યુક્તિથી તમારા પરમાત્મતત્ત્વનો અનુભવ કરી શકો એમ છે.

અને હવે મારે કહેવાનું થઈ રહ્યું. કોઈ આ લેખ વાંચીને હસશે, કોઇ તેનો તિરસ્કાર કરશે, કોઇ તેને નિર્માલ્ય ગણશે, કોઈ તેને ગપ હોંકેલી ગણી કાઢશે, કોઈ તે વાંચી નિરાશ થશે, પરંતુ બુદ્ધિમાન્ તેને આચારમાં મૂકશે. અને આચારમાં મૂકનાર બુદ્ધિમાન્ જ નભોમંડળમાં પ્રકાશતા સૂર્યની પેઠે પ્રકાશશે, અને ધ્રુવની પેઠે અચલ પદને પ્રાપ્ત કરશે.

પ્રિયતમ! તમે સૂર્યની પેઠે પ્રકાશશો, અને ધ્રુવની પેઠે અચલ પદને પ્રાપ્ત કરશો?

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૮ થી. )

**कर्ता शास्त्रार्थवत्त्वात् ॥ ३३ ॥**

**સૂત્રાર્થઃ**—જીવાત્મા કર્તા છે. કારણ કે તેમ લેવાથી જ વિધિશાસ્ત્ર અર્થવાળું થઈ રહે છે.

કેટલીક શ્રુતિઓ આત્માને અસંગ કહે છે અને અન્ય શ્રુતિઓ કર્તાનાં ઇષ્ટસાધનોનો બોધ કરે છે. એ બે પ્રકારની શ્રુતિઓનો વિરોધના પરિહારને માટે આ અધિકરણ છે. વળી સાંખ્યશાસ્ત્રમાં કર્તૃત્વબુદ્ધિનું લીધું છે તે વેદાન્તશાસ્ત્રને સંમત નથી. તેથી આ પ્રસંગથી વેદાન્તશાસ્ત્રનો પૃથક્ સિદ્ધાન્ત કે જીવાત્મા જ કર્તૃત્વ ધર્મવાળો છે એ આ અધિકરણમાં સાધવામાં આવે છે. ઉત્તર એ જણાવવામાં આવશે કે આ કર્તૃત્વ તે સ્વાભાવિક નથી પણ ઔપાધિક છે અને તેથી સ્વાભાવિક અસંગત્વની સાથે અવિરોધ છે.

આ સૂત્રથી એ જણાવ્યું કે જીવને કર્તા સ્વીકારવો જોઇએ, કારણ કે શાસ્ત્ર એમ સ્વીકાર કરવાથી જ અર્થવાળું સિદ્ધ થઈ શકે છે. યજેત, જુહુયાત્, દદ્યાત્—યજ્ઞ કરવો, હોમ કરવો, દાન કરવું; યજ્ઞવડે ઇષ્ટની સિદ્ધિ કરવી, હોમવડે ઇષ્ટભાવના કરવી, દાનવડે ઇષ્ટસિદ્ધિ કરવી ઇત્યાદિ વિધિશાસ્ત્ર કર્તારૂપ જીવને ઉદ્દેશી અમુક અમુક ઇષ્ટસાધનનો પ્રબોધ કરી રહ્યાં છે તેથી એ શાસ્ત્ર સપ્રયોજન, સાર્થક થાય તેટલા માટે એ સ્વીકાર કરવો જોઇએ. એ શાસ્ત્ર અમુક કર્તાને લઈ ને તેના કર્તવ્યવિશેષનો બોધ કરે છે તેથી જો જીવનું કર્તૃત્વ નહિ હોય તો એ અનર્થક થઈ જાય છે. આ જ પ્રમાણે एष हि द्रष्टा श्रोता मन्ता

बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः–આ વિજ્ઞાનાત્મા એટલે જીવ તે દ્રષ્ટા છે, શ્રોતા છે, મન્તા છે, જ્ઞાતા છે તથા કર્તા છે–એ શાસ્ત્ર જીવનું કર્તૃત્વ કહી રહ્યું છે. તે પણ જીવને કર્તા લેવાથી જ સાર્થક થઈ રહે છે.

આ સૂત્રમાં એ તાત્પર્ય જણાવ્યું કે મારે અમુક કર્તવ્ય છે એ પ્રકારે બોધ કરવાની જેને યોગ્યતા છે તેનું જ કર્તૃત્વ લેવું જોઈએ. અને તે ચેતનની જ યોગ્યતા છે તથા જડરૂપ બુદ્ધિની નથી. તેથી બુદ્ધિનું કર્તૃત્વ ન લેતાં ભોક્તારૂપ જીવાત્માનું કર્તૃત્વ લેવું વિશેષ ઉચિત છે.

विहारोपदेशात् ॥ ३४ ॥

સૂત્રાર્થઃ—જીવના વિહારનું શ્રુતિમાં કથન છે તેથી જીવ કર્તા છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે જીવનું પ્રકરણ ચાલી રહ્યું છે ત્યાં સ્વપ્નાવસ્થામાં શ્રુતિ કહે છે કે स ईयतेऽमृतो यत्र कामम् ( बृ. ४.३.१२. ) એ અમૃત જીવાત્મા યથેષ્ટ વિહરણ કરે છે, તથા स्वे शरीरे यथाकामं परिवर्तते ( बृ. २.१. १८. ) એ જીવાત્મા પોતાના શરીરમાં ઇચ્છાનુસાર ભ્રમણ કરે છે. તેથી શ્રુતિમાં આ રીતે જીવનું ભ્રમણ કહ્યું છે તેથી જીવ કર્તા છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર અન્ય હેતુ આપે છે.

उपादानात् ॥ ३५ ॥

સૂત્રાર્થઃ—જીવ ગ્રહણ કરે છે એવું કહ્યું છે તેથી જીવનું કર્તૃત્વ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે જીવના પ્રકરણમાં જ શ્રુતિ જણાવે છે કે तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय तथा प्राणान् गृहीत्वा ( बृ. २.१. १७.१८. ) એ શ્રુતિમાં એ અર્થ કર્યો કે બુદ્ધિરૂપ વિજ્ઞાનવડે જ્ઞાન સમર્થ વિજ્ઞાનરૂપ ઇન્દ્રિયોનું ગ્રહણ ( ઉપાદાન ) કરી તથા ઇન્દ્રિયોનું ગ્રહણ કરી જીવાત્મા ભ્રમે છે, તેથી અહિં ઇન્દ્રિયોનું ગ્રહણ જીવ કરે છે એમ કહેવાથી ગ્રહણ કર્તૃત્વ જીવનું કહેવામાં આવ્યું છે તેથી જીવ કર્તા છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર અન્ય હેતુ આપે છે.

व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः ॥ ३६ ॥

સૂત્રાર્થઃ—લૌકિક તથા વૈદિક ક્રિયામાં જીવનું કર્તૃત્વ શ્રુતિ જણાવે છે તેથી જીવ કર્તા છે એ શ્રુતિનો એમ અર્થ જો નહિ લઈએ તો શ્રુતિમાં આથી અન્ય પ્રકારે નિર્દેશ હોત.

આ સૂત્રમાં પ્રથમ એ કહેવામાં આવ્યું કે શ્રુતિ જણાવે છે કે विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेऽपि च ॥ વિજ્ઞાનપદવાચ્ય જીવ યજ્ઞ કરે છે તથા કર્મો પણ કરે છે. તેથી આ શ્રુતિમાં વૈદિક ક્રિયારૂપ યજ્ઞયાગાદિનો તથા લૌકિક ક્રિયાઓનો કર્તા જીવ છે એવું કહે-

એમ કહેવામાં આવત. અન્યત્ર જ્યાં વિજ્ઞાનવડે બુદ્ધિનું ગ્રહણ કરાવવું શ્રુતિને વિવક્ષિત છે ત્યાં વિજ્ઞાનનો તૃતીયામાં જ નિર્દેશ જોવામાં આવે છે, જેમકે तदेषां प्राणानां विज्ञानेन એ પૂર્વે સૂત્ર વ્યાખ્યામાં ઉપાકૃત શ્રુતિમાં આને બદલે અહિં विज्ञानं यज्ञं तनुते એમ વિજ્ઞાનનો કર્તૃદ્યોતક પ્રથમામાં નિર્દેશ છે અને તેથી અહિં બુદ્ધિથી વ્યતિરિક્ત જીવાત્માનું કર્તૃત્વ જ શ્રુતિ કથન કરે છે, તેથી ઉપરની શંકાને અવકાશ રહેતો નથી.

અહિં પૂર્વપક્ષી કહેશે કે જો બુદ્ધિથી વ્યતિરિક્ત જીવ કર્તા હોય તો તે સ્વતંત્ર હોવાથી પોતાનું જે પ્રિય તથા હિતરૂપ હોય તે જ નિયમે કરીને કરે અને જે અપ્રિય તથા અહિત હોય તે કદાપિ નહિ કરે. પણ જીવ તો તેમ પણ કરતો જણાય છે. તેથી સ્વતંત્ર જીવાત્માની આવી અનિયત પ્રવૃત્તિ અનુપપન્ન છે અર્થાત્ એ પ્રવૃત્તિ જ જણાવે છે કે જીવ કર્તા નથી. આનું ઉત્તર શ્રીસૂત્રકાર આપે છે કે

**उपलब्धिवदनियमः ॥ ૩૭ ॥**

**સૂત્રાર્થ**—જ્ઞાનની માફક અનિયમ હોઇ શકે છે.

આ સૂત્રથી એ કહ્યું કે ઉપલબ્ધિ એટલે જ્ઞાનપ્રતિ જીવ સ્વતંત્ર છે છતાં ઇષ્ટ અને અનિષ્ટ એ બંનેનું અનિયમે એને જ્ઞાન થાય છે. એ બંનેને અનિયમે એ જાણે છે તે જ પ્રમાણે નિયમવિના ઇષ્ટ તથા અનિષ્ટ એ બંનેને એ કરે તો તેમાં શી હાનિ છે? આની સામે એમ કહેવામાં આવે કે ઉપલબ્ધિવિષયમાં જીવ સ્વતંત્ર નથી કારણ કે ઉપલબ્ધિનાં સાધનોનો એને ઉપયોગ કરવો પડે છે, તો એ કથન યોગ્ય નથી. ચક્ષુરાદિ ઉપલબ્ધિનાં જે સાધનો છે તેનો ઉપયોગ એટલો જ છે કે ચૈતન્યસાથે વિષયોનો સંબંધ કરી આપવો. એ સંબંધ થયા પછી એની ઉપલબ્ધિમાં જીવાત્મા ચૈતન્ય હોવાથી સ્વતંત્ર જ છે, તેથી અત્ર આપેલો દૃષ્ટાન્ત યોગ્ય છે. વળી કોઈ પણ ઇષ્ટ આનષ્ટરૂપ પ્રયોજનને સાધનારી ક્રિયા જીવ કરે છે તેમાં એની અત્યંત સ્વતંત્રતા નથી જ. કારણ કે દેશ, કાલ, નિમિત્તાદિ સહકારીની અપેક્ષા જીવને રાખવી પડે છે. તે સાથે આ પ્રકારે સહાયની અપેક્ષા રાખવાથી જીવનું સ્વતંત્રપણું મર્યાદિત થાય છે પણ તેટલા પરથી એનું કર્તૃત્વ જતું રહેતું નથી અર્થાત્ સહાયની અપેક્ષા રાખે છે. માટે કર્તા હોય તે અકર્તા થઈ જતો નથી. પાક માટે ઇંધન, ઉદક આદિની પાચકને અપેક્ષા રહે છે પણ એ અપેક્ષા એને રહે છે તેટલાપરથી એ પાચક-પાકકર્તા-મટી જતો નથી. તેથી આ ક્રિયાઓમાં સહકારી કારણોના ભેદને લીધે પ્રસંગે જીવ ઇષ્ટને સાધે અને પ્રસંગે અનિષ્ટને સાધે એમ અનિયમે એની પ્રવૃત્તિ થાય તો તે યોગ્ય જ છે. તાત્પર્ય કે અનિયમે પ્રવૃત્તિ થાય છે તેટલાપરથી જીવ અકર્તા થઇ જાય તેમ નથી.

પ્રસ્તુત અર્થની સિદ્ધિમાટે અન્ય હેતુ શ્રીસૂત્રકાર આપે છે.

**शक्तिविपर्ययात् ॥ ૩૮ ॥**

**સૂત્રાર્થઃ**—(જો જીવ કર્તા નહિ હોય અને બુદ્ધિ કર્તા હોય તો) બુદ્ધિની શક્તિનો વિપર્યય થઈ જાય છે.

આ સૂત્રમાં એ જણાવ્યું કે જેઓ જીવને કર્તા લેતા નથી પણ તેને બદલે બુદ્ધિને કર્તા સ્વીકારે છે તેઓ ભૂલ કરે છે. બુદ્ધિથી અતિરિક્ત જીવાત્માનુંજ કર્તૃત્વ જ સ્વીકારવું જોઇએ અને વિજ્ઞાનપદવાચ્ય બુદ્ધિનું નહિ. જો એ બુદ્ધિનું કર્તૃત્વ સ્વીકારવામાં આવે તો બુદ્ધિની કરણશક્તિ છે તેને બદલે કર્તૃ શક્તિ એને પ્રાપ્ત થાય અર્થાત્ એની શક્તિનો વિપર્યય થઈ રહે. વળી હું જાઉંછું, હું આવુંછું, હું ભોજન કરૂંછું, હું પીઉંછું ઇત્યાદિ સર્વત્ર

પ્રવૃત્તિઓ અહંકારપૂર્વક જણાય છે તેથી સર્વત્ર પ્રવૃત્તિ અહંકારપૂર્વક હોય છે એ જણાય છે. બુદ્ધિને કર્તૃશક્તિવાળી સ્વીકારવામાં આવે તો પછી અહં પ્રત્યયના વિષયરૂપ ( હું હું એ જ્ઞાનના વિષયરૂપ ) બુદ્ધિ જ સ્વીકારવી જોઇએ. હવે જે શક્તિયુક્ત કર્તા હોય છે તે કોઈ પણ કરણને લઈને, કરણની સહાયથી જ ક્રિયાઓમાં પ્રવર્તતો જણાય છે. તેથી આમ સર્વાર્થકારિણી કર્તૃત્વશક્તિયુક્ત બુદ્ધિને માટે કોઈ અન્ય સર્વાર્થકારી કરણ સ્વીકારવું જોઇએ. તેમ થતાં પછી સંજ્ઞામાત્રમાં જ વિવાદ રહે છે અને કોઈ પણ વસ્તુભેદ થતો નથી. વેદાન્તમાં જીવ કર્તા છે અને બુદ્ધિ તેનું કરણ છે. આ મતમાં વિજ્ઞાનપદવાચ્ય બુદ્ધિ કર્તા છે અને તેનું કરણ મન છે એમ સ્વીકારવું પ્રાપ્ત થાય છે તો પછી જેને અહિં જીવ કહ્યો છે તેને ઇતરત્ર બુદ્ધિ નામ આપવામાં આવ્યું છે અને બુદ્ધિને સ્થાને મન એ સંજ્ઞા આપવામાં આવી છે. તેથી આ રીતે અહિં પણ કરણથી વ્યતિરિક્ત પદાર્થનું જ કર્તૃત્વ સ્વીકારવું પ્રાપ્ત થવાથી બુદ્ધિને કર્તા કહેવામાં સંજ્ઞામાત્રનો ભેદ થાય છે અને વસ્તુમાં ભેદ થતો નથી. તેથી જીવનું કર્તૃત્વ છે એ સમજાય છે.

આ જ અર્થની સિદ્ધિમાં શ્રીસૂત્રકાર હવે અન્ય હેતુ એ આપે છે કે તત્ત્વજ્ઞાનનાં સાધનોનું ઉપનિષદ્‌માં જે વિધાન કરવામાં આવ્યું છે તેની અન્યથા ઉપપત્તિ થતી નથી તેથી પણ જીવાત્માનું કર્તૃત્વ સ્વીકારવું જોઇએ.

समाध्य भावाच्च ॥ ३९ ॥

**સૂત્રાર્થઃ**—જીવાત્માનું કર્તૃત્વ નહિ સ્વીકારીએ તો ઉપનિષદ્‌માં કહેવામાં આવેલી સમાધિનો અભાવ થઇ રહે છે અર્થાત્ એની ઉપપત્તિ થઈ શકતી નથી.

આ સૂત્રમાં એ જણાવ્યું કે ઉપનિષદ્‌ને પરમ પ્રમાણ માનનારને માટે તત્ત્વજ્ઞાન અર્થાત્ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે વેદાન્તવાક્યો સમાધિનો ઉપદેશ કરી રહ્યાં છે. आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः, सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः, ओं इत्येवं ध्यायथ आत्मानम्–આત્માનું દર્શન કરવું, શ્રવણ કરવું, મનન કરવું, ધ્યાન ધરવું, આત્માનું અન્વેષણ કરવું, આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું, આત્માનું પ્રણવરૂપે ધ્યાન કરવું, ઇત્યાદિ વેદાન્તવાક્યોમાં ધ્યાન અર્થાત્ સમાધિનું જ્ઞાનના સાધનરૂપે વિધાન કર્યું છે. એ સાધનનું અનુષ્ઠાન કરનાર તત્ત્વજ્ઞાનને પામે છે અને તેનાથી મોક્ષને પામે છે. તેથી જે મોક્ષને પામનાર છે તેને જ તત્ત્વજ્ઞાન થવું જોઇએ અને જે તત્ત્વજ્ઞાનને પામે તેણે જ સાધનનું અનુષ્ઠાન કરેલું હોવું જોઇએ. તાત્પર્ય કે મોક્ષને તથા જ્ઞાનને પામનાર અને સાધનનું અનુષ્ઠાન કરનાર એક જ વ્યક્તિ હોવી જોઇએ. ત્યાં મોક્ષ બુદ્ધિનો થતો નથી પણ જીવાત્માનો થાય છે એ સર્વ મતમાં સિદ્ધ છે તેથી ધ્યાનાદિ ક્રિયાનું કર્તૃત્વ પણ જીવાત્માનું જ હોવું જોઇએ. જો કર્તૃત્વ બુદ્ધિનું લઇએ તો મોક્ષ પામનાર જીવ છે તેથી એ બન્નેના કર્તા ભિન્ન ભિન્ન થઈ રહે. તેથી જીવાત્માનું કર્તૃત્વ નહિ લેવામાં આવે તો જ્ઞાન સાધનોનું વિધાન અનુપપન્ન થઈ રહે છે. માટે જીવનું જ કર્તૃત્વ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે શ્રીસૂત્રકારે આ અધિકરણમાં જીવ કર્તા છે એ સિદ્ધ કર્યું. હવે એ કર્તૃત્વ જીવનું સ્વાભાવિક છે કે ઔપાધિક છે એ અપરવિશેષનું ચિંતન કરવા અન્ય અધિકરણનો આરંભ કરે છે.

( અપૂર્ણ. )

# श्री नृसिंहसिद्धान्तचन्द्रोदय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃ૯ ૨૫૧ થી. )

## तृतीय कला.

### —ગાર્હસ્થ્ય ધર્મ—

( વિષયાનુક્રમણી )

ચાર ગુરુસ્થાનોમાં માતપિતારૂપ ગુરુસ્થાનોની વિશુદ્ધિ-પ્રજાના જન્મમાં માતપિતાના વિચાર અને આચારની અસર-ગર્ભાધાનથી માંડી અંત્યેષ્ટિપર્યંતના શારીર સંસ્કારવડે પ્રજાની વિશુદ્ધિનો ક્રમ—સમાજ તથા ગૃહના બંધારણ રૂપે સ્ત્રી અને પુરુષની સ્થિતિ-સ્ત્રીરૂપ અંગને વર્તમાન જમાનામાં કાર્યકર બનાવાતું નથી—સ્ત્રી કવિકલ્પિત અર્ધાંગ છે એમ નથી પણ વસ્તુસ્થિતિ જ તે પ્રકારની છે તેનું શારીરશાસ્ત્ર તથા ઉપનિષદ્‌વાક્યવડે પ્રતિપાદન-શ્રીસુરેશચરિતમાં આચાર્યશ્રીના આ રહસ્યને સૂચવનારાં વાક્યો, પતિ અને પત્નીના શારીર, માનસ અને અધ્યાત્મઅંશોનું એકીકરણ-પુરુષનું કર્મબલ અથવા તપોબલવડે થતી નારીના સ્વાભાવિક માલિન્યનો વિનાશ-ભાર્યાની ઉપાસનાના અથવા મેધાના બલવડે થતી પતિની નિર્વિક્ષિપ્ત સ્થિતિ-શ્રીસુરેશચરિત્રમાં ધ્વનિકાવ્યવડે સૂચવાયેલાં આ પરસ્પરઉપકાર્યઉપકારક સંબંધ-ઉપનિષદ્‌માં મેધા અને તપવડે સફલ થયેલો પ્રજાપતિનો પ્રયત્ન ગાર્હસ્થ્યના રહસ્યનો પ્રકાશક છે. ધર્મથી અવિરુદ્ધ કામ પરમેશ્વરની વિભૂતિ છે તે સંબંધમાં ગીતાવાક્યનો પ્રબોધ—ગાર્હસ્થ્યનું સુપુત્રરૂપ દૃષ્ટ ફલ-પતિપત્નીમાં "સ્નેહસંશ્રય" સુપ્રજાની ઉત્પતિમાં, નિશ્ચિન્ત-શ્રીસુરેશચરિત્રમાં "સ્નેહસંશ્રય"નું કરાવાયેલું સૂચન-મનુષ્યલોકનો જય કરવા સુપ્રજારૂપ દૃષ્ટદ્વાર-ગૃહીઓએ મેળવવા યોગ્ય પિતૃલોક અને દેવલોકનો વિજય—યથાર્થ પિતૃભક્તિ અને સત્કર્મવડે તેની સિદ્ધિ-યથાર્થ દેવભક્તિ અને વિદ્યાવડે થતી તેની સિદ્ધિ-કર્મ અને અપરવિદ્યાનો સમુચ્ચય-શારીરાદિ ઉપાધિનું સમુચ્ચયસેવનવડે થતું નવીકરણ-કર્મ અને અપરવિદ્યાવડે થતા સંપત્તિનાં સંરક્ષણ અને પ્રસારના નિયમો-વિત્તની અપેક્ષા અને દૈવી અને માનુષી વિત્તના પ્રકાર.

---

### —तृतीय कला—

### ગાર્હસ્થ્ય ધર્મ.

सर्वेकामाः शेवधिर्जीवितं वा
स्त्रीणां भर्ता धर्मदाराश्च पुंसाम् ॥
( भवभूति )

---

સનાતન પ્રકૃત્યાશ્રિત ધર્મના આવિષ્કારનાં ચાર લૌકિક અને એક અલૌકિક દ્વારોનું વર્ણન આપણે પ્રથમ કલામાં વિચારી ગયા છીએ. તેમાં અલૌકિક દ્વાર અથવા અલૌકિક ગુરુસ્થાનને આ શ્રેય.સાધકસંસ્થામાં સદ્‌ગુરુતત્ત્વ કહે છે, અને લૌકિક દ્વાર માતપિતા, વિદ્યાગુરુ અને અતિથિ ગણાય છે. સદ્‌ગુરુરૂપ અલૌકિક બોધદ્વારનું વર્ણન ભિન્ન પ્રકરણમાં આવશે. શ્રીમન્નૃસિંહાચાર્યજીનો મુખ્ય આશય એ હતો કે લૌકિક ગુરુસ્થાનોમાં પેઠેલો સડો કાઢ્યા વિના ધર્માચરણની પરિશુદ્ધિ થતી નથી. આ લૌકિક ગુરુસ્થાનોમાં માતપિતા

સ્થિર એટલે ઘણે ભાગે નિત્ય સંબંધવાળાં છે, અને વિદ્યાગુરુ અને અતિથિ એ આગંતુક સંબંધવાળાં છે.

મનુષ્યપ્રાણીના ગુણકર્માનુસાર જીવનના આવિર્ભાવમાં માતપિતા બલવાન્ નિમિત્તકારણ છે, અને અર્વાચીન વિજ્ઞાનવિદ્ જેઓ જીવોના પ્રાક્તન સ્વકર્મના વિપાકરૂપે જન્મતે સ્વીકારતા નથી તેઓ પણ આપણે આપણી પ્રજામાં નવા રૂપથી સંક્રાન્ત થઈએ છીએ અને તેમાં પેઢીધર સંસ્કારો પ્રજામાં બલવાન્ અસર કરે છે. પ્રાક્તન સ્વકર્માનુસાર જીવોના અવતરણમાં અથવા વ્યક્તિઓનો નાશ થવા છતાં જાતિતંતુના પ્રસરણમાં માતપિતાના પોતાના આચાર અને વિચારો નિમિત્તકારણ થાય છે એમાં કોઈ બુદ્ધિમાનને વિવાદ નથી. માતપિતાની પ્રજોત્પત્તિની જોખમદારી શિખવવામાં અર્વાચીન પ્રજનનવિશોધકની પદ્ધતિ ( Eugenics ) સફલ થશે કે પ્રાચીન ગર્ભાધાનાદિથી અંત્યેષ્ટિપર્યન્તની શારીરસંસ્કારપદ્ધતિ સફલ થશે તેનો વિચાર કરતાં બુદ્ધિમાનને સ્પષ્ટ થશે કે શિષ્ટ સંસ્કારપદ્ધતિ સરહસ્ય જાણનાર સ્ત્રીપુરુષો આપણા જનસમાજમાં સ્વતઃ અપ્રજ રહી પોતાના જીવનનું નવીકરણ કરી શકે છે, અથવા સપ્રજ થઈ પોતાના શારીર, માનસ, અને અધ્યાત્મવિકાસનાં ભૌતિક નવાં પ્રતિબિંબો ઉત્પન્ન કરી શકે છે.

આપણા સંસારસુધારાના ચર્ચાના વિષયોમાં ઘણે પ્રસંગે શ્રીમન્નૃસિંહાચાર્યજી એમ પ્રતિપાદન કરતા હતા કે આપણા બે અંગમાંથી એક અંગને અર્ધાંગ વાયુ થયો છે અર્થાત્ સ્ત્રીઓ જે વસ્તુતઃ સમાજનું અર્ધું અંગ છે તે કાર્યકર નથી. આથી પુરુષોના અર્ધા અંગથી જે કાર્ય થાય છે તે ઘણેઅંશે અપૂર્ણ હોય છે. આ નિયમ કુટુંબમાં પણ લાગુ પડે છે. કેમકે કુટુંબોનો સમુદાય એ જ આપણો સમાજ છે. સ્ત્રી પોતાના પતિનું કલ્પિત અર્ધાંગ છે એમ નથી, પરંતુ વસ્તુસ્થિતિ જ તે પ્રકારની છે. આ વિશ્વના આદિમ કારણનો વિચાર કરતાં આપણને ભવિષ્યમાં જણાશે કે બ્રહ્માથી સ્તંબપર્યંતના સર્વ પ્રાણીપદાર્થોમાં—સર્વ સકરણઅકરણસંઘાતમાં—પ્રત્યેક પુટ ( cell ), ચિદ્અચિદ્ગ્રંથિરૂપ-પુરુષ અને પ્રકૃતિના સંયોગિકાર્યરૂપ-શિવશક્તિચક્રના સંમિશ્રણરૂપ છે. આ રહસ્ય આપણી અર્ધનારીશ્વરની ભાવનામાં રહેલું ભાગ્યે જ લોકોના જાણવામાં છે. વિકાસક્રમમાં શરીરો અથવા સંઘાતનો કાર્યવિભાગની વ્યવસ્થામાં ચઢીઆતા પદમાં આવિષ્કાર પામવા લાગ્યાં ત્યારે અમૈથુની સૃષ્ટિ બદલાઈ મૈથુની સૃષ્ટિ પ્રકટ થયેલી જણાય છે. આ સૃષ્ટિમાં પ્રત્યેક શરીરી પોતાના આદિમ રૂપમાં ઉતરી સર્વ પ્રાક્તન સંસ્કારસહિત એક પુટમાં ચેતનાસહિત ઠરે છે. અને તે પુટમાં અર્ધા અંશમાં રહેલી ચિદ્અચિદ્શક્તિ ઇતર વ્યક્તિ અથવા સંઘાતના તે જ પ્રકારે બીજરૂપે રહેલા પુટના ચિદ્અચિદ્અંશસાથે એકરસ થઈ એક અંડપુટને જન્મ આપે છે અને આ અંડપુટ અથવા ગર્ભ વિકાસિત થઈ નવા શરીરને પ્રકટ કરે છે. આ સૃષ્ટિક્રમનું રહસ્ય આપણા ઉપનિષદ્માં નીચેની શ્રુતિમાં પ્રતિપાદન થયેલું છેઃ—

स (आत्मा) वै नैव रेमे तस्मादेकाकी न रमते, स द्वितीयमैच्छत्, स हैतावानास यथा स्त्रीपुमांसौ संपरिष्वक्तौ स इममेवात्मानं द्वेधापातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्धबृगलमिव स्व इति ह स्माह याज्ञवल्क्यस्तस्मादयमाकाशः स्त्रियापूर्यत एव तां समभवत्ततो मनुष्या अजायन्त ॥ बृ. आ. उ. १. ४ ॥

ભાવાર્થ:—તે પ્રજાપતિ પ્રસન્ન થયા નહિ; હાલ પણ સંસારમાં ઇષ્ટાર્થસયોગવિના મનુષ્યો સંતુષ્ટ થોગ નથી. આથી તે પ્રજાપતિ ઇષ્ટાર્થહેતુ-એવા બીજાને અર્થાત્ સ્ત્રીરૂપ વસ્તુની ઇચ્છા કરવા લાગ્યા, આ ઇતર વસ્તુની અભિલાષાના બલથી સ્ત્રી અને પુરુષ સંયુક્ત થયાં હોય નહિ શું એ પ્રકારના સંયુક્ત પરિમાણવાળા પ્રજાપતિ થયા. તે પ્રકારે અર્ધનારીશ્વરનું રૂપ ધારણ કરી પોતાના આત્માના પુટને બે દલમાં વહેંચી નાંખ્યો અને આ પ્રકારના વિભાગ પડવાથી પતિ અને પત્ની–એવાં નામ પડ્યાં આથી સહધર્માચારિણીના યોગપહેલાં પુરુષનું પોતાનું સ્વરૂપ અર્ધા દલવાળું રહે છે-એમ યોગી યાજ્ઞવલ્ક્ય કહે છે. આથી લગ્ન અથવા ઉદ્વહનપહેલાં પુરુષનું અર્ધ દલ અથવા અર્ધ આકાશ લગ્નપછી સ્ત્રીના અર્ધ દલથી પૂરાય છે અર્થાત્ બે અર્ધ મળી એક સંપુટ થાય છે. આ પ્રકારે પોતાના અર્ધદલને પૂર્ણ કરનાર **શતરૂપા** ( જેનાં સેંકડો રૂપાન્તર થાય છે તે ) સ્ત્રીને મનુ ( મનનશીલ ) પ્રજાપતિએ સ્વીકાર્યા અને સંપુટીભાવથી આ મનુષ્યો ઉત્પન્ન થયા.

ઉપરનાં શ્રુતિવાક્યો વિશ્વના આરંભસમયને ઉલ્લેખી પ્રકટ થયાં છે એમ નથી, પરંતુ હાલ પણ સૃષ્ટિક્રમમાં શારીર શાસ્ત્રના નિયમપ્રમાણે ( Biologically ) શરીરોની ઉત્પત્તિ આ મૂલ સંપુટમાંથી દલભેદ ( Cellular division ) તે દલસંયોગથી પુનઃ નવીન સંપુટ ( egg-cell ) અને તે સંપુટોના પુંજવડે નવીન શરીરનો આવિર્ભાવ થાય છે. આ રહસ્ય **શ્રીમન્નૃ**સિંહાચાર્યજીએ:—

"અબળાને સબળા મળતાં વિશ્વ રચાયુ, માત્ર સબળથી ન ગાયું, કો શાસ્ત્રપુરાણમાં" એ **પ્રજ્ઞાવતીના** વાક્યદ્વારા **સુરેશચરિતમાં** પ્રકટ કર્યું છે.

આ પ્રમાણે વસ્તુસ્થિતિ જોતાં અણુરૂપ શરીરથી માંડી આપણા કાર્યકરણના સમૂહરૂપ સ્થૂલ શરીરપર્યંત અર્થાત્ પિંડમાં, અને સ્થૂલ વ્યક્તિશરીરરૂપ પિંડથી માંડી સમગ્ર વિશ્વાભિમાનીના શરીરરૂપ બ્રહ્માંડસુધી પ્રવૃત્તિચક્ર પુરુષ અને પ્રકૃતિના સંયુક્તબલથી થાય છે. જે જે શક્તિની જે જે પૃથક્ શરીરમાં ખામી હોય તે તે શરીર આત્મબલના આવિષ્કારમાં ખામીવાળાં હોય છે. આ કારણથી મનુષ્યશરીર જેમાં આ બે અબલ અને સબલ શક્તિ, અથવા પુરુષ અને પ્રકૃતિરૂપ તત્ત્વો ગુણપ્રધાનભાવથી સ્ત્રી અને પુરુષ—એવી ભિન્નજાતિમાં વહેંચાયેલાં છે, તેમણે પતિપત્નીભાવથી શરીર, મન અને અધ્યાત્મ અંશોમાં આત્મબલના સર્વોત્તમ આવિષ્કારઅર્થે એકરસ થવાની અગત્ય છે, અને આ ત્રિવિધ એકરસતાને પામેલાં દંપતી પ્રજાનાં ગુરુસ્થાનો થવા લાયક છે.

પ્રવૃત્તિરૂપ ધર્મના નિર્વહણમાં પુરુષને સ્ત્રી, અને સ્ત્રીને પુરુષની આવશ્યકતા છે. અને એકથી વાસ્તવ ધર્માચરણ થતું નથી. એકબીજાના ગુણધર્મોની પરિશુદ્ધિ કરે છે, અને સહધર્માચરણના યોગે આ સંસારની નિ:સારતાને અનુભવી નિવૃત્તિધર્મના આનંદમય સ્વરૂપનું ભાન કરવા અધિકારી બને છે. **આચાર્યશ્રીએ** દાંપત્ય સ્નેહનું આ પ્રકારનું પરિશોધક બળ **શ્રી સુરેશ**ની દ્યાવાપૃથિવીના સંબંધના મિષથી નીચે પ્રમાણે પોતાની પત્નીપ્રતિ ઉચ્ચારાયેલા ધ્વનિકાવ્યથી સુચવ્યું છે:—

" શું આ સૂર્ય તપે પ્રિયે ! ગગનમાં, ક્રોધે ભર્યો આંખતો ?
જો ! આ ભૂમિભયે અતિ પ્રજળતી દીસે ન કો વાંક તો;

ના ના એમ નથી પ્રિયે ! કનકને સોની યથા ગાળતો,
ભાનુ આ વસુધાતણા મળ બધા નિત્યે દીસે બાળતો.
(સુરેશચરિત્ર. પૃ. ૭૭ ")

આ પ્રમાણે પતિના તપોબલથી પવિત્ર થનારી પત્નીના પતિનું પરમ અનુરક્તિ અથવા ભક્તિમાં રૂપાન્તર થાય છે, એવું દેવીના મુખથી તેઓશ્રીએ પછીના શ્લોકમાં વર્ણવ્યું છેઃ—

" છે આ દેહપતિ અને ગૃહપતિ તે છે સહુનો પતિ,
એથી અન્ય સમસ્ત તુચ્છ ગણતી પત્નીતણી સન્મતિ;
સર્વોપાયવડે જ સેવ્ય ગણી લે સ્વામી યજ્ઞ સદ્ગતિ,
તે સૌભાગ્યવતી જ ધન્ય જગમાં વંદુ સદા તે સતી."
( સુરેશચરિત્ર. પૃ. ૭૮ )

પુરુષ કર્કશ કર્મવડે અથવા તપવડે પત્નીના મળ બાળે છે, અને પત્ની સર્વાત્મભાવનાઅર્પણવડે અથવા પરાભક્તિવડે પુરુષને પૂર્ણ કરે છે.

ઉપનિષદ્‌માં સહધર્માચરણ કરનાર દંપતીની આ પરસ્પર ઉપકાર્યઉપકારક સંપત્તિને **તપ** અને **મેધા**—એ શબ્દથી વર્ણવી છે.* તપની અર્થાત્ કર્મની પરાકાષ્ઠા પુરુષ સિદ્ધ કરી શકે છે, અને મેધા અર્થાત્ રહસ્યવિદ્યાની-ઉપાસનાની-પરાકાષ્ઠા સ્ત્રી સિદ્ધ થઇ શકે છે, અને આ ઉભયના સંયોગથી તપ અને મેધાના સંયુક્ત બલથી-કર્મ અને ઉપાસનાના સાહચર્યથી દંપતીનો સંસાર પુત્રાદિ બાહ્ય ફલમાં, અને અધ્યાત્મઉપાધિના નિવૃત્તિધર્મમાં ઉપયોગી થઈ પડે તેવા શરીરત્રય ( સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ) ના નવીકરણ થવા રૂપ આંતર ફલમાં પ્રકટ થાય છે.

यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत्पिता ×××××× यो वैतामक्षितिं वेद सोऽन्नमत्ति प्रतीकेन । सदेवानपि गच्छति सऊर्जमुपजीवति ॥

**ભાવાર્થઃ**—પ્રજાપતિએ ( શતરૂપા નામની પત્ની ) થી યુક્ત થયેલા મનુ-અથવા પતિપત્નીરૂપ સંયુક્ત શરીરીએ, મેધા અને તપવડે-ઉપાસના અને કર્મવડે સાત અન્ન ઉત્પન્ન કર્યાં. × × × સાધારણ અન્ન, દેવોનાં હુત અને પ્રહુતરૂપ અન્ન, પશુઓનું પયરૂપ અન્ન, અને મનુષ્યપ્રાણી જે ઉન્નતિ સાધવા માગે છે તેમનું મન, વાણી અને પ્રાણરૂપ અન્ન મળી સાત અન્ન અથવા ભોજ્ય પદાર્થો પ્રત્યેક જીવ પોતપોતાની મેધા અને તપવડે—બુદ્ધિ અને કર્મવડે સતત ઉત્પન્ન કર્યા જ કરે છે અને તેથી આ સાધ્ય અને સાધનરૂપ સંસારની ધારા ચાલે છે. આ પ્રકારે અક્ષયપાત્રરૂપ પુરુષને જે જાણે છે તે ભોગ્ય ન થતાં ભોક્તા થાય છે. તે પોતાના મુખવડે સર્વજનપ્રાણીમાં પોતાના ભોક્તાસ્વરૂપને અર્થાત્ પ્રાણાત્મસ્વરૂપને અનુભવે છે. તે રહસ્ય જાણનારા દેવોકરતાં ચઢીઆતો થાય છે. અને અમૃતભાવને પામે છે. દાંપત્ય સ્નેહ **મેધા** અને **તપવડે**—ઉપાસના અને કર્મવડે-પ્રજ્વલિત થઇ સુપ્રજા અને અધ્યાત્મઉન્નતિરૂપ બાહ્ય અને આંતર ફલ પ્રકટાવે છે, અને આ કારણથી શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

* જુઓ બૃ. આ. ઉ. ૧. ૫.

धर्माविरुद्धः कामोऽस्मि लोकेऽस्मि भरतर्षभ ॥

અર્થાત્ શાસ્ત્રીય રહસ્યજ્ઞાનસહિત આચરાતા ધર્મથી અવિરોધી કામ આ સંસારમાં પ્રભુનું સ્વરૂપ છે, અને તેથી જ તે પ્રદ્યુમ્ન—અર્થાત્ પ્રકર્ષવડે દ્યુતિવાળો—અભ્યુદયનો પ્રકાશક મનાયો છે. આ ધર્મથી અવિરોધી કામ અથવા **પ્રદ્યુમ્ન** અણુથી માંડી સઘળાં શરીરમાં—પિંડથી માંડી બ્રહ્માંડમાં—અણુઓનાં રૂપાન્તર કરવામાં અપ્રતિબદ્ધ રહે છે અને તેના આ બલને **અનિરુદ્ધ** સંજ્ઞા આપવામાં આવે છે.

જે ગાર્હસ્થ્ય દાંપત્ય સ્નેહવિનાનું છે, જેમાં મેધા અને તપ—ઉપાસના અને કર્મ—નું આચરણ નથી, તે ઉત્તમ સપત્ય અથવા પ્રજાની ઉત્પત્તિનું દ્વાર થઈ શકતું નથી, અર્થાત્ ઉત્તમ દૃષ્ટ ફલને જન્મ આપતું નથી. તો અધ્યાત્મ ઉન્નતિરૂપ અદૃષ્ટ ફલને શી રીતે જન્મ આપે? આ મનુષ્યલોક જે સુપુત્રદ્વારા જિતાય છે તેવા ફલની પ્રાપ્તિમાં સર્વોત્તમ દાંપત્ય સ્નેહની અપેક્ષા છે અને આથી જ સપત્યના સ્વરૂપસંબંધમાં ભવભૂતિ કહે છે કેઃ—

अंतःकरणतत्त्वस्य दंपत्योः स्नेहसंश्रयात् ॥
आनंदग्रंथिरेको यमपत्यमिति वध्यते ॥

પતિ અને પત્નીરૂપ ભિન્ન દલમાં વહેંચાયેલાં દંપતી સ્નેહબલથી સંયુક્ત થતાં અંતઃકરણના સારભૂત તત્ત્વનો આનંદગ્રંથિ બંધાય છે; તે આનંદસંપુટને સપત્ય કહે છે. **શ્રીસુરેશ**ચરિત્રમાં આ "સ્નેહસંશ્રય"નો ધ્વનિ પ્રતાવતીના મુખથી કરાવ્યો છેઃ—

"જુઓ સ્વામિ પેલી મનહર સુવેલી અતિ ફુલી,
સુપુષ્પો લાગેલી, સુખદ પરિવારે ઘણું ઝુલી;
હિસે છે વાધેલી, સમીપ પતિસંગે કળી ખીલી,
રહે આલિંગેલી, જગનિયમ જાણે નથી ભુલા.*

(સુરેશચરિત્ર પૃ. ૨૦)

દંપતીઓ સુપુત્રવડે મનુષ્યલોકમાં દીપે છે અને તે માત્ર બાહ્ય ફલ છે. પ્રજાની નૈસર્ગિક ઈષણાને વશ વર્તનાર પ્રત્યેક પતિપત્નીનો સ્વાભાવિક ધર્મ છે કે તેમનામાં "સ્નેહસંશ્રય" હોવો જોઈએ. તે વિના તે ઈષણા કુપ્રજાને ઉત્પન્ન કરી તેમને દુઃખી કરે છે, અને જનતામાં કલેશનાં બીજ વાવે છે. આ સ્વાભાવિક પુત્રૈષણાને શાસ્ત્રીય સ્નેહસંશ્રયથી પરિશુદ્ધ બનાવવી જોઈએ.

દંપતીને આ પુત્રરૂપ બાહ્ય ફલ મનુષ્યલોકમાં આનંદનું દ્વાર છે, પણ તે કંઈ પ્રધાનફલ ગાર્હસ્થ્ય ધર્મના સેવનનું નથી. તેમના સંસારના સહધર્માચરણનાં બે અદૃષ્ટ ફલો જ છે, અને તે શરીર, મન અને વાણીના રૂપાન્તર પરિણામથી, અથવા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરના પરમાણુઓની પરિશુદ્ધિ કરી આત્માના વાસ્તવ બલને અભિવ્યક્ત કરવાથી, આ વર્તમાન દેહવડે જ પિતૃલોક અને દેવલોકને જિતવાનો છે. આ બે લોકને જિતવાનાં સાધનોને કર્મ અને વિદ્યા—એ નામ આપવામાં આવ્યાં છે.

---

"To be man's tender mate was woman born
And in obeying nature she best serves
The purpose of heaven."

*Schiller.*

આ સંસારમાં જે દેશ, કાલ અને યોનિમાં જન્મ થયો હોય તે દેશ, કાલ અને જાતિના યથાપ્રાપ્ત ધર્મોનું પાલન કરવાથી જ આપણા પૂર્વજોપ્રતિનું ઋણ નિવૃત્ત કરવાનું છે. સ્વદેશના અભ્યુદયવડે વર્તમાન કાલ જેમાં ભૂતકાલ પ્રતિબિંબિત થયેલો છે તેમાં જ અભ્યુદયની શ્રદ્ધા રાખી કર્તવ્યકર્મ કરવાવડે, અને સ્વવર્ણના પરંપરાગત શુદ્ધ ધર્મના સંરક્ષણવડે પૂર્વજોનું વાસ્તવ શ્રાદ્ધ કરવાનું છે. કર્તવ્યપરાયણ થઈ પૂર્વજોની આપેલી જ્ઞાનાદિ સંપત્તિનું સંરક્ષણ કરવામાં પિતૃલોકનો જય છે.

પરંતુ આ કર્મદ્વારા સિદ્ધ થતી સંરક્ષક શ્રેણીઉપરાંત દંપતીએ વિદ્યાદ્વારા સિદ્ધ થતી દૈવી પ્રગતિનો આશ્રય કરવાનો છે. યાવદાયુષ્ સત્કર્મના સેવનવડે પૂર્વજોની જ્ઞાનાદિ સંપત્તિનું સંરક્ષણ કરવાની સાથે અખંડ વિદ્યાનું પરિશીલન કરી જ્ઞાનાદિ સંપત્તિને અધિક પ્રકાશિત કરવાની જવાબદારી દંપતીને રહેલી છે. આ રહસ્યને આપણા શાસ્ત્રમાં તપ અને મેધાનો–કર્મ અને અપર વિદ્યા અથવા ઉપાસનાનો–સમુચ્ચય કહે છે કર્મ પ્રાપ્ત સંપત્તિનું સંરક્ષણ કરે છે, વિદ્યા અથવા ઉપાસના તેનો વિસ્તાર કરે છે. કર્મ અને ઉપાસનાનો સમુચ્ચય સેવનાર પોતાની ઉપાધિનું નવીકરણ કરે છે, અને ભવિષ્યમાં ઉદય થનારી પરાવિદ્યાનો અધિકારી બને છે.

આ પ્રમાણે ગાર્હસ્થ્ય સ્નેહસંશ્રયવડે સુપુત્રદ્વારા મનુષ્યલોકમાં પ્રત્યક્ષ યશ આપે છે એટલું જ નહિ પણ કર્મ અને ઉપાસના તપ અને મેધાના સમુચ્ચયવડે પિતૃલોક અને દેવલોકને વર્તમાન દેહમાં અદૃષ્ટદ્વારા પ્રકાશિત કરે છે. કર્મ અને વિદ્યાના આ સંરક્ષક અને પ્રસારક બે ગુણો એક ત્રીજા સાધનની અપેક્ષા રાખે છે, અને તે સાધનને વિત્ત કહે છે, ગૃહસ્થનાં સદ્ધર્માચરણમાં વિત્ત બે પ્રકારનું ઉપયોગી છે. એક માનુષ વિત્ત અથવા ધનાદિ કર્મસિદ્ધિમાં ઉપયોગી છે; બીજું દૈવી વિત્ત અધ્યયનરૂપ ઉપાસનાની સિદ્ધિમાં ઉપયોગી છે. આ અર્થ વિષયક મીમાંસા **શ્રીમન્નૃસિંહાચાર્યજીના** ધર્મગ્રંથોમાં થયેલી આપણે આવતા પ્રકરણમાં તપાસીશું. (અપૂર્ણ.)

---

# શ્રી યોગસાર.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૫૦ થી. )

આ ત્રણ દ્રવ્યોને આપણે પૃથક્ પૃથક્ નામથી ઓળખાવ્યાં છે તેથી એ ત્રણરૂપે હશે એમ ભાન થાય તેમ છે, પણ એ ભાન સાચું નથી. તમારૂં અંતઃકરણ જે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુને કલ્પી શકે તેનાથી પણ સૂક્ષ્મ આ સત્ત્વાદિ દ્રવ્યો છે, તેથી સંયમવડે એની સૂક્ષ્મતાનો અનુભવ ન થાય ત્યાંસુધી એનું સ્થૂલસ્વરૂપ જ અંતર્ રચી શકે તેમ છે, છતાં પ્રકૃતિનું કંઈ પણ સ્વરૂપ–ભલે તે સ્થૂલ સ્વરૂપ હોય તોપણ તે મનમાં ધારવાની સર્વને જરૂર રહે છે. કેમકે એવી કોઈ કલ્પના કર્યા શિવાય આગળની પ્રક્રિયા અંતરમાં ઉતારી શકાય તેમ નથી. તેથી કહેવું જોઇએ કે તમારાથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ જે અણુઓ ધારાય તેવાં ધારવાં અને તેમાં ઉપર દર્શાવેલા પ્રકાશાદિ ધર્મોમાત્ર કલ્પવા. તો એ તમે ધારેલા અણુમાંથી પ્રત્યેક અણુ તે પ્રકૃતિરૂપ અણુ કરી શકાશે. પ્રત્યેક અણુમાં આ ત્રિવિધ ધર્મો રહેલા છે તે ધારવાનું વિસ્મરણ કરશો નહિ, અર્થાત્ એક અણુમાં પ્રકાશ, બીજા અણુમાં પ્રવૃત્તિ અને ત્રીજા અણુમાં પ્રતિબંધ એમ ધર્મો વ્યસ્તપણે રહ્યા નથી

પણ પ્રત્યેક અણુમાં ત્રણે ધર્મો રહેલા છે. હવે જેમની બુદ્ધિમાં આ ત્રણ વિરોધી ધર્મો એક દ્રવ્યના માનવામાં આંચકો જણાતો નથી તેમને તો સરલ માર્ગ છે, તેઓ તો એક અણુમાં જ આ વિરોધી ધર્મોની પ્રતીતિ અથવા કલ્પના કરવા છતાં સમાધાનમાં રહે છે. પણ સૂક્ષ્મ વિચાર કરનારની બુદ્ધિમાં તેમ થતું નથી. તેમની મતિ વિરોધી ધર્મોની પ્રતીતિ અથવા કલ્પના એકમાં કરી શકે તેમ નથી, અને તેથી જ તેમની મતિના સમાધાનાર્થે સત્ત્વાદિ ત્રણ છે એમ અવશ્ય સ્વીકારવું પડે છે, પણ વિશ્વમાં એક પણ અણુ નથી કે જેમાં કેવલ સત્ત્વ હોય, અથવા કેવલ રજસ્ હોય અથવા કેવલ તમસ્ હોય. સર્વે અણુઓમાં, સર્વે અવયવીમાં, સર્વે નાના મોટા પદાર્થોમાં આ ત્રણે સ્વભાવ પ્રતીત થતા હોવાથી આ ત્રણે ગુણો રહેલા છે. આમ હોવાથી જ આ ત્રણ દ્રવ્યરૂપ ગણાવા છતાં એ પ્રકૃતિના અવયવરૂપ નથી અને પ્રકૃતિ એ અવયવી નથી. અર્થાત્ જેમ ઓક્સીજન અને હાઇડ્રોજન એ બે જળના અવયવરૂપ છે અને તેથી જળના કારણરૂપ છે. તે પ્રમાણે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ અવયવની પ્રકૃતિ બનેલી નથી અને તેથી પ્રકૃતિ એ કાર્યરૂપ પદાર્થ તથી પણ આ ઉપર જણાવેલા ત્રિવિધ ધર્મોની પ્રતીતિ સર્વમાં થાય છે તેથી સર્વના અંતિમ કારણરૂપ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુઓમાં આ ત્રણ સ્વભાવ રહેલા હોવાથી એ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અણુરૂપ પ્રકૃતિ ત્રિગુણાત્મિકા કહેવાય છે, છતાં એ વસ્તુરૂપે એક જ છે. આમ હોવાથી શ્રુતિ કહે છે કે अजामेकां लोहित शुक्ल कृष्णाम् લોહિત એટલે લાલ અર્થાત્ રજસ્ રૂપ, શુક્લ એટલે શ્વેત અર્થાત્ સત્ત્વરૂપ અને કૃષ્ણ એટલે કાળું અર્થાત્ તમસ્રૂપ—આ સત્ત્વ રજસ્ તમોરૂપ ત્રિગુણાત્મિકા અજા એટલે નહિ ઉત્પન્ન થનારી અર્થાત્ અનાદિ પ્રકૃતિ અહિં ત્રિગુણાત્મિકા પ્રકૃતિ એક છે એ બોધ શ્રુતિમાં વાપરેલા એક વચનથી સ્પષ્ટપણે થાય છે.

આ પ્રકૃતિ આ રીતે નિરવયવ હોવાથી એ નિત્ય છે. કારણ કે જેનું કારણ નથી, જે ઉત્પન્ન થયો નથી તેવો ભાવરૂપ પદાર્થ હમેશાં નિત્ય હોય છે. પ્રકૃતિના સત્ત્વાદિત્રય અવયવરૂપ નહિ હોવાથી તથા શ્રુતિમાં પણ એને અજા—નહિ ઉત્પન્ન થયેલી કહેલી છે તેથી એ નિત્ય છે. પણ એનું નિત્યત્વ તથા દ્રષ્ટા પુરુષનું નિત્યત્વ જૂદા પ્રકારનું છે. નિત્ય વસ્તુઓ પરિણામિ નિત્ય અને કૂટસ્થ નિત્ય એમ બે પ્રકારની હોય છે. જે વસ્તુ સદા એકના એકજ રૂપમાં રહીને નિત્ય હોય છે તે કૂટસ્થ નિત્ય કહેવાય છે અને જે સદા એકરૂપે નહિ રહેતાં વિવિધ રૂપો ધારણ કરે છે છતાં જે સદા વિદ્યમાન છે તે પરિણામિ નિત્ય છે. પ્રકૃતિ એ પરિણામિ નિત્ય વસ્તુ છે એટલે એ સદા એક રૂપને ધારણ કરી રહેતી નથી, અનેક રૂપને ધારણ કરે છે છતાં સદા વિદ્યમાન છે. તમે જાણ્યું છે કે સત્ત્વાદિ એ ત્રણ પ્રકૃતિના ધર્મરૂપ નથી પણ પ્રકૃતિરૂપ જ છે. શ્રીસાંખ્યસૂત્રમાં સ્પષ્ટ જણાવ્યું છે કે सत्त्वादीनामतद्धर्मत्वं तद्रूपत्वात्—સત્ત્વ, રજસ્ અને તમસ્ એ પ્રકૃતિના ધર્મ નથી. કેમકે એ પ્રકૃતિના સ્વરૂપભૂત જ દ્રવ્યો છે. એ સત્ત્વાદિ ત્રણ દ્રવ્યો સદા એક રૂપમાં રહેલાં નથી. જ્યારે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે સરખાં બળવાળાં થઈ રહે છે ત્યારે એ ત્રણેના સ્વભાવ વિરોધી હોવાથી એ ત્રણેમાંથી કોઈ પણ પોતાના કાર્યને પ્રકટાવી શકતું નથી, કેમકે એ સર્વે વિરોધી હોઇને તુલ્યબળ છે. તેથી આ સ્થિતિમાં જેમ નિસ્તરંગ સમુદ્રની શાન્ત સ્થિતિ હોય છે તેવી પ્રકૃતિદ્રવ્યની-વિશ્વના ઉપાદાન-

કારણભૂત સૂક્ષ્મમાં સૂક્ષ્મપણાની એવી શાન્ત-ભેદવિનાની દશા હોય છે. આ દશામાં જો કોઈ એને જુએ છે તો એને અણુઓનો ભેદ દેખાતો નથી, આ અણુ અમુક જાતનું છે અને આ અમુક જાતનું છે એવી પ્રતીતિ થઈ શકતી નથી. કેમકે એવો ભેદ પાડનાર કોઈ પણ ધર્મનું પ્રાકટ્ય થઈ શકવા ઉપર જણાવ્યા પ્રમાણે અસંભવ છે. તેથી એ જોનારને અણુઓનો ભેદ પણ સમજી શકાતો નથી, પણ જેમ બરફનો પ્રસ્તર વિસ્તરેલો હોય તેવી એક સરખી જ પ્રતીતિ થાય છે. આ દશા તે આ સત્વાદિ ગુણોની સામ્યાવસ્થા શાસ્ત્રમાં કહેવાય છે, અને કોઈ કોઈ સ્થલે એ સામ્યાવસ્થાને જ પ્રકૃતિ કરી વર્ણન કર્યું છે. શ્રી સાંખ્યસૂત્રમાં કહ્યું છે કે सत्त्वरजस्तमसां साम्यावस्था प्रकृतिः-સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની સામ્યાવસ્થા તે પ્રકૃતિ છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ तथा सत्त्वं रजस्तम इति गुणा प्रकृतिसंभवाः-સત્ત્વ રજસ્ અને તમસ્ એ ત્રણ ઉદ્‌ભુત સ્વભાવવાળાં દ્રવ્યો તે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલાં છે એમ કહી સામ્યાવસ્થાને પ્રકૃતિરૂપે ગણી એમાંથી ઉદ્‌ભુત ધર્મવાળાં સત્ત્વાદિની ઉત્પત્તિ કરી છે. આ સામ્યાવસ્થા જે અણુઓની થાય છે તે અણુઓની પ્રલયદશા અથવા પ્રલયકાળ ગણાય છે. જ્યારે એક બ્રહ્માંડ અથવા એક સૃષ્ટિના સર્વ અણુઓ આ સામ્યાવસ્થામાં આવી રહે છે ત્યારે તે બ્રહ્માંડ તથા તે સૃષ્ટિનો પ્રલય થયેલો આપણે ગણીએ છીએ. પણ એ સામ્યાવસ્થા સદા રહેતી નથી. જેમ આપણે આખો દિવસ વ્યાપારો કરવાથી શ્રમિત થઈ જઈએ છીએ અને તેથી કુદરત વિશ્રાન્તિ લે છે અર્થાત્ સુષુપ્તિને સેવીએ છીએ અને સુષુપ્તિમાં વિશ્રાન્તિ લેવાથી પુનઃ નવીન બલ પ્રાપ્ત કરી સવારે ઉદ્યમ કરવામાં વ્યાપૃત થઈએ છીએ, તે જ પ્રમાણે જ્યારે નિરંતર ગતિ પામવાથી શ્રમિત થયેલા આ અતિ સૂક્ષ્મ અણુઓ શ્રમિત થઈ જાય છે, હીનબલ થઈ જાય છે, ત્યારે એમાં રહેલા સત્ત્વાદિ દ્રવ્યો તુલ્યબલ થઈ જાય છે; અર્થાત્ સામ્યાવસ્થામાં આવી સ્થિત થાય છે અને એ દશાને નિયમિત સમય સેવી બળવાળા થઈ રહે છે, એટલે પુનઃ વ્યાપાર કરવા સમર્થ થાય છે. આ વ્યાપાર કરવાવાળી સ્થિતિ એ એ ગુણોનું વૈષમ્ય કહેવાય છે, તથા એને જ સર્ગદશા, વ્યાકૃત નામરૂપ દશા આદિ નામો આપવામાં આવે છે. સામ્યાવસ્થાનો ભંગ થવો એ પ્રકૃતિમાં ક્ષોભ થવો કહેવાય છે. એ બે દશામાં ભેદ આ છેઃ ક્ષોભપૂર્વે સત્ત્વાદિના સ્વભાવો અસ્ફુટ હતા. કેમકે એ પરસ્પરથી અભિભવને પામેલા હતા અને તેથી આખો પ્રકૃતિપ્રદેશ તે પવનવિના સુષુપ્ત થયેલાં—હલનચલનવિનાનાં થયેલાં વૃક્ષોનાં વનજેવો દેખાતો અને હવે ક્ષોભ પામેલી દશામાં એ સ્વભાવોમાં કોઈ કોઈ દ્રવ્યની પ્રધાનતા થયાથી તે ઉપર તરી આવેલો થયો. તેથી જેમ પવનની સૂક્ષ્મ લહરી આવવાથી વનનાં વૃક્ષોમાં નવીન જીવન આવેલું જણાય છે અથવા દુર્બળ થઇ નમી જઈ કરમાઈ જતાં વૃક્ષોમાં જેમ વૃષ્ટિના સહેજ છાંટા થતાં પુનઃ નવીન પ્રાણ આવેલા જણાય છે તેમ પૂર્વે જે એક ઘન પથાર જેવો દેખાતો હતો તે હવે સૂક્ષ્મ અણુઓવાળો પ્રદેશ દેખાય છે, તેમાં એક અણુનું બીજાથી પૃથક્ત્વ જાણી શકાય છે અને એ અણુઓમાં પુનઃ જાણે જીવન આવ્યું હોય તેમ કાર્યાકાર પામવાનો વેગ આવેલો દૃષ્ટિગોચર થાય છે. આ ક્ષોભ થવાથી જે સ્થિતિ થાય છે તે સ્થિતિ આદ્ય સ્થિતિના વિકારરૂપ છે. અને અહિંથી અભિવ્યક્તિની શરૂઆત થાય છે. તેથી આ સ્થિતિને વ્યક્ત સંજ્ઞા અપાય છે અને એની તથા એનાથી ઉત્તર કાલે થતી અધિક વ્યક્ત દશાની અપેક્ષાએ પૂર્વની સા-

મ્યાવસ્થાવાળી સ્થિતિ અવ્યક્ત કહેવાય છે. આથી અવ્યક્ત, અવ્યાકૃતનામરૂપ આદિ નામો મૂળ પ્રકૃતિનાં સ્પષ્ટ સમન્વય છે. વળી એક એવો નિયમ છે કે જે કાર્ય છે તે કારણનું સૂચન કરનાર થાય છે. ધૂમ વહ્નિનું કાર્ય છે તે વહ્નિને સૂચવે છે. પ્રકાશ સૂર્યનું કાર્ય છે તેથી દિવસનો પ્રકાશ તે સૂર્યનું અનુમાન કરાવે છે.વૃષ્ટિ થવી એ વાદળાંનું અસ્તિત્વ જણાવનાર લિંગ છે. તેથી વૃષ્ટિ થતી જોવામાં આવે તો તે આકાશમાં વાદળાંનું અસ્તિત્વ જણાવે છે. આ નિયમપ્રમાણે આ આદ્ય વિકારરૂપ સત્ત્વાદિની દશા તે પૂર્વની સામ્યાવસ્થાની સૂચક છે. તેથી એ દશામાં આવેલાં સત્ત્વાદિ દ્રવ્યો તે લિંગ કહેવાય છે. આ સાથે બીજી રીતે જોઇએ તો આ દશામાં આવેલાં સત્ત્વાદિ દ્રવ્યોમાં હવે થનારૂં–હવે પરિણામ પામી વ્યાકૃત નામરૂપ રૂપે પ્રતીત થનારૂં–આખું જગત્ લીન થઇ રહેલું હોય છે. તેથી આ રીતે આ દશા આખા જગતને અભિવ્યક્ત કરનાર છે. તેથી પણ આ દશા તે લિંગરૂપ છે અને એ દશામાં ઇતર કશો વ્યાપાર હોતો નથી, એ અણુઓના ઇતર કોઈ ધર્મો અભિવ્યક્ત થયેલા નથી તેથી એ દ્રવ્યો તે લિંગમાત્ર કહેવાય છે. અને આની અપેક્ષાથી પૂર્વની સામ્યાવસ્થા તે અલિંગ કહેવાય છે. સામ્યાવસ્થારૂપ સ્થિતિમાં આખું વિશ્વ લીન થઈ રહેલું હોય છે, છતાં તે જગતની અભિવ્યક્તિ તેમાં થતી નથી. તેથી તથા એ સ્થિતિમાં રહેલાં સત્ત્વાદિ દ્રવ્યો કોઈના પણ કાર્યરૂપ નથી તેથી એ દશાવાળું પ્રકૃતિ દ્રવ્ય કોઇનું સૂચક નથી અને તેથી અલિંગ નામ એને ઘટે છે. વળી ક્ષોભ પામી અસ્તિત્વને પામેલો આદ્ય વિકાર તે સત્તામાત્રરૂપ છે. કેમકે એમાં ઇતર વ્યાપાર નથી. આ દશામાં આવી સ્થિતિ પામેલું પ્રત્યેક અણુ તે મહત્ તત્ત્વ, પ્રજ્ઞા, બુદ્ધિ, હિરણ્ય ગર્ભની બુદ્ધિ ઇત્યાદિ નામોથી પણ શાસ્ત્રમાં વ્યવહરાય છે. શ્રી અનુગીતામાં કહ્યું છે કે महानात्मा मतिर्विष्णुर्जिष्णुः शम्भुश्च वीर्यवान्। बुद्धिः प्रज्ञोपलब्धिश्च तथा ब्रह्मा धृतिः स्मृतिः ॥ पर्यायवाचकैरेतैर्महानात्मा निगद्यते । सर्वतः पाणिपादश्च सर्वतो क्षिशिरोमुखः । सर्वतः श्रुतिमांल्लोके सर्वं व्याप्य स तिष्ठति ॥ મહાન્ આત્મા, મતિ, વિષ્ણુ જિષ્ણુ, શંભુ, બુદ્ધિ, પ્રજ્ઞા, ઉપલબ્ધિ, બ્રહ્મા, ધૃતિ, સ્મૃતિ—આ પર્યાય શબ્દો મહત્ તત્ત્વનાં વાચક છે. એ મહત્ તત્ત્વને સર્વતઃ હાથ છે, પગ છે, આંખ છે, મસ્તક છે, મુખ છે, શ્રોત્ર છે અર્થાત્ એ સર્વને વ્યાપીને રહ્યું છે. ( અહિં મહત્ તત્ત્વમાં સત્ત્વાદિ ત્રણ અંશ છે તે બ્રહ્માઆદિ ત્રણ ઇશના ઉપાધિરૂપ થાય છે, તે ઉપાધિનો અને એ ઉપહિત ઇશનો અભેદ લઇ મહત્‌ને બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપ કહ્યું છે. શ્રી વિષ્ણુપુરાણમાં પણ सात्त्विको राजसश्चैवं तामसश्च त्रिधा महान् । મહત્ તત્ત્વ સત્ત્વાદિભેદથી ત્રણ પ્રકારનું છે એમ જણાવ્યું છે. કંઈ પણ સત્તાનું—હોવાપણાનું ભાન કરાવનાર આ જ પદાર્થ છે. અને તે વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલો છે તેથી એનું મહત્ નામ સાર્થક કરે છે. અને પુરુષને જ્ઞાન કરાવનાર બુદ્ધિરૂપે પણ આ જ અણુ પ્રાપ્ત થઈ રહે છે, તેથી એનું બુદ્ધિ નામ યથાર્થ જ છે. આ બુદ્ધિનામના અથવા મહત્ નામવાળા અણુઓના અભિમાની ઇશને જ શાસ્ત્રમાં હિરણ્યગર્ભ ભગવાનનું નામ અપાય છે તેથી આ મહતતત્ત્વ એ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભ ભગવાનની બુદ્ધિરૂપ છે. ( આ જ મહત્ તત્ત્વ રજસ્ અને તમસ્‌ના અંશથી મિશ્રિત થવાથી વ્યષ્ટિરૂપ થાય છે એટલે કે વ્યષ્ટિ પુરુષોની બુદ્ધિરૂપ થાય છે. તેથી જ એ મલિનસત્ત્વા માયાના કાર્યરૂપ હોય ત્યારે વ્યષ્ટિ પુરુષોની બુદ્ધિના અણુરૂપ અને શુદ્ધ સત્ત્વા માયાના કાર્યરૂપ હોય ત્યારે સમષ્ટિ ઇશ્વરની બુદ્ધિરૂપે થઈ રહેલું શાસ્ત્રમાં કહેલું છે. ) આ પ્રકારે વિવિધ નામો-

વાળું છતાં આ તત્ત્વમાં સત્તાથી અને પરસ્પર અણુના ભેદથી અતિરિક્ત કોઈ ધર્મ સ્ફુટ કલામાં હોતો નથી એ વિસ્મરણ કરવાનું નથી. આ સર્વ અણુઓ તે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિના વિકારરૂપ જ છે. સ્મૃતિમાં પણ એ જ અર્થ કહ્યો છે કે ततोऽभवन्महत्तत्त्वमव्यक्तात्कालं चोदितात् । સર્ગસમયે પ્રાપ્ત થયેલા વેગથી પ્રેરાયેલા અવ્યક્તમાંથી મહત્ તત્ત્વ ઉત્પન્ન થયું છે. આ સ્થલે એ કહેવું યોગ્ય છે કે આ મહત્ તત્ત્વની દશામાં આવેલા અણુઓમાં બહારના ભાગમાં સત્ત્વ રહે છે અને રજસ્ તથા તમસ્ અંદરના ભાગમાં રહે છે તેથી સત્ત્વ નિર્મલ અને પ્રકાશક હોવાથી આ અણુઓમાં બહાર સ્વચ્છતા-નિર્મલતા હોય છે. તેથી જેમ સ્વચ્છ મલરહિત દર્પણ પ્રતિબિંબને ગ્રહણ કરે છે તે પ્રમાણે આ સ્થિતિના અણુઓ ચૈતન્યના પ્રતિબિંબને ગ્રહણ કરવા સમર્થ છે. આ પ્રકારે સત્ત્વ બહારના ભાગમાં આવી રહેલું હોવાથી આ અણુઓને માત્ર બુદ્ધિ નહિ કહેતાં બુદ્ધિસત્ત્વ અથવા ચિત્તસત્ત્વ પણ કહેવામાં આવે છે.

( અપૂર્ણ )

---

# 'आ शुं मने ओळखे के ?'

" બા, બા, આ શું ? જોને આ મારા સામું જોઇને હસે છે ! શું તે મને ઓળખી શકે ? " —બોલતી જ્યોત્સ્ના પોતાની મા કૌમુદીતરફ આતુરતાથી ઉત્તર સાંભળવાની આશાએ જોઈ રહી.

કૌમુદી આ વખતે પાસે પડેલી આરામ ખુરશીઉપર સુંદર રૂમાલ ગુંથવામાં રોકાયલી હતી. તેનું ધ્યાન એકદમ પારણાતરફ ખેંચાયું. તેણે જોયું કે પારણામાં પોતાનો પુત્ર નલિન સૂતો સૂતો પોતાના હાથપગ હલાવતો, જ્યોત્સ્ના પારણાને હીંચોળતાં હીંચોળતાં રમાડતી હતી, તેના સામું મુખ મલકાવતો જોઈ રહ્યો હતો.

" કેમ ન ઓળખે બ્હેન? રોજ રોજ તું તેને રમાડું છું તેથી તે તને ઓળખે છે અને તેને સારૂં લાગે છે તેથી તે હસે છે. એમાં તને નવાઇ શી લાગી!' એમ ધીમેથી ઉત્તરમાં કૌમુદી બોલી અને ફરી હાથમાં સોયાવતી રૂમાલ ગુંથવાનું કામ ચાલુ રાખ્યું.

" હજુ તેને ૭ મહિના તો થયા નથી એટલામાં તે શી રીતે ઓળખે વારુ ! અને તેને આપણી પેઠે સારૂં ખોટું, ગમતું અણગમતું કેમ કરીને સમજાતું હશે ! " આ બાબત વિગતવાર જાણવાની આતુરતા વધતાં કૌમુદીતરફ જોતી તે સ્તબ્ધ થઈ રહી.

જ્યોત્સ્નાનું વય આ વખતે ચૌદેક વર્ષનું હતું. ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી ગૃહકાર્યમાં કેળવવા તથા સાસરે જવાનો સમય થયે તે કુટુંબમાં ઉપયોગી થઈ પડે તેવી કેળવણી આપવા તેનાં કુલીન અને વિચારશીલ માતાપિતાએ બાર વર્ષ પૂરાં થતાં નિશાળે મોકલવું બંધ કર્યું હતું. તેના પિતાએ એમ. એ. ની પદવી પ્રાપ્ત કરેલી હતી અને સારા વિદ્વાન્ હોવાથી કૉલેજમાં સંસ્કૃત સાહિત્યના પ્રૉફેસર હતા. કૌમુદીનું વય આ વખતે ત્રીસેક વર્ષનું હતું અને પોતે સાસરે આવ્યા પછી પોતાના પ્રવીણ પતિપાસે અંગ્રેજી તથા સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો હતો અને તેથી પંદર વર્ષના અભ્યાસથી તેની સૂક્ષ્મ બુદ્ધિ ઘણી સંસ્કારી થઇ હતી; તથા ગૃહવ્યવહાર, સ્ત્રીશિક્ષણ,

બાલશિક્ષણ તેમ જ સામાજીક વિષયોઉપર પોતાના પતિસાથે શાસ્ત્રીય ચર્ચામાં ભાગ લઈ શકતી હતી; આથી પોતાના ગૃહકાર્યથી પરવારીને અવકાશ મળતાં જ્યોત્સ્નાને સંસ્કૃત તથા અંગ્રેજીનો અભ્યાસ કરાવ્યો હતો, અને સાધારણ રીતે વાતચીત કરી શકે એટલી કુશળતા તેણે મેળવી હતી. આ રીતે તેના વધતા જતા બુદ્ધિના વિકાસથી દરેક બાબતનું ખરૂં સ્વરૂપ જાણવા તથા પોતાની મેળે વિચાર કરવાને તેની ઉત્કંઠા વધતી જતી હતી; તે ઉપરથી તેણે મથાળે જણાવેલો પ્રશ્ન પોતાની માતાને પૂછ્યો હતો, અને ગમે તેવો આડોઅવળો જવાબ આપી તેના મનનું સમાધાન નહિ કરતાં તેનું યથાર્થ સ્વરૂપ જણાવવાના ઈરાદાથી તેણે પોતાના હાથમાંથી સોયો તથા રૂમાલ પાસેના ટેબલપર મૂકીને પ્રસન્ન અને ગંભીર વાણીથી પોતાની પુત્રી સામું જોઈને કહ્યું;—

" બ્હેન ! તારો પ્રશ્ન તો બહુ સારો છે. તારી પેઠે ઘણાને આવા વિચારો થઈ આવે છે, પણ કાં તો તે માટે કોઇને પૂછવાની હિંમત ચાલતી નથી અથવા તો સામા માણસે આ બાબત વિચાર કોઇ વખત કરેલો ન હોવાથી સંતોષકારક ઉત્તર મળી શકતું નથી. આવી બાબત નજીવી અને તુચ્છ માનીને અદ્ધરતાલ જવાબ મળે છે. આમ થવાથી પૂછનારની જિજ્ઞાસા મરી જાય છે. આપણે મોટી ઉમરના માણસો અને બાળકોમાં એક મુખ્ય ભેદ એ છે કે આપણા અંતઃકરણમાં પૂર્વ જન્મના અનેક સંસ્કારો તેમ જ માતાપિતાના ઉતરી આવેલા સંસ્કારોઉપરાંત જીવનનો વિકાસ થતાં નવીન સંસ્કારો ઉમેરાતા જાય છે, તેથી નવીન સંસ્કારો ઝટ દઇને સ્પષ્ટ રૂપમાં ગ્રહણ થઈ શકતા નથી; પરંતુ બાળકોનું મગજ અથવા બુદ્ધિદ્રવ્ય જે જે દેખે અગર સાંભળે છે તેને ઘણી ત્વરાથી ગ્રહણ કરી શકે છે. ફોટોગ્રાફના કાચની પેઠે બાળકની મર્યાદામાં બનતા દરેક બનાવોની છાપ તેના મગજમાં એકદમ પડે છે અને આ સંસ્કારોનો સંગ્રહ કોઈ વિલક્ષણ રીતે થાય છે અને પાછળથી તેના સજાતીય પ્રાણી અથવા પદાર્થનું દર્શન થતાં પૂર્વનો સંસ્કાર જાગ્રત્ થાય છે અને આ પ્રકારની પૂર્વ સ્મૃતિને પ્રત્યભિજ્ઞા કહે છે.

ના, મ્હોટી બ્હેન! એ મને બરોબર સમજાયું નહિ, જેને તમે પ્રત્યભિજ્ઞા કહો છો તે કેવી રીતે થાય છે તે કોઈ દાખલો આપીને કહો તો વધારે સમજાય. " જ્યોત્સ્ના વચ્ચે જ બોલી ઉઠી.

જો! તું કહે છે તે પ્રમાણે એક દાખલો આપું. આપણે ગાય ગાય એ શબ્દો બાલકની પાસે બોલ બોલ કરીએ અથવા લગાર સમજતું થાય એટલે તેને ગાયનું ચિત્ર બતાવી કહીએ કે ' જો, આ ગાય છે, તો તે વખતે તો માત્ર તે શબ્દની અને ચિત્રની છાપ તેના મગજમાં પડવાની; પછીથી તે વધારે સમજતું થાય અને પ્રત્યક્ષ ગાય તેને બતાવીએ અને કહીએ કે જો! આ ગાય ઉભી ત્યારે તે શબ્દો સાંભળતાંની સાથે જ પૂર્વના 'ગાય' એ શબ્દોની તથા ગાયના ચિત્રની છાપ ફરીથી તેના મગજમાં ખડી થાય છે અને આ પ્રત્યક્ષ ગાયની સાથે તે પૂર્વની સ્મૃતિની છાપ તે સરખાવી જોઇને પછી ' પહેલાં જેને ગાય એમ કહેતાં સાંભળેલું તે આ જ છે ' એમ પોતાના મનથી નક્કી કરે છે. આ પ્રકારના જ્ઞાનને પ્રત્યભિજ્ઞા કહે છે. મગજ અથવા બુદ્ધિ આ પ્રકારની ક્રિયાને એવી તો ત્વરાથી અને યંત્રવત્ કર્યા જાય છે કે આપણને તેના ક્રમનું જ્ઞાન સહસા થઇ શકતું નથી. "

જ્યોત્સના અધીરાઈથી ફરીથી વચ્ચે જ બોલી ઉઠી કે “ આ પ્રમાણે દરેક બાબત વિચાર કરીને નિર્ણય શું બધાંય માણસો કરતાં હશે ? અને જો તેમ જ હોય તો આવા જ્ઞાનનો પાર પણ કેવી રીતે આવે ? મનુષ્યના જ્ઞાનની વિશાળતાનો વિચાર કરતાં સો વર્ષનું પૂરેપૂરૂં આયુષ્ય હોય તે પણ આમ જોઇએ તો બહુ ટુંકું નથી લાગતું ! ”

“ ખરૂં છે, બ્હેન ! આ પ્રત્યભિજ્ઞાની પ્રક્રિયાનું વર્ણન કરતાં અને ત્હને સમજતાં જેટલી વાર લાગી તેટલી જ વાર જો આવા વિચાર કરતાં લાગતી હોય તો તો ત્હારા કહેવા પ્રમાણે આટલા ટુંકા આયુષ્યમાં આટલું બધું જ્ઞાન મેળવી શકાય નહિ. પણ તેમ નથી. ” ધીમેથી સમજાવતાં કૌમુદી બોલી, “ આથી જ મેં કહ્યું કે આ ક્રિયા સ્વાભાવિક રીતે એવી તો યંત્રવત્ ચાલે છે કે તેની આપણને ખબર પડતી નથી. એ હેં બરોબર સાંભળ્યું હોય એમ જણાતું નથી. ન્હાનું કે મ્હોટું-દરેક માણસને આ પ્રમાણે કરવું જ પડે છે, પણ તેના ક્રમને તો માનસશાસ્ત્રના અભ્યાસકો જ સૂક્ષ્મતાથી અંતરમાં અવલોકન કરતાં જાણી શકે છે. બધાંની મતિ એટલી સૂક્ષ્મ હોતી નથી. ”

“ હા, એ તો મને બરોબર સમજાયું અને તે સાંભળતાં ને સમજતાં મઝા પડે છે,” ઉત્સાહમાં આવી જઈ જ્યોત્સના બોલી;-“ પણ મ્હને એમ થાય છે કે આવડા ન્હાના નલિનને આ કેવી રીતે સમજાતું હશે, વારુ ? ”

“ હવે હું એ જ વાત ત્હને વિસ્તારથી સમજાવું છું. ” એમ બોલતાં કૌમુદીએ પારણાતરફ વળીને ચપટી વગાડી એટલે નલિનની નજર તેના સામી ખેંચાઇ. એટલે તેણે જ્યોત્સ્નાસામું જોઇને કહ્યું, “ જોયું બ્હેન! ત્હારા તરફથી મ્હારા તરફ એણે કેવી નજર ફેરવી ! મ્હેં આ ચપટી વગાડી એટલે તેનો ધ્વનિ તેના કાનમાં પડ્યો એટલે આ કંઈ નવી જ બાબત છે એમ એના મનમાં વિચાર પ્રકટ્યો, તેથી તે શું છે એ જાણવા મગજના મુખ્ય મથકરૂપ તાર ઑફીસમાંથી નેત્રને સંદેશો મળ્યો એટલે ચટ દઇને તે આ તરફ ફર્યો. સમજાયું ? આવી જ રીતે તેના મુખઉપર અથવા શરીરના બીજા ભાગઉપર હાથ ફેરવીએ એટલે તે સ્પર્શનું જ્ઞાન તેના મગજમાં પહોંચીને તે ક્યાંથી આવે છે તે જાણવા હાથપગ હલાવે અથવા નેત્રને ફેરવે છે. એ જ પ્રમાણે ગંધ તથા રસનું પણ ઘ્રાણ અને રસનાઇંદ્રિય જ્ઞાન કરાવે છે. આ બુદ્ધિનો વિકાસ જન્મ્યા પછી આરંભમાં ઘણી જ ત્વરાથી થાય છે, અને પછીથી ધીમે ધીમે મંદ પડે છે. જેમ વય ન્હાનું તેમ માનસ વિકાસ વધારે હોય છે. અર્થાત્ શરીરના વિકાસથી આનો ઉલટો ક્રમ છે, એટલે બાલકકરતાં યુવાનનું શરીર મ્હોટું હોય છે, છતાં માનસ વિકાસનો વેગ ઘોડો હોય છે અને વૃદ્ધમાં તે બહુજ ધીમો હોય છે. ”

જ્યોત્સ્ના વચ્ચે જ બોલી ઉઠી:–" જો, જો, ફરી મારા સામું જોઇ મોઢું કેવું મલકાવે છે ને પોતાના હાથપગ કેવા હલાવે છે! " કહી તેને હલાવ્યો.

"'લે, ત્યારે તને વળી એટલું પણ જણાય જ છે કે ત્હને ઓળખવાથી તું તેને તેડી લઇશ અને રમાડીશ એ હેતુથી પોતાના હાથપગ ઉંચા નીચા કરી હલાવે છે, અર્થાત્ સ્પર્શજન્યસુખ અને હેતુનું જ્ઞાન પણ તેને સ્પષ્ટ હોવું જોઇએ એમ લાગે છે. ત્રણ માસ થતાં તો પોતાના અવયવોને આ પ્રમાણે હેતુપૂર્વક સંકોચ વિકાસ પમાડે છે. લાગણીઓનો ઉદય અને તેને અનુકૂલ પડતો અવયવોનો સંકોચવિકાસ અસ્ખલિતપણે જેવી રીતે ત્રણ માસનું બાલક કરી શકે છે તેવું મ્હોટાંથી થઇ શકતું નથી. અંતરવૃત્તિ અથવા મનોભાવ જેમ કહે તેમ સ્નાયુઓ વા અવયવો ક્રિયા કરે એ પ્રકારનું નિયંત્રણ અને સ્વામિત્વ જે બાલકોમાં સ્વભાવસિદ્ધ હોય છે અને આપણે મ્હોટામાં અજ્ઞાત રીતે કદાચ કર્યા કરીએ છીએ તે વસ્તુ શીખવી ઘણી કઠિન છે.'

" ના, પણ મ્હોટી બ્હેન, આ સમજવાને પણ લગાર કઠિન લાગે છે. જરા વધારે વિસ્તાર કરી કહો ઠીક લાગે ખરૂં "–જરાક મન થાક્યું હોય એવું ભાન થતાં જ્યોત્સ્નાએ કહ્યું.

" જો, ત્યારે દાખલાસાથે ત્હને સમજાવું–" માતાએ આગળ ચલાવ્યું:–" બાળકની આંખસામે આપણે એકદમ દીવો ધરીએ, અથવા તો છાંયડામાંથી એકદમ તડકે લઈ જઇએ તો તે પોતાની આંખો કેવું મીંચી દે છે ? તેમ જ ગળાઉપર અથવા બગલના ભાગમાં ગલી ગલી કરીએ ત્યારે કેવું ખીલે છે. અથવા સોય કે ટાંકણી અડતાં તે અવયવ કેવો સંકોચી લે છો તાત્પર્ય એટલું કે આત્મસંરક્ષણની ભાવના આ વખતે જન્મ પામેલી હોવાથી સુખસાધક અને દુઃખબાધક ક્રિયાઓ તે કર્યા જ કરે છે. એ તો બરાબર સમજાયુંને ?" પુત્રીને સમજાવતાં પૂછ્યું.

"હા, સમજાયું. " સંતોષ પામી તેણે ઉત્તર દીધો.

" પછી આગળ–"

" પછી ચાર માસ પૂરા થતાં તો તેની સહેતુક પ્રવૃત્તિ સ્પષ્ટ થતી જણાય છે. પૂર્વની પેઠે તે કેવળ મનસ્વી હોતી નથી. તે સમજે છે કે એક વસ્તુને બે અથવા વધારે બાજુઓ હોય છે, એક માસના બાળકની સામે આપણું મુખ રાખીએ અને પછી ફેરવી નાંખીએ તો તેને તો તે હતું ન હતું સરખુંજ છે; પણ ચાર માસનું બાળક તો સમજે છે કે એક જ ડોકનો આગલો અને પાછલો ભાગ જૂદો જૂદો હોય છે. મોઢું ફેરવી નાંખ્યું હોય એટલે પાછળ પણ કેટલીક વાર સુધી તે જોયાં જ કરે છે. પોતાની આસપાસની વસ્તુઓનું ત્હેને જ્ઞાન થાય છે–અમુક માંણુસને અમુક રમકડાંને ઓળખે છે, લે છે, અથવા ફેંકી દે છે. વિના શિક્ષકે આટલા બધા વિશાળ જ્ઞાનનો સંગ્રહ એ આવા બાલકના સંબંધમાં કંઇ નાની સૂની વાત નથી. ઇષ્ટસાધનતાજ્ઞાન જે મ્હોટા મુમુક્ષુને પણ અપાર પ્રયત્ને કરીને સાધ્ય થાય છે, તે આ બાળકને પાંચ માસમાં તો સ્વતઃ પ્રાપ્ત છે. પાંચ માસ થતાં ગમે તે વસ્તુ લેવાની, પકડવાની, ફેંકી દેવાની પોતાને ગમતું અણગમતું સમજવાની તથા સમજાવવાની શક્તિ જાગ્રત્ થાય છે. પોતાના હાથ પગ તથા બીજા અવયવોને સ્પર્શ કરવો, પગનો અંગુઠો મુખમાં રાખી ચૂસવો, હાથનો

અંગુઠો અગર આંગળાં પણ ચૂસતાં ચૂસતાં ઉંઘી જવું–આ રીતના અવયવોના વ્યાપારોથી પોતાના સ્વત્વનું જ્ઞાન થાય છે એમ સમજવે છે. પોતાનું અહં, પોતાનું પૃથક્ અસ્તિત્વ, અને પોતાથી ભિન્ન પોતાને અર્થે ઉપયોગમાં આવતી વસ્તુઓનું જ્ઞાન, અન્ય શબ્દોમાં કહીએ તો આ પ્રકારનો દષ્ટાપદનો અનુભવ એ આ બાલકની મહાન્ દૈવી સંપત્તિ છે. ડેકાર્ટ નામનાં યુરોપીય તત્વવેત્તાએ કહેલું છે કે " I think, therefore I am." (હું વિચારૂં છું–હું જાણું છું તેથી હું છું) આ પ્રકારનું પોતાનું ભિન્નાસ્તિત્વ તે જાણી શકે છે, કારણ કે જો બાલક તત્ત્વવિદ્યાનું આ વિસ્પષ્ટ જ્ઞાન પ્રકટ કરવાની શક્તિ હોય તો તે એમજ બોલે કે I feel, therefore I am (મને લાગણી થાય છે, તેથી હું છું) આ પ્રમાણે પાંચ માસમાં બાળકની શક્તિઓની રચના થાય છે, હેના જ્ઞાનનાં બીજો રોપાય છે, છઠ્ઠા માસથી તેની પ્રવૃત્તિ નવું જ રૂપ ધારણ કરે છે. હવે હેની આશ્ચર્યકારક શોધકબુદ્ધિ જાગ્રત્ થાય છે. હવે તે બેસતાં શીખે છે, તેથી અવિશ્રાન્તપણે, થાક્યા વગર ચતું હોય તો ઉંધું થઈ જાય અને ઉંધું હોય તો ચતું થઇ જાય; હાથમાં લીધેલી વસ્તુઓ પછાડે. ભાગે, ફોડે, ચૂસે, ચાવે, વાગે તો ફેંકી દે, કડવું લાગે તો થૂંકી દે, મીઠું લાગે તે ખાવા માગે, એ રીતે જાગ્રતનો બધો સમય ગડમથલ કર્યા જ કરે છે, અને થાકે એટલે ઉંઘી જાય છે, ફરી જાગે એટલે એનું એ. આથી હ્મને સ્પષ્ટ સમજાયું હશે કે હેનામાં કાર્યકારણજ્ઞાન અને વિચારશક્તિ, સંયોજકશક્તિનો ઉદય થયો છે. પદાર્થોઉપરાંત અન્ય મનુષ્યો તેમ જ પાળેલાં પશુ પક્ષીઓના સહવાસને પણ તે ઇચ્છે છે, તે અમુક માણસ પાસે જતાં જ રડે છે; અમુક ગાય, ઘોડો, પોપટ બિલાડી પાસે જવું ગમે છે. અમુકથી તે દૂર જ રહે છે. પોતાની આસપાસના પ્રાણીપદાર્થના સમૂહને તે ઓળખતાં શીખે છે, દેશ, કાળ અને વસ્તુના સ્વરૂપને તથા કાર્યકારણભાવને સમજતાં શીખે છે. પોતાના ભિન્નપણાને અને પોતાના સબંધી વર્ગને ઓળખે છેઃ-"

જ્યોત્સ્ના એકદમ આશ્ચર્યથી પૂછે છે–" આટલું બધું તો મ્હોટા સમર્થ વિદ્વાનો અને પંડિતો પણ લાંબે કાળે અને ઘણા શ્રમે જાણી શકે છે એમ આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ, અને હ્મે તો મ્હારા નલિનભાઈ ને ૭ મહિનામાં જ મ્હોટા સમર્થ પંડિત બનાવી દીધા–એ તો કંઇ કૌતુકજેવું લાગે છે !"

" ખરૂં છે, બ્હેન, એટલા માટે જ એક સમર્થ તત્વવેત્તાએ કહ્યું છે કે "Child is the father of man (બાળક એ મનુષ્યનો પિતા છે) અર્થાત્ બાળકમાં સંસ્કારરૂપે રહેલો જ્ઞાનરાશિ મનુષ્યમાં વિપુલતાને ધારણ કરે છે; મનુષ્યમાં જ્ઞાનની વિશાળતા થાય છે, પોતે જ્ઞાનને જાણે છે અને બીજાને જણાવી શકે છે, જે બાળકથી બનતું નથી. આખા જીવનમાં આપણે અથાગ પ્રયત્ન કરવા છતાં પણ આ ઉપરાંત વિશેષ શું જાણી શકીએ છીએ ? કંઈ જ નહિ. વળી આઠ માસ થતાં તે અવલોકન અને પ્રયોગો કરતાં શીખે છે. જે જે વસ્તુ તેના હાથમાં આવે તે તે બરાબર જુએ છે, ફાડે છે, ભાગે છે, ચાટે છે અને એવા જ જે જે ગુણ તેમાં હોય તે ઓળખવા પ્રયત્ન કરે છે અને વર્ગીકરણ અને સંયોગીકરણ કરતાં પોતાની આસપાસનાં પ્રાણીપદાર્થોને ઓળખતાં તથા તેના ગુણદોષને સમજતાં શીખે છે; પોતાના શરીરઉપર પણ પ્રયોગો કરે છે હવે તે ભાંખોડીએ ચાલે છે, ગબડે છે, આળોટતું આળોટતું, ખસતું ખસતું એક જગાએથી

બીજી જગાએ જાય છે, કોઇ આંગળી આપે તો ઉભું થવા પણ પ્રયત્ન કરે છે, અને આ કરવાનો વેગ અથવા શીઘ્રતા તો ઘટતી જાય છે. આ બાબત તું વધારે વિચાર કરીશ તો સમજી શકાશે. મેં હમણાં કહ્યું હતું તેમ ફોટોગ્રાફના સાધારણ કાચથી ઉડતા પક્ષી અથવા દોડતા ઘોડાનું ચિત્ર બરોબર પડી શકતું નથી, પણ ઘણી ત્વરાથી છાયા ગ્રહણ કરી શકે એવા સદ્યોગ્રાહી કાચ ( Sensitive plate ) તે કામ કરી શકે છે, તેમ બાળકનું મગજ સદ્યોગ્રાહી કાચજેવું થાય છે તેમાં વિદ્યુતના વેગથી ચિત્રો પડી શકે છે; અને વય વધતાં તેની છાયાગ્રાહક શક્તિનો વેગ મંદ પડતો જાય છે; અને તે છાયા, ચિત્ર, અથવા સંસ્કારની સ્થિરતા અને વિસ્પષ્ટતા વધતી જાય છે. તેથી સામાન્ય રીતે એમ કહેવાય છે કે વયસાથે બુદ્ધિ વધે છે અને એટલા જ અંશમાં તે છેક ખોટું નથી- " એમ બોલતાં કૌમુદી પુત્રીના મુખ સામું જોઈ રહી.

" હવે તમારૂં કહેવું સમજાયું. સિદ્ધાન્ત તો તમે કહો છો એમ જ જણાય છે. આ બાબત મનન કરવા જેવી લાગે છે, વારુ, એ તો ઠીક, પણ બાળકના જ્ઞાનનો વિસ્તાર કેવો હોય છે એ બાબત આગળ કહોને, " એમ વધતી જતી આતુરતાથી પુત્રીએ કહ્યું.

" બાળકને જન્મતાની સાથે સ્થૂલ શારીરક્રિયા કરવાની હોય છે. ધાવવાની પ્રેરણા સૌથી પ્રથમ પ્રકટે છે. પછી તેનું પાચન, રુધિર કરવાનું, મળ કાઢવાનું વગેરે કામ જૂદાં જૂદાં અવયવો કરવા માંડી પડે છે. હાથ પગ કેવળ મનસ્વીપણે અને હેતુને સમજ્યાવિના જ હલાવે છે, જો કે મુખના સ્નાયુઓની ગતિનો હેતુ સ્તનપાન એ સ્પષ્ટ જ છે. સ્તનપાનની ઇચ્છાશિવાય બીજી કોઇ માનસ સામગ્રી જન્મવખતે બાળકને હોતી નથી, પરંતુ એક માસજેટલા સમયમાં તો તેની સામગ્રીમાં ઘણો વધારો થઈ ગયો હોય એમ જણાય છે. સારા ખોટાની લાગણી, ગમતું અણગમતું તેને સમજાય છે. બાળકની સ્હામે આવેલી કોઈ પણ વસ્તુઉપર તે કેવું તાકીને જોઈ રહે છે ? નેત્રના પલકારા પણ થતા નથી ! વિચારોનો તે સમન્વય કરી શકે છે. વિચારોને બંધબેસતા કરી પોતાને ફાવતું કરતું સમજાય છે. એક માસ થયેલા બાળકને ખોળામાં અથવા હાથમાં બરોબર ધર્યું હોય તો ધવડાવવાના આશયને તે સમજી શકે છે. જરા નીચું રાખ્યું હોય તો તરત ઉંચું મોઢું કરી સ્તનપાન કરવા મચી પડે છે, એ તો ત્હેં જોયું છે ને ?" કૌમુદીએ મુખ મલકાવતાં પૂછ્યું.

" હા, હા, બરોબર છે: પછી આગળ-" પુત્રીએ આતુરતા સાથે પૂછ્યું.

" પછી બીજા માસમાં સ્મૃતિવૃત્તિ જન્મ પામતી હોય એમ સમજાય છે. અમુક અમુક વસ્તુઓ અમુક સમયે તેને જોઇએ છે એમ બતાવે છે. અમુક સમયે તેને ધાવવા જોઇએ, સ્હવારના થંડા વખતમાં કેટલીક વખત માતા જાગ્રત ન થઈ હોય તોપણ બાલક જાગતું, રમતું, હાથ પગ હલાવતું કલ્લોલ કરતું નજરે પડે છે, આ ઉપરથી એમ જણાય છે કે તેને કાળનું-સમયનું-જ્ઞાન થયું છે. સાથે સાથે દેશ-દિશા-આકાશ-નું પણ જ્ઞાન થયું હોય એમ લાગે છે, કારણ કે જે દિશામાંથી સૂર્યનો પ્રકાશ અથવા રાત્રિએ દીવાનો પ્રકાશ આવતો હોય છે તે તરફ કેટલાક વખત સુધી પોતાની દૃષ્ટિ સ્થાપી શકે છે. થોડી વાર ઉપર ત્હેં જોયું જ હતું ને કે ચપટી વગાડી એટલે એણે પોતાનું મુખ મ્હારા

તરફ ફેરવ્યું! આ ઉપરથી શું સમજાય છે? એ જ કે તેને શબ્દ અથવા ધ્વનિનું ભાન પણ થાય છે. વળી ત્હેં પૂછ્યું હતું કે મ્હારા સામું જોઇને કેવું હસે છે! એનો અર્થ એ જ કે ત્હને જોઇને—વારંવાર રમાડવાથી જોવાથી ત્હને તે ઓળખી શકે છે તેથી-ત્હારા મુખસામી દૃષ્ટિ સ્થાપી એટલે ત્હેને ચાક્ષુષ જ્ઞાન પણ છે એમ સાબિત થાય છે."
પ્રમાણે એ ત્રણ માસ પ્રયોગો ચાલતાં, ઉઠતાં બેસતાં પડતાં, બાર માસ થયા પછી સાધારણ રીતે તે ચાલતાં શીખે છે. જાગ્રત્ થવાની સાથે તે આ રીતે કાર્ય કરવા મચ્યો પડે છે. અને જ્યારે બહુ થાકે છે ત્યારે વિશ્રાંતિમાટે ઉંઘે છે; ફરી જાગે એટલે એ જ પ્રમાણે ઘટમાળ ચલાવે છે, કહે, બ્હેન, આપણે મ્હોટી ઉમરનાં છીએ તો પણ જાગ્યાં ત્યારથી તે ઉંઘતાસુધી નિરંતર અખંડ થાક્યા વગર ક્રિયા કરી શકીએ છીએ? કદી જ નહિ. ત્યારે આપણી અપેક્ષાએ આ બાળકના જ્ઞાન ને સામર્થ્યનો અવધિ ક્યાં? બાળકના જેવું સરલ અને નિષ્કપટ અંતઃકરણ ક્યાં? ત્હેમના જેવો નિર્દોષ અને સત્ય વ્યવહાર ક્યાં? આટલા માટે જ બાળક એ પરમેશ્વરની પ્રતિમા છે આટલા માટે જ સનકાદિક ઋષિઓએ સમર્થ જીવન્મુક્ત હતા છતાં પાંચ પાંચ વર્ષના બાળકની અવસ્થામાં જ રહેવાનું પસંદ કર્યું હતું, અને આપણે પણ—"

વાત ચાલતી હતી તેવામાં કૌમુદીના પતિ રજનીકાન્ત બ્હારથી ઘરમાં આવ્યા એટલે તેમાં વિક્ષેપ થયો. બાળક તો આ વખતે નિદ્રાવશ હતું. પણ આ માં દીકરી એકદમ શાન્ત થઇ ગયાથી રજનીકાન્તને વિસ્મય થતાં જ્યોત્સ્નાને પૂછ્યું—

"કેમ. માદીકરી શાની છાની છાની વાતો કરતાં કરતાં બંધ પડી ગયાં! મ્હારાથી છાની તો નથી ને!"

"ના, ના; છાની તો નથી, પણ અમારી વાતો તો તો અમારા જેવીજ ને? ખરી કે ખોટી, પણ અમારૂં મન માને એટલે થયું. આપે કહેલુંજ છે કે અંતર્યામી સાક્ષી પૂરે તે વાત સત્ય માનવી."—કૌમુદીએ હસતાં હસતાં કહ્યું.

"તે તો બરોબર છે. પણ એવો શો પ્રસંગ નીકળ્યો હતો કે છેવટે અંતર્યામીનું શરણ લેવું પડ્યું!" રજનીકાન્તે પૂછ્યું.

"એ તો પિતાજી, આ નલિન સતો સતો પારણામાં મ્હારા સ્હામું જોઇને હસતો હતો ત્યારે મ્હારા મનમાં થયું કે આ શું મને ઓળખતો હશે! આટલા ન્હાના બાળકમાં ઓળખવાની શક્તિ ક્યાંથી? તે ઉપરથી મેં મ્હોટી બ્હેનને પૂછ્યું અને અમારે સારી વાત ચાલી હતી તે પૂરી થઇ ને ત્હમે આવ્યા" જ્યોત્સ્ના ધીમેથી બોલી.

"ત્યારે તમારા સંવાદનો સાર તો અમને કહી બતાવશો ને?" કપડાં ઉતારી પાસે આરામ ખુરશીઉપર બેસતાં રજનીકાન્તે પૂછ્યું.

જ્યોત્સ્નાએ થયેલી વાતનો અનુવાદ કરી બતાવ્યો, તેથી સર્વને અપૂર્વ આનંદ થયો.




॥ ॐ श्रीं ॥

# जीवननी वलीहारी.

પદ ] આખ વિના અધારૂ રે, એ લય )

જીવનની બલિહારી રે, જ્યાં ત્યાં વિશ્વે, જીવનની બલિહારી,
જલના છો હોયે સિંધુ, પણ જો જીવનનું બિંદુ,
સિંધુથી પણ તે ભારી ભારી રે, જ્યાં ત્યાં૦—
શ્વાસ લેતાં છતાએ, જગ આ મરણાવસ્થાએ,
રહેતું એ અખંડ જારી જારી રે, જ્યા ત્યા૦—
જીવન જો કે જગમાંહિ, તોપણ એ ન્યારૂં કાંઈ,
જડતું એ જોતાં ધારી ધારી રે, જ્યા ત્યાં૦—
જીવન તો સઘળે પ્રસર્યું, પણ જગતે તેને વિસર્યું,
( તેપર ) અજ્ઞાનની વાળી છારી છારી રે, જ્યાં ત્યાં૦—
ચિંતા ભય કલેશ આદિ, અંતરના રિપુ કામાદિ,
જીવનપર ઘા દે કારી કારી રે, જ્યા ત્યાં૦—
શાંતિમાં જીવન વહેતું, પ્રસન્નતામાં પણ રહેતુ,
પ્રગતિ જીવનની ખારી ખારી રે, જ્યાં ત્યાં૦—

પ્રભુભક્તિ જો ન વધારી, હરિમાં ચિત્ત દીધું ન ઠારી,
જીવન સરિતા તો ખારી ખારી રે; જ્યાં ત્યાં૦—
જીવનદાતા જે વસ્તુ, તેપ્રતિ મન કરજો ધસતું,
જીવનનિધિ તો હે ઠારી ઠારી રે; જ્યાં ત્યાં૦—
જીવનને જેણે જાણ્યું, તેણે સુખ સઘળું માણ્યું,
બલિહારી જીવન ! તારી તારી રે; જ્યાં ત્યાં૦—

## जीवन.

ગત આષાઢ શુક્લ પૂર્ણિમાથી શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી 'જીવન' નામનું એક માસિક પ્રકટ કરવામાં આવ્યું છે. તેને પ્રકટ થયે ઘણો જ થોડો સમય થવા છતાં તે અત્યંત પ્રચાર પામતું જાય છે. અમુક સંખ્યામાં ગ્રાહક થયા પછી તે પત્રની વિશેષ પ્રસિદ્ધિ કરવી એમ ધારેલું, પરંતુ તે પૂર્વે અનેક મનુષ્યોના જાણવામાં તે આવવાથી તેમણે પત્રો લખી તેમાં કેવા વિષયો આવે છે, તેનો ઉદ્દેશ શું છે, નમુનાનો અંક મોકલો, વી. પી. થી મોકલો, વગેરે લખવાથી આ પત્ર સંબંધી અત્ર જ ઉલ્લેખ કરવો યોગ્ય ધાર્યો છે.

તે પત્ર કહાડવાનો મુખ્ય ઉદ્દેશ હજી પ્રકટ થયો નથી, પરંતુ કોઇ લોકોપયોગી કાર્ય કરવાના હેતુને લઇને તે પ્રસિદ્ધ કર્યું છે. પ્રજાજનોતરફથી જો તેનો સારો સત્કાર થશે, તો જે ઉદ્દેશથી તેને પ્રકટ કરવામાં આવ્યું છે, તે ઉદ્દેશ એ પત્રમાં થોડા સમય પછી પ્રકટ કરવામાં આવશે. પરંતુ અધિક પ્રમાણમાં ગ્રાહકો થશે તો જ તે કાર્યનો આરંભ કરી શકાય તેવું હોવાથી, જ્યાં સુધી કંઇક પણ વિશેષ પ્રમાણમાં ગ્રાહકો નહિ થાય ત્યાં સુધી તે દ્વારા કરવા ધારેલા કાર્યનો આરંભ નહિ થાય, છતાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે કે તેમાં ઇશ્વરના અનુગ્રહથી અમે વિજયી થઇશું.

અનેક સજ્જનોએ એ પત્રનો પ્રચાર કરવા માટે 'ઑનરરી એજંટ' તરીકે કાર્ય કરવાની ઇચ્છા દર્શાવી છે, અને તેઓએ આ જ સુધીમાં પ્રયત્ન પણ સારો કર્યો છે. અને હજી તેવા 'ઑનરરી એજંટ' તરીકે કામ કરવાને અનેક સજ્જનો તત્પર થાય છે. તેઓને આ કાર્યનિમિત્ત કશો જ દ્રષ્ટ બદલો આપવામાં આવતો નથી. તેવા કોઈ સજ્જન તમારી પાસે આવે તો તેથી તમને વ્યામોહ ન પ્રકટે એજ હેતુથી આ લખ્યું છે.

જો ધાર્યા પ્રમાણે તે પત્રને પ્રજાતરફથી ઉત્તેજન મળશે તો તેવડે બાલકોના હિતની કાંઇ પણ પ્રવૃત્તિ કરવી એવી ધારણા છે. તેનું સમગ્ર સ્વરૂપ હાલ આપવું નિષ્પ્રયોજન છે. કેમકે તેના કરતાં પણ હાલના સમયને અધિક ઉપયોગી એવી બીજી પ્રવૃત્તિની અગત્ય જણાય તો તે પ્રવૃત્તિનો આરંભ કરવો એવો વિચાર છે છતાં જે ક્રમથી હાલ તે પત્રની પ્રવૃત્તિ ચાલે છે, તેમ જો ચાલે તો થોડા સમયમાં જ તેના ઉદ્દેશ પ્રસિદ્ધ કરવાનો યોગ આવશે. પરમાત્મા તેનો શીઘ્ર યોગ પ્રકટાવે એ જ ઇચ્છા છે.

એ પત્રમાં પ્રકટતા લેખનું મુખ્ય ધોરણ આ પ્રકારનું છેઃ

મનુષ્ય આજ જીવવા છતાં પોતાના જીવનનો મોટો ભાગ મરણસ્થિતિમાં જ ગાળે છે. અને તેનું કારણ જીવન એ શું છે, તે શા અર્થે છે, તેનાવડે શું શું થઈ શકે છે, અને શું શું કરવું જોઇએ, તે કેવી રીતે સુખમય, રસમય અને ઉન્નતિ પ્રગટાવનાર થાય, તથા એ જીવન કેવા ઉપાયે કરીને દીર્ઘ કરી શકાય, તેની કળાનું, અત્યંત સરળ ભાષામાં અને રસિક શૈલીથી વિવેચન કરવું.

ભેંશની ડોકે બાંધેલા અમૂલ્ય મણિના મૂલ્યનું ભેંશને જેમ ભાન હોતું નથી અને તેથી તે તેનો ગમે તેમ દુરવ્યય કરે છે, તેમ અનેક મનુષ્યો પોતાને મળેલા જીવનના મૂલ્યને ન સમજવાને લીધે, તેમાં શું શું કરવાની શક્તિ છે, અને તેવડે શું શું મેળવી શકાય છે, એનું સ્પષ્ટ જ્ઞાન ન હોવાને લીધે તે પ્રાપ્ત છતાં તેનાથી મળતી અનેક વસ્તુઓની પ્રાપ્તિથી તેઓ વિમુખ રહે છે. તેઓ દુઃખની, અસામર્થ્યની, સાધનોની અપ્રાપ્તિની પ્રતિકૂલતાની અને એવી અનેક પ્રકારની બુમો માર્યા કરે છે, તેમને જે જોઇએ છે તે મળતું નથી, તેમને પ્રગતિ સાધવી છે છતાં સધાતી નથી, કષ્ટ ઓછાં કરવાં છે છતાં થતાં નથી, એવી બુમો પાડ્યાં કરે છે અને તેને માટે શું કરવું એ પ્રશ્ન પૂછ્યા કરે છે. પરંતુ એ પ્રશ્નનો સંબધ . મનુષ્યજીવનના પ્રશ્નની સાથે જ અત્યંત સંબંધવાળો હોવાથી જીવનસંબંધી પ્રશ્નના ઉત્તરનું નિરાકરણ થતાં એ સર્વ પ્રશ્નો આપોઆપ જ શમી જાય એમ હોવાથી એ મુખ્યપ્રશ્નની એ પત્રમાં ચર્ચા કરવામાં આવે છે

ગમે તેટલી વિદ્યા, કલા વગેરે મેળવ્યાં, વ્યાખ્યાન કરવાની, કાવ્ય લખવાની, કઠિન પ્રશ્નોનું સચોટ નિરાકરણ કરવાની, અને એવી વિવિધ શક્તિઓ પ્રાપ્ત થઇ, મોટાં રાજ્યો ચલાવવાની, મોટાં કારખાના ચલાવવાની, મોટી સંસ્થાઓ ચલાવવાની, મોટા પ્રયોગો કરવાની મોટાં યંત્રો શોધવાની, મોટા વ્યાપારો કરવાની, મોટા ગ્રંથો લખવાની, અને એવી અનેક શક્તિ આવી, અત્યંત ધનાઢ્ય થવાયું, મંગળમાં અને બુધમાં શું છે તે જણાયું, વાયુમાં ઉડાયું અને જલઉપર ચલાયું.—આ અને આવું બીજું અનંત પ્રમાણમાં થયું—પણ પછી શું ? એથી શું ? આ પ્રશ્ન આજ ઉપર કહ્યાં તેવાં સામર્થ્યોને પ્રાપ્ત પુરુષોના અંતઃકરણમાં પણ વેગપૂર્વક ઉઠે છે. આ જ શું કર્તવ્યનો અવધિ છે ? આ જ શું મનુષ્યને પરમ તૃપ્ત કરનાર છે ? આમાં જ શું મનુષ્યને જે જોઇએ છે તે બધાનો સમાવેશ થાય છે ? નહિ જ. અને તેથી એ મેળવ્યા પછી બીજું શું કર્તવ્ય છે, એ પ્રશ્ન ગંભીર પ્રકારનો હોઇ અનેકના વિચારાસ્પદ થઈ રહ્યો છે.

આ પ્રશ્નને જીવનના પ્રશ્નસાથે ગાઢ સંબંધ છે. અને તેથી તેનું જો કંઇક અંશમાં પણ નિરાકરણ થાય તો પ્રજાને એક મોટું બળ પ્રાપ્ત થયું એમ ગણાય. જીવનના પ્રશ્નનું નિરાકરણ થતાં આ ' પછી શું ? ' એ પ્રશ્નનું જેવું નિરાકરણ થવું સંભવે છે, અને તે થતાં કર્તવ્યની જે નવીન અને સ્પષ્ટ તથા અગત્યની દિશા ઉઘડે છે, તેવું બીજી કોઇ રીતે થવું સંભવિત નથી.

મનુષ્યે જીવનસંબંધી ઘણું જાણવાનું છે તેનો કેવી રીતે ઉપયોગ કરવો કે જેથી તે પોતાનું સર્વ પ્રકારનું હિત સર્વોત્તમ રીતે સિદ્ધ કરે એ જ્યાં સુધી તેણે જાણ્યું નથી, ત્યાં સુધી બીજા વિવિધ પ્રયત્નોએ કરીને તેણે જે કંઈ મેળવ્યું હશે તેનો ઉપભોગ કરવાનું અને તેનાથી અપૂર્વ સુખ, શાંતિ તથા લાભ પ્રાપ્ત કરવાનું ભાગ્યે જ બની શકશે. તેથી આ સંબંધી ચર્ચા પ્રત્યેક ગૃહમાં, અને સર્વ મનુષ્યોમાં થવાની જરૂર છે.

આ પ્રકારની ચર્ચામા કાંઈ પણ ઉપયોગી કર્તવ્ય બજાવવુ એ ઉદ્દેશ આ પત્રના લેખોનો છે અને ઈશ્વરેચ્છા તો તે ક્રમથી એ સબધી કઇ પણ વિચારો જણાવી શકશે આ પત્રનો અનેક મનુષ્યો સરળપણે લાભ લઇ શકે તેથી તેનુ મૂલ્ય પોસ્ટેજસાથે માત્ર રૂ ૧—૦—૦ જ રાખવામા આવ્યુ છે માત્ર જ્યા એક પૈસાનુ પોસ્ટેજ નથી ચાલી શકતુ તેવા દેશોના ગ્રાહકોને માટે તેનુ મૂલ્ય ૧—૪—૦ છે ( સરનામુ— વ્યવસ્થાપક **જીવન** વડોદરા )

આજ સુધીમા તેના પાચ અકો નિયમિતપણે નીકળ્યા છે તેમા આશ્વિન, માસનો તેનો અક દીવાળીના ખાસ અકરૂપે કહાડવામા આવ્યો છે તે કદમા મોટો તથા સચિત્ર છે એ અકે અનેક મનુષ્યોનુ ધ્યાન ખેચ્યુ છે, તથા તે અક કહાડવા માટે અનેક સજ્જનોએ પોતાનો સતોષ પત્રોદ્વારા લખી જણાવ્યો છે

તેમા લેખો નાના તેમ જ અનેક પ્રકારના આવે છે તે કેવી જાતના હોય છે, એ સબધી **શ્રી મહાકાન**ના વાચકોતરફથી પૂછવામા આવવાથી, તેનુ કઇક સ્વરૂપ સમજાય તેને માટે આજ સુધીમા પ્રકટ થયેલા અકોમાથી કેટલાક લેખો તે પત્રના ઉપોદ્ઘાતના લેખસહિત અત્ર પ્રકટ કરવામા આવ્યા છે તે વાચી જોતા તેનુ કઇક સ્વરૂપ સમજાશે

તેના વાચકોને તેનો ખાસ અક ભેટરૂપે મળવા ઉપરાત બીજી પણ એક ઇનામની યોજના તેના હવેના અકોમા પ્રકટ થનાર છે તે પણ ઘણાને લાભકારક થઈ પડશે

તે પત્રમા રસિક વાર્તાઓ પણ પ્રકટ કરવામા આવે છે તથા એક 'હુ' એ નામનો રસિક લેખ પ્રકટ થાય છે વાચકોને તે અત્યત આનદ આપવા સાથે, બોધ તથા વિવિધ સત્સિદ્ધાતોને વૃત્તિમા આરૂઢ કરાવે છે તેમાથી પણ એકાદ પૃષ્ઠ અત્ર પ્રકટ કર્યુ છે

જે જે સજ્જનો આ પત્રના ગ્રાહક થશે તેઓ ખાસ જાણવાયોગ્ય જીવનસબધના ઉપયોગી તથા મહત્વના વિચારોને જાણવા સાથે ઈશ્વરાનુગ્રહથી ભવિષ્યમા નીકળનાર કોઈ લોકોપયોગી કાર્યમા તેઓ અનાયાસ સહાયકરૂપે ગણાશે એ પત્રના ગ્રાહક થતા તમને જણાશે કે તેના એક રૂપિયા લવાજમના કરતા તે અત્યતગણુ અધિક મૂલ્યવાન્ છે

**जीवनमांथी उद्धृत.**

## अभिव्यक्ति.

કોઇ પણ નવીન વસ્તુ હોય તો તો તેને ઓળખાવવાની-ઉપોદ્ઘાતની જરૂર પણ જે સર્વની જ અત્યત જાણીતી છે તેને ઉપોદ્ઘાત શો ?

કોઈ નવી દવા હોય તો તેના ગુણનુ કથન કરી ગ્રાહકને ઓળખાવવાની જરૂર, પણ નિત્યના પૌષ્ટિક આહારને પણ ઓળખાવવાની જરૂર છે ?

તમે જ જેને શોધ્યા કરો છો, તે તમને આપતી વખતે પણ તેના ઉપોદ્ઘાતની જરૂર છે ?

જીવન એવુ જ છે. જીવનજેવી સર્વની જાણીતી અને માનીતી વસ્તુનો ઉપોદ્ઘાત કેવી રીતે કરવો એ જ સમજાતુ નથી

* * *

જીવનના ઉપોદ્ઘાતની જરૂર નથી પણ તેની અભિવ્યક્તિની અત્યત જરૂર છે અભિવ્યક્તિ એટલે ? જે કઈ સૂક્ષ્મ રૂપમા છે તેનુ સ્થૂળરૂપ પ્રકટવુ તે અને તેથી આજે

જીવનની અભિવ્યક્તિ થતી જોઇ, ચંદ્ર પ્રકટતાં જેમ કુમુદિની આનંદ પામે છે તથા તેમાંથી અમૃતરસને ઝીલ્યા કરે છે, તેમ તમને આનંદ થયો હશે અને તેમાંથી અમરજળને ઝીલવા-જીવનબિંદુનું પાન કરવા-તમે તત્પર થયા હશો જ. અને તેમ થવું જ જોઇએ; કેમકે તેની તમને ઘણી જ જરૂર છે.

જીવનની અભિવ્યક્તિવિના બીજું શું થાય? અને તે આજે થતી હોવાથી તમે તેને ગ્રહણ કરશો એ સ્વાભાવિક છે. તમારે જીવનની જરૂર નથી એમ તમે કહી શકો એમ છે? અને તેમાં પણ અત્યંત રમણીય અને સુખજનક જીવનની તો તમને અવશ્ય જરૂર છે. કેમકે એ એક જ વસ્તુ તમને સંપૂર્ણ ઉન્નતિ આપનાર છે.

* * * *

જીવનની અભિવ્યક્તિની જેટલી જરૂર છે, તેટલી જ તેનો વિકાસ થવાની જરૂર છે. પ્રત્યેક મનુષ્યમાં જીવન અત્યંત પ્રમાણમાં છે, પણ તેનો થવો જોઇએ તેટલો વિકાસ થયેલો જોવામાં આવતો નથી. જીવનના માત્ર અસ્તિત્વકરતાં ખરૂં સામર્થ્ય તો તેના વિકાસમાં રહેલું છે, અને એવું વિકાસ પામતું જીવન જ મનુષ્યને ઉપયોગી છે.

તમારામાં જીવન છે, પણ એ જીવનનો વિકાસ કરનાર આ જીવન છે, અને તેથી તમારા જીવનકરતાં આ જીવનનું મૂલ્ય કાંઈ ઓછું નથી. આ જીવનનો જ્યાં સુધી તમે સંબંધ કર્યો નથી, ત્યાં સુધી તમારો વિકાસ જોઇએ તેટલા અત્યંત પ્રમાણમાં થવાનો નથી.

* * * *

જીવનનો જેમ વિશેષ વિકાસ થાય તેમ જગતમાં, જે કંઈ ઉત્તમ છે તે અત્યંત પ્રમાણમાં પ્રકટ થવાનું, એ એક સિદ્ધ નિયમ છે. મનુષ્યમાં જીવનની કલા જેમ જેમ વધારે વિકાસ પામે છે, તેમ તેમ તેનામાં સામર્થ્યમાત્રનો આવિર્ભાવ થાય છે, અને તેથી મનુષ્યમાં કે દેશમાં જ્યાં સામર્થ્ય પ્રકટાવવાની ઇચ્છા હોય ત્યાં જે માર્ગેથી જીવનનો અધિક અધિક પ્રકાશ થાય તે માર્ગને અથવા સાધનને દર્શાવવું જોઇએ.

એ સાધન આ પત્ર હોવાથી તેનો અત્યંત વિસ્તાર થવાની જરૂર છે, એમ તમને લાગશે જ. તમે તેનો પ્રચાર કરવામાં સહાય કરશો? તો તમે ઘણાનાં જીવનઉપર મોટો ઉપકાર કરશો. કોઇ પણ મનુષ્ય જીવનવિનો રહે એ શું ઇચ્છવા યોગ્ય છે? અને નથી, તો પછી કોઈ પણ મનુષ્યને તેની પ્રાપ્તિના સાધનવિનાનો રાખવો એ તૃષાતુરને પાણી બતાવીને તેને પીવાના સાધનથી વિમુખ રાખવાજેવું નથી? માટે સાધન પણ બનાવજો.

* * *

આ પત્રના કેટલા ગ્રાહક થશે? એનું શું કહી શકાય? મનુષ્યમાત્રને જ્યારે તેની જરૂર છે, અને જ્યારે એ સર્વને માટે જ છે ત્યારે પછી તેના ગ્રાહક થવા કોનેના કહેવી? શું તમને એમ લાગે છે કે જગતમાં 'આતંકનિગ્રહ' ઔષધના એક લાખ ગ્રાહક છે પણ આધિનિવારવાની સાથે અનંત જીવન આપનાર આ પત્રમાટે કોઈ ગ્રાહક નથી? ડોંગરેના બાલામૃતનો જ્યારે હજારો ઘરમાં ઉપયોગ થાય છે ત્યારે બાલક યુવાન અને વૃદ્ધ એ સર્વને નવજીવન આપનાર આ પત્રનો તેના કરતાં પણ વધારે ઘરમાં શામાટે પ્રચાર ન થાય?

મગજના થોડા જ ભાગમાં શીતલતા ઉપજાવનાર કામિનીઆ ઑઇલ આજે જ્યારે હજારોનાં માથામાં પડે છે, ત્યારે મગજનાં ઉંડામાં ઉંડા ભાગમાં પણ શાંતિને પ્રકટાવી તેને પુષ્ટિ આપી તેમાંથી સર્વોત્તમ સામર્થ્યને પ્રકટાવનાર આ પત્રના વિચારો કેમ જાણ્યું કે હજારોથી પણ વધારે મનુષ્યના મગજમાં નહિ જાય?

શરીરના જ્ઞાનતંતુઓને ઉત્તેજિત કરનાર અને પછી દુર્બલતા આણનાર લિપ્ટનની ચહા

આજ ઘેર ઘેર વ્યાપી ગઈ છે તો જે જ્ઞાનતંતુઓને એવા રૂપમાં ઉત્તેજિત અને જાગ્રત્ કરે છે જે મનુષ્યને પોતાના જીવનનો વિકાસ કરવામાં તથા સર્વોત્તમ સામર્થ્ય અને આનંદ મેળવવામાં ઉપયોગી થાય, તો તેવા આ પત્રપ્રતિ લોકોનો વધારે 'ચાહ' શામાટે ન થાય?

મુખમાં થોડો જ સમય જરા સ્વરવાટ અને સુગંધ ઉપજાવનાર 'જિનતાન'ની હજારો ડબ્બીઓ જનસમાજમાં ખપે જ જાય તો શરીર અને મનના અણુઅણુમાં જીવનનો સ્વરવાટ ઉપજાવનાર અને જીવનની રમણીયતાને નિરંતર રાખનાર આ પત્ર જનસમાજમાં તેથી પણ વધારે પ્રમાણમાં શામાટે ન ઉપડે?

ઉનાળામાં તાપને લીધે આઇસક્રીમની પુષ્કળ ખપત થાય, ચોમાસામાં શરદીને લીધે ચહા, કૉફી અત્યંત પ્રમાણમાં ઉપડે અને શિયાળામાં ગરમાવાને માટે વસાણાંઉપર'દરોડો' પડે, તો બારે માસ, જે જીવન હોય તો જ એ બધાનો ઉપયોગ થાય એમ છે તો તેવા જીવનને અખંડ રાખનાર આ પત્રઉપર તેના કરતાં પણ શા માટે વધારે 'દરોડો' ન પડે?

* * * *

પણ આ બધું તમને ગપજેવું લાગે છે, નહિ વારુ? લાગે જ. '**આતંકનિગ્રહ**' 'લિપ્ટનની ચહા' કામીનીઆ **ઑઇલ**, ડૅાંગરેનું **બાલામૃત**, એ બધાને માટે પણ જો તમને પ્રથમ કહ્યું હોત કે જગતમાં લાખો મનુષ્યો તેનો ઉપયોગ કરશે તો તે પણ તમને ગપ જ લાગત, પણ રા. **મણિશંકર** વૈદ્ય, સર લિપ્ટન, ગ્ર. ડૅાંગરેને એ ગપ લાગી નહોતી; અને હવે આજે તમને પણ **બ્રહ્મા**ના વચનજેવી સત્ય લાગે છે.

પણ—કંઈ જ જરૂર નથી. એ બધાનાં ગ્રાહકો થવાનાં અમુક કારણો હતાં, અને આ પત્રનાં ગ્રાહક થવામાં તેટલાં કારણો નથી, એ વાત તમે કહેવા માગો છો, પણ તેની કંઈ જ જરૂર નથી. તે બધાનાં ગ્રાહક થવાનાં જ્યારે 'કેટલાંક' કારણો હશે, ત્યારે આ પત્રના ગ્રાહક થવાનાં કેમ જાણ્યું કે 'કેટલાંક' કારણો નહિ હોય?

* * * *

પૂર્વનો સમય ગયો છે, આજે જનરુચિ બદલાઇ છે. તમે જગતપ્રતિ જોશો, તેની પ્રવૃત્તિપ્રતિ જોશો, તેની જરૂરીઆતોપ્રતિ જોશો, તેની માગણીપ્રતિ જોશો, તો તમને સહજ સ્પષ્ટ થશે કે આ પત્રનાં અધિક ગ્રાહક થવાને 'કેટલાંક' કારણો નથી, પણ ઘણાં છે. આજે વિદ્વાન્ અને સમર્થ પુરુષોના મંડલમાં પણ જ્યાં ત્યાં એ પ્રશ્ન ઊઠી રહ્યો છે કે મનુષ્ય ગમે તેટલી સમૃદ્ધિ મેળવે, ગમે તેટલી વિદ્યા મેળવે, ગમે તેવી કળાઓ ( arts ) નું જ્ઞાન પામે, ગમે તેવા પ્રયોગો કરે અને ગમે તો મોટાં રાજ્યો મેળવે તો તે બધું મેળવ્યા પછી શું? એ કંઇ કર્તવ્યનો અવધિ નથી.

આ પ્રશ્ન જ બતાવી આપે છે કે મનુષ્યને કાંઇ નવીન જોઇએ છે. જે કંઈ હાલ તેની પાસે છે, તેનાથી તે સંતુષ્ટ નથી.

અનેક વિદ્વાનો, વ્યાપારીઓ, પંડિતો, વ્યાવહારિક મનુષ્યો, ધનાઢ્યો, સત્તાધિકારીઓ વગેરે જ્યારે શાંતિથી અને વિચારપૂર્વક પોતાના જીવનનું નિરીક્ષણ કરે છે, ત્યારે તેમને સમજાય છે કે મનુષ્યે મેળવવાજેવી કોઈ બીજી જ વસ્તુ છે. અને તે એવી હોવી જોઇએ કે જે તેના જીવનને સુખમય અને રસમય કરી શકે. જ્યાં સુધી જીવન સુખનો અનુભવ કરી શકતું નથી, ત્યાં સુધી તે કોઈ પણ આગળ વધી શકતું નથી. અને જે આ પદાર્થો છે તે જ કેવલ મનુષ્યજીવનને સુખમય કે રસમય રાખી શકે કે કરી શકે એમ નથી. પણ કોઈ બીજી વસ્તુની પણ મનુષ્યને જરૂર છે.

* * * *

આવા અનેક વિચારો અનેક મનુષ્યોમાં આજકાલ ઉઠતા થયા છે, અને એ જ બતાવી આપે છે કે તેમના કર્તવ્યની દિશાને કંઇક બદલાવાની જરૂર છે, જ્ઞાતવ્યના હજી ઉંડા પ્રદેશમાં આવવાની તેમને અગત્ય છે, અને તેમના જીવનમાં તેમણે કાંઈ નવીન મેળવવાની અને ભેળવવાની પણ હવે અગત્ય છે.

જીવનના સર્વોપયોગી અને મહત્ત્વના પ્રશ્નતરફ જ્યારે મનુષ્યોના વિચાર વળ્યા છે, અને હજી વળતા જ જાય છે, તેવા પ્રસંગે તે જ પ્રશ્નને ચર્ચનાર આ પત્રપ્રતિ ઘણાનો લક્ષ જાય તો તે સ્વાભાવિક છે.

* * * *

આ પત્રનો શું ઉદ્દેશ છે એ પણ ઘણાને પ્રશ્ન થાય એમ છે. જીવનનો પ્રશ્ન આજકાલ ઘણો નાજુક થતો જાય છે. એક બાજુથી જીવનને સરલ અને ઉન્નત કરવાનાં સાધનોની ન્યુનતા થતી જાય છે, જ્યારે બીજી બાજુથી જીવનના મહત્વની, તેને ઉન્નત, સુખમય, રસમય અને સરલ કરવાની જરૂર વધારે અને વધારે પ્રમાણમાં મનુષ્યને સમજાતી જાય છે, જો મનુષ્યનું જીવન રસવાળું રહે છે તો જ કંઇ પણ સુખ પામવાના સંભવો રહે છે. જીવનને રસમય કરનાર બહારનાં સાધનોમાં પૈસાની ઘણી જરૂર પડે એમ છે. અને તે જેની પાસે ન હોય તેવો મનુષ્ય જીવનનો આનંદ લઈ શકે એમ છે કે કેમ, મનુષ્ય પોતાની પાસે એવું કંઈ છે કે કેમ કે જેનાથી તે સ્વતંત્રપણે પોતાના જીવનને રસમય કરી શકે, પોતાના નાના કુટુંબમાં, પોતાના નાના ઘરમાં, પોતાના થોડા પૈસા અને થોડા સાધનોમાં, પોતાના થોડા જ્ઞાનમાં, પોતાના થોડા સામર્થ્યમાં અને પોતાના થોડા વ્યવહાર તથા સંબંધમાં પણ મનુષ્ય પોતાના જીવનને સુખમય અને રસમય રાખી શકે એમ છે કે કેમ એ વગેરે મહત્વના અને જીવનના સંબંધના પ્રશ્નોની આ પત્રમાં ચર્ચા થશે.

મનુષ્યે પોતાના જીવનને સુખમય અને રસમય કરવાને તેણે કેવી રીતે વર્તવું જોઇએ તે સંબંધી અનેક વિચારો આ પત્રમાં પ્રકટ કરવામાં આવશે.

મનુષ્યજીવનસાથે કંઈ એક બે વસ્તુઓ સંબંધમાં આવતી નથી, પણ અનેક આવે છે, તેથી તેમાંથી મનુષ્ય પોતાના જીવનને લાભ કરનાર તત્ત્વને કેવી રીતે ખેંચી શકે તે સંબંધી પણ વિચારો થશે.

ગમે તેવું હલકું જીવન હોય તોપણ તે જીવનમાં રહીને મનુષ્ય અનેક કામ કરે છે, તો તે કામ એવી કેવી રીતે કરે કે જેથી તેને તે વધારે લાભકારક જણાય એની પણ ચર્ચા થશે.

સ્વલ્પમાં એ જ કે મનુષ્યજીવનને લગતા અનેક વિચારોની આ પત્રમાં ચર્ચા થશે.

* * * *

જનમંડલ! આ પ્રવૃત્તિને લગતી ઘણી બાબતો તમારે જાણવા જેવી છે, અને તે તમને જણાવવામાં આવશે. તમે જો આ પત્રનો સંગ કરશો અને તેની વિવિધ પ્રવૃત્તિમાં ભળશો તો થોડા જ સમયમાં તમને જણાશે કે તમારૂં જીવન વધારે સુખી, રસમય, ઉન્નતિ પામતું, ઉપયોગી અને આનંદમય થયું છે.

તમારા જીવનને આદર્શમય કરવાની જરૂર છે, અને તે થઈ શકે તેવું છે. ચાલો ત્યારે, ઈશ્વરસ્મરણ કરીને હવે તે કરવા તરફ લક્ષ આપીએ.




પદ. (મુખ નહિ બોલે, બાળા તમારી, એ લય.)

નિત્ય નિરંતર, બાહ્યાભ્યંતર, સઘળે જેનો વાસ,
હાં... એવું હું છું અદ્દભુતસરખું, જીવન સ્વયંપ્રકાશ.
જ્યાં જ્યાં મારો ઉદ્દભવ થાતો, ત્યાં ત્યાં સર્વૈશ્વર્ય,—
સહજે પ્રકટે, સૂર્ય ઉગતાં, પ્રસરે જેમ ઉજાશ; એવું હું૦
સર્વ કોઈને ઉન્નત કરવા, એ છે મારો ધર્મ,
મોંમાગ્યું દઉં તેને જે મુજમાંહિ ધરે વિશ્વાસ; એવું હું૦
મૃતસરખાને સજીવન કરવું, એ મારે મન રહેલ,
કાં જે એ તો થઈ રહ્યો મુજ, સ્વાભાવિક વિલાસ; એવું હું૦
મુજમાં હરતા ફરતા સઉ જન, પણ નવ મુજને જોઈ,—
શકતા,—એવો પ્રકટ છતાં પણ, મારો ગુપ્ત અવાસ; એવું હું૦
યોગ્ય વિધિથી પ્રતિક્ષણ મુજને, ગ્રહણ કરે જે ઉર,
તેનામાં સઘળાં સામર્થ્યો—કેરો કરૂં વિકાસ; એવું હું૦
જીવન સઉ કો કહે મને પણ, લહે ન તેનો મર્મ,
મને સમજવા વિરલ જગતમાં, કરે યથાર્થ પ્રયાસ; એવું હું૦
ઉપવાસે આહારે ને જાગરણે નિદ્રામાંહિ,
એમ સર્વ વસ્તુ ને સ્થિતિમાં, મારો નિત્ય નિવાસ; એવું હું૦
યત્ન કરો કો મુજને ગ્રહેવા, દેવા છું તૈયાર,—
જેને જે જે માગે તેને, મારો એ અભ્યાસ; એવું હું૦
રખે મને કોઈ સ્વર્ગે ધારો, કે ગિરિજંગલમાંહિ,
ગ્રહણ મને કરી લેજો તમમાં, લેતાં એક જ શ્વાસ; એવું હું૦
જે જોઈએ તે સહજે પામશો, ગ્રહેતાં મુજ આધાર,
નિશ્ચિંત રહેજો, અષ્ટ પ્રહર છું, નિત્ય તમારી પાસ; એવું હું૦



# આપણું હાલનું કર્તવ્ય.

મનુષ્યજન્મ કાંઈ એક જ કામ કરવાને સર્જાયો નથી. મનુષ્યમાં અનેક જાતની શક્તિઓ હોવાથી તે અનેક કાર્યો કરવાને માટે સર્જાયો છે, એ સાધારણ બુદ્ધિવાળો માણસ પણ સમજી શકે એમ છે. અને આજ સુધીમાં આપણા જીવનમાં આપણે જે કંઈ કર્યું છે અને કરીએ છીએ, તથા બીજા અનેક મનુષ્યોએ તેમનાં જીવનમાં જે કાંઈ કર્યું છે અને કરે છે, તેનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને સહજ જણાય છે કે મનુષ્ય એક કામ કરવા સર્જાયો નથી. અને એક કામ કરીને બેસી રહેવાથી તેને ચાલે તેમ પણ નથી. તેથી આપણે એ ચોક્કસ નિર્ણય કરીએ એમ છે કે મનુષ્યનું અનેક કર્તવ્ય છે.

પણ આ સ્થળે જે આપણે વિચાર કરવાનો છે તે એ છે કે આપણું હાલનું કર્તવ્ય શું છે. આપણે આપણાં સ્વતંત્ર કર્તવ્યો તો કર્યા કરીએ છીએ, અને તેમાં કોઇની સૂચનાની જરૂર નથી, પણ આપણે બધા મળીને જે કાંઈ કરવાનું છે એવું જે કર્તવ્ય, અને તે પણ હાલનું એટલે જે આ સમય જાય છે, અને જેમાં હાલ આપણે છીએ તેવા સમયનું આપણું બધાનું શું કર્તવ્ય છે તેનો વિચાર કરીએ.

આપણા હાલના કર્તવ્યમાં બીજા બધા વિષયમાં ગમે તેટલો મતભેદ હોય તોપણ આપણે એક બાબતમાં એકમત થઈશું, અને તે એ કે આપણામાં જે કાંઈ દુર્બળ અને ઢીલા તથા આપણને નકામા નરમ ઘેંશજેવા કરી નાંખનાર વિચારો છે, તેને છોડી દેવા, અને બળવાન્ વિચારો કરવા.

મનુષ્ય એ શું છે ? બીજું કાંઈ જ નથી પણ વિચારોથી ઘડાયેલી એક મૂર્તિ, વિચારરૂપી ચાવીથી ચાલતી ગાડી, વિચારરૂપી તેલથી બળતો દીવો વિચારરૂપી પવનથી ફરતી ચક્કી અને વિચારરૂપી હલ્લેસાથી ચાલતું ઝાઝ અથવા નાવ છે. મનુષ્યના તમે જૂદા જૂદા વિભાગો કરો અને તમને જણાશે કે તેના તે દરેક વિભાગમાં જે કંઈ ક્રિયા અથવા કહો કે જે કંઈ પણ થાય છે તે વિચારને લીધે થાય છે. મનુષ્ય ખાવાની, સુવાની, બોલવાની, ચાલવાની, જે કંઈ ક્રિયા કરે છે તે બધી વિચારથી થાય છે. મનુષ્યના શરીરમાં કોઈ એવી જગા હશે કે જ્યાં લોહી કદાચ ન જાય, પણ તેમાં એવી એક પણ જગા નથી, કે જ્યાં વિચાર ન જઈ શકે. વિચાર ન જઈ શકે એટલું જ નહિ પણ તે જગાએ જઇને તે પોતાની ધારેલી અસર ન ઉપજાવી શકે એવી પણ કોઈ જગા નથી. આથી આપણે ઉપર જે નક્કી કર્યું કે ' મનુષ્ય એ બીજું કાંઇ નથી પણ વિચારોથી ઘડાયેલી એક મૂર્તિ છે ' વગેરે, તે બરાબર છે એમ આપણને સ્પષ્ટ સમજાય છે.

પણ મનુષ્ય જે વિચારો કરે છે તેમાં બે જાત હોય છે—બે જાતના વિચારો હોય છે. તેને માટે બીજા કોઈ ગમે તેવા સારા શાસ્ત્રીય શબ્દો વાપરે, પણ હું તેનાં જૂદાં નામ આપું છું. એક ' તણખલું પણ ન તોડે એવા વિચારો ' અને બીજા ' પહાડને પણ પાડું મારે એવા વિચારો. કેમ, આ શબ્દો તમને કેવા લાગે છે ! આપણે જે કંઈ વિચાર કરીએ છીએ તે વિચારોના આકારો અથવા ઘાટ હોય છે, તે તમે જાણતા જ હશો.

ત્યારે બીજાઓ વિચારોના આકારને ગમે તે શબ્દો વાપરીને કહે, પણ મેં જે ઉપર બે જાતના વિચારો કહ્યા તેના ઘાટ કેવા હોય છે તે મારા શબ્દોમાં કહું ! 'તણખલું પણ ન તોડે' એવા વિચારોના ઘાટ કેવા હોય છે તે જાણો છો ? જાણે અતિશય પાણીને કોહી જઇને લબલબીયું થઈ ગયેલું કેળું અથવા ફેંકી દેતાં ફચ દઇને ફાટીને જેવી અમરૂડની કેરી દેખાય તેવા હોય છે. અથવા તમે જ્હા કે દુધમાં બોળેલું બીસ્કીટ જોયું છે ! અથવા દુધમાં થોડીવાર બોળી રાખેલી રોટલી જેવી ઢીલી થઈ ગઈ હોય તેવો ઘાટ તે જાતના વિચારોનો છે, વળી એક બીજી ઉપમા આપું તો એ પણ આપી શકાય કે કોઇ માણસને ફાંસી દઇને તેને ફાંસીના લાકડે લટકાવી રાખ્યો હોય અને તેના માથાથી નીચેનું આશ્રુવિનાનું ધડ જેવું ઢીલું જણાય તેવા પેલા 'તણખલું પણ ન તોડે' તેવા વિચારો છે. અથવા ટુંકા જ શબ્દોમાં કહી દઉં તો તે વિચારો છાણના પોદળાજેવા છે. અને જરા શોભીતી ભાષા વાપરીને કહું તો એ રીતે કહી શકાય કે તે વિચારો બળેલી કાથાની દોરડીજેવા છે.

અને 'પહાડને પણ પાટું મારે' એ વિચારનો ઘાટ કેવો હોય છે ? શિયાળાની કડકડતી ટાઢમાં ઠારેલા દોઢશેરીઆ ઘીના—અને તે પણ કાનમના ઘીના બનાવેલા લાડુજેવો ! કેમ, કંઈ અચાનક મોંમાં પાણી આવી ગયું ! ખરેખરી ઉપમા આપતાં સકોચ થાય છે; પણ તમને તેનું રમણીય સ્વરૂપ સમજાવવાની જરૂર છે, તેથી સભ્યજનોની જરા ક્ષમા માગીને કહું છું. તે નવ રસમાંના એક સુંદર રસની ઉપમા છે, પણ બરાબર છે. અને તેથી જરા ગોળે વીંટીને વાત કરૂં. રાજ્યસત્તાને પણ જો કોઈ ગોળે વીંટીને કંઈ કહી દે છે તો તે વાતની એ સત્તા પણ ગમ ખાઈ જાય છે, તો તેના કરતાં પણ ક્ષમા આપવામાં ઉદાર જે સભ્યજનો તેઓ મારી ગોળ વીંટી કહેલી ઉપમાપ્રતિ એક ક્ષણવાર અલક્ષ કરી લે તો તે તેમને શોભા આપનારૂં છે, અને મને કહી દેવાનો અવકાશ આપનારૂં છે ! એ રસમાં જે વસ્તુની પ્રધાનતા છે તે વસ્તુનો કોઈ એક વિભાગ કે જેનું કવિઓ અને રસિકજનો રસિક રીતે ભવાં ચઢાવીને અને મલકતે મુખે 'દેહેરાવિનાના ઉમયાનાથ' આદિ શબ્દો કહીને પણ કથન કરતા સકોચાતા નથી, તેની દડતાજેવો 'પહાડને પણ પાટું મારે' એ વિચારનો ઘાટ છે. ઉપેક્ષા એ સભ્યજનોનું મોટું લક્ષણ છે, છતાં કદી વ્યામોહ થઇ આવે તો क्षंतव्यं भवद्भिः ( આપવડે ક્ષમા કરાવા યોગ્ય છું. ) 'પહાડને પાટું મારે' એવા વિચારોના બીજા પણ ઘાટ હોય છે.

હું ધારૂં છું કે આ ઉપમા દેવામાં એક નિર્દોષ રસિક વિનોદવિના બીજો કંઈ જ ભાવ નથી, એ સ્પષ્ટ કરવાની જરૂર નથી.

હવે કહો. આ બે વિચારમાંથી તમને કયા વિચારો ગમે છે ! કોણ કહે એમ છે કે મુડદાલજેવા પેલા 'તણખલું પણ ન તોડે' એવા ? સર્વ કોઈ 'પહાડને પણ પાટું મારે' એવા ઘાટના વિચારો પસંદ કરે છે. તો પછી તમે કરો એમાં શું આશ્ચર્ય !

અને આપણું હાલનું કર્તવ્ય શું છે તે આ જ જગાએ નક્કી થઇ જાય છે. પૂર્વે કહ્યું તે પ્રમાણે આપણે વિચારોથી ઘડાતી મૂર્તિ છીએ, અને તેથી જો આપણે તણખલું પણ ન તોડે તેવા વિચારો કરીએ છીએ તો આપણે તેવા જ થઈએ છીએ. આપણી મૂર્તિ

તેવી જ થાય છે અને જો આપણે પહાડને પણ પાડું મારે એવા વિચાર કરીએ છીએ તો આપણે શિથિલતાવિનાના અને દૃઢ..બળવાળા થઇએ છીએ.

આપણો દેશ જે આજે દુર્બલજેવો જેની તેની નજરમાં ગણાયો છે તેનું કારણ એ જ છે કે આપણે અને આપણે એટલે બીજું કાંઈ જ નહિ પણ આપણો દેશ તે—તણખલું પણ ન તોડે તેવા વિચારોને કરતો થઈ ગયો છે. દરેક કામ, પછી ગમે તો તે નાનું હોય કે મોટું પણ તેના સંબંધી તૃણખલું પણ ન તોડે એવા વિચારોથી જ મનુષ્યો વિચાર કરનાર થઈ ગયા છે. અને તેથી પરિણામ એ આવ્યો છે કે મનુષ્યમાં તણખલું પણ ન તોડે એવા વિચારો જ માત્ર નથી રહ્યા, પણ તેઓ જાતે જ તણખલું પણ ન તોડે એવા થઇ ગયા છે. કારણ ? કારણ આપણે ઉપર જણાવી જ ગયા છીએ કે જેવા આપણે વિચાર કરીએ છીએ તેવા જ આપણે થઈ રહીએ છીએ.

અને તેવા થઈ રહેવાને લીધે આપણા કોઈપણ કામમાં–પછી તે શરીરનું હો, બુદ્ધિનું હો, મગજનું હો કે મનનું હો પણ તેમાં કશો જ ભલીવાર હોતો નથી. જેમાં ને તેમાં આપણા વિચારો 'શિવારામ ગારદી અને જ્યાં બેડા ત્યાં બે મહિનાને બાર દી'ની પેઠે નરમ હોય છે. અને જેવા આપણા વિચારો તેવા જ આપણા હાથ, તેવા જ આપણા પગ,–મન, બુદ્ધિ, મગજ, કલ્પના વગેરે બધું જ તેવું. કારણ કે જેવા આપણા વિચારો હોય છે તેવી જ આપણી મૂર્તિ હોય છે.

.. આ તણખલું પણ ન તોડે એવા વિચારો કરવાથી શું થાય છે ? કોઈ પણ કામે જલદીથી કરવાનો આપણને વેગ પ્રકટતો નથી, કોઈ પણ નવા કામમાં અથવા જ્યાં કંઈ નવીન જાતની મહેનત કરવાની હોય છે અથવા જ્યાં કંઇ આપણામાંની કોઈ નવીન જાતની શક્તિનો ઉપયોગ કરવાનો હોય છે, ત્યાંથી કેસરપખુની પેઠે તરત ભડકીને આઘા ખસીએ છીએ. આપણે કંઈ પણ મહાન્ કાર્ય કરી શકીએ એમ છે, આપણે કંઈ પણ ઉચ્ચ અને ભવ્ય ઉદ્દેશને સિદ્ધ કરી શકીએ એમ છે, એમ આપણને સ્વપ્નમાં પણ સ્ફુરતું નથી. કોઈ પણ કામ કરતાં પહેલાં તેમાં પરાજય (હાર)ના અને નિષ્ફલતાના વિચારો જ આપણામાં પ્રકટે છે. આપણો જેમાં અને તેમાં અનધિકાર છે, આપણે કોઈ મોટું ફલ મેળવવાના ભાગ્યવાળા નથી, આપણામાં કોઈ મોટું કાર્ય કરવાનું સામર્થ્ય નથી, આપણને કાંઈ ઉત્તમ કે મહત્વનું કાર્ય કરવાઅનુકૂળતા અને જોઈએ તેવાં સાધન નથી–આવા અસંભવના જ વિચારો આપણામાં થાય છે. આપણામાં તે ફલાણી શક્તિ ક્યાંથી હોય, આપણને તે અમુક જાતનું જ્ઞાન ક્યાંથી મળે, આપણાથી તે અમુક મોટી પદવી શી રીતે મેળવી શકાય, આપણાથી તે ભાષણ શી રીતે કરાય, આપણાથી તે ધનવાન્ થવાવાનું જ નથી— લાખ મળવાના નથી અને લખેશરી થવાના નથી, આપણા જેવાથી તે મન ઉપર જય શી રીતે મેળવાય, સંકલ્પસિદ્ધિ કે એવી જ કોઈ સિદ્ધિ હોય, અથવા ભક્તિ, ઈશ્વરોપાસના કે એવાં જ કોઇ સાધન હોય તો તે આપણાથી શી રીતે સધાય—આવી જાતના દરેક બાબતમાં દુર્બલતા અને અશક્તિના જ નિશ્ચયો આપણામાં સ્થિર રહે છે, અને તેથી કરીને આપણે તેવા જ રહીએ છીએ. કારણ કે આપણે જેવા વિચાર કરીએ છીએ, તેવા આપણે થઇએ છીએ,

અને પહાડને પણ પાડું મારે એવા વિચારો કરવાથી શું થાય છે ? કોઈ પણ કામ વેગપૂર્વક કરવાનું આપણને મન થાય છે. અને જલદીથી કામ કરવાનું બળ પ્રકટે છે. મોટું કાર્ય કરવાનો ઉત્સાહ થાય છે, અને તે જ્યારે કરીએ છીએ ત્યારે જ જંપીએ છીએ. કંઈ પણ કામ કરવાને માટે જોઈતાં સાધનો ગમે તો સાતમે પાતાળે કે ગગનમાં હોય છે તો ત્યાંથી પણ તે લાવીએ છીએ ઉત્તમ પ્રકારની આપણામાં રહેલી શક્તિઓને કેળવવાનો આપણને આગ્રહ પ્રકટે છે, કંઈ પણ કામ નહિ થઈ શકે એવું કહેતાં આપણને સંકોચ થાય છે, મનને બલવાન્ કરવાનું, બુદ્ધિને, પ્રતિભાશક્તિને તેજસ્વી કરવાનું, અને તે વિના આપણામાં જે કંઇ ગુપ્ત બળ રહેલું છે તેને પ્રકટ કરવાનું સામર્થ્ય આપણામાં જ છે, એમ આપણને પૂર્ણ રીતે સમજાય છે. કંઈ પણ પ્રયત્ન કરતાં આપણે પાછી પાની કરતા નથી, કોઈ પણ કઠિન સાધન સાધવાનું આવે તો તેની કઠિનતા જોઈ નાહિંમત થઈ જતા નથી, પણ એના કરતાં પણ વધારે કઠિનતાવાળું કાર્ય કરવાનું આપણામાં સામર્થ્ય છે એમ જણાય છે. આપણે ધારીએ તે વખતે પ્રસન્ન, નિશ્ચિંત, ઉત્સાહવાળા, દૃઢ નિશ્ચયવાળા, આળસવિનાના અને કેવળ જીવનમય થઈ શકીએ છીએ અને ગમે તેટલો સમય તેવી સ્થિતિને ટકાવી શકીએ છીએ. આપણાં સર્વ સામર્થ્યોને અત્યંત પ્રમાણમાં વધારી શકીએ છીએ. કોઈ નવું કામ કરવાનું આવે તો તે પણ ઉત્તમ રીતે કરીએ છીએ, શરીરમાં યુવાવસ્થાને-બળને-અખંડ રાખી શકીએ છીએ અને આપણા આયુષ્યની વૃદ્ધિ કરી શકીએ છીએ. મનુષ્યના દેવ બનીએ છીએ, દેવના ઈશ્વર બનીએ છીએ. આથી આપણે બીજું વધારે શું જોઈએ !

આજની પ્રજા અનેક ઇચ્છાઓવાળી છે. કોઈને ઉત્તમ શરીરબળ મેળવવું છે તો કોઇને પુષ્કળ મનોબળ મેળવવું છે, કોઇને ઉત્તમ વ્યાપાર કરવાની શક્તિ મેળવવી છે તો કોઇને અધ્યાત્મબળ મેળવવું છે, કોઇને જ્ઞાતિનો ઉદય કરવાની ઇચ્છા છે તો કોઇને દેશનો ઉદય કરવાની ઇચ્છા છે, કોઇને સમર્થ લેખક થવાની મરજી છે તો કોઇને મનોહર ગાયક થવાની મરજી છે, કોઈને ઈશ્વરને પ્રસન્ન કરવાની ઇચ્છા છે તો કોઇને શહેનશાહને પ્રસન્ન કરવાની ઇચ્છા છે, કોઇને સ્ત્રીકેળવણીની પ્રબળ ઇચ્છા છે તો કોઇને બાળકોને કેળવવાની પ્રબળ ઇચ્છા છે. આમ સર્વ મનુષ્યોમાં કંઈ કંઈ ઇચ્છા છે, અને તે સિદ્ધ કરવા તેઓ ઇચ્છે છે, તેમ છતાં તેમાંના મોટા ભાગના મનુષ્યોના વિચારો જોઈએ તો પેલા તણખલું પણ ન તોડે તેવી જાતના હોય છે, તેવી જ જાતના વિચારો કરવામાં તેઓ અખંડ રમ્યા કરતા હોય છે.

આમ છે તો પછી તેઓ તેમની ઇચ્છાને શી રીતે સિદ્ધ કરે ! કારણ કે તેઓ ઇચ્છે છે તો આરંભ કરવા, પણ તેમણે તેમના વિચારવડે તેમની પોતાની એવી મૂર્તિ રચી છે કે જેના મોંમાં જીભ જ ન મળે. તેઓ ઇચ્છે છે તો ગગનમાં જવા કે ઉન્નતિના શિખરઉપર ચઢવા, પણ તેમના વિચારવડે તેમણે પોતાનું જે શરીર બનાવ્યું છે તેમાં તો સમુળગા પગ જ નથી હોતા ! જ્યારે આમ છે ત્યારે પછી તેમની ઇચ્છા શી રીતે સફળ થાય !

આજનો સમય કાર્ય કરવાનો છે, ઉન્નતિ પામવાનો છે, નવીન વિચારોને પારખ

કરવાનો છે, પૂર્વના પુરુષોમાં જે કંઇ સામર્થ્યો હતાં તેને પોતાનામાં પ્રકટાવવાનો છે અને તે ઉપરાંત બીજાં અનેક નવીન સામર્થ્યોને પ્રકટાવવાનો આજનો સમય છે. તેથી આવા સમયમાં–હાલના સમયમાં–આપણું કર્તવ્ય એક જ છે કે પહાડને પણ પાટું મારે તેવા વિચારો અખંડ કરવા. તે વિચારોમાંથી ચળીને કોઈ પણ વખતે તરણું પણ ન તોડે તેવા વિચારોમાં આવવું નહિ

તરણું પણ તોડે નહિ એવા વિચારો કરવાથી આપણે આજ સુધી દુર્બલ રહ્યા છીએ, અને તેથી જ્યાં સુધી તેવા વિચારો કરીશું ત્યાં સુધી તેવા જ રહીશું. તેવા રહેવાનું આપણે કશું જ કારણ નથી. અને તેમાં પણ સૌથી પહેલું તો એ જ કે આપણી તેવા રહેવાની મરજી નથી. અને મરજી નથી તો પછી આપણે શા માટે તેવા રહેવું ! તેમ જ જો આપણી મરજી નથી તો પછી આપણને તેવા રાખનાર પણ બીજું કોણ છે !

પ્રજાને નિર્માલ્ય થવાનું, દબાયલી ગૌવાંજેવું થવાનું, મનની નિર્બળતાવાળી થવાનું, નિઃસત્ત્વ થવાનું બીજું કશું જ કારણ નથી. તે રાત દિવસ તણખલું પણ ન તોડે તેવા વિચારને જ કર્યા કરતી હોય છે. અને મુખ્ય નિયમ તો એ જ છે કે પ્રજા જેવા વિચાર કરે છે તેવી તે થાય છે.

આથી આપણું હાલનું કર્તવ્ય એ છે કે પહાડને પણ પાટું મારે તેવા વિચારો કરીને આપણે સર્વ રીતે આગળ વધવું. ઘણા કહે છે કે આપણામાં બળ નથી, આપણને એવા સંજોગો મળેલા નથી એટલે પછી આપણે તેવા વિચારો શી રીતે કરીએ ? આ તો પંદરમા સૈકામાં એક ડોશીએ કહેલી વાત કહી. એ વાત તો હું જાણું જ છું. પણ તમે એ વાત જાણો છો કે તેવું બળ આપણામાં નથી હોતું અથવા તેવા સંજોગો આપણને નથી મળેલા હોતા તેનું કારણ શું ? કારણ એ જ કે આપણે તણખલું પણ તોડે નહિ એવા વિચારો કર્યા હોય છે. તો પછી આપણને બળ અને સંજોગો શી રીતે મળે ? જેવા આપણે વિચાર કરીએ છીએ તેવા જ આપણે થઇએ છીએ એ વાતને શા માટે ભૂલી જાઓ છો ? તમે જાણો છો કે અમુક બળનું પ્રકટ થવું અને અમુક જાતના સંજોગો ઉત્પન્ન થવા, તેમાં શું કારણ હોય છે ? આપણા વિચાર જ કારણ હોય છે. પહેલું બળ પ્રકટતું નથી કે પહેલા સંજોગો ઉત્પન્ન થતા નથી. સઉથી પહેલા તો વિચાર જ હોય છે. ઈશ્વરે આ સૃષ્ટિ રચવામાં પણ પહેલો વિચાર કર્યો–ઇક્ષણ–સંકલ્પ કર્યો, અને પછી જ તે પ્રમાણે બળ અને સંજોગો તથા બીજું બધું તૈયાર થયું.

તમારે પણ તમારી એક સૃષ્ટિ જ રચવાની છે કે જેમાં અમુક જાતનું બળ અને અમુક જાતના સંજોગો રચાય. અને તેથી તમારે પણ ઈશ્વરની પેઠે સઉથી પહેલાં વિચાર જ કરવાના છે. માટે અનુકૂળ બળ અને સંજોગોની વાટ ન જુઓ. એ જાતની વાટ જોવાનો વિચાર તમે આજ સુધી તણખલું પણ ન તોડે તેવી જાતના વિચાર કરવાથી જ તમને થયા કરે છે. અને એ વિચાર તમારી સૃષ્ટિમાં બળ અને સંજોગોને બનવા જ દેતો નથી. દુધ હોય છે તો જ તેમાંથી દહીં, માખણ, ઘી વગેરે થાય છે તેમ વિચારની પછી જ બળ, સંજોગો વગેરે પ્રકટે છે.

માટે તરણું પણ ન તોડે તેવા વિચારોને તિલાંજલિ આપો. તેમનો દેશનિકાલ-કરો કે મગજનિકાલ કરો. ગમે તે કામમાં એવા વિચારો પ્રકટે કે તરત અટકો. જાણો કે તમે જો કોઈ શિખરઉપર ચડ્યા હશો તો ત્યાંથી તમને નીચી ઉંડી ખાઈમાં ગબડાવી દેનાર તે એક ધક્કો છે.

બીજાં કર્તવ્યો પછી કરજો, પણ હાલનું કર્તવ્ય પહેલું કરો. કારણ કે તે હાલનું છે. દશેરાને દહાડે ઘોડું ન દોડ્યું તો પછી તેની બાર મહિનાસુધી ચાકરી કર્યાનું અને ખવડાવ્યાનું ફળ શું ? હાલના સમયનું કર્તવ્ય જો આપણાથી ન સધાયું તો તે જીવન શા કામનું ? શું આપણે કંઈ અગારમા કે અઠ્ઠાવીસમા સૈકામાં જીવીએ કે રહીએ છીએ ? અને જો તેમ નથી તો પછી આપણે જે સમયમાં જીવીએ અને રહીએ છીએ તેના કર્તવ્યને કરવું જ જોઈએ. કારણ કે આપણે જીવવું છે અને રહેવું છે.

કોઈ પણ કાર્ય કરવું હોય તો ઢીલા ઢબ થઈને પોદળાજેવા બની ન રહો. છાણને જ પોદળા થવા દો. જગતમાં પોદળા ઘણાએ છે. જગતને જે જોઈએ છે તે પહાડને પણ પાડું મારે એવા મનુષ્યો છે. તમે મનુષ્ય છો, અને તેથી જગત્ તમારી તરફ તેવી જ આશાથી જોઈ રહ્યું છે. શિથિલતા, અશ્રદ્ધા, અધૈર્ય, નિરુત્સાહ, શંકા, ભય, અશક્યતા, એ બધું તણખલું પણ ન તોડે તેવા વિચારો કરનાર માટે છે. અને એ વિચારોને કરવા એ હાલનું કર્તવ્ય નથી. એ બધા વિચાર છોડી દો; ઉત્સાહના, આગ્રહના, શ્રદ્ધાના, નિશ્ચિંતતાના, ઉદ્યમના, દઢતાના વિચારો પ્રકટાવો, તેનાથી આખા જગતને છાઈ દો, તેનાથી આખા જગતને જીવનમય બનાવી દો અને તમે તથા જગત્ પૂર્ણ જીવનમય થઈ રહો.

આ વિચારોના સંસ્કારો તમારામાં પડ્યા હોય એમ તમને લાગે છે ? એ જાણવાની કળા તમારી પાસે જ છે. તમારામાં આ વિચારોના સંસ્કારો પડ્યા છે એમ નિશ્ચય માનજો કે જો આ વિષય વાંચીને તમારા મિત્રોને મળતાં પહેલો જ પ્રશ્ન તમે એ કરો કે 'કેમ ભાઇ ! તમે તણખલું પણ ન તોડે તેવા વિચારો કરો છો કે પહાડને પણ પાડું મારે તેવા વિચારો કરો છો ?'

# जीवननां फुलडां.

પદ. ( મીરાંને પૂર્વ જન્મની પ્રીતરે; એ લય. )

લ્યો રે મધુરાં મધુરાં આ ગુલાબ રે, એ તો ફુલડાં જીવનનાં,
કોઈ ફુલડાં જીવનનાં.

અમે તો ભરીયાં ફુલડે અમારાં છાબરે, લેજો ફુલડાં જીવનનાં,
આ લો ફુલડાં જીવનનાં—દઇએ ફુલડાં જીવનનાં.

મીઠાં ને મૃદુતાભર્યાં, જીવનકેરાં ફુલ,
ચૌદ લોકની સાહ્યબી, અમારાં ફુલડાંઉપર જાણો ડુલરે;
એવાં ફુલડાં જીવનનાં: અમારા ફુલડાં જીવનનાં:—

જરી પણ જેને સુંઘતાં, ચઢે ખુમારી અપાર,
મદભરીયાં એ ફુલને, અમો તો વેચું છચોક બજાર રે;
લ્યો રે ફુલડાં જીવનનાં: આ રે ફુલડાં જીવનનાં:—

એ ફુલડાંને સુંઘવા,-ની તો નોંખી રીત,
વિરલો લેવણહાર તો, પ્રાણુસાટે પણ કરતો ખરીદ રે,
એવાં ફુલડાં જીવનનાં: વિરલાં ફુલડાં જીવનનાં:—

વિપત્તિ, વ્યાધિ, મરણને, પણ ટાળી દે જેહ,
અમૃતથી અદકાં ઘણાં, દઇએ તમને આણીને સાચો સ્નેહ રે,
અમારાં ફુલડાં જીવનનાં: મીઠાં ફુલડાં જીવનનાં:—

પુષ્પ અધિક એ સુંઘવા, ઇચ્છા થાય લગીર,
તો તો વહાલાં ! આવજો, અમારે જીવનકેરે મન્દિર રે;
સુંઘવા ફુલડાં જીવનનાં: લેવાં ફુલડાં જીવનનાં:—

એક વખત પણ જો કદી, લેશો એની વાસ,
મનની મસ્તી માણતાં, કહેશો ' સાર્થક આ ભવનો પ્રવાસ રે; '
સુંઘે ફુલડાં જીવનનાં: પામ્યે ફુલડાં જીવનનાં:—



# जीवनबळने वधारवानी कळा.

કેટલાક જાણે છે કે જીવન તો મનુષ્યમાં જ છે. પણ તેમ નથી. પશુમાં પક્ષીમાં, અને વનસ્પતિમાં પણ તે રહેલું છે. એટલું જ નહિ પણ જેને જગત્ જડરૂપે કહે છે એવી ધાતુ, પાષાણ માટી, ગમોટી, લાકડું વગેરે વસ્તુઓમાં પણ તે રહેલું છે. પરંતુ તેમાં તે અત્યંત ઉંડાણમાં છે, તેની કળા અભિવ્યક્ત થઇ નથી-બહાર પ્રકટ રૂપમાં આવી નથી-તેથી તે કેવળ જડ રૂપમાં ગણાય છે. જો કે તેનાં ગર્ભ ભાગમાં રહેલું જીવન ત્યાં રહીને તે તે વસ્તુઓમાં પોતાના સામર્થ્યને પ્રકટાવ્યા જ કરે છે. તેવી વસ્તુઓ ગુપ્ત જીવનવાળી વસ્તુઓ છે, વનસ્પતિ ગુપ્ત અને પ્રકટ એ પ્રકારની જીવનની ઉજાસ કળાવાળી છે. પશુસૃષ્ટિ વિશેષ પ્રકટ અને અલ્પ ગુપ્ત જીવનવાળી છે, જ્યારે મનુષ્યજાતિ પૂર્ણ જીવનવાળી છે. જો કે તેમાં પણ કેટલાકમાં જીવનની પ્રકટ કળા પ્રમાણમાં ઓછી હોય છે, અને ગુપ્તપણે તેની કળા વધારે પ્રમાણમાં રહેલી હોય છે, તેમ છતાં બીજી પશુ વગેરે જાતિઓને જીવનની એ ગુપ્ત કળાને બહાર પ્રત્યક્ષ કરવાની જેટલી સાધનસામગ્રી મળેલી છે, તેના કરતાં મનુષ્ય જાતિને વિશેષ પ્રમાણમાં મળી છે. જે સાધનો તથા દ્વારવડે જીવનનો આવિષ્કાર ( Expression-બહાર સ્થૂલ અથવા પ્રત્યક્ષ રૂપમાં પ્રકટવું તે ) થાય છે, તે સાધનો તથા દ્વાર મનુષ્યને વધારે ઉત્કૃષ્ટ પ્રકારનાં હોવાથી તેમાં સર્વોત્તમ પ્રકારની જીવનની અભિવૃદ્ધિ થાય છે,

પરંતુ જીવનની જે રીતથી વૃદ્ધિ થાય છે એ રીત દરેક સૃષ્ટિમાં એક સરખી જ છે. વનસ્પતિ, પશુ કે મનુષ્ય-સર્વે તેમાં જીવન એક જ રીતે વૃદ્ધિને પામે છે. જીવનની વૃદ્ધિ કરવામાં કુદરત વનસ્પતિને વધારે સહાય કરે છે અને મનુષ્યને નથી કરતી, તેમ પશુને તેણે જીવનબળ પ્રકટાવવાને માટે શરીર વગેરે વધારે બળવાળાં સાધન આપ્યાં છે અને મનુષ્યને નથી આપ્યાં એમ પણ નથી. બીજી સૃષ્ટિઓને કુદરત વધારે સહાય કરે છે, અને મનુષ્યને ઓછી કરે એવું નથી. ઉલટું મનુષ્ય કુદરતની સાથે બનતો ન હોવાથી ઘણી વખતે કુદરત તેને વધારે સહાય ન કરતી હોય, એમ એકાએક જણાય છે. પણ ખરું જોતાં તેવું નથી. વસ્તુતઃ કુદરત અને મનુષ્યને અનન્ય સંબંધ છે, પણ મનુષ્ય તેની સાથે બનતો ન હોવાથી તે લાચારીએ માન સેવે છે.

જેથી તેવી સ્થિતિ બમણી હાનિ કરે છે—એક તો જીવનબળની વૃદ્ધિ થવા નથી દેતી અને બીજું જે જીવનબળ પ્રાપ્ત હોય છે તેનો નાશ કરે છે.

પેલા પુષ્પને જુઓ. તે ખીલવાની ક્રિયા કરે છે. ત્યારે તેનામાં જે જાતનું જીવન-તત્ત્વ હોવું જોઇએ તેવા જીવનતત્ત્વથી તે પુષ્પ કેવું ભર્યું પૂર્યું છે ? થોડા દિવસપછી જોજો. જ્યાં તેનામાં ગતિ અથવા ક્રિયા નાશ પામે છે કે તરત તે સુકાવા માંડે છે.

મનુષ્યનું પણ તેમ જ છે. તે જ્યાં સુધી ક્રિયા કરે છે ત્યાં સુધી તેનામાં જીવનબળની વૃદ્ધિ થાય છે, અને જ્યાં કામ કરતો અટકે છે કે તેની વૃદ્ધિ પણ અટકે છે. વ્યાધિ, વૃદ્ધાવસ્થા વગેરેમાં મનુષ્યની જે ઇન્દ્રિયો અને શક્તિઓ નથી કામ કરતી તે ભાગમાં જીવનબળનો ઘટાડો થઇ જાય છે.

આથી જીવનબળની વૃદ્ધિ કરવાને માટે ક્રિયા અથવા ગતિની અત્યંત જરૂર છે. જ્યાં જ્યાં જીવનની વૃદ્ધિ થાય છે ત્યાં ત્યાં થમ ક્રિયા થાય છે. ક્રિયાની સાથે જ જીવનની વૃદ્ધિનો સંબંધ છે.

આથી ક્રિયા કરો અને તે સર્વોત્તમ પ્રકારની કરો. જે કંઈ કરો તે માથા ઉતાર કામ તરીકે ન કરતાં જે રીતે તે સર્વોત્તમ થાય તે રીતે કરો. કોઈ પણ ક્રિયામાંથી જીવ-નબળ મેળવવાની એક જ કલા છે, અને તે એ કે તેને સર્વોત્તમ પ્રકારે કરવું. જ્યાં ત્યાં કામ કરવું તે ગમે તેમ કરી પાર લાવવો, એવા ભાવથી કંઈ પણ કામ ન કરશો. એવાં કાર્યો જીવનબલનો ક્ષય કરે છે. કાર્યને સર્વોત્તમ પ્રકારે કરવામાં આપણામાં રહેલા સર્વ પ્રકારના સર્વોત્તમ બળની જરૂર પડે છે, અને આપણામાં રહેલુ સર્વોત્તમ બળ જેમ જેમ વધારે વપરાય છે, તેમ તેમ તેનું વધારે અને વધારે પ્રમાણ આપણામાં પ્રકટ થાય છે.

સાધારણ રીતે કામ કરવાથી આપણામાં રહેલી સાધારણ શક્તિઓને પોષણ મળે છે, અને તેથી તેવી જ શક્તિઓવાળા આપણે રહ્યા કરીએ છીએ. તેવી શક્તિઓમાં જીવનબળને વધારે અને વધારે ઉંચા રૂપમાં આપણામાં પ્રકટાવવાનું સામર્થ્ય નથી. પણ જે વખતે આપણામાં રહેલા સર્વોત્તમ સામર્થ્યને પ્રકટાવીને પ્રત્યેક કાર્યને સર્વોત્તમરૂપમાં જ કરીએ છીએ તે વખતે આપણામાં રહેલુ સર્વોત્તમ બળ ક્રિયાવાણું થવાથી તે જીવન બળને અત્યંત પ્રમાણમાં પ્રકટાવે છે.

ભલે થોડાં કામો કરો, પણ જે કરો તે સારામાં સારાં અને સારામાં સારી રીતે કરો. કલાકને બદલે અર્ધો કલાક સયમ કરો પણ તે એવી તો સારામાં સ ી રીતે કરો કે તે કરવાથી તમને તરત જ તે ક્રિયાથી એક પ્રકારનુ બળ પ્રકટેલુ સમજાય. થોડા વખત અભ્યાસ કરો પણ તે સારામાં સારા પુસ્તકનો અને સર્વોત્તમ રીતે કરો. નહાવું, ખાવું, કસરત કરવી, ઉંઘવું, જે કંઈ કરવાનુ આવે તે ઉત્તમમાં ઉત્તમ રીતે કરો.

આથી એમ કહેવાનું નથી કે દરેક કામમાં ખાલી અમથી ઉપર ઉપરની ટાપટીપ કર્યા કરો અને જેમાં ને તેમાં દોઢ પહોરવાર લગાડ્યા કરો. જ્યાં જેટલી જરૂરની ટાપટીપ હોય તે જ કરવી, અને તે ટાપટીપ એવી હોવી જોઈએ કે જે સ્વાભાવિક જ દેખાય. તેમાં જરા પણ અસ્વાભાવિકતા ન આવે એ ખાસ લક્ષ રાખવું. તથા જે કામ કરવાનું હોય તે બને એટલી ત્વરાથી કરવું અને તે છતાં તે સર્વોત્તમ કરવું. ' તીન દહાડે અઢાઇ કોસ ' જેવું ઢીલું કામ થાય તેને સર્વોત્તમ કામ કરવું કહેવાતું નથી. અત્યંત સ્ફુર્તિપૂર્વક, અત્યંત સરલતાથી, કંટાળ્યાવિના, ઉત્સાહસહિત અને ધૈર્યથી તે કાર્ય થવું જોઈએ. તો જ તે સર્વોત્તમ થાય છે. સર્વોત્તમ કાર્ય કરવાને જે જે લક્ષણોની જરૂર છે

તે લક્ષણોસહિત જે કાર્ય કરવામાં આવે છે, તે જ સર્વોત્તમ થતું હોવાથી તે બધાંની અગત્ય છે. એક કે બે અંશથી જ સર્વોત્તમ કાર્ય થવું જોઇએ એમ નહિ, પણ સર્વ અંશથી જે સર્વોત્તમ કાર્ય થાય છે, તે જ યથાર્થ સર્વોત્તમ કાર્ય કહેવાય છે.

સર્વોત્તમ કાર્ય કરવાનો જ અભ્યાસ પાડવાથી જીવન હલકી ક્રિયાતરફ દોરાતું નથી, અને તેથી જીવનબલનો ક્ષય થતો નથી. ઉપયોગી અને આવશ્યક કાર્યોને સર્વોત્તમ રીતે કરવાથી મનુષ્યનું મન તેમ જ તે કાર્ય કરવામાં તેની જે જે શક્તિઓ વપરાય છે, તે બધી પુષ્ટિ પામે છે, જીવનબલને આકર્ષી શકે છે.

મનુષ્યમાં જીવનબલ ઓછા પ્રમાણમાં પ્રકટતું નથી, પણ તે ઓછું થઈ જવાનું કારણ એ જ છે કે તેનો તે ગમે તે માર્ગેથી ક્ષય કરી નાંખે છે. આજે અનેક મનુષ્યો ગમે તેવી અયોગ્ય ક્રિયાઓ કરે છે, છતાં પણ જીવનબલને અનુભવે છે. તો તેવી અનેક અયોગ્ય ક્રિયાઓપ્રતિ ટક્કર ઝીલનાર એ જીવનબલ મનુષ્યમાં કેટલું બધું હોવું જોઇએ, એ આપણે સહજ અનુમાન કરી શકીએ એમ છે.

સર્વ વસ્તુમાં જીવનબલ અસાધારણ પ્રમાણમાં છે પણ તેને જેટલા પ્રમાણમાં મનુષ્ય બહાર પ્રકટાવે છે તેટલા પ્રમાણમાં તેને તે લાભ આપે છે. તેને પ્રકટ ન કરવામાં મનુષ્ય પોતે જ કારણ છે, મનુષ્યની અસાવધતા એ જ તેને અટકાવનારો હેતુ છે.

જેમ જેમ હલકાં કામો કરવા તરફ મનુષ્યનું વલણ રહે છે, તેમ તેમ તેનામાં રહેલા જીવનબલને બહાર આવવાનાં દ્વાર બંધ થતાં જાય છે. અન્યાયનાં, અનીતિનાં, ક્રોધનાં, દુરાચારનાં અને એવાં એવાં કાર્યો અત્યંત હલકાં છે; તેથી તેમાં મનુષ્યનું વલણ થતાં જીવનબલ બહાર પ્રકટતું અટકે છે, અને તેનો ક્ષય જ થવા માંડે છે.

સર્વોત્તમ કાર્યો કરો અને તે સર્વોત્તમ રીતે કરો. તેમાં તમને સર્વોત્તમ જીવનબલની જરૂર પડશે, અને તે જરૂર અવશ્ય પૂરી પડશે. જીવનબલ ક્યાંહિ ગુપ્તપણે ભરાઈ રહેવાને સર્જાયું નથી. તે તો બહાર પ્રકાશ પામવા નિત્ય આતુર છે. પણ તેને પ્રકટાવવાની મનુષ્યની આતુરતા ક્યાં છે ? તમે તે પ્રકટાવો, પ્રયત્ન કરો, અને પછી જોશો તો તમે જીવનબલના સમુદ્રમાં જ તરતા અને મહાલતા હશો.

---

## સઉથી પહેલું શું જાણવાનું છે.

તમે નાના હો કે મોટા, ધનવાન્ હો કે નિર્ધન, વિદ્વાન્ હો કે અવિદ્વાન્, રોગી હો કે નિરોગ–ગમે તે હો, પણ તમારે એક વસ્તુ જાણવાની જરૂર છે. તમે ગમે તેવી સ્થિતિમાં હો, તે છતાં જો તેને પૂર્ણ રીતે જાણતા હો છો તો તમે તમને વધારે સુખી કરી શકો છો.

તમે રાજકીય પુરુષ હો કે ધાર્મિક સંસ્થાના મુખ્ય હો, સાંસારિક સુધારાના અગ્રેસર હો કે દેશોદ્ધારક વિચારકો અથવા પ્રવર્તકોના પ્રમુખ હો, અર્વાચીન વિચારના હો કે જૂના વિચારના હો, આસ્તિક હો કે નાસ્તિક હો, વૈષ્ણવ હો કે શૈવ હો, સ્વામીનારાયણ પંથના હો કે આર્યસમાજી હો, બ્રાહ્મણ હો કે કોઇ પણ જાતના હો, સ્ત્રી હો કે પુરુષ હો–ગમે તે હો. ગમે ત્યાં હો, પણ તમારે એક વસ્તુ જાણવાની જરૂર છે.

તમારી ગમે તેવી સ્થિતિ હોય–પ્રજાવાળા હો કે પ્રજાવિનાના, સ્ત્રીવાળા હો કે સ્ત્રીવિનાના, મિત્રોવાળા હો કે મિત્રોવિનાના,–પણ એ સર્વ સ્થિતિમાં તમારે એક વસ્તુ જા··

વાની જરૂર છે.

આવી સર્વસામાન્ય વસ્તુ છે ?

તમે ગમે તેવી સ્થિતિમાં હો, ગમે તે ધર્મમાં હો, ગમે તે વિચારના હો, પણ તમે સર્વે જીવનવાળા છો એ નક્કી છે અને તેથી તમારા જીવનને જેમ બને તેમ વધારે સુખમય અને રસવાળું કરવું એ તમારે સર્વને જરૂરનું છે. અને તે કેવી રીતે કરવું એ વસ્તુ તમારે ખાસ જાણવાની જરૂર છે.

તમે ગમે તે કામ કરતા હો, પણ તે કામને વધારે સારી રીતે કરવાને માટે તમારા જીવનબલની વધારે જરૂર પડે છે. અને તમારામાં વધારે જીવનબલ ક્યારે પ્રકટે છે કે જ્યારે તમે જીવનને સુખમય અને રસમય કરો છો ત્યારે.

ઘણા માણસ એમ સમજે છે કે " આપણું જીવન જેમ ચાલ્યું તેમ ઠીક છે, માત્ર આપણે જે કર્તવ્ય માથે લીધું છે તે બરાબર કરવું. " પણ આમ સમજવામાં તેઓ ભૂલ કરે છે. જો તેઓ તેમના જીવને વધારે સુખમય અને રસમય રાખી શકે છે તો આજે જે કર્તવ્ય તેઓ જેટલા પ્રમાણમાં સારી રીતે કરે છે તેના કરતાં ઘણા વધારે સારા પ્રમાણમાં તેઓ પોતાના તે કર્તવ્યને કરી શકે છે.

તમે કહેશો કે જીવનને સુખમય અને રસમય કરવાને જ્યારે મોજશોખનાં સાધન વધારવામાં આવે, અને તેને માટે પ્રયત્ન કરવામાં આવે, તો જે કર્તવ્ય મનુષ્યે સ્વીકાર્યું હોય તે કર્તવ્યને કરવામાં તેને ઉલટી ખલેલ પહોંચવાની, તેનું ચિત્ત દ્વિધા-બે બાજુમાં વહેતું થઈ જવાનું, ઘરની મોજશોખ અથવા સુખમાં તે પડ્યો રહેવાનો, તેનું મુખ્ય લક્ષ પછી તેમાં જ રહેવાનું અને તેથી તેનું બીજું કર્તવ્ય વધારે સારી રીતે થવાનેબદલે તેમાં તેને શિથિલતા થવાની અને સમય જતાં તે કર્તવ્ય પડી ભાગવાનું.

પરંતુ આ ખરું નથી. તેનું કારણ એ કે જીવનને સુખમય અને રસમય કરવાના સાધન તરીકે મોજશોખને વધારવાં-ઘરમાં બે ખુરશીને બદલે બાર ખુરશીઓ લાવવી, નાનું ઘર હોય તેનો મોટો મહેલ કરવો, ચાર કપડાંને બદલે ચાળીસ કપડાં કરાવવાં, ઘરને શણગારવામાં જ બધો સમય ગાળ્યા કરવો, ગાનતાનમાં મશગુલ રહેવું-એ કંઈ નથી. એ અને એવી એવી વિવિધ ક્રિયાઓ જ જીવનને સુખમય અને રસમય કરનાર છે એમ જે માનવામાં આવે છે તે જ ભૂલ છે, એ સાધનો જ જીવનને સુખમય અને રસમય કરી શકતાં નથી. જીવનને સુખમય કરવાને કેવલ એ વસ્તુઓ જ સાધનરૂપ હોત તો આજે એવા ઘણા ધનાઢ્ય મનુષ્યો છે કે તેમની પાસે તેવાં અનેક સાધનો પુષ્કળ પ્રમાણમાં છે, અને તેમ છતાં તેમનું જીવન દયાપાત્ર છે.

આથી જીવનને સુખમય અને રસમય કરનાર વસ્તુ તે માત્ર આ બહારના જ પદાર્થો છે એમ નથી. જો તે જ પદાર્થો હોત તો તે પદાર્થોવિનાના કોઈ પણ મનુષ્યનું જીવન સુખમય કે રસમય ન હોત. અને તેવું થાય તો ઈશ્વર અન્યાયી અને કઠોર જ ગણાય. પણ ખરું જોતાં મનુષ્યના જીવનને સુખમય અને રસમય કરવાનાં સાચાં સાધનો ઈશ્વરે પોતાની સૃષ્ટિમાં એટલાં બધાં પ્રમાણમાં મૂક્યાં છે કે ગમે તેવી સ્થિતિનો મનુષ્ય હોય તોપણ તેને તે લઇ શકે અને તેનો ઉપભોગ કરી શકે અને એ જ ઈશ્વરની કૃપાળુતા છે.

પ્રિય વાચકો ! તમે ગમે તેવા દરિદ્રી હશો, ગમે તેવી પ્રતિકૂલ સ્થિતિમાં હશો, ગમે તેવી સાધારણ બુદ્ધિના હશો, તોપણ તમારા જીવનને તમે સુખમય અને રસમય કરી શકો એમ છે નિરાશ ન થાશો, નિરુત્સાહ ન ધરશો, દુર્બલ ન બનશો, જીવનને સુખમય અને

રસમય કરવાની કળા તમારા પોતાના જ હાથમાં છે-તમને તે સિદ્ધ છે. તમે તેનો ઉપયોગ કર્યો નથી, અને તેથી તમને તે કળાથી ઘણા છેટા માન્યા કરો છો. જીવનને સુખમય અને રસમય કરવાનું બળ તમારામાં છે તેને તમે જે વખતે વાપરવા ધારો તે વખતે વાપરી શકો એમ છે અને તે કળાને જેટલા પ્રમાણમાં પ્રકટાવવી હોય તેટલા પ્રમાણમાં પ્રકટાવી જીવનને તે પ્રમાણે વધારે સુખમય અને વધારે રસમય કરી શકો એમ છે.

જગતના સર્વ મનુષ્યોને આ એક વસ્તુ મુખ્યત્વે કરીને અવસ્ય જાણવાની જરૂર છે. કેમકે જ્યાં સુધી તેઓ પોતાના જીવનને વધારે સુખમય અને રસમય નથી કરી શકતા, ત્યાં સુધી તેઓ તેમનામાં જે કંઈ અનેક અદ્દભુત શક્તિઓ અને ઉત્તમ સામર્થ્યો રહેલાં છે, તેનો બહાર પ્રત્યક્ષ રૂપમાં વિકાસ કરી શકતા નથી. જીવનની દુઃખરૂપતા અને અરસિકતા મનુષ્યને મૂઢજેવો બનાવી દે છે. તેના અંતરમાં રહેલા સઘળા સામર્થ્યને બહાર પ્રકટતું અટકાવી દે છે. અને જીવનની પ્રફુલ્લતા થવાથી આ જગતમાં રહેલાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ વિવિધ સામર્થ્યો તથા રહસ્યો સહજમાં જણાઈ શકે એમ છે, તેને પેલો કુંઠિત (ગંઠાઈ ગયેલો) જીવનવાળો મનુષ્ય નથી જાણી શકતો. પોતાના જીવનમાં દુઃખ અને અરસિકતા જોનાર મનુષ્ય દેખતો છતાં અંધ છે, સાંભળવા છતાં બહેરો છે, સંપત્તિવાળો છતાં નિર્ધન છે, આરોગ્યવાળો છતાં રોગી છે, અનુકૂલતાવાળો અને સ્વતંત્ર છતાં પ્રતિકૂલતાવાળો અને બંધાયેલો છે-જીવતો છતાં મરેલો છે, કારણ કે તેને કોઈ પ્રકારની ઉચ્ચતાનું—ઉંચા સુખનું, ઉંચા વ્યવહારનું. ઉંચી માનસિક અવસ્થાનું ઉંચા આનંદનું. ઉંચા દંપતીસુખનું—ભાન થતું નથી. તે કેવી રીતે પામવી તે તેને સમજાતું નથી. આથી જીવનને સુખમય અને રસમય કરવાની કળાનું જ્ઞાન મનુષ્યે સૌથી પહેલું મેળવવાની જરૂર છે, અને તે જાણીને તે પ્રકારે વર્તી પોતાના જીવનમાં સુખ અને રસિકતાનો અનુભવ કરવો અને તેમ કરીને વિશ્વમાં જે કંઇ સર્વોત્તમ છે તેને પામવાની તેની પણ વધારે જરૂર છે.

ત્યારે જીવનને સુખમય અને રસમય કરવાની શી કળા છે? પ્રિય વાચકો ! એ દર્શાવવાને માટે જ આ પત્રનો ઉપક્રમ છે. તેમાં તે વાતને ધીરે ધીરે અનેક રીતે જણાવવામાં આવશે. તમે તેના સંગી રહેશો તો તે જરૂર જાણશો અને જ્યારે એ જાણશો ત્યારે તમને જણાશે કે જીવનને સુખમય અને રસમય કરવાનું બળ તો આપણા પોતાનામાં જ છે.

આજનું દુઃખમય અને અરસિક જીવન તમને નથી ગમતું તો પછી તેને તેવું રાખી રહેવાનું કશું જ કારણ નથી. તમારા નસીબમાં સુખ અને રસિકતાના દહાડા નથી લખાયા એમ માનશો નહિ. એ દિવસો જ હવે આવે છે. વેગપૂર્વક તમારી પાસે અને પાસે આવતા જાય છે, તમે જુઓ અને તે દિવસોને તમારા જીવનના દિવસોરૂપે કરી લો.

તમારે ઘણું જાણવાનું છે એ ખરૂં છે, પણ જેનાવડે તે 'ઘણું જાણવાનું' ઘણા લાંબા વખત સુધી તમે જાણ્યા કરો એમ છે તે સાધન તે તમારૂં જીવન છે અને તે સામાન્ય જીવન નહિ પણ સુખમય અને રસમય જીવન છે. તેથી તમારા જીવનને સુખમય અને રસમય કેમ કરવું એ તમારે સઉથી પહેલું જાણવું જરૂરનું છે. માટે તે જાણવાને તત્પર થાઓ. તમારામાં રહેલા સર્વ બળવડે તે જાણવાની અત્યંત ઉત્કંઠા—તીવ્ર ઇચ્છાને જાગ્રત કરો અને તેને અને તેને અખંડ કાયમ રાખ્યા કરો. એવી એક પણ તીવ્ર ઇચ્છા નથી કે જે સિદ્ધ ન થાય.

ત્યારે હવે ? એ જ કે આપણા જીવનને સુખમય અને રસમય કરવાની અનેક સુગમ અને સુંદર કળાઓને આપણે જાણવા માંડીએ—પ્રિય બંધુઓ અને બહેનો !

## શુભાશા.

આશા—શુભાશા-જે ઉરે,
તેને કદી ત્યજશો નહિ.
થાતી સફળ ન જુઓ છતાં,
તેનાથી વિમુખ થશો નહિ;
એ સમયમાંહિ સફળ થવાનાં,
કારણો જ સજાય છે,
તે પૂર્ણ થાતાં સહજમાં,
પ્રત્યક્ષ તેહ જણાય છે. ૧
દુધનું દધિ ક્ષણ એકમાંહિ,
શું કદી બની જાય છે ?
ચૂલાઉપર ચઢતાં તરત,
તૈયાર પાક શું થાય છે ?
તેનાથી પણ અતિ ઉચ્ચ એવી,
જેહ આશા ઉર રહી,
તે એક ક્ષણમાં સફળ થાયે,
ભ્રાંતિ એ ધરશો નહિ. ૨
પણ સમય પૂર્ણ થતાં જરૂર જેમ,
દુધ દહિં થઇ જાય છે,
પૂરો સમય થાતાં જરૂર જેમ,
પાક ઉત્તમ થાય છે;
(તેમ) 'સુદૃઢ પ્રયત્ન થતાં અવશ્ય,
સુલભ શુભાશા થઇ રહે,
માટે નિરાશ થશો નહિ,
એ કાવ્ય આ નાનું કહે. ૩

---

## जीवन ए शुं छे?

જીવન એ ધન નથી પણ ધનનું સુખ છે, જીવન એ અન્ન નથી પણ અન્નની પુષ્ટિ છે જીવન એ સૂર્ય નથી પણ સૂર્યનો પોષકગુણ છે, જીવન એ વૃક્ષ નથી પણ વૃક્ષની શીતલતા છે, જીવન એ સાકર નથી પણ સાકરની મધુરતા છે, જીવન એ જ્ઞાન નથી પણ જ્ઞાનનો પ્રભાવ છે, જીવન એ બોધ નથી પણ બોધનો અનુભવ છે, જીવન એ મૂર્તિ નથી પણ તેમાં રહેલો ભાવ છે, જીવન એ જ્યોતિ નથી પણ પ્રકાશ છે, જીવન એ પૃથ્વી નથી પણ તેમાં રહેલો રસકસ છે, જીવન એ પુષ્પ નથી પણ તેનો સુવાસ છે, જીવન એ ફળ નથી પણ ફળનો સુસ્વાદ છે, જીવન એ જળ નથી પણ જળની દ્રવતા છે, જીવન વાયુ નથી, પણ તેની શાંતિ છે, જીવન એ દૃશ્ય નથી. પણ દૃશ્યની રમણીયતા છે, જીવન એ રસ નથી પણ રસનો સ્વાદ છે, જીવન એ ચંદ્ર નથી પણ ચંદ્રની મોહકતા છે, જીવન એ આકાશ નથી પણ આકાશની અગાધતા છે. જીવન એ પાતાલ નથી પણ પાતાલની ગહનતા છે, જીવન એ સમુદ્ર નથી પણ તેની વિશુદ્ધિકારક શક્તિ છે, જીવન એ મોતી નથી પણ તેનું તેજ અથવા 'પાણી' છે, જીવન એ ઇન્દ્રિયાદિ કરણો નથી, પણ તેના ગર્ભિત ભાગમાં રહેલું સામર્થ્ય છે, જીવન એ દિશા નથી પણ તે દિશાની અનંતતા છે, જીવન એ મુખાકૃતિ નથી પણ તેની છાપ અથવા અસર છે, જીવન એ હૃદય નથી પણ હૃદયની દિવ્યતા છે, જીવન એ પ્રાણ નથી પણ પ્રાણની સ્ફુર્તિ છે, જીવન એ ધ્વનિ નથી પણ ધ્વનિથી ઉપજતી ખુમારી છે, જીવન એ વાણી નથી પણ તેની સત્યતા છે, જીવન એ નેત્ર નથી પણ નેત્રનો અમૃતભાવ છે, જીવન એ હાથ નથી પણ તેની શુભ પ્રવૃત્તિ છે, જીવન એ પગ નથી પણ તેની સન્માર્ગગામિની ગતિ છે, જીવન એ મન નથી પણ તેનો સત્સંકલ્પ છે, જીવન એ અભિમાની નથી પણ અભિમાનીનો સર્વાત્મભાવ છે, જીવન એ ચિત્ત નથી પણ સચ્ચિંતન છે, જીવન એ આત્મા નથી પણ તેનો સત્ચિત્ અને આનંદ છે, અધિક શું ?-જીવન એ મનુષ્યજન્મ નથી પણ મનુષ્યજન્મની સાર્થકતા છે.

**આવા જીવનને નકામું ગાળવાનું તે કોણે શાખવ્યું હશે !!**

---



મારૂં બેટું ટુંટીયું ! જ્યાં જુઓ ત્યાં એનું એ. કોણ જાણે ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે તે ખબર જ નથી પડતી ! ટુંટીયું એ કોણ છે તે જાણો છો ? પેલા શનિશ્વરનું છોકરૂં. શનિશ્વર સાડા ત્રણ વર્ષની પનોતીએ આવે છે ત્યારે આ સાડાત્રણ દહાડાની પનોતીએ આવે છે. નાનું ખરૂંને ! ટુંટીયાની બીજી સગાઈ તમને ખબર છે ? પેલા હનમાનજીના કુટુંબનું એ છે, એનું કારણ ન સમજાયું ? હનમાનજી જેમ કુદતા હતા તેમ એ કુદે છે. એક ગામથી બીજે ગામ અને બીજે ગામથી ત્રીજે ગામ. વચ્ચે દરીયો, નદી, પહાડ પર્વત કે કશું જ નડતું નથી ! કહો ત્યારે, એ હનુમાનજીના કુટુંબનું ખરૂં કે નહિ ? અને ગમે ત્યાં પેસી જાય છે તો એ એને કેદો પૂછતુંએ નથી તો ! ટ્રેનવાળા નથી એની પાસે ટીકીટ માગતા. ડાકોરમાં કે જાત્રાના ગામમાં જાય છે તો બ્રાહ્મણો નથી એની પાસે લાગો માગતા, સરકાર નથી એની પાસે ઇનકમટેક્સ માગતી, મ્યુનીસીપાલીટી એની પાસે જાજરૂવેરોએ નથી માગતી. વડોદરાના સ્ટેશને આવ્યું ત્યારે તો મેં જાણ્યું કે બીજે બધેથી તો છટક્યું, પણ અહિં તો એનાં ગાસડાં પોટલાં જરૂર છુટશે, અને જકાતમાંથી છટકવાનું નથી, પણ તેમાં-થીએ આબાદ પસાર ! અરે ડીટેકટીવ પણ બધા ક્યાં ઉંઘી ગયા ! મારૂં બેટું બહું જ-બરૂં ! સાંધા જ પકડે છે ને શું ! ઉપરથી લાવે છે તાવ ને મહિંથી ઝાલે છે સાંધા !

— — — —

કોઈ કહે છે એ અઠ્ઠાવીસ વર્ષે આ દેશમાં આવ્યું તો કોઈ કહે છે ચાળીસે વર્ષે આવ્યું. કોઈ કહે છે છત્રીસ વર્ષે આવ્યું તો કોઈ કહે છે અઢાર વર્ષે અને કોઈ કહે છે બોંતાળી વર્ષે આવ્યું પણ ખરી વાત તો એથી જુદી જ છે; જેમ રોજના રોગીને પોતાના રોજના રોગનું વારંવાર ભાન થતું નથી, તેમ રોજનાં ટુંટીયાનું માણસને ભાન નથી, બાકી ટુંટીયું તો દેશમાં રોજ રહે છે, અને દરેક માણસ એ ખરા ટુંટીયાનો ભોગ રોજનો જ થઇ રહેલો હોય છે આ ટુંટીયું તો સાડા ત્રણ દહાડાનું છે. એનું નામ તો કામ ચલાઉ ટુંટીયું છે. કુદરતની સરકારી નોકરીમાં એને તો કામ ચલાઉ નોકરી મળી છે, પણ જેની કાયમની નોકરી છે, અને જે દરેક માણસને વળગેલું જ રહે છે એ ટુંટીયું તો વળી બહુ જ અજબ છે ! તમને અને બધાને એ ટુંટીયું વળગ્યું છે. કેમ ખરૂં કે નહિ ? તમને ન જણાય તો લ્યો, હું જ બતાવી આપું. એ ટુંટીયું એવું છે કે જ્યાં થયું હોય ત્યાં થાય. કોઈ બીજાનું કામ કરવાનું આવે છે, ત્યારે એ ટુંટીયું ટપ દઇને તમારા ટાંટીયામાં ભરાયું જ છે, એટલે તમે જ્યાંના ત્યાં ! કહવું ખસાય કે કરે. કોઇના તરફ શુભ દૃષ્ટિ કરવાની આવે છે કે લાગ્યું જ તમારી આંખને ટુંટીયું ! કોઇના તરફ સારી વાણીનો ઉપયોગ કરવાનો જ્યાં વખત આવે છે કે ઝટ દઇને તમારી જીભમાં બેઠું જ છે ! કંઈ દાન કરવાનો વખત આવ્યો કે ઝપાટ દઇને તમારા હાથને તેણે ઝડપ્યા જ જાણો. પૈસો ખરચવાની વાત જ્યાં આવી કે કરોડ માઉ આવ્યું હોય તોએ ત્યાંથી એક જ ક્ષણમાં તમારા હાથમાં ! સારા વિચાર કરવાના હતા કે તમારા મનમાં તે આવ્યું જ જાણજો. ઉત્તમ નિશ્ચયમાં ટકવાનું જ્યાં તમને કહ્યું કે તમારી બુદ્ધિમાં તે આવ્યું જ જાણજો. આવી રીતે તમારા શરીરના બધા અંગમાં એ ટુંટીયું છે તમને તે

કઢાડવાનું મન થાય છે ? થતું હોય તો ઝટ કઢાડી નાંખજો રે બાવા ! નહિં તો સાંધે સાંધા પકડી લઈને તમને પરવશ કરી દેશે. પણ આ ઠુંઠીયું તો છોકરૂં છે. એ કોનું છૈયું તે ખબર છે ! મોટા ભારે કુટુંબનું છે, હોં કે, પેલી અશ્રદ્ધા ડોશી તો એમની મા થાય. બડી જબરી છે, હોં. વરસો તો પાર વગરનાં થયાં છે, પણ એવી ખબરદાર છે કે ન પૂછો વાત. અને એનો બાપ કોણ ? કોનો ? ડોશીનો નહિ, પેલા ઠુંઠીયાનો. પ્રમાદ ( આળસ ) એનો બાપ થાય. મારા બાપલીયા ! એનું છોકરૂં તે જેવું તેવું હોય ? માટે ડાહ્યા હોય તો ચેતજો રે ભાઇઓ ! નહિ તો આએવું જાણજો.

— — — —

ચાલો ત્યારે હવે તમને પાઠ ભણાવું હું સૌથી મોટો છું એ વાત યાદ છે ને ? એટલે મારે તમને ભણાવવા જોઈએ જ. જુઓ એક વાત કહું એક રડકણો છોકરો હતો, તેને જ્યારેને ત્યારે રડરડ કરવાની ટેવ પડી હતી જેને તે વાતમાં રડ્યા જ કરે, ઘડીએ ઘડીએ રડે એક દહાડો પહોળું મોં કરીને કરીને સુતો સુતો રડતો હતો, એવામાં એક ટચુકડી સરખી ઉંદરડી આવીને ડબ દઇને તેના મોંમાં પેસી ગઈ અને તેના મોંમાં બધે તેણે ઉઝરડા—"અરે પણ આ વાત તો ગુજરાતી ચોપડીમાં આવી જ ગઇ છે. એ તો છોકરાની વાત, અમને શું કહેવા બેઠા ?" તો મોટા ભાયડાઓ ! શું તમારે કામની એ વાત નથી ! છોકરાંકરતાંએ છો તો વલવલીયા ! પૂરી વાત સાંભળવાનીએ ધીરજ તો રહેતી નથી, અને મોટા ભાયડા ગણાવું છે. જરા સાંભળો તમે પણ ઘણીવાર નિરાશાની જમીનપર સુતા સુતા મોટા મોટા બેંકડા મૂકો છો. ગામ ગજવે એટલી બૂમો પાડો છો. દુઃખની, કલેશની, વિપત્તિની, ચિંતાની, શોકની, ભયની, હાનિની અને એવી કેટલીએ બૂમો પાડીને રડો છો. હું તો તમને જ્યારે ને ત્યારે રડતા ને રડતા જ જોઉં છું. જરી કંઈઅડચણ આવી કે તમારા બાપના બાપ સાંભળે એટલો બેંક । મૂકયો જ છે. જ્યાં જાઓ ત્યાં અને જેને મળો તેને તમારી દુઃખની અને હરકતોની જ વાતો. તમારા રડવાની બૂમોથી આખી દુનીયાને અને આખા બ્રહ્માંડને ગજાવી મૂકો છો એ વાત ભૂલી ગયા કે ? છોકરું તો જરાજરા રડે. તમારી બૂમોતો લોકલોકાંતરમાંએ પહોંચી જાય છે પણ યાદ રાખજો કે હવે જો બહુ બુમો પાડી છે ને તો પેલી ઉંદરડીજમોંમાં પેશી જશે. કઈ ઉંદરડી ? અવનતિની. અને એ તમારા મોંમાં પેઠી કે તમને ખરાબખાસ્તા કરી નાંખે એ છોડે એવી નથી, હોં કે, શું સમજ્યા ? અવનતિ એટલે હાનિ અથવા પડતી, એ જ્યાં ત્યાં ફરતી જ હોય છે. તમે પોતે તો હજાર વરસના બુઢ્ઢા હશો, તોપણ કુદરતની નિશાળના એક છોકરા જ છો. તેથી જો રડ્યા કે જરા બૂમ પાડી તો પેલી ઉંદરડી ઝટ પેઠી જાણજો. દુઃખની બૂમો પાડવાથી તમે જાણો કે તે ઝટ મટી જાય તો તો એ વાતના હાથ જ ધોઈ નાંખજો. દુઃખની બૂમો તો અવનતિની ઉંદરડીને જ જ્યાંથી ત્યાંથી ખેંચી લાવીને તમારા મોંમાં પેસાડી દેશે. માટે દુઃખ આવે કે તરત તેને ટાળવા મંડી પડજો. ઉત્સાહ ધારણ કરજો, યત્ન કરજો, તેને બદલે જો જરા ઉં ઉં કે એં એં કર્યું તો જાણજો કે પેલી પેઠી જ છે. આશા, ધીરજ કે શ્રદ્ધાની બિલાડી તમારા અંતર ઘરમાં ફરતી જ રાખજો કે પેલી ઉંદરડીને પેસવા જ દે નહિ. દરિદ્રતાની, નિંદાની, કલેશની—પાડી બૂમો પાડી કે ? આ પેલી દોડતી દોડતી આવી. અરે ! મોં બંધ કરો, નહિં તો મહિં પેઠી

જાણુંજો? પાછી બૂમ પાડી ખરી! અરે બંધ બંધ બંધ કરી દો—મારે. તે તમને કેટલીક વાર કહેવું!

— — —

વિચારનો તે કંઈ અવધિ છે! અને એની ઉંડાણનું તે કંઇ માપ છે! કોઇ કોઇ-વાર જ્યાં વિચારની ઉંડાણમાં ને ઉંડાણમાં ઉતરી જઇએ છીએ તો જાણે ચાલ્યા ચાલ્યા ચાલ્યા તે ચાલ્યા જ ચાલ્યા! એવા તો ગંભીરઉપર ગંભીર વિચારની લ્હારની લ્હાર ચાલે છે કે આપણે જ જોઇને છક થઈ જઇએ છીએ. હું પણ હમણાં થોડા વખતપહેલાં કંઈ વિચારના ઉંડાણમાં ઉતરી પડ્યો. જેમ જેમ ઉંડો ઉતરતો ગયો તેમ તેમ એવા તો ઝીણા વિચારમાં પડ્યો કે ન પૂછો વાત! એમ ઘણા વિચારને છેવટે એક બહુ જ ગુંચવણનો છતાં ઘણો જ મહત્વના એવા પ્રાણીવર્ગના આરોગ્યશાસ્ત્રના એક ગંભીર વિચારે મને ખુબ જ ગુચવ્યો. મને વિચાર આવ્યો કે 'ગધેડાને ઉધરસ થતી હશે, ત્યારે તે કેવી ઉધરસ ખાતું હશે?' મૂળે અવાજ તો મીઠો, તેમાં ઉધરસ આવે તો પછી તે અવાજ કેવો હશે? કેમ, તમને હસવું આવે છે? શું મારો વિચાર તમને નકામો ને હસવાજેવો લાગે છે! તમે કહો છો કે જેનું તમારે કામ નથી તેનો વિચાર શો? શું તમે ઢોરોના વૈદ છો?' ના ભાઇ ના, હું વૈદ બૈદ નથી પણ આપણે બધા એક સંસારમાં રહ્યા તો પછી મારે તમારો વિચાર કરવો જોઇએ તો પછી ગધેડાનો શા માટે ન કરવો? અને જો એ વિચારને તમે નકામો કહો છો, તો તમને હું ઘણીએ વખત એવા વિચારો કરતા જોઉં છું કે જે એનાથીએ ચઢી જાય. 'ફલાણાને માથે આટલું તો દેવું થઈ ગયું છે, ઢીકણાના ઘરમાં તો મા દીકરાને બનતું નથી, રમકડાને તો એની બૈરીથી બનાવ નથી, પૂંછડાનાં ઘરમાં તો બાયડીનું જ ચલણ છે, પેલો ક—તો લાજુલાડી જેવો છે, ઘરમાંથી બહાર નીકળતો જ નથી, પેલા છ—ને તો સંસારવે'વારનું ભાન જ નથી '—આવા આવા હજારો વિચારો તમે કરો છો. મિત્રોમાં મળો છો ત્યારે પણ આવાં ચુંથણાં ચુંથો છો, અને એકલા પડો છો ત્યારે પણ એવાં જ વેવલાં વીણો છો. શું એ બધા વિચાર કામના અને મારો ગધેડાનો વિચાર નકામો? ગધેડાનો વિચાર નકામો છે, તો એ બધાએ તેવા જ જાણજો. હવેથી એ યાદ રાખજો કે જેમાં આપણો કંઈ સંબંધ નથી, અને જેના વિચાર કરવાથી આપણું કંઈ વળે એમ નથી, અને જે વિચારથી આપણે બીજાને કશો લાભ કરીએ એમ નથી, એ બધા ગધેડીયા વિચાર છે. જો કોઇ તમારાં આગળ તેવા વિચાર જાહેર કરે તો ઝટ દઇને કહેજો કે 'મુરબ્બીજી! એ ગધેડીયા વિચારની મારે જરૂર નથી. આજથી એ વિચારનું આ નવું અને મધુરૂં નામ યાદ રાખજો. શું? ગધેડીયા વિચાર.

— — —

## ....વધા શું કહે છે.

કુદરત કહે છે કે 'તમે વિશેષ અને વિશેષ યોગ્યતા મેળવો, વધારે, અને વધારે મેળવવા માટે તમારી યોગ્યતા વધારો, અને હું તમને વધારે આપીશ' મનુષ્યોનો મોટો ભાગ એમ કહે છે. કે 'જો જગત્ મારા કામનો વધારે સારા પ્રમાણમાં બદલો આપે તો

હું વધારે સારું કામ કરું.' આમ માનવાથી તે કુદરતથી વિરુદ્ધ વર્તે છે, અને તેમ કરીને પોતે કેવળ નિષ્ફળતાનો જ અનુભવ કરે છે.

શાસ્ત્ર કહે છે કે 'ગુરુ તથા ઈશ્વરમાં તમે પ્રથમ વધારેમાં વધારે શ્રદ્ધા ધરો અને પછી ગુરુ તથા ઈશ્વર તમને વધારેમાં વધારે જે કંઈ જોઈતું હશે તે આપશે." મનુષ્ય કહે છે, 'ગુરુ તથા ઈશ્વરમાં અમારી શ્રદ્ધા ચોંટે તેવો કંઇ પહેલો પરચો-ચમત્કાર-બતાવે તો પછી અમારી શ્રદ્ધા વધતી જાય.' આમ માનનાર મનુષ્ય શાસ્ત્રીય નિયમથી વિરુદ્ધ વર્તે છે, અને તેથી તેના ખરા હિતથી તે દૂર અને દૂર જ રહે છે.

મહાપુરુષો કહે છે કે 'तत्त्वमसि-તું આત્મારૂપ છે.' મનુષ્ય જીવ નથી પણ આત્મા છે, એમ અખંડ ચિંતનપૂર્વક ભાવના કરવાથી મનુષ્ય આત્મારૂપ થઇ રહે છે, એ પ્રબોધ મહાપુરુષનો છે. મનુષ્ય કહે છે, 'હું તો જીવ જ છું', મારાથી આત્મા કેવળ ભિન્ન છે.' આમ દૃઢપણે માનીને એ દિશામાં યત્નપૂર્વક આગળ વધવું જોઇએ અને પોતાના આત્મતત્ત્વનો જે અપરોક્ષ અનુભવ કરવો જોઇએ તે ન કરતાં પોતાના તુચ્છ અધિકારનો જ સદા અનુભવ કરે છે. અને તેથી તેની ઉન્નતિ થવાને બદલે તે નીચે અને નીચે પડતો જાય છે.

ગુરુ કહે છે કે 'પુરુષાર્થ કરો, ભક્તિને બલવાન્ ગણીને પ્રયત્ન કરો, અને હું તમને પૂર્ણ સહાય આપીશ' મનુષ્ય કહે છે, 'મારા ઉપર કૃપા કરો અને પુરુષાર્થને બદલે કેવલ અનુગ્રહ કરીને મારાં કાર્ય સિદ્ધ કરો.' ગુરુની તો ભક્તઉપર નિત્ય કૃપા હોય છે, પરંતુ તે કૃપાનો પ્રભાવ, ચમત્કાર અથવા માહાત્મ્ય ત્યારે જ તેના ખરેખરા રૂપમાં જણાય છે કે જ્યારે મનુષ્ય પ્રયત્નશીલ થાય છે. પ્રયત્નમાં ગુરુ પોતાની કૃપા બતાવી આપે છે. પરંતુ મનુષ્ય એ ન સમજવાથી પોતને જે લાભ થવાનો હોય છે તેનાથી નિરંતર વિમુખ રહે છે, અને તેનો દોષ ગુરુને માથે મૂકે છે.

ઈશ્વર કહે છે કે "અનન્યભાવે મારું શરણ ગ્રહણ કરો, અને હું તમારા યોગક્ષેમના યહનપૂર્વક દુઃખમાત્રની નિવૃત્તિ કરી તમારી સર્વ ઇચ્છાઓને સિદ્ધ કરીશ, અને તમને સર્વોત્તમ પદ આપીશ." મનુષ્ય કહે છે, 'અમને તમારા તરફ આકર્ષવા એ તમારું કર્તવ્ય છે, અને એ તમારી જ સત્તાની વાત છે, તમારા ઉપર અનન્ય ભાવથી વિશ્વાસ રાખવા માટે અમને પ્રથમ અમારું કાર્ય સિદ્ધ કરી બતાવો, નહિ તો અમારો એ વિશ્વાસ શી રીતે રહે? તમે અમારાં દુઃખો ટાળો અને અમને જે અનુકૂળતા જોઇએ છે તે આપો તો અમે પછી તમારામાં જ અનન્યભાવ ધરીએ." આમ વિરોધી નિશ્ચયને બાંધી મનુષ્યો ખરા માર્ગથી વિમુખ રહી જે લાભ તેમને અવશ્ય મળે એમ છે, તે હાથે કરીને ગુમાવ્યા જ કરે છે.

અનુભવી જનો કહે છે કે "જે સ્થિતિ તમારે જોઈતી હોય તેને માટે, તમને હાલ જે સ્થિતિ મળી હોય તેમાં રહીને તે સ્થિતિથી જે બને તેટલો સર્વોત્તમ પ્રયત્ન કરો; એને આમ સ્થિતિનો જેટલો લાભ દે [illegible] તો લો [illegible] તમને જે કંઇ જોઈતું હશે તે

મળશે." મનુષ્ય કહે છે, "અમારી પ્રતિકૂલ સ્થિતિ મટે તો અમે બીજો પ્રયત્ન કરી શકીએ. મળેલી પ્રતિકૂલતા મટયાવિના સર્વોત્તમ કાર્ય થાય જ નહિ." આમ ખોટો નિશ્ચય ધરવાથી તેઓ હાથે કરીને જ પ્રતિકૂલ સ્થિતિમાં વધારે અને વધારે વખત પડ્યા રહે છે. પ્રતિકૂલતા ટળવા માટે એની એ સ્થિતિમાં રહીને જ પ્રયત્ન કરવાનો છે એ સત્યને ન જાણનાર મનુષ્યનું આખું જીવન દુઃખમાં જ વહ્યા કરે છે.

હું કહું છું કે ઉપરની બધી વાત તમારે ખાસ વિચારવાની અને આચરવાની છે. કેમકે તે બધી જીવનને આપનારી વાતો છે—એ જીવનના સિદ્ધાંતો છે. અને તમે જીવનના ઉપાસક છો.

### તમે શાના ઉપર મોહ પામો છો:

જગત્ તો ભગવાં વસ્ત્રઉપર મોહ પામે છે, ભગવામાં સાધુતા જુએ છે. ખરી સાધુતા હૃદયઉપર જોવાની છે. તો તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો રોટલો અને ભાજી ખાય તેના ઉપર મોહ પામે છે. ખરૂં તો જે શત્રુનાં કટુવચનો ગળી જાય તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો !

જગત્ તો પાસાબંડી અને કોર વગરનું સાદું જાડું પંચીયું પહેરે તેના ઉપર મોહ પામે છે. ખરૂં તો જે અનંત વૈભવમાં રહેવા છતાં તેમાંથી અલિપ્ત રહે તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો?

જગત્ તો જે સારો બોધ દેતું હોય તેના ઉપર મોહ પામે છે, ખરૂં જોતાં તો જે ઉત્તમ બોધ પ્રમાણે વર્તતું હોય અને એ રીતે જે બોધસ્વરૂપ થઇ રહેતું હોય તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો સલાહ આપે તેના ઉપર મોહ પામે છે. ખરૂં જોતાં તો દુઃખના પ્રસંગે સહાય આપી પછી બોધ આપે તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામોછો!

જગત્ તો જે મરે છે તેના ઉપર મોહ પામે છે. (અર્થાત્ તેના ગુણ ગાય છે, અને તેની મહત્તાને જુએ છે) ખરૂં જોતાં જે જીવતા છે તેના ગુણનું કથન કરવાનું અને તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો જે ધનવાન્ છે તેના ઉપર મોહ પામે છે. ખરૂં જોતાં ધનનું દાન કરનારઉપર મોહ પામવો જોઈએ. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો લોકપ્રતિષ્ઠાઉપર મોહ પામે છે. ખરૂં જોતાં જેને લોકનો મિથ્યા ભય નથી પરંતુ જે સ્વતંત્ર છે તેના ઉપર મોહ પામવાનું છે. શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો ઘણી વિદ્યા મેળવનારઉપર મોહ પામે છે. ખરૂં જોતાં જેનાથી સર્વ જાણાય છે એવી એક તત્ત્વવિદ્યાના જ્ઞાતાઉપર મોહ પામવાનું છે. તમે શાનાઉપર મોહ પામોછો!

જગત્ તો બાહ્ય પ્રવૃત્તિની પુષ્કળતાઉપર મોહ પામે છે. ખરૂં જોતાં જેની ઉન્નતિ માટે આંતર પ્રવૃત્તિ પુષ્કળ હોય છે તેનાઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો જે રાજ્યસુધારણા અને દેશસુધારણા કરે છે તેના ઉપર મોહ પામે છે. ખરૂં જોતાં જે પ્રજાના તન મનની સુધારણા કરે છે તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો પ્રજાનું જે આર્થિક હિત કરે તેના ઉપર મોહ પામે છે. ખરૂં જોતાં તો જે પ્રજાનું નીતિ અને ધર્મસંબંધી હિત કરે છે તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો જે નાટક નથી જોતા તેનાઉપર મોહ પામે છે. નાટક દુષ્ટસંસ્કારને પોષે છે એ ખરૂં છે, તોપણ તેમાંથી કોઈ લાભ ગ્રહણ કરી પોતાના જીવનને સુધારે-આવા ગમે તો બહુ જ થોડા હોય-તો તેના ઉપર ખરૂં જોતાં મોહ પામવાનું છે-ખરાબમાંથી પણ જે યથાર્થ ઉત્તમ લઇ જ શકતા હોય તેના ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો જે ભીખારી કે ગરીબને પૈસો આપે તેના ઉપર મોહ પામે છે. ખરૂં જોતાં તેમને ઉદ્યમ આપી તે નિમિત્તે પૈસા આપનારઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

જગત્ તો પત્રોની નિયમિતતાઉપર મોહ પામે છે. ખરૂં જોતાં તેમાંના લેખોના દૈવત ઉપર મોહ પામવાનું છે. તમે શાના ઉપર મોહ પામો છો ?

---

## વિજયની કુંચી.

પાછા પરાજય પામ્યા ? નિષ્ફલતામાં ફરી વધારો થયો ? સારૂં થયું. કશી જ ચિંતા નથી. તમારે માટે તે ઘણું જ હિતકારક છે. તમને તે લાભ જ આપશે. મનુષ્યઉપર જ્યારે પરાજય પોતાનો છાપો મારે છે, ત્યારે તે મનુષ્યમાં ખરેખરૂં શું સામર્થ્ય રહેલું છે તેની જગતને ખબર પડે છે.

અને મનુષ્યો મુડદાની પેઠે પડ્યા જ રહે છે. પોતાનું શું મૂલ્ય છે તેનો તેમને વિચાર પણ આવતો નથી. પોતે એક ધૂળનું રજકણ હોય તેની પેઠે જીવન ગાળે છે. જ્યારે ખરૂં જોતાં તે એક દેવજેવા છે.

ઇશ્વિરત્વ મનુષ્યમાં ગુપ્તપણે વ્યાપી જ રહ્યું છે. તમારા પોતાનામાં પણ અપ્રકટપણે તે વ્યાપી જ રહ્યું છે.
ત્યારે તે જણાતું કેમ નથી ?

મનુષ્યોનો મોટો ભાગ પોતાના સમગ્ર સ્વરૂપના ઉપર ઉપરના ભાગમાં-તળેટીમાં જ રહ્યા કરતો હોય છે; ઉપર ઇશ્વિરત્વ નથી. તો માનવ બંધુ ! અંતર પ્રવેશ કર, અભ્યંતર પ્રવેશ કર !

સામર્થ્યની જે અદ્‌ભુત ખાણો છે તેને ફોડવાને માટે તો દુઃખ, પ્રતિકૂલ પ્રારબ્ધ

અથવા કષ્ટની જબરી સુરંગોની જ જરૂર છે. સાધારણ લોઢાના ઘણ ત્યાં કામ કરે તેમ નથી. તમને દુઃખ, કષ્ટની સુરંગ મળી હોય તો તેનો ઉપયોગ કરો. યત્નમાં મચો-કામે લાગો, અને ખાણમાં તમારૂં જેટલું સુવર્ણ હોય તેટલું લઈ લો.

જ્યાં સુધી તમને સામો સખત ફટકો મળતો નથી, પરાજય થતો નથી, વિઘ્નસંમુખ તમે આવતા નથી, ત્યાં સુધી તમારામાં કેટલું સામર્થ્ય છે તે તમે જાણી જ શકતા નથી.

નીચા આવી પડવામાં લજ્જા નથી, પણ નીચે પડ્યા જ રહેવામાં લજ્જા છે. નીચે પડવા છતાં પાછા ઉપર કેમ આવવું તે તમારે કરી બતાવવાનું છે. નીચે આવી પડો તેથી સંકોચાશો નહિ, પણ નીચેના નીચે જ અખંડ પડ્યા રહ્યા તો જાણવું કે તેના જેવું શરમાવાનું બીજું એકે નથી. પાંડવો અને તેવા અનેક પ્રકારના જુદા જુદા બળવાળા અનેક મનુષ્યો નીચા ક્યાં નથી પડ્યા ? અનેક પ્રસંગે પડ્યા છે, પણ ત્યાં ટક્યા નથી. બીજી જ ક્ષણે છલંગ મારીને તેઓ પાછા ઉભા થયા છે. અને એ જ તેમનો વિજય છે. તમારા વિજયમાં પણ તેમ જ છે.

प्रारब्धदेयमिति कापुरुषा वदन्ति — કાપુરુષ—બાયલા મનુષ્યનો શબ્દ પ્રારબ્ધ છે, એમ મહાપુરુષો કહે છે. પ્રારબ્ધમાં દુર્બળતા પણ અત્યંત છે અને બળ પણ અત્યંત છે. તમે નીચા પડો અને તે તમારે માથે ચઢી વાગશે. તેના સંમુખ થાઓ, અને વિજયનો ડંકો તમારો જ ધ્વનિ કરશે.

નિષ્ફલતા-તમને તે મળી છે, નહિ વારુ ? તો તેને માટે પરમાત્માનો ઉપકાર માનો. નિષ્ફળતાની પાછળ જ એમણે કંઈક દિવ્ય છુપાવ્યું છે, નિષ્ફળતા આગળ છે, પણ પાછળ તો કંઈ અદ્ભુત જ છે. તમારી તે વાટ જોયા કરે છે. નિષ્ફળતાનો પટ ચીરો અને પાછળની મોંમાગી વસ્તુ ગ્રહણ કરો.

તમારા મુખઆગળ પ્રસંગ અથવા તકનું દ્વાર બંધ હોય છે એનો અર્થ જ એ કે તમારી પાછળ બીજું દ્વાર ખુલ્લું જ છે. તત્કાલ તે તરફ દૃષ્ટિ ફેરવો.

નિષ્ફળતા અથવા પરાજય એ વિજયની કુંચી છે. તત્કાળ જ કર્તવ્યમાં જોડાઓ; કુંચીનો ઉપયોગ કરો અને વિજયનાં દ્વાર ઉઘાડો. જુઓ, સિદ્ધિ, કેવા દિવ્યરૂપે સંમુખ જ ઉભી રહી છે ?

# दीपोत्सवीनुं सर्वसामान्य स्वरूप.

પદ. ( અમો અબળાને માયા વહાલી રે—એ લય )

ઝળહળતી જ્યોતિઓ મેં ભાળી રે, ભાળી રે,
ભાળી—એ દીવાળી.
રમણીયતાનાં જ્યાં ત્યાં, નાનાં મોટાં રાજ્ય વ્યાપ્યાં,
પ્રસન્નતા ઠેરેઠેર ન્યાળી રે, ન્યાળી—એ દીવાળી.
તોરણીયાં દ્વારે બાંધ્યાં, ઘરને રગ્યાં શોભાવ્યાં,
સ્વચ્છ કીધાં ઘર કચરાવાળી રે, વાળી રે;—
આંગણીયામાંહિ સુંદર સાથીયા સુન્દરી પૂરે,
ઝીણે કપડેથી રંગ ચાળી રે, ચાળી રે;—
નવાં નવાં વસ્ત્ર ધારી, શોભીતાં નર ને નારી,
હસતાં સુખડે રમતાં દુઃખ ટાળી રે, ટાળી રે;—
સુન્દરીઓ શૃંગાર સજીને, મળવા જાતી સખિને,
બેસી ગાડીમાં, કોઇ ચાલી રે, ચાલી રે;—
બનીઠની કંઈક લાલા, કરતા મનગમતા ચાળા,
હોયને છોને ખીસે ખાલી રે, ખાલી રે;—
આનંદદાતા કૃતિઓ કરતા, ફરતા કંઈ યુવકો,
રહેતા એ મસ્તીમાંહિ મહાલી રે, મહાલી રે;—
વૃદ્ધો તો દેવદર્શન, કરીને, મિષ્ટાન્ન જમીને,
ઘરમાં બેસે સંતોષવાળી રે, વાળી રે;—
વળી એહ લહાવો લેતાં, બાળકને પગે લગાડી,
રાજી કરતા પૈ પૈસો આલી રે, આલી રે;—
બાલુડાં ફડાકા ફોડે, ઘરનું કો બેસી જોડે.
દીવાદ્દારથી લે સંભાળી રે, સંભાળી રે;—
દેવમંદિરમાંહિ, અન્નકૂટ પૂરવાની,
જ્યાં ત્યાં આજે ધમાલ ચાલી રે, ચાલી રે;—
પ્રભુતણા ભક્તજન તો, પ્રભુમાંહિ તન્મય થાવા,
હરિસ્મરી હરિમાં મન લે વાળી રે, વાળી રે;—
જેને જેવો ફાવે તેવો, આનંદઉત્સવ કરીને,
સાર્થક સૌ કરતા આ દીવાળી રે, દીવાળી રે;—

## નાનો આશ્રમ.

અત્યંત સમર્થ જ્ઞાનવાળા અને બહુ પ્રસિદ્ધ એવા એક મહાત્માએ પોતાને રહેવાનો એક અત્યંત નાનોસરખો આશ્રમ બંધાવા માંડેલો જોઇને અનેક મનુષ્યો આશ્ચર્ય પામવા લાગ્યા. હજારો માણસો જેની પાસે નિત્ય આવે જાય, એવા આ મહાત્મા આટલો નાનો આશ્રમ બંધાવીને શું કરશે, એમ તેમને શંકા થવા લાગી.

એક મનુષ્યે આવીને હાથ જોડીને તે મહાત્માને પૂછ્યું, ' પ્રભો ! આપ સમર્થ આવા નાના ઝુંપડાસરખા આશ્રમને બંધાવી શું કરશો ? ચલાણાજેટલો આ આશ્રમ આપને શું કામમાં આવશે ?

મહાત્માએ મંદ સ્મિતકરતાં ઉત્તર આપ્યો, ભાઈ ! આ આશ્રમ શું નાનો છે ? હજારો શિષ્યો અહિં આવે છે એ ખરૂં છે, પરંતુ જેને યથાર્થ શિષ્યત્વ કહે છે એવા શિષ્યધર્મને પાળનારા થોડા પણ શિષ્યો આમાં રહીને પોતાના ધર્મને સમજતા થશે તો હું ધારૂં છું કે એટલા જ શિષ્યોને આ આખું જગત્ પણ નાનું પડે તેવું છે. હાલ આશ્રમ હું મોટો કરૂં, પણ જગત્ હું શી રીતે મોટું કરૂં ? "

[ ભાવાર્થઃ—યથાર્થ શિષ્યધર્મને અનુસરી ગુરુદ્વારા જ્ઞાન મેળવનાર થોડા શિષ્યો પણ આખા જગતમાં વિસ્તાર પામી પોતાના જ્ઞાનસામર્થ્યવડે લોકહિત કરવા સમર્થ છે ]

---

## ઓલામાંથી ચુલામાં.

એક ગાયને તેનો માલિક અત્યંત માર મારતો હતો. ગરીબ સ્વભાવની ગાય તે સહન કર્યા કરતી હતી. પોતાનું દુઃખ કહી પણ કોને શકે ? એમ કરતાં રોજ ખુબ માર ખાવાથી તે બિચારી શરીરે તદ્દન દુબળી પડી ગઈ. એક દિવસ ખુબ માર ખાવાથી તેના મનને બહુ દુઃખ થયું. અને આંખમાં પાણી લાવી રડતાં રડતાં મોતને સંભારવા લાગી. એટલામાં મૃત્યુએ તેની પાસે આવી પુછયું, " કેમ શું કામ છે ? "

ગાયે ગરીબડે સ્હેરે જવાબ દીધો, " ભાઈ ! જો તું મને લઈ લે તો આ રોજના દુઃખથી હું છુટું. મારાથી હવે નથી સહન થતું " આમ કહેતાં કહેતાં તે રડી પડી.

આ સાંભળી મૃત્યુએ કહ્યું, " ગાય માતા ! તું કહે છે એમ તને હું લઈ લઉં, પણ તને ખબર છે કે તારા મૃત્યુ પછી તારા શરીરના ચામડાનાં નગારાં અને ઢોલ બનશે, અને તેમ થતાં હાલ તને જે માર પડે છે તેના કરતાં પણ બમણા જોરથી તારા ચામડાઉપર ડંડીકા લગાવશે ?

ગાયે કહ્યું, " ભાઈ ! તેના કરતાં તો આ જ સારૂં છે. "

[ ભાવાર્થઃ—અત્યંત તાલાવેલીયો અને અસંતોષી માણસ ઘણી વખતે ગભરાટમાં ને ગભરાટમાં એવું કરી બેસે છે, અથવા કોઈની પાસે એવું માગી બેસે છે કે જે તેને ઉલટું બમણું નુકસાન કરે. મળેલી સ્થિતિથી એકદમ છુટવાકરતાં એમાંથી જે લાભ મળે એવો હોય તે લઈ લેવો, અને વધારે સારી સ્થિતિને માટે આપણે લાયક થવું એ વધારે ડહાપણ ભરેલું છે. ]

---

### શિયાળ અને કબુતર.

એક લુચ્ચા શિયાળે એક કબુતરને એક ઝાડઉપર બેઠેલું જોઈ વિચાર્યું કે આ કબુતર જો નીચે આવે તો આપણે તેને મારી ખાઇએ. આમ વિચાર કરીને ધીમે ધીમે તે શિયાળ પેલું કબુતર જે ઝાડઉપર બેઠું હતું ત્યાં આવ્યું. અને કબુતરને કહેવા લાગ્યું કે ' ભાઇ ! નીચે આવોને. હવે તમને અહિં કોઈ મારનાર નથી. કેમકે બધાં પશુપક્ષીઓમાં સલાહ શાંતિ કરવાનો ઠરાવ થઈ ગયો છે, અને તેથી હવે કોઈ કોઈને કંઈ પણ નુકસાન કરે એમ નથી. માટે આવો, આપણે નીરાંતે વાતો કરીએ. "

આ સાંભળીને કબુતર લાંબી ડોક કરીને એક દિશામાં દૂર કંઈ જોતું હોય એમ જોવા લાગ્યું.

' કેમ, શું જુઓ છો ? ' શિયાળે પૂછ્યું.

કબુતરે આઘે જોતાં જોતાં ઉત્તર આપ્યો, " કેમ, કંઈ બે શિકારી કુતરાઓ આ તરફ પેલી બાજુથી આવતા જણાય છે. દોડતા આવતા લાગે છે. " પણ આટલું સાંભળતાં પહેલાં તો શિયાળ એકદમ નાસવા જ લાગ્યું. કબુતરે ઉપરથી જ કહ્યું, અરે ભાઇ ! નાસશો નહિ. તમારે જરાએ ગભરાવાનું નથી. કેમકે બધાં પશુપક્ષીઓમાં સલાહ શાંતિ રાખવાનો ઠરાવ થઈ ગયો છે, અને તેથી હવે કોઈ કોઈને કંઈ પણ નુકસાન કરે તેમ નથી. "

દોડતાં દોડતાં લુચ્ચું શિયાળ બોલ્યું, ' એ તો ખરૂં પણ એ હરામખોર કુતરાઓને એ સમાચાર નહિ મળ્યા હોય તો " એમ બોલતું કે દોડી જ ગયું.

( જે કોઇ અવિશ્વાસુ મનુષ્યો હોય છે તેમના શબ્દોમાં વિશ્વાસ ધરતાં પહેલાં તેમની બરાબર પરીક્ષા કરવી. )

---

### શું શોધશો ?

કોઈ એક અમુક સ્થળે સોનું પડ્યું છે, એમ ખબર મળી અને તેથી કેટલાક મનુષ્યો એકઠા મળીને સોનું શોધવાને નીકળ્યા. દરેક તે સ્થાને ગયા, અને પોતાની ઇચ્છાનુસાર શોધ કરવા લાગ્યા કોઇએ જમીનઉપર જોવા માંડ્યું તો કોઇએ ખાડાઓમાં ખોળવા માંડ્યું. કોઈએ ધૂળમાં શોધ્યું તો કોઈએ, પૂર્વે સોનાનાં આંબળાનો વર્ષાદ વર્ષ્યો હતો, એમ વિચારીને આકાશમાં જ જોવા માંડ્યું. કોઇએ તો પોતાનાં ગજવાં જ તપાસવા માંડયાં કે રખેને કોઈ સત્તા ગજવામાં જ નમૂકી ગઈ હોય ! કોઈ એ પાણીમાં જોયું, કોઇએ પથરાનીચે જોયું. કેટલાક અત્યંત પરિશ્રમપૂર્વક અને આતુરતાથી શોધતા લાગ્યા, ત્યારે કેટલાક તો ઉપર ઉપરથી આમ તેમ નજર ફેરવવા લાગ્યા.

તેમાંનો એક મનુષ્ય પાસેના પર્વતઉપર શોધવાને માટે ચઢવા લાગ્યો. તેના હાથ પગે સખત વાગવા લાગ્યું, અને તેમ છતાં તેને ન ગણકારીને તે ઉપરના વિકટ ભાગોમાં પણ શોધવા લાગ્યો. બહુ ધ્યાનપૂર્વક તે શોધતો હતો. દરેક ખાડાખૈયામાં અને ખુણેખાચરે ખોળવા લાગ્યો. પણ તેને ક્યાંહિ પણ સોનાનો પત્તો લાગ્યો નહિ.

જ્યારે તે ઉપરના ભાગમાં શોધતો હતો એટલામાં નીચેથી લોકો બુમો પાડી ઉઠ્યા કે ' જડ્યું છે, સોનું જડ્યું છે ' અને તેની સાથે તે ઉપર રહ્યા રહ્યા પણ પ્રસન્નતાપૂર્વક

આનંદના આઘોષ કરવા લાગ્યો. પછી તેને એક મનુષ્યે કહ્યું, ' નીચે ઉતરો અને તમારા ભાગનું સોનું લઈ લો. ' જેને સોનું મળ્યું હતું તેમના પ્રતિ, તેણે પ્રસન્નતાથી થોડીવાર જોયું, અને પાછો તે તો પર્વતની ઉપરની ટોચોએ ચઢવા લાગ્યો, અને ચઢતાં ચઢતાં બોલ્યો કે " એ બધું સોનું તમે જ માંહિં માંહિં વહેંચી લો; હું તો એ સોનું ક્યાંથી આવે છે તેને શોધું છું. "

બુદ્ધિમાન્ પુરુષો સિદ્ધિઓથી ન લોભાતાં સિદ્ધિપતિ શ્રીઈશ્વરને જ શોધવામાં પ્રયત્નશીલ રહે છે.

---

# मानस व्यापारो संबंधी विचारो.

વાંદરાના ચાંદાની પેઠે, મનુષ્યમાં જે કંઈ દુર્બળ હોય તેને ઉઘાડું પાડીને ફેંદ ફેંદ કરવાની કશી જ જરૂર નથી. મનુષ્યપ્રકૃતિમાં વા માનવ સ્વભાવમાં જે કંઈ દુર્બલ હોય તેના પ્રતિ લક્ષ આપીને તેને જ જો જો કરવાની અગત્ય નથી, પરંતુ તેનાપ્રતિ ઉપેક્ષા જ કર્તવ્ય છે. અને જે કંઇ બલવાન્ છે તેને જ ઉત્તેજિત કરવું ઘટે છે. મનુષ્યમાં જે કાંઈ સબલ અ-થવા ઉત્કૃષ્ટ હોય તેનું તે મનુષ્યને વારંવાર સ્મરણ આપ્યા કરવાથી તે વધારે સબલ અને વધારે ઉત્કૃષ્ટ થતું જાય છે.

* * * *

કોઈના પણ દોષોનું આપણા મનથી ચિંતન કરવું કે કોઈના મુખઆગળ કથન કરવું એ આપણા મનની દુર્બલતાવિના બીજું કશું જ નથી. અને એ ક્રિયા જેમ જેમ અધિક કરવામાં આવે છે, તેમ તેમ મન પણ અધિક દુર્બલ પડતું જાય છે. અને એ પ્રકારે થતી મનની દુર્બલતા બીજાં અનેક કાર્યોમાં મોટા વિઘ્નરૂપ થઈ પડે છે. મનુષ્યનો કોઈ પણ કાર્યમાં પરાજય થવામાં પોણોસો ટકા કારણ તેના મનની દુર્બલતા છે. એ દુર્બલતા જો ટળી જાય છે તો મનુષ્યને પૂર્વે જે કાર્ય કઠિન જણાતું, તે પછી સુગમ થઇ રહે છે. તેથી વિજય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ મનની દુર્બલતાને ટાળવાની પ્રથમ અગત્ય છે. અને એ દુર્બલતા, દોષ જોવાનો સ્વભાવ જ્યાં ટળે છે કે તેની જ સાથે ટળી જાય છે.

* * * *

કોઈ પણ પ્રકારના નિશ્ચયને જ્યારે તમે દર્શાવતા હો કે તમારામાં ધારણ કરતા હો ત્યારે તમારા લક્ષને આંતર મનમાં એકાગ્ર કરજો. આપણા આંતર મનને જે કંઇ કરવાનું આપણે કહીએ છીએ. તેટલુંજ આપણે કરી શકીએ છીએ. આંતર મન એ એક બલવાન્ પ્રવર્તક સત્તા છે. અને તેથી તે જે કંઈ પ્રવર્તાવે છે, તે અવશ્ય થાય છે. કોઇ પણ નિ-શ્ચયને માત્ર મુખથી કહ્યા કરવો નહિ પણ આંતર મનમાં તેની દૃઢ છાપ પાડવી. જેમ જેમ તેમાં અધિક પ્રબલપણે સંસ્કાર પડે છે, તેમ તે પોતાના પ્રવર્તકસામ-ર્થ્યને પ્રકટાવે છે.

* * * *

આપણે જે કંઇ જોઈએ છે તે આપણને આ જીવનમાં પ્રાપ્ત થઈ શકે એમ છે. એમાં માત્ર રહસ્યરૂપ વસ્તુ એ જ છે કે આપણા જીવનને આપણા પોતાના જ હાથમાં

લેવું અને આપણા પોતાનામાં જેટલાં સામર્થ્યો છે, અને આપણા અસ્તિત્વનું જેટલું બલ છે તે સમગ્રને આપણી દૃષ્ટિમાં જે લક્ષ્ય આપણે સ્થાપ્યો છે તેના પ્રતિ વાળવું. લક્ષ્યરૂપ વસ્તુમાં આપણું સઘળું બળ એકત્ર થતાં તે લક્ષ્ય પ્રત્યક્ષરૂપે રચાય છે. મનુષ્યો લક્ષ્ય રચે છે, પણ તેમાં પોતાના બળને એકાગ્ર કરતા નથી, અને તેથી એ લક્ષ્યને પ્રત્યક્ષ થવાનું અથવા સ્થૂલરૂપે થવાનું કારણ મળતું નથી.

* * * *

સર્વનું રૂપાંતર થયાં કરે છે. પ્રત્યેકનું રૂપાંતર થવું જ જોઇએ. રૂપાંતર થયાવિના કોઇ પણ વસ્તુનું જીવન ટકતું નથી. કેમકે જીવવું એ જ રૂપાંતર થવું છે, અને રૂપાંતર થવું એ જ જીવન છે. રૂપાંતર થતુ હોય તેને અટકાવવું અથવા રૂપાંતર પામવાની ચાલતી ક્રિયાના સામા થવું એ જીવનને અલ્પ કરવા સરખું છે. રૂપાંતરની ક્રિયાને અધિક જાગ્રત્ કરવી એ જીવનો અધિક ઉપભોગ કરવા સરખું છે. બુદ્ધિમાન્‌નું કર્તવ્યમાત્ર એટલું જ છે કે કોઈ પણ વસ્તુને જ પછી તે ધન હો, શરીર હો મન હો કે ગમે તે હો, પણ તેનું અધિક ઉચ્ચ પ્રકારમાં રૂપાંતર કર્યા કરવું, અને જેમ જેમ એ પ્રકારે અધિક અને અધિક રૂપાંતર થતું રહે છે તેમ તેમ તે વસ્તુ અત્યંત ઉચ્ચ પ્રકારની થતી જાય છે.

* * * *

મોટામાં મોટો પ્રશ્ન એ છે કે જીવનમાં કરવું શું—કર્તવ્ય શું, અને જીવનનો કેવી રીતે ઉપભોગ કરવો. પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ કરવાને માટે આપણે જીવનસંબંધી કેવા વિચાર કરવા એ જાણવું અગત્યનું છે. કેમકે કોઈ પણ ક્રિયા, વિચારપછી જ પ્રકટે છે, અને તેથી વિચારમાં જો યથાર્થતા આવી હોય છે, તો જ ક્રિયામાં યથાર્થતા આવે છે. અને યથાર્થતાવિનાની કોઈ પણ ક્રિયા વાસ્તવ ફલને ઉપજાવતી નથી. તેથી વિચારને પ્રથમ અત્યંત ઉત્તમ કરવાની અગત્ય છે. વિચારની ઉત્તમતા થતાં કર્તવ્ય તથા પ્રાપ્તવ્યનો સહજ નિર્ણય થઇ શકે એમ છે. અને તેવી રીતે થયેલો નિર્ણય જ યથાર્થ નિર્ણય છે.

* * * *

કશામાં પણ દોષબુદ્ધિ ધરવાનું કારણ નથી. પ્રત્યેક વસ્તુમાં કંઇ પણ સુધારો કરવો એટલું જ કર્તવ્ય છે. ન્યૂનતાનું વા અલ્પત્વનું ચિંતન કરવાનું પ્રયોજન નથી. જે કંઈ બૃહદ્ અથવા વિશાલ છે તેનાઉપર જ એકાગ્ર દૃષ્ટિ રાખો. તેમ થતાં ઇચ્છિત વસ્તુની અખંડ વૃદ્ધિ અવશ્ય થવી જ જોઇએ, અને થશે જ. આખા વૃક્ષઉપર દૃષ્ટિ રાખ્યા કરવાથી કંઇ ફળ પડતાં નથી, પણ ફળઉપર જ દૃષ્ટિ રાખીને તેને પાડવા યોગ્ય ક્રિયા કરવાથી તે પડે છે, તેમ જે કંઈ ઇચ્છિત છે તેના ઉપર જ કેવલ એકાગ્ર વૃત્તિ રાખીને તેને અનુકૂલ ક્રિયા કરવાથી તે ફલ પડે છે–પ્રાપ્ત થાય છે.

* * * *

મનુષ્ય ગમે તે કરવાનો યત્ન કરતો હોય, પરંતુ યોગ્ય ક્રિયા અને દાક્ષિણ્ય (ability) એ જ અત્યંત અગત્યની તથા મહત્વની વસ્તુ છે. અને એ બન્નેને વિશદ ( Clear ), પ્રશાંત, પ્રસન્ન, આગ્રહ-તથા દૃઢતાવાળા અને બલવાન્ મનની અપેક્ષા છે. એવું મન એ

એ વસ્તુઓને જોઇએ તેટલા પ્રમાણમાં પૂરી પાડે છે, અને જોઇએ તેટલા પ્રમાણમાં ઉપજાવી લે છે. અને એ બે પૂરતા પ્રમાણમાં પ્રકટતાં મનુષ્ય ગમે તે કાર્ય સર્વોત્કૃષ્ટ રીતે કરી શકે છે.

* * * *

કઈ દિશાએ વળવું અથવા કઈ દિશાતરફ ફરવું એ જ્યારે તમને ન સ્પષ્ટ થતું હોય તો તમે એક દિશાપ્રતિ અધિક પ્રમાણમાં વળી ગયા છો, એમ તે સૂચવે છે. જે કોઈ પણ બાજુએ હદથી અધિક પ્રમાણમાં ઢળી પડયો નથી તેને ગમે તે બાજુએ ઢળવું સુગમ હોય છે. તે સમયે ક્ષણભર શાંત થજો. તમારા પોતાના અંતરમાં સંયમ કરજો. અને સ્થિરતાને ધરજો. તમારે માટે કોઈ પણ એક ઉત્તમ માર્ગ છે, પરંતુ ભ્રમિત અથવા વમળે ચડેલું મન તેને જોઈ જાણી શકવા અસમર્થ હોય છે.

* * * *

જે કંઇ તમે માગ્યું હોય અથવા ઇચ્છયું હોય અને તે ન મળે અથવા તે મેળવવાના પ્રયત્નમાં તમે નિષ્ફળ થાઓ તો તમારા અંતઃકરણમાં નિરાશાને એક ક્ષણ પણ અવકાશ આપશો નહિ. માત્ર તમારા મનને જૂદું રૂપ આપો, તમારા મનને ફેરવી નાંખો અને કંઈ પણ વધારે સારાની માગણી અથવા ઇચ્છા કરો. આ એક સિદ્ધાંતરૂપ વસ્તુ છે કે જે દરેક સંજોગોમાં ઉત્તમ પરિણામને ઉપજાવ્યાવિના રહેતી નથી.

* * * *

જે મનુષ્ય એમ વિચારે છે કે મારે હદઉપરાંત કામ કરવું પડે છે, અને મારે માથે હદઉપરાંત કામનો બોજો છે, તે મનુષ્ય કેવી રીતે કામ કરવું તે જાણતો હોતો નથી. તમે હદઉપરાંત કામથી દબાઈ ગયા છો, એ પ્રકારે અખંડ ફરીયાદ કર્યા કરવી એ તમે કામ કરવામાં નાલાયક અથવા અસમર્થ છો એ કબુલ કરવાસરખું છે. તમારે હદઉપરાંત કામનો બોજો વેઠવો પડે છે એ પ્રકારનું ચિંતન સેવવું એ તમારા સામર્થ્યને ન્યૂન કરવા સરખું છે. તમારે જે કંઈ કરવાનું આવે તે તમે કરી શકશો એ પ્રમાણે કહેવું અને મનથી એ ભાવ રાખવો એ તમારા સામર્થ્યને વધારનાર છે. આજ સુધીમાં તમારામાં જેટલું સામર્થ્ય આવ્યું છે ને લાવનાર તમે જ છો, અને તેને વધારવું એ પણ તમારા જ હાથમાં છે. તે ગમે તેટલું વધી શકે એમ છે, પણ જ્યારે તમે પોતે તેને વધારો છો તો જ તે વધી શકે છે, અને તે પોતાને આવી મળતા કાર્યને હદઉપરાંત માની લેવાથી વધતું નથી. તમે તેનાથી મોટા છો, કામની હદકરતાં તમારા પોતાના સામર્થ્યની હદ અધિક છે એ પ્રકારે માનવાથી જ તે સામર્થ્ય વધે છે.

* * * *

તમારા બાહ્ય અથવા પ્રત્યક્ષ જીવનમાં જે કંઈ પ્રત્યક્ષ કરવાની ઇચ્છા હોય તેને માટે પ્રથમ તમારા આંતર જીવનમાં પ્રત્યેક જાતનું રૂપાંતર અથવા ફેરફાર થવો જોઇએ. જે કંઈ તમારે સ્થૂલમાં પ્રત્યક્ષ કરવું હોય તે પ્રથમ તમારા અંતરમાં-સૂક્ષ્મમાં-પ્રત્યક્ષ થવું જોઇએ. અખંડ પ્રગતિ અને શાશ્વત વૃદ્ધિને માટે આ એક મુખ્ય નિયમ છે. તમારે જેવા થવું હોય તેવા તમને પ્રથમ રચો, અને પછી બીજી વસ્તુઓને તમારે જેવા પ્રકારની કરવી હશે તેવા પ્રકારની કરવાનું તમારામાં બળ, બુદ્ધિ અને શક્તિ પ્રાપ્ત થશે.

જે મનુષ્ય પોતાનામાં ફેરફાર કર્યાવિના બીજા પ્રસગો કે વસ્તુ વગેરેમાં ફેરફાર કરવા યત્ન કરે છે, તે યત્ન ભીંતો કે એવા કોઈ પણ આધારવિના છાપરૂં ઉભું કરવાના યત્ન જેવો હોય છે. તમને પ્રાપ્ત થતી વસ્તુઓ, સ્થિતિઓ, સંજોગો વગેરે જેવા તમે હો છો તેવા પ્રકારની આવી મળે છે. ઉપર ઉપરથી તમે તમને પોતાને જુઓ તો તેનું કારણ તમને મળી આવતું નથી. તેમ છતાં તેના કારણરૂપ તમે જ હો છો. અને એ તમને ત્યારે જ સ્પષ્ટ થાય છે કે જ્યારે તમે તમારામાં ફેરફાર કરો છો.

* * * *

કેટલાક પ્રસંગે અથવા કોઈ કોઈ સમયે એવું થઇ આવે છે, કે જ્યારે કશામાં ચિત્ત પરોવાતું નથી, અને કોઈ વાતે ગમતું નથી. પરંતુ તે વખતે ભૂલ એક જ જગાએ થતી હોય છે, અને તે દૃષ્ટિબિંદુની જગા છે. મનુષ્ય જ્યારે અયોગ્ય પ્રકારના દૃષ્ટિબિંદુને ધારણ કરે છે, ત્યારે તેને સઘળું જ પ્રતિકૂલ દેખાય છે. મનુષ્ય જ્યારે અંધકારમાં હોય છે ત્યારે તેને સઘળે જ અંધારૂં દેખાય છે. પરંતુ પ્રકાશમાં આવવું સંભવિત છે, અને અખંડ પ્રકાશમાં રહેવું પણ સંભવિત છે. તથા મનુષ્ય જ્યારે પ્રકાશમાં આવે છે ત્યારે તેને સઘળું પ્રકાશમય, અને સઘળું મૂલ્યવાન્ જણાય છે. તમારી દૃષ્ટિને પલટો અને આ ક્ષણે જે પ્રતિકૂલ જણાય છે, તે બીજી જ ક્ષણે અનુકૂલ જણાશે. કોઈ પણ વસ્તુને જેવા રૂપમાં તમે ગ્રહણ કરો છો તેવા પ્રકારના ફલને તે પ્રબલપણે ઉપજાવે છે અને તેથી કોઈ પણ વસ્તુ પ્રતિકૂલરૂપે જણાતાં તત્કાલ જૂદા પ્રકારના દૃષ્ટિબિંદુથી તેને જુઓ, અને પછી તે તમને પ્રતિકૂલરૂપે નહિ જણાય.

* * * *

પ્રત્યેક દિવસ, અથવા વધારે સારૂં તો દિવસમાં કેટલીક વખતે, થોડી ક્ષણ પણ અંતર્મુખ થવાના અભ્યાસને કદાપિ છોડી દેવો નહિ. અને ન હોય તો પાડવો એ સ્પષ્ટ કરવાની તો કાંઈ અગત્ય જ નથી. મન તથા વિચારોને થોડા થોડા સમયના અંતરે અંતર્મુખ કરવાથી મન નિર્મલ થાય છે. અને વિચારના ગુણધર્મ ( Quality ) માં સુધારો થાય છે. તે જ પ્રમાણે તે મનુષ્યના સામર્થ્યની વૃદ્ધિ કરે છે. કેમકે આંતર ચૈતન્યમાં અંતર્મુખ થવું એ ચૈતન્યના વિશાલ સામર્થ્યનો સ્પર્શ કરવા સરખું છે. ચૈતન્ય અથવા પરમતત્ત્વમાં અંતર્મુખતા થતાં સર્વ કરણો અત્યંત પુષ્ટિને પામે છે અને જે કંઇ સર્વોત્તમ હોય છે તેનો જ આવિષ્કાર કરે છે.

* * * *

જ્યારે કેવલ સામર્થ્યમય અથવા મૂલ્યવાન્ જીવન એ એક જ યથાર્થ જીવનરૂપ મનાઈ આપણા દૃષ્ટિબિંદુમાં સ્થિર રહે છે, અર્થાત્ તેવા જ જીવનને જ્યારે આપણે આપણા પોતાના જીવનરૂપે જોઇએ જાણીએ છીએ, ત્યારે પ્રત્યેક વિચાર, પ્રત્યેક પ્રયત્ન, અને પ્રત્યેક અનુભવ આપણા જીવનને સામર્થ્યમય અથવા મૂલ્યવાન્ કરે છે. અને એ મૂલ્યવાન્ જીવન એ જ યથાર્થ જીવન છે કે જે મનુષ્યના સમગ્ર અંશમાં વાસ્તવ મૂલ્ય અથવા મહત્તાને અખંડિતપણે પ્રકટાવે છે. એ જીવન શરીર મન કે આત્માઉપર આધાર રાખી રહેતું નથી. પણ એ ત્રણમાં રહેલી સઘળી વસ્તુને તેનો સર્વોત્તમ ઉપયોગ

કરી શકાય એવા રૂપમાં બદલી નાંખે છે. એ જીવન દરેક વસ્તુમાંથી સર્વોત્તમને શોધી કહાડે છે, અને એ સર્વોત્તમનો તે જીવન સર્વોત્તમ પ્રકારે ઉપભોગ કરે છે. અને તેથી જીવનની શ્રેષ્ઠતાપ્રતિ સર્વ પ્રકારે લક્ષ રાખવું એ કેટલું અગત્યનું છે, એ સહજ સ્પષ્ટ થાય એમ છે.

* * * *

જ્યારે મનુષ્યનો થોડો જ અંશ કાંઈપણ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, ત્યારે ઘણે ભાગે તેના પ્રતિકૂલ કાર્યમાં જ વહી જાય છે. અને તેનું કારણ એ છે કે એમ કરવાથી તે પોતાના નિશ્ચયને માત્ર બાહ્ય મનઉપર જ વાળે છે, અને તેથી આંતર મનને તેની પૂર્વની જુની ઇચ્છાઓ અને તેના પૂર્વના જુના પ્રકારના વલણ પ્રમાણે જ વર્તવા દે છે. આ પ્રમાણે બાહ્યમન જ્યારે જૂદા વ્યાપારમાં જોડાય છે, ત્યારે આંતર મન તેના પૂર્વના જુના જ વ્યાપારમાં જોડાયલું રહે છે. અને તેથી તે બે શક્તિઓ વિરુદ્ધ કાર્ય કર્યે જાય છે. બાહ્ય મનમાં વિરુદ્ધ પ્રકારની ઇચ્છાઓ રચાવા છતાં પણ આંતર મનની ઇચ્છાઓ તેમના પૂર્વના બાંધેલા ધોરણે જ પ્રવર્ત્યા કરતી રહે છે. આથી ઉભયના સહકારિ બલથી જે કંઇ કાર્ય થઇ શકે એમ હોય છે, તે પછી નથી થતું, અને મનુષ્યનું બળ વહેંચાઇ જાય છે. તથા પરિણામે આંતર મનની ઇચ્છાનુસાર જ ફળ પ્રકટે છે. કેમકે તે બલવાન્ હોય છે. તેથી કંઇ પણ કાર્ય કરવામાં કેવલ બાહ્ય અથવા સ્થૂલ મનનો જ આધાર લેવાની જરૂર નથી, પણ બાહ્ય તથા આંતર એ ઉભય મન અથવા મનના સમગ્ર અંશનો આધાર લેવાની અગત્ય છે.

* * * *

સ્થૂલ અથવા બાહ્ય મન પોતાના લક્ષ ( attention ) ને પોતાના સમગ્રની વ્યક્તિપ્રતિ વાળીને તેની ઇચ્છા અથવા ક્રિયાને ફેરવી શકે એમ નથી, અર્થાત્ આપણું બાહ્ય મન આપણી ઇચ્છાઓ તથા ક્રિયાઓઉપર સ્વામિત્વ સ્થાપીને તેમાં ધારે તેવો ફેરફાર ઉપજાવી શકતું નથી. આપણા ઉપર સ્વામિત્વ સ્થાપનાર અથવા મનુષ્યને નિયમન કરનાર તો તેનું આંતર મન જ છે, તેથી એ સ્પષ્ટ જ છે કે મનુષ્યનું સ્થૂલ મન જે કંઇ કરવાનો નિશ્ચય કરે છે, તે નિશ્ચયને જો આંતર મનમાં એકાગ્ર કરવામાં અથવા સ્થાપવામાં આવે છે તો એ સ્થૂલ મનની જે ઇચ્છાઓ અથવા નિશ્ચય હોય છે, તે પ્રમાણે જ થાય છે. તેથી જેમણે કંઈ પણ ધારેલું કાર્ય કરવું છે, તેમણે માત્ર કાર્ય તેમના બાહ્ય મનને સોંપીને જ બેસી રહેવાનું નથી, પણ તે કાર્યના વિચાર તથા તે કાર્યના સ્વરૂપને અને તેના નિશ્ચયને આંતર મનમાં દૃઢપણે સ્થાપવાની અગત્ય છે. અને એ બંને જ્યારે મળે છે ત્યારે મનુષ્યના મનનો મોટો અંશ મળ્યો એમ કહી શકાય છે.

* * * *

જે કંઈ તમારે જોઇતું હોય તે મેળવવામાં તમે નિષ્ફળ થાઓ, તો તે સમયે ખેદનો સ્વીકાર કરશો નહિ, કોઈ પણ પ્રસંગે અસંતોષનો ઉદ્ગાર દર્શાવશો નહિ. કેમકે પ્રત્યેક પ્રસંગે અને ગમે તેવા સંજોગોમાં પણ તમારાથી બને તેટલા સર્વોત્તમ થવાનું નિરંતર જારી રાખવાથી તમે કંઈપણ ઉત્તમ અથવા વધારે સારાને અવશ્ય પ્રાપ્ત થાઓ છો. ખેદ પામવો અથવા નિરાશ થઈ જવું એ કોઇપણ વસ્તુ ઉપરના તમારા કાબુને ખોઈ બેસવાસરખું છે, અને એ કાબુને પુનઃ મેળવવાને માટે ઘણો સમય અને સવિશેષ યત્ન કરવાનો રહે છે.

પરંતુ પૂર્વપ્રમાણે દૃઢ નિશ્ચય અને શ્રદ્ધાને અખંડ કાયમ રાખવાથી પ્રથમકરતાં પણ વધારે કાબૂ આવે છે, અને પછી સઘળા પ્રકારની અનુકૂલતા થવામાં માત્ર થોડા સમયની જ અપેક્ષા રહે છે.

* * * *

કોઇએ પણ નિરાશા, અધૈર્યને પ્રાપ્ત થવાની કે અસંતોષ અથવા ઉદ્વેગ પામવાની અગત્ય નથી. નિરાશાવાળું મન દુર્બલ ગણાય છે, અને તેથી તેનાપ્રતિ જે કાંઈ વિઘ્ન કે પ્રતિકૂલતા આવે છે, તેના સંમુખ થઇ શકવાનું તેનામાં બલ હોતુ નથી. જે મન ધૈર્યને, પ્રસન્નતાને તથા શ્રદ્ધાને પોતાનામાં ધારણ કરી રાખે છે, તે પ્રત્યેક વિઘ્નને ટાળીને ગમે તેવા વિકટ પ્રસંગમાંથી પણ નિર્ભયપણે પાર ઉતરી જાય છે. કેમકે તેવું મન જ અખંડ બલવાન્ રહી શકે છે-તેવા મનમાં જ અંતપર્યંત બળ ટકી રહે છે. નિષ્ફલતાનું મુખ્ય કારણ કટોકટીના પ્રસંગમાં મનનો નિરાશ થઇ જવાનો જે સ્વભાવ છે તે જ છે. તેમ થવાથી એ દુર્બલ અને અવ્યવસ્થાવાળું મન એટલુ બધુ તો ગભરાઈ અને મુઝાઈ જાય છે કે તે પોતાની તુલનાશક્તિ, ન્યાયશક્તિ તથા સામર્થ્યને અત્યંત પ્રમાણમાં ગુમાવી બેસે છે. અને જ્યારે આપણને વિકટ પ્રસંગો પ્રાપ્ત થાય છે, ત્યારે આપણને સર્વોત્તમ તુલના અથવા ન્યાયબુદ્ધિ અને સર્વોત્તમ સામર્થ્યની અગત્ય પડે છે. તેથી તેવા પ્રસંગોએ આપણા મનને લેશ પણ દુર્બલ, નિરાશ કે અવનત થવા દેવું નહિ, અને તે અભ્યાસથી થઇ શકે છે. અમુક પ્રકારના ચિંતનથી મન જેમ દુર્બળ નિરાશ અને દબાઈ ગયા જેવું થાય છે તેમ અમુક પ્રકારના વિચારથી, ચિંતનથી, ઘોતનથી, ભાવનાથી, તથા નિશ્ચયથી તે મન બલવાન્ અને ગમે તેવા વિકટ પ્રસંગના પણ સંમુખ અથવા બલવાળું રહે છે. વિચાર અને તેના વિવિધ સ્વરૂપો મનના આહારની વિવિધ વાનીઓ છે. અને તેથી તેને પુષ્ટ કરવાને તે આહાર જ ગ્રહણ કરવો જોઇએ.

* * * *

જો તમારે નિરાશાને છોડીને તમારામાં ધૈર્યનો ઉદય કરવો હોય, મનને શ્રદ્ધામય બનાવવું હોય તો એ લક્ષમાં રાખજો કે તમને જે કંઈ પ્રસંગ આવી મળે તેના સંમુખ ઉભા રહેવાને તમે પૂરેપૂરા બળીયા છો. અને વળી એ પણ સ્મરણમાં રાખજો કે જે કોઇ પણ સમયે નિષ્ફલતાને આદર નથી આપતો, દુર્બલતાને આવકાર નથી દેતો, તેને સઘળી વસ્તુ-મનુષ્ય કે પદાર્થ-સામર્થ્ય ધીરવાને માટે તત્પર છે. તમારા અભ્રના ઉપરના પટઉપર સૂર્યપ્રકાશ ન જણાતો હોય તો તે અભ્રના પૃષ્ઠ ભાગમાં-તેના અંતર્ભાગમાં-દૃષ્ટિ કરો. તમે દૃષ્ટિ નાંખી શકશો. વળી એ જ પ્રમાણે તમે તમારા પોતાના પ્રકાશને સર્જી શકો એમ છે, તમારા પોતાનામાંથી પ્રકાશને ઉપજાવી શકો એમ છે. તમે સર્જેલા તે પ્રકાશઉપર સંયમ કરવાથી, તેનાઉપર જ તમારા સમગ્ર લક્ષને સ્થાપવાથી, તમારા વિચારો અધિક પ્રકાશિત થાય છે. અને તેવા વિચારો તમારા મનના સમગ્ર પ્રદેશમાં પ્રકાશને પ્રસારશે અને તમારા મનને એવું તો વિશુદ્ધ તથા શુભ કરી મૂકશે કે જેથી તમારા આગળ જવાના માર્ગને તમે બહુ જ સુગમપણે જોઈ શકશો. મનની આ તેજસ્વિતાને પામનાર મનુષ્ય પોતાના ઉન્નતિપંથને એવો તો સ્પષ્ટ રૂપમાં જુએ છે, કે જે જોતાં તેને પછી કશી જ શંકા છગડગપણું કે ભ્રાંતિ રહેતી નથી.

* * * *

ઘોર સમય અથવા વિકટ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે તમારાથી જેટલા સર્વોત્તમ બની શકાય એટલા બનો. જો તમે તમારાથી બને તેટલા સર્વોત્તમ બનશો તો પ્રત્યેક પ્રસંગ તમારા સંબંધમાં આવતી સઘળી વસ્તુ વધારે સારી બનવા તરફ વળશે, પણ જો તમે જ અધઃપતન પામ્યા કરશો, તમે જ જો નીચે અને નીચે ગતિ કર્યા કરવાનું કાયમ રાખ્યા કરશો તો સઘળી વસ્તુઓ પણ તમારી સાથે નીચે અને નીચે જ ઉતરતી જશે, અને પરિણામે સઘળું વિનાશ પામશે. તમને પ્રાપ્ત થયેલાં પ્રસંગ અથવા સ્થિતિના નિયામક તમે છો, એ વાત તે સમયે લેશ પણ ભૂલશો નહિ. એ ભૂલવાથી જ તમે દુર્બલ બનો છો, અને દુર્બલ બનવાથી તમે નીચે પડતા જાઓ છો તમને પ્રસંગો ગમે તેવા પ્રાપ્ત થાય, તમારા આસપાસના સંજોગો ગમે તેવા પ્રકારના જણાય તોપણ જેવી રીતે તમે જાઓ છો તેવી જ રીતે તમને પ્રાપ્ત પ્રસંગ વા સ્થિતિ પણ જાય છે. તમે નીચે નીચે જાઓ છો, તો તે પોતાની વિકટતાના ભયંકર રૂપને પ્રકટાવતી નીચે અને નીચે અર્થાત્ વધારે અને વધારે દુર્ઘટ રૂપમાં તમારી સાથે આવે છે, અને જો તમે ઉંચે જાઓ છો તો એ જ પ્રસંગ વા સ્થિતિ પોતાનામાં રહેલી ઉત્તમતાને તથા અપૂર્વતાને પ્રકટાવતી તમારી સાથે ઉંચે આવે છે. ક્યાં જવું તે તમારી ઇચ્છાની વાત છે. તમારા હિતની વાત તો એ જ છે કે તમારે ઉચ્ચ દિશામાં અધિક જીવનપ્રતિ, અધિક બળપ્રતિ, મનની અધિક તેજસ્વિતાપ્રતિ, અધિક દૃઢાગ્રહપ્રતિ, અધિક ધૈર્યપ્રતિ, અધિક પ્રસન્નતાપ્રતિ અને અધિક શ્રદ્ધાપ્રતિ જવું. જે કાલે શ્રદ્ધા નિષ્ફલ થતી અથવા ડગતી જણાય તે સમયે પૂર્વના કરતાં પણ અધિક શ્રદ્ધાને ધારણ કરો. ઉંચે ચઢો અને ઉચ્ચતર વિચારમાં અને બલવત્તર વિચારમાં રહો. અને મનની તથા આત્માની બલવત્તમ સત્તાપ્રતિ અત્યંત પૂર્ણતાથી અભિમુખ થાઓ, અને એ ઉપરાંત અનંત તત્ત્વમાં વિશ્વાસવાળા, થાઓ તથા તેના જ આધારને ગ્રહણ કરો. જ્યાં સુધી મનુષ્ય જે કંઇ પૂર્ણ પરમ અથવા સર્વોત્કૃષ્ટ છે તેમાં મન વાણી અને ક્રિયાવડે અખંડ જોડાએલો નથી રહેતો ત્યાંસુધી તે કોઇ પણ રીતે સર્વોત્તમ બની શકતો નથી. આ માત્ર કલ્પના અથવા અંધ મંતવ્ય નથી, પણ તે સગ્રગ અંશથી સશાસ્ત્ર (Scientific) છે.

# धार्मिक जीवन.

पुङ्खानुपुङ्खविषयेक्षणतत्परोऽपि
ब्रह्मावलोकनधियं न जहाति योगी ।
संगीततालल्लयवाद्यवशंगताऽपि
मौलिस्थकुंभपरिरक्षणधीर्नटीव ॥ वराहोपनिषद्.

પ્રિય સાધક બંધુઓઃ—

ધર્મનાં સામાન્યવિશેષ સ્વરૂપોને બુદ્ધિમાન્ પુરુષો અને સુજ્ઞ સ્ત્રીઓ જાણે છે. તેમાંનાં કેટલાં થોડાં મનુષ્યો યથાર્થ ધર્મમય જીવન ગાળનાર હોય છે? પાકશાસ્ત્ર ભણી જૂદા જૂદા પ્રકારની ભોજ્યસામગ્રી કેવી રીતે થાય છે તે જાણનાર, પરંતુ કોઈ દિવસ ખીચડી કરવાનો પણ અભ્યાસ જેણે સિદ્ધ કર્યો નથી તેવા મનુષ્યકરતાં માત્ર સારી રીતે નિત્યની

રસોઈ કરી જાણનાર, પરંતુ મોટી સામગ્રી શી રીતે બનાવવી તે નહિ જાણનાર ભોજનજન્ય સુખને વધારે પ્રકટ કરી શકે છે. આથી કેવળ જ્ઞાનકરતાં અલ્પ અનુભવમય જીવન વધારે સુખપ્રદ ગણાય છે. છછરા પાણીના અવાહકરતાં ગંભીર સરોવર સ્નાનાદિની વધારે અનુકૂલતા સિદ્ધ કરાવી આપે છે. પણ આ કાળનું બલ એવું છે કે અનુભવની ઉંડાઇને બદલે મનુષ્યો જ્ઞાનનો વિસ્તાર વધારે પસંદ કરે છે. આ કેવલ બુદ્ધિમય અર્થાત્ જ્ઞાનમય જીવન અને અનુભવમય અર્થાત્ તન્મયભાવમય જીવનના સ્વરૂપ અને ફલમાં મોટો ભેદ હોય છે. આ કારણથી રાત્રિદિવસ ઘટાકાશ, મઠાકાશ, રજ્જૂસર્પ ઇત્યાદિ કર્ણકટુ શબ્દધારાનું રટણ કરનાર અનુભવશૂન્ય વેદાન્તી પંડિતકરતાં ક્ષણભર હરિરસનો આસ્વાદ કરનાર પવિત્ર ભક્તજન વધારે વેદાન્તના રહસ્યને જાણે છે, અને તેથી વધારે સ્તુત્ય અથવા વંદ્ય છે.

આપણા જીવનનું રહસ્ય કેવલ બુદ્ધિમાં અર્થાત્ જ્ઞાનભૂમિકામાં નથી, પરંતુ આપણા અંતરતમ સ્વરૂપમાં રહેલા અપરોક્ષ અનુભવબલમાં તથા આપણી ગુપ્ત અથવા નિગૂઢ દશામાં રહેલી જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિના સમતોલ વિકાસમાં છે. આપણી સ્વાભાવિક સર્વપ્રાણીપદાર્થને વિશદ કરનાર જ્ઞાનશક્તિનો આવિર્ભાવ કરનાર આપણી બુદ્ધિ એક સાધનઃ માત્ર છે; અને તેના પરપ્રદેશમાં આપણા આત્માનો જ્ઞાનપ્રકાશ કોઈ વિલક્ષણ રીતે પ્રકાશે છે ઘરમાં સાદી રીતે ગોઠવેલાં દર્પણો સૂર્યાદિના પ્રકાશના અભાવે કોઈ પણ પ્રકારના અજવાળાને અથવા શોભાને આપતાં નથી; પરંતુ સૂર્યનો સ્વભાવિક પ્રકાશ મહાકાશરૂપ અખંડોપાધિમાં પ્રસારને પામી ઘર અને તેમાં રહેલાં દર્પણાદિને સતેજ કરે છે, તેવી રીતે બુદ્ધિના પર ભાગમાં રહેલું આત્મજ્યોતિ બુદ્ધિને અને તદ્દ્વારા સર્વને તેજોમય—જ્ઞાનમય—બનાવે છે. આત્માની સ્વાભાવિક જ્ઞાનશક્તિ અપરોક્ષ અનુભવરૂપ છે, અને બુદ્ધિદ્વારા પ્રકટ.થતી તે શક્તિ પરોક્ષ અનુભવરૂપ છે. આપણા જીવનનાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયારૂપ ત્રણ સૂત્રો તે અધ્યાત્મતત્ત્વસાથે સંધાયલાં છે, તે તત્ત્વ મહાકાશતુલ્ય છે, અને બુદ્ધિ આદિ ઉપાધિઓ એ ત્રણ શક્તિઓને પ્રકટ કરનાર નિર્બલ સાધનો છે. ઘરમાં મૂકેલું દર્પણ પ્રકાશબલથી ઘરમાં રહેલા પદાર્થોને જ અભિવ્યક્ત કરે છે, પરંતુ મહાકાશમાં પ્રસરેલો સૂર્યપ્રકાશ સમગ્ર વિશ્વને પ્રકટ કરે છે, તેવી રીતે કેવલ બુદ્ધિનું શરણ લેવાથી બુદ્ધિની આ પારના અર્થાત્ બાહ્ય પદાર્થોનું જ્ઞાન આપણે મેળવી શકીએ છીએ. પરંતુ આપણા સાક્ષી આત્માનો આશ્રય કરવાથી આપણે બુદ્ધિના પાછલા ભાગમાં રહેલા વિશ્વને અંતઃસંવેદનથી અથવા સહજ ઉપલબ્ધિથી ( intuition ) ઘણી સારી રીતે જાણી શકીએ છીએ.

આ દૃશ્ય પ્રપંચરૂપ નાટકમાં બુદ્ધિ એક નેપથ્યનો પડદો છે. રંગભૂમિઉપર જે રંગબેરંગી પ્રસંગો બને છે તેની કારણસામગ્રી નેપથ્યના પાછલા ભાગમાં હોય છે આ સામગ્રી નાટકનાં પાત્રો સારી રીતે જાણી શકે છે, કંઈ પ્રેક્ષકો જાણતા નથી, કારણ કે તેમની દૃષ્ટિ પડદાને ભેદીને યથાર્થ સામગ્રી જોઈ શકતી નથી.

જેમ દ્વિભાષાભિજ્ઞ ઉભય ભાષાનો રસ લઈ શકે છે તેમ બુદ્ધિના આ પાર અને પેલે પાર ગમનાગમન કરવાની શક્તિવાળા તત્ત્વજ્ઞ પુરુષો આ વિશ્વના સ્થૂલસૂક્ષ્મવ્યતિકરોને કરામલકવત્ અનુભવે છે. નેપથ્યની આ બાજુ ભજવાતું સંસારનું કરુણરસપ્રધાન નાટક બુદ્ધિથી પરપ્રદેશમાં દૃષ્ટિ નાંખનારને નિવૃત્ત થાય છે. આપણા જીવનનાં ઉંડા મર્મો-

ને પ્રકટ કરનારી આ અંતઃસંવેદન અથવા સહજ ઉપલબ્ધિરૂપા શક્તિ ધાર્મિક આત્માઓમાં પ્રકટ થાય છે. આથી ધર્મના સામાન્યવિશેષ.જ્ઞાનકરતાં ધર્મમય જીવન ગાળવાની કલા આપણા શિષ્ટ પુરુષોએ વધારે પસંદ કરી છે. આ કલા ધાર્મિક આત્માઓની જીવનલીલામાંથી અને તેમની સ્વચ્છંદ અનુભવઊર્મિઓ જે તેમની પ્રત્યક્ષ વાણીમાં અથવા ગ્રંથોમાં ઉછળે છે તેમાંથી મેળવવાની હોય છે.'

તત્ત્વજ્ઞ ભર્તૃહરિ યથાર્થ કહે છે કે **धर्मेणहीनाः पशुभिः समानाः** ધર્મવિના મનુષ્યો પશુસમાન જ છે, અર્થાત્ મનુષ્યનું અને પશુનું વિભેદક ચિહ્ન અર્થાત્ ભેદજનક ઉપાધિ શરીર નથી પરંતુ ધર્મ છે. આ ભૂમંડલઉપર આ બે અક્ષરના શબ્દના રહસ્યને જાણવા અસાધારણ પ્રયત્નો થયા છે, થાય છે અને થશે. આ પ્રયત્નોએ ઇતિહાસનાં પાનાંને પ્રસંગે શોકમય, પ્રસંગે આનંદમય, પ્રસંગે ઉપહાસમય અને પ્રસંગે આશ્વાસનમય બનાવ્યાં છે. પ્રસંગે આ પ્રયત્નોએ વિજ્ઞાનની વૃદ્ધિને અટકાવી છે, અને પ્રસંગે આ પ્રયત્નોએ વિજ્ઞાનની જ્યોતિ આજપર્યંત ટકાવી રાખી છે. આ સઘળો પરિણામ બુદ્ધિને શરણ થઈ ધર્મ સિદ્ધ કરવાના પ્રયત્નોથી પ્રકટ થયો છે. જ્યાં બુદ્ધિના પર ભાગમાં રહેલા સ્વરૂપનું શરણ લઈ ધર્મમય જીવન ગાળવા પ્રયત્નો થયા છે ત્યાં આશ્વાસન, શાંતિ, તૃપ્તિવિના અન્ય કંઈ જણાયું નથી.

આપણા પ્રાજ્ઞ પુરુષોએ આપણા ધર્મને અને પ્રાણીમાત્રના ધર્મને એક પુરુષની મતિને અધીન બનાવ્યો નથી. તેઓ ધર્મનું બીજ પરમાત્મા અર્થાત્ પ્રાણીમાત્રના ગુહાશયમાં રહેલા ચૈતન્યઘન સ્વરૂપમાં સમાયેલું માને છે; અને તે બીજ ભિન્ન દેશકાલમાં સર્વજ્ઞ આર્ય અંતઃકરણમાં અંતઃસંવેદનરૂપે અંકુરિત થાય છે. તે અંકુર શ્રુતિરૂપ ગણાય છે અને તે શાશ્વત ધર્મની શાખારૂપ મર્યાદાઓ દેશકાલાનુસાર ધાર્મિક મર્યાદાઓ સ્થાપે છે, અને તેને સ્મૃતિઓ કહે છે; તે શાખામાંની કઈ શાખા અમુક પ્રજાને અથવા અમુક વ્યક્તિને અનુકૂલ પડશે તે વાર્તા જ ઇતિહાસદ્વારા સિદ્ધ કરવામાં આવે છે, અને અંતમાં શિષ્ટ પુરુષોના આચારને ધર્મના જ્ઞાપકતરીકે સ્વીકારવામાં આવે છે. આથી સ્પષ્ટ થાય છે કે ધર્મનો આત્મા સર્વત્ર એક છે, તોપણ દેશકાલ અને પાત્રતરફ લક્ષ્ય કરી આચરણીય ધર્મ શ્રુતિસ્મૃતિઇતિહાસપુરાણ અને શિષ્ટજનોના આચારથી નિયંત્રિત થાય છે. આ નિયંત્રણા ધર્મવૃક્ષના રસને સુકવી નાંખવાઅર્થે નથી, પરંતુ તે રસને આપણી શારીર, મનોમય, અને અધ્યાત્મરૂપ ધર્મવૃક્ષની શાખાઓમાં જોઈએ તેટલો પ્રસરાવવા અર્થે હોય છે. આ પ્રમાણે ધર્મનું એક સનાતન સ્વરૂપ અને બીજું સાંપ્રદાયિક સ્વરૂપ બંધાય છે. પ્રથમ સ્વરૂપ આત્મરૂપે રહે છે, અને ઇતર સ્વરૂપ શરીરરૂપ રહે છે. જેમ રાજ્યનીતિજ્ઞ પુરુષો Party politics અર્થાત્ પક્ષમય રાજ્યનીતિને રાજ્યતંત્રના નિર્વાહમાં ઉપયોગી ગણે છે, કારણ કે એક જ વિચારને પ્રધાન રૂપ આપી રાજ્યતંત્ર ચલાવવામાં આવે તો રાજ્યનૌકા એક દેશમાં ઘસડાઇ જાય અને ભિન્ન મતિ અને ભિન્ન આશયવાળા મનુષ્યોના સમુદાયરૂપ પ્રજા સામાજિક શાંતિ અનુભવે નહિ; તેમ પ્રાણીમાત્રના આત્માને સતેજ રાખનાર સનાતન ધર્મ અવિચ્છિન્ન સંપ્રદાયધર્મના અભ્યાસવિના શુષ્ક, નીરસ અને મોળો પડી જાય, અને પરિણામે અનેક ધર્મની વિચારમય તુલના કરવામાં ધર્મનો સમાસ થઈ

રહે, અને ધર્મનું અસાધારણ ફલ જે મનુષ્ય આત્માને પરમ શાંતિ આપવાનું છે તે લુપ્ત થાય. આ કારણથી આપણાં શાસ્ત્રોમાં:—

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।**
**तानकृत्स्नविदोर्मन्दान् कृत्स्नविन्न विचालयेत् ॥**

સ્વધર્મમાં મરણુ સારૂં, પણ પરધર્મ ભય લાવનાર છે. સર્વાંશ જાણનાર તત્ત્વજ્ઞે અલ્પજ્ઞ મનુષ્યોના ધર્મસંબંધી નિર્ણયોનો ભંગ નહિ કરવો વગેરે સાવધ રાખનાર વાક્યો જોવામાં આવે છે. હિંદુધર્મની મહત્તા એટલામાં જ છે કે તે પરધર્મપ્રતિ માનદૃષ્ટિથી જુએ છે, તે તે ધર્મમાં ઉછરેલાં મનુષ્યોને તે તે ધર્મના ઉચ્ચગ્રાહો સિદ્ધ કરવા પ્રબોધે છે; અને પોતાનો ધર્મ જ સર્વમાન્ય હોવો જોઈએ અને સમગ્ર પ્રજા તે જ ધર્મ સ્વીકારે એવી દુરાશા અને મૂર્ખતાને પ્રકટ કરતો નથી. તેની સાથે સ્વધર્મમાં જન્મેલી પ્રજાને સર્વ સંપ્રદાયધર્મોના આત્મભૂત સનાતન ધર્મનું અખંડ ભાન કરાવે છે. હિંદુધર્મના આ ઉદાર આત્માને લીધે એના સંપ્રદાયોમાં સનાતન ધર્મનું સ્વરૂપ જેવું જળવાયું છે તેવું ઇતર ધર્મોમાં જળવાયું નથી. હિંદુ ધર્મે પરધર્મીઓને પોતાની મર્યાદામાં લાવવા તરવાર તાણી નથી, જો કે સ્વરક્ષણ કરવા કમર કસી છે; પોતાની સાથે વિરોધ બાંધનાર જૈન અને બુદ્ધ ધર્મોના અનુયાયીઓને સમાજના સુખમાંથી તેણે બાતલ કર્યા નથી. આ પ્રમાણે પરમતસહિષ્ણુતા આપણા આર્યધર્મે જેટલી બતાવી છે, તેટલી શાંતિના પ્રસારક દૈવી મહાત્મા (Apostle of Peace) ક્રાઈસ્ટના અનુયાયીઓએ દર્શાવી નથી.

ધાર્મિક જીવનના બીજભૂત અંશો સનાતન ધર્મમાં રહેલા છે. તે અંશો ગમે તે દેશકાલમાં યથાર્થ ધાર્મિક જીવન ગાળનારમાં ઓતપ્રોત થયેલા હોય છે, આપણે ઉપર કહી ગયા તેમ બુદ્ધિના પરદેશમાં ક્ષણભર વિરામ લેવાની શક્તિ જ્યાં સુધી પ્રકટ થઇ ન હોય ત્યાંસુધી યથાર્થ ધાર્મિક જીવન ગળાતું નથી. આપણા અમૂલ્ય સ્વરૂપપટની એક કોરમાત્ર જાગ્રત્કાલીન જ્ઞાનદશામાં પ્રકટ થાય છે, પરંતુ પટનો મોટો કીમતી ભાગ કોરની પેલી બાજુએ હોય છે. લેસ અથવા કોર પટની શોભારૂપ છે. પટનું કાર્ય સારે તેમ નથી. તેવી રીતે જાગ્રત્કાલીન જ્ઞાનની મર્યાદા જો કે વિશાલ લાગે છે તોપણ અત્યંત તુચ્છ છે, અને આંતર સંવિત્ પટના પ્રમાણમાં નહિવત્ છે. ધાર્મિક જીવનના બીજભૂત અંશોમાં પ્રથમનો અંશ હવે સ્પષ્ટ થયો હશે. આ પ્રત્યક્ષ દશ્ય જગત્ જેમાં આપણે બુદ્ધિમય જીવન ગાળીએ છીએ, જેને આપણે પરમસત્ય માની બેઠા છીએ, અને જેનાથી પર કંઈ નથી, અથવા જો છે તો તે અનુભવમાં આવતું નથી, તે જગતના પરભાગમાં એક અધ્યાત્મતત્ત્વનો અમર્યાદિ મહાસમુદ્ર વિલસી રહ્યો છે, અને એ સમુદ્રની ચૈતન્યમય તરંગાવલિ આ બાહ્ય જગત્‌સાથે અથડાઈ બાહ્ય જગતને સત્યપણું અર્પે છે. આ તત્ત્વને આપણે ભૂમા, બ્રહ્મ, પરમાત્મા ઇત્યાદિ શબ્દથી ઓળખીએ છીએ. પરધર્મના પણ રહસ્યવિત્ પુરુષો ભિન્ન શબ્દોમાં આ તત્ત્વનો સ્વીકાર કરે છે.

બુદ્ધિના પરભાગમાં રહેલું આ ભૂમારૂપ અધ્યાત્મતત્ત્વ આપણાથી ભિન્ન નથી, પરંતુ તેની સાથે આપણો અભેદમય સંબંધ છે. કેટલાક સાજાત્ય અર્થાત્ સરખાપણાનો સંબંધ

સ્વીકારે છે. ગમે તે સંબંધ સત્ય હોય તોપણ આપણા આત્મતત્ત્વ સાથે તે પરમતત્ત્વનો અતીવ નિકટનો અભેદસંબંધ છે, એ વાત નિર્વિવાદ છે. આ સંબંધને જાગ્રત્ કરવો એ ધાર્મિક જીવનનો પરમ આશય છે.

આપણો સ્વાભાવિક નિત્યસંબંધ અભિવ્યક્ત કરવારૂપ પ્રયત્ન ધાર્મિક જીવનનો ત્રીજો અંશ છે. જેટલા પ્રમાણમાં આ બે તત્ત્વનો યોગ, અનુસંધાન અથવા તન્મયતા સિદ્ધ થાય છે તેટલા પ્રમાણમાં બાહ્ય જગતસાથે સંબંધ કરનાર અભિમાનીમાં નૂતન બલ પ્રકટ થતું હોય એમ જણાય છે. વસ્તુતઃ તેની જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિઓ સુપ્તવત્ હતી તે જાગ્રત્ પામી પરમવિકાસને પામતી ચાલે છે; અને તેની અસર સ્થૂલ જગતના વ્યતિકરોમાં પણ થાય છે.

આ પ્રમાણે ભૂમારૂપ પરમતત્ત્વ જે બુદ્ધિના ઉપરિ ભાગમાં રહેલું છે તેનો સ્વીકાર તે તત્ત્વસાથે અભિમાનીનો અભેદસંબંધ અને તે સંબંધને જાગ્રત્ કરી પરમ શાંતિને અનુભવવી—આ ત્રણ ધાર્મિક જીવનનાં મુખ્ય સર્વસામાન્ય લક્ષણો છે.

મહાત્મા **ગૌતમ** બુદ્ધનું જીવન જુઓ, **જિસસ** ક્રાઇસ્ટનું આંતર જીવન તપાસો, **મહમ્મદ** પેગંબરની જીવનલીલા અવલોકો, અને આ ધર્મોના જે અનુયાયીઓ પોતપોતાના ઇષ્ટની આજ્ઞાનુસાર યથાર્થ જીવન ગાળવા પ્રયત્ન કરી ગયા છે અને જેમને તે તે ધર્માવલંબી સિદ્ધપુરુષ અથવા સાધુપુરુષતરીકે ગણે છે તેમનો ઇતિહાસ વાંચો તો તમને સ્પષ્ટ **થશે કે** આ ત્રણ વાસ્તવધર્મના અંશો તેમના જીવનના પ્રત્યેક તારમાં પ્રવેશ પામેલા છે.

**तत्त्वमसि**—તે તું છું, **अहं ब्रह्मास्मि**—હું બ્રહ્મ છું, ઇત્યાદિ શ્રૌત મહાવાક્ય ઊંડા હૃદયમાં જેમણે ઉતારી અનુભવરસ લીધો છે તેવા વેદાન્તીઓએ જે પ્રકારની સ્વાનુભવરસની ઊર્મિઓ આપણા શાસ્ત્રગ્રંથોમાં કાઢી છે, તેવા જ ભાવની ઊર્મિઓ યથાર્થ ધાર્મિક જીવન ગાળનાર પરધર્મીઓએ પણ કાઢી છે. મુસલમાન ધર્મનો સુફી ગુલશાનરાઝ કહે છે કે " જેનું અંતઃકરણ સંશયથી ગ્રસ્ત થયું નથી તેને સ્પષ્ટ જણાય છે કે એક પરમતત્ત્વવિના અન્ય પદાર્થ નથી. તે તત્ત્વના દિવ્ય મહિમામાં હું, આપણ, તું ઇત્યાદિ ભેદોને અવકાશ નથી, કારણ કે એક અદ્વિતીય તત્ત્વમાં ભેદ હોવો સંભવતો નથી. જે અભિમાની પોતાના ઉપાધિથી પૃથક્ પડી પોતાનું મિથ્યાભિમાન ત્યજે છે તે નીચેના દિવ્ય સ્વરને અને તેના પડઘાને વારંવાર સાંભળે છે—' હું પરમેશ્વર છું, ' તે અભિમાનીનું અસ્તિત્વ અનંત છે, તે મરણના પાશથી મુક્ત છે. "

**પ્લોટીનસ** નામના ખ્રીસ્તી મહાત્મા કહે છે કેઃ—પરમાત્માના સાક્ષાત્કારમાં જોનાર તત્ત્વ આપણી બુદ્ધિ નથી, પણ તે બુદ્ધિના ઉપરિ ભાગમાં રહેલું અને બુદ્ધિથી ચઢીઆતું કોઈ તત્ત્વ છે. જે આ પ્રકારનો અનુભવ કરે છે તે ખરી રીતે જોતો નથી, અર્થાત્ વેદ્યવેદકભેદને અનુભવતો નથી, અથવા બે પદાર્થોને ઉપસ્થિત કરી વિવિક્ત કરતો નથીઃ તે જોનારનું રૂપ બદલાય છે; તે મૂલના રૂપમાં રહેતો નથી; તેનો ઉપાધિમય કોઈ પણ અંશ બાકી રહેતો નથી. પરમાત્મામાં લીન થયેલો તે પરમાત્મમય થાય છે. જેમ એક વર્તુલઉપર બીજું વર્તુલ સમમધ્યબિંદુઉપર ગોઠવવામાં આવે અને એક થાય તેમ તે બને એક થાય છે."

સુસો પણ એવા જ ભાવના અનુભવોદ્ગાર કાઢે છે:—

" અભિમાની મરી જાય છે, અને તેમ છતાં તે પરમાત્માના દિવ્ય સ્વરૂપમાં સર્વાંશે જીવે છે, પરમાત્માના સાદા શુદ્ધ અદ્વિતીય સ્વરૂપમાં, અને તેની ભવ્ય ચૈતન્યચમત્કૃતિમાં તે જાણે ગુમ થઈ ગયો હોય એમ જણાય છે. "

સર્વ ધર્મના અનુભવી મહાત્માઓ આપણી બુદ્ધિના પરભાગમાં રહેલા અને વસ્તુમાત્રને જીવન અર્પનાર પરમતત્ત્વનો સ્વીકાર કરે છે. અને તે તત્ત્વસાથે તન્મયતા અનુભવવામાં કૃતકૃત્યતા સમજે છે.

જે સ્ત્રી વા પુરુષ ધાર્મિક જીવનના ઉચ્ચગ્રાહો સિદ્ધ કરવા ઇચ્છે છે તેમણે ઉપરના સનાતન ધર્મના આધારભૂત અંશો સ્વીકૃતપક્ષરૂપે અંગીકાર કરેલા હોય છે, અને તેમાં તેમનો શ્રદ્ધામય આવેશ હોય છે. ગમે તે પ્રકારના સુખદુઃખના પ્રસંગોમાં પોતાના ઇષ્ટનો ક્ષણભર પણ વિયોગ હોવો સંભવતો નથી એ નિશ્ચયથી તે ઉદાર આત્માના અંતઃકરણની સ્થિતિ અત્યંત પ્રશાન્ત રહે છે. યથાર્થ ધર્મશીલ મનુષ્યમાં મર્કટજેવી ચંચળતા તમે કદી નહિ જુઓ. તેને પોતાના ઇષ્ટમાં અને તેની સાથેના પોતાના સ્વાભાવિક અભેદસંબંધમાં એવો દૃઢ વિશ્વાસ હોય છે કે આપાતતઃ વ્યામોહ કરનાર વ્યતિકરો પોતાના ઇષ્ટની ઇચ્છાનુસાર પ્રવર્તતા હોવાથી તેને તે વધાવી લે છે. ઇષ્ટનો અથવા પરમાત્માનો મહિમા પ્રાણીઓની દુઃખનિવૃત્તિમાં જેટલો પ્રકટ થાય છે તેના કરતાં દુઃખસામગ્રીથી ચારે બાજુએ વીંટળાઇ વળ્યા છતાં પોતાના ભક્તમાં અસાધારણ ધૈર્યબલ અને શાંતિ પ્રસરાવવામાં શતગુણ પ્રકટ થાય છે. વિકટ પ્રસંગોમાં પણ ધર્મશીલ મનુષ્યનું ધર્મબલ જેવું ને તેવું કાયમ અનુભવવામાં આવે છે. આ જ બતાવી આપે છે કે ધર્મશીલ પુરુષો અથવા સ્ત્રીઓના જીવનતંતુ કોઈ વિલક્ષણ નિર્વિકાર તત્ત્વસાથે સંધાયેલાં હોય છે, અને તે સ્ત્રી વા પુરુષો આ પ્રત્યક્ષ જગતથી વિલક્ષણ જગતમાં રમે છે. આ ધર્મશીલ મનુષ્યોનું આંતર જીવન કેવળ કલ્પનામય હોય છે અથવા તેઓ મનોરાજ્યમાં રમે છે એમ માનવું એ સાહસ છે કેવલ કલ્પના અથવા મનોરાજ્યમાં સ્થિર અને પ્રશાન્ત સુખ પ્રકટ કરવાનો ધર્મ હોતો નથી. તે સ્થિતિ આવેશમય ક્ષણિક સુખને પ્રકટ કરી વિરમે છે. બાહ્યેન્દ્રિયો, મન, અને બાહ્યાર્થ—એ ત્રણના સંનિકર્ષથી પ્રકટ થનારા જ્ઞાન ઉપરાંત આ ધર્મશીલ મનુષ્યોનાં જ્ઞાનઅંતર દ્વારથી પ્રકટે છે. આ અલૌકિક સંનિકર્ષનો સ્વીકાર સર્વ વિચારકોમાં ન્યૂનાધિક અંશે હોય છે.

આપણાં છ આસ્તિક દર્શનોમાં પ્રથમ કણાદ અને અક્ષપાદના સિદ્ધાન્તોમાં અલૌકિક સંનિકર્ષ ત્રણ પ્રકારના મનાય છે; (૧) સામાન્ય લક્ષણ, ( ૨ ) જ્ઞાનલક્ષણ, અને ( ૩ ) યોગજ ધર્મ. ઘટત્વાદિસામાન્ય જ્ઞાનના બલવડે સકલ ઘટનું ભાન મનમાં પ્રકટ થવામાં સામાન્યલક્ષણસંનિકર્ષ કારણભૂત હોત છે. વ્યક્તિઓનું ભિન્નભિન્ન જ્ઞાન આ સામાન્યલક્ષણ સંનિકર્ષવડે સંધાય છે, અને પશુઓના ક્ષણિક વિજ્ઞાનોકરતાં આપણા સ્થિર વિજ્ઞાનનો ભેદ આ સામાન્યલક્ષણસંનિકર્ષને લીધે થયો છે. કારણ જ્ઞાનવડે સકળ કાર્યનું જ્ઞાન પ્રકટ થવામાં આ સામાન્ય સ્ફુર્તિ વધારે તેમ તેમ વ્યક્તિઓનું વર્ગીકરણ અને ઇતર પદાર્થોથી તે વ્યક્તિઓનું વિવિક્તરૂપે ભાન લયતું જાય છે. વિવેક અથવા ભેદભાન સામાન્યલક્ષણસંનિકર્ષથી વધારે પ્રકટ થતુ જાય છે.

જ્ઞાનલક્ષણસંનિકર્ષવડે ઇન્દ્રિયજન્ય જ્ઞાનઉપરાંત તે તે વિષયોના સંસર્ગનું ભાન પ્રકટ થાય છે. ચિત્રકારે એક જ વાર એક પ્રાણી અથવા પદાર્થને જોયો હોય તો તેના અભાવે પણ તે જ્ઞાનલક્ષણસંનિકર્ષબલવડે તે પ્રાણીપદાર્થની આબેહુબ મૂર્તિ ઉપજાવી શકે છે, અને અનનુભૂત પદાર્થનું સ્વરૂપ પણ આલેખી શકે છે. તેવી રીતે કવિઓ કાવ્યના મૂલભૂત પદાર્થોના સંસર્ગો નિર્દોષ અને રમણીય ઉપજાવી શકે છે, આ સર્વ જ્ઞાનમયસંનિકર્ષનું ફલ છે. વળી દૂર પડેલા ચંદનમાં ચાક્ષુષ જ્ઞાન પ્રકટ થવાની સાથે તેની સુગન્ધિનું ઘ્રાણેન્દ્રિયસાથે સંબંધ થયાવિના જે ભાન થાય છે તે જ્ઞાનલક્ષણસંનિકર્ષથી જ થાય છે.

આ સામાન્ય લક્ષણ અને જ્ઞાનલક્ષણસંનિકર્ષ બુદ્ધિપ્રકર્ષના હેતુઓ છે; અને તે બાહ્યેન્દ્રિય તથા મનના સહકારી છે. સઘળાં કેળવાયેલાં અંતઃકરણમાં આ સંનિકર્ષો ન્યૂનાધિક અંશે પ્રકટ થાય છે, અને જ્ઞાનબાહુલ્ય પ્રકટાવે છે. પરંતુ ત્રીજા પ્રકારનો યોગજ ધર્મરૂપ સંનિકર્ષ ધાર્મિક જીવન ગાળનારમાં જ પ્રકટ થાય છે. તે સંનિકર્ષવડે વસ્તુમાત્રનું જ્ઞાન સંયમ સિદ્ધ થતાં પ્રકટ થાય છે, એમ વૈશેષિક અને નૈયાયિકોનો પણ સિદ્ધાન્ત છે. સાંખ્ય અને યોગદર્શન તો આ સંનિકર્ષને જ્ઞાનોદયમાં પ્રધાન હેતુ માની તે કેળવવાના ઉપાયોનો પ્રબોધ કરે છે. મીમાંસાદર્શનમાં પણ આ યોગ જ ધર્મનો સ્વીકાર છે. નાસ્તિકદર્શનોમાં પણ કેવલ જડવાદી ચાર્વાકવિના ઇતર દર્શનોમાં ધ્યાનાદિ સંયમનાં અંગોનો સ્વીકાર છે, અને તેવડે વિલક્ષણ અનુભવની પ્રતીતિ થાય છે એમ તે દર્શનોમાં મનાયું છે.

યોગજ ધર્મરૂપ સંનિકર્ષથી અભિવ્યક્ત થતું આંતર જ્ઞાન ધર્મશીલ સ્ત્રી વા પુરુષમાં પ્રધાન, આશ્વાસન અને સુખના હેતુરૂપ હોય છે. અંતઃકરણની યોગમયી સ્થિતિઓ બે પ્રકારની હોય છે: (૧) સ્વાભાવિક યોગસ્ફૂર્તિઓ અને (૨) અભ્યાસજન્ય યોગાનુભવ. પ્રથમ પ્રકારની સ્ફૂર્તિઓ સંસ્કારી પ્રાણીઓમાં પુણ્ય સંસ્કારોના ઉદયસમયે સ્વભાવતઃ ઉદયને પામે છે. તે તે સ્ફૂર્તિના પ્રસંગે જે વસ્તુના સ્વરૂપસંબંધમાં અગાધ શ્રમથી જ્ઞાન મેળવવા બાહ્ય સાધનોવડે પ્રયત્ન કરેલો હોય છે તે કરામલકવત્ પ્રત્યક્ષ થાય છે. આ જ્ઞાન શી રીતે પ્રકટ થયું તે વગેરે વૈખરી વાણીમાં વર્ણન કરવાને અશક્ય થઇ પડે છે, પરંતુ અનુભવ કરનાર જો પોતાને ખોટો ગણે તો જ તે સ્ફૂર્તિને ખોટી ગણી શકાય એમ હોય છે, અર્થાત્ ફલરૂપે પ્રકટ થયેલું જ્ઞાન મિથ્યા ગણાવું ઘટતું નથી. આ અનિર્વચનીય છતાં અપરોક્ષ અનુભવનું ખરાપણું જેઓ તેવી સ્ફૂર્તિઓ અનુભવવા સુભાગી થયા હોય છે તેઓ જાણી શકે છે, અન્યથી જણાતું નથી. જેમ સંગીતનું રહસ્ય અને રસનો આસ્વાદ કરવા શ્રોતાની અમુક પ્રકારની કેળવણી જોઇએ છે જેમ પ્રેમરસમાં ડુબેલાના હૃદયનો અનુભવ જેણે પ્રેમમય સ્થિતિ અનુભવી હોય તે જ કરી શકે છે; તેમ યોગની સહજ ઉપલબ્ધિ ( Intuition ) નું સ્વરૂપ તેવી ઉપલબ્ધિ અનુભવનાર જ કળી શકે છે. આથી સ્પષ્ટ થાય છે કે અમુક પ્રકારના સંસ્કારની, પારકી યોગસ્ફૂર્તિની કિંમત કરવામાં અપેક્ષા રહે છે; તે સંસ્કારવિનાના મનુષ્યોને તેની તુલના કરવાનો અધિકાર નથી.

આ યોગ સ્ફૂર્તિઓના ઉદયનાં બાહ્ય નિમિત્તો પણ હોય છે. પ્રથમ તો આપણા સ્થૂલની અતીવ પ્રશાન્ત સ્થિતિ હોવી જોઇએ, અને જાણે આપણે શરીરધારી નથી એ પ્રકારની સ્થિતિ પ્રકટ થવી જોઇએ. અત્યંત નીરોગ શરીરનું લક્ષણ એ છે કે શરીરીને

શરીરના કોઈ પણ અવયવનું પ્રધાન ભાન ન રહેતાં માત્ર ચૈતન્યમય સ્થિતિનો અનુભવ રહે. જ્યારે કોઈ પણ અવયવનું વિશેષ ભાન થાય ત્યારે જાણવું કે તે અવયવમાં શુભ વા અશુભ વિકાર ઉત્પન્ન થયો છે. આથી પ્રશાન્ત અથવા મારા એક વિદ્વાન્ મિત્રના શબ્દમાં કહું તો શિથિલ અવસ્થા યોગની સહજ ઉપલબ્ધિમાં ખાસ ઉપકારક છે.

સુરમ્ય દેશ અને નિરુપાધિ કાલ પણ આ સ્ફૂર્તિઓનો ઉપકારક છે. તેવા દેશ અને કાલમાં આપણા મર્યાદાવાળા જીવનના પર ભાગમાં રહેલા અમર્યાદ જીવનનો સંસર્ગ આનુષંગે પ્રસંગે અનુભવીએ છીએ. આવી કોઈ વિલક્ષણ ઉપલબ્ધિના સંબંધમાં શ્રી કાલિદાસ કવિ કહે છે કેઃ—

> रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
> पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।
> तच्चेतसा स्मरति नूनमबोधपूर्वम्
> भावस्थिराणि जननान्तरसौहृदानि ॥

વળી (Tennyson) ટેનીસન આવી સ્ફૂર્તિના સંબંધમાં લખે છે કેઃ—

> Moreover something is or seems,
> That touches me with mystic gleams;
> Like glimpses of forgotten dreams,
> Of something felt, like something here;
> Of something done, I know not where;
> Such as no language may declare.

આપણા અધ્યાત્મજીવનના ઉંડા ભાગમાં ક્ષણભર લઈ જનારી આ સ્ફૂર્તિઓ અથવા ઉપલબ્ધિઓ સામાન્ય નિયમથી ક્ષણિક અથવા અચિરસ્થાયી હોય છે અર્થાત્ દીર્ઘસમય તે સ્થિતિ ટકતી નથી. પરંતુ જેટલી ક્ષણ ટકે છે તેટલી ક્ષણ તે અતીવ ઉજ્જવલ ચૈતન્યમય હોય છે, અને તેથી તેનો લોપ થયા પછી તેની ઉંડી છાપ અંતઃકરણમાં રહે છે. આથી તેવી ઉપલબ્ધિ ઉદય થવાની તૃષ્ણા કાયમ રહે છે. સહજ ઉપલબ્ધિ અથવા સ્વાભાવિક આંતર સ્ફૂર્તિનું વળી વિલક્ષણ બલ એવું હોય છે કે અભિમાનીનું અભિમાન તે સમયે નિવૃત્ત થઈ તે જાણે વ્યાપક મુખ્યાભિમાનીને વશ વર્તતો હોય એમ જણાય છે, અર્થાત્ વ્યાપક મુખ્યાભિમાનીમાં જ પોતાના અસ્તિત્વનો અનુભવ કરે છે. આ ઉપલબ્ધિના સમયમાં જીવ પોતાના મર્યાદાવાળા સ્વત્વનો અને ઉપાધિનો ત્યાગ કરી અમર્યાદ સ્વત્વ અને નિરુપાધિને ધારણ કરે છે.

ધર્મશીલ અંતઃકરણની આ સહજ ઉપલબ્ધિઓ તેના જીવનને ઉન્નતગામી બનાવે છે. તે ઉપલબ્ધિવડે તે પોતાના મર્યાદાવાળા સ્વરૂપને મિથ્યા માની અમર્યાદસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા પ્રયત્નશીલ થાય છે. આ સાક્ષાત્કારને અભ્યાસજન્ય યોગાનુભવ કહે છે. સહજ યોગસ્ફૂર્તિ અને આ યોગાનુભવમાં ભેદ એ હોય છે કે પ્રથમની સ્ફૂર્તિઓ નૈસર્ગિક સંસ્કારાનુસાર ભિન્ન દેશ કાલમાં પ્રકટ થયાં કરે છે; પરંતુ ખાસ પ્રયત્નથી ઉદય પામતી નથી, અને યોગાનુભવ પ્રયત્નના ફલરૂપ હોય છે. પ્રથમઉપર ઇચ્છાશક્તિનું અંકુશ હોતું નથી, અન્ય ઇચ્છાનુસારી હોય છે. વિશ્વના મૂલકારણવિષયક યોગાનુભવ અથવા પરમાત્મસં-

બંધી યોગજન્ય સાક્ષાત્કાર અભ્યાસની પરિપક્વ દશાએ અખંડાકાર બની રહે છે, અને પ્રયત્નની નિવૃત્તિ થાય છે. આ સ્થિતિ યોગની પરાકાષ્ઠા છે, અને જીવન્મુક્તિની છેવટની ભૂમિકારૂપ હોય છે.

ધર્મશીલ મનુષ્યોમાં આ સંયમની કલા એક અસાધારણ લક્ષણરૂપ હોય છે. સંયમવિના ધર્મમય જીવન ગળાતું જ નથી. જે મનુષ્ય ધર્મસંબંધી તર્કવિતર્ક કરી પોતાનું અમૂલ્ય આયુષ ગુમાવે છે તેના કરતાં અલ્પ સંયમી બની જે મનુષ્ય પોતાના ઉન્નસ્વરૂપસાથે અનુસંધાન કરે છે તે મનુષ્ય આ વિશ્વમાં વાસ્તવ ધાર્મિક બલને પ્રકટ કરે છે. માટે સર્વ ધર્મોમાં સંયમને પ્રધાન સ્થાન આપવામાં આવેલું હોય છે.

અભ્યાસજન્ય યોગાનુભવ અથવા સંયમની સિદ્ધિ થવામાં ધાર્મિક જીવન ગાળવાની ઇચ્છા રાખનાર સ્ત્રીપુરુષો પોતાના જ્ઞેય ધ્યેય ઇષ્ટવિના ઇતર વસ્તુઓમાં 'નિર્વેદવાળાં બને છે, પરંતુ આ નિર્વેદ સંયમીને વ્યવહારમાં મૂઢ અથવા અદક્ષ બનાવતો નથી. પરંતુ તેને દૈવી ચારિત્ર્યવાળો કરે છે. એક યુરોપનો વિદ્વાન્ ( Karl Killner ) લખે છે કેઃ—

" Yoga makes of its true disciples good, healthy and happy man. Through the mastery which the Yogi attains over his thoughts and body, he grows into a 'character'. By the subjection of his impulses and propensities to his will and the fixing of the latter upon the ideal of goodness he becomes a "personality' hard to influence by others, and thus almost the opposite of what we usually imagine a 'medium' so called, or psychic subject to be."

ભાવાર્થઃ—યોગ પોતાના ખરા અનુયાયીઓને સારા, આરોગ્યવાન્ અને સુખી બનાવે છે. પોતાના વિચાર અને શરીરઉપર જે સત્તા યોગી પુરુષ પ્રાપ્ત કરે છે તેવડે તે પુરુષ ઉત્તમ ચારિત્ર્યવાન્ થાય છે. પોતાના વિકારો અને ઉર્મિઓને પોતાની સંકલ્પશક્તિને વશ વર્તાવવાથી, અને સંકલ્પશક્તિને શ્રેયસ્ના ઉચ્ચઆદર્શઉપર સ્થાપવાથી તે મનુષ્ય એક અદ્ભુત વ્યક્તિરૂપ બને છે, અને તેના ઉપર બીજાનું દબાણ ચાલી શકતું નથી. આથી યથાર્થ યોગી પુરુષ પ્રાણવિનિમય અથવા સત્ત્વનિપાતના વિષયરૂપ અથવા પારકા અધ્યાત્મબલના વિષયકરતાં વિલક્ષણ બલવાળો હોય છે.

પોતાના વ્યાપક ઇષ્ટની ભાવના સિદ્ધ થતાં યથાર્થ ધર્મશીલ મનુષ્ય પ્રાણીમાત્રઉપર પ્રેમ અને અનુકંપાની લાગણીવાળો થાય છે. એવો એક સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રનો નિયમ છે કે જે લાગણી મુખ્ય વસ્તુસંબંધમાં હોય તે લાગણી તે વસ્તુના સંબંધમાં આવનાર વસ્તુપ્રતિ પણ પ્રસરે છે. આ નિયમથી પ્રેમના મુખ્ય આસ્પદ પરમાત્મતત્ત્વનો સર્વત્ર અંતર્યામીરૂપે સંબંધ અનુભવથી સિદ્ધ થતાં તે જેમાં સ્ફુરે છે તે પ્રાણીપદાર્થોપ્રતિ પણ અનુકંપા અને પ્રેમની લાગણી સિદ્ધ થાય છે. આથી સ્પષ્ટ થશે કે પરમાત્માની યથાર્થ ભક્તિ કરનાર જગતનો વિદ્વેષી કદી હોઈ શકે જ નહિ.

ધર્મશીલ મનુષ્યના સંયમના ફળરૂપે તેને વ્યાપક તત્ત્વનું અનુસંધાન અખંડ કાયમ રહે છે. આ પ્રકારની વ્યાપક તત્ત્વની સંવિત્ અથવા જ્ઞપ્તિને પશ્ચિમના વિચારકો (Cosmic consciousness ) અથવા વિશ્વજ્ઞપ્તિ કહે છે.

વિશ્વજ્ઞપ્તિ વસ્તુતઃ આપણી સ્વાભાવિક સંપત્તિ છે, પરંતુ તેના આવરણ કરનાર

હેતુઓ જીવત્વસહભાવી હોવાથી તે જ્ઞપ્તિ પ્રતિબદ્ધ થઈ અહમસ્મિ એ પ્રકારની સમર્યાદ આત્મજ્ઞપ્તિ પ્રકટ રહે છે. ધર્મશીલ મનુષ્યો આવારક હેતુઓને નિવૃત્ત કરવા પ્રયત્નવાન્ થઇ પોતાની સ્વાભાવિક સંપત્તિને અભિવ્યક્ત કરી સ્વરૂપાનંદ લે છે.

ચિત્તના ચાલક હેતુઓ અને તેથી પરમાત્મતત્ત્વના આવારક હેતુઓ વાસના અને પ્રાણ છે. વાસનાનો ઉદય થતાં ચિત્ત વિક્ષિપ્ત થઈ અભિમાનીને મર્યાદાવાળા સ્વત્વનું ભાન થાય છે, અને તેમાં તન્મયતા પ્રકટ થતાં વિશ્વજ્ઞપ્તિ ઢંકાય છે. તેવી રીતે અનિરુદ્ધ પ્રાણની કલા પણ જીવત્વનો નિર્વાહ કરે છે. પ્રાણ અને વાસનાનો જય સિદ્ધ થતાં યથાર્થ યોગસિદ્ધિ થાય છે, અને ત્યારે જ મોક્ષનો આવિર્ભાવ કરનારી વિશ્વજ્ઞપ્તિ પ્રકટ થાય છે.

અત્ર સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન થવા સંભવ રહે છે કે વાસના અને પ્રાણનો લય થવાથી ચેષ્ટારહિત થયેલું શરીર મરણ પામેલું ગણાય અને એ સ્થિતિ કંઈ ઇષ્ટ નથી. તેના ઉત્તરમાં કહેવાનું કે ઉત્ક્રમણ અને લયમાં મોટો ભેદ હોય છે. ઉત્ક્રમણમાં આયતન અથવા શરીરના સંબંધનો વિચ્છેદ થાય છે; લયમાં સંબંધ વિદ્યમાન છતાં કારણમાં પ્રાણાદિનું વિલાપન થાય છે. આથી સંયમસમયે વાસના અને પ્રાણ પરમાત્માના વ્યાપક ઉપાધિમાં લીન થઇ અસાધારણ બલને પામે છે. આ બલની પ્રતીતિ ઉત્થાનસમયે સ્પષ્ટ જણાય છે. સુપ્રસિદ્ધ ઇંગ્રેજકવિ ટેનીસન ( Tennyson ) એક સ્થળે કહે છે કે "આ સ્થિતિ ભ્રાંતિરૂપ નથી. એ કંઈ નીહારતુલ્ય અથવા હવામાં બાચકા ભરવા જેવી મનની કલ્પનામયી અવસ્થા નથી, પરંતુ અવર્ણનીય ચમત્કૃતિરૂપ અવસ્થા છે. અને તેમાં જ્ઞપ્તિનો અત્યંતવિશુદ્ધ પ્રકાશ જોડાયેલો હોય છે.*

જે સંયમવડે જ્ઞાનાદિ બુદ્ધિનું સામર્થ્ય, નીતિ આદિનું અધ્યાત્મબલ અને નીરોગત્વાદિ શારીર સામર્થ્ય પ્રકટ ન થાય તે સંયમ વાસ્તવ સયમ નથી, પરંતુ સદોષ ક્રિયા છે એમ અવશ્ય સમજવું, અને તે દોષ દૂર કરવા ધાર્મિક આત્માએ પોતાના સદ્ગુરુશ્રીની સલાહ લેવી.

સ્વલ્પમાં આ લઘુ વિષયના સારરૂપ અંશો ધાર્મિક જીવન ગાળવાને ઇચ્છનાર મનુષ્યે લક્ષમાં રાખવાના આ પ્રમાણે ઠરે છે —

૧ બુદ્ધિના પર ભાગમાં એક વ્યાપક તત્ત્વ રહેલું છે, જેવડે આ સંપૂર્ણ પ્રપંચનું અસ્તિત્વ અને શોભા છે.

૨ તે તત્ત્વસાથે આપણા આત્માનો અભેદ્ય સંબંધ છે.

૩ તે સંબંધને જાગ્રત્ કરવાની કલા પ્રાપ્ત કરવી એ જ ધર્મમય જીવન છે.

૪ આ કલાને યોગ અથવા સંયમ કહે છે.

૫ યથાર્થ યોગી ઉત્તમ ચારિત્ર્યવાન્, સુદૃઢ આરોગ્યવાન્ અને વિશ્વપ્રતિ અનુકંપાની દૃષ્ટિવાળો હોય છે.

૬ તેનામાં વિશ્વજ્ઞપ્તિ પ્રકટ થાય છે અને અંતમાં ઉત્થાનસમયે તે જ્ઞપ્તિથી અસાધારણ બલ પ્રકટ થયેલું અનુભવાય છે.

---

* "By God Almighty, there is no delusion in the matter. It is no nebulous ecstay, but a state of transcendent wonder, associated with absolute clearness of mind." Memoirs of Alfred Tennyson ii. 493.

# મ્હારૂં.

મારૂં એ શબ્દની ચમત્કૃતિ કેટલી છે ? અનિર્વચનીય. મારૂં એટલે શું તે ન્હાનું બાળક પણ કહેશે કે હું સમજું છું છતાં મોટા મોટા તેમાં ગોથાં ખાયા કરે છે.

મારૂં એટલું શું ? આવો પ્રશ્ન, કોઈ કહેશે કે શાળાઓમાં છોકરાંને કરો. આપણે આ વિશ્વંભરની જગત્રૂપી શાળામાં કાચાં બાળકો જ છીએ. તેથી આપણા અભ્યાસ રૂપે જ આ સાદા સરલ શબ્દની ચર્ચા કરીએ તો તે અયોગ્ય નથી.

મારૂં એ શબ્દવડે મને પ્રતીત થતા સર્વ જગત્માં શોધી વળું ને જોઉં કે તેમાંથી શું હાથ લાગે છે. પ્રથમ મારો દેશ, હિંદુસ્થાન, ગુજરાત, પેટલાદ, ન્હાની ખડપોળ, તેમાં આવેલું ઘર વગેરે હું ના સંબંધવાળું ને પરના સંબંધનો જેમાં ગંધમાત્ર પણ નથી તે જ વાસ્તવ મારૂં કહેવાય. પણ ઉપર જે જે સ્થાનો ગણાવ્યાં તેમાં ફરી વળતાં અંતઃકરણને ગમતાં નથી તેવા પ્રકારના પ્રતિબંધો અન્ય વ્યક્તિઓ જૂદાં જૂદાં કારણોને ખડાં કરીને નાંખી રહેલી જણાય છે. 'હું' એ વ્યક્તિના ઉપયોગને માટે સ્વતંત્ર રીતે બેવાનો વિચારસરખો પણ સહન ન થઇ શકે તેવા કાયદા કોર્ટો વગેરેમાં તૈયાર છે. જેને પર એ રૂપે વૃત્તિ માની રહેલી છે તેવી અન્ય વ્યક્તિઓથી સ્વતંત્ર રીતે મારૂં એ શબ્દનો ઉપયોગ આ પદાર્થોમાં થઈ શકે તેમ નથી જ એમ નિર્ણય થાય છે. પણ ઘર તો મારૂં છે. તેમાં તેને વિક્ષેપ કોણ કરે તેમ છે ? ખરી વાત છે. મારી રુચિને અનુસાર સગવડપ્રમાણે બંધાવેલું છે. પણ પ્રારબ્ધયોગે હું તો સુરતમાં છું. તે પહેલાં માંડવીમાં હતો. આ શરીરમાં ધારો કે શાસ્ત્રસંમત ૧૦૦ વર્ષનું મારૂં આયુષ્ છે. એ ઘર ૧૦૦ વર્ષ વાપરૂં તો આયુષ્યભર મારાપણું તેમાં સ્થપાયું ગણીએ, ૫૧ વર્ષ થયાં મને તેમાં બધા છુટા છવાયા દિવસો ગણતાં ૫૦ કે ૬૦ દીવસ તેમાં રહેવાયું છે. તેમાં પણ એકાદ ઓરડો એકી વખતે મારા વપરાશમાં રહેતો ને બાકીનો અવકાશને માટે રહેતો. તેમાં પદાર્થો પડ્યા રહેતા. અને આ જે શરીરમાં હું છું તે શરીર તથા તે શરીરનાં સંગી એવે રૂપે મનાતાં અન્ય શરીરો પણ વસતાં હતાં. આ મકાનમાં રહેનારાં શરીરોમાંથી પરચુરણ જીવજંતુઓ મારી માફક જ એ ઘરના જૂદા જૂદા ભાગોમાં મારાપણાને સ્થાપી રહેલાં તેમના વિષે વિચાર હાલ ન કરીએતો બાકીની મનુષ્ય વ્યક્તિઓમાં મારા શરીર તથા મારા પદાર્થોના સંગીઓરૂપે મારા નક્કી કરાયલાં છે. કોઈ પિતારૂપે, કોઇ માતારૂપે–કોઈ બ્હેનરૂપે તો કોઇ ભાઇરૂપે, કોઇ પત્નીરૂપે તો કોઈ પતિરૂપે—કોઇ પુત્રરૂપે તો કોઇ પુત્રીરૂપે એમ વિધવિધ પ્રકારના હુંની જોડે સંબંધ ધરાવતાં દેખાય છે. છતાં તે સર્વ પોતપોતાના કાર્યમાં મારા જેટલાં ગુંચવાઇ રહેલાં છે. સ્વતંત્ર રીતે પોતાનું કરવાના આરંભમાં પણ નથી પડ્યાં. તો હુંને હુંના કર્તવ્યમાં—ઉપયોગમાં—મને મુક્ત કરવામાં–જે મળ વિક્ષેપથી મુક્ત થવા જન્મોજન્મથી હું તરફડતો આવ્યો છું તેમાંથી મુક્ત કરવા લાગવાની આશા ત્યાંથીશી રાખવી ? તે જ રીતે જે જે પદાર્થો ભેળા કર્યા છે તે પણ બહુ તો શરીરને સુખાભાસ દેખાડી આપી વંચનાથી આયુષ્યનો ક્ષય કર્યા વિના બીજા ઉપયોગમાં નથી આવતા. છતાં થઇ રહેશે, ખુટી પડશે, એ ભયને તો તે કાયમ રખાવી તૃષ્ણાની છોળોમાં ધકેલીને મને સુરત મોકલી આપે છે એ તેનો ઉપકાર છે ! હશે. પણ શરીર તો મારૂં છે જ. તેમાં પણ લીવર

બગડવા માંડયું છે. 'મગજ પોચું' પડયું છે. પ્રથમ જેટલું બળ નથી દેખાતું. આ શરીર પોતે પોતાનું જ નથી કરતું તો મને શું ઉપયોગમાં આવશે ? એ જ રીતે અન્નમય કોશની માફક જ પ્રાણમય, મનોમય વિજ્ઞાનમય, તથા આનંદમય કોશનું પણ સહજ સમજાય તેમ છે.

અંતે શું નિરાશા જ ? મારૂં મારૂં એ રીતે શું હું જૂઠો જ ભમી ગયો હતો ! એમાંનું કાંઇ જ હુંના ઉપયોગનું નથી ? ને એમ છે તો હું પણ એ જ કારણથી કોઇના ઉપયોગનો નથી ? શું આવું હોય ? એમ હોય તો મારૂં એ પ્રમાણેનું કુદરતે સ્ફુરણ કર્યું શા માટે ? કુદરત જડ છે. તેને લાગણી નથી તેથી દ્વેષ કે મશ્કરી તો તે કરે તેમ નથી જ. ત્યારે છે શું ? હા સમજાયું. મારૂં એટલે હુંના સંબંધવાળું. આ સંબંધ એ પુલ છે. હું તથા અન્ય જે મારૂં તે બંનેની વચ્ચેનો તે પુલ એ કયો? પ્રેમ. હું એ તત્ત્વમાં જેને હું મારૂં કહેવા શીખ્યો છું તે પ્રતિ પ્રેમનો પ્રવાહ કેટલા જોસથી વહે છે ? આ પ્રવાહ જેટલો બળવાન્ તેટલું મારા કહેવાના પદાર્થમાં મારાપણું છે. આ પ્રેમ તે પવિત્ર અંતઃકરણની સત્ત્વસંપત્તિ છે. કામ લોભ આદિરૂપે ઓળખાતી અંતઃકરણની સ્થિતિઓથી તે સ્થિતિ જૂદી જ છે. પ્રેમમાત્ર આપી જ જાણે છે. લેવાના વિચારને પણ તે સહન નથી કરી શકતો. પણ કામ-લોભ આદિ વિકારો દુર્બળતા તથા દારિદ્ર્યઅસ્તિત્વસૂચક દૂતો છે. તે માત્ર લેવાના જ વિચારને સેવે છે. આપવાનો વિચાર ગૌણરૂપે દેખાય તે અધિકગુણ લેવાને માટે જ હોય છે. આ પ્રકારના સંબંધના કારણથી જ મારા અંતઃકરણની સામગ્રીમાં પ્રેમસ્વરૂપ જ જે હું તેના ઉપર તમસ તથા રજસના પરિણામો મોહ તથા વિક્ષેપ સામ્રાજ્ય કરી બેઠાં છે, ને તેથી હું પોતે જ અદૃષ્ટવત્ થઇ ગયો છું. તેથી મારૂં એટલે એ રીતે અદૃષ્ટવત્ હું તેના સંબંધવાળું કાંઈ જ અનુભવાતું નથી. આ સ્થિતિને પરાક્પ્રવાહ સ્થિતિરૂપે કહી છે. હવે તે સ્થિતિને ફેરવી જોઉં. શું પ્રેમનું વિશાળ સ્વરૂપ ! અરે તું કયાં હતું ? કેમ નહોતું દેખાતું ? હવે તો દેખાય છે ખરૂં. આ શો ગજબ ! આ તો સર્વત્ર એ જ દેખાય છે. આકાશમાં આ જડવત્ દેખાતા ગ્રહો-તારાઓરૂપે કરોડો ગોલકો પોતપોતાના ભાનને, સ્વાર્થને વેગળો મુકી પરસ્પરને આકર્ષી રહેલા નૃત્યાનંદ કરી રહેલા છે, એમાંના એક ગોલકઉપર હું છું. ત્યાં પણ આ તો એનું એ જ. એ ગોલકના હૃદયની મધ્ય કલિકાના મધ્યબિંદુપ્રતિ આ પૃથ્વીમાતા કેવા પ્રેમથી અણુમાત્રને આલિંગવા તલપી રહેલી અનુભવાય છે ? આ હોલ્ડરની લાકડી સેંકડો અણુઓની બનેલી છે. કેટલા ગાઢા પ્રેમથી અણુઓ એક બીજાને ધારણ કરી રહે છે ? આ પ્રમાણે જડરૂપે ગણાતા હતા તે પદાર્થોમાં આ પ્રેમ જે હુંનું સાચું સ્વરૂપ છે તે જ વ્યાપી રહેલો છે. તો ચૈતન્ય જે હુંની પ્રતીતિવિના બીજા કશું જ નથી ત્યાં તે છેજ એમાં શું કહેવાનું.

હુંમાંથી જેટલે અંશે પ્રેમરૂપે હું તત્ત્વ આ તત્ત્વમાં વહીને તેને હુંમય કરી મૂકે છે તેટલે અંશે જ તે મારૂં છે એમ સિદ્ધ થાય છે; તેવાં બંનેને માટે શ્રુતિભગવતી યજુર્વેદમાં ॐ सहनाववतु । सहनौ भुनक्तु । ૪૦ મંત્રનો વારંવાર અભ્યાસ કરી રહેલી ભાસે છે. તેમાં કહેલાં આપણે બને તે કોણ ? કોઈ કહે છે ગુરુ શિષ્ય, કોઈ કહે છે બોલનાર તથા સાંભળનાર, તો કોઇ કહે છે કે એક બીજામાં પોતાનું હું પ્રેમરસરૂપે સંપૂર્ણ વહી રહેલું છે ને જે અખુટ તથા અમાપ છે તેવાં પતિપત્ની–જેમાં પતિ પોતાની સ્ત્રીનું શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક રક્ષણ કરી રહેલો અને તે પ્રમાણે રક્ષાયલી સ્ત્રીદ્વારા જ પતિ પ્રગતિમાં આગળ ને આગળ નિર્ભયપણે ધસ્યો જાય છે. પરમાત્મા આવા સાચા પ્રેમથી જ સચવાયલા મારાપણાનું દર્શન આપણને સર્વત્ર સર્વથા સર્વ પ્રસંગે કરાવો.

## તારમાં ચિત્રો મોકલવાની કળા

અદ્દભુત રસથી લખાએલી કોઇ નવલકથા મનુષ્ય જ્યારે વાંચે છે ત્યારે તેનું મન કોઇ વિલક્ષણ ચમત્કૃતિમાં આશ્ચર્યમગ્ન થઈ રહે છે, તેમ વર્તમાનકાલમાં મનુષ્ય જ્યારે વિદ્યુતના ક્ષેત્રમાં પ્રવર્તતા વિવિધ વ્યતિકરોનું અવલોકન કરવા પોતાની વૃત્તિને વાળે છે તે સમયે તેને તેવા જ વિલક્ષણ મનોભાવો પ્રકટે છે. તે દિગ્મૂઢસરખો થઈ રહે છે. તેનું અંતઃકરણ, તેને કુદરતના મહદ્ આશ્ચર્યકારક સ્વાભાવમાં લીન કરી નાંખે છે.

વિદ્યુતના વિશાળ ક્ષેત્રમાં જેમ જેમ શોધકો આગળ વધે છે તેમ તેમ તેમાં તેમને અગાધતા અને વિસ્તૃતતા ઉભયનુ ભાન થતું જાય છે. એક નવીન ઉપયોગિતાવાળા વિષયનું જ્ઞાન પ્રાપ્ત કર્યું કે તત્કાળ તેની પાછળ જ બીજા કોઈ મહત્વના ઉપયોગી વિષયના જ્ઞાનના ભણકારા થતા સંભળાય છે. અને તેની શોધમાં કુશળ શોધકનું મન રમી રહ્યું હોય છે. બેલ, એડિસન, મારકોની, રૉન્જન, અને મૅડમ કરીની અદ્દભુત શોધોએ મનુષ્યોને જે ચમત્કારનાં વિશાળ ક્ષેત્રમાં રમણ કરાવ્યું છે અને કરાવે છે તેમને બર્લિનના **ડૉ. એ. કોર્નના** પ્રયોગ વળી વિશેષ ચમત્કૃતિ ઉપજાવે તેવા છે. તેમનો પ્રયત્ન તારદ્વારા ફોટોગ્રાફ પાડવાનો છે. અને એથી કરી સમય અને સ્થાન, કાલ અને દેશ એ બેથી મનુષ્યોને નડતા પ્રતિબંધો દૂર કરવાનો છે.

મનુષ્યના યથાર્થ ઉન્નતિક્રમમાં, દેશ અને કાલ એ ઉભયનું ભાન અને તેનાથી ઉત્પન્ન થતા પ્રતિબંધો વિશેષ કરીને આડે આવનાર હોય છે. અને તેને જીતવાને અર્થે અનેક સદ્દવિચારઆદિ યુક્તિઓ સત્ પુરુષો તથા સત્શાસ્ત્રો પ્રબોધે છે. તેમાં વર્તમાન શોધદ્વારા પણ કેટલોક પ્રકાશ વ્યાવહારિક રીતે પડી શકે તેમ છે. અને આગળ વધતાં તેનો પારમાર્થિક રીતે જે દૃષ્ટિથી ઉપયોગ થવો સંભવે છે તેવાં સુચિહ્નો પણ જણાય છે.

દૂર પ્રદેશમાં દૃષ્ટિ નાંખી આપણી નિકટના પ્રદેશના પદાર્થો વગેરેને જોતા હોઇએ તેની જ રીતે જોવાનો જે પ્રસંગ આપણે પ્રાચીન પુરુષોના અનુભવઆદિદ્વારા જાણીએ છીએ પરંતુ તેમાં કેટલીક સંશયગ્રસ્ત સ્થિતિ ઘણાને રહ્યા કરે છે તેની સિદ્ધિ થવા વિષે પણ આ શોધક આશા અને હિંમત આપે છે.

સમય અને સ્થાનાંતર એ બેનું જેમ બને તેમ વ્યાવહારિક રીતે વિસર્જન થાય તેવી તેવી શોધો વર્તમાનયુગમાં એક પછી એક થતી જાય છે તેમાં આશ્ચર્યકારક અને લોકોપયોગી એવી ફોટોગ્રાફ અને ડ્રોઇંગ તારદ્વારા મોકલવાની ડૉ. કૉર્નની શોધ વિશેષ વૃદ્ધિ કરે છે.

**ડૉ.** કૉર્ને આ બાબતના પ્રયોગમાં પોતાનું સર્વ જીવન અત્યાર સુધી એક રસથી ગાળ્યું છે. તેમણે તેમના પૂર્વે આ બાબતમાં કોઈ કોઈ અંશે પ્રયોગ કરી જોનાર **કેસેલી, બેકવેલ, બાની, બોનેલ** તથા **બીડવેલના** મતને સારી રીતે જોયા છે. કેટલાક નિશ્ચયો પ્રયોગસિદ્ધ કરી જોવામાં અસાધારણ બળ, ઉત્સાહ ધૈર્ય વગેરે વાપર્યા છે. અને પરિણામે વર્તમાન શોધને ચોક્કસ પાયાઉપર લાવવા ભારે તથા અવિશ્રાંત પ્રયત્નને આગ્રહપૂર્વક તન મનથી વળગી રહ્યા છે.

આ બાબતનો પ્રથમ પ્રયોગ ઇ સ. ૧૯૦૨ માં મ્યુનિચથી ન્યુરનબર્ગ ૪૨ મિનિટમાં ફોટોગ્રાફ પાડવાનો કરવામાં આવ્યો હતો. ત્યાર પછી તેટલા જ અંતરે ૧૯૦૪ અને ઇ. સ. ૧૯૦૭ માં પ્રયોગ કરવામાં આવ્યા હતા અને છેવટે ફક્ત (૧૨) બારજ મિનિટમાં તેવા ફોટોગ્રાફ લેવામાં આવ્યા છે.

આ ચિત્ર લેવાની કલા બે રીતે સિદ્ધ કરવામાં આવી છે. Selenium Process અને Telantography. પ્રથમની રીત કરતાં આ બીજી રીત વધારે પૂર્ણ અને વિવિધ અંશમાં વિશેષ હકીકત લેવામાં ઉપયોગી છે. તેનાથી હસ્તાક્ષર, ડ્રૉઇંગ, કુદરતી દેખાવ, નકશા વગેરે પણ લઈ શકાય છે. બર્લિનથી પારિસસુધી ફક્ત બાર મિનિટમાં આવા ફોટોગ્રાફ વગેરે લેવાના પ્રયોગો સિદ્ધ થઈ ચુકયા છે.

હજી આ પ્રયોગો તેની પરિણામી સ્થિતિઉપર આવી સાર્વજનિક ઉપયોગમાં આવી શકવાને વિલંબ છે, પરંતુ તે એવા ચોક્સ પાયાઉપર તો આવી પહોંચ્યા છે કે જેથી છેવટનો પરિણામ સત્વર આવવાની પૂર્ણ આશા રહે રંગિન ચિત્રો પાડવાનો પ્રયાસ પણ સાથે સાથે ચાલ્યા કરે છે.

ખરેખર, જ્યારે આ કલા વિશેષ વૃદ્ધિને પામશે ત્યારે વર્તમાન પત્રો, ન્યાયની કોર્ટો, કેળવણી, વગેરે અનેક સંસ્થાઓને તેમ જ વ્યક્તિઓને તે અત્યંત લાભકારક થઈપડશે. અને જગતની ઉન્નતિ જે વેગથી હાલ થયા કરે છે તે વેગને અત્યંત પુષ્ટી મળશે. સમય અને સ્થાનથી નડતા વિવિધ પ્રતિબંધો દૂર થશે, અને જે સત્ય સર્વત્ર વિલસી રહ્યું છે અને જેનો પ્રકાશ અંધકારમાં છૂપાઈ રહ્યો છે તે અનેકની દૃષ્ટિમાં સહજ આવી શકશે.

---

# પ્રાસંગિક ઉક્તિઓ.

—છેવટે વર્તમાન વર્ષના અવધિને સૂચવતાં ' अच्युतं केशवं ' કહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. અનેક ઉપાધિ પ્રકટવાથી અનિયમિતતાના દોષને ધારણ કરતું આ પત્રનું વર્તમાન વર્ષ આજથી કોઈ અદૃષ્ટ પટમાં છુપાઇ જાય છે. ભવિષ્યમાં હવે તે દૃષ્ટિએ આવવાનું નથી.

—ત્યારે શું તેની સાથેનો આપણો સંબંધ આજથી સર્વાંશે છૂટી ગયો ? દેખીતી રીતે તેમ જ છે, પણ ખરૂં જોતાં તેમ નથી, અને તેમ છતાં તેથી પણ અધિક અંશમાં ખરૂં જોતાં અમુક પ્રમાણમાં આપણે એમ જ કરવું જોઇએ 'કરના કરનાર જાય છે પણ કર્મ નથી જતો ' એ ન્યાયે વર્ષ વ્યતીત થાય છે. પણ તેમાં પ્રકટેલું કાર્ય અને તે દ્વારા આપણામાં પડેલા સંસ્કારો આપણામાંથી, વર્ષ વીતવાની સાથે વ્યતીત થતા નથી. એથી ઉલટું ઘણી વખતે તે આખા જીવનપર્યંત સંગી રહે-છે સંગી રહે છે એટલું જ નહિ,પરંતુ કેટલાક પ્રસગે તો તેમાં બનેલા વ્યતિકરઉપર આપણા ભવિષ્યના જીવનનો અમુક અંશ રચાય છે.

—અને તેથી જ તેમાંથી આપણે શું ગ્રહણ કરવું અને શું ન કરવું એનો વિવેક કરવામાં આપણે આપણા સર્વોત્તમ બલને યોજવું જોઈએ. અને પરિણામે એ નિર્ણય કરવો જોઇએ કે જે કંઇ શુભ આનંદજનક તથા આપણા ભવિષ્યના ઉત્કર્ષને સાધનાર છે તેના જ અંશોને, તેવા જ પ્રસંગોને, તેવા જ સંસ્મરોને આપણી સાથે આવતા વર્ષમાં પ્રવેશતાં રાખવા.

—દૃષ્ટાન્તરૂપે, આ વર્ષમાં જે કંઇ ઉત્કૃષ્ટ વિચારો મહાકાલે મર્યા હોય તેના સંસ્કારોને લઇને તમે નવીન વર્ષમાં પ્રવેશવાને બદલે તેથી અનિયમિતતાના જ વિચારને પ્રધાનપણે રાખીને નવીન વર્ષમાં પ્રવેશો, તો શું વિચારો તમને નવીન વર્ષમાટે ઉપયોગી, હિતકારક અને ફલપ્રદ થઈ પડે એમ છે ? ભવિષ્યમાં મહાકાલ જો, નિયમિત નીકળ્યું તો એ વિચારો કશા જ કામના નથી, તેમ અનિયમિત રીતે નીકળ્યું, તો પણ 'એ તો ગઇ સાલમાં પણ એવું જ હતું ' આટલું કાંતો તમને આશ્વાસનરૂપે અથવા અન્યઆગળ મહાકાલને અધિક અંશમાં હલકું પાડવાના કાર્યમાં મદદ (!) આપવા શિવાય તે સંસ્કાર તમારા કોઇ વિશેષ હિતને સાધી શકે એમ છે ?

—તેથી ભૂત કાલમાંનું આપણા વર્તમાનકાલમાં જેટલું ઉપયોગી /તથા હિતકર પણ થઇ પડે એવું હોય તેને જ સાથે રાખીને, વર્તમાન વર્ષમાં પ્રવેશ કરો. એટલા અંશનો ગત વર્ષની સાથેનો સંબંધ તમારા હિતનો સાધનાર થઇ પડે તેમ છે.

—આપણી શુભ દૃષ્ટિ આગામી વર્ષના સુચિહ્નને આપણા આગળ જણાવી રહી છે. તેમાં રહેલા ઉન્નતિના માર્ગો પણ આપણી દૃષ્ટિએ પ્રકટ છે. તેનો પૂરો માર્ગ આપણી દૃષ્ટિએ નથી જણાતો પણ એક પગ મૂકવા જેટલો માર્ગ જણાય છે, ખરૂં ? તો એક પગલું આગળ મૂકો, અને પછી બીજું પગલું મૂકવાનો માર્ગ તત્કાલ તમારી દૃષ્ટિએ આવશે. જ્યાંસુધી તમે એક પગલું ભર્યું નથી, ત્યાંસુધી તમને આગળનો માર્ગ સંપૂર્ણ પ્રમાણમાં જણાય તો તેથી શું તમને કંઈ વધારે લાભ મળે એમ લાગે એમ છે? નહિ જ. એથી ઉલટું એ પ્રકારે જણાવાથી કેટલીક વખતે નિરાશા, પ્રમાદ વગેરે પણ પ્રકટવાનો સંભવ રહે છે. તેથી કુદરતની એ રીતિ યોગ્ય જાણી જે તમારી દૃષ્ટિએ ચઢે છે, તે માર્ગે પળવાનો નિશ્ચય કરો.

—શુભની દૃષ્ટિ ધારણ કરીને ભાવિને જુઓ; તેમાં રહેલું શુભ ત્યારે જ જણાશે. ઘણા માને છે કે જે કંઈ ખરેખરૂં જ શુભ છે તે તો શુભની દૃષ્ટિ ધારણ કર્યાવગર પણ જણાવું જોઇએ. પરંતુ તેમ નથી. જેની શુભને જોવાની સૂક્ષ્મ દૃષ્ટિ નથી, તેને કોઇ પણ વસ્તુના એકાદા પડની નીચે રહેલું સૂક્ષ્મ જણાતું જ નથી. તથા તેનું શુભ જ્યાં સુધી જણાતું નથી, ત્યાં સુધી યથાર્થ શુભ જણાયું છે એમ ગણાતું નથી. તેથી વાસ્તવ શુભ જોવાને માટે શુભની દૃષ્ટિ ધારણ કરીને ભાવિને જોજો.

—ભાદ્રપદ તથા આશ્વિન એ બે અંકો તથા પૂર્વના અંકોમાં કોઈ કોઇ સમયે થોડાં ઓછાં પૃષ્ઠો કહાડવામાં આવેલાં તે બધાં આ અંકમાં આપ્યાં છે, અને એ રીતે તમારૂ વાર્ષિક લહેણું પૂરૂં કર્યું છે. તેથી આ અંક ૧૫ ફોર્મનો થયો છે.

—૧૯૭૦ નો કાર્તિકનો અંક તૈયાર થઈ જવા આવ્યો છે. તેમાં નવીન પ્રકારના વિવિધ લેખોની સાથે 'પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીઉપર ન પડતાં કોઈ દૂરના લોકમાં જઇ પડશે પુરુષ' એ નામની એક વાર્તાનો શ્રીમાન્ વિશ્વવંદ્યે બે વર્ષ પૂર્વના મહાકાલમાં આરંભ કર્યો હતો, તે વાર્તા પૂર્ણ આપવામાં આવશે. બુદ્ધમાં પ્રચાર પામેલા જપના નવીન પ્રકારના વિધિસબંધી એક જાણવા યોગ્ય લેખ પણ આવતા અંકમાં આવશે.

—આ વર્ષની અનિયમિતતાને લીધે તમારે આવતા વર્ષે મહાકાલના બીજા શુભ તત્ત્વપ્રતિ અવજ્ઞા કરી, તેનો સંબંધ ન રાખવો હોય સો તે તમારી ઇચ્છાઉપર છે. તેમ છતાં એ પ્રકારનું કરતાપહેલાં તમે યથાર્થ વિચાર કરી જોજો. તેની અનિયમિતતા એ અલ્પકાલીન છે, ત્યારે તેના લેખોની ઉપયોગિતા કાયમને માટેની છે. તેમ છતાં તમારે ગ્રાહક ન જ રહેવું હોય તો સત્વર જણાવશો, જેથી તમારા પ્રતિ નવીન વર્ષનું વી. પી. કરવામાં આવે નહિ.

—'બાલકોનો બંધુ ' નામના માસિકના ચડેલા અંકો માર્ગશીર્ષ માસના અંતથી નીકળવા માંડશે. તેથી તેના ગ્રાહકોને હવે ઘણી વાટ જોવાની નહિ રહે. બીજાં માસિકોનું પણ તેમ જ સમજવું.

—સ્મારક અંક તથા આ વર્ષની ભેટનું પુસ્તક પણ હવે બે એક માસમાં ઈશ્વરેચ્છા તો પ્રકટ થશે.

—અધિક આનંદજનક તથા ઉત્કર્ષસાધક નવીન વાર્તા તો, ભાવિ વર્ષમાં કરીશું; તેનો સુયોગ આવતાંપર્યંત જય જય.

પ્રથમ થઇ રહેતું જણાય છે. એટલું જ નહિ પણ ઘણે પ્રસંગે તો ગુણોનો મોટો સમૂહ હોય છતાં તેને પાછળ મુકી દઇ એક સામાન્ય દોષ હોય તો તે મનુષ્યની નજર આગળ તરી આવે છે અને વળી કેટલેક પ્રસંગે તો દોષ નહિ હોય છતાં તેની કલ્પના કરી લેવામાં આવે છે. ઇન્દ્રિયોને વિષયાભિમુખ થવાના સ્વભાવવાળી પરમાત્માએ સર્જી છે એવું શ્રુતિ કથન કરે છે તેને સ્થાને દોષાભિમુખ થવાના સ્વભાવવાળા મનુષ્યોએ કરી સ્થાપી છે એવું વર્ણન કરવામાં આવ્યું હોત તો તે પ્રજા વર્ગની સ્થિતિ જોતાં કોઇ પણ સુજ્ઞ અસત્ય કહી શકે તેમ નહોતું. અભિપ્રાય બાંધવામાં આ પ્રમાણે પિપીલિકાવૃત્તિનું સેવન કરવામાં આવતું હોવાથી પ્રજા વર્ગ એમાં અત્યંત કૃપણતા દર્શાવે છે એ સ્પષ્ટ છે.

અભિપ્રાયનું દાન કરવામાં પ્રજા વર્ગ કર્ણસ્થાને વિરાજવા તૈયાર થઇ રહે છે એ સાચું છે પણ એ કાર્ય કેટલું કઠિન છે તેનો ભાગ્યે જ તેને વિચાર આવે છે. ખરું જોતાં અન્નદાન કરવું સહેલું છે, ધનદાન કરવું સહેલું છે, મોટાં મોટાં રાજ્યો આપી દેવાં સહેલાં છે પણ અભિપ્રાયનું દાન કરવું એ અત્યંત કઠિન છે. વ્યાવહારિક અભિપ્રાય અને નૈતિક અભિપ્રાયની ભૂમિકા પૃથક્ પૃથક્ થઇ રહી છે. અમુક મનુષ્ય સારો છે કે ખરાબ છે, અમુક કૃત્ય સારું છે કે નઠારું છે ઇત્યાદિ અભિપ્રાય આપવામાં તે તે મનુષ્યની કૃતિ માત્ર જોવાની હોતી નથી પણ તે કૃતિને પ્રેરનાર જે આંતર આશય તે જ જોવાનો હોય છે. એકની એક કૃતિ ભિન્ન ભિન્ન આશયોથી કરાય છે. અથવા થઇ શકે છે. એક મનુષ્ય માત્ર ક્ષુધાને તૃપ્ત કરવા જ આહારનું ગ્રહણ કરે છે, ત્યારે અન્ય રસનેન્દ્રિયને સંતોષવા તે ક્રિયા કરે છે. તૃતીય મનુષ્ય શરીરનો નિર્વાહ પરાર્થ અને પરમાર્થ માટે આવશ્યક છે માટે તે નિર્વાહ કરવા આહાર ગ્રહણ કરે છે. અહિં ત્રણેમાં આહારરૂપ કૃતિ એક છે છતાં તેને પ્રેરનાર આશયો ભિન્ન ભિન્ન છે. એક મનુષ્ય વ્યસન થઇ રહ્યું છે માટે ચહા પીએ છે; અન્ય આનંદને માટે, મોજ માટે ચહા પીએ છે; તૃતીય અમુક વ્યાધિને ચહા દૂર કરનાર છે માટે તે વ્યાધિના પ્રતીકારરૂપે વૈદ્ય ડાકટરની સલાહ પ્રમાણે ચહા પીએ છે અને ચતુર્થ જે વ્યાધિને ચહા વધારનાર છે તે વ્યાધિ થયા છતાં મોહવશ થઇ ચહા પીએ છે. આ ચારેની ચહા પીવારૂપ કૃતિ એક સમાન છે છતાં ચારેમાં એ કૃતિ કરાવનાર હેતુ ભિન્ન ભિન્ન છે. એક મનુષ્ય પોતાનો તાત્કાલિક સ્વાર્થ સાધી લેવા અસત્ય બોલે છે, અન્ય મનુષ્ય સામાનું મન ન દુઃખાય તેટલા જ માટે તેટલું અસત્ય બોલ્યો છે, તૃતીય મનુષ્ય સામાને છેતરવા, ખોટે માર્ગે દોરવવા અસત્ય બોલે છે, ચતુર્થ મનુષ્ય સત્ય અસત્યના ભાન વિના જ અસત્ય બોલે છે અને પંચમ મનુષ્ય શ્રોતાના હિત માટે અસત્ય બોલે છે. આ પાંચે સ્થલે અસત્ય ભાષણરૂપ કૃતિ એક છે છતાં તેને જન્મ આપનાર આશયો ભિન્ન ભિન્ન પ્રકારના છે. એક મનુષ્ય સત્ય ભાષણ કરવું મારી ફરજ છે એમ માની સત્ય ભાષણ કરે છે, દ્વિતીય મનુષ્ય સત્ય બોલવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે માટે સત્ય બોલે છે, તૃતીય મનુષ્ય કોઇપણ વિચાર વિના જ સ્વભાવથી જ સત્ય બોલે છે ચતુર્થ મનુષ્ય સામાને–શ્રોતાને પ્રજાળવા જ સત્ય બોલે છે. અહિં ચારેની સત્ય બોલવારૂપ કૃતિ એક પ્રકારની છતાં એની ઉત્પત્તિ ભિન્ન ભિન્ન આશયોથી થઇ છે. આ જ પ્રમાણે સર્વ કૃતિ માટે તપાસવામાં આવશે તો સર્વ કૃતિ એક નહિ પણ અનેક આશયોથી થઇ શકે તેવી છે. એવી એક પણ કૃતિ નથી કે જે બે અથવા અધિક ભિન્ન ભિન્ન આશયોથી ન થઇ શકે. પ્રજા વર્ગ સપાટીપર જોનાર હોય છે અને સૂક્ષ્મ તપાસ કરવાના સ્વભાવ તથા અવકાશવાળો હોતો નથી તેથી તે કૃતિ માત્ર તરફ લક્ષ કરી વ્યાવહારિક અભિપ્રાય બાંધી દે છે. પણ નૈતિક અભિપ્રાય એથી કેવલ જુદો છે. નૈતિક અભિપ્રાય

કૃતિને સ્પર્શ નહિ કરતાં આશયને ચુંબન કરનાર હોય છે. કૃતિ સારી જણાતી હોય તોપણુ તે દુષ્ટ આશયથી પ્રેરિત થયેલી હોય તો નીતિની દૃષ્ટિમાં એ કૃતિ નિંદાપાત્ર છે અને કૃતિ દેખીતી સદોષ હોય પણુ તે શુદ્ધ આશયથી કરવામાં આવી હોય તો ત્યાં તે કર્તા નીતિની દૃષ્ટિમાં નિર્દોષ સ્થપાય છે. સત્ય ભાષણુ કરવું એ કૃતિ તરીકે સારી ક્રિયા છે છતાં શ્રોતાને પ્રજાળવા એ કૃતિ કરવામાં આવે છે તો એ સત્ય ભાષણુ કરનાર નીતિની દૃષ્ટિમાં સદોષ છે, નિંદાને પાત્ર છે. એક મનુષ્યે સત્ય નિષ્ઠાથી નાનો મોટો કોઇ વ્યાપાર કર્યો અને તેમાં તેની સત્તામાં નહિ એવા વ્યતિકરો થવાથી હાનિ થઇ તો એમાં હાનિવાળો વ્યાપાર કરવારૂપ કૃતિ દેખીતી ખરાબ છે છતાં નીતિની દૃષ્ટિમાં એ મનુષ્ય કોઇ પણુ રીતે સદોષ ઠરતો નથી, નીતિ એને નિંદાપાત્ર ગણુતી નથી પણુ એની સન્નિષ્ઠા માટે એને ધન્યવાદ જ આપતી રહે છે. તેથી કૃતિ અને આશય બંનેનો પ્રકાર, બંનેની કક્ષા ભિન્ન હોવાથી કૃતિની સદોષતા કે નિર્દોષતા તે આશયની સદોષતા અને નિર્દોષતા સ્થાપન કરી શકતી નથી. વ્યાવહારિક અભિપ્રાયો કૃતિનું અવલંબન કરે છે અને નૈતિક અભિપ્રાયો આશયનું અવલંબન કરે છે તેથી એ બંનેમાં ભેદ પડે છે. મનુષ્ય પોતે કૃતિરૂપ નથી પણુ આશયરૂપ છે, જે ક્રિયા કરવામાં આવે છે તે ક્રિયા મનુષ્યનો સાચો સ્વભાવ નથી, તે ક્રિયા મનુષ્યોનો આત્મા નથી, તે મનુષ્યોનું સ્વરૂપ નથી, પણુ જે આશયો મનુષ્યોના હોય છે તે જ તેનો ખરો સ્વભાવ છે, તેજ તેનો આત્મા છે અને તે જ તેનું સ્વરૂપ છે. તેથી એ આશયને અવગાહન કરી પ્રવૃત્ત થતો નૈતિક અભિપ્રાય જ સાચો છે વજનદાર છે અને લક્ષ આપવા યોગ્ય છે, બાહ્ય સપાટીપર વિચરનાર કૃતિમાત્રને લઇ પ્રવૃત્ત થતો વ્યાવહારિક અભિપ્રાય કેવલ અસંતોષ આપનાર છે અને સત્યશૂન્ય છે.

પ્રજાનો સામાન્ય વર્ગ કૃતિ માત્રને જુએ છે અને તે પરથી તત્કાલ અભિપ્રાય બાંધી દે છે એમાંથી કેટલાક મનુષ્યો એથી આગળ પણુ જાય છે અને એ કૃતિના આશય પ્રતિ પણુ જોવાનો યત્ન કરે છે. પણુ ત્યાં તે કૃતિ કરનારનો શો આશય હતો તે ખરું જોતાં જોવું જોઇએ તેને બદલે પોતે તેવી કૃતિ કેવા આશયથી કરે છે તેટલું જોઇ લે છે અને તે પરથી અભિપ્રાય બાંધી દે છે. આથી અભિપ્રાયનું દાન કરવામાં એ અભિપ્રાય તેના કર્તાના સંબંધનો થઇ નહિ રહેતાં એ અભિપ્રાય આપનારના સંબંધનો થઇ રહે છે. ઘણે ખરે પ્રસંગે આ રીતે જે વ્યક્તિમાટે આવો પ્રજા અભિપ્રાય દર્શાવે છે તે વ્યક્તિના ખરા સ્વરૂપનો ખ્યાલ તે અભિપ્રાય જનસમાજને આપતો નથી પણુ એ અભિપ્રાય આપનાર પ્રજાના ખરા સ્વરુપનો ખ્યાલ આપનાર જ થઇ રહે છે.

ભિન્ન ભિન્ન મનુષ્યોની ભૂમિકા અવશ્ય ભિન્ન ભિન્ન હોય છે. એક ભૂમિકામાં રહી કરેલી કૃતિ બીજી ભૂમિકામાં વિચરનાર પોતાની ભૂમિકામાં રહી કરેલી જુએ છે તો જેને જેમ શોર્ટસાઇટ વાળો મનુષ્ય લોંગ સાઇટનાં ચસમાં પહેરી જોઇ શકે છે તેમ વિપરીત રૂપને જ જોઇ શકે છે અર્થાત્ વિપરીત જ્ઞાનને જ પ્રાપ્ત કરી શકે છે. એક રાજ્યકાર્યભારીની ભૂમિકા અને સામાન્ય વ્યાપારીની ભૂમિકા કેવળ જૂદી હોય છે. એક મહાત્માની ભૂમિકા અને એક ભિક્ષુકની ભૂમિકા કેવળ જુદી હોય છે. સામાન્ય વ્યાપારી પોતે અનુભવ વિનાનો હોવાથી રાજ્યકાર્યભારીની ભૂમિકામાં પોતાને મુકી શકતો નથી તેથી તે રાજ્યકાર્યભારીને પોતાની ભૂમિકામાં આણે છે અને પોતાની ભૂમિકાનાં ચસમાંવડે તે રાજ્યકાર્યભારીની કૃતિનું અવલોકન કરે છે, તેના આશયનું અનુમાન કરે છે, અને તેથી સ્વાભાવિક છે કે એ સામાન્ય વ્યાપારી અહિં અભિપ્રાય આપવામાં છક્ક ખાઇ જાય છે, ભીખારી પોતે મહાત્માની ભૂમિ-